# અર્પણ



રા૦ બ૦ કાળીદાસ નારણદાસ.

ઇટોલા—વડોદરા.

પ્રિય મહાશય !

જૈન ધર્મ અને જૈન સંઘની સેવામાં વખતોવખત આપે આપેલો કિમતી ફાળો, 'જૈનસમાચાર 'ના લેખો ઉપર આપનો ઉભરાતો પ્રેમ, 'જૈનસમાચાર' ઑફીસને પ્રસંગોપાત ગુપ્ત રીતે અને વગર માગે આપે આપેલું ઉત્તેજનઃ એ સર્વના કિંચિત્ સ્મરણ તરીકે એ જ 'જૈનસમાચાર'ના આજ સુધીના લેખો પૈકી વિશેષ ઉપયોગી લેખોનો સંગ્રહ કરી પુસ્તકાકારમાં પ્રગટ કરતી વખતે તે પુસ્તક આપને જ અર્પણ કરી આનંદ પામું છું, જે આપ સ્વીકારશો અને ગ્હને માનશો—

આપનો ગુણાનુરાગી આત્મબંધુ,

વાડીલાલ મોતીલાલ શાહ.

# જાહેર ખબર.

આ પુસ્તકમાના લેખો મુખ્યત્વે અમુક પથના લોકોને ઉપ દેશના અર્થે લખાયા હતા તથાપિ તે લખતી વખતે સમસ્ત જૈન મડળ તથા જનમડળને દૃષ્ટિ આગળ કલ્પીને લખેલા હોવાથી હરકોઈ વાચક ત્હેમાથી કાઇ નહિ ને કાઈક પ્રેરણા કે શિક્ષા મેળવી શકશે એમ આશા રાખવામા આવે છે.

જો વાચક મહાશયને આ લખાણો પસદ પડે ત્હેમને-માત્ર ત્હેમને જ સૂચવવાની રજા લેવામા આવે છે કે, જો તેઓથી બની શકે તેમ હોય તો આવા જ બીજા ઘણા લેખો પુસ્તકાકારમા સગ્રહવા જેવા છે જો કોઈ મહાશય વિનામૂલ્યે વ્હેચવાના ઇરાદાથી કે કિંચિત્ માત્ર ફાયદાથી વેચવાના ઇરાદાથી તે પ્રસિદ્ધ કરવા ઈચ્છા જણાવશે તો પ્રસન્નતાથી તેવી પરવાનગી આપવા સાથે કેટલી સૂચના આપવામા આવશે અને જો કોઈ પરોપકારી શ્રીમત મહાશય આ લખનારના હાથે જ બાકીના લેખો બહાર પડતા જોવા ખુશી હોઈ કાઇ સહાયતા કરવા ઈચ્છા બતાવશે તો તેમ પણ બની શકશે

જૈન સઘસુધારો અને જૈન ફીલસુફી વગેરેને લગતા લેખોનો સુમારે ૧૫૦૦ પૃષ્ટ જેટલો સંગ્રહ હજી થઇ શકે તેમ છે તે પૈકી ખર્ચ કરનારની ઈચ્છા મુજબ કકડે કકડે ભાગો અગર સળગ પુસ્તક બહાર પાડી શકાશે અને સહાયકની ઈચ્છા હશે તો તદ્દન મફત ફેલાવવાનુ પણ બની શકશે ઈચ્છા મુજબ પત્રવ્યવહાર નીચેને શિરનામે કરવો —

મોતીલાલ મનસુખરામ શાહ.
'જૈનહિતેચ્છુ' ઑફીસ—સારંગપુર—તળીઆની પોળ,
અમદાવાદ.

# અનુક્રમણિ

---:o:---

# જૈનસમાચાર-ગદ્યાગ્રાલ

'જૈનસમાચાર' સાપ્તાહિક પત્રના ૧૯૦૯ થી
૧૯૧૧ સુધીના અંકોમાંથી ચુંટી
કહાડેલા લેખોનો સંગ્રહ.

પ્રકાશક,
વાડીલાલ મોતીલાલ શાહ.
અધિપતિ, 'જૈનસમાચાર' તથા 'જૈનહિતેચ્છુ'
અમદાવાદ.

# પ્રસ્તાવ.

મ્હારા પોતાના પત્રમાંથી લેખોની ચુંટણી કરવાનું અને તે પર ટીકા લખવાનું કામ કરવાને માટે મ્હારા સિવાય બીજો કોઈ લેખક જ યોગ્ય ગણાય. તથાપિ કેટલાક ગૃહસ્થોએ મ્હારા લેખોને ગ્રંથાકારમાં અને સુંદર રીતે છપાયલા જોવાને ઘણી ઇન્તેજારી બતાવવાથી હમણા હું ઉપર કહેલા બે કામો પૈકી લેખોની ચુંટણી કરવાનું કામ માથે લઉંછું અને બીજું કામ એટલે તે લેખોપર ટીકા લખવાનું કામ બીજા કોઇ લેખકને માટે રાખુ છું.

શરૂઆતમાં જ હું કહી લઇશ કે, હું પોતાને એક સાક્ષર માનતો નથી તેમજ પત્રકાર તરીકેના મહાન પદને લાયક પણ માનતો નથી. મ્હારો જન્મ જે વર્ગમાં—જે શ્વેતામ્બર સાધુમાર્ગી (સ્થાનકવાશી) જૈન વર્ગમાં થયો તે વર્ગની મ્હારા વખતમાં મ્હેં જે અંધકારમય દશા જોઇ અને તે સાથે તે દશા સુધારવાને માટે યથાશક્તિ મહેનત કરનારની ન્યૂનતા જોઇ તેથી મ્હને કુદરતી રીતે થયેલી લાગણીઓને લીધે એક લેખક અને પત્રકાર તરીકેનું કામ, ચાલુ બીજાં કામ છોડી દઇને, ઉપાડી લીધું અને તે કામ પાછળ મ્હારી સઘળી શક્તિઓ અને સઘળો વખત અર્પણ કર્યો.

શરૂઆતના મ્હારા લેખો 'જૈનહિતેચ્છુ' માસિકમાં પ્રગટ થતા અને ત્યાર પછી અનેક મહાશયોની સૂચના સ્વીકારીને માસિક ઉપ-

રાંત 'જૈનસમાચાર' સામાહિક પત્ર અને હિંદી ભાષામાં 'હિંદી જૈન-હિતેચ્છુ ' નામનું પાક્ષિક પત્ર એમ બે પત્રો શરૂ કર્યા. પરન્તુ આ કામને માટે જે જે ગુણો, શક્તિઓ અને સાધનો જોઇએ ત્હેમાંનું કાંઈ મ્હારી પાસે ન હોવાનું મ્હને સમ્પૂર્ણ ભાન હતું, કે જે વાત તા. ૫-૧૧-૦૬ ના અંકમાં જ મ્હેં જણાવી હતી. તે અંકમાં મ્હેં એક લેખ નીચે પ્રમાણે પ્રસિદ્ધ કર્યો હતો:—

"બીજા દરેક વર્ગના પત્રકારો માફક જૈન પત્રકારો માટે પણ અહોળું ક્ષેત્ર પડયું છે; પણ ત્હેનો વિસ્તાર થોડાના જ જાણવામાં હશે. સામાન્ય રીતે એવું જોવામાં આવે છે કે, કોમ કે ધર્મ સંબંધી છાપાંઓ આ દેશમાં ઘણી ઓછી કાળજીથી ચલાવવામાં આવે છે; ત્હેમાં વળી ચર્ચાને બદલે કલેશ અને ખટપટો મ્હોટો ભાગ રોકે છે. વળી તે પત્રકારો પોતાની જોખમદારી સમજવા જેટલી શક્તિ પણ ભાગ્યેજ ધરાવે છે. કેટલાક પૈસા ખાતર, કેટલાક માન ખાતર, કેટલાક નવરા બેઠાં કાંઇક ઉદ્યમ કરવો જોઇએ એમ સમજીને પત્રકાર બને છે. એક ખરા જૈન પત્રકાર માટે કેટલાં સાધન જોઇએ અને કેટલી યોગ્યતા ત્હેનામાં જોઇએ એ સંબંધી અમારૂં આધિન મત અત્રે પ્રકાશવા રજા લઇશું.

નિગ્રહ કરવાની શક્તિ, અને પોતાની પાસેના થોડા વખતમાં જૂદી જૂદી બાષાનાં જૂદાં જૂદાં પુસ્તકો અને પેપરો વાંચી જવાની શક્તિ હેનામાં હોવી જોઇએ. આ શક્તિઓ અત્રે સક્ષેપમાં જણાવી છે તેથી કદાચ કેટલાકનું હેની અગત્ય ઉપર વધારે લક્ષ ખેંચાશે નહિ; પણ આ દરેક શક્તિ મહાન ચમત્કાર ધરાવે છે અને તે વિના એક પત્રકાર ઘણી વખતે કોમને કે ધર્મને ફાયદાને બદલે સજ્જડ નુકશાન કરી બેસે છે.

"ત્રીજો સવાલ નાણાં સંબંધી છે. અમારી માન્યતા પ્રમાણે એક ઉત્તમ જૈન પત્રકાર પાસે ઓછામાં ઓછા ત્રણ મદદનિશો લગભગ હેના જેવા જ સમર્થ જોઇએ, જેમાંનો એક મુસાફરી ઉપર રહી શકે, એક પત્રવ્યવહારથી જૂદા જૂદા ગામના સંઘોને સલાહ આપી શકે અને એક પેપરમાં મદદ કરી શકે. માલિક અથવા વડા અધિપતિએ પોતાના વખતનો મ્હોટો ભાગ એકાંતમાં વાંચન અને મનનમાં જ કહાડવો જોઇએ. હેને દરેક પ્રયોગોમાં જાતે ઉતરવાની જરૂર નથી પણ હેના વિશ્વાસુ મદદગારોને પ્રયોગોના રસ્તા બતાવી હેનું પરિણામ જાણવા જેટલો જ વખત અને શ્રમ હેણે ખર્ચવો જોઇએ; કારણ કે દુનિયામાં એટલું એટલું શીખવા—વિચારવાનું છે કે તે, ખટપટમાં પડનારા માણસના લક્ષમાં પણ ભાગ્યે આવી શકે. વળી એક પત્રકારને તો અનુભવ અને જ્ઞાન જેટલાં મળે તેટલાં થોડાં જ છે. જૂદાજૂદા ધર્મો, જૂદીજૂદી વિદ્યાઓ, રાજ્યપ્રકરણની બાબતો, જનસ્વભાવ, જૂદીજૂદી કોમો અને ધર્મોની ચ્હડતી પડતીના ઇતિહાસ અને એ સ્થિતિઓનાં કારણો: એ સર્વ સંબંધી જેટલું જ્ઞાન તે મેળવે તેટલું થોડું છે. અને એવા અધિપતિઓ જ્યારે

જૈન કોમમાં થશે ત્યારે સ્વભાવે જ ઉત્તમ એવા એ ધર્મ અને તેમની ઉન્નતિ ઓર પ્રકારની જોવામાં આવશે.

" એવો એક પત્રકાર સંસારીના લેબાસમાં સાધુ છે. તે પોતે મેળવેલી મગજની અને હૃદયની શક્તિઓથી પોતાના વર્ગના ઉપદેશકો પૈકી જેઓ બદમાશી કરતા હોય તેમને દૃષ્ટિ માત્રથી ધ્રુજાવી શકે, ખટપટી શ્રાવકોને સીધા કરી શકે અને નિંદકોને ન્યાયગર દલીલોથી ચુપ કરી શકે. સ્વધર્મના સિદ્ધાંતોને પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ ફેલાવી શકે અને પડતા જીવોને અવલંબન રૂપ થઈ પડે; તત્વજ્ઞાનને સહેલું બનાવી શકે અને લુખી દેખાતી ક્રિયાઓને આનંદી કર્તવ્ય રૂપ બનાવી શકે; તથા ધર્મ સંબંધી તેમજ સંસારવ્યવહાર સંબંધી સુધારા કરીને જનસમાજની સ્થિતિ સુખમય બનાવી શકે. એવા પત્રકારો આ દુનિયા ઉપર 'દેવદૂત' સમાન થઈ પડે.

તથા સરળતા કાંઇક અંશે હોય છે હેમના એકલા ઉપર એટલો બોજો હોય છે કે સ્વાભાવિક રીતે જ તેઓ ઉત્તમ પત્રકારના હાથે જે કાંઈ થવું જોઇએ તે કરી શકતા નથી. કોમ અને ધર્મને લગતા વિવિધ બનાવો સંબંધી વિચાર કરવા-સલાહ આપવી—જરૂર પડ્યે મુસાફરી કરવી-જૂદા જૂદા વિષયોનો અભ્યાસ ચાલુ રાખવો-ગ્રાહકો વધારવા તજવીજ કરવી ( કારણ કે તે સિવાય તો પત્રનું અસ્તિત્વ જ બંધ પડે )—વખતે ઑફિસને લગતું ક્ષુદ્રમાં ક્ષુદ્ર કામ પણ જાતે કરવું: આમ થવાથી કોમની કે ધર્મની સંપૂર્ણ રીતે સારી સેવા બજાવવાની આશા એવા પત્રકારો પાસેથી પણ ભાગ્યેજ રાખી શકાય."

" આ સઘળા વિચારો ઉપરથી એમ સમજાય છે કે, સ્થાનકવાસી, દેરાવાસી તેમજ દિગંબરી જૈન વર્ગ એ દરેકમાં અધિક ઉત્તમ અઠવાડીક પત્રની જરૂર છે, કે જે પુરતા ફંડથી, સમર્થ લેખકોથી, ચુસ્ત સ્વધર્મબંધુઓથી ચલાવવામાં આવે. આપણી કૉન્ફરન્સો હજી બાલ્યાવસ્થામાં છે અને યોગ્યાયોગ્યતાનો વિચાર કરનારા થોડા જ પુરૂષો એમાં આગેવાની લેતા જોવામાં આવે છે, નહિ તો અમે સૌથી સરસ યુક્તિ તરીકે એ જ ભલામણ કરીએ કે દરેક વર્ગની કૉન્ફરન્સ તરફથી એવા પેપરો પ્રગટ કરવાં, જેથી કૉન્ફરન્સના કામને પુરતો વેગ મળે અને પેપરનું નુકસાન પણ આખી કોમને માથે પડવાથી કોઈએકલા માણસને ચમચાઈ જવું ન પડે પરંતુ હજી એ વખત આવી પહોંચ્યો જણાતો નથી. દેરાવાસી જૈન ભાઇઓએ ગ્રૅજ્યુએટોની ઍસોસીએશન સ્થાપી અને કૉન્ફરન્સ તરફથી માસિક પત્ર શરૂ કર્યું તો પણ એ માસિક જોઇએ તેવી સેવા બજાવી શક્યું નહિ અને એ ગ્રૅજ્યુએટો કે જેઓ મેમ્બરો થતી વખતે શૂરા હતા તેઓ લેખો લખતી વખત

હાજર થઇ ગયા. આથી સમજાશે કે, ઍજ્યુકેટ કહે કાંઈ ઍજ્યુકેટ નથી. ખરૂં કહીએ તો ઍજ્યુકેટો ઉચ્ચ ધર્મ અને મધ માથે સંબંધ ધરાવતા સવાલોને સમજવા જ વખત પામ્યા નથી અને એવા તદ્દન અપૂર્ણ જ્ઞાને તેઓ કોઇ વિષય હાથમાં લે છે તો માત્ર ડોળી મારે છે.

"આ સર્વ જોતાં, જો કે એક ઉત્તમોત્તમ પત્ર માટે કૉન્ફરન્સ ઑફિસોએ જ પ્રયાસ આદરવો જરૂરનો છે, તો પણ હાલની સ્થિતિ જોતાં હેમાંથી પણ વધારે હિતની આશા રખાતી નથી. જ્ઞાનનાં સાધનોને પૈસા રળવાનો સંચો બનાવનારા સંખ્યાબંધ મનુષ્યોની આ જ જીંદગીમાં થયેલી દયાજનક સ્થિતિ જોવાથી અમોને આટલી તો ખાત્રી થઈ છે કે, એ ધંધાથી જેમ દૂર રહેવાય તેમ વધારે સારૂં છે. વળી નફો મળતો હોય યા નુકશાન થતું હોય તે ધંધાદાર પોતાનેજ માલુમ હોય, તો પણ બહાર ગમે તેમ બોલાય, અને એને પરિણામે એ પત્રકારના વચનની અસર યથેષ્ટ દરજ્જે પડી શકે નહિ. માટે ધર્મ સંબંધી પેપરો સમુદાય તરફથી, અને તે બને ત્હાં સુધીમાં અમુક શ્રીમંતોની ખાનગી સહાયથી, નીકળે તે વધારે ઉત્તમ છે. ગમે તેમ નીકળે, પણ હેનો ચુકાની અહોનિશ વાંચન-મનનમાં પડયો રહેવાની સગવડવાળો જ જોઇએ. લૌકિક કે લોકોત્તર ઉન્નતિ સંબંધી વિચારો અને ગુંચવણીવાળા સવાલોના ફડચા જેવા એકાંતમાં અને ઉંડા મનનથી મળે છે, તેવા કોઇ દિવસ પ્રવૃત્તિમય જીંદગીવાળાને મળતા નથી.

યોની ચોરી અને બીજા ઉનારાથી ભરેયાં ભરતીઆં ભરવામાં આવે, કજીઆ અને ગાળોથી 'નરકની ગુફા' ભરવામાં આવે, કે પિષ્ટસ્ય પેષણમ્ થી કાગળ ચીતરવામાં આવે, તેથી કોમ કે ધર્મને કાંઇ ફાયદો થવાનો નથી અમો આ ટીકા સામાન્યત કરીએ છીએ અને **અમને પોતાને એમાંથી મુકત સમજતા નથી. અમારી પોતીકી** અયોગ્યતા અમારા સમજવા બહાર નથી. પરંતુ અમને કદી પત્રકાર થવાનો ખ્યાલ પણ નહોતો. અમારા વર્ગમાં એક પણ માસિક નથી એમ જોઇ, માત્ર કોમને જરા જાગૃત કરવા માટે અમારો પીપુડીને સ્વર ૮ વરસ ઉપર કહાડયો હતો અને તે કામ માથે લેતા બીજી કેટલીક ફરજો અમારા ઉપર આસ્તે આસ્તે ઢોળી દેવામાં આવી હતી. આના પરિણામે અમારો સર્વ વખત આ જ ધધા પ છળ અર્પણ કરવાની અમને જરૂર પડી હતી; જો કે એટલું છતાં અમો આ ધધાને માટે જે જે યોગ્યતાઓ જોઇએ તે સર્વ ધરાવતા નથી અને એથી જ ઇચ્છીએ છીએ કે કોઇ વધારે **સમર્થ પુ-ષો ઉપર કહેલી સર્વ યોગ્યતા ધરાવનારા નીકળી આવે અને અમારી જગા સંભાળી લઇ કોમને વધુ હિત પહોં-**

શક્તિ અને રેડિયમ જેવી હૃદયની શક્તિની જરૂર કબુલ કરશે. જૈન ત્રણે પેટા વર્ગોમાં એવી શક્તિના ઓછામાં ઓછા અડધો ડઝન પુરૂષો ઉત્પન્ન થાઓ અને એ જયવંત ધર્મ અને કોમને ઓર વધારે જયવંત બનાવો ! ”

ઉપરના લેખ ઉપરથી વિચારી શકાશે કે, એક પત્રકાર તરીકે મ્હેં જાહેરમાં ઝીપલાવ્યુ ત્યારે હું મ્હારા પોતા માટે કેવો મત ધરાવતો હતો. મ્હારો તે મત હજી બદલાયો નથી અને હું ઇચ્છુંછું કે જૈન કોમને સીધે રસ્તે દોરવાને તથા સુધારવા અને આગળ વધારવાને માટે કોઈ વધુ વિદ્વત્તા ધરાવનો, વધુ લાગવગ ધરાવનો, વધુ સારા સંજોગોવાળો અને વધુ સમર્થ પુરૂષ બહાર પડે. અને તેને વખતે મ્હારો આ લુલોલંગડો પ્રયાસ એક ભોમીઆ તરીકે નહિ તો છેવટે મનોરંજન તરીકે પણ તે સમર્થ પુરૂષને કામે લાગશે તો હું મ્હારો પ્રયાસ સફળ થયો સમજીશ.

પામી શકે નહિ. એ લેખની યોગ્યાયોગ્યતા પર લંબાણ વિવેચન કરી એક ભાઇબંધ પત્રકારને હલકા પાડવાનું કામ મ્હને ઉચીત નહિ જણાયાથી, અત્રે માત્ર એક પત્રકારની પવિત્ર ફરજ બજાવવા નિમિત્તે સંક્ષેપમાં જ કહીશ કે, એ લેખના લખનારના આશય જેવા આશય તરફ નીતિવાન વિચારકો અણગમાની દૃષ્ટિથી જોયા સિવાય રહી શકે નહિ. એક બાબતની યોગ્યાયોગ્યતા પર જનહિતાર્થે ટીકા કરવી એ એક જૂદી વાત છે; અને કોઇના ઘરસ સારમાં હાથ નાખી હલકી નિંદા કરવી એ બીજી વાત છે. લેખકના ઉત્તમોત્તમ ધંધાને એબ લગાડનારા આવા મનુષ્યો જ્હાં ત્હાં જોવામાં આવતા હોવાથી આજે સદસદ્‌વિવેકબુદ્ધિ ( Conscience ) ને પૂછીને ચૉખ્ખા પાયા પર ચાલીને બે બોલ કડુ લખનારા તટસ્થ લેખકોને પણ 'સૂકાં ભેગાં લીલાં બળે' એ કહેવત અનુસાર જનસમાજની બત્રીશીએ ચ્હડવું પડે છે અને એમ થતું અટકાવવા માટે જ આટલા ખુલ્લા એકરાર ન છૂટકે પ્રગટ કરવાની તક લેવી પડી છે. આવાં લખાણો જ્હારે દૃષ્ટિએ પડે છે ત્હારે આવા ભ્રષ્ટ થઇ ગયેલા દેશ-કાળ વચ્ચે લેખક તરીકેનો ધંધો લેવાયા માટે ( પછી તે ગમે તેવા શુદ્ધ આશયથી અને ગમે તેવા નીખાલસ દાવથી ચલાવાતો હોય તો પણ એવો-લેખકોએ પોતેજ હલકો પાડેલો-ધંધો લેવાયા માટે ) ખચીત જ મ્હને ખેદ થાય છે. એક **ખરેખરા પત્રકાર તરીકે જોઇતી પૂરેપૂરી લાયકી મ્હારામાં નથી એમ કબુલ કરીને** મ્હેં પોતા માટે તમામ અધિપતિઓ કરે છે તેમ બહુવચનવાચક શબ્દ વાપરવાને બદલે એક સામાન્ય માણસની માફક એકવચનવાચક શબ્દ વાપરવાની રીતિ કેટલાક સમય થયાં અંગીકાર કરી છે અને મ્હારી પોતીકી ખામીઓ પણ હું અનેક

વખત આ જ પત્રમાં જાહેર કર્યું, તો એ તેથી પણ મ્હને સંતોષ મળતો નથી. લેખકના ધંધાને આજકાલ લાગેલું કાજળ જોઇ એ કાજળવાળી કોટડીમાં કેમ કરી સહીસલામત રહેવાશે એ બાબતની મ્હને ઘણી ચિંતા અને ઉદ્વેગ રહ્યા કરે છે શ્રી શાસનનાયક દેવ મ્હને પુરતું હૃદયબળ આપો!"

જૂદે જૂદે પ્રસંગે મ્હેં 'જૈનસમાચાર' માં જણાવેલા વિચારો, કરેલી ટીકાઓ, સૂચવેલી યોજનાઓ અને આપેલો ઉપદેશ એ સર્વમાં તંદુરસ્ત તત્વ કેટલું છે અને એથી જૂદી જાતનું તત્વ કેટલું છે હેનો નિર્ણય કરવાનું કામ હું વાચક વર્ગને સોંપું છું અને તે તે વિચારો, ટીકાઓ, યોજનાઓ અને ઉપદેશનો અભ્યાસ કરી હેના ગુણદોષ પર ટીકા પ્રસિદ્ધ કરવાને હું જૈન વર્ગના ભાવી વિદ્વાનોને આમંત્રણ આપું છું, કારણ કે મ્હને ખરેખરો નિમક જેટલો આજના જૈનોથી

કલ્પનાશક્તિ ( Imagination )નો વધુ ઉપયોગ કરવામાં આવ્યો હોય. પછી નવતત્વભાગના, પછી ધરમચારને લગતા, પછી અધને લગતો એમ જુદા જુદા વિષયોને લગતા વિષયો ગોઠવવામાં આવશે.

આ સંગ્રહ માત્ર સ્થાનકવાસી જૈનોને જ નહિ પણ શ્વેતામ્બર મૂર્તિપૂજક અને દીગમ્બર જૈનો ઉપરાંત કેટલેક દરજ્જે જૈનેતર પ્રજાને પણ ઉપયોગી થઇ પડશે એમ હું આશા રાખુછું.

વા. મો. શાહ.

# આત્મજ્ઞાન વિના સર્વ ફાંફાં!

## પોણી જીંદગી નકામી કે આખી?

---

એક ઉન્હાળાની રમ્ય સાંજનો વખત છે. ઉંડી ઘુઘવતી નદીમાં એક હોડીઆમાં એક તત્વજ્ઞાની બેઠો બેઠો કુદરતના વિચારોમાં મગ્ન થઇ ગયો છે અને ત્હેનો એકલો સોબતી હોડીવાળો જોશબંધ હલેસાં મારી આગળ ને આગળ વધતો જાય છે.

તત્વજ્ઞાનીની દૃષ્ટિ આકાશ ઉપર પડી. ગ્રહો અને તારાઓનો જળહળાટ જોઇ હર્ષઘેલો બની તે હોડીવાળાને પૂછવા લાગ્યો: " કેમ રે હોડીવાળા ! તું 'ખગોળ વિદ્યા' જાણે છે કે ? "

" ના, સાહેબ ! " ખલાસીએ જવાબ વાળ્યો..

" કમનસીબ ! ત્હારે ત્હેં ત્હારી જીંદગીનો **ચોથો ભાગ** નકામોજ ગાળ્યો ! "

ખલાસી કાંઇ મર્મ સમજ્યો નહિ. વળી પાછી તત્વજ્ઞાનીની દૃષ્ટિ કીનારા ઉપરની લીલીછમ વનસ્પતિ ઉપર પડી અને લીલા વાધાથી શણગારાયલી અવની સુંદરી જોઇ મોહીત થયેલા તત્વજ્ઞાની સાહેબે ગાંડાયેલા બની પોતાના જંગલી સોબતીને પૂછ્યું: 'કેમ રે અલ્યા ! ત્હને ' વનસ્પતિ શાસ્ત્ર ' આવડે છે કે ? "

" ના રે સાહેબ ! એવું નામ જ આજ સાંભળ્યું. " સીધો જવાબ મળ્યો.

" ત્હારે તો ત્હેં ત્હારી જીંદગીનો અડધો ભાગ નકામો ગુમાવ્યો. "

વળી થોડી મીનીટો પસાર થઈ અને તત્વજ્ઞાનીની દૃષ્ટિ પ્રવાહની ઝડપ ઉપર પડી. વળી પૂછ્યુઃ " અલ્યા ! ગણીતશાસ્ત્ર તો જાણુતો હોઇશ ! "

" સાહેબ ! હું તો કોઇ શાસ્ત્ર ભણ્યો નથી. " ખલાસીએ જવાબ આપ્યો.

" ત્હારે લે, ત્હેં તો પોણી જીંદગી બરબાદ કરી ! "

હજી તો વાત ચાલે છે એટલામાં સખત વવાઝોડું થઇ આવ્યું અને હોડી ડૂબવાની અણી ઉપર આવી.

ખલાસી તુરત પાણીમાં કૂદી પડયો અને તરતાં તરતાં પેલા તત્વજ્ઞાનીને પૂછવા લાગ્યોઃ " સાહેબ ! આપ તરવાની વિદ્યા શીખ્યા છો કે ? "

જ કે જે વાતો કરવાના જ કામમા ન આવે પણ તારવાના કામમા આવે.

સંસ્કૃત ભાષા ભણી ભણીને શાસ્ત્રો મ્હોડે કર્યાં હોય તેથી શુ ? હા, વાદવિવાદમા-ચર્ચામા તે ઉપયોગી છે, પણ **આત્મજ્ઞાન વિના બીજું કોઇ જ્ઞાન તારનારૂં નથી.** આત્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે બીજા જ્ઞાન મેળવવા પડે તે ન મેળવવા એમ આ કહેવાનો હેતુ નથી પણ ભૂતળ, ભુસ્તર, ખગોળ, જ્યોતિષ, વૈદક, ન્યાય, કાયદા, ભાષા કે ગણીત શાસ્ત્ર શીખનારે એ જ્ઞાનને પોતાનુ દૃષ્ટિબિંદુ નહિ ઠરાવતાં **આત્મજ્ઞાનને જ દૃષ્ટિબિંદુ ઠરાવી** તે બીજા જ્ઞાનો રસ્તામા આવતાં ગામડા કે શહેરો છે એમ માની આત્મજ્ઞાન અને આત્મ ધ્યાનની પ્રાપ્તિ અને પુષ્ટી માટે ઉદ્યમવંત રહેવું જોઇએ.

દીક્ષા લીધી કે તપ કર્યો, લાખ રૂપીઆનુ દાન કર્યું કે શિયળ અંગિકાર કર્યું એ સર્વ કાઇ ભવસાગર તરવાની હોડીઓ નથી. ભવસાગર તરવાની હોડી **આત્મજ્ઞાન** જ છે અને આ સર્વ ક્રિયાઓ, એ હોડીના ખારવા છે.

સુંદર પદ્મિની જેવી સ્ત્રી પરણ્યા કે કરોડો રૂપિયાની મુડી એકઠી કરી, કે ' દેહરખો ધર્મ ' કહી કહીને શરીરને પાડા જેવુ બનાવ્યુ તે કાંઇ જીંદગીનો ' આશય ' નથી. જે લક્ષ્મી વરવા આ મુસાફરી શરૂ કરી છે તે લક્ષ્મી તે નથી જ્હેનામાં આત્મજ્ઞાન ન હોય અને જેને ભોગાવળી કર્મો બાકી રહ્યાં હોય એવા સંસારીને આધિ-વ્યાધિ-ઉપાધિથી થોડેક અંશે મહીમવામત બનવા માટે નીતિવાન સ્ત્રી, ન્યાયથી રળેલો પૈસો, વિવેકપૂર્વક સાચવેલુ

શરીર એ બધું કામ લાગે છે અને એવો માણસ પછી આત્મજ્ઞાનમાં કાંઈક ડોકિયાં કરવા લાગે છે. તેમ છતાં ઘણાએ એવા પણ પુરુષો હોય છે કે જેહેમની નાણાં સંબંધી સ્થિતિ ઘણી દયાજનક હોય છે, જેહેમની સ્ત્રી કુભાર્યા હોય છે અગર જેઓ અવિવાહિત જીંદગીજ ગુજારે છે, અને જેહેમનુ શરીર વિવિધ વ્યાધિઓથી સડતું હોય છે અને **તેમ છતાં** પણ જેઓ એકાંતમાં આવેલા આત્મજ્ઞાનના સમુદ્રમાં ડુબકીઓ મારે છે અને જળક્રિડાનો લ્હાવો લે છે.

આ સર્વ ઉપરથી વાચકોને સહજ સમજાયું હશે કે આપણે કે જેઓ ભવ રૂપી અટવીના મુસાફર બન્યા છીએ તેઓ **ભવ વિનાની સ્થિતિ** અથવા મોક્ષ નગરીના યાત્રાળુ છીએ; ત્હાં પહોચવાનુ છે એમ ધારીને જ સઘળું કરવાનું છે. ધન, કીર્તિ, સ્ત્રી, ક્રિયાઓ કે વિવિધ શાસ્ત્રોનું પઠન એમાંનુ કાંઇ પણ પ્રાપ્ત થાય એટલે આપણી ધારેલી નગરીએ પહોચી ચુક્યા એમ સમજવાનુ નથી, આ સર્વ તો મુસાફરીમાં વચ્ચે આવતાં ગામો છે, અને ધારેલી નગરીએ પહોંચવા માટે તો આત્મજ્ઞાન નામની નગરીએ **પહેલાં** પહોચવું જોઇએ અને **તે જ નગરીથી** મોક્ષનગરીની સડક સ્હડાશે.

બાપા જ્ઞાન કે રસાયણ-વૈધક આદિના જ્ઞાનના પ્રોફેસરો, રાજખટપટી જ્ઞાનના એક્કાઓ, ધનપ્રાપ્તિની વિદ્યાના પંડીતો અને હુન્નર ઉદ્યોગના શોધકોએ એવી કાંઇ પણ શક્તિ માટે અભિમાન ન કરતાં જાણવું જોઇએ કે, તેઓએ હજી તે જ્ઞાન મેળવ્યું નથી કે જે જ્ઞાન સંસારસમુદ્રમાં ડુબતાં બચાવે છે.

21-12-06.

# આપણું લડાઇનું મેદાન.

'લડાઇ' એ શબ્દ વાંચીને જ કેટલાકના મનમાં કદાચ કટાગો આવશે. પણ પરેખર એવા કટાળનારા લોકો 'જૈન' નથી 'જૈન' શબ્દની વ્યાખ્યા જ તેઓ જાણતા નથી, એટલું જ નહિ પણ તેઓ કુદરતના કાનુન પણ જાણતા નથી. 'જૈન' એ શબ્દ જી એટલે જીતવું એ ઉપરથી નીકળ્યો છે. 'જૈન' પ્રજા એટલે 'જીતનારી પ્રજા'. અને શું જીત કાંઈ લડાઇ વગર મળી શકે! સ્વાર્થપરાયણ થઇ બેઠાં બેઠાં અને બગાસાં ખાતાં ખાતાં કાંઇ જય મળે છે? જ્યહાં પૃથ્વી છે, ત્યહાં હવા છે, જ્યહાં અગ્નિ છે, ત્યહાં ગરમી છે, અને જ્યહાં 'જય' છે, ત્યહાં 'લડાઇ' પણ હોવી જ જોઇએ. તેમજ જ્યહાં 'જૈન' છે ત્યહાં 'લડાઇનું મેદાન' પણ હોવું જ જોઇએ. જૈને એક મીનીટ પણ—એક ક્ષણ પણ લડાઇ વગર રહેવું ન જોઇએ ત્હેનું લડાઇનું મેદાન એટલું વિશાળ જોઇએ કે ત્હેમાં વિવિધ લડાઇઓ ચાલ્યા જ કરે.

ઉંઘતો હોય, જાણતો હોય યા નહિ, પણ એ ગુરૂત્વાકર્ષણ—કુદરતની એ અદશ્ય શક્તિ ત્હેને પોતા તરફ દર પળે ખેંચ્યા જ કરે છે. ગુરૂત્વાકર્ષણનો સ્વભાવ જોતાં આપણું માથું જમીનદોસ્ત જ રહેવું જોઇએ, તેમ છતાં આપણે તે માથું ઉંચું રાખીએ છીએ. હાથ જમીનપર પડેલા જોઇએ પણ તે આપણે અદ્ધર રાખીએ છીએ. એ શાનો પ્રતાપ? માત્ર લડાઇનો. પ્રતિક્ષણ આપણું શારીરિક બળ કુદરતના ગુરૂત્વાકર્ષણ સાથે લડાઈ કરે છે અને જેટલે દરજ્જે પોતામાં તાકાદ છે તેટલે દરજ્જે જય મેળવે છે. બીજો દાખલો લઇએ, આપણે રળીએ છીએ અને ખાઇએ છીએ, એમાં શું લડાઈ નથી? દુનિયાદારીના દરેક બનાવ એ જીંદગી રૂપી મહાયુદ્ધની ન્હાની ન્હાની ઝપાઝપીઓ છે. એક માંદગી આવી; મતલબ કે કુદરતે ત્હમને પકડ્યા. પછી ત્હમે તે કુદરતના સામા ઉપચાર કર્યા અને સાજા થયાઃ મતલબ કે કુદરત સામે વિજય મેળવ્યો. બીજો એક માણસ ઉપચારમાં પણ ફાવી ન શક્યો અને મુઓઃ મતલબ કે હાર્યો. એક મ્હોટા માણસ સાથે મુલાકાત થઇ તે વખતે તે ત્હમારાથી ખીજાયો અને ત્હમને પાયમાલ કરવા ત્હેણે ધાર્યું. આનું નામ ત્હમારો પરાજય. બીજા એક માણસે અચાનક મુલાકાત પ્રસંગે ત્હમને હજારો રૂપિયાની ભેટ આપી. આનું નામ વિજય. સુખ માટે સ્ત્રી પરણ્યા અને તે બેદરકાર, મૂર્ખ, વ્યભિચારિણી કે રોગીષ્ટ નીકળી. બીજા એક પુરૂષને અચાનક સુઘડ, સુનીતિવાન અને આરોગ્યવતી સ્ત્રી મળી આવી. આમ સંસારના દરેક બનાવમાં માત્ર કુદરત સાથે લડવાનું જ છે અને ત્હેમાં જય-પરાજયની ઘટમાળ ચાલ્યા જ કરે છે.

કુદરતે સૃષ્ટિ માટે 'લડાઇ'નું નિર્માણ જ કર્યું છે ત્હારે પછી

'લડાઈ' શબ્દથી ડરનાર-કંટાળનાર માણસ આ દુનિયાની હવા ખાવાને નાલાયક જ ગણાય કે કેમ તે વિચારવું મુશ્કેલ નથી.

આમ જ્યારે કુદરતની આ સૃષ્ટિમાં ચોતરફ લડાઇઓ ચાલી રહી છે ત્યારે જૈનીઓએ—કુદરતના એ સંતાનોએ લડાઈ નામથી દૂર નહિ નાસતા દરેક લડાઇમા ફતેહ મેળવવા માટે જોઇતી શક્તિ મેળવવા કમર કસવી જોઇએ. એ શક્તિ 'બહાર કઢાડનાર' પદાર્થો કયા કયા છે તે વિચારવું જોઇએ.

હાઇડ્રોજન ગ્યાસની જરૂર પડે છે ત્યારે આપણે વિચાર કરીએ છીએ કે તે ગ્યાસ શામાથી મળશે? પ્રયોગો કરતાં કરતાં—કેટલેક દિવસે—કદાચ કેટલેક વરસે કોઇ શોધકને જણાયું કે પાણીમાંથી વિજળીની મદદ વડે હાઇડ્રોજન ગ્યાસ છુટો કરી શકાય છે. તેમજ જસત ઇત્યાદિ પદાર્થોમાથી પણ એ ગ્યાસ ખેંચી શકાય છે.

તેમજ હવે વિચારવું જોઇએ કે જીદગીમા હરઘડી કરવા પડતાં યુદ્ધોમાં વિજય આપનારી શક્તિ કયા પદાર્થોમાંથી એંચી શકાય? સુભાગ્યે આપણા પહેલાં વરસો અગાઉ કેટલાક 'આત્મિક રસાયણ-શાસ્ત્રીઓ' થઇ ગયા છે, કે જેહમણે વિવિધ પ્રયોગો કરીને એ તત્વ શોધી કહાડયા છે. પણ આ એક સામાન્ય નિયમ છે કે, પ્રયોગોની **સુશીબતી અનુભવનારને** પ્રયોગના પરિણામ જેટલા કીમતી જણાય છે તેટલાં, **વગર મહેનતે** પરિણામ ગોખી લેનારને જણાય નહિ. હાલમાં જૈનો કાંઇ આત્મિક મથન કરી એ વિશાળ રસાયણ-શાસ્ત્ર સબધી કાંઈ શોધ કરવા પ્રયત્નશીલ થતા નથી **તેથી** તેહમને અગાઉ શોધન કરી ગયેલા મહાન પુરૂષોની મહેનતનું કે મહેનતના

સ્થળનું બહુમાન નથી. અગાઉના કોઈ મહાન શોધકે એક પછી એક તત્વોને પકડી પકડીને રસાયણીક પ્રયોગો કરી શોધખોળ કરી આ સત્ય શોધ્યું છે કે, ઉપર કહેલી જીત અપાવનારી શક્તિ ચાર પદાર્થોમાં રહેલી છે અને તે પદાર્થો તે બીજા કોઇ નહિ પણ—

-દાન-

—શીલ—

—તપ—

—ભાવના—

એ ચાર છે. દાન કે ભાવનાનું પુછવું પણ નહિ જાણનાર કેટલાક ઉપદેશકો પાસે જેઓએ હમેશ સાંકડા મનના વિચારો સાંભળ્યા હશે એમને આ શોધમાં કાંઇ નવીન જણાશે નહિ પણ તેઓ ન માને તેથી કાંઇ વસ્તુ અવસ્તુ થનાર નથી.

જરા ઉપર નજર કરવાથી જણાશે કે સૌથી શિરોબિંદુએ 'દાન' બીરાજે છે. શ્રદ્ધા અને ઉમદા ખવાસ એ બે વિના દાનની હયાતી;જ સંભવતી નથી. અને જ્હાં દાન નથી ત્હાં શ્રદ્ધા અને ઉમદા ખવાસ જ નથી એમ ખુલ્લું કહેવું જોઇએ. દુનિયાના સઘળા લોકો કરતાં સ્થાનકવાશી જૈનો 'દાન'માં પછાત હોઇ માત્ર ઉત્તમોત્તમ ધર્મને હલકો પાડે છે. અનુપમ સુંદરી કોઇ ગમારના હાથમાં આવે તેથી તે બીચારી દુઃખી થાય એમજ બન્યું છે. પાંચ લાખનો આસામી પાંચ રૂપિયાનાં પતાસાં વહેંચે કે પેંડા વહેંચે એટલામાં ફુલાઇને ફાળકો થાય! કેટલાકો પાંચસાત રૂપીઆની અણુવ્રતોએ

છાપાની લ્હાણી કરે એટલામાં તો ઉપર પોતાનું નામ મ્હોટા હરફમાં છપાવે! પચાસ હજારની મીલ્કતવાળા કેટલાએ ચાળણા-થાળી કે મુહપતિ-પથરણાં વ્હેંચી ફુલાઇ જાય છે, જાણે કે એમણે તે ન વહેંચ્યુ હોત તો કોઇ અનાજ ચાળત નહિ, ખાત નહિ કે સામાયિક કરત જ નહિ! કેટલાંને પરણવા જાય ત્હાં કન્યાવાળા તરફના લોકોના કાયદા મુજબ બે રૂપિયા સ્થાનક ખાતે આપવા પડે ત્યારે બે રૂપિયાની ઉદારતા પેપરમા છાપવા લખી મોકલે કેટનાક દેરાવાસીની બાઇઓ-થી ઓશીઆળુ જીવન ચલાવનારા શ્રીમંત સ્વધર્મીઓ દેરાસરમાં બસો પાંચસો રૂપીયા ચુપચુપ આપી આવે ત્હેનું કાંઇ નહિ અને સ્થાનક-મા પચાસ આપવા પડે તો મ્હોટુ માન માગે! કેટલાક 'આરંભ સમા-રંભ'નુ બહાનું કહાડે, કેટલાક 'મ્હારે ઘણું ખર્ચ થઇ ગયું છે' એમ બહાનુ કહાડે, કેટલાક 'મ્હારી સ્થિતિ નથી' એમ કહે! આવા લોકો ધર્મનું શુ ઉકાળવાના હતા? ખરેખર સ્થાનકવાસી જૈનધર્મને લજવનારા કોઇ હોય તો તે વર્ગના શ્રીમનો જ છે અને તે લજ્જા-સ્પદ બખીલતામાં મદદગાર કેટલાક સાધુઓ છે. ઘણાએ લક્ષાધિપતિ નિરથ ગુજરે છે પણ કોઇએ પચીસ-પચ્ચાસ હજાર રૂપિયા સાધુશાળા કે પાઠશાળા કે પુસ્તકશાળા કે હુન્નરશાળા કે સ્કૉલરશીપ ખાતે આપ્યા? કેટલાક અધમ પુરૂષો તો પોતાની પાસે આવેલી ધર્માદા નિમિત્તની રકમો પોતે જ હોઇઆં કરી જાય છે. કેટલાક ત્હેમાંથી બબ્બે ચચ્ચાર રૂપિયા કોઇ ખાતામાં આપી પોતાનું નામ પ્રસિદ્ધ કરે છે અને કેટલાક તો એજ ધર્માદા નિમિત્તની રકમ-પારકી રકમમાંથી મહા-પાપનાં કર્મો કરે છે. અને આટલું છતાં સેંકડો અંધ વિચરતા મુનિઓ ત્હેમને કશું કહી શકતા નથી. મુનિઓને કોઇ દાદ પણ આપે તેમ-

કંહાં છે? કારણ કે એઓ પોતેજ પોતાની આચારશુદ્ધિ, ભાવના-બળ, તપોબળ અને જ્ઞાનબળથી એવો આતાપ પાડી શકતા નથી. બબ્બે રૂપિયાની લ્હાણીઓ માટે શ્રાવકોને કાનાવાત્રા કરવા જેટલું જ સામર્થ્ય ત્હેમનામાંના ઘણાખરામાં રહ્યું છે.

દાન ગુણ વિના 'ધર્મ'ની યોગ્યતા જ આવી ગણાય નહિ, ધર્મનો અધિકાર જ તેવાને નથી ભગવાને પણ પહેલે દરજ્જે 'દાન'ને ગોઠવ્યું છે અને ત્હાર પછી શીલ, તપ અને ભાવના છે. એ ત્રણે ગુણો દાન રૂપી હળથી ખેડાયલા હૃદયમાં ઘણી સહેલાઈથી અને સારી રીતે ઉગી શકે છે. પણ હૃદયની જમીન પ્રથમ દાનરૂપી હળથી ખેડાવી જોઇએ. ઉદાર સ્વભાવ, ઉમરાવપણું, કુળા પ્રણામ, એ ગુણ વિના શું કદી "ભાવના" જેવી કીમતીમાં કીમતી શક્તિ આવે એ માનવા યોગ્ય છે?

ઉપર કહે વાઇ ગયું તેમ, જૈનો માટે લડાઇનું બ્હોળું ક્ષેત્ર પડ્યું છે અને તે કૃપણતા અથવા સાંકડું મન, નિર્બળ ચિત્ત, કાયરતા અને ખાડા અવ્યવસાય એમને જીતવા માટે હમેશ વપરાવું જોઇએ.

26—11—06

# બાવીસ સમુદાયને એક બીજાથી સાંકળનાર પવિત્ર મુહપતિ.

## એ સાંકળ તોડી નાખનાર કોણ ?

મુહપતિ એ કોઇ માત્ર જીવત્યાના હેતુથી જ યોજાઇ છે એમ નથી. પણ એ ઉપરાંત જૈન યોદ્ધા તરીકેનુ એ ચિન્હ (Badge) છે, એ પણ લક્ષમા રાખવા જેવુ છે. એ મુહપતિને મ્હો સાથે બાંધીજ રાખવી એવો મત તો સ્થાનકવાસી જૈનો જ માન ધરાવે છે, કે જે વર્ગ ૨૨ ટોળા અથવા ૨૨ સમુદાયમા વહેચાઇ ગયો છે. પરંતુ વહેચાવા છતા સર્વને એકમેકથી સકળાયલા રાખનાર કોઇ પણ સાધન હસ્તી ધરાવતું હોય તો તે પવિત્ર મુહપતિ જ છે મુહપતિ એ માત્ર મ્હો ઉપર–વાણી ઉપર કાબુ રાખી તે માણસની કિમતમા વધારો કરાવે છે એટલુંજ નથી પણ લોંકાશાહના થડમાથી નીકળેલી ૨૨ શાખાઓ ગુજરાત–કચ્છ–કાઠિયાવાડાદિનુ પાણી પી ત્હેહ ત્હેની હવા અનુસાર ઉછરે છે તે સર્વની ' સામાન્ય મિલ્કત ' તે જ ( મુહપતિ ) હોવાથી એ સર્વ શાખાઓ એકજ પિતાના પુત્રો છે—એકજ ગુરુના શિષ્યો છે એવુ ત્હેમને સ્મરણ તાજુ રખાવનાર પણ તે જ છે

મુહપતિ એ આ પ્રમાણે સમગ્ર સ્થાનકવાશી જૈનોમાં એકતા કરનાર ઉત્તમ અને પવિત્ર સાધન છે એ તો નિર્વિવાદ વાત છે. તેમ છતાં સ્થાનકવાશી જૈન સંઘમાં સંપનું નામ નિશાન પણ જોવામાં આવતું નથી ત્હેનું કારણ શોધવું જોઇએ.

પ્રથમ દ્રષ્ટિએ જ જણાશે કે, આઠકોટી અને છકોટી એવા બે મ્હોટા ફાંટા આપણામાં ચાલે છે. ઉપરાંત લિંબડી, દરિયાપુરી, ગોંડળ, બરવાળા એમ વિવિધ ' સંઘાડા ' છે. મ્હોટાં ગામોમાં આઠકોટીનું સ્થાનક જુદું અને છકોટીનું જુદું હોય છે. કેટલીક જગાએ એકજ સંઘાડાના બે જુદા અપાસરા હોય છે અને દરેક અપાસરાના અંધશ્રદ્ધાળુ ભકતો પણ એવા હોય છે કે તેઓ બીજા અપાસરામાં કદી જવાના નહિ, ત્હાં ઉતરનાર સાધુને વાંદવાના નહિ, વહોરાવવાના પણ નહિ અને સન્માન પણ આપવાના નહિ. આનું મૂળ કારણ અમુક સાધુઓનું મિથ્યાભિમાન જ છે. જેઓ જગતમાંથી ગર્વ, કલેષ અને એકલપેટાપણું દૂર કરવા માટેજ 'મુંડ મુંડાવે છે' તેવા લોકો જ આવી રીતે ' સંઘાડા ' અને ' કોટી 'ના નામે પક્ષો અને તડો ઉભા કરે અને સઘને છિન્નભિન્ન કરે ત્હારે પછી, એ ' સંઘાડા ' અને ' વાડા ' માં ' હાઉ ' છે એમ કહી સંઘાડાથી દૂર નાસવાનો અને શુષ્ક આત્મજ્ઞાનની વાતોમાં ધર્મ માનવાનો ઉપદેશ કરનાર કોઈ ચાલાક પુરૂષ નીકળી આવે અને સ્થાનકવાશી જૈન વર્ગને એમનાજ બનાવેલા વિષ વડે ગતપ્રાણ કરે એ બીલકુલ બનવા જેવું જ છે.

આ " મ્હારો સંઘાડો " અને આ " મ્હારો સાધુ " એવો

પક્ષપાત જ આપણા સંઘને ખેદાનમેદાન કરે છે. સાધુ કોઇનો છે જ નહિ. એ કોઇનો દ્વેષી નથી તેમ કોઇનો રાગી પણ નથી. એને તો ઉપદેશ દેવાનું કામ છે; જે કોઇ ત્હેની પાસે જશે ત્હેને તે યથાશક્તિ ઉપદેશ દેશે. 'અભિમાન'ની હદ ટુંકી થાય ત્હારે 'અભિમાન' એ ઉચ્ચ ગૌરવવાળો શબ્દ નીચતામાં—સ્વાર્થીપણામાં ઢળી પડે છે. સનાતન જૈન ધર્મ માટે અભિમાન રાખવું એ પવિત્રમાં પવિત્ર ફરજ છે; પણ અમુક 'સંઘાડા' માટે અભિમાન રાખવું એ તો ટુંકી દૃષ્ટિ સાબીત કરે છે.

સર્વ સ્થાનકવાસી જૈનોએ હવે મુહપત્તિ ઉપર મુસ્તાક રહેવું જોઇએ છે; એને ધર્મચિન્હ માનનારા સઘળાઓ વચ્ચે ઐક્ય સંપૂર્ણ હોવું જોઇએ. કોટી અને સંઘાડાના ભેદને ભૂલીને " મુહપત્તિ કે મૂર્તિ " એ બે ભેદથી જ સંતોષ પકડવો જોઇએ અને એક દિવસ એ ભેદ પણ ટળી જાય એવો વખત આવે એમ પ્રાર્થવું જોઇએ.

' મુહપત્તિ કે મૂર્તિ ' એમાંથી કયું વધારે પસંદ કરવા યોગ્ય છે તે અત્રે જણાવવાની જરૂર નથી; કારણ કે આ લેખ મુહપત્તિને માનનાર સ્થાનકવાસી જૈનો માટેજ લખાયલો હોવાથી કયું સારૂં તે જણાવવું ભાગ્યેજ જરૂરનું ગણાય. તો પણ પોતાની પાસે જે ત્યાગી રહસ્ય છે તે સુભાગ્યે ઉત્તમોત્તમ છે. એમ જો સમજવામાં આવે તો તેઓ ત્હેના ઉપર બેવડો પ્રેમ અને શ્રદ્ધા બતાવે; એટલા માટે જણાવવું જરૂરનું છે કે નક્કર એવી મૂર્તિ કરતાં કોમળ મુહપત્તિ પોતાના આસ્તિકોને વધારે સારી રીતે સમજાવી શકે છે કે

"મ્હારા જેવા નરમ-નમ્ર અને સંઈદ (શુદ્ધ પ્રણાલી) થાઓ!"

મુહપતિ માટે એવું અભિમાન જે લોકોમાં હશે તે તો કદી 'કોટી' અને 'સંઘાડા'ના ભેદને દાદ નહિ જ આપે. હરકોઇ સંપ્રદાયના પણ સાધુ તરીકેની લાયકાતવાળા સાધુને સન્માન કે આહાર આપતાં તે કદી આનાકાની નહિ કરે. સાધુઓએ પણ આવા ભેદભાવ પોતાના ભક્તમંડળના મગજમાંથી દૂર કરવા જોઇએ છે અને ત્હેમને માત્ર **સ્થાનકવાશી** જૈન ધર્મનું રહસ્ય સમજાવવામાં તથા તે ધર્મ માટે અભિમાન રાખતાં શિખવવામાં પોતાનું વીર્ય ફોરવવું જોઇએ છે.

એક ગામમાં વધારે અપામરા થાય એ વળી આવા કયેષને સગવડદાતા થઈ પડે છે. આમાં તો લિંબડી સંઘાડાનો ફલાણો પક્ષ ઉતરે અને આમાં એ સંઘાડાનો બીજો પક્ષ ઉતરે; આમ શા માટે જોઇએ ? ભેગા ઉતરતાં શું વટવાવાનું હતું ? અને જો સાધુઓ પક્ષપાત અને રાગદ્વેષનો અંશ પણ છોડવા રાજી ન હોય તો તેઓ પુજવાને યોગ્ય પણ ન જ ગણાવા જોઇએ.

આપણા સંઘને ચ્હડતી કળાએ લાવવા માટે સૌથી પહેલું પગથીયું જ આ છે: ( ૧ ) મુહપતિ બાંધનારા અને સાધુ ધર્મ પાળનારા કુલ **સ્થાનકવાશી** જૈન સાધુઓને એક સરખા માનવા; એમનામાં શ્રાવકોએ મ્હારા ત્હારાપણું કરવું નહિ. (૨) દરેક સમુદાયમાં એકથી વધારે મુરબ્બી થવા ન દેવા, એકની જ આજ્ઞામાં સર્વ પ્રવર્તે એમ ગોઠવણ થવી જોઇએ. ( ૩ ) સમુદાય અથવા સંઘાડાના ગાદિપતિએ દર બીજે કે ત્રીજે વરસે પોતાના તાબાના સાધુ

વર્ગને એકઠો કરી પરિષદ્ ભરવી અને એમનાં ભૂતકાળનાં કામો અને ભવિષ્યની યોજનાઓની પૂછપરછ કરવી.

જ્યહાં સુધી આ પ્રમાણે ઠરાવો દરેક સંઘાડામાં નહિ થાય ત્યહાં સુધી **સ્થાનકવાસી** જૈન સંઘનો ઉદય દૂર જ સમજવો. એક સાધુ કાંઈ ઉપદેશ કરે ત્હેને બીજા 'સંઘાડા' નો કોઈ સાધુ ખોટો ઠરાવે અને પાછો કલેષ શરૂ થાય એવી પ્રથા ચાલુ રહે ત્યહાં સુધી કાંઇ પણ મ્હોટી કે હિતકર યોજના પાર પડવાની જ નહિ.

17—12—06



# સ્વાદનાં પચ્ચખાણ કરનારો મુનિવર્ગ અને વ્યસન.

છોકરાંઓને કાંઇ બીમારી થાય છે ત્હારે અગર કોઇને સર્પ ડશે છે ત્હારે ઘણા લોકો—જૈનો અને બ્રાહ્મણો પણ ( ખાસ કરીને સ્રીઓ ) કોઇ મુસલમાન પાસે દોરો કરાવે છે કે મંત્ર જંત્ર કરાવે છે, એનું કારણ પૂછતાં એમ જણાવવામાં આવે છે કે, મુસલમાનો ધર્મનાં ફરમાનો ઉપર જેવું દ્દઢ આકીન ( 'આસ્થા' નહિ કહું, કારણ કે જૈનોનો એ શબ્દ માત્ર લીગોટા રૂપજ રહી ગયો છે અને આસ્થા તો 'આકીન' વાળા મુસલમાનોમા જઇ ભરાઇ છે ) રાખે છે તેવું બીજા કોઇ લોકો રાખતા નથી તેઓ તાબુતના દિવસે કેવા શરીર બને છે, 'કુરાન' ના અભ્યાસ માટે કેટલા ચુસ્ત છે, મસીદો બંધાવવા પાછળ ખર્ચ કરવામાં કેટલા ઉદાર છે અને ધર્મના ફરમાનો ઉપર કેટલા આકીનવાળા છે તે વિચારતાં, ત્હેમના મંત્રો ફળે છે ત્હેનું કારણ તુરત સમજાય છે. એક 'અલ્લા' સિવાય તેઓ કોઇ દેવને માનતા નથી, જ્હારે હિંદુઓ અને જૈનો તાબુતની પણ માનતા માનવા ચૂકતા નથી ! ત્હેમના ઉપવાસ એવા સખત છે કે, ઉપવાસના દિવસે તેઓ થુંક પણ ન ગળી જવાય ત્હેની ખાસ સંભાળ રાખે છે.

વર્ગને એકઠો કરી પરિષદ્ ભરની અને એમનાં ભૂતકાળનાં કામો અને ભવિષ્યની યોજનાઓની પૂછપરછ કરવી.

જ્યહાં સુધી આ પ્રમાણે ઠરાવો દરેક સંઘાડામાં નહિ થાય ત્યહાં સુધી સ્થાનકવાશી જૈન સંઘનો ઉદય દૂર જ સમજવો. એક સાધુ કાંઈ ઉપદેશ કરે ત્હેને બીજા 'સંઘાડા' નો કોઈ સાધુ ખોટો ઠરાવે અને પાછી કલેષ શરૂ થાય એવી પ્રથા ચાલુ રહે ત્યહાં સુધી કાંઇ પણ મ્હોટી કે હિતકર યોજના પાર પડવાની જ નહિ.

17—12—06



સન્મુખ ધર્યાં અને પૂછ્યું: " સાહેબ ! આમાંનું કાંઇ લેશો ? " થોડીક આનાકાની બાદ મહારાજ સાહેબે એમાંથી સારામાં સારાં દુધ જેવાં-બરફ જેવાં પાંચ ફ્ડસીઆં, ૮-૧૦ ઇલાયચી દાણા અને થોડાંક લવીંગ લીધાં.

થોડાક દિવસ અગાઉ મ્હારા તે મિત્રે મ્હને વાત પ્રસંગે જણાવ્યું હતું કે ' સર્વ ધર્મ કરતાં અમારા ધર્મના સાધુની ક્રિયા ઘણી આકરી છે. એમનાથી ઠંડું જળ અને વનસ્પતિને તો અડા-યજ નહિ અને ચેતન વિનાનો આહાર લેવા નીકળે ત્હારે પણ અમુક સખત નિયમો સાચવવા પડે છે. કોઇ ચીજ એમને મુકામે આપવા તો જવાય જ નહિ, વગેરે. " આ શબ્દો મ્હને હમણાં યાદ આવવાથી મ્હને ચિંતા થઇ કે જૈન સાધુઓ સામા આણવા આવેલી ચીજ તો લેતા નથી અને આ સાધુજી લે છે, તો નક્કી ત્હેમની તબીઅત કાંઇ નરમ થઇ હશે, શરીરમાં વાયુનું પ્રમાણ વધી ગયું હશે ! મ્હારા મિત્રના ગુરૂની તબીયત નરમ થવાના સંશયથી મ્હને ભારે દુઃખ થવાથી મ્હે તુરતજ મહારાજને પૂછ્યું: "સાહેબ, આપને શું ભોળ આવે છે ? અગર શું ચક્કર આવે છે ? ફરમાવો તો બજારમાંથી 'પેઇન કીલર' હમણાં જ લઇ આવવા તૈયાર છું. સત્પુરૂષોની સેવા કરવી એ વેદ ધર્મનું ખાસ ફરમાન છે. "

મ્હારા મિત્રે મ્હને ખાત્રી આપી કે એવો કાંઇ ડર રાખવાની જરૂર નહોતી, કારણ કે ગુરૂ સાહેબ સંપૂર્ણ ખુશ મીજાજમાં હતા.

મિત્રે કરેલા આ ખુલાસાથી મ્હારા જીવને ટાઢક વળી. પણ વળી થોડી મીનીટ બાદ એક બીજા શ્રાવક ત્હાં આવ્યા, જેમણે

બીડીના સખત બંધારણવાળા મુમક્ષુમાંનો રોજનો આખો મહિનો બીડી વગર કહાડે છે.

આ છેલ્લી ટેક યાદ આવતાં મ્હને આપણા કેટલાક સાધુની મદ ટેક યાદ આવી જાય છે અને તેજ વખતે એક અજાણ્યા ગૃહસ્થ તરફથી મળેલો પત્ર અત્રે પ્રગટ કરવાની ઇચ્છા પણ દાબી ન શકાય એટલું જોર કરે છે. તે પત્ર નીચે પ્રમાણે છે. તે પત્રમાં આપણા મુનિઓની, જૈન શસ્ત્રોના ફરમાન પ્રત્યે કેટલી મદ શ્રદ્ધા છે ત્હેનું ચિત્ર છે.

ડિયર મી. એડીટર!

'હિતેચ્છુ' માં આપનાં લખાણ અવારનવાર આવતાં તે વાંચવાથી આપની બુદ્ધિ સંબંધી ઉંચો મત બાંધવા હું લલચાયો છું અને તેથી મ્હેં જોયેલા કેટલાક બનાવો કે જેનું રહસ્ય હું જૈન શાસ્ત્રોથી અજ્ઞ હોઇ સમજી શકતો નથી તે આપને જણાવી તે સબંધી ખુલાસા પૂછવાની રજા લઉં છું.

હું એક બ્રાહ્મણ છું. જૈનોમાં મ્હારે કેટલાક મિત્રો છે. એક દિવસ એક જૈન મિત્ર સાથે હું અપાસરે ગયો હતો ત્હાં મહારાજ તુરતજ જમીને પાટે બીરાજ્યા હતા. મ્હેં મ્હારા મિત્રની દેખાદેખીએ ત્હેમને વંદન કર્યું અને પછી મ્હારા મિત્રની લાગણી ન દુઃખાય તેટલા માટે ત્હેમણે આપેલું પથરણું નાંખી તે ઉપર બેઠો. અમને બેઠાને એકાદ મીનીટ થઇ નહિ હોય એટલામાં મ્હારા મિત્ર પોતાના ગજવામાં હાથ ઘાલ્યો અને સોપારીના ફડસીઆં દશ પંદર તથા એલાયચી દાણા, લવીંગ ઇત્યાદિ મુખવાસનો મુઠો ભરી મહારાજ

સન્મુખ ધર્યાં અને પૂછ્યું: " સાહેબ ! આમાંનું કાંઇ લેશો ? " થોડીક આનાકાની બાદ મહારાજ સાહેબે એમાંથી સારામાં સારાં દુધ જેવાં–બરફ જેવાં પાંચ ફડસીઆં, ૮–૧૦ ઇલાયચી દાણા અને થોડાંક લવીંગ લીધાં.

થોડાક દિવસ અગાઉ મ્હારા તે મિત્રે મ્હને વાત પ્રસંગે જણાવ્યું હતું કે ' સર્વ ધર્મ કરતાં અમારા ધર્મના સાધુની ક્રિયા ઘણી આકરી છે. એમનાથી ઠંડું જળ અને વનસ્પતિને તો અડાય જ નહિ અને ચેતન વિનાનો આહાર લેવા નીકળે ત્હારે પણ અમુક મખત નિયમો સાચવવા પડે છે. કોઇ ચીજ એમને મુકામે આપવા તો જવાય જ નહિ, વગેરે. " આ શબ્દો મ્હને હમણાં યાદ આવવાથી મ્હને ચિંતા થઇ કે જૈન સાધુઓ સામા આવવા આવેલી ચીજ તો લેતા નથી અને આ સાધુજી લે છે, તો નક્કી ત્હેમની તબીયત કાંઇ નરમ થઇ હશે, શરીરમાં વાયુનું પ્રમાણ વધી ગયું હશે ! મ્હારા મિત્રના ગુરૂની તબીયત નરમ થવાના સંશયથી મ્હને ભારે દુઃખ થવાથી મ્હે તુરતજ મહારાજને પૂછ્યું: "સાહેબ, આપને શું મોળ આવે છે ? અગર શું ચક્કર આવે છે ? ફરમાવો તો બજારમાંથી 'પેઇન કીલર' હમણાં જ લઇ આવવા તૈયાર છું. સત્પુરુષોની સેવા કરવી એ વેદ ધર્મનું ખાસ ફરમાન છે. "

મ્હોટું ધમાલ્યું બાંધ્યું હતું અને પાશેર છીંકણી સમાય એવાં જેમનાં મોટાં નસકોરાં તપખીરથી ખરડાયલાં હતાં. તે ભદ્રીક પ્રાણીએ જાણે કે જમીન માપતા હોય તેવી રીતે સાષ્ટાંગ દંડવત કરી એક ટીન્ની ડાબલી મહારાજ સન્મુખ ધરી અને ત્હેમાંથી જોઇએ તેટલી તપખીર લેવા અરજ કરી. આથી વળી મ્હને ચિંતા થઈ આવી અને મ્હેં મ્હારા મિત્રને પૂછ્યું: " કેમ ભાઇ ! મહારાજ સાહેબને કાંઇ માથાનું દરદ છે કે શું ? કહો તો જરા ' કોલન વૉટર ' લઇ આવું અગર સુખડ ઘસી લાવું. અરેરે ! ગુરૂ દેવનું દુઃખ જોયું કેમ જાય ? "

મહારાજે હસીને મ્હારો ભય દૂર કર્યો અને કહ્યું: " દેવાણુપીઆ ! એ તો અમને વ્યસન છે. નવરાશનો વખત ખુટાડવા કોઇ સંસારીને ગંજીફો રમવાનું, કોઈ સંસારીને સોપારી ઉપર સોપારી કાતરવાનું અને કોઇને ચોપાટ આદિ ખેલવાનું વ્યસન હોય છે એમ અમને આ નિર્દોષ વ્યસન છે. આ એક પડીકું લીધું છે ત્હેમાંની અડધી આજે બસ છે, બાકીની કાલ કામ લાગશે. અમારાથી કાંઈ મહિના સુધી ઓછી જ સંઘરી શકાય છે ! આ શ્રાવકજી ભાવિક સારા છે અને ત્હેમની તપખીર સુગંધીમિશ્રીત છે તો વળી આટલી લઇએ છીએ. "

' હાસ ! ' કહી મ્હેં દમ ખેંચ્યો અને ગુરૂ મહારાજને માથાની વેદના નથી એવી ખાત્રી થવાથી મ્હારૂં મન શાંત થયું. પછી અમે બન્ને મિત્રો અમારા કામે ગયા.

ત્યારથી મ્હારા મનમાં કેટલાક સંકલ્પવિકલ્પ થયા કરે છે. સાહેબ, આપ ખરાબોલા છો તો મ્હારા મિત્ર માફક હાંકપીછોડો

નહિ કરતાં ખરેખરી વાત જણાવી મ્હારા સંશયનું છેદન કરશો એવી આશા છે. મ્હારા સંશય નીચે પ્રમાણે છેઃ—

(૧) ઇન્દ્રિયને મારવા માટે સંજમ લેનારો અને સ્વાદને દેશનિકાલ કરવાનું વ્રત લેનારો ત્યાગી વર્ગ દુધીઆ સોપારી, સુગંધી તપખીર આદિથી વખત ખુટાડવા ઇચ્છે છે તો શું ત્હમારાં શાસ્ત્રો, ત્હેમનો વખત વધારે સારી રીતે ખુટાડવાનાં સાધનો પુરાં પાડી શકતાં નથી ? શું ઇન્દ્રિયરસ સિવાય બીજા 'રસ' જૈન શાસ્ત્રોમાં કહ્યા નથી ?

(૨) જૈન ધર્મના પ્રભાવક આમલના વખતમાં મહારાજાઓને જૈન ધર્મ પમાડી એ ધર્મને 'રાજધર્મ' બનાવરાવના અને હાલમાં તેઓ પૈકી મ્હોટો ભાગ રાજા અગર અમલદાર સમક્ષ ઉભો રહેવાની હિમત પણ ધરાવતો નથી તો તે શું ઇન્દ્રિયોને ગાઢ રાખવાના આવા સ્વભાવને આભારી તો નહિ હોય ? ( જેઓ ખાવા પીવા કે મુખવાસમાં કે આરામ લેવામાં મશગુલ હોય તેઓના મનમાં બીજા ઉચ્ચ વિચારો પ્રવેશ પામી શકે જ નહિ એ કુદરતી કાનુન અનુસાર.)

(૩) ઘર-કુટુંબ-દોલત અને રાગ દ્વેષ સર્વને છોડીને 'મુંડ મુંડાવનાર'માં વળી 'વ્યસન' નો વળગાટ રહી જવા પામતો હશે ખરો કે ? એ વળગાટ જો એવો મેલો હોય તો એના ઉતાર માટે કોઇ ભુવો આપની જાણમાં છે ? અને જો એ વળગાટ દૂર ન થઇ શકે તો પછી જ્યહાં સુધી એનો વાસ શરીરમાં છે ત્હાં સુધી એ શરીર વંદવા યોગ્ય ગણાય કે કેમ ? ( કારણ કે, ભૂતના વળગાટ-

વાળાને દુનિયા વદતીક ગણુતી નથી. પણ તમારા જૈનોની રૂઢીનો મને અનુભવ ન હોવાથી ઉપસો પ્રશ્ન પૂછુછુ.)

(૮) સાધુજી અન્નાદિ ખાય છે તે માત્ર શરીરને ભાડુ આપવા ખાય છે શુષ્ક-નુખુ-સ્વાદ વગરનું કરીને ખાય છે 'આ ખોરાક કેવો સ્વાદિષ્ટ છે! આ કેવો કાંચા-કડવો કે ગધાઇ ગયેલો છે!' એમ તે કદી મન સાથે પણ કહેતા નથી. આવુ તેઓ પોતાના ધર્મપુસ્તકના લખ્યુ કહે છે, તો શુ તમાકુ, સોપારી, ચ્હા વગેરે પદાર્થો શરીરને ટકાવી રાખવા માટે ન ચાલે તેવા પદાર્થ હશે કે એમ તે આપને શારીરિક વિદ્યાનુ જ્ઞાન હોય તો લખશો. (ચ્હાગ સાભળવા પ્રમાણે ડાકટરો અને વૈદ્યો એ ત્રણે પદાર્થને બીનજરૂરી જ નહિ પણ એ વ્યસનોને શત્રુ જણાવે છે. પણ જૈન શાસ્ત્રો ઘણી વખતે આધુનિક શોધખોળને જુદી પાડે છે, જેમ કે હાલના શોધકો પૃથ્વીને ફરતી કહે છે અને જૈનશાસ્ત્રો સ્થિર કહે છે એમ કદાચ હાલના વૈદક વિદ્યાના શોધકો ભૂલ પણ કરતા હોય તો જૈન શાસ્ત્રો આ સબધમા શુ કહે છે તે જણાવવા કૃપા કરશોજી)

ઉચિત આપેલા શ્રમ માટે અગાઉથીજ ઉપકાર માની લે છે-

# સૂતા ભલા કે જાગતા?

એક મામા–ભાણેજને એકદા અપાસરામાં સહજ સહજમાં બોલાબોલી થઇ ગઇ તે જોઇ મ્હને મઝાહ પડી; કારણ કે ત્હેમા મ્હને કાંઈ શીખવા જેવું પણ હતું. પણ એકલપેટો સ્વભાવ મ્હને પસંદ ન હોવાથી પોતાની મઝાહમાં પોતાના સર્વ સ્વધર્મીઓને હિસ્સો. આપવા અર્થે તે મામા—ભાણેજનો વાદવિવાદ અત્રે પ્રગટ કરું છું; કારણ કે "તે મઝાહ, મઝાહ નથી, કે જ્હેમાં ભાગ લેનારા અનેક પરોણા ન હોય."

"ત્ર્યંબક મામા!" અમૃતલાલે ધીમેથી શરૂઆત કરી "ત્હમે ગઇ પરમ દિવસે 'સંવર' કર્યો હતો છતાં હું મળવા આવ્યો ત્હારે " સુઇ ગયા હતા તે તો પચ્ચખાણ તોડયું કહેવાય!"

"જા, જા, મુરખા!" ત્ર્યંબક મામાએ તિરસ્કારયુક્ત જવાબ વાળ્યો. "હળદરના ગાંઠીઆથી વૈદ ન બન. કોણે કહ્યું કે 'સંવર'-" માં ન જ સુવાય? હા, સામાયકમાં ન સુવાય પણ 'સંવર' માં " શું અડચણ!" તેમ છતાં ખાત્રી કરવી હોય તો ચાલ સાધુજીને " પૂછીને નક્કી કરીએ."

"સબુર, મામા! સાધુજીને તકલીફ આપવાની જરૂર નથી–

કદાચ તેઓ પણ ભાગ્યેજ તમારાથી વધારે જાગૃત રહેતા હશે! આપણે "કરારનામું" અથવા પચ્ચખાણનો પાઠ જ તપાસીશું તો વધારે ઠીક પડશે. સંવરમાં તમે પાંચે આશ્રવના પચ્ચખાણ કર્યા છે મિથ્યાત્વ, પ્રમાદ, કષાય, અવ્રત અને અશુભ યોગ. એ પાંચમાં પ્રમાદના પચ્ચખાણ છે કે નહિ? અને પ્રમાદના વળી પાંચ ભેદ છે મદ, વિષય, કષાય, નિદ્રા અને વિકથા આ પૈકી નિદ્રા કે જેના તમે પચ્ચખાણ કરી ચુક્યા છો તેનું તો પાછા સેવન કરો છો. માટે પોષધ કે સંવર કરીને નિદ્રા લેવું એ પચ્ચખાણ તોડવા બરાબર જ છે"

" તેથી કાંઇ દિવસે ઘોરવાની છુટી મળતી નથી. વખતને મારવા
" માટે જેઓ દિવસે ઉંઘે છે તેઓ તો ખુલ્લી રીતે પચ્ચખાણ તોડે
" છે, પછી તે 'સંવર'વાળો શ્રાવક હોય અગર જાવજીવના 'સંવર'-
" વાળો સાધુ હોય. કેટલાક સાધુને દિવસે ઉંઘવાનું વ્યસન થઇ
" ગયું હોય છે, તે એટલે સુધી કે જેમ કોઇ રાજા ઉંઘે ત્હારે ખાસ
" હુકમ કરે કે મ્હને કોઇએ ગમે તેવા કામ માટે પણ ઉઠાડવો નહિ,
" તેમ આ દિવસે ઉંઘનાર મહારાજાઓ પાસે દર્શન કરવા આવ-
" નારને પણ પ્રવેશ મળતો નથી. ખરૂં કહીએ તો સાધુને રાત્રેજ
" જે ઉંઘ મળે છે તે હરકોઇ સંસારી કરતાં વધારે છે. સંસારીને
" બીચારાને પોતાના રોજના ધંધાને અંગે કે સંસારના બીજા
" કાયાકજીઆને લીધે મોડી રાત સુધી જાગવું પડે છે; કેટલાક તો
" રાતના ૧૨ કે એક વાગ્યા સુધી સુવા પામતા નથી; જ્હારે
" મુનિરાજો ૮ કે ૯ વાગે સુવા પામે છે અને સવારે પાંચ વાગે
" ઉઠે છે. આઠ કલાકની ઉંઘ તનદુરસ્તી માટે જરૂર કરતાં પણ
" બલ્કે વધારે છે—ઓછી નથી. (માંદગી યા બીજા ખાસ કારણની
" વાત જૂદી છે.)

" ભગવંતે કહ્યું છે કે, કેટલાક જીવ જાગતા ભલા અને
" કેટલાક સૂતા ભલા. ત્હેમાં પાપીને સૂતા ભલા 'ને સાધુ-મુનિને
" જાગતા ભલા કહ્યા છે. તેમ છતાં ત્હેમને સૂતા ભલા થવાની
" ઇચ્છા હોય તો તેઓ જિનરાજની આજ્ઞાને કેટલે અંશે પાળે છે
" તે વિચારવું મુશ્કેલ નથી. વળી વેદ પણ કહે છે કે—'या निशा
" सर्वभूतानां तस्यां जागर्ति संयमी' અર્થાત્ સઘળા પ્રાણીઓ
" જ્હારે ઉંઘે છે ત્હારે પણ સંયમી—સાધુ તો જાગે છે. આત્માની

# ધર્મનો ગાંસડો-પોટલો !

શ્રી 'જૈનસમાચાર'ના અધિપતિ જોગ.

વિનતિ સાથે લખવાનું કે મ્હને ઘણા દિવસથી એવો 'ડોહળો' ઉત્પન્ન થયો છે કે થોડે થોડે ધર્મ કરવા કરતાં એક **સામટો** ધર્મનો ગાંસડો-પોટલો બાંધીને આકાશમાં ઉડી જાઉં અને ઉત્તનાં જગનાં (મુઆ પહેલાં જ) **શીવ**સુંદરીને વરી બેસું. આહા ! **શીવ**-સુંદરી એ કેવું ગલગલીઆં કરે તેવું નામ છે ! હું ધારતો હતો કે સંસારી પાપી પ્રાણીઓ માટે જ નરકની અને મોહદશાની ખાણ રૂપ સુંદરીઓ સરજાયલી હશે; પણ આ તો જ્હાં ને ત્હાં સુંદરીઓ જ સુંદરીઓ ભરી જણાય છે જો ! અરે છતી સુંદરીને તજવાનું શીખવનારા પણ છેવટે શીવ **સુંદરીને** જ વરવાનું બતાવે છે ! હું તો ગભરાતો હતો કે સુંદરીને તજવી તે કેમ બને ? પણ ફિકર નહિ, સુંદરીને તજીને ,પણ મ્હોટી **સુંદરી** જ લેવાની છે એટલે હવે વાંધો નહિ !

એક ગાંસડી મળશે. લીલફુગના અનંતા જીવોના સંહારની દરકાર ન કરતાં બંદો તે પણ કરી ચુક્યો; પણ ધર્મની ગાંસડી તો દીઠામાં આવી નહિ ! છોકરાંને અડધા ભૂખ્યા અને અડધાં નાગાં રાખીને, ગુરૂને વાંદવા આવનારા શ્રાવકોને જમાડવામાં મો રૂપીઆ ખર્ચી નાખવાની સલાહ કોઇએ આપી તે પણ અજમાવી; તથાપિ પેલી ધર્મની ગાંસડી તો ન જ મળી ! એમ અનેક રસ્તે મહેનત કરી, પણ કાંઈ વળ્યું નહિ. ત્હારે હમણાં વળી મ્હારા એક ગુરૂ કહે છે કે, ભગવાનના ચાળા પાડવાથી ધર્મની ગાંસડી ઝટ મળી જશે; પણ મ્હેં અનેક સલાહો ( આંધળા થઇને ) અમલમાં મૂકવા છતાં એકેકમાં દહાડો ન વળ્યો હોવાથી આ સલાહ ઉપર એકદમ વિશ્વાસ બેસતો નથી. માટે અધિપતિ સાહેબ ! જરા કૃપા કરીને ત્હમારા પોથાંપોથાંમાં ઢુંઢી ઢુંઢીને કહેશો કે ભગવાનના ચાળા પાડવાથી મ્હને ધર્મનો પોટલો મળી શકશે એ વાત માનવા જેવી હશે કે કેમ વારૂ ?

પણ જુઓ સાહેબ; ભગવાનના ચાળા પાડવાની વિધિ ત્હનને ખબર ન હોય તો બરાબર સાંભળી લેજો, કે જેથી બરાબર સલાહ આપી શકાય.

તો શેલડીના સાંઠાને પીલાવીને રૂપાના ઘડામાં નાખી વરશી તપ કરનારે તે રસ પીવો. વરશી તપ કરનાર કોઇ સ્ત્રી હોય તો તેણે ત્હેના ભાઇને મામેરૂં કરવા બોલાવવો અને શક્તિ હોય કે ન હોય તો દેવું કરીને કે ભીખ માગીને કે ચોરી કરીને પણ એ પૈસા સારી રીતે ખર્ચ કરીને એહેનનો મહીમા વધારવો. છેવટે બધા 'તપસ્વી'ઓ કે 'તપસ્વિની'ઓએ ભેગા મળીને ઉપાશ્રયમાં પારણું કરવું અને મહારાજ સાહેબો માટે પુસ્તકો કે કાપડ ખરીદવામાં કે ઉપાશ્રયના ફંડમાં કે સંઘ જમાડવામાં અમુક રકમ આપવી.

હવે આ 'પ્રિસ્ક્રીપ્શન'થી ભવભ્રમણનું દરદ મટીને હું **શીવ**-સુંદરી પામવા જેવો રૂડો રૂપાળો થઇ શકીશ કે કેમ એ બાબતમાં, અધિપતિ મહાશય આપની સલાહની મ્હને જરૂર છે.

અપરંચ, સાહેબ બહાદૂરને માલૂમ થાય જે, જો એ 'પ્રિસ્ક્રીપ્શન' ખરું જ છે એવો મત આપનો હોય તો એમાં જોઇતી દવાઓ—રૂપાના ઘડા અને શેલડીના સાંઠા—ઓરડી શણગારવાની ચીજો અને જમાડવાની વાનીઓ વગેરે ચીજોનું રેલ્વે પારસલ કરીને સેવક ઉપર મોકલી આપશો; કારણ કે આપને ત્હાં અપૂટ ભંડાર જણાય છે. પુસ્તકો અને મેવા લુટાવો છો તો આમાં ત્હમારે શું મ્હોટી વાત છે?

વળી જણાવવાનું જે, આ 'પ્રિસ્ક્રીપ્શન' આપને ઠીક લાગતું ન હોય તો ફાડી ન નાખતાં મ્હને પાછું મોકલવા મહેરબાની કરશો, કે જેથી મ્હારા ગુરૂ મહારાજશ્રીને તે પાછું સોંપું, જેથી તેઓ મ્હારા જેવાને છોડી બીજા કોઇ ભોળીઆ ભટાકને એ દવા આપી ધર્મનો

ગાંસડો પોટલો બંધાવી શિષ્યોને શીવસુંદરી વરાવી શકે અને દલાલી તરીકે પોતે પણ **શીવસુંદરીને** પામી શકે.

અને હવે છેલ્લી અરજ. સાહેબજીઇઇઇ ! આ **શીવસુંદરી** તો **એક** જ છે અને તે સાધુઓને પણ વરે અને રૂપાના ઘડાથી શેલડીના રસ પીનારા શ્રાવકોને પણ વરશે તો પછી **સતીપણું** ક્યાં જશે ? ત્હારે પાકું જૈન ધર્મમાં મુખ્યપણે ફરમાવેલા સતીપણાને બાધા નહિ આવે કે ? આટલી શંકાનો પણ બેગામેગી ખુલાસો કરશો કે સાહેબજીઇઇઇ ?

હું છું
શીવસુંદરીના શિયળને હરકત ન પહોંચતી
હોય તો વરવાને આતુર
'आशक'

# પવિત્ર પિતા લોંકાશાહના પત્રો.

[ ૧ ]

**રાજનગર**, તે ભાગ્યશાળી ભૂમિ, જ્હાં મહાન રાજાઓ બિરાજતા અને જ્હાં ઘણાએ પથોનો પુનરુદ્ધાર અને ઘણાનો જન્મ થયો છે, જ્હાં એકવાર જૈનમાંથી હડહડતાં મિથ્યાત્વો દૂર કરાવવા માટે હું આહાર–નિદ્રાનો ત્યાગ કરતો અને જ્હાંથી આખા ભારતવર્ષમાં ગાળેલા પાણીનો ઝરો વહેવડાવતો,—તે ભાગ્યશાળી રાજનગરીમાં આજે જેઓ કાન સહીત હયાતિ ધરાવતા હોય ત્હેમને—હા ત્હેમને જ આ પત્ર, સ્વર્ગના સુખોનું રાજીનામું આપીને, લખવા બેઠું છું.

રાજનગરના સાધુઓ અને શ્રાવકો ! આખા હિંદમાં વસતા મ્હારા પુત્રો કરતાં ત્હમે કાંઇ મ્હને વધારે વ્હાલા છો તેમ નથી, છતાં ત્હમને જ આ પત્ર સંબોધું છું ત્હેનું કારણ કાંઇ ત્હમારી કલ્પનામાં આવી શકે છે કે ? આજે જે ભૂમિ ઉપર ત્હમે **બેદરકારીથી** આમતેમ ચાલો છો એ ભૂમિ ઉપર મ્હેં રાતદિવસ વાચન—મનન—નિદિધ્યાસન કર્યાં કર્યું છે; વીરવચનોના ભંડાર (શાસ્ત્રો) ઘણી મુશીબતે મેળવીને મ્હેં કીડાની માફક તે સર્વ કોર્યા છે, એમની આરપાર ઉતરીને એમનું તત્ત્વ મ્હેં જાણ્યું છે અને જાણીને બેસી નહિ

ત્હેતાં લાખ્ખો માણસના શત્રુ બનવાના ખર્ચે પણ મ્હેં તે તત્વો એટલા હાથે કોઇ પણ પ્રકારની મદદ વિના આખા હિંદમાં ફેલાવ્યા છે. ગુજરાતી ભાષા કે જ્હેને આજ બાયલી ગણવામાં આવે છે ત્હેને બાહાદુરી ભરેલી હિંદી ભાષા બોલનારા પંજાબી વગેરે લોકોમાં માનનીય બનાવી દીધી, અને આજે સૂત્રોનો ખપ કરનાર તમામ પંજાબી અને મારવાડી જૈનો ગુજરાતી ટબ્બા સાથેનાં સૂત્રો વાંચે છે. એમ છતાં એ માટે ત્હમને ગુજરાતીઓને કાંઈપણ અભિમાન નથી.

રાજનગરમાં જ જૈન જગતને શુદ્ધ કરવાનો-ગાળીને બાષ્પ બનાવવાનો ગ્રચો હતો, કે જે સંચાએ આખા દેશને શુદ્ધ-મૂલ રૂપમાં જળ પુરૂં પાડયું હતું; એ છતાં રાજનગર આજે છેક જ શુષ્ક—ઉત્સાહ વગરનું-લાગણી વગરનું થઇ ગયું છે. આજે ત્હાં છકોરી-આઠકોટીના મતભેદ ચાલી રહ્યા છે-આજે ત્હાં બાલકોની રમતો પર જેટલું લક્ષ અપાય છે તેટલું મરદની કુસ્તી પર અપાતું નથી. અને જેઓ ઘર જ સંભાળી શકતા નથી તેઓ આખા હિંદને તો શું સંભાળી શકે? અને એમ છે ત્હાં મ્હારે મ્હારા મનની વરાળ કોની પાસે કહાડવી?

રેલ્વે આદિના સાધન વગર અને હજારો શત્રુઓથી અહોનિશ ઘેરાયલી દશામાં ત્હમારા પિતાએ ક્યહાં મારવાડ અને ક્યહાં માળવા, ક્યહાં પંજાબ અને ક્યહાં દક્ષિણ, ક્યહાં કચ્છ અને કંહાં કાઠિયાવાડ, સર્વત્ર થોડા અરસામાં ધર્મ ફેલાવ્યો હતો. ત્હમે આજે સંપૂર્ણ સાહિત્યો છતાં, મદદ કરવા માટે હજારો શ્રાવક છતાં, રેલવે આદિની સવડ છતાં, પુસ્તકો-પેપરો આદિનું સાધન છતાં, અને જમાનો

ભણવામાં પાપ છે, દાનમાં પાપ છે, જાહેર હિંમત એ નિંદા છે, સત્યકથન એ નાસ્તિકપણું છે, ખુશામત એ સમકિત છે: આ માન્યતાઓ જ્યહાં ચાલી ગઈ હોય ત્યહાં વીરનો પરાક્રમી ધર્મ કેમ ટકી શકે? બનીયાઓએ શોભાવેલો ધર્મ, લડાઇના વચ્ચમાં ઘોડાનું પસંદ કરનારથી કેમ જળવાય? એશઆરામના વાંછુ સાધુ અને સ્વાર્થમાં મશગુલ શ્રાવકો! ત્હમારો પિતા ત્હમને હજારો યોજન પરથી જોઇ જોઇને રડે છે, ત્હેનું કાળજું બળી જાય છે, ત્હેનું હૃદય શેકાઈ જાય છે, 'પ્રશસ્ત ક્રોધ' ત્હેની નસેનસે વ્યાપી રહે છે, પણ ત્હેની ત્હમને કાંઇ દરકાર છે? ત્હમે ત્હમુંડ જેવા, મુઆ મરખા પડ્યા હતા ત્હેને હાથ ઝાલી ટટાર કર્યા તેજ પિતાને આમ મેકવાથી ત્હમારૂં કલ્યાણ કદી નહિ થાય. ત્હમે સુધરો, લાગણીવાળા થાઓ, વીર થાઓ, લક્ષ્મીના લોભને ધગરો, દાન ગુણ પ્રાપ્ત કરી જગતમાં ત્હમને ન્હોટેલી કાળીગીલી દૂર કરો, જ્ઞાન વધારવા સાધુશાળા–પુસ્તકશાળા અને જૈનશાળાઓ તથા સભાઓ સ્થાપો. સંઘના ઉપર કોઇ આગેવાન હગવો કે જે સંવત્સરી જેવા ઉત્તમોત્તમ દિવસે પણ જક્ક કરનારને યોગ્ય પ્રાયશ્ચિત આપે અને સઘળાને મ્હારી આજ્ઞામાં ચાલવાની ફરજ પાડે

નથી. 'જેવા ગુરૂ તેવા ચેલા' ડુંગળીની સોબત કરવાથી શું કદી પણ ત્હમારામાં કસ્તુરીની સુગંધી આવવાની હતી? વિચારો, વિચારો, વિચારો. આત્માનો ખપ કરો. જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપના જ ભક્ત થાઓ; વહેમ, મૂર્ખાઇ, પરિગ્રહ, ખટપટના ભક્ત બની **નરક ન ખરીદો;** જ્હેને તીજોરી સાચવવી છે તે બીજાને શીરીતે તારવાનો હતો એટલો તો ખ્યાલ કરો!

મ્હારાં વચન કડવાં લાગે તો પણ **સાંભળી રહેજો.** હું ફરમાવું છું કે મૌન રહેજો. ત્હમારા પિતાને ત્હમને ઠપકો આપવાનો દરેક હક્ક છે. ત્હમે તે સાંભળવા બંધાયલા છો. અવિનીત થઈ આ સંદેશો પહોંચાડનાર ઉપર ક્રોધ કરશો તો યાદ રાખજો, આગળ 'દેવ' છે!

અને મનની જ્વાળા એ પત્રમાં મ્હેં પ્રદર્શીત કરી હતી. ત્હમારામાં-ના કોઇને કદાપિ એવો સવાલ થશે કે, દેવોને મનુષ્યોની ચિંતા શા માટે કરવી જોઇતી હશે? પણ ત્હમે ભૂલો છો; દેવો એ બીજું કાંઇ નહિ પણ વધારે સામર્થ્યવાળા મનુષ્યો છે, અર્થાત્ મનુષ્ય જેવી સઘળી લાગણીઓ તેઓમાં રહેલી છે. તેઓ ત્હમારી દુનિયામાં હતા તે વખતે જે ઉત્તમતાઓની હિમાયત કરતા હતા તે ઉત્તમતાનો પક્ષ તેઓ દેવ થયા પછી છોડી શકતા નથી; પરંતુ તે ઉત્તમતાના વિજય માટે વધારે જોખમદાર બને છે. ધર્મસ્થાપકો અને ગુરૂઓ ત્હમે ધારી શકો તે કરતાં ઘણી વધારે મહાન જોખમદારી ધરાવે છે; ત્હેમના શિષ્યોના અનાચાર માટે અમુક અંશે તેઓ જોખમદાર છે; તમામ શિષ્યોના મોક્ષની ચિંતા ત્હેમને હોય છે; ત્હેમના મોક્ષ વગર ત્હેમનો મોક્ષ તેઓ રાજીખુશીથી મુલતવી રાખે છે. ત્હમે કે જેઓ સંસારી છો તેઓ શું પુત્રને ભણેલો-પરણેલો-પુત્રવંતો થયેલો જોવા ઇચ્છતા નથી? શું ત્હમે ત્હમારા મૃત્યુને ત્ય્હારેજ સુખી માનતા નથી કે જ્યહારે ત્હમે પૌત્રને ખોળામાં રમાડવાનો પ્રસંગ મેળવો? અમે કે જેઓ 'મહાન પિતા' છીએ-તેઓ અમારાં બાળકો અર્થાત્ સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકા જ્હેમણે અમારો ગુરૂમંત્ર કબુલ રાખ્યો છે. તે સર્વને 'ગુણ'માં મ્હોટા થતા અને શીવસુંદરીને પરણતા જોવા એટલા જ આતુર હોઇએ એમાં શું આશ્ચર્ય પામવા જેવું છે?

છતાં ત્હમો જે સાધુઓને અને શ્રાવકોને આશ્ચર્ય થાય છે તેઓ ત્હમારી જોખમદારી-ત્હમારી ફરજને સમજતા નથી, માટે જ ત્હમને આશ્ચર્ય થાય છે. 'જૈન' પદ લેનાર દરેક શ્રાવક દુનિયાનો દેવાદાર બને છે. ત્હેણે દુનિયાના દરેક જીવનું કંઇ હિત કરવાનું છે;

અમુક સંયોગોને લીધે **કાર્યથી** કાંઇ હિત ન બની શકે તો શુદ્ધ અને પ્રબળ **ભાવનાથી** પ્રાણી માનનું હેણે કાંઇ હિત કરવાનું છે. ત્હમારી બાર ભાવનાઓ યાદ કરો; ત્હમે હેનું રહસ્ય કદી વિચાર્યું છે? ત્હમે 'જૈન' નામને લાયક થયા સિવાય 'જૈન' બની એ મહાન શબ્દને લઘુતાએ પહોંચાડયો છે.

અને મ્હારા દૂતો–Apostles–આચાર્યો-મુનિઓ: ત્હમે હેમને કોણ ધારો છો? તેઓ જગતના ઉદ્ધારક છે. વ્હેમ અને અજ્ઞાનમા સડતી દુનિયાને પ્રકાશ અને જ્ઞાનમા લાવવા માટે તેઓએ 'દીક્ષા' લીધી છે. ત્હમે કહો છો કે "ફલાણા ભાઇએ ફલાણી સ્ત્રી માટે જોગ લીધો છે," તેમ મ્હારા દૂતોએ જગતના કલ્યાણ માટે પોતાનું ધન અને તન બન્નેની આહુતિ આપીને 'જોગ લીધો છે.' **દુનિયાનાં** પાપો—**દુનિઆનાં** દુઃખો—**દુનિઆની** બળતરા તે **ત્હેમનાં** પાપો, **ત્હેમનાં** દુખો અને **ત્હેમની** બળતરા છે. હેમને ઉ૨ ભેની જ મસ્તેસ. હેમને આહારનો સ્વાદ જ ન હોઇ શકે: થાક અને

કરે છે અને 'સ્વરાજ્ય'થી દૂર જતા જાય છે; પણ જો 'યોગી'ઓ ધારે તો ત્હેમના સંકલ્પ માત્રથી 'સ્વરાજ્ય'ની 'આશા'ને એક **'ખરી વાત'** તરીકે બનાવી શકે.

પણ ક્યાં છે તે 'યોગ'?–ક્યાં છે તે ચારિત્ર? ક્યાં છે તે ઉચ્ચ ભાવના? વધારે દૂરના દાખલા છોડી દઈ હું નજીકના જ જમાનાની અને મ્હારી પાટગાદીના ગચ્છની જ વાત કરીશ. મ્હારા એક પુરાણા 'દૂત' ધર્મસિંહની પરીક્ષા માટે ત્હેના ગુરૂએ ત્હેને અમદાવાદની ઉત્તરમાં આવેલા દરીયાખાન નામના યક્ષના દેવળમાં રાત્રી ગુજારવા ફરમાવ્યું ત્હારે તે પ્રસન્નવદને ત્યહાં ગયા અને ધ્યાનારૂઢ થઇ બેઠા. આ જગાએ કોઇ માણસ રાતવાસો રહેતો તો યક્ષ ત્હેના પગ પકડી પત્થર ઉપર પછાડી મારી નાખતો. આ વાત આખા શહેરમાં જાહેર હતી. પરંતુ 'યોગી' ધર્મસિંહે પોતાના યોગબળથી તે યક્ષને વશ કર્યો અને તે દિવસ પછી કોઇ જીવની હિંસા ત્યહાં થઇ નથી.

એવા યોગબળથી શું નથી બની શકતું? એ જ ધર્મસિંહ મુનિ પાસે એકદા એક બ્રાહ્મણ આવ્યો અને પોતાની પાસેના એક સંસ્કૃત ગ્રંથનો અર્થ સમજાવવા અરજ કરી. મુનિએ કહ્યું:–"તે ગ્રંથ અહીં મુકી જાઓ અને કાલે ત્હેનો અર્થ સમજવા આવજો." ત્હેના ગયા બાદ ગ્રંથમાંના ૫૦૦ શ્લોક પોતે મુખપાઠ કર્યા અને ૫૦૦ પોતાના અત્યંત વિનિત શિષ્ય સુંદરજીને પાઠ કરાવ્યા. રાત્રે પ્રતિક્રમણ બાદ શિષ્યે પોતે મુખપાઠ કરેલા શ્લોક કહી સંભળાવ્યા અને ગુરૂએ તે પણ યાદ રાખ્યા. સવારમાં જ્હારે બ્રાહ્મણ આવ્યો

જ્હારે પુસ્તક બાજુએ મુકીને પોતે મ્હોડેથી જ હજારે શ્લોકો બોલીને અર્થ કરી બતાવ્યા!

ક્યહાં છે આજે એક પણ ધર્મસિંહ! સંવત્ ૧૬૮૫ માં થયેલા આ 'યોગી' પછી એવોજ સમર્થ યોધ્ધો એક પણ થયો છે?

અકબર બાદશાહની ઉપવઝીરાત છોડી મ્હારી દિક્ષા લેનારા સરવોજી હાલ ક્યહાં છે? બે લાખ રૂપીઆની રોકડ છોડી નીકળનારા અણહીલપુર પાટણના વેદગોત્રી રૂપ ઋષિજી હાલ ક્યહાં છે? ૩૨ લાખ મહમુદી છોડી પોતાની દિક્ષામાં એક લાખ રૂપીઆ ખર્ચનાર જીવઋષિજી હાલ ક્યહાં છે? કલોલ ગામમાં કંઠીઓ તોડાવી કુવામાં નંખાવી 'કંઠીઓ કુવો' નામ તે ગામની ભૂગોળમાં નોંધાવનાર અને મોરબી તથા આસપાસમાં ૪૦૦૦ ઘરને પ્રતિબોધનાર અમદાવાદના શ્રીમલ્લજી ક્યહાં છે? શાહજહાં બાદશાહને રીઝવનાર જામનગરવાળા **શીવજી** મુનિ હાલ ક્યહાં છે?

**એવા** મુનિઓ સિવાય ધર્મ કેવી રીતે દીપી શકે? શ્રદ્ધા કેવી રીતે મજબુત થઇ શકે? જેઓ રોટલાને રોતા હોય એવા પર દયા આણીને 'પાંજરાપોળની દીક્ષા' ને બદલે 'અપાસરાની દીક્ષા' આપવામાં આવે ત્હાં પછી શું સારી આશા રાખી શકાય?

કર્તવ્યામમા મુકરર કરવી. જેઓ એ પરિષદમાં ન ભળે ત્હેમની ત્હમે ચિંતા છોડી દો. પ્રથમ ત્હમારૂં સુધારો એટલે બીજાઓ આપો-આપ ભળશે.

હવે હુ શ્રાવકગણ તરફ ફરીશ. મ્હને એટલો તો સતોષ છે કે, મ્હારા પહેલા પત્ર પછી આ વર્ગે કાંઇક જાગૃતિ બતાવી છે. સૂત્રજ્ઞાનના ઉંડા અભ્યાસ માટે તથા શિક્ષક—ઉપદેશક વર્ગ ઉત્પન્ન કરવા માટે રતલામ જેવા ધર્મસ્થળમાં જૈન ટ્રેનીંગ કૉલેજ કરવાનું ઠર્યું છે,, અંગ્રેજી કેળવણી લેતા સ્વધર્મી વિદ્યાર્થીઓને ધર્મજ્ઞાન મળે એ માટે મુંબઇ ખાતે 'બોર્ડીંગ હાઉસ' સ્થાપન કરવાનું ઠર્યું છે, અને માગધી શિક્ષણમાળા માટે ઠરાવ થયો છેઃ

આ સર્વ પગનાં તરફ હુ મીઠી નજરથી જોઉં છું. અને આ પ્રમાણે મ્હારા પુત્રો ચાલ્યા કરશે તો ધીમે પણ મક્કમ પગલે આબાદીના રસ્તે ઘણી મજલ કરી શકશે.

કેટલાક મુનિઓની તથા કૉન્ફરન્સની ભલામણથી કેટલાંક રાજ્યો-માં જીવહિંસા થતી બંધ પડી છે, એ જોઇ મ્હને પરમાનંદ થયો છે. હું ધારું કે જીવદયાનો ખરેખરો ઉપદેશ તો ત્હારે જ લાગશે કે જ્હારે 'જૈન ટ્રેનીંગ કૉલેજ' માં ૩ વર્ષ ભણ્યા પછી દીક્ષિત થયેલો કોઇ સાધુ તે કામ પોતે ઉપાડી લેશે.

કેટલાક મુનિઓ પુસ્તકો રચતા થયા છે એ જોઈ હું ખુશી થયો છું. ત્હેમને મળતી ફુરસદ પુસ્તકો રચવામાં ગાળવાનું ત્હેમને રૂચશે તો એથી અનેક ફાયદા થવાના એક તો 'નવરો વાણીઓ

કાટવાં દૂટે ' એવું નહિ થાય, અર્થાત્ કાયાકબલા ઓછા થશે, મન શુદ્ધ રહેશે, વળી લખવા ખાતર કાંઇક કાઇક વાંચવું પડશે-મુ'ાઓ મેળવવા માટે જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે, તર્કશક્તિ ખીલશે, વિવેક બુદ્ધિ વધશે અને એમનાં પુસ્તકોથી બીજાઓને જ્ઞાન મળશે.

મ્હારી ધ્વજા એક દિશામાથી બીજી દિશામાં ફરકાવવા જે પત્રો શ્રમ ઉઠાવી રહ્યા હતા તેઓ ઉપરાત ભાવવા -પંજાબ -દક્ષિણની ખાલી રહી ગયેલી દિશા માટે હિંદી ભાષાના એક પાક્ષિકે જન્મ લીધો જોઇ હુ ખુશી થાઉ છુ. પન્તુ મ્હારા સમજવા પ્રમાણે એન્ટ માણસ ઉપર મવળો બોજો પડવાથી ત્હેને ઘણુ ખમવું પડશે. આર્થિક બોજાથી તે નવું બાળક નિયમિત રીતે શ્વાસ પણ લઈ શકતું નથી એ મ્હારા સમજવામાં છે, પણ હુ એટલુંજ જોવા માગુ છુ કે 'ધર્માત્મા' કહેવાતા કેટલાક શ્રીમતો એ કાર્યને કેવીક સ્હાયતા આપે છે. હુ માત્ર એટલુ જોવા જ ચાહુ છુ, બાકી ધર્મના નામને મદદ કરનારા શ્રીમતો બાપડા કોણ છે? એવાને તો દેવો મદદ કરનારા ઘણાએ છે, ગીધી કે આડકતરી રીતે તેઓ પ્રથમ કસોટી કરે છે, પુષ્કળ દુખ પડે-શરીરનું હાડપિંજર બની જાય-પેમેટકે તન ખરાબખસ્ત થઇ ભીખ માગવાની સ્થિતિમા આવી જાય એટની સ્થિતિમા આવતા સુધી નાટકના પ્રેક્ષક માફક તે દેવો જોયા કરેછે, પણ પછી એ દુખો વચ્ચે પણ ત્હેનો ટેક જળવાએલો જોઇ સીધી કે આડકતરી રીતે સ્હાય કરવા કમર કસે છે. તેઓ માત્ર એટલુ જ જોવા ઇચ્છે છે કે તેઓ તમાસો જુએ છે ત્હા સુધીમા પોતાને માટે દયા ચાહનારા કયા શ્રીમતો દયા બતાવી શકે છે?

24—8—08

( ૩ )

**સ્વાર્થ, કામ, ક્રોધ, મોહ અને કાયરતાદિ હલકી પ્રકૃતિ-પર જય મેળવવાનો ખપ કરનારા હે ભવ્યો!**

'આવો, ત્હમે ગમે તે દેશના કે ગમે તે વર્ણના હો પણ આવો, ગમે તે લિંગ કે ગમે તેની બુદ્ધિ ધરાવતા હો પણ આવો, માત્ર ત્હમે સ્વાર્થ, કામ, ક્રોધ, મોહ અને કાયરતાદિ 'હલકી પ્રકૃતિ' પર જય મેળવવાના 'ખપી' હો તો આવો, મ્હારા આ સફેદ વાવટા તળે આવો અને વાવટાના રંગ જેવા શુક્લ પરિણામી બની મ્હારી વાત સાંભળવા ઉજમાળ થાઓ!

ત્હમે પૂછશો "શું અમે 'દેવ' ની વાત સાંભળી શકીશું?" શકવાનો ત્હમારો વ્હેમ માત્ર ત્હમારૂં અજ્ઞાનપણું સાબીત કરે છે. એક પિતાનાં વચન એક બાળક સુણી શકે છે કે? એક રાજાનો હુકમ એક નોકર સુણી શકે છે કે? એક પતિની આજ્ઞા એક સતી સુણી શકે છે કે? તો ત્હમે પણ દેવની વાત કેમ નહિ સાંભળી શકો? હા, ત્હમારા હૃદયને વધારે કોમળ, નમ્ર, સ્વચ્છ, ફોટો લેવાના કાચ જેવાં બનાવવા જોઇશે, કે જેથી તે મ્હારાં વચનોને સારી રીતે ઝીલી શકે

કેમ થયું, તે હૃદય તૈયાર? થયું તે સરોવર કરચલીઓ વગરનું? થયો તે કાચ ઝીલી લેવાને લાયક? ત્હારે હવે ત્હમે ખુશીથી મ્હારી રાહ જોજો, હું ત્હમારી પાસે વાત કરવા નહિ આવું તો **બીજા કોની** પાસે આવીશ?

ઉત્ક્રાન્તિક્રમના ઉચ્ચ પગથીઆના શોખીનો! પ્રમાણીક મગરૂરીની દૃષ્ટિથી નીચે નજર કરો અને નીગોદ, નરક, તીર્યંચ આદિ દશાઓમાં હજી પડી રહેલા ત્હમારા પામર આત્મબંધુઓની દયા ખાઓ. ત્હમે કેવા ભાગ્યશાળી છો કે એક પછી એક કનામ રહડતાં રહડતા 'માણુસ' નો શોભનો **પોષાક** (શરીર) પામ્યા છો! ત્હમે કેવા ભાગ્યશાળી છો કે ત્હમારી (આત્માની) સર્વોત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ત્રણ અમૂલ્ય શરીર રૂપી હથીઆરો પામ્યા છો! ત્હમે કેવા ભાગ્યશાળી છો કે તે હથીઆરો સાથે 'જૈન ધર્મ' નામની અજીત તોપ પણ પામ્યા છો, કે જે વડે ત્હમે ત્હમારા છુપા **શત્રુઓનો** ક્ષણ માત્રમાં વિધ્વંશ કરી શકો!

વિધ્વસ! શું હું 'વિધ્વંસ' બોલ્યો? હા ખેદ! વિધ્વંસ કરનાર તે તોપ કટાઇ ગઇ! વાપરનારા સૈનિકોના **પ્રમાદથી** તે તોપ કટાઇ ગઇ! અને લગભગ નકામી-કહો કે ઉલટી **બોજા રૂપ** થઇ પડી. પ્રમાદે જે વખતે જૈન-સૈનિકોના કોઠામાં ઘર કર્યું કે તરત જ **સ્વાર્થ**પરાયણતા નામની ત્હેની સ્ત્રી પણ ત્હાં આવી વસી. ત્હેમના સંયોગથી વહેમ અપરનામ મિથ્યાત્વ, ધર્માન્ધતા, ધર્મદ્વેષ, **નિર્દયતા**, દંભ અને શાસ્ત્રવિમુખતા આદિ સતતી ઉત્પન્ન થઈ. આ બધી બલાઓની ટુકડીએ જૈનસૈનિકોના પેટમાં પેસીને એવું તો

ધમસાણ મચાવી મૂક્યું કે 'રમતના ભગવાન' ઉપર ચોખા ચ્હડાવવા કરતાં વધુ તાકાદ તેઓમાં રહી નહિ; પેલી જબરી તોપ વાપરી શકવાની તો ત્હાં વાત જ શી કરવી? અને જ્હાં તોપનો ઉપયોગ કરનાર કોઈ ન મળે ત્હાં પછી કાટ ખાધેલી તે તોપ નકામા જેવી-બોજા રૂપ થઇ પડે ત્હેમાં શું નવાઇ!

હવણી પ્રકૃતિ પર 'જય' મેળવવાનો 'ખપ' કરનારા ઓ બન્ધો! જો ત્હમને દીવ્ય ચક્ષુ પ્રાપ્ત થયાં હોત તો હું 'ચિત્રગુપ્તના ચોપડા'માંથી તે વખતના ચિત્રનું દર્શન કરાવત. પવિત્ર અને બહાદૂરી ભર્યાં જૈન ધર્મ રૂપી હથીઆરને કાયરો અને સ્વાર્થીઓએ ભ્રષ્ટ કરવા માંડ્યું તે વખતના જૈનસૈનિકોના હૃદયનું–ત્હેમના સૂક્ષ્મ શરીરનું ત્હમને દર્શન કરાવું તો ત્હમે ઢમકી જ જાઓ, ત્હમે દયા અને દુઃખથી ગાંડા જ બની જાઓ.

તે વખતે—તે દુઃખ અને અજ્ઞાનની અવધીના વખતે, મ્હેં મહાવીરના 'ગીતા'ના પુનરુદ્ધારની જરૂર જોઇ. 'મિથ્યાત્વ' અને 'ધર્મ' વચ્ચેનો તફાવત સમજાવવાનું, 'ધર્મપ્રેમ' અને 'ધર્માંધતા' વચ્ચેનો ભેદ બતાવવાનું, 'કાયરતા' અને 'દયા' વચ્ચેનો તથા 'હિંસા' અને 'ભક્તિ' વચ્ચેનો ભિન્નભાવ સાબીત કરી આપવાનું મ્હારૂં કામ હતું. મરી રહેલાને મારવાનું પમદ કરે તે પ્રાણી જૂદા હોય, મ્હે માત્ર પ્રેમ દ્વારા આ સૈનિકોને ટટાર કરવાનું કામ આરંભ્યું. મ્હેં ત્હેમનામાં **પ્રેમની લાગણીઓ પ્રેરી;** તેઓ મ્હારા તે પ્રેમને ઝીલી શક્યા અને થોડા વખતમાં—મ્હારી દૃષ્ટિ સમક્ષ, પાંચ લાખ જૈન-સૈનિકો પોતાના પેટમાં રહેલી ખલા-

ઓને દૂર હાંકી કહાડી મ્હારા મહેંદ વાવટા તળે એકઠા થયા! ત્હમને ત્હેનો ખ્યાલ આવી શકે છે? પાંચ-પચીસ નહિ પણ પાંચ લાખ પુરૂષોને એક વાવટા તળે એકઠા કરવા એ શું જેવી તેવી વાત છે? શું તે એક 'દેવ' થી ઓછી શક્તિ ધરાવતા પ્રાણીનું કામ છે? જેઓ અંતરચક્ષુ ધરાવવા ભાગ્યશાળી નથી થયા તેઓ મ્હને ત્હેમના પોતાના જેવા હાડમાંસના પોશાકમાં (=શરીરમા) જોઇને એક સામાન્ય માણસ ગણી, મ્હારી અવગણના-મ્હારી નિંદા કરવા સજ્જ થયા હતા-રે કેટલાક તો મ્હારા ખુન માટે અહો-નિશ ભટકતા હતા; પરન્તુ શુ એક દેવને કદી એક માનવ મારી શક્યો છે? સૂર્યને કોઇ ઘુવડ ઝાંખો કરી શક્યુ છે? ત્હેમણે મ્હારાં પરાક્રમ, બળતી આંખોએ જોયાં કર્યાં; મ્હેં ત્હેમની વચ્ચેથી અને બાજુએથી, ઉપરથી અને તળેથી, નજદીકથી અને દૂરથી માણસોને મ્હારી તરફ (પ્રેમના મોહક મંત્રથી) ખેંચ્યા અને તેઓએ મ્હારા હસતા અને દયાપૂર્ણ મુખડા સામે હસી જઇ મ્હારા વાવટાને વંદન કરી ત્હેની શીતળ છાયામાં રહેવાનું પસંદ કર્યું. આજની ત્હમારી રેલ કે તાર, પોષ્ટ કે સ્ટીમર કશાની મદદ વગર તેમજ મ્હારા પૂર્વજોનાં વજ્રઋષભનારાચ વગેરે સંઘયણ અને આહારક આદિ લબ્ધિઓ એ કશાની મદદ વગર હું એક જ જીંદગીમાં પાંચ લાખ ભવ્યોને શી રીતે પહોંચી વળ્યો હોઇશ અને તારી શક્યો હોઇશ ત્હેનો ખ્યાલ ત્હમને માનવ-જાતિને આવવો દુષ્કર છે. બસ છે એટલુ કહેવું કે, માનવનું ભલું કરવાની તીવ્ર ઇ ગમે તેવા ચમત્કારો કરવાને પુરતી છે.

ઇચ્છા શક્તિની પ્રબળ સ્હાયથી હું તે કામ બજાવી ઉત્ક્રાન્તિ-ક્રમની સીડીનાં ઉપલા પગથીએ ચ્હડવા આગળ વધ્યો (જન્માન્તર પામ્યો.) અને મ્હારૂં 'મીશન' વધતું ચાલ્યું. મિથ્યાત્વભરી ક્રિયાઓના ફંદમાંથી લોકોને બચાવી લીધેલા હોવાથી તેઓ વીર પિતાના આદેશ વાંચવા-સમજવા તરફ ચિત્ત આપવા લાગ્યા, દયા અને પરોપકારના ગુણને પૂજવા લાગ્યા, ક્ષમા ખડગ ઉચકવાનો મહાવરો કરવા લાગ્યા અને વીરશાસન ફરીથી જયવંત કરવાની દરેક આશા આપવા લાગ્યા.

પરન્તુ સમયના રેંટમાં ઉપર નીચે જતી ડોલ ભર-નીગળ થયા જ કરે છે. ઉન્નતિઅવનતિનું ચક્ર વારાફરતી ઉપર-નીચે આવે છે. મ્હારી ફોજમાં પુનઃ પ્રમાદે ઘર કર્યું. પુનઃ ક્રુમપ, કાયરતા, કૃપણતા અને જ્ઞાનશત્રુતાનું લશ્કર તેઓના પેટમાં પેઠું અને લગભગ પહેલાના જેવીજ ખેદજનક દશા ચોતરફ થઇ રહી.

એ ચિત્ર શું ત્હમારે જોવુંજ છે ? જો ત્હમે 'અધિકારી' હો તો આવો અને જુઓ ! ચિત્રપટ તરફ નજર કરો ! પેલો સંઘપતિ મ્હોટું ધમાલું બાંધીને બેઠો છે તે જોયો ? એક મરવા પડેલા દુબળાને ટુકડો રોટલો ખવરાવવા તે ના કહે છે. વિદ્યોત્તેજક ફંડમાં થોડાક ફુકા આપતાં આનાકાની કરે છે ! જ્ઞાનદાતા ગુરૂ જેટલા ઉપકારી પુસ્તક કે પત્ર પાછળ ૨—૩ રૂપૈડી ખર્ચતાં કંપે છે ! પણ હવે જુઓ પેલા સાધુના કહેવાથી દિક્ષા ઉત્સવમાં પાંચસો રૂપીઆ કેવા હસતા મુખડે ઉડાડે છે !

બીજી તરફ નજર કરો. પાંચ લાખ-બચ્ચાંઓનો બાપ પેલો

મહાત્મા, ધોળે દહાડે મોડ તાણીને સુએ છે ! એને કેટલી બધી દયા છે ? એને કેટલું બધું જોખમદારીનું ભાન છે ?

આમ ફરો. પેલી સાઠ-સાઠ વર્ષની બુઢી બ્રહ્મચર્યના પચ્ચખાણ કરે છે ! અગીઆર વર્ષની કન્યકાઓ મહપત્નીના દુઃખથી એકાઇ સંસાર પરથી દુઃખગર્ભિત વૈરાગ્ય લાવી દીક્ષા લેવા ઇચ્છે છે અને પછી આગળ જતાં યુવાનીના કુદરતી જુસ્સા વખતે શું કરે છે તે જોવા પેલા બીજા ખુણા તરફ નજર કરો !

અને 'સંસ્કૃત ભણવામાં મહા પાપ છે.' એવું કહેનારાઓને પેલી બાજુએ જોયા કે ? બીજી તરફ પેલા શુષ્ક ક્રિયાવાદીઓને પણ નિહાળ્યા કે ? તે કેવા રૂપાળા તેજસ્વી દેખાય છે ! આઠ-અને છ કોટીના મિષથી લડી મરતાં શ્રાપદોને જોયા પછી ત્હમે " વિધર્મીઓના હુમલા સામે આ તરવારીઆઓ કેમ ટક્કર ઝીલવા આવતા નહિ હોય ? " એ સવાલ મ્હને પૂછતા જ નહિ !

અને આર્યાઓને 'સ્વામી-મહારાજ-મહાસતી' કહેતી શ્રાવિકાએ અને શ્રાવકોને જોઇને એ કહેનારાઓની અજ્ઞાન દશા ઉપર ત્હમને કાંઇ ખેદ થાય છે કે ?

વિચારોનોપ્રચાર ચોમેર કરવા કમર કસીને લાગી પડી છે. ઉદારતાનો પાઠ સર્વને શીખવવાનું કામ તેણે હાથ ધર્યું છે જીવદયાનો ઝુંડો ઉડાવ્યો છે અને જ્ઞાનવૃદ્ધિ માટે ફલાજો લેવા માડયા છે. મગ્વા પડેલા શરીરમા આ દેવીએ ગરમ શ્વાસોશ્વાસ પુન ઉત્પન્ન કરીને જીવવાની આશાઓ બધાવી છે. મ્હારા વીરનો પવિત્ર ધર્મ—પ્રેમ અને ઢોગમોગ વગરનો તે વીરધર્મ હમણા પ્રકાશમા આવવા લાગ્યો છે હજારો અને વિદ્વાનો ત્હેની કિંમત સમજતા થયા છે વિશ્વનો ઉદ્ધાર કરવાનો હ- ધગવતા તે ધર્મના અનુયાયીઓમા પાછી ફરીથી કાંઇક જાગૃતિ આવવા લાગી છે. બીમારી લાબા કાળની હોવાથી પહેલે જ પડીકે દરદી લડવા જાય એવા ન બની શકે, પરન્તુ તે હવે ઉભો થઈ ગકે છે અને ચાલી પણ શકે છે થોડા વખતમા તે દોડશે અને આતર શત્રુઓ સાથે લડીને વિજય પણ પ્રાપ્ત કરી શકશે.

જે વખતે મ્હે મ્હારૂ 'મીશન' ફેલાવવાને દેવી 'મહાસભા'ને ત્હમારા વચ્ચે મોકલી હતી તે વખતે-અને બરાબર તે જ દિવસે મ્હે એ દેવીને માટે એક કાસદને પણ મોકલવાની કાળજી રાખી હતી. તે કાસદનું નામ ત્હમે સર્વ કોઇ જાણો છો દેવીના જન્મ વખતે જ તે કાસદ જન્મ્યો હતો અને તેણીના હુકમો અને તેણીની તદુરસ્તીના ખબરો લઇને તે કાસદ આખા દેશમ. ઘૂમે છે એ કાસદને લાબી મુસાફરીથી લાગેલા થાક અને ભૂખથી થયેલા દરદ વખતે મ્હારા એક સાચા ભક્ત અને ખરા સૈનિક મુલતાનચદે સ્થૂલ શરીર છોડી 'દેવ' બની, એને દવા, આશાએશ અને દીલાસો

આપી ટટાર કર્યો. મ્હારા 'મીશન'ના ચમત્કારીપણામાં શક લઇ જનારાઓ આ પ્રત્યક્ષ પુરાવા પરથી જો કાંઇ વિચાર ન બાંધી શકતા હોય તો તેવાને વધુ ખાત્રી આપવામાં વખત ગુમાવવાની હું કાંઈ જરૂર જોતો નથી.

મ્હારા તે પરમ ભક્ત અને સાચા ક્ષત્રીયપુત્ર મુનતાનચંદ્રે પેલા કાસદ દ્વારા ત્હમને સર્વને મ દેશો કહાવ્યો હતો કે, વીરશાસનના પુનરૂદ્ધાર માટે સાત કામો કરવાં અત્યાવશ્યકીય છે. શ્રાવક અને શ્રાવિકા-સાધુ અને સાધ્વી ચારેનો એકી વખતે ઉત્કર્ષ થવા માટે તે સાતે ખાતાં સ્થાપવા દેવી મહાત્માએ કમર કસવાની છે અને ત્હમારે દરેકે ત્હેણીના હુકમને માથે ચ્હડાવીને સર્વસ્વનો ભોગ આપવાનો છે. કોઇ દેવ એકાદ ફુલનો ભોગ માગે છે, કોઈ દેવ એકાદ જાતના અન્નનો ભોગ માગે છે, કોઈ દેવ એકાદ બકરાનો ભોગ માગે છે, પણ તે સર્વ દેવોથી વધારે ઉત્તમ-વધારે શ્રેષ્ટ એવો ત્હમારો દેવ ખુદ ત્હમારા પંડનો ભોગ માગે છે. તે પંડ માત્ર 'યજ્ઞ' માટે જ પોષાય છે, પરોપકાર અને જનસેવાનો વખત આવ્યે તે પંડને ત્હેમા હોમવાને ત્હમારે તૈયાર રહેવુ જોઇએ અને દેવને એ રીતે તુષ્માન કરવા જોઇએ.

ધિક્કાર પડયો ત્હમારા માતાતાતા દેહ પર, જો તે દેહ નિર્બળ દેહોને ટેકો આપવાના કામમા ન આવતો હોય!

ધિક્કાર હો ત્હમારા તે જાગતી જાગતીને રામેના દેહના હસ્ત પાદાદિ અંગોને, જો તે દુઃખીને સ્હાય કરવાના કામમા અગ્રેસર થવાની ના પાડતા હોય!

ધિક્કાર હો ત્હમારી લક્ષ્મીના ઢગલાને, કે જે ત્હમારા ઉપકારી ધર્મના અનુયાયીઓના ઉદયના કામમાં આવી શકતો ન હોય!

વ્યર્થ છે ત્હમારી ક્રિયાના ઢોંગ, કે જે ત્હમને કોઈની જ્ઞાન-વાર્તા સાંભળવાની ના કહેવાની જરૂર શીખવતા હોય અને વિશાળ દૃષ્ટિએ જોવાની મના કરતા હોય

શાસ્ત્રભાષાનું જાણપણું તથા શાસ્ત્રોના ભાષાન્તરનો પ્રચાર અને શાસ્ત્રોમાં ગુપચુપ સંતાડી દીધેલાં રહસ્યરૂપી રત્નોનું શોધન આ કામોમાં જે સાધુઓ સામીલ થવાની ના કહેતા હોય, ત્હમે ત્હેમને હરગીજ ન માનતા જ્ઞાનના શોખીન સાધુ-સાધ્વીઓ અને શ્રાવક-શ્રાવિકાઓ તથા અન્ય મનુષ્યોને એ સગવડો કરી આપવાની આનાકાની કરનારા **શ્રીમંતોને** જગતના ઋણી તરીકે જ મરવા દો, એમની દયા ન ખાતા એમને ભોગાંતરાયી અને જ્ઞાનાંતરાયી કર્મના 'વિપાક' ચાખવા દો અને કડવા **અનુભવથી** જ પાઠ શીખવા દો

આજે જેઓની તેઓ હાંસી કરે છે ત્હેમનાથી પણ વધારે મૂર્ખ દશામાં આવડવાને તેઓએ સજ્જ થવું પડશે, કારણ કે 'કર્મનો અચલ કાયદો' કોઇની દયા ખાઇ શકતો નથી.

**જાહેરનું માન લઇને** સ્વાર્થમાં પડયા રહેનાર સ્વાર્થીઓ વળી સૌથી ભુંડી દશાને પામશે. વગર લાયકાતે લેવાતું માન, વગર તાકાદે પરણવામાં આવતી સુંદરીના જેવું દુઃખદાયી થઇ પડે છે. તે માન અને પ્રાણ બન્નેનો અકાળે નાશ થાય છે અને બીજા જન્મમાં પણ દેવાદારપણું ચાલુ રહે છે.

ભવ્યો! મ્હારે કહેવાનું ઘણુંખરૂં કહેવાઇ ગયું છે. ત્હમારામાંના દરેકને મ્હારી આજ્ઞાઓ હું આપી ચૂક્યો છું. ત્હમારા ઉદ્ધાર માટે એક દેવી અને એક કાસદને હું મોકલી ચૂક્યો છું અને હું તથા એક સાચો ક્ષત્રીય નામે સુલતાનચંદ્ર અહીં રહ્યા રહ્યા ત્હમને મદદ કરવાનું ચાલુ રાખીશું. એ મદદને ઝીલવાનું કામ ત્હમારૂં છે. ત્હમે જો અમારા સંદેશા સામે જ બ્હેરા કાન કરશો તો અમારામાં તાકાદ નથી કે ત્હમને ફાયદો પહોંચાડી શકીએ. કયો વૈદ, **દવા લેવાની ના કહેનાર** દરદીને આરામ કરી શકશે? તથાપિ અમે ત્હમારા જીગરમાં સારા વિચારો રૂપી દવાની સૂક્ષ્મ પીચકારીઓ માર્યા જ કરીશું અને લાંબે કાળે પણ ત્હમારે તે પીચકારીમાંની તંદુરસ્ત દવાની **અસર સ્વીકારવી** જ પડશે. ત્હમે જો અમારી **સીધી લીટીએ** કામ કરશો તો અમને ત્હમારી **મદદે દોડવાનું** વધારે સ્હેલું થઇ પડશે અને ઘણું કામ થોડા વખતમાં બની શકશે. વ્હેમો અને શંસયોને દૂર કરો! શંકા-કુંખાને પરિહરો! શ્રદ્ધા

રાખો—દૃઢ શ્રદ્ધા રાખો ! ચળકતા ભવિષ્યમાં સમ્પૂર્ણ શ્રદ્ધા રાખો ! ત્હમને ઉપર આપેલી સલાહો બરાબર લક્ષમા ઉતારો, તે પર મનન કરો, ત્હમારા લોહીના દરેક બિંદુ સાથે ત્હેમને મેળવી દો અને પછી જુઓ કે અમારી મદદ ત્હમને કેવી જાદુઇ રીતે ઉત્ક્રાન્ત દશાએ પહોચાડે છે !

વીરના સાચા પુત્રો ! શુ ત્હમે નથી જાણતા કે ગમે તેવા કપરા શત્રુથી પણ ડરવુ એ મહા પાપ છે ? શત્રુઓને ફાવવા દેના એ ધર્મદ્રોહ છે, એ શુ ત્હમે નથી જાણતા ? કાયરતા અને કૃપણતા જેવુ ભયકર પાપ બીજુ એકકે નથી તે શુ ત્હમે ભૂલી જ ગયા ? નિમળ બૈરીઓ કરતા સગ મરદોનો મોક્ષ જલદી છે તે વાત ત્હમને શુ માલુમ નથી ? પરમાર્થનો યજ્ઞ સૌથી મ્હોટો ધર્મ છે એ શુ આજે નવુ જ શીખાડો ? વિશ્વમાં શાન્તિ,જ્ઞાન અને પ્રેમનુ સામ્રાજ્ય સ્થાપવા માટે મહાવીરે જન્મ લીધો હતો અને ત્હેનુ તે મીશન મજબુત કરવા માટે મ્હે પુન પ્રયત્ન કર્યો હતો એ વાત ત્હમે જો યાદ કરી શકતા હો તો આજેજ પ્રતિજ્ઞા લ્યો કે—

> વિશ્વમાં શાન્તિ, જ્ઞાન અને પ્રેમનું સામ્રાજ્ય
> સ્થાપવાના મહાન પવિત્ર કામમાં હું મ્હારા
> ધન-મન અને છેવટે તનનો પણ ભોગ આપીશ;
> કારણકે એવો ભોગ આપવાની તક મળવી
> એ મહદ્‌સુભાગ્ય છે

19—9- 10

—ઝુરીઝુરીને રૂપ પણ બાગી નાખ્યું; ત્હારે વીરની ૨૫ મી મદીમાં કહણીબાઇને એકને બદલે અનેક આશકો આવી મળ્યા! એ વાચાળ બાઇની જીભને જેમ બોલવાના શબ્દોનો ટોટો આવતો નથી તેમ તેણીની મેજલડીને આશકોનો પણ ટોટો હવે આવતો નથી. એકાદ આશક ખાલીખમ થયો કે અગ્યારમો બીજા આવી મળે છે!

બદાએ એક વાર ઇચ્છ્યું કે કહણી સુંદરીના આશકોની ગણતરી કરી, ત્હેમનાં નામ, ઉમર, ધંધો, પ્રથમની અને પછીની સ્થિતિ વગેરે બાબતોની નોંધ—'ડિરેકટરી' કરવી. પણ થોડા વખતમાં નિરાશ થઇને એ પ્રયાસ બદાને છોડવો પડ્યો, કારણ કે જેમ આશકોની સખ્યા લખી લખાય તેટલી નહોતી તેમ દરેકના ધધાનો ઇતિહાસ તો વળી સરસ્વતી દેવી પોતે પણ નોંધતાં થાકી જાય એવડો લાબો હતો! કોઇ બીખારીમાંથી ઉપદેશક બની મ્હોટા આસનપરથી શીયળની નવવાડનો ઉપદેશ કરવાનો ધધો કરતા અને પછી શેઠાણીઓનાં ઘર પવિત્ર કરવા જતાં માર ખાઇ બેસતા. કોઇ મઠ છોડી ગુપચુપ નાશી જતા. કોઇ વધારે ચાલાક હોઇ ગુપચુપ સાધના કરતા અને 'કહણીદેવીના પ્યારા ઉપાસક' તરીકેનું માન ખાટવાનુ ચાલુ રાખતા. કોઇના પ્રેમપત્રો પકડાઇ જતા, બીડીઓ પીતા બાળેલા પડદા બળવાથી નાશી જઇ શાહુકારમા ખપતા અને પાછા વેશ બદલી બગના ભક્ત બની માઠ્ડાં શોધતા, કોઇ અમે તો એક જ ટક જમીએ છીએ એમ કહી ભક્તાણીઓ પાસે માલમલીદા મગાવી ખાતા. આવા અનેક આશકો કહણી સુદરીને પચીસમી સદીમાં મળવા લાગ્યા તેથી તેણીના ઘરનાં બારણાં હમેશ ખુલ્લા જ રહેતાં અને સેજલડી સમારેલી જ રહેતી.

બીજા હાથ પર, ચિદાનંદજીની પરણેત પત્ની રહેણીસુંદરી તરફ કોઇ દૃષ્ટિ પણ કરી શકતું નથી, કારણ કે **સતિને પતિ એક જ** હોય છે. ત્હેની ઇચ્છા સરખી પણ પાપીઓ કરી શકતા નથી. હાલમાં ચિદાનંદજીનું સ્થૂલ અથવા ઔદારિક શરીર આ લોકમાંથી ચાલ્યું ગયું છે અને ત્હેમની માશુક પણ ત્હેમની પાછળ 'સતી' થઇ છે !

હવે તો ફરીથી કોઇ વીરજનની બીજી રહણીને જન્મ આપે, ઉછેરી મ્હોટી કરે અને ત્હેને વૈરાગ્યમાં ન પડવા દઇ કોઈ પતિની ધર્મપત્ની બનાવે ત્હારે વાત ! ત્હાં સુધી તો થાય છે તે જોયા કરો અને મીઠાં મધ જેવાં કથનથી મનની મુરાદો પુરી કરો ! બોલો શ્રી કહણી સુંદરીની જય ! અખંડ સૌભાગ્યવતી કહણી દેવીની જય ! દેવીના આશકોની જય ! નિંદકોની ખે !

લી૦ 'કહણીપતિ',

***

શ્રી આનંદઘનજી મહારાજ ચાર પ્રકારના અધ્યાત્મનો ખુલાસો કરતા સ્પષ્ટ શબ્દોમાં કહે છે કેઃ—

'નામ અધ્યાતમ,' 'ઠવણ અધ્યાતમ,'
'દ્રવ્ય અધ્યાતમ' છંડોરે;
'ભાવ અધ્યાતમ' નિજગુણ સાધે,
તો તેહશું રઢ મંડોરે.

અર્થ વિનાનો નામમાત્ર 'અધ્યાત્મ' શબ્દ તે **નામ અધ્યાત્મ;** તથા શબ્દ લપેટો અથવા અમુક વસ્તુ અધ્યાત્મ છે એમ કલ્પના

કરતી તે સ્થાપના અધ્યાત્મ; અધ્યાત્મ જેવો દેખાય પણ મુખ્યતા આત્મામાં નહિ તે દ્રવ્ય અધ્યાત્મ: એ ત્રણે પ્રકારના અધ્યાત્મને છોડો.

અને, જેમાં સમસ્ત ક્રિયાઓમાં આત્મા મુખ્યતાએ વર્તે અને આત્મસ્વરૂપપ્રાપ્તિને માટે જ ક્રિયા થાય અથવા આત્માના હિતને માટે જ ક્રિયા હોય, ત્હેને 'ભાવઅધ્યાત્મ' જાણો. તેવા ભાવ-અધ્યાત્મથી જ આત્મગુણ સધાય છે. એવા ભાવઅધ્યાત્મને ગ્રહો.

અધ્યાત્મ શબ્દ એક વાક્યમાં ૫૦ વાર વાપરવાથી, પોતાના નામ સાથે અધ્યાત્મશાસ્ત્રી કે યોગનિષ્ઠ પોતાની જાતે વાપરવાથી કે અધ્યાત્મ વિષયપર એકાદ ગ્રંથ ગોખી કે લખી જવાથી કદી અધ્યાત્મી બનાતું નથી. અધ્યાત્મીના ઢંગ જ જૂદા હોય છે. તે કશાથી દુઃખી થતો નથી અને કશાથી હરખાતો નથી. કોઈ ગમે તેવા શત્રુ તરફ પણ ત્હેની આંખનો ખુણો લાલ થતો નથી. તે, બળ કદી વાપરતો નથી અને વાપરે છે તો તે શત્રુને ભાવનાબળવડે મિત્ર બનાવી તારવાના રસ્તે જ બળ વાપરે છે. એને સંસારીઓથી લપ-છપ પસંદ નથી હોતી. એને કોઇ જાતની ઉપાદી કે માન, પ્રશંસા

# શ્રી સીમન્ધર સ્વામીને ખુલ્લા પત્રો.

(૧)

શ્રી સીમન્ધર જગ ધણી, આ ભરતે આવે
કરૂણાવંત ! કરૂણા કરી, હૃદયાંગત થાઓ !
સકળ ભક્ત તણા ત્હમે, ખુલ્લા થાઓ, ના
કોણ પછી કહો; હે પ્રભો ! છોડે ત્હારો સાથ !
સકળ સંગ છોડી કરી, 'સંયમ' માર્ગ ગ્રહીશ,
પાદ ત્હમારા સેવીને, જગહિતમાં વિચરીશ.
એ ઇચ્છા મુજ મનતણી, જુઓ સીમન્ધર દેવ !
પુરો પુરો એમ વિનવું, સ્વીકારો મુજ સેવ !

સકલ સીમાઓને ધારી રહેલા દેવ ! કરૂણાવંત પ્રભો ! પ્રેમના સાગર પરમેશ્વર ! પરોપકારની મૂર્તિ !

હે નાથ ! હું અજ્ઞાની છું, ચારે પાસે મોહમાં પડેલો છું, અનાથ છું, અશરણ છું, અનેક પ્રકારની આધિવ્યાધિ અને ઉપાધિથી ગ્રહાયલો છું. આવી સ્થિતિમાં કોની પાસે ભીખ માગવી, કોની પાસેથી જ્ઞાનનો માર્ગ જાણવો, કોની પાસે જઇ હૃદયની તરસ છીપાવવી, કોની પાસેથી જ્ઞાનાંજનવડે અજ્ઞાન અંધકાર દૂર કરે

તે, હે કરૂણાળુ દેવ ! મ્હને ખરેખર જડતુ નથી. હુ જ્યહાં ત્યહાં ભૂલો ભમું છુ—રણરોઝની માફક ભટકું છુ—અથડાતો ફર છુ, જ્યહાં ત્યહાં માર્ગ નહિ જડવાથી માર્ગથી વિમુખ જ રહું છુ. ત્હમે દયાળુ છો, ભક્તવત્સલ છો, આંધળાની આંખ છો, અજ્ઞાનીઓને પ્રકાશ આપનાર છો, વિશ્વને તારનાર છો, આ કલિયુગમાં પણ સત્યયુગને પ્રવર્તાવનાર છો, એવું આપનુ બિરુદ સાંભળી હુ આપની શરણે આવ્યો છુ

હે કરૂણાની મૂર્તિ ! ત્હમારી અનંત કરૂણાના સાગરમાંથી કરૂણાનું એક બિન્દુ આ તૃષિત પાન્થ તરફ મોકલવા કૃપા કરો. આ મ્હારી આશા વિફળ ન જ જવી જોઇએ—જ્યહાં સુધી આપમાં દયા છે, જ્યહાં સુધી આપ 'કરૂણાના સાગર'નું ખરૂ બિરુદ ધરાવો છો ત્યહા સુધી તો આવી આશા રાખવાનો મ્હને દરેક હક્ક છે.

આપ દૂર છો, ત્હેની મ્હને ચિંતા નથી, આપ આ ભરતથી ઘણે દૂર છો, સ્થૂલ દૃષ્ટિએ જોનારને ઘણે દૂર લાગો છો તો તેથી કાંઈ મ્હને શોક પામવાનું કારણ નથી. 'પ્રેમ'માં—ઉચ્ચ પ્રેમમાં એવું તો અવર્ણનીય બળ રહેલુ છે કે, ત્હાં છેટાપણાને અવકાશ જ નથી કરોડો ગાઉ દૂર પડેલાં અંતઃકરણો એક બીજા તરફ આકર્ષાય છે, એ હુ સારી પેઠે જાણું છુ.

પદ્મ, સૂર્યથી કરોડો ગાઉ દૂર હોવા છતાં સૂર્યને દેખી વિકસ્વર થાય છે; ચંદ્રકાન્ત, ચંદ્રથી હજારો માઇલ આઘો હોવા છતાં ચંદ્રને દેખી દ્રવવા માંડે છે; તો હે પ્રભો ! આપ દૂર હોવા છતા જો મ્હારામાં આપ પ્રત્યે કાંઈ પણ પૂજ્યભાવ હોય, ભક્તિની લાગણી

હોય તો, હે નાથ ! હું આપને મ્હારા તરફ જરૂર ખેંચી શકીશ જ. કદાચ આપને એમ લાગે કે મ્હારામાં એવું બળ નથી, એવી શક્તિ નથી, એવો પૂજ્યભાવ નથી, આપને પારખવાની શક્તિ નથી, તો જે ન્યૂન હોય તે આપ જ પૂરૂ કરો, જેની ખામી હોય તે આપ જ મેળવી આપો ! પણ હે સમ્પૂર્ણ પુરૂષ! હવે અહીં આવ્યા સિવાય આપનો છૂટકો નથી. પધારો, વ્હાલા નાથ ! પધારો; આ હૃદયમંદિરીએ પધારો. મ્હારી પાસે આપને ધરવા લાયક કાંઈ જ નથી. શું ધરવું ત્હેની પણ મ્હને ગમ નથી. છતાં વારંવાર હું પ્રાર્થના કરીને કહું છું કે, હે કરૂણાસાગર ! અત્રે પધારો. ભક્તજનોની અભિલાષા તૃપ્ત કરો. હે ગુરૂદેવ ! મ્હારે ત્હમારી પાસેથી કાંઇ માગવાનું નથી, છતાં હું એક ચીજ માગું તો હું જૂઠું બોલનો નથી. હું ભક્ત એકજ વસ્તુની માગણી કરૂંછું, અને તે આપ આપશો. હું આપની સેવા માગુંછું, આપના ચરણકમળની સેવાનું વ્રત યાચું છું. તરવારની ધાર પર ચાલવા કરતાં પણ આ વ્રત ઘણું વિકટ છે એમ, હે નાથ ! હું આપની કૃપાથી કાંઇક સમજું છું. છતાં મ્હારી એ જ યાચના છે. હે વિભો ! આપ ત્હાં કેમ એકલા પડી રહ્યા છો ? અમને બધાને અજ્ઞાન અંધકારમાં મૂકી, આપને ત્હાં પડી રહેવું કેમ ગમે છે ? આ ધર્મની સ્થિતિ કેવી થઇ ગઇ છે, તે આપથી અજાણ્યું તો નહિ જ હોય; છતાં મૂંગે મ્હોડે આપ કેમ બેસી રહ્યા છો ? હવે અવધ આવી ગઇ છે: અને હવે વધારે વખત આપ આ સ્થિતિ રહેવા દેશો તો ત્હેનું શું પરિણામ આવશે તે કહી શકાતું નથી.

આપ સર્વ જાણો છો; કાંઇક પ્રયોજનસર જ આપનું આ લાંબા

વખતનું મૌન હશે. પણ હવે એ મૌનનો ત્યાગ કરો, હે પ્રભો ! ત્યાગ કરો; હું રુરો ! ત્યાગ કરો. હવે અત્રે આવો-આવો-જરૂર આવો અને ફરીથી જ્ઞાનદીપક પ્રકટાવો. ફરીથી લોકોમાં સત્યમાર્ગની શ્રદ્ધા કરાવો. આપે પ્રબોવેલાં સત્યોરૂપી સૂર્યને ઘણા વખતથી અજ્ઞાન રૂપ વાદળાએ ઘેરી લીધો છે ઝાંખો ઝાંખો પ્રકાશ આવતો હતો તે પણ હવે બંધ પડી જવા લાગ્યો છે. જેમને ત્હમે નાયક તરીકે મુકયા હતા, જેમને ત્હમે ત્હમારા પ્રતિનિધિ તરીકે સ્થાપ્યા હતા, તેઓ હવે ફક્ત સત્તાના લોભી બન્યા છે, માનના ભૂખ્યા થયા છે, અને સ્વાર્થમાં અંધ બન્યા છે હવે અમારૂં રક્ષણ કરનાર કોઇ નથી હવે તો નાથ ! ત્હમારા અત્રે આવવા સિવાય બીજો માર્ગ રહ્યો નથી હવે આપના ચેલાઓને મોકલીને ફરીથી આ ધર્મનો પુનરૂદ્ધાર કરવાનો વખત પણ જતો રહ્યો છે હવે તો આપે જ પધારવું પડે એવી વસ્તુસ્થિતિ થઈ છે. આ સમયમા સામાન્ય ચેલાથી આ સખત અંધકાર, પોપલીલા, અને ગાઢ આવરણ ભેદી શકાશે નહિ એટલો કદાગ્રહ વધી ગયો છે, એટલી ટુકી દૃષ્ટિ વ્યાપી ગઈ છે, અને એટલુ કુપણાનુ સામ્રાજ્ય ચાલી રહ્યુ છે કે ત્હેને તોડવાને હવે સામાન્ય હાથીની નહિ પણ ગંધગજની જરૂર પડે તેમ છે. ન્હાના તારાઓના પ્રકાશથી આ અંધકાર ભેદાય તેમ નથી, હવે તો આપની-જ્ઞાનસૂર્યની જ અમને જરૂર છે. હાજરાહજુર આપ હયાત છો, આપ આ ધર્મનું રક્ષણ કરોછો, ત્હેને, દોરવો છો, ત્હેનું હિત જાળવોછો, અને ત્હેને છેક જ નાશ પામતો અટકાવોછો, તથા ત્હેની આસપાસ આપના રક્ષણ કરનારા હાથ હમેશ રાખોછો. આ બાબતની પણ ઘણા થોડાકને જ જાણ હશે આ બાબતની ખબર

જ જો ઘણા યોદ્ધાને હશે, તો પછી તે બાબતમાં શ્રદ્ધા રાખનાર તો કોઇ વિરલા હોય એમાં શું આશ્ચર્ય ? પણ એવા વિરલા બે ચાર કે પાંચ દશ પણ આ વખતમાંએ છે તો ખરા જ, એની હું આપને ખરા અંતઃકરણની ખાત્રી આપુછું. આપને માન કે પૂજાની દરકાર નથી એ હું સારી રીતે સમજુછું. લોકો આપના પરોપકારની ખુબી સમજે યા ન સમજે ત્હેની આપને પરવાહ નથી; છતાં આ અશ્રદ્ધાથી તેઓ બિચારાઓનું ઘણું અહિત થાય છે. તેઓ કોઈ પણ કામમાં જરા વિઘ્ન આવતાં નાસીપાસ થઇ જાય છે, હિમ્મત હારી જાય છે. જો ત્હેમને ખબર હોય–રે શ્રદ્ધા હોય–અવિચળ શ્રદ્ધા હોય–કે આપ શાસનનાયક દેવાધિદેવ જાગતાજ્યોત બેઠેલા છો, તો પછી અમે–આપના પુત્રો શુભ કામમાં શા સારૂ પાછી પાની ધરીએ ? શા માટે પૂર્ણ મનથી અને પૂર્ણ બળથી આગળ ન વધીએ ! પડીશું—આખડીશું તો હાથ ઝાલનાર બાપાજી પાસે જ ઉભા છે એમ ખાત્રી હોય તો કયુ બાળક ચાલતાં ન શીખે ! પણ શું કરીએ ? આપે સ્થાપેલા આચાર્યોમાં જ આપની હયાતીની શ્રદ્ધા નાશ પામેલી જોવામાં આવે છે. તેઓ જ રાજાનો અનાદર કરી રાજગાદી પચાવી પડયા છે; તો પછી ત્હેમના પર વિશ્વાસ રાખનારાઓમા તો તેવી શ્રદ્ધા ક્યહાંથી જ સંભવે !

હે નાથ ! આ મ્હારી વિનતિ મ્હારે પોતાને માટે નથી; આપની સેવા રૂપી અમર ફળ સિવાય મ્હારે બીજાની કશાની પરવાહ નથી. પણ ચારે બાજુએ જ્યહારે દૃષ્ટિ ફેરવું છુ ત્યહારે ખરેખર મ્હને ખેદ થાય છે, અંતઃકરણ દ્રવે છે અને શું કરવું તે ન સુઝવાથી હિમ્મત હારી જાઉછુ.

આપ જાણો છો તેમ આ ધર્મના ત્રણ મુખ્ય વિભાગ પડી ગયા છે; પણ જ્હાં હેના પેટાવિભાગોનો વિચાર કરીએ છીએ ત્હાં તો આંખમાં આંસુ જ આવે છે. આ પેટાવિભાગોએ સત્યરૂપી શરીરના ચુરેચુરા કરી નાખ્યા છે. હવે એવું અમરફળ કે સંજીવન-મણિ ક્હાંથી લાવીએ કે ફરીથી તે શરીર હેની અસલની નિરોગી અને પૂર્ણ તનદુરસ્ત સ્થિતિ મેળવી શકે ? ક્રિયાઓમાંથી ચૈતન્ય ચાલ્યુ ગયુ છે; હવે તે ખાલી ખોખારૂપ રહી છે. સૂત્રો કેવળ મુખ-પાઠે પોપટની માફક ઉચ્ચારાય છે; હેનો અર્થ કરનારા પણ હેનું રહસ્ય સમજતા હોય એમ દેખાતું નથી. હવે તો ટીકા કરનારાઓ, શબ્દને મારી તોડી વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ કરનારાઓ અને શબ્દના ખોખાંને સુંઘનારા પંડિતો રહ્યા છે. પણ તે શબ્દોનો ગંભીર અર્થ—હેમનું 'જીવન'—તે સમજવાની કુચી તો ક્હારનીએ લોપ થઇ છે.

હે **નાથ**! હવે એ કુંચી જાણનાર કોઇ રહ્યું નથી, એ ભેદ સમજનાર કોઈ મળતું નથી અને તેથી પોતાનું અજ્ઞાન છુપાવવા ઇચ્છતા નાયકોએ એવી વાતો બ્હાર મૂકી છે કે આ કાળમાં 'પૂર્વ'નુ જ્ઞાન વિચ્છેદ ગયું છે ! આ કાળમાં મન પર્યવજ્ઞાન વિચ્છેદ ગયું છે ! આ કાળમાં કોઇ પૂર્વ ભવ જાણી શકે જ નહિ ! આ કાળમાં આધાર માત્ર સૂત્રો–અને તે સૂત્રોનો અર્થ (મરજી માફક) કરનારા નાયકો રહ્યા. અહા ! શી ખેદજનક સ્થિતિ ! **નાથ** ! શુ બધુ વિચ્છેદ ગયું ? તો પછી આપ જ શી રીતે રહ્યા ? શુ 'આત્માને–આત્માની અનંત શક્તિને દેશ–કાળ અસર કરી શકે ? શું આ સમયે કાળ ઉપર કોઇનું પણ સામ્રાજ્ય ન ચાલે ? જો ન ચાલે તો, હે **નાથ** ! આપે તે સર્વનું ભક્ષણ કરનાર કાળનો કાળ કેવી રીતે કર્યો ? જ્હાં

સુધી આપ વિદ્યમાન છો, જ્હાં સુધી આપ દેશકાળથી અપરિચ્છિન્ન આત્મશક્તિવાળા હયાત છો, ત્હાં સુધી આપે પ્રાપ્ત કરેલું પદ મનુષ્યો આપની સેવાદ્વારા પામી શકશે એવી મ્હને સંપૂર્ણ શ્રદ્ધા છે. ભલે ને તે શ્રદ્ધાને કોઇ નાસ્તિકતાનું નામ આપે, છતાં તે શ્રદ્ધા અથવા સમ્યગ્દર્શન મ્હારા હૃદયમાંથી ખસવાનું નથી. કાંઇ પણ વિચ્છેદ ગયું નથીઃ જ્ઞાન વિચ્છેદ ગયુ નથી, ધ્યાન વિચ્છેદ ગયું નથી, પૂર્વ વિચ્છેદ ગયાં નથી, તેમજ જ્ઞાનીઓ પણ વિચ્છેદ ગયા નથી. જે જે મનુષ્યો માને છે કે અમુક વિચ્છેદ ગયું છે હેમને વાસ્તે તો તે ખચીત જ વિચ્છેદ ગયેલું છે, એમ હું જરૂર માનુછું. આત્માની અનંત શક્તિમાં–અનંત બળમાં–અનત વીર્યમાં જેને પ્રતીતિ–વિશ્વાસ–શ્રદ્ધા નથી હેને વાસ્તે તો સર્વ વિચ્છેદ ગયું છે એમાં કાંઇ ખોટું નથી. પણ સર્વને વાસ્તે સર્વ વિચ્છેદ ગયું છે, એ ન મનાય તેવી કલ્પિત વાત છે.

જે મનુષ્ય એમ માનતો હોય કે આ વસ્તુ કદાપિ મળે જ નહિ હેને તે કદાપિ મળી શકે જ નહિ. "ગતો જાય તે મુઆની જ ખબર લાવે"!

હે પ્રભો! મ્હારી ભૂલ થતી હોય તો મ્હને સમજાવશો. પણ આ બાબતમાં મ્હારૂં અંતઃકરણ તો ઉપરના વિચારોની જ સાક્ષી પુરે છે. અને કદાપિ જો ભૂલ થતી હોય તો લાભની તરફમાં ભૂલ થાય છે એટલે ચિંતાનું કારણ નથી. હે દેવ! લખવાનું ઘણું છે. આપથી કશું અજાણ્યું નથી, છતાં જ્હારે આપ તે ન જાણતા હો તેમ આપનું મૌન મનાવે છે તેથી જ હું આપને આ લખું છું.

હું અજ્ઞાની છું-બાળ છું-'છદ્મસ્થ' છું; તેથી મ્હારા લખવામાં અવિનય થવાનો ઘણો મ્હોટો સંભવ છે. બાળકની માફક બોલવામાં ચબાવલા થઇ જવાનો પણ ભય રહેલો છે. છતાં તે તરફ આપ લક્ષ નહિ આપતાં મ્હારા 'હૃદયના ભાવ' તરફ નજર કરશો. હે નાથ! હવે આ સ્થિતિ વધારે વાર રહેવા દેવી એ આખા ધર્મનો નાશ કરવા સરખું છે. માટે હવે આપના રક્ષણ કરનારા હાથ ખુલ્લા પ્રકટ કરો! આપની સત્ય વાણીરૂપી અમૃતનું અમને પાન કરાવો! અમારી આંખોનાં પડલ દૂર કરો! અજ્ઞાનમાં ગોથાં ખાતા અમારા બાંધવો-આપનાં બાળકો તરફ કૃપાદૃષ્ટિ કરો! આ ભરતમાં-આ હૃદયમંદિરમાં પધારવાનું આમંત્રણ સ્વીકારો!

29-5-11.

(૨)

-શાસનનાયક દેવાધિદેવ!

આપ સર્વજ્ઞ છો, સર્વ જાણો છો, આપથી કશું અજ્ઞાત નથી, તો પછી હાલમાં જૈન શાસનની સ્થિતિ કેવા પ્રકારની છે તે આપ સમક્ષ કહી બતાવવાની શી જરૂર હોય? તથાપિ જેમ એક બાળક પોતાને જે કાંઈ આવડતું હોય તે ત્હેના બાપાજી પાસે લઈ જવામાં આનંદ માને છે તેમ આપ સમુખ મ્હારા ગાંડાઘેલા વિચારો હું રજુ કરૂંછું; તે આપ અવશ્ય શ્રવણ કરશો.

જૈન ધર્મ જેટલો વિશાળ, સર્વ અપેક્ષાએથી સત્યનો વિચાર કરનાર, કેવળ નિષ્પક્ષપાત અને યુક્તિપ્રાધાન્ય ધર્મ બીજો કોઈ પણ નહિ હોય એમ મ્હને આપના સિદ્ધાંતો જોતાં લાગ્યું હતું. અમુક

અપેક્ષાએથી જ અમુક વસ્તુનો વિચાર નહિ કરતાં, **સર્વ** અપેક્ષાએથી **તે** વસ્તુની તપાસ કરી અને **પછી** જે સત્ય લાગે તે સ્વીકારવું, એવા આપના સ્યાદ્વાદ અથવા અનેકાંતવાદનો સિદ્ધાંત એટલો તો વિશાળ છે, એટલો તો સર્વવ્યાપી છે, એટલો તો ગંભીર છે, કે ત્હેમાં સઘળા વિરોધોનો નાશ કરવાનું સામર્થ્ય રહેલું છે, સઘળા મતમતાંતરોનુ સમન્વય કરવાની સત્તા રહેલી છે, અને સર્વ ધર્મો અમુક અમુક અપેક્ષાએ સત્ય છે એમ જણાવી સર્વની એકવાક્યતા પ્રતિપાદન કરવાનું બળ રહેલું છે.

તે ધર્મને આજે બીજા ધર્મોની સાથે મળવાની વાત તો દૂર રહી, પણ ખુદ તે ધર્મમાં જ અનેક ફાંટા પડી ગયા છે, ત્હેના જ અનેક કટકા થઇ ગયા છે, તે ધર્મ જ અમુક સંપ્રદાયોમાં અને ગચ્છોમાં ચીરાઇ ગયો છે. તે 'ધર્મસૂર્ય'ને પ્રકાશવાને માત્ર અમુક જ દ્વાર છે, એમ દરેક પક્ષવાળા તરફથી કહેવામાં આવે છે! ઓહ! આ સ્થિતિ હું શી રીતે વર્ણવી શકું? આ દશાનું ચિત્ર હું કેવી રીતે આપી શકું?

જ્યહાં જોઉં છું ત્યહાં વિશાળતા નહિ પણ સંકુચિતતા નજરે પડે છે; જ્યહાં દષ્ટિ કરું છું ત્યહાં નિષ્પક્ષપાત નહિ પણ પક્ષપાત જ દૃષ્ટિએ પડે છે; અને જ્યહાં નજર કરૂં છુ ત્યહાં 'સત્ય' ની પૂજા નહિ પણ 'હુ પણા' ની જ મારામારી દેખાય છે. આ બધું, હે પ્રભો! આપના સિદ્ધાંતોનો અર્થ બરાબર નહિ સમજવાથી જ થવા પામ્યુ છે. આ સર્વ 'પ્રાચીન–સંરક્ષક–વૃત્તિ'ને ( Conservative Spirit ને) આભારી છે. અહા! પ્રાચીન–જુનાનું

રક્ષણ કરવું એ વૃત્તિ જાને તો ઘણી ઉત્તમ છે; પ્રાચીનમા જે સત્ય હોય હેને જાળવી રાખવુ એના જેવી ઉમદા નેમ બીજી કોઇ નથી; પણ મહાન્ કવિ કાલિદાસનુ વાક્ય આ ક્ષણે મ્હને યાદ આવે છે. તે કહે છે અને વાજબી જ કહે છે કે—

"જૂનુ એટલુ બધુ કાંઇ સારૂ નથી, અને નવીન એટલુ બધું કાંઇ ખોટું નથી. સન્ત પુરૂષો પરીક્ષા કરીને એમાથી એકનો આશ્રય લે છે, પણ મૂઢ મનુષ્યોની બુદ્ધિ બીજાઓના વિચારથી દોરવાઇ જાય છે."

પ્રાચીન સત્યને માન આપવું એ અમારી સર્વ કોઈની ફરજ છે. પણ પ્રાચીન પુષ્પની જોડે કોઇ કાંટા ઉગવા પામ્યા હોય તો પુષ્પને હાનિ ન પહોંચે તેવી રીતે તે કાંટા ઉખેડી નાખવા પ્રયત્ન કરવો એ પણ અમારો ધર્મ છે, એમ હે નાથ! સ્વીકારવાની શુ આપ મના કરોશો? ના, આપનો સિદ્ધાંત જ આ વાતને સમર્થન આપે છે.

એક સ્થળે જૈન ગ્રથમા લખ્યુ છે કે—

"जिनैर्नानुमतं किंचिद्, निषिद्धं नापि किंचन."

આપે કાંઇ પણ બાબતની અનુમતિ પણ આપી નથી, તેમ કોઇ પણ બાબતનો નિષેધ પણ કર્યો નથી. ત્હારે શું અમને ત્હમે કેવળ અનિશ્ચિત સ્થિતિમાં રહેવા દીધા છે? શુ અમને રખડતા રહેવા દીધા છે? ના,ના, તેમ તો નથી. આપે જ બોધ આપ્યો છે કે દ્રવ્ય,ક્ષેત્ર,કાળ અને ભાવ આ ચાર બાબતો લક્ષમાં રાખી, દરેક કામ કરો. દરેક કામ

કરવાં પહેલાં, દરેક વચન બોલતાં પહેલાં, કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ ગ્રહણ કરતાં પહેલાં, ઉપર જણાવેલી ચાર બાબતોનો વિચાર કરો. અને જો આ ચારે કસોટીઓમાંથી તે શુદ્ધ નીકળે તો જ તે વચન બોલો, તો જ તે કામ કરો, તો જ તે પ્રવૃત્તિ માથે લો. આ મહાન્ સિદ્ધાંતનો, અફસોસ ! અનાદર થયો છે—રે ! ત્હેનું ખુન થયું છે, ત્હેના માથા પર પગ મૂકી અમે આપના કહેવાતા ભક્તો ચાલીએ છીએ અને તેથી જ, હે નાથ ! અમારી આ શોકજનક દશા થવા પામી છે.

હે પ્રભો ! પાશ્ચાત્ય સુધારકો અમારા કાનમાં વારંવાર પોકાર કરે છે કે: 'Move with the Times'—'Move with the Times'. "સમયને અનુસરો-સમયને અનુસરો"-જમાનાને લક્ષમાં લો-જમાના પ્રમાણે આગળ વધો-જમાના પ્રમાણે ત્હમારૂં વર્તન ચલાવો. વળી જૈનશાસનમાં પણ શ્રાવકના એકવીશ ગુણમાં ક્ય્હાં 'સમયજ્ઞ' ગુણનું પ્રતિપાદન નથી કર્યું ! શ્રાવક 'સમયનો જાણકાર' હોવો જોઇએ. સમયના જાણકાર વૃદ્ધવાદીએ પોતાના પંડિત પણ સમયને નહિ ઓળખનાર એવા શિષ્ય સિદ્ધસેન દિવાકરને ભરવાડો આગળ તેમજ રાજસભામાં હરાવ્યાનો દાખલો શું જૈન આલમને જાણીતો નથી ? જ્ય્હાં ત્હાં સાધુઓને માગધીમાં 'સમયન્નૂ' ( સંસ્કૃતમાં 'સમયજ્ઞ'-સમયના જાણકાર ) કહેલા છે. પણ હે ગુરો ! એ બધા શબ્દો શાસ્ત્રોમાં રહ્યા ! એ બધી વાત પ્રાચીન પુસ્તકોમાં રહી ! અમને દોરનારા અમારા નાયકોમાં એ ગુણ ન જ રહ્યો-બિલકુલ ન રહ્યો;-નહિ તો ખરેખર અમારી આ દશા ન થાત-જરૂર ન જ થાત. અમે રહીએ છીએ **વીસમી**

સદીમાં, ને અમારૂં વર્તન છે ત્રીજા સૈકાનું. હે વિપ્રો ! આપ સારી રીતે જાણોછો કે પ્રાચીન આચાર્યોમાં આ સમયજ્ઞપણાનો ગુણ પ્રાધાન્ય ભોગવતો હતો, તે કારણથી જ તેઓએ સામાન્ય જનોનું હિત વિચારી-પોતે સંસ્કૃત ભાષાના સારા જ્ઞાતા હોવા છતા-તે સમયે બોલાતી માગધી ભાષામા સૂત્રો-સિદ્ધાંતો રચ્યાં હતા.

અને જ્યહારે શ્રી સિદ્ધસેન દિવાકરે તે માગધી ભાષાના સૂત્રોને સંસ્કૃતમા ફેરવવા પ્રયત્ન કર્યો ત્યહારે ત્હેને સંઘ બહાર કર્યો, કારણ કે સામાન્ય મનુષ્યો (જેમા સ્ત્રી, બાળક વગેરેનો પણ સમાવેશ થાય છે, તેઓ) સંસ્કૃત ભાષા નહિ સમજી શકે અને આ પ્રમાણે સિદ્ધાંતનો લાભ તેઓ લેઇ શકશે નહિ એ બીકથી તેઓએ ચાલતી ભાષાને વધારે મહત્વ આપ્યું પણ હે નાથ ! તે વાતને આજે બે હજાર વર્ષ વીતી ગયા આજે માગધી ભાષાના જાણકાર જૈનોમા પણ જવલ્લેજ મળી આવે છે. ત્યહારે પણ અમારા તે પ્રાચીનસરલક વૃત્તિવાળા (જે વૃત્તિ એકદરે તો ઉપર જણાવ્યા પ્રમાણે ઉત્તમ જ છે) આચાર્યો તેજ સૂત્રોને માગધી ભાષામા મુખપાઠ કરાવે છે, અને શ્રાવકો મ્હોટે ભાગે પોપટની માફક તે બોલી જાય છે. પણ આનુ પરિણામ શુ આવે છે ? નથી થતી શ્રાવકોના વર્તન પર કાંઇ અસર, કે નથી થતા ત્હેમના વિચારો ઉદાર ! જે ભાષા આપણે બિલકુલ સમજી શકતા જ ન હોઇએ ત્હેમા બોલવાથી હૃદયમા **પ્રતિધ્વનિ** થાય નહિ અને પ્રતિધ્વનિ વગર હૃદય ઉપર **અસર** થવાનો સંભવ જ શો ? **માગધીની જરૂર હતી** ત્હારે માગધી ભાષામાં પુસ્તકો લખાયા, સૂત્રો ગુંથાયા. હવે આનુ જમાનાની ભાષા ગુજરાતી છે, તો તે ભાષામા પુસ્તકો તથા સૂત્રો

લખાય તો તે પણ ઉચિત જ છે, એમ આપના સિદ્ધાંત પ્રમાણે મ્હને લાગે છે. મ્હારો દોષ થયો હોય તો, હે પ્રભો ! તે આપ સુધારશો.

હે દયાળુ દેવ ! આપે આપેલા અતિ ઉત્તમ ઉપદેશોનું રહસ્ય ચાલ્યું ગયું છે. અમે અલ્પબુદ્ધિના પ્રાણી છીએ, તેથી અમે કેવળ શબ્દોને જ વળગી રહીએ છીએ, ત્હેનું રહસ્ય સમજવાની અમારામાં બુદ્ધિ નથી આપે આપેલા ઉત્તમ સિદ્ધાંતોમાં એક ઉમદા સિદ્ધાંત 'સ્વધર્મી વાત્સલ્ય' નો હતો. અમે એ સિદ્ધાંતના રહસ્યને મારી નાખ્યુ છે, એટલું જ નહિ પણ શબ્દને પણ મારી નાખવાચૂકતા નથી એ ગંભીર અને મહાન્ અર્થસૂચક 'સ્વધર્મીવાત્સલ્ય' ને મારીમચડીને ' સ્વામી વચ્છલ ' નું તોછડું મૃતપ્રાય નામ આપ્યું છે ! વાત્સલ્ય એ શબ્દ વત્સ ઉપરથી નીકળેલો છે, જેનો અર્થ 'બાળક' એવો થાય છે. જેવી રીતે એક પિતા પોતાના એકના એક પુત્ર ઉપર પ્રેમ બતાવે અને ત્હેનું હરેકરીતે હિત કરવાને પ્રવૃતિ કરે તેવી રીતે ખરા શ્રાવકે પોતાના સ્વધર્મી—સમાન ધર્મ પાળનારા—શ્રાવક બંધુઓનું હિત કરવું, એ જ એનો શબ્દાર્થ છે. સ્વધર્મી બંધુ જે કોઇ પણ રીતે દુઃખી હોય તે દુઃખ દૂર કરવું, એ અન્ય સ્વધર્મીનું કર્તવ્ય છે. જો તે શરીરે દુઃખી હોય તો ત્હેની દવા કરાવવાથી,

સાધુ પધાર્યાની ખુશાલીમાં જમણુ કરવામાં હેનો સમાવેશ થતો હોય એમ દેખાય છે.

અમે, હે પ્રભો! નાહકીર્ત્તિને વાસ્તે એક દિવસ નોકારસી કે ગચ્છ કરી પાંચસો—હજાર—બે હજાર કે મ્હોટા શહેરમાં દશ હજાર રૂપૈયા ઉપર આંકણ મૂકીશું. જ્હેમનાં પેટ ભરાયેલાં છે, અથવા જે ભરવાને શક્તિમાન્ છે તેવા અમારા બાંધવોને જમાડીશું—પણ બીજે દિવસે કોઇ અમારી આગળ કેળવણી લેવામાં મદદ માગવાને આવનાર વિદ્યાર્થીને પાંચ રૂપૈયાની પણ મદદ આપવાના અખાડા કરીશું! બીજે દિવસે એક ગરીબ શ્રાવકને એકવાર પણ જમાડવાની રોકડી ના પરખાવી દઇશું! અમે કેવળ સ્વાર્થી થયા છીએ, અમે માનના ભૂખ્યા છીએ, અમે કીર્તિને ચ્હાનારા છીએ, બાકી અમારા સ્વધર્મી બંધુઓ કુવામાં પડે, કે નરકની ખાડમાં પડે કે જ્હાનમમાં જાય હેની અમને લેશ માત્ર પરવાહ નથી! આવી અમારી ને અમારા બાંધવોની સ્થિતિ થઇ છે. અમને 'સ્વધર્મીવાત્સલ્ય'નો ખરો અર્થ બતાવનાર કોઇ રહ્યું નથી. અમારો આ ખોટો ઢંગ મૂકાવી અમારા ખરા કલ્યાણનો માર્ગ દેખાડનાર પણ કોઇ જણાતું નથી. ચેલા અને ગુરુ બન્ને એક જ પ્રકારના મળેલા છીએ. અમને ચાબખા મારી રસ્તે લાવનાર અખા ભક્તની કે મહાત્મા કબીરની કે ખોડાજીની જરૂર છે; પણ સર્વ કરતાં આપની જરૂર અમને વધારે છે. કાંઇક અમારો દોષ અમારી નજરે પડતો જાય છે, તે વખતે આપ પધારી અમારાં જ્ઞાનચક્ષુ ખુલ્લાં કરો, અમને અમારા જાતિ ભાઇઓના હિતમાં અમારૂં સર્વસ્વ અર્પણ કરતાં શિખવો!

આપ દયાના સાગર છો ! આપનું દૃષ્ટાન્ત જ અમને પરમાર્થના કામમાં ઉત્સાહ આપશે. આપનું નિઃસ્વાર્થ વર્તન જ અમને માન કે કીર્તિની દરકાર રાખ્યા વિના અમારા સ્વધર્મી બંધુઓનું જે જે માર્ગે ખરું કલ્યાણ થાય તે તે માર્ગે પ્રેરવા પુરતું થશે, માટે હે દયાળુદેવ ! હવે અહીં પધારો.

ભાઇનું સગપણ એક ભવનું છે, સ્ત્રીનું સગપણ એક જન્મનું છે, પુત્રોનું સગપણ પણ એક ભવાશ્રયી છે, પણ ધર્મનું સગપણ જે ખરેખર **આત્માનું સગપણ** છે તે **ભવોભવનું** છે. એક વાર ગુરૂ શિષ્ય વચ્ચે થયેલો અથવા એક જ ગુરૂના બે શિષ્યો વચ્ચે થયેલો આત્મિક સંબંધ અનેક ભવો સુધી અખંડિત ચાલ્યા કરે છે, અને જ્યાં સુધી તે બન્ને આત્માઓ સિદ્ધની ઉજ્વળ દશાએ ન પહોંચે ત્યાં સુધી તે સંબંધ અવિચ્છિન્ન રહે છે. માટે જ સ્વધર્મીઓનું કલ્યાણ કરવાનો ઉત્તમ ઉપદેશ આપે આપેલો છે. પણ તે બાબત અમે અમારા અજ્ઞાનને લીધે સમજી શકતા નથી. કેવળ અમુક ધર્મમાં જન્મ્યા તેટલા માટે તે અમારા ભાઇઓ છે, એટલું જ અમે તો માનીએ છીએ, પણ તે ધર્મને ખરા હૃદયથી પાળનારા કોણ છે તે અમે સમજી શકતા નથી.

એક સમય એવો હતો કે જ્યારે સર્વ જૈનો પાસે પુષ્કળ—અઢળક દ્રવ્ય હતું. તે સમયે તેઓ હજારો શું પણ લાખો રૂપૈયાની નોકારશીઓ કે જમણો કરે કે ઉજમણાં કરે તો ત્હેમાં કાંઈ વાંધો લે તેમ નહતું. પણ સમય બદલાયો છે. સમય સમયનું કામ કરે છે. દરેક પ્રકારનો અનુભવ આત્માને મળે તે માટે કાળ દરેકને ઉચ્ચ

તેમજ હલકી સ્થિતિમા મૂકે છે. જૈનોની તે પ્રાચીન જાહોજલાલી રહી નથી. જેમને ત્હા પૂન હજારો ગુમાસ્તા કામ કરતા હતા, ત્હેમના વશજોને અસારે ગુમાસ્તી મળવી પણ મુસ્કેલ થઈ પડેલી છે અને બીજાઓ રંક-માથી રાજા જેવા બની બેઠા છે માટે સમયને ઓળખીને અમારી દાનની પ્રણાલિકામા અમારે ફેરફાર કરવો ઘટે છે. પણ આ બાબતનો બોધ અમને કોણ આપે છે? કદાચ કોઈ મુનિ કે શ્રાવક આ બાબતનો બોધ આપવા બ્હાર પડે તો ત્હેને માથે 'સઘબ્હાર'ની ફાસીની સજા! અથવા તો 'ઉત્સૂત્ર પ્રરૂપક' નો કે 'મિથ્યાત્વી'નો મ્હોટો ખીતાબ તૈયાર જ છે! અમારા દુખ ક્હા જઈ રડીએ? અમે કોના આગળ અમારા વિતક કહીએ? હે નાથ! હે પ્રભો! ત્હમે હવે અમારી વ્હારે ધાઓ! અમને સદ્બોધના દીપકની જરૂર છે, તે દીપક આપ પ્રકટાવો! ચારે બાજુ અધકાર વ્યાપી રહ્યું છે, ત્હેમા વાદળાની કાળાશે વધારે કાળો રગ પૂર્યો છે. પણ જ્યહા સુધી **જૈન ધર્મની સીમાને ધારણ કરનાર–જૈન ધુરાને ધારણકર-નાર**–આપ અમારે માથે છો ત્હા સુધી આવી સ્થિતિમા પણ આપના પર વિશ્વાસ રાખી અમે બેઠા છીએ. ધર્મ પ્રકાશશે, વાદળ વિખરાઈ જશે, અધકાર પ્રલય થઈ જશે, જ્ઞાન કેળાશે, અને સુચારિત્ર દીપી નીકળશે એવી અમને શ્રદ્ધા છે એ શ્રદ્ધાથી અમે કામ કરીએ છીએ પણ **નાથ!** હવે વિલબ મા કરો હવે ધીરજ રહેતી નથી ત્હમને મળવાની ત્હેમારૂ જ્ઞાનામૃત પીવાની આતુરતા વધી પડી છે માટે હવે તો જલ્દીથી પધારો–નહિતર અમારી તે શ્રદ્ધા કદાપિ ચાલી જશે અમારા જીવનનો એકનો એક આધાર તૂટી જશે. **"નવુ શાસન પ્રવર્તાવો!- હવે સમય થયો છે!"** એમ આપને

જણાવવાને અમારામાં લોકાંતિક દેવો જેટલું બળ નથી, તેમજ અમારો તે કુળધર્મ નથી. અમારા હૃદયના ભાવ તરફ, હે નાથ! નજર કરો. અમારી અંતર્ગત ભક્તિને, હે પ્રભો, નિહાળો! અમારા શબ્દો સામું ન જોશો, પણ કયા આશયથી તે શબ્દો સ્વરૂપમાં પ્રકટ થયેલા છે, તે આશય ઉપર-તે માનસિક ભૂમિમા થયેની વિચાર આકૃતિ ઉપર દૃષ્ટિ ફેરવો. 'મ્હારૂં તે સાચુ' એમ માનવાને બદલે અમને સત્યના શોધક બનાવો, કે જેથી ત્હમારૂં સત્ય અમે જૂદા જૂદા આકારોમા પ્રકટ થયેલુ હોય તો પણ શોધી શકીએ અને આનંદ માનીએ. અમને સમયના જાણકાર-સમયને અનુસરી વર્તનારા બનાવો, કે જેથી અમે આ જૈન શાસનના ઉદયમાં અમારો યત્કિંચિત્ હિસ્સો—ફૂલ નહિ ને ફુલની પાખડી-અર્પણ કરી શકીએ. હે પ્રભો! મ્હારે કહેવાનું તો ઘણું છે, પણ મ્હને વિચારો બરાબર અનુક્રમે ગોઠવતા આવડતા નથી અને બધું એક જ વખતે કહી બતાવવાની મ્હારી શક્તિ નથી. માટે મ્હારા અલ્પ જ્ઞાન પ્રમાણે જણાવેલા વિચારોમાં જો કાંઇ દોષ જણાય તો ત્હેની માફી આપી ત્હેમા રહેલા આશય તરફ નજર કરી હવે અમને-જૈન આલમને-જૈનના નાયકોને સન્મતિ આપો!

12—6—11

(૩)

હે પરમકૃપાળુ જગદુદ્ધારક સીમન્ધર સ્વામિન્!

અમારાં હૃદય મલીન થયા છે, કામ, ક્રોધ, લોભ મોહ, મત્સર

વગેરે અપવિત્ર વિચારોએ અમારા 'હૃદયમંદિર'ને તદ્દન અપવિત્ર બનાવ્યું છે હે પ્રભો! તે મંદિરમાં આવવાનું આપને આમંત્રણ આપતાં પણ અમને શરમ આવે છે. આપને—**પરમપવિત્ર પ્રભુને**—અપવિત્ર સ્થળમાં કેવી રીતે બોલાવી શકીએ? આપને—**નિર્માનીને** અમારા અભિમાનથી મલીન બનેલા હૃદયમાં શી રીતે વાસ આપી શકીએ? આપને—**ક્ષમાગુણસાગરને**—મહજ્વારમા ઉકેરાઇ જતા એવા હૃદયમાં કેવી રીતે સ્થાન આપી શકીએ? આપને- **વિરાગીને**- સૌંદર્ય દેખી લોભાઇ જતા હૃદયમાં શી રીતે અવકાશ આપીએ? હે. સીનન્ધર પ્રભો! અમે સર્વ રીતે આપની કૃપાને અપાત્ર છીએ, પણ હે ગુરો! શું અમને અપાત્રને અપાત્ર જ રહેવા દેશો? અમને

* અફસોસની વાત છે કે આ પત્રના બબ્બે અંક છપાઇ ગયા ત્યાં સુધી હજી કેટલાક વાચકો સીમન્ધર -આ નામનો વાણીઓ હશે એવો ખ્યાલ કરતા રહ્યા છે! બબ્બે અંકમાં જણાવેલા સઘળા હૃદયવેધ-'બાણ' આ વાણીયાઓ આગળ નકામા થઇ પડયા જાણી મ્હને જે દુઃખ થયું છે, તે એક નાની વયની નવોઢાને પતિની પહેલી મુલાકાતે જતાં ત્હેને ગરૂ જાણવાથી થતા દુઃખ કરતાં પણ વધી પડે તેમ છે. આ બધો બનબ ઉપર જેઓને અર્થ કરાય છે તેઓ તો હજી 'સીમંધર' નામને જ ઓળખતા નથી! અરે એક જૈનેતર માણસ આ લેખ વાંચીને મહાવિદેહ ક્ષેત્રે બીરાજતા શાસનનાયક દેવ સીમન્ધર પ્રભુ સંબંધી કાંઇક ખ્યાલ લાવ્યા સિવાય ન જ રહી શકે એવી કાળજી આ લેખ લખતી વખતે રાખેલી હોવા છતાં ખુદ જૈનો આગળ આવા લેખ નકામા થઇ પડે એ એ કેવી દુઃખની વાર્તા! ઓ "શ્રી મંદર સ્વામી"ના ભક્તો! ત્હમને સુધારવાને-ત્હમને અસર કરવાને-ત્હમારા હૃદયને પહોંચી વળવાને માટે કયી ભાષા શીખવી તે મ્હને સમજવવાની કૃપા કરશો?

શ્રદ્ધા છે કે આપનું નામ જ અમારા હૃદયને પવિત્ર બનાવશે, અમને વિશ્વાસ છે કે આપના ગુણનું સ્મરણ જ અમને નિર્માની બનાવશે, અમને પ્રતીતિ છે કે આપની ક્ષમાભરી દૃષ્ટિ જ અમને ક્રોધનો ત્યાગ કરવાનું શિખવશે, અમને ભરોસો છે કે આપની શાંત ભાવના જ અમારામાં વૈરાગ્ય ભાવ જાગૃત કરશે, અને આપનું દર્શન જ અમને—અમારા હૃદયને તદ્દન શુદ્ધ બનાવશે આપ અહીં પધારશો એટલે સર્વ ઇષ્ટ વસ્તુ મળી જશે. હે વિશ્વના નિષ્કારણ બંધો! આપની આ નિષ્કારણ પ્રવૃત્તિ અમને નિષ્કામ ભાવ શિખવશે, અને અમે પણ આપના પગલે ચાલી પરોપકારના ભગીરથ કાર્યમાં અમારો હિસ્સો આપીશું. અમારામાં નિષ્કામ વૃત્તિ જાગશે, એટલે હૃદયને શુદ્ધ કરવાનો ઉત્તમોત્તમ ઉપાય અમને જડી ગયો એમ અમે સમજશું. આપ જ્યોતિસ્વરૂપ છો, આપ અત્રે પધારશો એટલે આપની જ્યોતિ અમારા હૃદયમંદિરના ખુણામાં ભરાયેલા હલકા વિકારો અને વિચારોને શોધી શકશે, અને તે જ્યોતિ ને જ બળથી તે સર્વનો સંહાર થશે.

અમારૂં હૃદય પવિત્ર બનશે અને આપને તે મંદિરમાં આમંત્રણ આપવાને અમે ભાગ્યશાળી થઈશું.

હે નાથ! હવે અમારે '**હૃદયની** કેળવણી' ની જ જરૂર છે અમારૂં હૃદય પવિત્ર રહે, અને અમારાં દરરોજનાં કાર્યો તે **હૃદયની** પવિત્રતા અનુસાર થવા પામે, એ જ અમારી ઇચ્છા છે, અને માગણી પણ એ જ છે. હે પ્રભો! અમે 'બાહ્ય ક્રિયાઓ' ઘણી કરી, અમારૂં આખું જીવન પણ તેમાં ચાલ્યું ગયું, છતાં

અમારા હૃદયનો વિકાસ બિલકુલ થયો નથી; અમારી સ્થિતિ તેવીને તેવી જ રહી છે. અમે ધાર્મિક ક્રિયાઓમાં અને દરરોજના જીવન વ્યવહારની ક્રિયાઓ અથવા કાર્યોમાં મ્હોટો ભેદ પાડયો છે. અમે દરરોજની ધાર્મિક ક્રિયાઓ જો કરી શકીએ, ઉપાશ્રયે જઈ ગુરુને વંદન કરીએ, પ્રતિક્રમણ કરીએ, પૌષધ કરીએ, સામાયિક કરીએ અને દરરોજ ગુરુમહારાજનું વ્યાખ્યાન સાંભળીએ તો પછી ધર્મિષ્ટ કહેવરાવવાનો અમને હક્ક મળી ચૂકયો માનીએ છીએ ! અમે અમારા દરરોજના જીવનવ્યવહારમાં બીજાઓને છેતરીએ, બીજાઓનાં ગળા રેંસીએ, જુઠી સાક્ષીઓ પૂરીએ, વિશ્વાસઘાત કરીએ, થાપણો ઓળવીએ, વગેરે અનેક કુડાં કામ કરીએ, છતાં જ્યહાં સુધી અમે 'ધાર્મિક ક્રિયાઓ' બરાબર પાળીએ ત્યહા સુધી કોઇ અમારૂં નામ લે તેમ નથી ! અમને અમારો ઇતિહાસ રજુ કરતાં, હે નાથ ! શરમ આવે છે. અમે ધર્મના ઉજ્જ્વલ પડદા પાછળ સંતાઇ રહી કાળાં ઘોર કૃત્ય કરતા પણ અચકાતા નથી; અમારાં પાપો—દુષ્કૃત્યો--અનાચારો છુપાવવાને અમે ખુદ ધર્મને જ ઢાલ રૂપ બનાવીએ છીએ ! પણ હવે અમારાં પાપનો ઘડો ભરાયો છે; હવે ઝાઝી વાર અમારી સ્થિતિ ટકે એમ લાગતું નથી. કૃપાળુ દેવ ! આપ તો સર્વ જાણો છો, છતાં આ અમારા હૃદયના ભાવ હવે પ્રકટ કર્યાવિના ઇલાજ નથી. અમારાં હૃદય પાપથી મેલા છે, ત્હેને સાફ નિર્મળ-સ્ફટિક જેવાં શુદ્ધ બનાવવાની જરૂર છે.

"ન્હાનું મ્હોટું જે જે કામ કરીએ તે સર્વ ધર્મમય થવું જોઇએ," એ સિદ્ધાંત અમારા લક્ષમાં હજુ આવ્યો નથી.

હે ગુરો ! તે સિદ્ધાંત અમને શિખવો, હેનો અમને બોધ આપો. જે ક્રિયાઓ કરવામાં અમારે જાતિ ભોગ ન આપવો પડે, તે કરવાને અમે તૈયાર જ છીએ, પણ જે વ્યવહારના કાર્યમાં સ્વાર્થનો ત્યાગ કરવાનો સમય આવ્યો, હ્ડાં ધર્મ ધર્મને સ્થળે રહેવાનો ! આ 'ધર્મ' અને 'વ્યવહાર' વચ્ચે ઉભી થયેલી દિવાલ ઘણી જબરી છે; ઘણા કાળથી તે દિવાલને પોષણ મળતું છે; રૂઢીએ પણ હેને મજબૂત બનાવી છે. છતાં તે દિવાલને તોડયા વિના, હે પ્રભો ! હવે તો છૂટકો નથી જ. તે તોડવાનુ અમારામાં બળ નથી; અમને તે તોડવાનો માર્ગ પણ સુઝતો નથી, દયા લાવી, હે ગુરો ! અમને કાંઈક માર્ગ સુઝાડો, કે જેથી અમારૂ જીવન **ધર્મમય** થાય, અમે જે જે કાર્ય કરીએ ( પછી તે ધાર્મિક હોય કે વ્યવહારિક હોય ) તે સર્વ ઉચ્ચ સિદ્ધાંતો અનુસાર જ થવા પામે. આપે તો, હે **નાથ !** માર્ગાનુસારીપણાના પાંત્રીસ ગુણ દર્શાવી અમને બોધ આપ્યો હતો કે **"હમારો જીવનવ્યવહાર નીતિમય કરજો"**; પણ અમે સ્વાર્થી લોકોએ વ્યવહાર અને ધર્મના જૂદા વિભાગ પાડયા છે. એક ઓરડાના બે ખંડ પાડયા છે, એકમા ધાર્મિક ક્રિયાઓ મૂકી છે અને બીજામાં વ્યવહારિક ક્રિયાઓને ગોઠવી છે, અને ધર્મ અને વ્યવહારને બિલકુલ સંબંધ ન હોય તેમ અમે વર્તીએ છીએ. અમે આપના સિદ્ધાંતોને મારી નાખ્યા છે. અમારો સ્વાર્થ સરતો હોય તો ધર્મના દરેક સિદ્ધાંત ઉપર પગ મૂકીને ઉભા રહેતા અમે આચકો ખાઇએ તેવા નથી, કારણ એ જ કે અમને આ **સિદ્ધાંતોમાં શ્રદ્ધા નથી !** અમે બ્હારથી મોહેથી બોલીશુ કે અમે આ તત્ત્વો **માનીએ** છીએ, પણ અમારા વર્તન તરફ નજર કરો, એટલે

આપી જણાશે કે અમે કેવળ ભોળકણા—નાટકીઆ છીએ, ધર્મી કહેવરાવવા માગીએ છીએ, બાકી ધર્મના સિદ્ધાંતોની અમારા હૃદયપર કાંઇ પણ અસર થવા પામી નથી

હે ગુરો ! અમે જગતને મગરૂરી સાથ જણાવીએ છીએ કે, "અમારો ધર્મ પરમ પવિત્ર છે અમારા જેવો અહિંસાનો સિદ્ધાંત બીજા કોઇ ધર્મમા નથી, અમારા ધર્મના સિદ્ધાંતો એટલા ઉચ્ચ અને રહસ્યપૂર્ણ છે કે બીજાઓની તેમા ચાંચ પણ ન બુડે ! " આ પ્રમાણે લોકો સમુખ જણાવી અમે ફુલાઇએ છીએ, પણ તે સિદ્ધાંતોની અમારા જીવન વ્યવહાર ઉપર અસર ન થાય ત્યાં સુધી તે સિદ્ધાંતોની ઉચ્ચતા કહેવાનો અમને શો હક છે ? સિદ્ધાંતો અને વર્તન વચ્ચે મોટુ અંતર પડી ગયુ છે, 'નિશ્ચય' અને 'વ્યવહાર' એ બે વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત નજરે પડે છે અમારા ધર્મના સિદ્ધાંતો ગમે તેટલા ભવ્ય અને ઉન્નત ચારિત્રને પ્રેરનારા હોય, પણ અમે જ્યાં સુધી તે સિદ્ધાંતો પ્રમાણે વર્તીએ નહિ ત્યાં સુધી તે સિદ્ધાંતોને માનવાનો અમે ખોટો દાવો કરનારા છીએ—અમે માત્ર ઢોંગી છીએ

ગયો ન હોય એમ રડીએ છીએ ! અમારા જીવન વ્યવહારમાં અમે સામાન્ય ન્યાયનીતિ પણ કોરાણે મૂકીએ છીએ.

હે પ્રભો ! શ્રી યશોવિજયજીએ આપની સ્તુતિ કરતાં કહ્યું છે કેઃ—

'નિશ્ચય' દષ્ટિ હૃદય ધરીજી,
પાળે શુદ્ધ 'વ્યવહાર';
પુણ્યવંત તે પામશેજી—
ભવ સમુદ્રનો પાર—જીનેશ્વર !

પણ તે શબ્દોની અમારા પર અસર બિલકુલ થઇ નથી. અમારી ધાર્મિક ક્રિયાઓ અને અમારી વ્યવહારીક ક્રિયાઓ બે જૂદી જ ગણીએ છીએ. "વ્યવહાર ધર્મમય થવો જોઇએ" એ સિદ્ધાંત અમને હવે સમજાવવાની ઘણી જ જરૂર છે.

આ અંધાધુધી ઘણા વખતથી ચાલી રહી છે, પણ હવે તો તે અંધાધુધીનો નાશ કરી નવું " ધર્મમય વ્યવહારનું રાજ્ય " સ્થાપવાનો પ્રસંગ આવી લાગ્યો છે. અમારૂં દરેક કાર્ય ધર્મ પ્રમાણે-ધર્મના સિદ્ધાંતો અનુસાર થવું જોઇએ છે. આ વાસ્તે આ સિદ્ધાંતો અમારા હૃદયને અસર કરે તેવા રૂપમાં અપાવાની આવશ્યકતા છે. ભલે મનુષ્યો થોડું ભણેલા હોય, ભલેને તેઓ વ્યુત્પત્તિવાદ કે તર્કશાસ્ત્ર ન સમજતા હોય, પણ જો હેમનાં હૃદય ગુણગ્રાહી, નિર્માની, દયાર્દ્ર અને સરલ હશે તો તેઓ આપના ઉચ્ચ સિદ્ધાંતો પ્રમાણે ચાલવાને વધારે લાયક છે જ. અમારે હવે પોપટીઆ બહુ જ્ઞાનની જરૂર નથી પણ હવે તો હૃદયની જરૂર છે. એક મોચી એક બાળકના બુટને સારૂ ચામડું કાપતો હતો. તે ચામડું હેને કઠણ લાગ્યું, તેથી તે મૂકી દેઇ તેણે સુંવાળું ચામડું પસંદ કર્યું. આ

ગોચી જ ખરેખરો દયાળુ છે, એ જ દયાનો પરમ ધર્મ સમજ્યો છે. સર ફીલીપ સીડની નામનો ગ્રન્થકાર એક લડાઇમાં ઉતર્યો હતો જ્હા તે ઘાયલ થયો હતો અને પાણી માટે બૂમ પાડતો હતો તેવામા એક સીપાઇ પાણી લેઇ આવ્યો. બરાબર તે જ વખતે ત્હેની પાસે પડેલા બીજા એક સામાન્ય સીપાઇએ જળ માગ્યું. મરણ કાંઠે આવેલા તે સીરદાર સીડનીએ પોતે જળ નહિ પીતાં તે સિપાઇને તે આપ્યુ ! આ જ આદર્શ રૂપ પરમાર્થ વૃત્તિ ! આનું નામ જ 'ધર્મમય વ્યવહાર' ! અમારા દરેક કાર્યમા—અમારા દરેક વચનમા–અમારા દરેક લેખમા–અમારા દરરોજના બીજા સાથેના સબધમાં અમારૂં 'વર્તન' 'ધર્મમય' થાય તો જ, હે પ્રભો ! અમે આપના ધર્મના પાળનારા ગણાઈ શકીએ, નહિતર અમે ધર્મનો ખોટો ઢોંગ કરનારા છીએ અમારો ખાલી વાહવાહનો ઢોંગ, હે પ્રભો, છોડવો ! અમારો વ્યવહાર પરમાર્થમય કરો ! તો જ અમે ખરી રીતે આપના પગલે ચાલી શકીશુ

હે પ્રભો ! અમને જે ક્રિયાઓ શિખવવામા આવી હતી, ત્હેનો આશય પણ હૃદયને ઉચ્ચ અને ઉન્નત બનાવવાનો હતો. સારા નિમિત્ત કારણો મળતા ચિત્તશુદ્ધિ થાય એના ખ્યાલથી જ સર્વ ક્રિયાઓની પ્રરૂપણા હતી. પણ એ આશય સમજાવનાર કોઈ રહ્યું નહિ; અમે એ ક્રિયાઓને—મ્હોટે ભાગે 'ખાલી ખોખાં-ઓ'ને–વળગી રહ્યા, તેથી, ત્હેનો આશય સમજ્યા વિના, અમારી હૃદયશુદ્ધિ ન થઇ. 'ચિત્તશુદ્ધિ' અને 'ક્રિયા' એ બે વચ્ચે શો સબંધ હશે તે તો અમારા ધ્યાનમા જ ન આવ્યુ. અમને ક્રિયાઓ કરાવનાર ગુરૂઓએ પણ તેનો બોધ ન આપ્યો એટલે અમે તો

' અચરે અચરે રામ ' ની માફક ક્રિયાઓ કરવા લાગ્યા; પણ—

" કાટ કાટ માલા કિની, ખીંચ પિરોયા સૂત;
માલા બિચારી ક્યા કરે ? ફેરનહાર કપૂત ! "

અમારી સ્થિતિ આવી થઇ ! ક્રિયાઓ કરતાં ઘણાં વર્ષ વીતી ગયાં–અમારી જીંદગી પૂરી થવા આવી; પણ અમે હૃદયશુદ્ધિમાં આગળ વધ્યા નહિ. અમારાં હૃદય તો પ્રથમનાં જેવાં જ મલીન રહ્યાં.

હે નાથ ! અમારાં વીતક કેટલાં કહીએ ? આપને વારંવાર જણાવી કંટાળો આપવો મ્હને પસંદ નથી. છતાં પણ આપને ન કહીએ તો કોને કહીએ ? આપ જો અમારી વિનંતિ ન સ્વીકારો તો પછી અમને કોનો આધાર ? અમારો આધાર કહો કે અમારૂં જીવન કહો કે અમારા ' નિષ્કારણ બંધુ ' કહો, જે કહો તે આપ જ છો. અમે ત્હમારા શરણે આવેલા છીએ, તો હે પ્રભો ! હવે આ ઉચ્ચ સિદ્ધાંતો અમને શિખવો, અમારો વ્યવહાર ધર્મમય થાય તેવો બોધ આપો, અને અમારા હૃદયને પવિત્ર બનાવો કે જેથી અમે આપનો સત્કાર કરીએ, અને આપે ઉપાડેલા પરમાર્થના ભગીરથ કાર્યમાં અમારી ન્હાની સરખી સેવા અર્પી શકીએ.

જ્ઞાન થવા લાગે છે જો અમને આપનો સત્યમાર્ગ હાથ લાગ્યો હોત તો અમે અત્યાર સુધી આ જગતમા રખડત નહિ, અમે બીજાની નિંદા કરવામા અમારો પુરૂષાર્થ વાપરત નહિ, જે અધકાર છે ત્હેને ક્ષોદાના ઘણુવતી ભેળવામા અમારૂ બળ અજમાવત નહિ, જે બિચારા પાણી જીવો છે ત્હેમના પાપાચરણોને ઉઘાડા પાડવામા જ અમારી શક્તિનો અંત આવત નહિ હે પ્રભો! જો આપનુ પવિત્ર મીશન અમે સમજ્યા હોત તો અજ્ઞાનને દૂર કરવાને અમે અજ્ઞાનીઓનો તિરસ્કાર ન કરત, પણ જ્ઞાન આપીને અજ્ઞાન દૂર કરત, પ્રકાશ વડે અધકારને ભેદી નાખત, અને જે બિચારા સત્ય ન જાણવાથી પાપાચરણમા પડયા છે ત્હેમની તરફ પણ દયા, દિલસોજી અને અનુકપા બતાવત અમારા હૃદયમા તિરસ્કારને વાસ્તે જરા સરખુ પણ સ્થાન ન હોવુ જોઇએ જ્હા દ્વેષ છે, ત્હા દયા નથી, અને જ્હા દયા નથી ત્હા, હે પ્રભો! આપનો નિવાસ નથી અમારામાથી આપે પ્રબોધેલી ચાર મ્હોટી ભાવનાઓ નાશ પામી ગઇ છે જ્હેનામા ચાર 'ભાવના' ન હોય તે 'જૈન' નામને પાત્ર નથી, એમ આપે વારવાર જણાવ્યુ છે. અમારામાથી એ ચાર ભાવનાઓ જતી રહી છે, છતા અમે 'જૈન' નામ ધરાવતા લજવાતા નથી, એ જ અમારી ધીટતા છે પણ હે ગુરો! થોડા સમયથી કાંઈક અમારી આખો ઉઘડવા લાગી છે. આપનો પૂરો પ્રકાશ ગ્રહણ કરવા જેટલુ બળ અમારી ઘણા સમયથી મીંચાયેલી આંખોમા નથી, છતા સહજ સહજ પણ જે પ્રકાશની ઝાખી અમે ગ્રહણ કરીએ છીએ, તેથી અમે અમારી જાતને ભાગ્યશાળી માનીએ છીએ હે પ્રભો! આપે જણાવેલી ચાર ભાવનાઓ કેવળ જૈન

લોકોને વાસ્તે નથી, પણ આખી વસુધાને માટે છે; જેઓ 'ધર્મ' અંગીકાર કરી આપને પગલે ચાલવા માગતા હોય તે સર્વને વાસ્તે તે ભાવનાઓની આવશ્યકતા છે. એ ભાવનાઓને અમુક 'લેવલ'-ની હવે જરૂર નથી. તે ભાવનાઓ અમારા જૈન બાંધવોમાં તેમજ અખિલ વસુધાના લોકોમાં ખીલે તે માટે હું તે સબંધી કાંઈક આપ સન્મુખ જણાવુંછું; ત્હેમાંના દોષ તરફ, હે નાથ! નજર ન કરશો. બાળકમાં વિશેષ જ્ઞાનની કહાંથી આશા રાખી શકાય? જે ન્યૂનતા હશે તે આપ તરફની મ્હારી ભક્તિથી પુરાઇ જશે, એ આશાથી હું તે ચાર ભાવનાઓ વિચારીશ

પ્રમોદ! આનંદ! ગુણીજનને દેખીને ઉપજતો સંતોષ! જ્ઞાનીને જોઇને ઉદ્ભવતો આલ્હાદ! અધિક ધર્મીને નિહાળી ઉત્પન્ન થતો પૂજ્યભાવ! કોઈ પણ રીતે કોઇને ઉત્તમ જોઇ મનમાં નીપજતી ખુશાલી! આ જ પહેલી ભાવના છે. એ ગુણાનુરાગ, એ પ્રમોદ, એ સંતોષ, એ આલ્હાદ, એ પૂજ્યભાવ આજે ક્હાં જણાય છે? કોઇની મોટાઇ દેખી કે હૃદયમાં ઇર્ષ્યાગ્નિનો ભભુકો સળગ્યોજ જાણુવો! અમારાં હૃદય એવાં સંકુચિત અને સ્વાર્થી બન્યાં છે કે અમે કોઇનો પણ ગુણ સાંખી શકીએ નહિ; કોઇની પણ વિદ્વત્તા અમા-રાથી જોઇ જાય નહિ, કોઇની પણ કીર્તિ અમારી આંખમાં ખુંચ્યા વિના રહે નહિ. અમે તે ગુણ ન મેળવીએ તો ફીકર નહિ, તે વિદ્વત્તા અમને ન પ્રાપ્ત થાય તો ત્હેની ચિંતા નહિ; તે કીર્તિ અમે ન ખાટીએ તો ત્હેની પરવાહ નહિ; પણ સામાના ગુણ, વિદ્વત્તા કે કીર્તિ ઉપર કલંક લગાડી ત્હેને અમારા જેવી હલકી પાયરી ઉપર ન બેસાડીએ ત્યહાં સુધી અમારૂં ચિત્ત કદાપિ સ્વસ્થ થવાનું નહિ!

અમારા ચિત્તમા બીજાઓને હલકા પાડવાની પ્રપચજાળ સદા રમાતી જ રહેવાની અહા! શુ દારણ સમય આ તો છે! ગુણ મેળવવાની અને ગુણી પુરુષો ઉપર અનુરાગ ધરવાની અમારામા ઇચ્છા નથી ખરૂ છે, અમે અત્યાર સુધી જે અભ્યાસ પાડયો હોય તેમા જ અમે અત્યારે રમીએ તો એમા આશ્ચર્ય શુ? અમે બીજાઓના દેષ જ જોવાની ટેવ પાડી છે, તેથી અમે ગુણ ક્યાથી જોઇ શકીએ? અધારામા રહેનારા એવા અમે પ્રકાશ શી રીતે જોઇ શકીએ? અથવા જોઇએ તો હેતુ અનુમોદન શી રીતે કરી શકીએ? હે પ્રભો! આપની કૃપાથી આ અમારી સ્થિતિનુ હવે અમને ભાન થવા લાગ્યુ છે, એ જ અમારો ભાગ્યોદય છે.

હે દયાળુ પ્રભો! જ્ઞાનથી અમારા જ્ઞાનચક્ષુ ઉઘાડો, અમને ગુણાનુરાગી બનાવો, અમને સત્યના ઉપાસક થતા શિખવો! જ્યા જ્યા ગુણ દેખાય, જ્યા જ્યા ઉચ્ચતા દષ્ટિએ પડે, જ્યા જ્યા સદ્ભાવના માલુમ પડે, જ્યા જ્યા સ્વાર્થત્યાગ અમારી નજરે પડે, ત્યા ત્યા અમે તે તે ગુણોની ઉપાસના કરતા થઇએ એવી અમને બુદ્ધિ આપો અમારામાથી ખોટી મગરૂરી, ખોટો દભ, ખોટી માનાભિલાષા અને ખોટો જ્ઞાનગર્વ, હે પ્રભો! દૂર કરો, કે જેથી અમે આ 'પ્રમોદ ભાવના'નો ઉમદા ગુણ ખીલવી શકીએ, અને અમારો સમય મહાન્ પુરૂષોને હલકા પાડવામા વ્યતિત ન થતા અમે તે મહાન્ પુરૂષોને પગલે ચાલવામાં તે સમયનો સદુપયોગ કરી શકીએ

બીજી 'મૈત્રી ભાવના'ની પણ અમારામા મ્હોટી ખામી નજરે પડે છે પ્રાતઃકાળ થાય છે અને રાત્રિ પડે છે, અને દિન પછી

દિન ચાલ્યા જાય છે, પણ હેની સાથે સ્વાર્થમય વૃત્તિ પણ વધતી માલૂમ પડે છે. અમારી બુદ્ધિ, હે ગુરો ! અમે સ્વાર્થની પ્રપંચ-જાળમાં બીજાઓને–વિશ્વાસુઓને ફસાવવામાં વાપરીએ છીએ. સ્વાર્થ ! સ્વાર્થ ! અને સ્વાર્થ ! જ્યહાં ત્યહાં સ્વાર્થ જ દષ્ટિએ પડે છે. એ વાતાવરણમાં અમે ઉછરીએ છીએ અને અમે પણ એ વાતાવરણના ભોગ થઇ પડેલા છીએ. ખરી મૈત્રી શું ચીજ છે? પારકાને દુઃખે દુ:ખી કેમ થવું? સ્વાર્થનો ત્યાગ એ શું? આ બધી બાબતો અમારા જ્ઞાનની બ્હાર છે. અમને વાગ્જાળ ફેલાવતાં બહુ સારી રીતે આવડે છે; અમે પરમાર્થનાં પૂતળાં હોઇએ એમ લોકોની આંખ આગળ દેખાવ કરતાં અમે પાછી પાની ધરીએ તેમ નથી; પણ ગુલાબના પુષ્પ નીચે કાંટા હોય, તેમ અમારી પરમાર્થની વાતોમાં પણ અમારો સ્વાર્થ ઘણે ભાગે ભળેલો હોય છે. હે પ્રભો ! આ અમારી ખરી સ્થિતિ છે. આપ સર્વ જાણો છો, એટલે આપથી કશું અજ્ઞાત નથી. પણ હવે અમારા આ ભૂતકાળ ઉપર, હે **નાથ** ! પડદો ઢાંકી દો; અમે ભૂતકાળ વિસરી જઇએ એવી અમને સન્મતિ આપો; આજથી અમને 'મૈત્રી ભાવ'નો નવો પાઠ શિખવો.

> माकार्षीत्कोऽपि पापानि माचभूत्कोऽपि दुःखितः ।
> मुच्यतां जगदप्येषा मति मैत्री निगद्यते ॥

કોઈ પણ પ્રાણી પાપ ન કરે, કોઇ પણ જીવ દુઃખી ન થાય અને આખું જગત્ મુક્ત થાય, એવી જે 'મૈત્રી ભાવના' તે અમારા હૃદયમાં સદા જાગૃત રહો ! જે આપણા સુખે સુખી અને

આપણા દુ:ખે દુ:ખી હોય તેને આપણે 'મિત્ર' કહીએ છીએ. તો પછી "મૈત્રી ભાવના"નું રહસ્ય સમજનારે આખા વિશ્વના દુ:ખે દુ:ખી અને આખા વિશ્વના સુખે સુખી થવું જોઇએ. વસુધાને કુટુંબ તુલ્ય ગણનાર એવા આપનો દાખલો અમારી સન્મુખ છતાં અમે આપના પગલે નથી ચાલી શકતા એ જ અમારૂં અજ્ઞાન છે, એ જ અમારો પ્રમાદ છે, એ જ ઉચ્ચ ભાવના સમજવાની અમારી ખામી છે.

અમારા કુટુંબીઓ તરફ પણ એ 'મૈત્રી ભાવના' અમે બતાવી શકતા નથી, તો પછી સકળ જૈન કોમ તરફ તે શી રીતે દર્શાવી શકીએ.? અને તો પછી આખી વસુધાની વાત તો અમે કરીએ જ શી રીતે?

"आत्मवत्सर्व भूतेषु यः पश्यति स एव पश्यति." પોતાના આત્માની માફક બીજા ભણી જે જુએ છે તે જ ખરો જોનાર છે; બાકી બધા આંધળા છે. અમે પણ, હે નાથ! આંધળા જ છીએ. અમે પણ મોહરાજાના પાશમાં પડી ગાંડા બન્યા છીએ; તે અમારૂં ગાંડપણ દૂર કરાવી, હે પ્રભો! અમને વિવેક શિખવો, કે જેથી અમે અમારા બાંધવો સાથે 'મૈત્રી ભાવ'થી વર્તીએ.

અમારામાં 'પ્રમોદ' નથી, 'મૈત્રી' નથી, તેમ 'કરૂણા' પણ નથી. અમુક મનુષ્ય દયાને પાત્ર છે, એટલું કહેવામાં અમે બહાદુર છીએ. કોઇએ તેને મદદ કરવી જોઇએ, એમ પણ અમે જણાવીશું. પણ તે મદદ કરનાર મ્હારે શા માટે ન થવું જોઇએ, એ વિચાર અમને હજી સુઝતો નથી. બીજાના ભલાને વાસ્તે તકલીફ

લેતાં અમે શિખ્યા નથી. ખરી ગરીબાઇ દૂર કરવા અમે દાન આપવાનું ભણ્યા નથી. અમારૂં બળ નિર્બળોને બળ આપવામાં કે જુલમીઓના ત્રાસથી ત્હેમનો બચાવ કરવામાં વાપરતાં અમે શિખ્યા નથી. નિષ્કામ બુદ્ધિથી મામા મનુષ્યો પર દયા બતાવવામાં કેવો આતરિક આનંદ રહેલો છે, તે અમે અનુભવ્યો નથી; કારણ કે એવી નિઃસ્વાર્થતાનો અમને હજુ ખ્યાલ નથી. અમે કોઈની હિંસા ન કરવી એટલું શિખ્યા છીએ; સ્થૂળથી ત્હેના પ્રાણનો નાશ ન કરવો એમાં અમે ધર્મ સમજ્યા છીએ, એટલું પણ અમારૂં ભાગ્ય છે; પણ મન, વચન કે કાયાથી કોઈના પણ જીવને ઉદ્વેગ થાય, ત્હેમાં પણ હિંસા છે, એ સત્ય અમારામાંના ઘણા થોડાક જ સમજ્યા હશે; હે પ્રભો! હજુ અમારે એક ઉમદા-ઘણો ઉમદા પાઠ શિખવાનો બાકી રહ્યો છે. હિંસા ન કરવાનુ જાળવીને બેસી રહેવાથી સરે તેમ નથી, અમારે તો દયાના દરેક કામમા અમારો હિસ્સો આપવો જોઇએ છે. આપે, હે નાથ! વારવાર અમારા હૃદય ઉપર સચોટ ઉપદેશ આપવો જોઇએ છે કે **"શક્તિ છતાં જે લોકો દયાના કામમાં ભાગ લેતા નથી, તેઓ આડકતરી રીતે નિર્દયતાના કામમાં ભાગ લેનારા ગણી શકાય."** આવી અમારી દયાની ઉચ્ચ ભાવના હોવી જોઇએ. જ્યહાં દુઃખ દેખાય ત્યહા અમારે તે દુઃખ દૂર કરવા ત્હાર આવવું જોઇએ. અપવિત્રતાને દેશવટો આપવા અમારે પવિત્રતા અમારી સાથે લાવવી જોઇએ. અજ્ઞાનીઓનું અજ્ઞાન દૂર કરવા જ્ઞાન અમારે સાથે લાવવું જોઇએ, તો જ અમે દયાનુ ખરૂં કાર્મ કરી શકીશુ અને, હે દયાસાગર! આપના ભક્ત ખરી રીતે બની શકીશું.

दीनेष्वार्तेषु भीतेषु याचमानेषु जीवितम्
प्रतीकारपरा बुद्धिः कारुण्यमभिधीयते ॥

દીન-ગરીબ-દુ:ખી-રોગથી પીડાએલા અને મૃત્યુના મુખમાં ગભડાયેલા જીવોને તે તે દુઃખોમાંથી મુક્ત કરવાની જે બુદ્ધિ અને દેશકાળની અપેક્ષાએ અન્ન, પાન, આશ્રય, વસ્ત્ર, ઔષધ, જ્ઞાન વગેરે આપી મદદ કરવી તેનું નામ 'કરુણા' અથવા દયા ભાવના છે. જે દયા કેવળ શબ્દોમા જ ગોંધાઇ રહે છે, જે દયા ખાલી વાહવાહમાં જ બરાઇ રહે છે, પણ સામાનુ દુઃખ દૂર કરવા જેમાં રતીમાત્ર પણ સ્વાર્થનો ભોગ આપવામાં આવતો નથી, તે દયા કેવળ નામની છે. તે દયાનું હવે અમારે કામ નથી. હવે તો અમારે દયાનાં વ્યવહારિક કામો ( practical acts of mercy )ની જરૂર છે. 'જે દયાનાં કામો કરે છે, તે જ ખરો દયાળુ છે', એ સૂત્રને હવે અમારે અમારો મુદ્રાલેખ કરવાનો સમય આવી પહોંચ્યો છે. હે કરુણાનિધિ! હે દયાના સાગર! હે મહાત્મન્! આપ સાગર છો તો દયાનું થોડુ જળ આ આપના સેવકોને આપશો તો એમા કાંઈ ખોટ પડશે નહિ; પણ અમારું હૃદયપાત્ર તેથી બરાઇ જશે (કારણ કે અમારું હૃદય બહુ છીછરું છે!) અને અમે પણ તે જળ અમારા ન્હાના બાંધવોના હિતાર્થે વાપરીશું હે ભગવન્! દયા કરી અમને દયા કરવાનો પાઠ શિખવો. હે નાથ! કરુણા બતાવી કરુણાનું કામ કરવાનો અમને ઉમદા ગુણ પઢાવો.'

ચોથી અને છેલ્લી ભાવનાને જૈનશાસ્ત્રો 'માધ્યસ્થ ભાવના' કહે છે. આ વિશ્વમાં એવા પણ મનુષ્યો કેટલાક માલૂમ પડે છે કે

જેમને ઉપદેશ આપવામા આવે તો સર્પને દુધ પાવા બરોબર થાય છે. તે ઉપદેશ ત્હેમની ક્રોધાગ્નિને વધારે ઉશ્કેરે છે. આવા પુરૂષો સાથે પ્રસંગ પડે તો આપણે માધ્યસ્થ રહેવું ઘટે છે. અજ્ઞાનથી– ખરા જ્ઞાનના અભાવથી એ બિચારા ખોટે માર્ગે દોરાય છે તેથી આપણા મનમાં દયા આવવી જોઇએ, અને તે બોધ ગ્રહણ કરી શકે તેવી સ્થિતિમા નથી તેથી તો તેઓ વિશેષ દયાને પાત્ર છે. ત્હેમની તરફ દયા બતાવવી એનો અર્થ એમ નથી કે આપણે ત્હેમના ખોટા માર્ગનો પક્ષ લેવો જોઇએ, પણ તે સાથે ત્હેમની નિંદા કરવાનો આપણને હક નથી. આપણે આ બાબતમાં મધ્યસ્થ-ભાવ રાખવો જોઇએ. નિંદા કે પ્રશંસા કોઇ પણ ભાવને હ્રદયમા ન લાવતા સમાન ભાવ રાખવો જોઇએ. આ જ માધ્યસ્થ ભાવના. પરન્તુ તે પણ અમારા હૃદયમા, હે નાથ ! હજી ઉદ્ભવતી નથી, કારણ કે અમે પક્ષપાતી છીએ અમે નિષ્પક્ષપાતપણાનો ધર્મ શિખ્યા નથી. "पक्षपातविनिर्मुक्तो ब्रह्म संपद्यते तथा" એ સૂત્ર થોડા સમયથી જ અમારે કાને પડયુ છે, પણ હજુ ત્હેને અનુભવમા કેમ મૂકવુ તે આવડતું નથી અમારા ગુરૂઓ–નાયકો પણ પક્ષાપક્ષીમા ખેંચાએલા હોવાથી અમે ત્હેમના ચેલાઓ પણ એ ક્રૂર સેતાનના હાથમા સપડાઇએ તો એમાં આશ્ચર્ય શુ ? દિન પ્રતિદિન માનની મારામારીના, આત્મશ્લાઘાના કે પારકાની નિંદાના સમાચારો અમારે કાને પડે છે, આપે મૂકેલા પટ્ટીધરો ઉપદેશ પણ તેવો આપે છે, અને વર્તે છે પણ તેવી રીતે. અમે આંધળા છીએ અને ' આંધળા ભેગે મુવાડો દીઠો ' ત્હેની માફક અમે પણ અમારા ગુરૂઓના પગને ચાલીએ તો ત્હેમા હે નાથ ! અમારો દોષ શો ? અમારા નાયકોની આ સ્થિતિ ઘ

અમને બહુ લાગી આવે છે. હે કૃપાસાગર ! અમારા નાયકોને પક્ષપાત વગરના-મધ્યસ્થ દૃષ્ટિના બનાવો; નહિતર હેમની આ પ્રપંચમય ધુસરી છોડી દેવાનું અમને શિખવો; હવે વધારે વાર અમારાથી આ અજ્ઞાનના પાટા સહન થઈ શકતા નથી; હવે વધારે વાર આ બોજો અમારે શિર વેઠી શકાતો નથી. હે દયાસાગર ! અંહી કોઇ અમારૂં સાંભળનારૂં રહ્યું નથી; તેથી વારંવાર અમે આપને વિનતિ કરીએ છીએ. જો આપ પણ અમારી આ વિનંતિ તરફ આંખ આડા કાન કરશો તો પછી અમારૂં કોણ રહ્યું ? અમારો બેલી કોણ ? અમારા રક્ષકો ભક્ષકો થયા; અમારા નાયકો આપ-ખુદ થયા, અને જેને પગે અમારૂં શિર મુક્યું તેઓ અમારૂં શિર કાપતાં ચમકે નહિ તેવા બન્યા, ત્હાં અમારો આધાર કોણ ? હે નાથ ! આ ભાવનાઓ અમારા હૃદયમાં પ્રવેશ પામે એવું બળ અમને આપો, કે જેથી અમે બીજી બધી બાબતો કોરાણે મૂકી કેવળ આપનો આધાર લેઇએ—આપને શરણે આવીએ.

માતા કહો તો પણ આપ અને પિતા પણ આપ; ધન પણ આપ અને વિદ્યા પણ આપ; દેવ કહો તે પણ આપ અને નિષ્કારણ બધુ કહો તે પણ આપ; મ્હારે મન સર્વ આપ છો. માટે હવે, હે નાથ ! ખુલ્લી રીતે પ્રકાશમાં આવો; આ બાળકરૂપી કમળોને, -હે સૂર્યસમાન પ્રભો ! વિકસાવો; અને અમારામાં ચાર ભાવનાઓ પ્રકટ ખીલે અને અમે આપના પગલે ચાલીએ તેવી સન્મતિ આપો.

3—7—11

---

( ૫ )

હે વિવેકગુણયુક્ત પ્રભો !

અમારી શ્રાવકોની સ્થિતિ કહી જાય તેમ નથી. આપે, હે નાથ! 'સંઘ'ની સ્થાપના કરી ત્હારે ચાર વિભાગ પાડયા હતા. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઃ આ ચાર અંગોનો જૈન 'સંઘ' બનાવવામાં આવ્યો હતો અને તે સંઘને આપે એવું ઉચ્ચ પદ આપ્યું હતું કે આપ પણ દેશના સમયે 'नमो संघस्स' એ શબ્દો ઉચ્ચારો છો. અમારે દુઃખના વખતે આધારભૂત એવાં જે ચાર શરણ ત્હેમાં પણ સંઘનું શરણ લેવાનો આપે પ્રતિબોધ આપ્યો છે. 'संघं शरणं गच्छामि,' 'હું સંઘનું શરણ લેઉં છું,' એમ અમે બોલીએ છીએ, અને અમારી જાતને આ રીતે પવિત્ર માનીએ છીએ. જે દ્વારા ધર્મનાં તત્ત્વો સમજીને ત્હેના નિયમો લોકો વ્યવસ્થાપૂર્વક પાળી શકે તે ઉચ્ચ ઉદ્દેશથી આપે સંઘની સ્થાપના કરી છે, અને સંઘનું માહાત્મ્ય પણ બતાવ્યું છે; પણ અત્યારે અમારા સંઘોની સ્થિતિ તદ્દન છિન્નભિન્ન થઇ ગઇ છે. શરીરના જૂદા જૂદા અંગો પોતપોતાને સ્વતંત્ર માને અને તે પ્રમાણે વર્તે, ત્હારે જેની આખા શરીરની સ્થિતિ થાય ત્હેના કરતાં પણ વધારે શોચનીય દશા, હે પ્રભો! આપે સ્થાપેલા સંઘની થઇ છે. શ્રાવિકાઓ અને સાધ્વીઓનો તો આ સંઘમાં અત્યારે હિસાબ જ રહ્યો નથી, પણ શ્રાવક અને સાધુ એઓ પણ પોતપોતાની સ્થિતિ ભૂલી ગયા છે. 'તત્ત્વાર્થ સૂત્ર'ના રચનાર શ્રી ઉમાસ્વાતી સ્વામીએ યથાર્થ

જણાવ્યું છે કે "परस्परोपग्रहो जीवानाम्" જીવો એક બીજાને પરસ્પર ઉપકારી છે. સાધુઓને શ્રાવકો ઉપકારી છે અને શ્રાવકોને સાધુઓ ઉપકારી છે જો અન્ન, પાત્ર, વસ્ત્ર વગેરે ધર્મનાં ઉપકરણો શ્રાવકો સાધુઓને પૂરાં પાડતા ન હોત તો સાધુઓ જીવી જ શી રીતે શકત? અને જો સાધુઓ ઉપદેશ આપી લોકોને તત્ત્વોનો બોધ ન આપતા હોત તો આ શાસનની પ્રણાલિકા ચાલત જ શી રીતે? આ જગતમાં સાધુઓની તેમજ શ્રાવકોની બન્નેની જરૂર છે. જે પોતાની સ્થિતિમાં રહી પોતાને યોગ્ય કર્તવ્ય બજાવે એવા દરેક મનુષ્યની, પ્રાણીની અને વસ્તુની આ જગતને જરૂર છે. સાધુ જે નિયમો અત્યારે પાળે છે, તે ભવિષ્યની જીંદગીમાં પોતે પાળી શકે તે માટે શ્રાવક તૈયાર થાય છે. 'શ્રાવકો' 'સાંભળનારા' છે, અને બને તો તે પ્રમાણે પાળનારા છે. સાધુઓને શાસ્ત્રમાં 'યતિ'— 'શ્રમણ' કહે છે યત્ એટલે પ્રયત્ન કરવો જેઓ તત્ત્વો જાણી, તે પ્રમાણે વ્યવહારમાં મૂકવા પ્રયત્ન કરે છે, તેઓ 'યતિ'ઓ છે. શ્રાવકોને અણુવ્રત અને સાધુઓને મહાવ્રત પાળવાનાં છે. પણ બન્નેને વ્રતો તો પાળવાનાં છે, એ નિઃસંદેહ છે. બન્ને એક જ માર્ગ તરફ જનારા પાન્થ—મુસાફર છે. બન્નેનો છેવટનો ઉદ્દેશ એકજ છે, અને બન્નેનું પ્રાબલ્ય પણ એકજ છે. તે છતાં જ્યારે, હે પ્રભો! આપના સાધુઓને મુખે આપના શ્રાવકોની નિંદા થતી સાંભળીએ છીએ—'શ્રાવકો તો તદ્દન હલકા જ હોય' એમ જ્યારે તેઓ જણાવે છે અને શ્રાવકોને કેવળ તુચ્છ ગણે છે ત્યારે તે શ્રાવકોના ઉદયની આશા ક્યાંથી રાખી શકાય? જો શ્રાવકોનો ઉદય ન થાય તો પછી આપે સ્થાપેલા સંઘનો પણ ઉદય ક્યાંથી સંભવે?

હે પ્રભો ! મ્હેં આપને ગયા પત્રમાં લખ્યુ હતું તેમ અમારા સાધુ મુનિરાજોમાંથી 'પ્રમોદભાવના' ચાલી ગઇ છે. કોઇ શ્રાવકને વધારે ભણેલો અથવા વધારે ગુણી જોઇ તેઓ પ્રમોદ ધરી શકતા નથી: અરે ! પ્રમોદની વાત તો દૂર રહી, પણ ત્હેને જો હલકો પાડવા પ્રયત્ન ન કરવામાં આવતો હોય તો પણ બસ છે. ગુણી જનો જ ગુણ માંખી શકે, પણ મ્હોટે ભાગે દુઃખગર્ભિત કે મોહગર્ભિત વૈરાગ્યથી દીક્ષા લીધેલા સાધુઓમાં એ ગુણની મોટી ખામી છે, અને ત્હેના પરિણામે જ શ્રાવકોના ઉદયનાં દ્વાર બંધ કરવા તેઓ પ્રયત્ન કરે છે. આઘાત અને પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે જો શ્રાવકો પણ આવા મુનિઓ ઉપર અમાનની નજરથી જુએ તો તે સ્વાભાવિક છે. જ્યારે કાંઇ પણ વૈરવિરોધ જાગૃત થાય ત્યારે, હે નાથ ! ત્હેમાં દોષ તો વડિલોનો જ નીકળી શકે.

હે પ્રભો ! આપ આ બધું જોઇ કેમ બેસી રહ્યા છો ? શું આપને શાસનની દાઝ નથી ? શાસન સ્થાપી, પછી ત્હેને પડતું મૂકી જૂદા સ્થળમાં ચાલ્યા ગયા, એટલે શુ આપની જોખમદારી પૂરી થાય છે કે ? હે ગુરો ! કદાપિ નહિ. આપ સર્વજ્ઞ છો અને અમારી આ ભરતની સ્થિતિ જુઓછો, છતાં કેમ મૌન ધારણ કરી રહ્યા છો ? શ્રાવકો અને સાધુઓ—જેનો દોષ જણાય ત્હેમને શિખામણ આપો, ત્હેમને બોધ આપો, પણ આ શાસનને આવી સ્થિતિમાં હવે વધારે વાર ન રહેવા દો. હે પ્રભો ! જે વાડ ત્હમે અમારૂ રક્ષણ કરવા મૂકી, તે વાડ અમારા જેવા કુમળા છોડવાની વૃદ્ધિ થતી જોઇ આનંદ માનવાને બદલે તે છોડવાઓને

નાખવા અથવા નીચા જ રહેવા દેવા પ્રયત્ન કરે એ શું સહન થાય તેમ છે? ગુરુ કરતા શિષ્ય વધે તો ગુરુએ આનંદ માનવો ઘટે છે, પિતા કરતા પુત્ર વધારે કીર્તિ મેળવે તો પિતાએ રાજી થવું જોઇએ છે. પુત્રની કીર્તિ અથવા પુત્રનું જ્ઞાન દેખી જે પિતા હર્ષ ન ધરે, પણ મનમા ખિન્ન થાય અને પુત્રને લોકોની દૃષ્ટિએ હલકો પાડવા પ્રયત્ન કરે, તેવા પિતાને શું નામ આપવું, અથવા તેવા પિતાને કેવો કહેવો તે અમને સમજાતું નથી. પિતા-પુત્ર કરતા વધારે ઉચ્ચ સબધ સાધુ અને શ્રાવકનો છે તે સબધ—તે ઉચ્ચ સબંધ—તે પ્રશસ્ય સબધ, જો આવી સ્થિતિ ચાલશે તો, લાંબો વખત ટકે એવો સભવ લાગતો નથી. હું ઇચ્છુ છુ કે મ્હારી આગાહી ખોટી પડે, પણ હે નાથ! હાલના સજોગો તો મ્હને તેનું જ ભવિષ્ય ભાખવા લલચાવે છે.

હે નાથ! અમે શ્રાવકો પણ આપના શાસનને ડેલના પમા ડનારા જાગ્યા છીએ, પણ અમારી સ્થિતિને વાસ્તે અમે કોઇ રીતે જોખમદાર નથી જો અમારામા અમારા સાધુઓ પ્રત્યે કાઇ પણ પ્રકારની અપૂજ્યભાવની લાગણી ઉત્પન્ન પામવા લાગી હોય, તો તેનું કારણ પણ અમારા ગુરુઓ જ છે

હવે કેવળ 'તહત્તિ'નો સમય રહ્યો નથી ગુરુઓ ઉપાશ્રયમાં બેસી જે કહે, તે કાઇ પણ વિચાર કર્યા વિના—માની લેવામા આવે તેવા આ વખત નથી આ જમાનો બુદ્ધિનો છે જમાનો જમાનાનુ કામ કર્યા કરે છે નદીનો પ્રવાહ તો વહ્યા જ કરે છે, આપણે તે પ્રવાહ પ્રમાણે આગળ ન વધીએ અને પત્થરની માફક નદીમા પડ્યારહીએ

તો તેથી તે પ્રવાહ અટકી જતો નથી. તે પ્રવાહ, છેવટે પત્થરને દૂર ફેંકી દેશે. હે સાધુઓ ! જ્ઞાનમાં આગળ વધો, ધ્યાનમાં આગળ વધો, ઉપદેશ કરવાની શૈલિમાં આગળ વધો, શ્રાવકોના ઉદયમાં રાજી રહો, અને શ્રાવકોના ઉદયને સારૂ પ્રયત્ન કરો. ત્હમારો અને શ્રાવકોનો સંબંધ તૂટયો તૂટે તેમ નથી, તેમ છૂટયો છૂટે તેમ નથી. અમારા ઉદયની દોરી અમે ત્હમારા હાથમાં સોંપી છે, તે દોરીને બરાબર ચલાવો; તે દોરીનો સદુપયોગ કરો. નહિતર ભવિષ્ય બહુ ઉજ્વળ જણાતું નથી.

હે મહાગુરો ! જ્હારથી આપે 'પૂર્વ'નું જ્ઞાન ખેંચી લીધું, જ્હારથી ધર્મના ગુપ્ત રહસ્યની ચાવીઓ અધિકારી પુરૂષો પાસેથી આપે લેઈ લીધી, જ્હારથી ઉંડું રહસ્ય સમજવાને યોગ્ય પાત્રોનો આ ભરતમાં વિરહ પડયો—ત્હારથી અને ખરેખર ત્હારથી— અમારી અધોગતિનું ચક્ર શરૂ થયું છે. યોગની ઉચ્ચ શક્તિઓ નાશ પામી, અવધિજ્ઞાન જેવું ઘણા ઉતરતા દરજ્જાનું જ્ઞાન ધરાવનારા પણ અમારા સાધુઓમાં ન રહ્યા, અને આપની સાથેનો દેખીતો સંબંધ જ્હારથી તૂટયો ત્યારથી, હે પ્રભો ! આ અધમદશાનું બીજ રોપાયું. આપે મૂકેલા પટ્ટધરોમાંથી જ્હારે ઉચ્ચ અને અતીંદ્રિય બાબતોનું પ્રત્યક્ષ જ્ઞાન જતું રહ્યું ત્હારે તેઓ પણ અમારી માફક કેવળ ગ્રન્થો ઉપર આધાર રાખતા થયા. 'भिन्नमतिर्हिलोकः' લોકોની મતિ ભિન્નભિન્ન હોય છે, એ નિયમ પ્રમાણે શાસ્ત્રોના અર્થો સૌ પોતાની મતિ પ્રમાણે કરવા લાગ્યા. જ્હાં શંકા પડી ત્હાં સૌ કોઇએ પોતાની બુદ્ધિ પ્રમાણે અર્થ કર્યો, વળી કેટલાક ભવભીરૂ હતા તેઓએ જણાવ્યું કે 'तत्वं तु केवलिगम्यं' 'તત્ત્વ તો કેવળી

જાણે ' આ રિથતિને લીધે ધર્મના ખરા જાણકાર રહ્યા નહિ. પ્રત્યક્ષ જ્ઞાનને આધારે પ્રાચીન પૂર્વાચાર્યો જેટલા જોરથી બોલતા હતા, તેટલું જોર કેવળ સૂત્ર ઉપર આધાર રાખનારાઓમા ક્યાંથી હોઈ શકે ? આ કારણથી જ ઉપદેશની અસર પણ જેટલી જોઇએ તેટલી થતી નથી.

હે નાથ ! હે પ્રભો ! હે દયાળુ ગુરો ! જ્યા સુધી આપ વિદ્યમાન છો ત્યા સુધી હજુ સર્વ જ્ઞાનના વિચ્છેદનો ભય જણાતો નથી, ત્યા સુધી સવ—હેની આની આવી રિથતિમા પણ ચાલશે. પણ હે નાથ ! આપના શાસનમાં વખતો વખત ' યુગપ્રધાન ' જાગશે અને ધર્મનો પુનરૂદ્ધાર કરશે, એવી આગાહી આપેલી છે તો શુ એ ઉજ્વળ ભવિષ્ય સફળ કરવાનો સમય હજી આવી લાગ્યો નથી ? હે પ્રભો ! ' યુગ પ્રધાન'ને પ્રકટ થવાને વાસ્તે આ સમય બહુ આતુરતી છે. સઘ નાયક વગરનો થયો છે. એવો કોઇ આચાર્ય નથી કે જેની સત્તા સકળ સઘ કબુલ કરે, એવો કોઇ નાયક નથી કે જેનુ વચન સર્વ કોઈ કબુલ કરે. ઘર ઘરના નાયકો બન્યા છે સૌ કોઈ પોતપોતાની મહત્વતા સ્થાપન કરવા તતપર છે સઘનુ માહાત્મ્ય કેમ વધે, અને એ સસ્થાદ્વારા મનુષ્યો પોતાનું જીવન ઉન્નત કેમ કરે, એવી કોઇને દરકાર નથી જરા સરખી પણ દરકાર હોય એવુ તેમનુ વર્તન દેખાતું નથી. કોઇપણ રીતે પોતાનો કક્કો ખરો કરાવવા શું શ્રાવક કે શુ સાધુ—સર્વ કોઇ મથે છે. આથી સત્ય માર્ગનો લોપ થાય છે. રાગદ્વેષની જ મારામારી ચાલી રહલી છે જેવાં બ્હાર કષાયેલાં વસ્ત્ર પહેરાય છે; તેવા અદર પણ કષાય ભરેલા હોય છે. સઘની આ સ્થિતિ, હે

પ્રભો! લાંબો વખત ચાલશે તો પછી તેને સુધારવાનો—ત્હેને યોગ્ય સ્થિતિમાં લાવવાનો કાંઇ પણ માર્ગ રહેશે નહિ.

હે પ્રભો! આપ અત્રે પધારો અને સંઘની આ સ્થિતિને બદલે ઉત્તમ દશા લાવો. અમારે પ્રજાસત્તાક રાજ્ય કે જેમા એક અભણ મનુષ્યનો અભિપ્રાય પણ મ્હોટા જ્ઞાની જેટલો વજનદાર ગણાય તેવી જાતના સ્વતંત્ર ધાર્મિક રાજ્યની જરૂર નથી. અમારે તો આપ જેવા એક જ્ઞાની 'રાજા'ની આવશ્યકતા છે. સો તારાઓની નહિ પણ એક ચંદ્રની જરૂર છે સો ખદ્યોતો નહિ પણ એક સૂર્યના દર્શનની આતુરતા છે. માટે આપ અત્રે આ ભરતનાં પધારો ખરેખરા મહાન્ પુરૂષો મ્હોટા—ન્હાનાનું અંતર જોતા નથી. મેઘ ચાંડાલના ઘર પર પણ એક સરખી રીતે વરસે છે. તો પછી તમે મહાવિદેહમાં બીરાજો છો, અને આ ભરતપર કેમ નજર નથી કરતા? જો અમે અજ્ઞાની હોઇએ, વધારે પાપી હોઇએ, વધારે દુષ્ટ આશયવાળા હોઇએ, તો તો અમારી તરફ આપે વધારે દયા બતાવવી જોઇએ છે. જે મ્હોટા મનુષ્યો છે તેઓ તો પોતાનું સાધી લેશે, પણ ભરતમાં રહેલા—અમારા જેવા રંક પર દયા કરો. તેમાં જ આપનું ગૌરવ છે—આપની મહત્વતા છે—આપના 'वसुधैव कुटुम्ब-

હું કેવળ મ્હારા તરફથી નહિ—પણ ભરત ક્ષેત્રમાં રહેલા સર્વ જીવો વતી પ્રાર્થના કરૂં છું કે, હે નાથ! અત્રે પધારો આપ જો ન આવી શકો તેમ હો તો આપે કહેલ ગાઇ 'યુગ પ્રધાન'ને મોકલી આપો એ યુગ પ્રધાન આપના પ્રતિનિધિ તરીકે કામ કરશે. આ યુગમાં પ્રધાન પુરૂષ તરીકે કામ કરે તેવા કોઇ લાયક નરને આ ભરતમાં મોકલી આપો શું વસુધા હવે રત્નરહિત થઇ ગઈ છે? શું અમે એવા પુણ્ય વગરના થઇ ગયા છીએ કે અમારા નાયક થવાનું પણ કોઈ અંગીકાર કરશે નહિ? શું જૈનધર્મની છેક એવી કફોડી સ્થિતિ થવાની છે કે આ યુગમાં પ્રધાન થઈ શકે એવો પુરૂષ ન જ ઉત્પન્ન થાય?

પ્રિય જૈન બન્ધુઓ! આવો આપણ સર્વ એકઠા મળીએ અને એક અવાજે અને એકજ મનથી શ્રી સીમન્ધર દેવની પ્રાર્થના કરીએ, હેમને વિનતિ કરીએ, હેમને કાલાવાલા કરીએ. જરૂર તે દયાળુદેવ આપણી અરજ સાંભળશે આ લખતાં જે આત્મિક સ્ફુરણ થાય છે, તે એમ સાક્ષી પુરે છે કે જરૂર આપણી વિનતિ ઉપર તે કૃપાળુ ગુરૂ ધ્યાન આપશે, અને ઘણા થોડા વર્ષમાં આપણામાં કોઇ 'યુગ પ્રધાન' જાગી નીકળશે જે આખા જૈનધર્મને ઉંચી પાયરીપર મૂકશે, અને સઘને પણ હેની અસલની મહાન સ્થિતિએ લાવશે, અને જૈન ધર્મનો મહાન્ સિદ્ધાન્ત—દયા તે આખા વિશ્વમાં વ્યાપી રહેશે તે કાળ નજદીક આવે તે માટે ચાલો આપણે બધા એક મનથી તે કૃપાળુ દેવ શ્રી સીમન્ધર સ્વામિની પુનઃ પુનઃ પ્રાર્થના કરીએ. 10—7—11

(૬)

હે દયાસાગર પ્રભો! હે નિઃસ્વાર્થ પ્રેમી ગુરો! હે વિશ્વના નિષ્કારણ બંધો!

આપના નામનું તથા ગુણોનું જ્યારે હું સ્મરણ કરૂંછું, ત્યારે મ્હારા હૃદયમાં કાંઇક ઓર જ પ્રકારનો ભક્તિભાવ ઉત્પન્ન થાય છે. આપે અનેક જન્મો પહેલાં લીધેલી સર્વસ્વનો ત્યાગ કરવાની, કેવળ જ્ઞાન મેળવવાની અને તે દ્વારા જગતનું હિત કરવાની પ્રતિજ્ઞા જ્યારે મ્હને યાદ આવે છે, ત્યારે હું કાંઇક ઉંડા જ પૂજ્યભાવના વિચારોમાં મગ્ન થાઉંછું. આત્મભોગ એ જ આપની ઉન્નતિનું કારણ તેમજ ફળ છે. આત્મભોગ આપીને, સ્વાર્થનો ત્યાગ કરીને, આપ આ મહાન્ પદીએ—ઉચ્ચમાં ઉચ્ચ પદે પહોંચ્યા છો; અને હજુ પણ એ જ આત્મભોગ આપીને પરમાર્થનું કામ કર્યે જાઓ છો. પાશ્ચાત્ય વિદ્વાન હક્સલી, જેને અમે નાસ્તિક કહીએ છીએ, તે ખરેખર ખુલ્લા શબ્દોમાં જણાવતો હતો કે "ઠેક જ ખનિજ પદાર્થથી પ્રાણી વર્ગ સુધી ઉન્નતિની કુંચી 'બળીઆના બે ભાગ' અથવા 'નબળાના ભોગે સબળો જીવે' એ સૂત્ર હતું; પણ જ્યારથી જીવ મનુષ્ય દશામાં આવી પહોંચ્યો ત્યારથી તો 'આત્મભોગ'—'સ્વાર્થત્યાગ' એજ ઉન્નતિનું રહસ્ય છે." આપે એ રહસ્ય પૂર્ણ રીતે અનુભવ્યું છે અને વ્યવહારમાં પણ મૂક્યું છે. પણ આપના પગલે ચાલવાનું માન લેનારા સાધુઓ તથા શ્રાવકો આ ઉચ્ચ નિયમને તદ્દન વિસરી ગયા છે. "કિમ્મત આપ્યા વિના કોઈ પણ વસ્તુ મળતી નથી!"

એ સિદ્ધાંત અમે અમારા વ્યાપાર રોજગારમાં બગબર સમજીએ છીએ, પણ **અધ્યાત્મ વિદ્યાની** બાબતમાં તો અમે એમ માનીએ છીએ કે અમારા ગુરૂના વચનપર **માત્ર શ્રદ્ધા** રાખવાથી અમારૂં કલ્યાણ થઇ જશે! અમારા ગુરૂઓએ અમને આ આત્મભોગનો સિદ્ધાંત સમજાવ્યો નથી, તેમજ તેઓ પોતે પણ તે નિયમને અનુસરતા હોય એમ જોવામાં આવતું નથી "Work out your Salvation and the Key to that is the law of self-sacrifice" "હમારો મોક્ષ હમે જાતે જ સાધી લો, અને હેની કુંચી બીજી કોઇ નહિ પણ સ્વાર્થત્યાગ અથવા આત્મભોગનો નિયમ છે" આટલું જ જો અમને અમારા ગુરૂઓએ ખાસ કરીને શિખવ્યું હોત અને પોતાના દ્રષ્ટાન્તથી અમને તેમ કરવાને પ્રેર્યા હોત તો આ જૈન ધર્મની આવી સ્થિતિ, હે નાથ! ન હોત પણ હજુ બાજી કાંઇ સમુળગી બગડી નથી આપ જેવા ધુરંધર નાથ અમારે માથે છો, અને અમારી ઘણા સમયથી મીંચાએલી આંખો આપે કાંઇક ખોલવા માંડી છે તો આશા રહે છે કે અમે આપને પગલે ચાલવા યત્ન તો અવશ્ય કરીશું.

હે **નાથ**! આપે મૂકના સાધુઓને આ પદ કાંઇ નવીન નથી તેઓ સ્વાર્થનો ત્યાગ કરવાનું તો કેટલેક અંશે દીક્ષા લીધી ત્યારથી શિખેલા છે. તેઓએ ઘર-બાર, સ્ત્રી, પુત્ર અને ધન પણ ત્યજ્યું છે. તેઓ આ કારણથી જ 'નિર્ગ્રન્થ' કહેવાય છે

, તેઓને કોઇ પણ જાતની બેડી નથી તેઓ સર્વનો ત્યાગ કરીને નીકળ્યા છે. હેમને વાસ્તે આ આત્મભોગ એ એકજ અગ-

ત્યનું પગથિયું છે. શું જ્હારે તેઓએ આટલી બધી વસ્તુઓનો ભોગ આપ્યો છે, ત્હારે પોતાની માન-કીર્તિનો ભોગ ન આપે? શુ તેઓ 'હુંપણા'નો ભોગ ન આપે? અને જો તેઓ તેમ કરી શકતા હોય તો ત્હેમના માનમરતબા પાછળ ખર્ચાતા લાખો રૂપીઆ કાંઇક સારા કામમાં ખર્ચાવવાનું શું ન સૂઝી શકે?

હે **નાથ**! આપનું અનુકરણીય દ્રષ્ટાંત સંમુખ છતાં શું તેઓ સ્વાર્થનો ભોગ નહિ જ આપે? શું નિર્ગ્રન્થ સાધુઓમાંથી એટલું સત્ત્વ ચાલ્યું ગયું છે કે આ અગત્યનું પગલું તેઓ નહિ ભરે? મ્હને આશા છે કે તેઓ જરૂર આત્મભોગ આપતાં શિખશે, અને જે ત્યાગ કર્યો છે તે **ત્યાગમાં** આ હુંપણાનો-મમત્વનો ત્યાગ ઉમેરી જૈન ધર્મના ભાવિ ઉદયમાં પોતાનો હિસ્સો આપશે.

કોઇ પણ પ્રકારની રસોઇ પકવવાને બધી સામગ્રી હોય, પણ અગ્નિવિના તે રસોઇ થઇ શકે નહિ; તેમ જ્ઞાન એ અગ્નિ છે અને મોક્ષ મેળવવાનાં બધાં સાધનોમાં જ્ઞાન એ મુખ્ય છે. બીજાં સાધનો-ની જરૂર છે ખરી, પણ બધાં સાધનોને ચેતન આપનાર આ 'જ્ઞાન' છે. તે જ્ઞાન મેળવવાનું ઉત્તમ સાધન 'કેળવણી' છે. આ કેળ-વણીના જે રિપુ હોય તે ખરેખર જ્ઞાનના રિપુ છે, અને જે જ્ઞાનના રિપુ છે તે મોક્ષ માર્ગના રિપુ છે. હે **નાથ! 'પઢમં નાણં તઓ દયા'** 'પ્રથમ જ્ઞાન અને પછી અહિંસા' એ સૂત્રનો બોધ આપતાર આપના શાસનમાં જ્ઞાનના રિપુ કોઇ હોવા જ ન જોઇએ, છતાં અત્યારે એવા કોઈ દેખાય તો તે કાળનો પ્રભાવ! જૈન ધર્મનો ઉદય થવાનો હોય તો ત્હેને વાસ્તે, હે પ્રભો, એક જ માર્ગ છે,

અને તે જ્ઞાનમાર્ગ છે જે વખતથી જૈન તત્ત્વજ્ઞાન તરફ લોકો બેદરકાર થયા ત્યારથી અમારી અધોગતિનો પાયો નંખાયો, અને અમારી ઉન્નતિનો આધાર પણ એ જ તત્વજ્ઞાન પર રહેલો છે. તે તત્ત્વજ્ઞાન લોકો સમજતા થાય, અને તે સમજીને હેને અમલમાં મૂકતા થાય ત્હેને વાસ્તે યોગ્ય પ્રકારની કેળવણીની આવશ્યકતા છે, ત્હેની ના કહેવા કોણ હિંમત ધરે છે? કોઇ એવો હોય તો બ્હાર આવો અને હું કહીશ કે તે જૈન કોમનો હિતચિંતક નથી. અમારા સાધુઓએ કેળવણીનો ફેલાવો કરવાનો મુદ્દો ઉપાડી લેવો ઘટે છે. જે મનુષ્યો નિસ્વાર્થ વૃત્તિથી કામ કરે છે, ત્હેમનું વચન સર્વ કોઇ માન્ય રાખે છે જો તેઓ જૈન કોમના ઉદયને અર્થે આ કામ સારૂ સમજતા હોય અને જો પોતાના સ્વાર્થનો ભોગ આપવા તત્પર હોય તો તો થોડા વખતમાં અમારો ઉદય થાય અને એવું કામ કરનારા મહાન્ સાધુઓના નામો દેવોના દફતરોમાં અને જૈન પ્રજાના ઇતિહાસોમાં સોનેરી રંગથી લખાય. હે પ્રભો! આપ શાસનના શિરતાજ છો આપ આજ્ઞા કરો-પ્રેરણા કરો અને અમારા આ સાધુઓને આત્મભોગ આપતાં શિખવો.

મહાન્ તત્ત્વવેત્તા રસ્કીન આપનું અથવા આપ જેવા અન્ય કોઈ મહા-આત્માનું અપૂર્વ જ્ઞાન કિરણ ગ્રહણ કરીને જણાવી ગયો છે કે —

"આપણી આસપાસ મનુષ્ય જાતિ જે દુઃખથી પીડાતી પડી છે, ત્હેનો જો આપણને બરાબર ખ્યાલ આવતો હોય તો પછી મોજશોખની પાછળ પૈસા ખર્ચવાનું આપણામાંથી કોઈ પસંદ કરી શકશે શું? ભવિષ્યમાં જ્યહારે સર્વ કોઇ સર્વના કલ્યાણ અર્થે

કામ કરશે ત્હારે ઉત્તમપ્રકારના વૈભવને માટે સ્થાન મળી શકશે; પણ હાલ તો કેવળ અજ્ઞાની મનુષ્ય સિવાય કોઇ પણ મોજશોખ કરી શકે જ નહિ. પાતકીમાં પાતકી મનુષ્ય પણ જો આંખ ઉઘાડીને ચારે પાસનું દુઃખ જુએ તો ખાલી ઠાઠમાઠમાં અને મિષ્ટાન્નમાં પૈસા ઉડાડવાનું પસંદ કરશે નહિ." આ શબ્દોના ભાનની અત્યારે અમારી જૈન કોમને બહુ જરૂર છે. આ ઉપદેશ અમારા હૃદયમાં અમારે કોતરી રાખવાની આવશ્યકતા છે; અમારા સાધુઓના જીગરના એક ભાગ રૂપ આ વચનો બનવા જોઇએ છે. આ મહાન્ તત્ત્વવેત્તા રસ્કીનના શબ્દોનું રહસ્ય જો અમારા દિલમાં મ્હોટતું હોય તો અમારે આજથી જ કેટલાક નકામા મોજશોખનો ત્યાગ કરવા તત્પર થવું ઘટે છે સાધારણ મનુષ્ય પણ મોજશોખના એકાદ સાધનનો ભોગ આપીને કાંઇક પૈસા બચાવી શકે ને તે ત્હેના જાતિ ભાઇ-ઓના કલ્યાણ અર્થે વાપરી શકે. સાધુઓ કલહ કરે કે કરાવે અને પૈસા સરકાર દરબારમાં ખર્ચાય ત્હેના કરતાં જો હુંપણાનો ભોગ આપીને તે સાધુઓ તે પૈસા શિક્ષણ ફેલાવતી કોઇ સંસ્થાને મદદ કરવામાં વાપરવા ઉપદેશ કરે, તો કેટલું પુણ્ય ઉપાર્જન કરે? અને જૈન કોમની જાહોજલાલી કેટલી બધી વધે?

અહા પણ, હે પ્રભો! હું આ સાધુઓ સંબંધી વિચાર કરતાં એક અગત્યની બાબત વિસરી ગયો. અમારી જૈન કોમમાં અગણિત ભંડાર ભરેલો છે. અખૂટ શક્તિ દાટેલી પડી છે. ત્હેનો ઉપયોગ કરવાને કેમ કોઇને સુઝતું નથી? સાધ્વીઓ અથવા આર્યાઓ એ પણ સંઘનું અગત્યનું અંગ છે, કારણ કે શ્રાવિકાઓની ઉન્નતિ અથવા અવનતિનો આધાર તે સાધ્વીઓ પર જ રહેલો છે.

સાધ્વીઓની સ્થિતિ તો, હે પ્રભો ! કહી જાય તેમ નથી. આપ સર્વ જાણો છો, એટલે મ્હારે તે કહેવાની જરૂર નથી. તે સાધ્વીઓએ પ્રથમ તો જાતે જ અભ્યાસ કરવો જોઇએ. આળસુ બેસી નહિ રહેતાં અથવા પ્રમાદ કે વિકથામાં નકામો વખત નહિ ગુમાવતાં તેઓએ શાસ્ત્રાભ્યાસ તેમજ વ્યવહારિક શિક્ષણ પણ મેળવવું જોઇએ. અને જે જે ઘેર વ્હોરવા જાય ત્હાં તે ઘરની સ્ત્રીઓ ભણેલી છે કે નહિ ત્હેની તપાસ રાખવી અને તે ઘરમાં અભણ હોય ત્હેમને ભણવાનો બોધ આપવો, કુમારિકાઓને કન્યાશાળાએ મોકલવાની સૂચના કરવી, અને બની શકે ત્હાં પોતે પણ સ્ત્રીશિક્ષક તરીકેનું કામ કરવું; આ વગેરે ફરજો તેઓએ બજાવવા જોઇએ.

શ્રાવિકાઓનો—તીર્થંકર જેવા સુપુત્રોને જન્મ આપનાર રત્નજનેતાઓ તિરસ્કાર કરી અથવા ત્હેમને હલકી સ્થિતિમાં રાખી અમે અમારો ઉદ્ધાર કરવાનો કેટલોક પ્રયાસ આરંભ્યો હતો; પણ વખત જતાં અમને જણાય છે કે જેની એક પાંખ બાંધી લેવામાં આવી હોય તે પક્ષી ઉડવાને પ્રયત્ન કરે અને ત્હેની જેવી સ્થિતિ થાય તેવી અમારી સ્થિતિ થઇ છે.

એક પૈડાવાળા રથના જેવી અમારી શોચનીય દશા થઇ છે. આ સ્થિતિમાંથી કોઈ અમારો ઉદ્ધાર કરી શકે તો તે અમારી સાધ્વીઓ છે. હે પ્રભો ! આ સાધ્વીઓને કાંઇક નવું જીવન આપો, કે જેથી તેઓ આ પરમાર્થનું મહાન્ કામ ઉપાડે. ઘરબારી જેવી થઇ બેઠેલી સાધ્વીઓ શું પોતાની જોખમદારી સમજશે? શું તેઓ

આ જૈનકોમના ઉદયનું ઘણુંજ જરૂરનું કાર્ય ઉપાડી લેશે ! હે પ્રભો ! આ ધણી પાસથી નિરાશ થયેલ હૃદયને આ બાબતમાં શંકા રહે છે. પણ હું પામર પ્રાણી ભવિષ્યના સંબંધમાં શી તુલના બાંધી શકું ? 'જે થાય છે તે સારા વાસ્તે થાય છે' એ સૂત્રમાં વિશ્વાસ રાખી હું જણાવુંછું કે, આ બાબતમાં પણ નજદીકના ભવિષ્યમાં કાંઇક શુભ પ્રયાસ સાધ્વીઓ તરફથી થયેલો જોવા અમે ભાગ્યશાળી બનીશું. પણ આ સર્વ કામને વાસ્તે ઉત્તમ કુચી આત્મભોગ છે; માટે હે પ્રભો ! હે નિઃસ્વાર્થ બંધો ! અમને સર્વજાને-સાધુઓને તેમજ સાધ્વીઓને-શ્રાવકોને તેમજ શ્રાવિકાઓને આત્મભોગનો, હુંપણાના—સ્વાર્થના ત્યાગનો ઉમદા ગુણ શિખવો, કે જેથી અમે ધીમે ધીમે આપના પગલે ચાલી આ પવિત્રધર્મની સેવા બજાવવા કાંઇક અંશે સમર્થ થઇએ.

27—4—11

(૭)

હે સત્યશીલ, પક્ષપાતરહિત વિભો !

વારવાર અમારી દુઃખભરી કથની આપ સમુખ જણાવતાં અમને ખેદ થાય છે. પણ અમે અમારી મેળે અમારો સુધારો કરવાને શક્તિમાન રહ્યા નથી, તો પછી આપને ન જણાવીએ તો કોને જણાવીએ? અમારૂં દુઃખ રડયા સિવાય છુટકો નથી. અમારા હૃદયનો ભાર ખાલી કર્યા વગર તો અમે રહી- છવી શકીએ પણ નહિ. 'સ્વજન આગળ અથવા ઇષ્ટ મિત્ર આગળ હૃદયના દ્વાર આપોઆપ ઉઘડી જાય છે' એ કવિ કાલિદાસની ઉ[illegible] શ્રી

પણ સિદ્ધ થાય છે એ ભાવથી આપને અમારા 'પરમ ઇષ્ટ બન્ધુ' અથવા 'નિષ્કારણ સુહૃદ્' ગણીને આ કંઈક લખવામાં આવે છે.

સુન્દર ચિત્રો અથવા મનોહર છબી જો ભીંત ઉપર ટાંટવા માગતા હોઈએ તો પ્રથમ તો તે ભીંતની કાળાશ દૂર કરવી જરૂરની છે તે ભીંતને તે પછી પણ સફાઈદાર, લીસી અને બરફ જેવી શ્વેત બનાવવાની જરૂર છે જે પ્રમાણમાં ભીંત નિર્મળ અને શ્વેત બને, બરાબર તે જ પ્રમાણમાં તે ઉપરનું ચિત્ર પણ અચ્છુ અને મનોરંજક બને છે આ નિયમ મનુષ્યજીવનને પણ એકસરખી રીતે લાગુ પડે છે યતિધર્મની વાત બાજુએ રાખીએ તોપણ શ્રાવકના પાંચ અણુવ્રત અથવા ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત મળી થયેલાં બારવ્રત એ સુંદર 'ચિત્ર' સમાન છે તે આલેખવાને મનુષ્ય હૃદય' રૂપી ભીંત નિર્મળ અને સ્વચ્છ બનાવવી જોઈએ, એ સ્વાભાવિક છે

આ ભીંત નિર્મળ અને સ્વચ્છ બનાવવાને પણ કયો માર્ગ અમારે ગ્રહણ કરવો, એ વાતથી આપે અમને અજાણ રાખ્યા નથી. ધર્મને લાયક થવાને માટે આપે અમને ૩૫ ગુણો ખીલવવાને જણાવ્યું છે, જે ગુણો શાસ્ત્રોમાં 'માર્ગાનુસારિપણાના ગુણો' એવે નામે પ્રસિદ્ધ છે. ધર્મનું બીજ અમારા હૃદયમાં બરાબર વવાય તે માટે અમારે તે ક્ષેત્રને બરાબર ખેડીને તૈયાર કરવાનું છે તે કામ માટે આ ગુણોની કેટલી બધી આવશ્યક્તા છે તે આપે સારી રીતે સમજાવ્યું છે.

અમે, હે નાથ ! આપના અનુયાયી કહેવરાવવા માગીએ છીએ અતીત, અનાગત અને વર્તમાન ત્રણે કાળના તીર્થંકરોને

અમે નમસ્કાર કરીએ છીએ; પણ તે નમસ્કાર માત્ર બોલવા રૂપજ રહ્યા છે; કારણ કે હે ગુરો ! અમે આપની આજ્ઞા પ્રમાણે ચાલતા નથી. અમે આપનાં ફરમાનો હરઘડી અને હરપળે તોડીએ છીએ. માર્ગાનુસારિપણાના ૩૫ ગુણની વાત તો દૂર રહી પણ ત્હેનો પ્રથમ સદ્દગુણ જે ' ન્યાયસંપન્ન વિભવ ' અથવા 'ન્યાયથી ધન પેદા કરવું ' એટલું પણ અમે પાળી શકતા નથી. અમે ધર્મના મ્હોટા મ્હોટા સિદ્ધાંતોની વાતો કરીશું. 'અમારો ધર્મ બહુ ઝીણો છે ' એમ મગરૂબી સાથે લોકો આગળ જણાવીશુ. યુગલીઆના વાળની સંખ્યા અથવા એક જૂ-લીખની લંબાઇ વિગે અમે ઝટ "લઇને જવાબ આપીશું. અને બીજી અનેક બાબતોમાં અમે અમારૂં ડહાપણ ચલવીશું; પણ અમે તદ્દન સ્વાર્થી છીએ, અમે અન્યાયથી ધન પેદા કરનારા છીએ, કોઇનાં ગળાં રેંસીને—કોઇની થાપણ ઓળવીને --કોઇ વિશ્વાસીને છેતરીને--ખોટી સહીઓ કરીને -જૂઠી સાક્ષીઓ પૂરીને **—કેળવાયેલી બુદ્ધિ અમને સુઝાડે અને કાયદાના દાવપેચમાં ન અવાય એટલી બારી મૂકીને** અમે ધન પેદા કરવામાં જરા પણ આંચકો ખાઇએ તેવા નથી. પણ અમારા આ અન્યાયથી મેળવેલા ધનનું થાય છે શું ? ' આહાર તેવો ઓડકાર ' એ નિયમ પ્રમાણે અન્યાયથી પેદા કરેલી લક્ષ્મીનો સદ્વ્યય કરવાનું અમને સુઝે જ ક્યહાંથી ? કાળાં કૃત્યો કરી મેળવેલી લક્ષ્મી કાળાં કૃત્યોમાં ન વપરાય તો પછી• તે અન્યાયની લક્ષ્મી જ કેમ કહેવાય ? અમે આ લક્ષ્મીનો કુપાત્રોમાં વ્યય કરવામાં-મરણ પાછળ જમણવાર કર• વામાં-રાંડો નચાવવામાં-દારૂ પીવામાં અથવા એવાં હલકાં કાર્યો કરવામાં ખુમાવતાં લાજતા નથી. પણ જ્યહાં કેળવણીનો સવાલ આવ્યો,

જ્યહા કોઈ ભણતાં વિદ્યાર્થીને સહાય આપવાની વાત આવી, ત્હાં અમારી થેલીનું મ્હો બંધ જ રહેવાનું કોઇ અનાથ બંધુને વેપાર રોજગારે ચ્હડાવવાની વાત આવી ત્યહા અમે આખ આડા કાન કરવાના. ખોટે રસ્તે રળાયેલી દોલત ખોટે રસ્તે જાય એમા આશ્ચર્ય શું?

હે ગુરો! અમે આ અન્યાય ભરેલી રિતિએ નાણા કમાવના મહેનત કરીએ છીએ, તેમા પણ કારણો છે અમે અમારી મોજશોખની ટેવો વધારી દીધી છે અમે મ્હોટા માન મરતબાના ભૂખ્યા છીએ અમારી પાસે ધન ન હોય તો પણ અમે અમારૂં ધનવાન પણુ બતાવવાને પૈસાના કરતા પણ વધારે ઇન્તેજાર છીએ. મનુષ્ય ની કુદરતી તંગીઓ બહુ થોડી છે. પણ 'ફૅશનની ફીશીઆરી'એ અને ખોટી મ્હોટાઇની ઘેલછાએ મનુષ્યમાત્રને ધનની પાછળ ગીધ જેવા બનાવ્યા છે આ રીતે અમારી તંગીઓ વધી, અને તે પૂરી પાડવાને અમે પછી અન્યાય આચરતા, કાળા ધોળા કરતા, ખોટા તોલ-માપ કરતા, અને અનેક અધર્માચરણ કરતા પણ ડરતા નથી લીલી વનસ્પતિ ઉપર પગ મૂકતા આચકો ખાનારા એવા અમે-ખુદ જૈનો-કોઇ મ્હોટી રકમ માટે માણસનું-જાતભાઇનું-રે ખુદ બન્ધુનું ગળુ રેંસતા પાછી પાની ધરીએ તેવા નથી

હે પ્રભો! પડદા પાછળના અમારા કૃત્યો જણાવતા અમારૂં હૃદય કંપે છે-અમારી આંખોમા આંસુ વહે છે-અમારી મતિ મુંઝાય છે.

હે નાથ! 'કરણી તેવી પાર ઉતરણી,' 'વાવશે તેવુ લણશે' અને 'કરશે તેવું ભોગવશે', 'કર્યાં કર્મ ભોગવ્યા સિવાય છૂટકો

નથી ' આવાં ઉપદેશભર્યાં વાક્યો અમે શાસ્ત્રોદ્વારા અથવા સાધુઓ દ્વારા દરરોજ વાંચીએ છીએ, સાંભળીએ છીએ, અને અમે પણ તેવો ઉપદેશ બીજાને આપીએ છીએ; પણ 'કર્મના અચળ નિયમ'માં અમને પ્રતીતિ–વિશ્વાસ નથી. અમે મુખે લવનારા પોપટ સમાન છીએ. ' બિલાડી આવે તો નાશી જવું ' એવું બોલનાર પોપટની ડોક બિલાડીએ આવી ભાગી નાખી ત્હાં સુધી તે એમને એમ બોલ્યે જ ગયો, ત્હેના જેવી અમારી સ્થિતિ થઇ છે. જો અમને 'કર્મના નિયમ'માં શ્રદ્ધા હોય અને આવતા ભવમાં અમારાં દુષ્કૃત્યોનાં ખરાબ પરિણામ ભોગવવાં પડશે જ ત્હેનો જો અમને યથાર્થ ખ્યાલ આવતો હોય તો અમે અન્યાયને માર્ગે એક પગલું પણ મૂકીએ નહિ; ધનની પાછળ ભૂત જેવા બનીએ નહિ. એક મહાન્ કવિએ કહ્યું છે કેઃ—

यद् ददासि विशिष्टेभ्यो यच्चाश्नासि दिनेदिने
तत्ते वित्तमहं मन्ये शेषं कस्यापि रक्षसि ॥

જે ધન તું યોગ્ય પુરૂષોને આપે છે અને જે તું પ્રતિદિન ભોગવે છે, તે જ ત્હારૂં ધન છે એમ હું માનુંછું; બાકી બીજું ધન તો કોઇનું છે અને ત્હેનું ત્હારે માત્ર રક્ષણ કરવાનું છે. આવો ઉમદા બોધ અમારી સંમુખ છતાં દાનના જ શત્રુ બનીએ, તે વિષે શું કહેવું ?

હે પ્રભો ! અમારા જૈન બાંધવોની આ દયાજનક સ્થિતિ શું નહિ જ સુધરે ! શું તેઓ પ્રમાણિકપણે થોડું ધન મેળવીને ત્હેનો પણ સદુપયોગ કરતાં નહિ શિખે ? હે પરમ પ્રભો ! કાંઇક કૃપા કરો, દાન કે જે જૈન ધર્મનો પ્રથમ પાયો છે, તે કરતાં અમને શિખવો.

અમને ન્યાય નીતિમય રહેતા શિખવો ન્યાય નીતિથી જો અમે વર્તીશુ તો અમારા 'લાભાતરાયી કર્મ'નો નાશ થશે અને એવી રીતે મેળવેલુ ધન જો ઉત્તમ પરોપકારી કામોમા ઉદારતાપૂર્વક ખર્ચીશુ તો અમારા 'ભોગાતરાયી' કર્મનો નાશ થશે.

હે ગુરુ! અમારી સાખ બહુ હલકી પડી છે 'જૈન' એટલે સત્યપ્રિય, 'જૈન' એટલે દયાળુ 'જૈન' એટલે ન્યાયી 'જૈન' એ શબ્દ બોલતાની સાથે જ સામા પુરુષના હૃદયમા સત્ય, દયા, ન્યાય વગેરે ગુણોની ઉજ્વલ છાપ પડતી જોઈએ પણ તેને બદલે ઉલટુ જ નજરે પડે છે અને આપ પણ આ બધી સ્થિતિ જોઈ બેસી રહ્યા છો, એથી વિશેષ આશ્ચર્ય લાગે છે! આટલુ મોટુ દયાનુ કામ આપ સન્મુખ પડ્યુ છે-અમારા હૃદયોમાથી અન્યાયપણાની ટેવો કહાડવાનુ ભગીરથ કામ આપની નજર આગળ ઉભુ છે, છતા પણ આપ કેમ તે હાથ ધરતા નથી?

હે પ્રભો! આ અમારા સાધુઓને જણાવો કે તમારો ઉપદેશ નિરર્થક જાય છે શ્રાવકોના હૃદયો બિલકુલ પિગળતા નથી માટે કાંઈ વ્યવહાર અને સમયોચિત ઉપાય યોજો

**'જે જાતે સુધર્યા નથી, તે કદાપિ બીજાને સુધારી શકે જ નહિ'** એ નિયમનું ભાન જ્યારે અમારા સાધુઓને આવશે, ત્યારે તેઓને પોતાને 'ગુરુપણા'ની' જોખમદારી'નો કાંઈક ખ્યાલ આવશે, અને જ્યારે તેઓ સર્વ પ્રકારના અન્યાયથી-સ્વાર્થથી—ખોટી ખટપટોથી દૂર રહી પોતાની જાતને સુધારવા તરફ લક્ષ આપશે-ત્યારે અને ત્યારે જ હે પ્રભો! તેમના ઉપદેશની

અમર કોઇકે થવા પામશે, અને ત્હારે જ શાસ્ત્રો 'માર્ગાનુસારિ- પણા ' ના પગને ચાલી શકશે

હે નાથ ! આ રાયથી ધન પેદા કરવામા કેટલુ જોખમ અને નુકશાન રહેલુ છે, ત્હેનો જો યથાર્થ ખ્યાલ સમજમા દ્દમાવા પામે તો આશા રહે છે કે કાઇક ને કાઇ સન્માર્ગ તરફ લોકોની વૃત્તિ ગયા વિના રહે નહિ એક કાપડનો વેપારી બીજા મનુષ્યને જૂઠુ સમજાવી, ધર્મના સોગન ખાઇ (અમારા લોકો ધર્મના સોગન ખાતા પણ અચકાતા નથી ! ) રૂપીએ એક આનો નફો ખાવાનુ કહી ત્રણ આના ખાઇ ગયો આ રીતે સામા મનુષ્યને છેતરી બે આના કમાયો શુ કમાયો ? બે આના ! પણ 'વ્યાપાર'મા શુ ખોયુ ત્હેનો ખ્યાલ કોને છે ? કરોડો રૂપીઆ આપતા પણ ન મળે તેવુ 'ન્યાય તત્વ' (Principle of Justice) તેણે ગુમાવ્યુ, આથી પ્રકાશ કે જે ખીલવવાને માટે સર્વ ધર્મની ક્રિયાઓ અને અનુષ્ઠાનો ફરમાવવામા આવ્યા છે, તે ઝાંખો પડયો તપાસો હવે નુકશાન ! પણ હે પ્રભો ! આ હુ કોના આગળ કહુ છુ ? અમારા વીતક આપ સમુખ જણાવતો હતો, તેનામા અમારા ભાઇઓની સ્થિતિ તરફ નજર કરતા ત્હેમને શિખામણ આપવા દોરવાઇ ગયો. આપ ધુરધર અમારે માથે છો, માટે જ આશા રહે છે કે આ અધ કારમય સ્થિતિ લબો કાળ ટકી શકશે નહિ હે પ્રભો ! અમારા ભાવવોમા પ્રકાશના 'કિરણો મોકલો, કે જેથી ત્હેમની બુદ્ધિ વિકસ્વર થાય, ત્હેમનુ હૃદય પવિત્ર થાય, જેથી તેઓ ધર્મના પાયા રૂપ 'માર્ગાનુસારિપણા'ના ગુણો પાળતા થાય અને આ રીતે મ્હોટા વ્રતો માટે લાયક થાય અમને જૈનોને, હે કૃપાળુ ગુરો ! 'પનિ

પરિમાણ' નામના વ્રતનું રહસ્ય સમજાવો, કે જેથી અમે અમારી તંગીઓને જેમ બને તેમ ઓછી કરી શકીએ; કારણ કે અમારી તંગીઓ ઓછી હશે તો અમે અન્યાયને રસ્તે જઈશું નહિ, અને અમારી તંગીઓ થોડી આવકથી પૂરી પાડવાથી અમારી પાસે જે કાંઇ ધન બચશે હેનો પણ અમારા બાંધવોના કલ્યાણ અર્થે સદુપયોગ કરી આપના મહાન્-ભગીરથ કાર્યમાં અમારો યતિકંચિદ્ હિસ્સો આપી આપની સેવા કરવાને યોગ્ય બનાશું.

7—8—11

( ૮ )

હે વિશ્વના નિષ્કારણ બંધો! જગદ્વત્સલ પ્રભો !

જૈનધર્મનો મૂળ પાયો, જૈનધર્મનો મૂળસિદ્ધાંત, જૈનધર્મની વિશેષતા, જે કહો તે સર્વ 'અહિંસા'ના સિદ્ધાંતમાં આવી જાય છે. " કોઈ પણ જીવતા પ્રાણીને નહિ મારવાથી મનુષ્ય શાંતિરૂપ નિર્વાણ પ્રાપ્ત કરે છે " એ શ્રી સૂત્રકૃતાંગ સૂત્ર દ્વારા આપે જણાવેલું વાક્ય અક્ષરસઃ ખરૂં છે; હેમાં જરા માત્ર પણ અતિશયોક્તિ નથી. તે વાક્યમાં આખા જૈનધર્મનો ટુંકમાં સાર આવી જાય છે. પણ હે પ્રભો ! અમે કેવળ ટુંકી બુદ્ધિના છીએ. અમે કેવળ અક્ષરોના કોશ કે વ્યાકરણ આધારે અર્થ કરનારા રહ્યા છીએ; પણ તે શબ્દોનું જીવન-તે શબ્દોનું રહસ્ય અમે સમજ્યા નથી, અથવા સમજવા જેટલી શક્તિ પણ અમારામાં નથી. કદાચ અમે તે સમજવા પ્રયત્ન કરીએ અને જરા વિશાળ દૃષ્ટિથી તે નિહાળવા મથીએ અથવા તો હેનો ગુપ્ત આશય જોવા મહેનત કરીએ તો

અમારા તે પ્રયાસને 'ઉત્સૂત્ર પ્રરૂપણા' ના મ્હોટા ગુન્હાને પાત્ર થવું પડે છે !

અમારી બુદ્ધિને ગુંગળાવવા હરેક રીતે પ્રયત્ન કરવામાં આવે છે. 'શંકા કરવાથી સમ્યકત્વને દૂષણ લાગશે' એ ભય બતાવી અમારી બુદ્ધિને હરેક રીતે સાંકડા વાડામાં પૂરી રાખવામાં આવે છે. અમારી ખરી શંકાનો પણ કોઇ જવાબ આપતું નથી, અને અમે એવા નિર્બળ મનના થઇ ગયા છીએ કે કોઇને તે બેધડક પૂછવાની હિમ્મત ધરાવતા નથી.

હે પ્રભો ! પણ આ પ્રસંગાન્તર મૂકી હવે હું મ્હારે કહેવાના મૂળ મુદ્દા ઉપર આવું છું. 'અહિંસા નો અર્થ એટલો જ મનાય છે કે કોઈ જીવની હિંસા ન કરવી. કોઇ પણ જીવનો વધ ન કરીએ એટલે અમને 'અહિંસા વ્રત પાલક જૈન' ગણાવાનો હક્ક મળી ચૂક્યો ! પરંતુ ખરૂ જોતાં તો—

अद्रोहः सर्व भूतानाम् । कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानं च । सतां धर्मः सनातनः ॥

મનથી, વચનથી અને શરીરથી કોઈ પણ પ્રાણીનું અહિત ન કરવું અને સર્વ જીવ તરફ દયા બતાવવી એનુ નામ અહિંસા છે. અહિંસાનો આવો વિશાળ અર્થ ઘણાજ થોડા જૈનો સમજે છે. જ્હારે સમજનારા બહુ થોડા ત્હારે તે પ્રમાણે વર્તનાર તો વિરલા જ હોય એમાં શું આશ્ચર્ય ? શું અનેક જીવોને અસત્ય બોલી છેતરનાર અને આ રીતે ત્હેમના આત્માને દુઃખ આપનારને અહિંસા

ધર્મ પાળનારા ગણી શકાય ? શું બીજાઓનું ધન અન્યાયથી પચાવી પડનાર અને આ રીતે બીજાઓને નાહક દુઃખ આપનારા અહિંસા વ્રત પાળનાર કહી શકાય ? શું ત્યાગી અને સત્યવાદિ પુરુષોને માથે ખોટા આળ મૂકી તેઓનું દિલ દુઃખવનારને અહિંસા વ્રતના ઉપાસક માની શકાય કે ? શું હજારો રીતે લોકોને કનડીને ત્રાસ આપનારા અહિંસા વ્રતને સેવનારા તરીકે ઓળખી શકાય કે ?

બીજાઓના આત્માને વચનથી દુઃખવતા, બીજાઓનું અન્યાયથી પડાવી લેતા, બીજાઓને માથે કલંક મૂકી તેઓનું દીલ દુઃખવતા અથવા તો બીજી અનેક રીતે જનસમુદાયને અમારા સ્વાર્થ ખાતર છેતરતા કે કનડતા અમે જરા મગજની પાઘડી પાની ધરીએ તેવા નથી આટલું છતા અમે અહિંસા વ્રતપાલક છીએ ! કારણકે અમે કોઈ જીવની ' હિંસા ' કરતા નથી !

હે પ્રભો ! હે ગુરો ! આટલું છતા અમારી આ અહિંસાને માટે પણ મગરૂરી આવે છે જ્હારે ચારે બાજુએ આહાર નિમિત્ત, યજ્ઞ નિમિત્તે, ફેશન નિમિત્તે, શિકાર નિમિત્તે, અપ્સરા નિમિત્તે અને બીજી હરેક રીતે પશુઓનો નાશ થતો હું ભાળું છું, ત્હારે જૈનોના 'કોઇ પણ પ્રાણીને નહિ મારવું' એ સિદ્ધાન્તના —કાંઈ નહિ તો બહારના વર્તન માટે પણ ખરેખર હૃદયમાં સંતોષ થાય છે પણ હે પ્રભો ! જે મનુષ્ય પશુઓ તથા વનસ્પતિ તરફ પણ આટલી બધી દયા બતાવે છે, તે મનુષ્યે મનુષ્ય બાંધવ તરફ તો કેટલો બધો વધારે પ્રેમ બતાવવો જોઇએ ? તેમાં વળી પોતાના જ સ્વધર્મી મનુષ્યો તરફ તો હદબ્હાર પ્રેમાળ, દયાળુ અને દિલસોજીવાળી વર્તણુક રાખવી જોઇએ.

જો અહિંસા વ્રતનો—આપે ઉપદેશેલા આ ઉત્તમ વ્રતનો—અમને ખ્યાલ હોત તો અમારૂં વર્તન કાંઈક જુદા જ પ્રકારનું હોત; દયાના કામમાં જૈનો પ્રથમ નંબરે ગણાતા હોત. ખરેખર પશુઓ તરફની અમારી દયા આખા વિશ્વને હેરત પમાડે છે. પણ એ દયાનું ક્ષેત્ર એટલેથી અટકવું ન જોઈએ મનુષ્યો પ્રતિની—પંચેન્દ્રિય મનુષ્યો પ્રતિની દયા પશુઓ કરતાં પણ વિશેષ હોવી જોઈએ. પણ અફસોસ ! જીવદયાનો બહુ સંકુચિત અર્થ હાલમાં જોવામાં આવે છે. જીવદયા એટલે પશુઓની દયા-એટલો જ અર્થ તેનો કરાય છે ! પણ જીવમાં મનુષ્ય પણ આવી જાય છે, એ બાબત હાલમાં અમારા જૈન બાંધવોને સમજાવવાની જરૂર પડે છે, એ જ હે પ્રભો ! અમારૂં હતભાગ્ય છે. જે પશુની દયા કરે, જે કીડીની દયા કરે, જે વનસ્પતિની પણ દયા કરે ત્હેનું હૃદય મનુષ્ય પ્રત્યે તો ઉભરાઈ જતું હોવું જોઈએ. પણ કોણ જાણે શાએ કારણથી અમારા જૈન બાંધવો આ બાબતમાં પાછળ પડી ગયા છે. હે નાથ ! હવે હૃદયનો સૂર્ય કાંઈક ઉગવા માંડ્યો છે. લોકો સ્વજાત અને સ્વકુટુંબની પેલીપાર જોતાં શિખ્યા છે. સ્વજાતિના હિતમાં પોતાનું હિત સમાયેલું છે, એ સત્ય તરફ ત્હેમનું લક્ષ દોરવાતું જાય છે, જો કે પ્રમાણમાં બહુ જૂજ. હજુ પરોપકારનાં ઘણાં પગથિયાં ચઢવાનાં છે. હે નાથ ! જે સીડીના હજારમે પગથે આપ બિરાજમાન છો, ત્હેના પહેલે પગથિયે અમે ઉભેલા છીએ. પરોપકારની જે ઉચ્ચતા આપે પ્રાપ્ત કરી છે, ત્હેની હજુ સહજ પણ ઝાંખી, અહા! મહેનતે અમે પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા નથી. પણ હે નાથ ! આપના અગાધ પ્રેમરૂપ સૂર્યનાં કિરણ ગ્રહીને કાંઈક ગ્રાહક

મહા પુરૂષોને પરોપકાર કરતા, સ્વાર્થનો ત્યાગ કરી પરમાર્થે પ્રયત્ન કરતા અમે નજરે નિહાળીએ છીએ ત્હારે અમારા જીગરમા આપને પગલે ચાલવાનુ પ્રોત્સાહન મળે છે પણ પાછો સ્વાર્થી પડદો આપ આગળ આવી પડે છે, અને તે પરમાર્થનુ બળ આપનારૂ કિરણ અદૃશ્ય થાય છે

હે ગુરો ! અમે ખરી અહિંસા શિખ્યા નથી અહિંસાનો ખરો ભાવાર્થ કોઇએ અમને શિખવ્યો નથી અમે વશપરપરાથી આવેલી પ્રાણી તરફ દયાની લાગણી પ્રગટ કરીએ છીએ, પણ હજુ અમારૂ જીગર ખરૂ પ્રેમાળ બન્યુ નથી જો અમારામા ખરો પ્રેમ હોય, જો અમારામા ખરી દયા હોય, જો અમે દયાનુ રહસ્ય સમજ્યા હોઇએ તો પછી શુ કોઇને છેતરીએ ? જો છેતરીએ તો પછી તે છેતરાનાર પ્રતિ દયા ક્હા રહી ? ખરો દયાળુ કદી ચોરી કરે જ નહિ જે મનુષ્યનુ ધન ચોરાયુ ત્હેના પ્રતિ પ્રેમ ક્હા રહ્યો ? જો ખરેખર પ્રેમ અમારા હૃદયમા વાસ કરતો હોય તો અમે કદી જૂઠી સાક્ષી પૂરીએ નહિ, જો પૂરીએ તો પછી જેના વિરૂદ્ધ જૂઠી સાક્ષી પૂરી ત્હેના પ્રતિ દયા ક્હા રહી ? દરેક સદ્ગુણનુ મૂળ તપાસીએ તો છેવટે એમજ લાગે છે કે તે દયામા છે–પ્રેમમા છે— સર્વ તરફ રખાતા બધુભાવમા છે.

હે પ્રભો ! ખરો દયાળુ પુરૂષ આટલેથી અટકે નહિ કેવળ કોઇને હેરાન ન કરીને સતોષ માને નહિ કોઇને દુખ ન આપવાથી ત્હેનો પ્રેમ અટકી જાય નહિ પ્રેમ, જો તે જગતનો પ્રેમ હોય— સર્વમા આપણા સમાન આત્મા રહેલો છે અને બીજા મનુષ્યોને

પ્રવૃત્ત ( active ) થતા નથી એ જ જણાવે છે કે અમારામાં પૂર્ણ શ્રદ્ધા નથી એમ પણ નથી કે દયાને વાસ્તે—પરોપકારને વાસ્તે ક્ષેત્ર નથી દયાના અસંખ્ય કામો દયાળુ—પરોપકારી મનુષ્યોની તંગીને લીધે પડી રહ્યા છે જ્યહા અને ત્યહા આત્મભોગી, નિસ્વાર્થી તથા ખરા હૃદયના પ્રેમાળ મનુષ્યની જગતને જરૂર છે. જગત દુખી જગત એવા મનુષ્યોની રાહ જોતુ બેઠ છે, પણ જ્યહા છે તેવા ખરી દયાવાળા પુરૂષો કોઇ હશે તે તો ત્યહાંનાએ પોતાના કર્તવ્યક્ષેત્રમા લાગુ પડી ગયા હશે છતા કોઇ એવા પરોપકારી પુરૂષો હોય કે જેઓના હૃદયમા 'દયા' ઉગ્રતા મારી રહી હોય, છતા જેમને કામ ન જડતું હોય તેવા પુરૂષોને માટે એટલુ બધુ વિશાળ ક્ષેત્ર ખુલ્લુ પડયુ છે કે તેનો વિચાર કરતા, અને તેવા પુરૂષોની તંગી વિચારતા આખમા આસુ ભરાઇ આવે છે

ગામડાઓમા તેમજ શહેરોમા હજારો મનુષ્યો આરોગ્યવિદ્યાના જ્ઞાનના અભાવે માંદા, રોગિષ્ટ અને દુખી માલૂમ પડે છે, હેમના રોગની દવા કરવાને તો હવે નાનુ સરખુ દવાખાનુ સરકાર તરફથી ખોલવામા આવેનુ જોવામા આવે છે પણ રોગ થયા પછી તે અટકાવવાના ઉપાય કરવા કરતા તે રોગ પેદા જ ન થાય એવા માર્ગો દર્શાવવા—લોકોને ચોકખાઇના ગુણ દર્શાવવા, સૂર્યના પ્રકાશ અને ચોખ્ખી ખુલ્લી હવાની જરૂર શિખવવી, બ્રહ્મચર્યના ફાયદા બતાવવા, નિર્મળ જળની આવશ્યકતા દેખાડવી.તથા બીજી હરેક રીતે હેમની તંદુરસ્તી સારી રહે તેવી શિખામણો તે લોકો સમજે તેવી ભાષામા, દાખલા દલીલો સાથે આપવી, એ કામ માટે મ્હોટુ ક્ષેત્ર છે

મદાની માવજત કેમ કરવી, અમુક રોગ ઉપર ચરી કઇ અને કેમ પળાવવી, માદાનો મિજાજ આનંદમાં રહે અને શારીરિક દુખ છતાં માનસિક આનંદને લીધે હેની વ્યથા હેને ઓછી લાગે, અને ઘડીભર હેનું દુખ વિસરી જાય એવી રમભરી વાતો કરવી, અને દરેક રીતે હેની મરજી જાળવવી' આની માવજત કરનારાની મ્હોટી ખામી છે. ખરી દયા ધરાવનાર વાસ્તે આ એક ક્ષેત્ર ખુલ્લુ છે.

શારીરિક સુધારણાની જેટલી જરૂર છે, તેટલી જ અને તેથી પણ વિશેષ માનસિક સુધારાની છે આ કામ માટે તો વળી ઉપર જણાવ્યા કરતાં પણ અતિ વિશાળ ક્ષેત્ર ખુલ્લુ પડયુ છે લોકોમા એટલુ બધુ અજ્ઞાન નજરે પડે છે કે તે દૂર કરવાને જેટલો પ્રયાસ કરવામા આવે તેટલો ઓછો ગણી શકાય. જે લોકોનો બધો વખત કુટુંબનું ગુજરાન મેળવવા માટે ધન કમાવામા પસાર થઇ જતો હોય, અને જેમને જ્ઞાન મેળવવાની ઇચ્છા છતા તે મેળવવાનો પ્રસંગ ન મળતો હોય, તેવા યુવાનો તેમજ મ્હોટા પુરુષો વાસ્તે રાત્રિશાળાઓ ખોલવામા આવે અને ત્હા હેમને સામાન્ય વાચન, હિસાબ, અને લેખન ઉપરાંત થોડો થોડો વખત સામાન્ય નીતિનો બોધ આપવામા આવતો હોય તો જે લાભ થાય તે અવર્ણનીય છે મફત ખોલેલી રાત્રિશાળામા ભણતા હોવાથી તે લોકો શિખવનારના ઉપકાર તળે આવશે, અને હેના તરફ આભારની લાગણી થવાથી જરૂર તેઓ હેના બોધને માન આપશે, અને તે બોધ પ્રમાણે તેઓ ધીમે ધીમે ચાલવા લાગશે. પણ આથી ત્હાં જેવુ ? જૈનશાળાઓની સ્થિતિ તરફ નજર કરતા તો ખરેખર નિસ્વાર્થી પુરુષોની ઘણીજ જરૂર જણાઇ આવેછે. જાૂદે

જૂદે સ્થળે જૈન પાઠશાળાઓ ચપાય છે, વિદ્યાર્થીઓ ભણ્વા જાયછે, તેમનાં માબાપ જાણે કે છોકરાઓ ધર્મનો અભ્યાસ કરે છે, શિક્ષક જાણે મ્હને ધર્મનું જ્ઞાન મેળવવા ખાતર પગાર મળે છે અને છોકરાઓ મોઢેથી ગોખેલા પ્રતિક્રમણ સૂત્રો કે ભગવાનની સ્તુતિ બોલી જાયછે, —બસ એટલેથી જ પાઠશાળાના શિક્ષણનો મ્હોટે ભાગે અંત આવી જાય છે. શુ ધર્મ તે પગારદાર શિક્ષકો શિખવી શકે ? શુ સૂત્રો ગોખીને ધર્મનુ જ્ઞાન મેળવવાનો હક ધરાવનાર બીજાને—કુમળા બાળકોને ધર્મનો બોધ આપી શકે ? હરગીજ ના પાડે છે. માનસશાસ્ત્ર ( Psychology ) આ બાબતમા તદ્દન જૂદો જ અભિપ્રાય દર્શાવે છે. જેના હૃદય ઉપર ધર્મના સંસ્કાર પડયા નથી તે બીજા ઉપર શી રીતે પાડી શકશે, એ પ્રથમ પ્રશ્ન છે. અને લાંબા વખતથી જેનો ઉપયોગ બંધ થયો છે એવી ભાષા ( dead language ) ના શબ્દો બોલી જવાથી બોલનાર કે સાંભળનારને લાભ શો ? આ વગેરે અનેક પ્રશ્નોનો નિકાલ કરવાને ધર્મના જ્ઞાનવાળા, કેળવાયેલા, પરોપકારી, અને પોતાના ' જીવન ' વડે ધર્મના સિદ્ધાંતોનો બોધ આપનારા જૈનોની જરૂર છે. હે નાથ ! ક્યાં છે એવા વિરલા નરો ? ક્યાં છે એવા ખરા દયાળુ પુરૂષો ?

હે પ્રભો ! પરોપકારના ઘણાં કામો કરવાનાં છે અમારામાં જો ખરી દયા હોય, જો ચૌદ લાખ જૈન ખરેખર 'દયા' એ શબ્દને દીપાવનાર હોય તો આખી દુનિયાને સ્વર્ગમય બનાવી શકે. પણ હે નાથ ! એવો અપૂર્વ અવસર ક્યારે આવશે ? આપ અમને દયાનો વિશાળ અર્થ શિખવો, અમને પરોપકારનો ઉમદા પાઠ ચડાવો, અમને નિષ્કામ વૃત્તિથી સ્વાર્થનો ભોગ આપતાં શિખવો,

કે જેથી પ્રેમ અમારા હૃદયમાં સામ્રાજ્ય ભોગવે અને અમે આપને પગલે અનુસરીએ.

14—8—11

(૯)

હે ક્ષમાવાન્, દયાવાન્ ગુરો!

આપ સર્વ જાણો છો, સર્વ સાંભળો છો, મ્હારા હૃદયના વિચાર પણ જાણો છો, છતાં મ્હારી નમ્ર વિનંતિ ઉપર આપ કેમ લક્ષ આપતા નથી? હે કરૂણાસાગર! મ્હને આશા રહે છે કે, આજે તો મ્હારી આ વિનતિ ઉપર આપ જરૂર ધ્યાન આપશો, કારણ કે પવિત્ર પર્યુષણ પર્વને લીધે મ્હારા સહધર્મીબંધુઓ પણ આજે આ લેખ વાંચી મ્હારી સાથે આપને વિનતિ કરવામાં જોડાશે. મ્હારી પ્રાર્થનામાં તેઓ ભાગ લેશે તેથી અમારો ભેગો અવાજ આપને અમારા કલ્યાણ તરફ જરૂર પ્રેરશે.

હે ગુરો! આ પર્યુષણ પર્વનું માહાત્મ્ય એટલે સુધી વર્ણવવામાં આવ્યુ છે કે, ૨૧ વાર પર્યુષણ પર્વનું વ્યાખ્યાન જે શ્રવણ કરે તે અવશ્ય મુક્તિપદ મેળવે. લોકો આ શબ્દોનો ગમે તેવો અર્થ કરે પણ મ્હને તો આ વચનમાં જરા પણ અતિશયોક્તિ લાગતી નથી. તે કથન અક્ષરસઃ ખરૂ છે, એમ જો હુ જણાવું તો તે પણ અતિશયોક્તિ નથી. 'પર્યુષણનુ વ્યાખ્યાન' એટલે શુ? આપ જેવા મહાપુરૂષોનાં ચરિત્રોનુ કથન–આપ જેવા સમર્થ પુરૂષોના ગુણનું

કીર્તન-આપ જેવા મહાત્માઓએ કેવી રીતે ઉચ્ચપદ પ્રાપ્ત કરી તેનું વર્ણન! જ્યારે 'પર્યુષણના વ્યાખ્યાન'માં આવી ઉત્તમ બાબતો સમાયેલી છે ત્યારે તેનું શ્રવણ કરવાથી અમારા હૃદયમાં જરૂર આપ અથવા આપ જેવા બીજા કોઇ તીર્થંકર-અર્હત તરફ ભક્તિભાવ ઉત્પન્ન થયા વિના રહે જ નહિ, અને આપની તરફ જો અમારા હૃદયની ભક્તિ જાગૃત થઇ તો પછી અમે આપને પગલે ચાલવાના એ પણ નિઃસંદેહ જ છે. અને આપના જીવનના જ્વલંત મૂર્તિએ પ્રકટ થયેલા અનેક સદ્ગુણોનુ શ્રવણ કરી તેમાંથી અમે દર વર્ષે એક બે ગુણ પાળવાની પણ જો તે વખતે દૃઢ પ્રતિજ્ઞા કરીએ અને આખા વર્ષ સુધી તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરીએ, અને કદાચ ભૂલ થાય તો તે ભૂલને ભૂલ તરીકે અંગીકાર કરી તે સદ્ગુણને અનુસરવામાં મચ્યા રહીએ, તો જરૂર અમે તે સદ્ગુણો ખીલવી શકીશું. આ પ્રમાણે દરવર્ષે જો માત્ર એકાદ બે સદ્ગુણ ખીલવવા અમે શક્તિમાન્ થઇએ તો પણ પાંચ સાત વર્ષમાં અમે ઘણાજ આગળ વધી જઇએ. ઘણા સદ્ગુણો એક બીજા સાથે સંકળાયલા છે, અને જે મનુષ્ય એક પણ સદ્ગુણ યથાર્થ રીતે પાળવા તત્પર થાય છે તેનામાં બીજા બધા સદ્ગુણો થોડેઘણે અંશે ખીલેલા હોવા જોઇએ, અથવા તેણે ખીલવવા જોઇએ. ઉપર જણાવેલો હેતુ ધ્યાનમાં રાખી, હે પ્રભો! જો અમે આપનું જીવનચરિત્ર સાંભળીએ તો જરૂર અમે આપને પગલે અનુસરી શકીએ. 'અપ્પા સો પરમપ્પા' 'આત્મા તે જ પરમાત્મા' એ આપે આપેલો બોધ અમને જણાવે છે કે અમારામાં પણ આપના જેવા થવાનું સામર્થ્ય-શક્તિ રહેલી છે; અને તેથી જો અમારી આત્મશક્તિમાં વિશ્વાસ રાખી

આપના જીવનનું રહસ્ય અમારા જીવનમાં ઉતારીએ તો પર્યુષણ પર્વનું આપે ઉપદેશેલું માહાત્મ્ય અમારા દૃષ્ટાન્તથી અમે ખરૂં પાડી શકીએ.

હે પ્રભો! આપનું જીવનચરિત્ર સાંભળતી વખતે ચિત્ત ઠેકાણે રાખી સાંભળે છે જ કોણ? મન જ્યારે હજારો વસ્તુઓમાં ભમતું હોય, આંખો અનેક બાજુએ ભટકતી હોય, કાન અનેક પ્રકારનાં આભૂષણોના ઝણઝણાટ અથવા તો મધુર ધ્વનિવાળાઓના સુસ્વર પીવામાં તલ્લીન બન્યા હોય, અને ચિત્તની સ્વસ્થતાનું જ્યાં નામ-નિશાન પણ ન હોય, ત્યાં પછી સમ્યક્ પ્રકારના 'શ્રવણ'ની શી રીતે આશા રાખી શકાય? અને જો 'શ્રવણ' જ ન થયુ તો ત્હેના પર 'મનન' તો થાય જ શી રીતે? અને 'મનન' ન થાય તો તદનુસાર 'વર્તન'ની તો આશા જ શી? જ્યાં સુધી સત્ય ગ્રહણ કરવાને અનુકૂળ સ્થિતિમાં આંખ, કાન, શરીર તથા મન મૂકાયા નથી, ત્યાં સુધી આપે જણાવેલો અપૂર્વ લાભ અમે ન મેળવી શકીએ તો ત્હેમાં, હે પ્રભો! આપનો નહિ પણ અમારો જ દોષ છે. વર્ષાઋતુ એ ક્ષેત્રમાં બીજ રોપવાને અનુકૂળ સમય છે, તેમ ધર્મનાં બીજ રોપવાને પણ ધર્મગુરૂઓ માટે પર્યુષણ એ ઘણો યોગ્ય અવસર છે. અમે, હે નાથ! ધર્મના દિવસોમાં શાસ્ત્ર શ્રવણ કરવાને જરા વધારે ઇંતેજાર હોઇએ છીએ. એ દિવસે અમે વધારે ઉત્સાહથી ઉપાશ્રયે જઇએ છીએ. લોઢું તપેલું હોય ત્યારે જેવો ઘાટ આપવો હોય તેવો આપી શકાય છે, તેમ જ્યારે ધર્મજીજ્ઞાસા પવિત્ર દિવસોમાં હૃદયમાં બરાબર ખીલી હોય, ત્યારે જો ઉપદેશક તે સ્થિતિનો લાભ લેઈ બરાબર ઉપદેશ કરે તો શ્રોતા વર્ગપર ત્હેની સચોટ

અમર થયા વિના રહે નહિ. પણ, પ્રભો! અમારાં જીજ્ઞાસુ હૃદય તૃપ્ત થતાં નથી, અને વ્યાખ્યાન સાંભળ્યા પછી પણ અમે પ્રથમના જેવા જ શુષ્ક હૃદયના માલૂમ પડીએ છીએ; આમાં દોષ કોનો છે તે, હે નાથ! તું ક્યાં નથી જાણતો કે જેથી મ્હારે કહી બતાવવું પડે? ગમે તેમ હો, અમારા પર અસર થતી નથી એ તો સાબીત કરવા જવું પડે તેમ નથી જ

હે ગુરો! આ પર્યુષણ પર્વનું માહાત્મ્ય વિચારતાં મ્હને કાંઇક અલૌકિક આનંદ થાય છે 'પર્યુષણ'નો અર્થ 'ઉપાસના'–'ભક્તિ' એવો થાય છે આપની ઉપાસના કરવી–આપની સેવા કરવી–આપની ભક્તિ કરવીઃ અહા! કેવા અપૂર્વ શબ્દો! પણ આપની ભક્તિ શી રીતે કરવી? ખરી 'ભક્તિ' એટલે શું? "आणाए धम्मो" "આપની આજ્ઞા પ્રમાણે ચાલવું એ જ આપની ખરી 'ભક્તિ' છે." આપે ઉપદેશેલા બોધ પ્રમાણે જીવન ચલાવવું એ જ ખરી 'સેવા' છે. આપના આદેશને શિર પર ચ્હડાવી તદનુસાર વર્તવું એ જ ખરી 'ઉપાસના' છે. જે મનુષ્ય બાહ્યથી આપની ભક્તિ કરે છે, પણ આપના સિદ્ધાંતાનુસાર વર્તતો નથી, તે ખરેખર આપનો 'ભક્ત' નથી. માટે આજ્ઞાપાલન એ જ ધર્મ, એ જ ઉપાસના, એ જ સેવા, એ જ ભક્તિ અને એ જ 'પર્યુષણ'.

હે ગુરો! આપની આજ્ઞાઓ કઈ છે, તે કાંઇ અમારાથી અજાણ્યુ નથી. આપે જૂદાં જૂદાં સૂત્રો દ્વારા જૂદે જૂદે સ્થળે ધર્મની વ્યાખ્યાઓ આપી આ બાબતમાં અમને અંધારામાં રહેવા દીધા નથી. "धम्मो मंगल मुक्किठं अहिंसा संजमो तवो" "અહિંસા,

સંયમ અને તપ રૂપ ધર્મ એ ઉત્કૃષ્ટ મંગળ છે." વળી 'अहिंसा परमो धर्मः' અહિંસા એ ઉત્કૃષ્ટ ધર્મ છે. 'कषायमुक्तिः सा एव मुक्तिः' કષાયથી છુટવું એજ મુક્તિ છે. મિથ્યાત્વ, અવિરતિ, કષાય, યોગ અને પ્રમાદ આ પાંચ કર્મના બંધથી અળગા રહેવું તે જ મોક્ષનો માર્ગ છે. 'ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः.' જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ જ મોક્ષનો માર્ગ છે. આવી જૂદી જૂદી વ્યાખ્યાઓ અપાયેલી છે. આ વ્યાખ્યાઓમાંથી ગમે તે એક અંગીકાર કરી મનુષ્ય તે પ્રમાણે વર્તે તો તે આપને પગલે જરૂર ચાલી શકે; કારણ કે વિચાર કરતાં-સૂક્ષ્મ વિચાર કરતાં બધી વ્યાખ્યાઓનો એકજ ઉદ્દેશ છે.

**નાથ!** ગૌતમ ગણધરને ઉપદેશ આપવામાં આવ્યો હતો કે **"હે ગૌતમ! એક ક્ષણવાર પણ તું પ્રમાદ કરીશ નહિ"**, પ્રમાદથી-આલસ્યથી-મન ઉપરનો કાબુ ખોવાથી મનુષ્યો આડે માર્ગે દોરવાય છે, ન કરવાનુ કરે છે, ન બોલવાનુ બોલે છે, ન વિચારવાનું વિચારે છે. **'અપ્રમત્ત દશા એ નિર્વાણનો માર્ગ છે'** તેમ 'પ્રમાદ એ અવનતિનું કારણ છે' અર્થાત્ ઉન્નતિને બાધક છે. જ્યારે મનુષ્ય પ્રમાદ કરે છે, અર્થાત્ જ્યારે મન ઉપરનો સંયમ તે ખોઇ બેસે છે, ત્યારે અશુભ વિચારો ત્હેના મગજમાં ઘુસી જાય છે. અને જ્યારે ઘણા વિચારો મગજમાં સ્થાન પામે છે ત્યારે મનુષ્ય તે વિચારોને લગતું કાર્ય કરવાને દોરાય છે, એ બાબત સર્વ કોઇ વિચારવંતના અનુભવની બ્હાર નહિ હોય.

માટે સર્વ અનર્થનું મૂળ પ્રમાદ છે. જગતમાં જે કલેશો, કંકાસો અને મારામારીઓ થાય છે ત્હેનું મૂળ કારણ પ્રમાદ

અથવા મનની અસાવધતા છે. ઘણીવાર આપણે મનુષ્યોને એમ બોલતા સાભળીએ છીએ કે " જો મ્હેં જરા વિચાર કર્યો હોત તો હું આ શબ્દ બોલત નહિ કે લખત નહિ. મ્હેં જગ મન ઉપર કાબુ રાખ્યો હોત તો તે અવિચારી કાર્ય હુ કદાપિ આચરત નહિ." આ પસ્તાવાના વચનો બોલતાં અમે બાજાને સાંભળીએ છીએ, અથવા જાતે અમે બોલીએ છીએ. આ પ્રમાણે અમે દોષ કરવા દોરવાઇએ છીએ, હેનું કારણ 'પ્રમાદ' અથવા હેની સાથે ભળેલો 'કષાય' હોય છે. કા તો ક્રોધથી, કા તો માનથી, કાં તો માયા-કપટથી અથવા લોભથી: આ ચાર કષાયોને લીધે અમે દોષો કરવા પ્રેરાઇએ છીએ. હે નાથ! અમારે તે દુષ્ટ કર્મોને વાસ્તે આપની સમક્ષ અને અમારા હૃદય સમક્ષ તરત જ તે ને તે પળે પશ્ચાત્તાપ કરવો જોઇએ, તે જ પળે અમારે અમારા દુષ્ટ વિચારો કે કાર્યો કે વચનો સારૂ પ્રતિક્રમણ કરવું જોઇએ, પણ અમારા હૃદય એટલાં બધાં બુઠ્ઠાં થઇ ગયાં છે કે અમને તે ને તે વખતે પ્રતિક્રમણ કરવાનું સુઝતું નથી. મ્હોટા જ્ઞાનીઓ પણ પાપ કરતી વખતે 'ઉપયોગશૂન્ય' થઇ જાય છે, તો હે પ્રભો ! અમારા જેવા પામર પ્રાણીની શી સ્થિતિ ?!

પણ આપ દયાળુ છો એટલે અમને બચાવવાને આપે બીજી યોજના શોધી કહાડી અમને જણાવ્યું કે ' જો પાપ કરતી વખતે જ હૃદયથી પ્રતિક્રમણ કરવાનું ન બને તો દરરોજ ત્હમારે રાત્રિએ અને સ્હવારમાં એમ બે વાર પ્રતિક્રમણ કરવું. " આપના જ્ઞાન, દીર્ઘદર્શિપણું અને દયાનો ખ્યાલ અમારા સંકુચિત હૃદયમાં આવી

શકે તેમ નથી. જ્યારે આપની અમારા પ્રતિની દયાનો વિચાર કરીએ છીએ, ત્યારે ખરેખર અમારા હૃદયમાં આપ પ્રત્યે અપૂર્વ ભક્તિભાવ જાગૃત થયા વિના રહેતો નથી. કદાચ અમારા જેવા પ્રમાદી પુરુષોથી દરરોજ પ્રતિક્રમણ ન થઈ શકતું હોય તો પછી અમને અમારા પાપનો પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ જ ન મળે? ના, ના! એમ નથી; આપે વળી દયાનુ ક્ષેત્ર વિસ્તારી નવો માર્ગ દર્શાવ્યો અને અમને ફરમાવ્યું કે "જો ત્હમારાથી દરરોજ પ્રતિક્રમણ કરવાનું ન બને તો **પાક્ષિક પ્રતિક્રમણ** કરો, એટલે પંદર પંદર દિવસના પાપનો પશ્ચાત્તાપ કરો; કદાચ કોઈ કારણોસર તે પણ ન બની શકે તો **ચાતુર્માસિક** પ્રતિક્રમણ કરો!" અરે અમારા જેવા હીણભાગ્યથી તે પણ ન બની શકે તો આપે છેવટનો ઉત્તમ ઉપાય સૂચવ્યો કે "ત્હમારે **સાંવત્સરિક** પ્રતિક્રમણ કરવું; અર્થાત્ વર્ષમાં એક દિવસે (પર્યુષણ પર્વના છેલ્લા દિવસે) શાંત ચિત્તથી બેસી આખા વર્ષમાં ત્હમારે હાથે થવા પામેલા દરેક પાપનો પશ્ચાત્તાપ કરી જવો; આ ઉપરથી ત્હમારે એમ ન સમજવું કે દર રોજના પ્રતિક્રમણની જરૂર નથી. ના, આ તો છેવટનો ઉપાય છે!"

આહા! આ બધું શું સૂચવે છે? કોઇ પણ રીતે જીવ પાપથી ડરી સન્માર્ગે વળે ત્હેને માટે, હે ગુરો! આપે આ ઉત્તમ યોજના રચેલી છે. આખા વર્ષમાં કોઈ પણ સંજોગોમાં કોઇ પણ કારણસર જે જે પાપો મનુષ્યથી થવા સંભવે છે તે સઘળાંનું જૂદાં જૂદાં સૂત્રો દ્વારા વર્ણન કરવામાં આવે છે. અમારામાંથી દરેકે પોતે કરેલા પાપનું નામ બોલાતાં જ અમારા હૃદય સાથે તથા આપની સાક્ષીએ તે પાપનો પશ્ચાત્તાપ કરવો જાઇએ, અને મન સાથે દૃઢ પ્રતિજ્ઞા લેવી જોઇએ કે "અમે તેવાં પાપ **ફરીથી** નહિ કરીએ."

મ્હારે સર્વ પ્રાણી સાથે મૈત્રી છે, મ્હારે કોઇ સાથે શત્રુતા નથી ”
હે નાથ ! સઘળાના આત્મા સત્તાએ—સ્વરૂપમા એક સરખા છે જે જે
મનુષ્યો દોષ કરે છે, તે અજ્ઞાનતાથી કરે છે મ્હને કોઇએ હેરાન
કર્યો હોય, મ્હારી કોઇએ નિંદા કરી હોય, મ્હને કોઇએ કટુ વચન
કહ્યુ હોય, મ્હારૂ કોઇએ નુકશાન કર્યું હોય—તે સર્વને હુ મ્હારા
હૃદયથી ક્ષમા આપુછુ અને તે બિચારાની દયા ચાહુ છુ, કારણ કે તે
સર્વ અજ્ઞાનતાથી તે કરે છે હે દયાળુ પિતા ! આપ ત્હેમના
અપરાધો માફ કરો, કારણ કે તેઓ શુ કરે છે ત્હેમની તે બિચારા
જીવોને ખબર નથી

હે પ્રભો ! મ્હારા પોતાના કરેલા કર્મો સિવાય મ્હારૂ કોઇ
ખરી રીતે બગાડનાર નથી માટે મ્હારે નિષ્કારણ બીજા ઉપર શા
સારૂ દોષ ધરવો ? હે વિશ્વના નિષ્કારણ બન્ધો ! હુ સર્વ જીવને
ક્ષમા આપુછુ વૈર વિરોધ તજુછુ અને આપને પગલે ચાલવાને
ઉદ્યમવન્ત થયોછુ મ્હને તે કામ કરવાને પુરતુ બળ આપો
જ્હેને કોઈ શત્રુ નથી, અને જે કોઇનો શત્રુ નથી તે 'સમભાવ'મા
રમે છે—અને તે જ મોક્ષનો અધિકારી છે, એમ આપે અનેકશ
બોધ આપ્યો છે એવો 'સમભાવ' અમારા હૃદયમા ખીલે અને સર્વ મનુ
ષ્યો તથા પ્રાણી વર્ગ એક બીજા સાથે સપથી હળીમળીને એક
બીજાને મદદ કરનારા તરીકે રહે, એવી હૃદયની ભાવના સહિત
આપને વારંવાર પ્રણામ કરી હાલ તો એટલેથી જ અટકીશ વિશેષ
લખવાની શક્તિ મ્હારામા નથી, મ્હારી ઓછપ આપ જ પુરશો

21-8-11

(૧૦)

## હે વિશાળદષ્ટિવાળા, સમભાવમાં રમી રહેલા દેવ !

આપે આપેલો જૈન ધર્મ ! આહા તે કેવો વિશાળ હતો ! અને આજે તે કેવો સંકુચિત થઇ ગયો છે ! હે પ્રભો ! એનાં કારણમાં કારણ માત્ર અમારી સ્વાર્થતા અને અમારૂં અજ્ઞાન એ જ છે. આપનો જ્યહારથી વિરહ પડ્યો, આપ જ્યહારથી દૂર જઈ બેઠા, આપની સાથેનો સબંધ ધરાવનારા—આહારક લબ્ધિવાળાની જ્યહારથી આ ભરતમાં ખામી પડી, જ્યહારથી આપનો સંદેશો આ ભરતભૂમિને પહોંચાડનારા આપના શિષ્યો આ ભરતમાંથી અદ્રશ્ય થયા, ત્યહારથી જ આ સંકુચિતતાનો આરંભ થયો.

અમે, હે નાથ ! ત્યહારથી 'વાડો' કરી બેઠા. જૈન ધર્મને ઝરાની માફક ચારે બાજુએ ફેલાતો જોવાને બદલે મુઠીભર માણસોમાં અમે હેને ગોંધી રાખ્યો. જે ઝરાનું પાણી વહે નહિ, જે ઝરાનું પાણી વહીને બીજાના ઉપયોગમાં ન આવે, જે ઝરો એક જ સ્થળે ભરાઇ રહે તે ઝરો, ઝરો મટી ખાબોચીઉં થાય–વગર વહેતા પાણીનું ખાબોચીઉં થાય છે, અને તે ખાબોચીયાનું પાણી સ્વાભાવિક રીતે ગંધાવા માંડે છે, લાંબો વખત એની એ સ્થિતિમાં પડી રહે તો છેવટે તે પાણી ઝેરી બને છે.

હે ગુરો ! જૈન ધર્મની પણ કાંઇક આવા જ પ્રકારની સ્થિતિ થઇ છે, તે આપથી ક્યહાં અજાણ્યું છે ? હજારો પુરૂષો અને સ્ત્રીઓ કે જેઓ અહિંસાના—પ્રાણી માત્ર તરફ દયા કરવાના–મદ્યમાંસ નહિ ખાવાના ઉચ્ચ સૂત્રોથી કેવળ અજ્ઞાત છે, તેવાઓને આ જૈન ધર્મના

પાવનમાં પવિત્ર સિદ્ધાંત શિખવવાનું મૂકી દેઇ અમે માંહોમાંહે કાપાકૂપી કરવા માંડીએ છીએ. અમને નવું ચણતાં આવડતું નથી, ત્હારે અમારી જે કાંઇ શક્તિ હોય તે આપ જેવા કેવળ પરમાર્થી આત્માઓ જે કાંઈ કામ કરી ગયા હોય ત્હેને તોડવામા ન વાપરીએ તો પછી શું કરીએ ?!

હે દેવ ! અમારી અત્યારની સ્થિતિ આપ સન્મુખ કહેતાં અમને લજ્જા આવે છે. અમે જ આ ધર્મનું જડમૂળ કહાડવા બેઠા છીએ. કારણ કે અમારો કોઇ ભાઇ જરા વિશાળદૃષ્ટિ બતાવે તો અમે કે જેઓ સંકુચિત દૃષ્ટિવાળા છીએ તે ત્હેની વિશાળ દૃષ્ટિનું સ્વરૂપ સમજવા યોગ્ય એમ નથી; અમે તો અમારા વાડા બ્હારની વાત કરનારને જીવતો જવા મૂકીએ છીએ તે પણ આ રાજ્યનો પ્રતાપ છે! અમને અમારો જ નાશ કરવાનું—આત્મઘાત કરવાનું સરસ હથિયાર હાથ લાગ્યું છે. ઘડીએ ને પલકે, છાસવારે ને છાસવારે તે હથિયાર અમે ઉગામીએ છીએ, અથવા નબળા પોચાને તો ડરાવી જ મારી નાખીએ છીએ. હે પ્રભો ! તે હથિયાર બીજું કાંઇ નહિ પણ 'સંઘબ્હારની શિક્ષા' છે ! નાત બ્હારની શિક્ષા ! પોળ બ્હારની શિક્ષા ! શિક્ષા જ શિક્ષા ! અમારા જાતિભાઇઓ જેમને અમે ધર્મથી વગી ગયેલા માનીએ છીએ, જેમને અમે ધર્મથી ભ્રષ્ટ માનીએ છીએ, અને જેમને અમે મિથ્યાત્વી, નિહ્નવ, અથવા બીજા ગમે તેવા ખિતાબો આપતાં ડરતા નથી તેવા

અમારી સલાહ માની શકે તેથી ઘણે દૂર કહાડી મૂકત નહિ પણ હે નાથ ! દયાનુ તો જૈન નામ છે ! અજ્ઞાનીનુ અજ્ઞાન દૂર કરવાનો ખરો ઉપાય 'શિક્ષા' નથી; પણ 'જ્ઞાન' છે અશુદ્ધતા દૂર કરવાનો ખરો માર્ગ શુદ્ધિ છે અને દ્વેષ દૂર કરવાનો સરલ રસ્તો પ્રેમ છે આપે આ સિદ્ધાંતોનો વારવાર ઉપદેશ આપ્યો છે, પણ તે સિદ્ધાતો તો, હે નાથ, પુસ્તકોમા રહ્યા ! અમારે તે સિદ્ધાતોનું કામ હોત તો અમારૂ આજનુ વર્તન કાંઈક જૂદા જ પ્રકારનુ હોત હે નાથ ! પ્રેમનુ અગાધ બળ છે તે બાબતોનો આપનો દાખલો અમારી સમુખ છતા અમે પ્રેમનુ સ્વરૂપ સમજતા નથી એ જ અમારી અજાનતા છે, એ જ અમારી સકુચિતતા છે જ્હારે આપ સમોસરણમા બીરાજો છો અને અનેક જીવોને બોધ આપો છો તે સમયે પશુ પક્ષી, મનુષ્યો, દેવો વગેરે બધા ઉચિત સ્થાને બેસી જાય છે સ્વાભાવિક વૈર વિરોધ રાખનારા પશુઓ જેવા કે સર્પ અને નોળીઓ, ઉદર અને બિલાડી, મોર અને સર્પ વગેરે બનનારા તે વખતે નૈસર્ગિક (જન્મથી વારસામા મળેલો) વિરોધભાવ તજી દે છે, અને એક બીજા પ્રતિ પ્રેમભાવથી વર્તે છે અહા ! આ આપના વિશાળ અને સર્વગત પ્રેમનુ માહાત્મ્ય નહિ તો બીજુ શું ?

આ અપૂર્વ દૃષ્ટાન્ત અમારી સમુખ છે, છતા અમે દ્વેષ કરીને, ઠગીને, મારીને, નિંદા કરીને અગર શિક્ષા કરાવીને બીજાઓને અમારા 'મત' મા વાળવા મથીએ છીએ હે નાથ ! જે જૈન ધર્મ કેવળ દયાના સિદ્ધાતો પર રચાયેલો છે હેના અનુયાયીઓ શુ અમે છેક જ આવા નિર્દય થઇ ગયા ? શુ અમે એવા જૈનત્વ વિનાના થઇ ગયા કે

અમારા બીજા જાતિ ભાઇઓને અમારાથી દૂર ખસેડવામા જ અમારૂ જૈનત્વ આવી રહ્યું ? શુ અમારામાથી જ્ઞાન એટલું બધુ નાબુદ થઇ ગયુ કે અમારા જ્ઞાન બળથી બીજાઓનું અજ્ઞાન દૂર કરવાનુ ભુલી જઇ કેવળ અમે અમારા બળથી અજ્ઞાન દૂર કરાવવા ઉભા થયા છીએ ?

હે નાથ ! અમે તદ્દન ઉંધો માર્ગ ગ્રહણ કર્યો છે, અમે કેવળ અવળે પથે વિચર્યા છીએ, આનુ પરિણામ પણ આત્મઘાતક વિના બીજુ શુ આવવાનુ હતુ ?

હે નાથ ! આપનો પ્રકાશ ચારે બાજુએ ફેલાયલો છે. અમે જરા આંખો ઉઘાડી જોઇએ છીએ તો ચારે બાજુ પ્રકાશ, પ્રકાશ અને પ્રકાશ નજરે પડે છે. પણ અમારા ગુરૂઓ અમને આંખ ઉઘાડવાની ના પાડે છે જો ઉપાશ્રયના અમારા ' કુળગુરૂ'ઓ બેઠા હોય તે ઉપાશ્રયની બ્હારની બાજુ આખ ઉઘાડી જોવાની તેઓ તદ્દન મના કરે છે

પ્રકાશ એક જ બારીએથી આવી શકે, એમ તેઓ જણાવે છે અને તે બારી તે બીજી કોઈ નહિ પણ અમારા 'કુળગુરૂ'ની બુદ્ધિ અથવા પણ તો ત્હેમની ધર્મગ્રન્થો સમજવાની શક્તિ ! અમારે જ્ઞાન પામવાનો ફક્ત આ એક જ માર્ગ છે એમ પોકારી પોકારીને તેઓ કહે છે. પણ ચારે બાજુને બ્હારની પાસે એટલો બધો પ્રકાશ વ્યાપી રહેલો છે કે અમે અમારા એ ગુરૂની આજ્ઞાઓનુ ઉલ્લંઘન કરીને પણ બીજી બારીએથી બ્હાર ડોકીયુ કરવા દોરવાઇએ છીએ. અને જ્યારે જ્યારે અમારી નજરે કાઇક ઓરજ પ્રકારનો પ્રકાશ પડે છે, ત્હારે અમે અમારા ગુરૂઓને જણાવીએ છીએ, અને તે

પ્રકાશને લીધે અમારી આંખો ઉઘડવાથી અમે નવા નવા પ્રશ્નો પૂછવાને દોરવાઇએ છીએ; પણ તે પ્રશ્નોના ખુલાસા આપવાને બદલે અમારા આપે સ્થાપેલા નાયકો અમને જણાવે છે કે ' એ પ્રકાશ તે ભ્રમનો ભડકો છે, અને શંકા આણવી તે મિથ્યાત્વ છે. પ્રશ્ન પૂછવો તે નિહ્નવપણું છે, અને બારી બ્હાર જોવું તે સંસારમાં ભટકવા સમાન છે ! ' આ પ્રમાણે અમે, હે ગુરો ! પ્રકાશ વિના રઝળીએ છીએ ! 'ષડ્દર્શન જીન અંગ ભણીજે ' એ આપનું કિરણ ગ્રહીને શ્રી આનંદઘનજીએ જણાવેલું વાક્ય જો અમે બોલીએ, અને તે પ્રમાણે જે જે અપેક્ષાએ અન્ય ધર્મમાં સત્ય જણાય, તે તે જણાવીએ, તો તે પણ મિથ્યાત્વ ! તે પણ નિહ્નવપણું ! તે પણ ઉત્સૂત્રપ્રરૂપણા ! તે પણ સંઘ બ્હારની શિક્ષાને પાત્ર ' હે ગુરો ! અમારાં વીતક ક્યહાં જઇને કહીએ, અને કોની આગળ રડીએ ? વિચારની વિશાળતા અમારામાં બિલકુલ નથી. અમે ફોકટ જણાવીએ છીએ કે અમે સ્યાદ્વાદ અનેકાંતવાદને માનનારા છીએ. સ્યાદ્વાદ ધર્મ તો એટલો વિશાળ છે કે હેના એક ઉપાસકે કહ્યું છે કે '**યુક્તિમદ્વચનં યસ્ય તસ્ય કાર્યઃ પરિગ્રહઃ** ' જેનું વચન યુક્તિ યુક્ત લાગે, જેનું વચન હૃદય અને બુદ્ધિને સંતોષ આપે, જેના વચનનો આપણા અંતઃકરણમાં પ્રતિધ્વનિ પડે તે વચન બાળકે કહ્યું હોય કે વૃદ્ધે કહ્યું હોય, સ્ત્રીએ ઉચ્ચાર્યું હોય કે પુરૂષે ઉચ્ચાર્યું હોય, છતાં તે અંગીકાર કરવા યોગ્ય છે–માનવા યોગ્ય છે—આચરવા યોગ્ય છે. આપે, હે ગુરો ! એટલે સુધી જણાવ્યું છે કે સમ્યગ્દષ્ટિ જીવ ગમે તે પુસ્તક વાંચે તો ત્હેને તે સમ્યક્ત્વ રૂપે પરિણમે, અને મિથ્યાદૃષ્ટિ ગમે તે પુસ્તક વાંચે તો મિથ્યાત્વરૂપે પરિણમે; પુસ્તકોમાં કાંઇ

વાંક નથી. પુસ્તક તો નિર્જીવ છે, હેને જેવી દૃષ્ટિથી જુએ તેવો તે લાભ આપે આપનુ આનુ દીવા જેવુ વાક્ય છતા અમને અમાન નાયકો કહે છે કે અમુક વાડાના આચાર્યે હમેના પુસ્તકો સિવાયનાં તમામ પુસ્તો મિથ્યાત્વી પુસ્તક છે

હે ગુરો! આપની કૃપાની આ અવસરમા ઘણીજ જરૂર છે જે ધર્મને નામે લોકોના અંતકરણ પ્રેમની સુવર્ણમય દોરીથી જોડાના જોઈએ, તે ધર્મને નામેજ જ્યહા ત્યહા વેર વિરોધ, ત્રાગ મારી, કલહ અને દ્વેષ નજરે પડે છે આપ શું આ બધુ નથી જાણતા? 'સવી જીવ કરૂ શાસનરસી, એસી ભાવદયા મન ઉલ્લસી': આપે એક વાર એવા ભાવ પ્રદર્શિત કર્યો હતો એવુ વાક્ય આપે ઉચ્ચાર્યું હતું, અને આપ જેવા મહાત્મા એવું વા ઉચ્ચાર ત્યહારે તે ખરા ભાવપૂર્વક જ હોય એમા આશ્ચર્ય શુ? સર્વ જીવોને— દુનિયાના તમામ જીવોને જૈન ધર્મી બનાવુ-દયામય બનાવુ-પ્રેમી બનાવુ-કષાયમુક્ત બનાવુ-એજ આપની અપૂર્વ ભાવના હતી, અને આપે બનતો પુરુષાર્થ કર્યો અને હજુ કરો છો પણ અમે આપના અનુયાયીઓ તે ભાવના પર પાણી ફેરવવા બેઠા છીએ, તે ભાવનાને પગ તળે કચરવા બેઠા છીએ, અમે ખરેખર શાસનરાગી નથી. અમે ખરેખર આપના ભક્ત નથી.

અમે અમારી માનપૂજાના લોલુપી છીએ અમારી માનપૂજામા કે પ્રતિષ્ઠામા જેઓ વિઘ્નકર્ત્તા હોય તે સઘળાઓને અમારા શાસન માથી દેશનિકાલ કરવાના (જાણે કે 'શાસન' અમારા બાપનું હોય નહિ!) હે નાથ! આપનું શાસન અમે પચાવી પડયા છીએ હે ગુરો! અમે આપની સત્તા ધારણ કરી બેઠા છીએ આ જમાનામાં

જો કોઇ કેવળજ્ઞાની હોય તો અમે જ છીએ, અને અમારી આજ્ઞા પ્રમાણે જૈનધર્મની ધ્વજા આમ કે પેલીગમ ફરકવી જોઇએ ! આહા કેવી અમારી ધૃષ્ટતા ! કેવી અમારી હલકાઇ ! કેવી અમારી સંકુચિતતા ! કેવો અમારો સ્વાર્થ ! જ્હાં ત્હાં 'હું' ની જ પૂજા છે. અમને જૈનધર્મ કરતાં અમારો આ સાડાત્રણ હાથમાં રહેલો 'હું' વધારે વ્હાલો છે ! ધર્મનું નિકંદન થાય કે લોકોની નજરે જૈન ધર્મની હલકાઈ થાય તે અમે જોઈ રહીશું, પણ અમારા 'હું' ને જરા પણ અડચણ આવવી જોઇએ નહિ ! જો તે 'હું'ની સત્તામાં કોઇ આડે આવ્યું, જો તે 'હું'ના માનમરતબામાં કોઇ આડખીલ રૂપ થયું તો પછી અમારી દયાનું અમારે કામ નથી ! ગમે તે ઉપાયે, ગમે તેટલા છળ કપટથી, ગમે તેટલા ભોગે તે મનુષ્યને, ત્હેના સગાંવ્હાલાંને, ત્હેના અનુયાયીઓને, ત્હેના મિત્રોને અને ત્હેની સાથે સંબંધ ધરાવતા સર્વને અમારાથી બનતું નુકશાન કરવા અમે ચૂકીશું નહિ. ધર્મની અમારી વ્યાખ્યા આટલામાં આવી ચૂકી ! હાલ તો

> ગચ્છકદાગ્રહ સાચવે રે, માને ધર્મ પ્રસિદ્ધ;
> આતમગુણ અકષાયતા રે ધર્મ ન જાણે રે શુદ્ધ
> તત્વરસિ- જન થોડલા રે, બહુલો જન સંવાદ,
> જાણો છો જિનરાજજી રે, સઘળો એહ વિવાદ

આ રીતે ગચ્છના ભેદો, અને ત્હેના ઉપ ભેદોને પ્રધાનપદ આપવામાં, અને કદાગ્રહ વધારવામાં ધર્મની પ્રસિદ્ધિ આવી રહી હોય એવું અમારા નાયકો સમજે છે, અમને સમજાવે છે અને અમે પણ ગાડરીયા પેઠે 'હાજી સાહેબ !' કહી એમને એવા કામમાં મદદ

આવીએ છીએ આત્માના ગુણ જે જ્ઞાન, દર્શન અને ચારિત્ર તે જેથી ખીલે, અથવા ક્રોધ-માન-માયા અને લોભ રૂપ કષાય જેથી નષ્ટ પડે, તેના જે ખરા મર્મ-જે શુદ્ધ ધર્મ તેનો ઉપદેશ મળ આપનું નથી જ્યાં જોઇએ ત્યાં બહારની વમવમા થાને છે અને ધર્મ પણ તેમાં જ રહેલો હોય, એમ જણાવવામાં આવે છે હે પ્રભો! આ સમયમાં તત્ત્વના-આત્મતત્ત્વના-ધર્મના સૂક્ષ્મ સિદ્ધાન્તોને જાણવાના ગવાક્ષો પુરાતા ગયા છે અને મ્હોટે ભાગે તો મનુષ્યોની વિકથા જ માલમ પડે છે એક બીજાની નિંદા, એક બીજાની ઈર્ષ્યા, એક બીજાની સ્પૃહા, એક બીજાને હલકા પાડવાની વાતો-આવી બાબતો જ ઘણે ભાગે સંભળાય છે

હે જીનરાજ હે દયાળુ દેવ આપ તો સર્વ જાણો છો આપથી આ બાબત કાંઈ અજાણી નથી માટે હે પ્રભો! હવે કાંઈ આ તરફ કૃપાદ્રષ્ટિ કરો હવે લોકોને ખરું સત્ય શું છે, તે સમજાવવા લોકોને વિશાળ દ્રષ્ટિના અને ગુણાનુરાગી બનાવવા, અને તેમને એવો પ્રેમ શિખવો કે જે પ્રેમથી તેઓ બીજાને પોતાનાથી દૂર ન કરતા પોતાનામાં ભેળવવાનું સમજે આપ 'પ્રેમ સ્વરૂપી' છો, 'પ્રેમના સૂર્ય' છો તો આપ તે સૂર્યનું એકાદ કિરણ પણ અમારા જેવા અજ્ઞાની અને સ્વાર્થી મનુષ્યો તરફ મોકલશો તો અમે તેના આધારે કાંઇક વિશાળતા શિખીશું, કાંઇક ખરો દયાભાવ શિખીશું અને એ કિરણને આધારે આપ તરફથી બીજા વિશેષ કિરણો ગ્રહણ કરવાને સમર્થ થઇશું

18-9-11.

( ૧૧ )

પરમ કૃપાળુ પ્રભો!

આપ મહાવિદેહ ક્ષેત્રમાં બિરાજ્યા છો, તથાપિ આ ક્ષેત્ર ભણી પણ દૃષ્ટિ કરવાનું આપનું કર્તવ્ય છે, એ આપને સ્મરણમાં લાવવા ખાતર હું કાંઇ પણ લખું ત્હેમાં જો આ સેવકનો અવિનય થતો હોય તો ત્હેની, હે પ્રભો! ક્ષમા આપશો; કારણકે આ સેવકનો આશય શુદ્ધ છે. અમારા જાતિ બાંધવોનું હિત જેથી થાય એ જ આશયથી આપને આ પત્રો લખવામાં આવે છે અને હૃદયના ઉદ્‌ગાર ખાલી કરવામાં આવે છે.

હે ગુરો! અમારી આ સ્થિતિ થવાનું કારણ વિચારતાં—સૂક્ષ્મ રીતે અવલોકતાં—એમ લાગે છે કે અમારામાં નૈતિકબળ નથી—અમારી આત્મશક્તિમાં અમને વિશ્વાસ નથી—અમારા હૃદયમાં પુરૂષાર્થ નથી. અમે ઘણી બાબતોમાં સત્ય શું છે તે સમજીએ છીએ, ખાનગી મિત્રોમાં ત્હેની વાતો પણ કરીએ છીએ, અલંકારિક ભાષાદ્વારા તે જણાવીએ પણ છીએ; પણ તે સત્યને ત્હેના નગ્ન સ્વરૂપમાં મૂકવાની અમારામાં હિમ્મત નથી—નૈતિક બળ નથી. એનું કારણ બીજું કાંઇ નહિ પણ અમારો સ્વાર્થ છે. અમે સ્વાર્થી બનેલા હોવાથી અમારા સ્વાર્થને જેથી વાંધો આવે, અમે અપ્રીતિને પાત્ર થઇએ, અમે લોકવલ્લભ થતા અટકીએ, એ ભયને લીધે—એ માની લીધેલા ખોટા ભયને લીધે—અમે અમારા હૃદયના ભાવ ખુલ્લી રીતે જણાવી શકતા નથી. અને એથી જ, હે નાથ! આપના જૈનશાશનની સ્થિતિ આવી ડામાડોળ થઇ છે.

મનુષ્યો હૃદયથી જે માનતા હોય, તે વાત જો ખુલ્લી રીતે

જાહેર કરતા રહે, તો ઘણા પ્રકારનો સડો એની મેળે ચાલ્યો જાય. પણ 'silence gives consent' 'ચુપકી એ પણ હા પાડવા સમાન છે' એ ન્યાયે અમે અમારી ચુપકીથી ઘણા પ્રકારના સડાને ઉત્તેજન આપીએ છીએ અમુક રિવાજ ખરાબ છે, એમ અમે જાણીએ છીએ, એના કડવા પરિણામ આવેના અનુભવીએ છીએ, પણ તે છતા તે ખરાબ રિવાજ અગર રસમનો ત્યાગ કરતા અચકાઇએ છીએ કારણ કહીના અમે ગુલામ છીએ-ખરેખર ગુલામ છીએ શીરીશ મગ !' ગુલામને ધયો બળ કર્યો, પણ કહીના ગુલામોની સખ્યા તેઓ ગણીને એટલી જ છે રુઢીરુપી વહીનુ અંધકાર એવુ ગહુ વ્યાપેનુ છે કે જેઓને આપા છે, જેઓને સારૂ ખોટુ પારખવાની શક્તિ છે, તેના લોચનવતા પુરો પણ હાય! આંધ દેખાય છે

હે ગુર્જા! અમે કર્મના નિયમને માનનાર છીએ, અમે એમ પણ કહીએ છીએ કે કરેલો પુરુષાર્થ કદી નિષ્ફળ જતો નથી, છતા અમારા કાર્યો આપ અવલોકશો તો જણાશે કે અમે ફક્ત આ જીંદગી વાસ્તે જ જીવીએ છીએ આ જીંદગી એ જ સર્વસ્વ છે એમ અમારે મન ભાસે છે અને તેથી જે કાર્યનુ ફળ તરત આવે તેજ કાર્ય અમે કરીશુ, જેથી આ જગતના લોકોની વાહવાહ મળે તેવાજ કામો કરીશુ, પણ જેથી દુનિયાનુ ખરૂ કલ્યાણ થાય તેવા માર્ગો અમે અંગીકાર કરીશુ નહિ, જેથી સ્વ અને પરના આત્માનુ કલ્યાણનુ હિત થાય તેવો રસ્તો ગ્રહણ કરીશુ નહિ કારણ કે અમારા—આત્મા અમર છે એમ માનનારાનું જાણે કે પુનર્જન્મ સુદ્ધા હોયજ નહિ એવુ વર્તન થઇ ગયુ છે

હે પ્રભો! હવે અમારા ઉદયનો ફક્ત એક જ માર્ગ છે. જેઓનાં શરીર નિર્બળ છે, જેઓનાં મન નિર્બળ છે, જેઓનામાં સત્યને ખાતર સત્યને પડખે ઉભા રહેવાની હિમ્મત નથી, તેવા ડરપોકથી, હે ગુરો! કદાપિ જૈન ધર્મનો ઉદય થવાનો નથી. જૈન ધર્મ ક્ષત્રીયોનો છે, જૈન ધર્મ ક્ષત્રીય જેવા ટેકીલાનો છે, જૈન ધર્મ 'જીતનારા'ઓનો છે, જૈન ધર્મ સત્યના ઉપાસકોનો છે. તે જૈન ધર્મ અત્યારે બે પૈસા વાસ્તે ધર્મને વેચનારાના હાથમાં આવ્યો છે. તે ધર્મ આજે લોકપ્રિયતા ખાતર સત્યને વેચનારાના કબજામાં પડયો છે. તે ધર્મ આજે રૂઢીના ગુલામોના સકંજામાં સપડાયો છે. તે ધર્મના સત્યસિદ્ધાંતોનો વ્યવહારિક ઉપયોગ બહુ જ ઓછો જોવામાં આવે છે. સત્યના ઉપાસકો—શિરસાટે પણ સત્યને વળગી રહે એવા ઉપાસકો ગણ્યાગાંઠ્યા મળી આવશે. આ જ કારણથી—ખરેખર આ જ કારણથી અમારી આ શોચનીય દશા થઈ છે. શ્રાવકોનો વાંક હોય તો ખુલ્લા દિલથી શ્રાવકોને બેધડક ઉપદેશ આપનારા સાધુઓ ક્યાં નજરે પડે છે? સાધુઓનો દોષ હોય તો હેમને શિખામણ આપી હેમને સાધુપણાના વર્તનમાં સ્થાપવા જેટલી હિમ્મત કયા જૈનમાં માલુમ પડે છે? જ્યહાં સ્થિતિ આવી છે, જ્યહાં નૈતિક બળની ખામી છે, ત્હાં હે પ્રભો! ઉદય શી રીતે થઈ શકે? " Reform the clergy, reform the laity. " સાધુઓને સુધારો, શ્રાવકોને સુધારો—સુધારો સુધારો—પણ કોણ કોને સુધારે અને તે શી રીતે એ પ્રશ્ન આવી ઉભો છે. આપે તો, હે પ્રભો! મૌન જ ગ્રહણ કર્યું છે શું આ સ્થિતિમાં આપની સલાહની—આપના કિંમતી બોધની અમને જરૂર નથી? ખરેખર જરૂર છે, માટે હવે અમને આપનું નૈતિક બળ આપો, કે જેથી અમે પ્રથમ

અમારી જાતને સુધારીએ, અમે અમારા દુર્ગુણોને વશ ન થતા ત્હેમને 'ના' કહેતા શિખીએ, અમે કોઇની શરમમાં ન તણાતા અમારા અંતઃકરણના અવાજને માન આપતા શિખીએ ત્હારે અમે આ રીતે વર્તીશું, ત્હારે જરૂર અમારૂં મનોબળ ઘણું વધશે જરૂર અમારી આત્મિક શક્તિઓ ઘણી ખીલશે અને હે ગુરો! આપની સહાયથી આપની કૃપાભરી દૃષ્ટિથી અમે અમારી જાતને સુધારી અમારા બન્ધુઓને સુધારવા મથીશુ અને અમારા બન્ધુઓ અને અમે જ્હારે સુધર્યાં ત્હારે ગુરુવર્યોને સુધરવુ જ પડશે, નહિ તો પછી કાળ પોતાનુ કામ કર્યે જશે—અને ભવિષ્ય શુ આવશે તે તો આપ સર્વજ્ઞ હોઇ સારી રીતે જાણો છો કોઇપણ પ્રજા, કોઇ કે ધર્મનો ઉદય થવો હોય તો તે પ્રજા, કેમ - ધર્મના મનુષ્યોના ચારિત્ર (character) મા પ્રથમ સુધારો થવો જોઇએ છે હું, નાથ! બાહ્ય ક્રિયાઓથી કોઇપણ મનુષ્ય ધર્મી ગણાય એ બનતુ હશે નથી

"મ્હારા વિષે લોકો શું ધારશે? મ્હને કેવો કહેશે?" ત્યહાં સુધી એ ભાવના હૃદયમાં રમ્યા કરે, ત્યહાં સુધી સત્ય શી રીતે પ્રરૂપી શકાય? ત્યહાં સુધી સત્ય બેધડક શીરીતે જણાવાય? હે નાથ! અમારામાં આ બાબતનું નૈતિકબળ બહુ જ ઓછું છે, તે હવે અમને બક્ષિ-અમારા આત્માની શક્તિઓને મજબૂત કરો, કે જેથી અમારા અંતઃકરણને ખાસ લાગતા સત્યો જણાવી અમે આપની સેવા બજાવી શકીએ હે નાથ! આ વિચારોથી કોઇના વિરૂદ્ધ વિચારો હોય તો ત્હેમાં કાંઇ દોષ નથી, કારણ કે દરેક મનુષ્યની બુદ્ધિમાં ભેદ હોવાનો સંભવ છે. ઘણા મનુષ્યો આવા વિચારના હોય છે, પણ તે જણાવવાની તેઓ હિમ્મત ધરતા નથી, એટલું જ નહિ પણ જ્યહારે કોઇ તે વિચારોને સ્થૂળ રૂપમાં પ્રકટ કરે છે ત્યારે હૃદયથી ત્હેને સત્ય તરીકે માનતા છતાં બ્હારથી તે વિચારોની નિંદા કરે છે આવા 'અંતઃકરણના ચોર' મનુષ્યો, હે પ્રભો! આપના જૈનશાસનમાં અનેક છે અંતઃકરણને વેચનારાની સંખ્યા કાંઇ ઓછી નથી. આ દોષ અભણ તેમજ ભણેલાઓ બન્નેમાં માલમ પડે છે અભણને વાસ્તે તો કાંઇ કહેવાનું નથી, પણ જેઓ હાથમાં દીવો લેઇ કુવામાં પડે છે તેમના વિચારો તો વિશેષ દયાને પાત્ર છે. હે નાથ! તેવાની ઝમક ધાઓ અને ત્હેમના અંતઃકરણમાં સત્યની જે ચિણગારી છે ત્હેને પ્રજ્વલિત કરો. તે ચિણગારી કદાપિ ઓલાવાની તો નથી જ, પણ અનુકૂળ સંજોગો ન મળવાથી ઘણા વખત સુધી ત્હેના પર પડળ આવી જાય છે. તે પડળને દૂર કરી અમારા-દરેક જૈનના-સાધુ કે શ્રાવકના હૃદયમાં, હે નાથ! સત્યને જાહેર કરવાની હિમ્મત આપો, કે જેથી અમે અમારી ભૂલો સુધારી શકીએ, અને અમે અમારા ઉદયનો માર્ગ ગ્રહણ કરી શકીએ.

9—10—11

# વર્ષ આખરે જયજિનેન્દ્ર.

કાળને આદિ નથી, અંત નથી એવા અચિન્ત્ય કાળના પટ ઉપર એક તરખના તુલ્ય—એક બિંદુ તુલ્ય 'જૈનસમાચાર'ની પાંચ વર્ષના ઉમર સમ્બન્ધી બોલવું શું ? જે કાળે અનેક પરદુખ ભંજન વિક્રમોને જોયા, જે કાળે અનેક ક્રોડો સોનૈયા મહોરોનું દાન દેનારા તીર્થંકરો જોયા, જે કાળે અનેક કૈવલ્ય જ્ઞાનીઓ જોયા, જે કાળ પોતાની ગતિ અગ્રગામીને પણ પારકાના ઉદ્ધાર માટે અનાર્ય ભૂમિઓમાં વિચરનારા મૂર્તિમાન 'પરોપકાર'ના અનેક રૂપો જોયા, જે કાળે સમર્થ વિદ્વાનો-વિચારકો-શોધકો-લેખકો અને સુધારકો જોયા, તે કાળના મ્હોટા ચોપડામાં બુદ્ધિવગરના, બળ વગરના, કળ વગરના, જર વગરના, ઘર વગરના બાળક 'જૈનસમાચાર'ના પાંચમા વર્ષની યાદી નોંધાવાની શી આશા રાખી શકાય ?

મહાન 'કાળ'ના ચોપડામાં નહિ તો છેવટે તે કાળના ભક્ષ રૂપ આ ચોપડાના—આ 'પત્ર'ના પાનામાં તો પાંચમા વર્ષની પૂર્ણાહુતી નોંધાવી જોઇશે કારણકે આવતી કાલથી-આવતા સોમવારથી દુનીઆ આ બાળકને છઠ્ઠા વર્ષમાં દાખલ થયું માનશે

કેવી આશ્ચર્યજનક વાત છે ! દર સોમવારે જૂનાજ કાગળના ટુકડા ઉપર અને જૂનાજ લખાણો છપાય છે, છતાં ગયા સોમવારના કાગળીઆને પણ 'જૈનસમાચાર' કહ્યું અને આ સોમવારના

કાગળીઆને પણ 'જૈનસમાચાર' જ કહ્યું ! પુદ્‌ગળ તો તદ્દન જૂદાજ- તદ્દન બદલાઈ ગયેલા છે. એક પણ પુદ્‌ગળ ગયા સોમવારના કાગળીઆનો, આ સોમવારના કાગળીઆમાં નથી; છતાં બન્નેનું નામ તો એનુ એજ ! અને પુદ્‌ગળો બદલાઇ જવા છતાં નામ એક વર્ષનું- બે વર્ષનું—ત્રણ વર્ષનું-ચાર વર્ષનું અને છેવટે પાંચ વર્ષનું ગણાઇ ચુક્યું અને છઠ્ઠા વર્ષનું કહેવાની તૈયારીઓ થઇ ! ખરેખર, આત્મા એવા જ રીતે ઉમરમાં વધતો જાય છે અને નવા નવા દેહો ધારણ કરે છે. અમુક તારીખના 'પેપર'ના કાગળીઆ ભારે કે હલકા હતા તે કોઈ યાદ કરતું નથી, પણ તે અંકમાંના વિચારો તો લોકોના મનમા છપાઇ ગયા છે. આત્મા જે જે પુદ્‌ગળો ધારણ કરે છે-જે જે રૂપો-જન્મો લેછે તે સુંદર હો કે કદરૂપા હો, ધની હો કે નિર્ધન હો, ચપળ હો કે બીક હો, તે કશાની યાદી કાળના ચિત્રપટ પર રહેવાની નથી, પણ તે આત્મા તે તે જૂદા જૂદા 'અંકો'માં —તે તે જૂદા જૂદા જન્મોમાં જે કાંઇ કરી ગયો છે—જે જે જ્ઞાન-દર્શન-ચારિત્ર લખી (બજવી) ગયો છે તે જ માત્ર સ્મરણપટમાં છપાઇ રહેશે. ઓ મ્હારા વ્હાલા 'પેપર'! તું ખરેખર મ્હારો ગુરૂ છે. બીજાઓના કે સંઘના હિતાર્થે ત્હારી નોકરી કરવાનું હું કહું તે ખરેખર ગુન્હો છે; ત્હારી નોકરી મ્હારા જ હિતાર્થે છે. તું અને હું સાથે જ ઉછરીએ છીએ, સાથેજ સ્વાર્થ સાધીએ છીએ. ત્હારો મુંગો બોધ મ્હને મ્હારા બાળપણમાં ધારેલા ગુરૂના બોધ કરતાં અગણે ઘણો ઉત્સાહ, પ્રેમ અને જ્ઞાન આપે છે. ત્હને હું દર સોમવારે નવાં નવાં કપડાં પહેરાવુંછું-મૂર્તિપૂજકો હેમના દેવને પહેરાવે છે તેમ;—અને તે લગડાં પહેરાવતી વખત મ્હને

જ્ઞાન થાય છે કે, આવી જ રીતે હું દર પળે નવા નવા પુદ્ગળો રૂપી કપડાં પ્હેરતો જાઉંછું અને ત્હારી પેઠે જ હું દરપળે નવો નવો બની જાઉંછું. એ ' નવા બનવા ' ના બનાવને હું ' ચિંતા, ' ' ઉપાધિ ', ' દુઃખ ', ' મુશ્કેલી ', ' ગર્ભાઇ ' વગેરે નામો આપું એ મ્હારી ભુલ જ છે. મ્હારે માત્ર ત્હારી પેઠે મુંગામુંગા ' છપાઇ જવું ' અને ' વંચાઇ જવું ' એટલું જ કરવાનું છે. હું ક્યારે પુરેપુરો છપાઇ જઇશ ? હું ક્યારે મ્હારાથી પુરેપુરો વંચાઇ રહીશ ?

ક્યારે ? ક્યારે એ સવાલ કરવામાં પણ ગુન્હો છે. છપાઇ રહેવાની અને વંચાઇ રહેવાની ક્રિયાની સમાપ્તિ ઇચ્છવી એ અક્રિય દશા ઇચ્છવા બરાબર છે. હું તે નહિ ઇચ્છું. મ્હને કામ વધારે વહાલું છે. ઘણાએ કાગળીઆ કોરા છે—કોઇ ત્હેને વાંચતું નથી. એથી કાંઇ એ કાગળ મુક્તિ પામ્યો કહેવાશે નહિ ! 'છપાયા જવું' અને ' વંચાયા જવું '–ત્હારી પેઠે નિયમિત રીતે–એજ આનંદ છે. છેવટની દશા શું હશે એ જાણવાના આપણે અધિકારી નથી બન્યા, ત્યાં સુધી એ ઉંડા કુવામાં તું કે હું નહિ જ ઉતરીએ. ' છપાવા ખાતર છપાઓ ' અને ' વંચાવા ખાતર વંચાઓ ' એજ આપણું

ઉંચી ટેકરીએ ચ્હડીને પાછળના ભૂતકાળ તરફ દૃષ્ટિ ફેરવું છું ત્હારે મ્હને ખરેખર દેખાવ રમણીય અને આશ્ચર્યરૂપ લાગે છે. જીંદગીના વારાફેરા ઘણું જ્ઞાન પ્રબોધે છે અને દરરોજના ન્હાના મ્હોટા બનાવોમાં લાલચો, ધમકીઓ અને સ્વાર્થ બુદ્ધિ તથા કાયરતા એ ચારની સતાવણી વખતે ઘણું બળ અર્પે છે.

પુરા થતા વર્ષનું અવલોકન કરવું એ હવે ગમતું નથી. આવતા વર્ષમાં સઘળા ગ્રાહકોએ કાયમ રહેવું એવી અરજ કરવાની પણ ઇચ્છા થતી નથી. એટલી ઇચ્છા તો અવશ્ય થાય છે કે હાલની આ પત્રની બાલીશ સ્થિતિ–હેના જ્ઞાનનું અલ્પ ભંડોળ સુધરવા પામે.

નવા વર્ષમાં ભેટ તરીકે આપવાનાં બાર પુસ્તકો સમ્બન્ધી એટલો ખુલાસો કરવાની જરૂર છે કે, તે લાલચ તરીકે નથી. જેઓ ભેટ ખાતર જ ગ્રાહક થતા હોય હેમને હું ખુલ્લું જણાવી દઈશ કે, દરસાલ કાંઈ ૧૨ ભેટો મળવાની નથી. જે ત્રણ રૂપીઆ લેવાય છે તે તો પેપરની જ કિમત અને પોષ્ટેજ માટે લેવાય છે. 'ભેટ' તો ' ખુશીનો સોદો છે ', મ્હારા વાચક બન્ધુઓનું વિચારક્ષેત્ર વિશાળ બને એટલા જ માત્ર હેતુથી ભેટો અપાય છે અને તે ભેટો જેમ જેમ તૈયાર થતી જશે તેમ તેમ પેપર દ્વારા જાહેર ખબર આપવામાં આવશે. તે પહેલાં મગાવવાની તાકીદ કોઇએ કરવી નહિ.

ગ્રાહક મહાશયોને ખાસ ભલામણ કરવાની રજા લઇશ કે ભેટનાં પુસ્તકો આપનું જ્ઞાન ખીલવવા માટે જ યોજાયાં છે-માટે અથ ઇતિ દરેક પુસ્તક વાંચવા કાળજી રાખશો તો લખનારાઓનો અને આપનારાઓનો આત્મભોગ સફળ થયો ગણાશે.

છેવટમાં, આ પત્રને એક યા બીજા રૂપમાં ઉત્તેજન આપનારા અને ઉત્તેજન ન આપી શકવા છતાં અંતઃકરણુની દુવા આપનારા ( કે જે દુવાઓના સરવાળાથી જ તે જીવી શકે છે ) તથા ભેટનાં પુસ્તકોના ખર્ચમાં થોડો ઘણો હિસ્સો દેવા જેવો આત્મભોગ આપનારા મહાશયોનો તેમજ ભેટનાં સંખ્યાબંધ પુસ્તકો લખવામાં મદદગાર થનારા વિદ્વાન મહાશયોનો હું આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનું છું. જે ગ્રાહક મહાશયો પેપરમાંના લેખો કાળજીથી વાંચતા હશે અને સ્વતંત્ર રીતે તે વિચારોની યોગ્યાયોગ્યતા ઉપર મનન કરતા હશે ત્હેમનો પણ આભાર માનું છું.

વર્ષ પુરૂં કરતાં પહેલાં, જો હું એક મહાન કર્ત્તવ્ય બજાવવાનું વીસરી જાઉં તો ખરે જ દોષીત ઠરૂં. તે કર્ત્તવ્ય જેમના જેમના સમ્બન્ધમાં મ્હારે ચાલુ વર્ષમાં કાંઇ પણ અવાજ ઉઠાવવો પડ્યો હોય તે સર્વના આત્માઓને ખમાવવાનું છે. તે તે આત્માના અમુક રૂપે–અમુક દેહે અપરાધ કર્યો, અગર અપરાધ કર્યો એમ મ્હને લાગ્યું તેથી મ્હારે મૈત્રીભાવે—દેશ-કાળાદિનો વિચાર કરીને લખવું પડ્યું હોય અને ત્હેનો મર્મ કે આશય ન સમજવાથી ત્હેમની લાગણી દુભાઇ હોય તો હું ત્હેમને શાન્તિ ઇચ્છું છું.

# ધર્મ યુદ્ધની મોસમ શરૂ થઇ !

## વગર પગારે, માત્ર નિરસ ભોજન સાટે આયું મુકી લડનારા વીરયોદ્ધાઓની દષ્ટિ આગળ પડેલું વિશાળ કર્ત્તવ્ય ક્ષેત્ર.

### ( ૧ )

ગુરૂત્વાકર્ષણ ( Gravitation ) ના બળ સામે દરેક પ્રાણીએ દર સેકંડે 'મામુ બળ' વાપરી નિરંતર યુદ્ધ ચાલુ રાખવુ પડે છે એ કોણ નથી જાણતું ? પાપની લાલચો રૂપી સેતાનથી વિશ્વને નીચે પડતુ બચાવવા માટે મહાત્માઓએ એવી જ રીતે સતત 'મામુ જોર' વાપરી ધર્મયુદ્ધ ચાલુ રાખવુ પડે છે

દુનિયામાથી એવા ધર્મયુદ્ધના સૈનિકોને લઇ લો, એટલે દુનિયાનું આપોઆપ પતન થશે પછી તે વસવા લાયક જ નહિ રહે તમને આ વાતનો ખ્યાલ પણ કદાપિ નહિ હોય કે પૃથ્વીના જૂદા જૂદા ભાગોપર એવા સખ્યાબધ જીવો છે કે જેમાના કેટલાકનાં પરોપકારી કામો અને કેટલાકની પરોપકારી સલાહો તથા કેટલાકની પરોપકારી 'ભાવના' અથવા 'શુભેચ્છા' એ આપણુ બધાનું નિરંતર રક્ષણ કરવાનુ કામ કર્યે જાય છે તે વિના આપણે જીવવું પણ મુશ્કેલ થઇ પડે.

આપણને દર પળે બચાવનારા પુરૂષો દરેક દેશ અને દરેક વર્ગમાં થોડા યા ઘણા હોય છેજ. પરન્તુ આપણા જૈનોને પ્રત્યક્ષ લાભ પહોચાંડનાર, આપણા મધ્યવાસમા નિરંતર આવી આપણને **સીધી રીતે** સ્હાય કરનાર જૈન ધર્મગુરૂઓ છે, કે જેમને પુર જોશથી—પોતાની સઘળી શક્તિઓ વડે ધર્મયુદ્ધ કરવા માટે કેપ્ટન **મહાવીરે** નિર્માણ કરેલી મોસમ આ ગુરૂવારથી શરૂ થનારી છે, મતલબ કે આ પત્રનો આ અંક બરાબર તે શુભ ટાકણા પર જ પ્રગટ થાય છે એથી કરીને હું મ્હારા આ પત્ર રૂપી કર વડે વીરના સઘળા સુભટોને કર્ત્તવ્ય ક્ષેત્રના જુદા જુદા ભાગોમા દાખલ થતી વખતે હર્ષપૂર્વક સત્કાર આપુ છુ અને એમના તે યુદ્ધમાં એમને સમ્પૂર્ણ વિજય મળો એમ ઇચ્છુ છુ. કમનસીબે આપણી પાસે સઘળા સૈનિકો અથવા યોદ્ધાઓના નામોની યાદી તૈયાર નથી તેથી દરેકની હીલચાલની નોંધ રાખવાનુ બની શકશે નહિ, તથાપિ સમુચ્ચયે આપણે જોઈ શકીશુ ખરા કે, કોણ કેણ પ્રદેશમા કયા કયા સૈનિકે કેટલો વિજય કર્યો

સામાન્ય રીતે ડરપોક લોકો પણ જ્હારે યુદ્ધક્ષેત્રમાં જાય છે અને રણવાદ્યના લલકાર ત્હેમના કાનમા પડે છે ત્હારે ત્હેમને શૌર્ય સ્ફુરી આવે છે અને 'મરવુ કે મારવુ' એવો નિશ્ચય બાંધવા તેઓ સ્વભાવત જ પ્રેરાય છે. તેવીજ રીતે સામાન્યત પ્રમાદી એવા કોઇ સાધુ હોય તે પણ ચાતુર્માસમા પોતાની ચોતરફ શ્રાવકશ્રાવિકાની ઠઠ જોઇને અને ત્હેમને મ્હોડે પોતાની પ્રશંસાના અવાજ નિરંતર નીકળતા સાંભળીને ત્હેમને અવનવો જુસ્સો આવવો જ જોઇએ અને એ જુસ્સાને લીધે " કાઇક સુકૃત્ય આપણા ચાતુર્માસમાં

જરૂર કરવું જ, નહિ તો ફરી આ ગામનું મ્હોં જોવું નહિ " એવો નિશ્ચય તે વીરસુભટો કરે તો એમાં કાંઇ આશ્ચર્યની વાત નથી.

જે ચાતુર્માસમાં આખી પૃથ્વી નાજુક લીલા રંગમ રમણીય કરેલો વાઘો પહેરી આનંદમાં મ્હાલતી જોવામાં આવે, જે ચાતુર્માસમાં કુદરત પણ આઠ માસ સુધી અહીંતહીંથી વરાળ રૂપે એકઠું કરેલું પાણી એક સામટું વર્સાવવાની ઉદારતા બતાવે, જે ચાતુર્માસમાં જમીન પણ ખેડુતનો માર ખમવામાં પુન્ય સમજીને મારનારને ઉલટું અનાજ આપવા તૈયાર થાય, એવી આ ચાતુર્માસની મોસમમાં જૈન સંઘ જંજાળ મુકી જરા ધર્મરૂપી આનંદમાં મ્હાલવા, આઠ માસ સુધી બચાવેલું ધન છૂટે હાથે પરોપકારી કાર્યમાં ખર્ચવા, અને સાધુ રૂપી ખેડૂતના વચનરૂપી મારને ખમીને ત્હેમના પ્રત્યે ઉલટી વધારે ભક્તિ બતાવવા ન ઇચ્છે તો એમના જેવું નગીનનું ફુટેલું બીજું કોણ હોઇ શકે ? ચોમાસામાં પણ જવાસો બળતો જ રહે એમાં બીજા કોનો દોષ—સિવાય કે પોતાના કર્મનો ?

ચારમાં એકંદર શાસ્ત્રોનો સાર સમાઇ જાય છે, સરકારના કાયદા, વિદ્વાનોની વિદ્વત્તા સાધુઓની સાધુતા સઘળાનો એમાં સમાવેશ થઈ જાય છે. એ ચારને અંગે શું શું કામ ચાતુર્માસમાં કરવાનું છે તે આપણે અત્રે વિચારીશું.

પ્રથમ દાન ચાતુર્માસમા ઘણી પ્રકારના દાન થતાં આપણે જોઈએ છીએ કોઇ લ્હાણી પ્રભાવના કરીને એ રીતે ગુરૂભક્તિ બતાવે છે કોઈ સંઘ જમાડશે અને કોઇ સંઘ કહાડશે, થોડાએક બુદ્ધિશાળી પુરૂષો જૈનશાળા કે પુસ્તકશાળા ખોલાવશે અનેકોઇ સ્થાનક ખાતે એક ધર્માદા પેટી કાયમ કરાવશે. આ સર્વ દાનના જ રસ્તા છે. અને વીર શાસન ૨૪૩૬ વર્ષનું જુનું—પુરાણું થવા છતા એના 'અમલદારો'ના માન ખાતર આજ આટલે વર્ષે આટલું પણ થાય છે એ ખુશ થવા જેવુ છે. પરન્તુ આપણે આજે કયા જમાનામા વસીએ છીએ ત્હેનો કાંઇક ખ્યાલ કરીને જો ખર્ચ કરીએ તો તેનુ તે ખર્ચ વધારે સારૂં ફળ આપે. માટે હવે સાધુ મુનિરાજોના માનમાં પૈસો ન ખર્ચતા સાધુ મુનિરાજ જે સંઘસેવાનાં કામો સૂચવે તે પાછળ તે પૈસો ખર્ચવાની જરૂર છે. સાધુ મહાત્માઓએ તો ઘર છોડયુ, કુટુંબ છોડયુ, પૈસો છોડયો તે સાથે જ માન પણ છોડી જ દીધુ છે, એટલે એમની પ્રશસાનાં ગીતો ઉપાશ્રયમાં ગાવાની કાંઇ જરૂર રહેતી નથી, તેમજ ત્હેમના માનમાં લ્હાણી પ્રભાવના અને સ્વામીવત્સલ ગચ્છ જમાડવાની પણ જરૂર રહેતી નથી જો ત્હેમનાં સૂચવેલાં ધર્મકાર્યો યાદ રાખીને તે પાછળ ખર્ચ કરવામાં આવે તો તે મહાત્મા પુરૂષોના હૃદયમાં વધારે આનંદ થાય અને સંઘની ભક્તિ પણ વધારે સારી રીતે બજી કહેવાય. દરેકે દરેક

ગામમાં એક જૈનશાળા, એક પુસ્તકસંગ્રહ અને એક યુવક-મંડળ એ ત્રણની સ્થાપના થાય તો જ એ સંઘ જાગતો જીવતો રહે અને એ ત્રણની સ્થાપના માટે જોઇતો ઉપદેશ કરવો તે સાધુજીનું કામ છે બંદોબસ્ત કરવો તે શ્રાવકોનું કામ છે

18-7-10.

(૨)

જૈન ધર્મ એ કોઇ 'વાડો' નથી, 'મત' નથી, એ એક બંધુમંડળ (Brotherhood) છે જ્ઞાન, હૃદયશુદ્ધિ અને પરોપકારના પ્રચાર માટે એ એક 'મંડળ' છે અને શ્વેતામ્બર, દીગંબર એ વગેરે ત્હેની શાખાઓ છે, કે જેમણે કાંઇ એક બીજાથી ભિન્ન ઉપદેશ આપવાનો નથી પણ **કામની વહેંચણી કરી** અમુક જોખમદારીઓ પોતાને શિર લેવાની છે. દરેક સંપ્રદાયના મુનિઓને માથે તે જ્હાં જ્હાં વિચરે ત્હાં ત્હાં પ્રકાશ પાડવાની જોખમદારી મુકાયલી છે તે જાણે કે હું અંહી **નીરાંતે** ચાર માસ આરામમાં ગુજારૂં, તો શ્રી વીર ભગવાનની દૃષ્ટિમાં તે મહાન અપરાધી અને તિરસ્કારને પાત્ર ગણાશે. એણે તે ગામની વસ્તુસ્થિતિનો અભ્યાસ કરવો જોઇએ ત્હાંના લોકોમાં કયા ગુણો છે, કયા અવગુણો છે, તે ગુણોને કેવી રીતે વધારે પ્રકાશીત કરી શકાય અને તે અવગુણોને કેવી રીતે દૂર કરાવી શકાય, એ બધી બાબતોનો ત્હેણે વિચાર અને મનન કરી ચાર માસ સુધીની પોતાની સ્થિરતા દરમ્યાન કરવાના કામનું એક કાર્યક્રમ (Programme) તૈયાર કરી તે મુજબ વર્તવાને તૈયાર થવું જોઇએ. દાખલા તરીકે એક અમદાવાદ

શહેરમાં એ સ્થાનકે એ સમુદાયના મુનિવરો બીરાજે છે એમ ધારો. ધારો કે તેઓ તદ્દન નવા જ છે, પણ તપાસ કરતાં હમને જણાશે કે અહીં દરીઆપરી સંઘ અને છોટી સંઘ એ બેના મગ જૂદા જ રહે છે; અને દરીઆપરીમાં પણ બે પક્ષ છે. અહીં કોઇ દમવાળી જૈનશાળા નથી, પુસ્તકશાલા મુદ્દલ નથી, સભા તો કોઇ જાતની નથી. એક ઉમંગી ગૃહસ્થે એક શ્રાવિકાશાળા ખોલી છે હેને પણ ઇર્ષાળુઓ તોડી પાડવા જેવું કરે છે, તેથી એ સંસ્થાનું કામ સંતોષજનક ચાલતું નથી. ભલા આગળ ચાલો; વધુ વસ્તુસ્થિતિ તપાસો. અહીં અમુક શ્રીમંતો છે અને બાકીનાઓ પણ સુખી છે. પૈસા ખર્ચવાનું કોઇએ શિક્ષણ આપ્યું જણાતું નથી. ગચ્છ જમે છે અને લ્હાણીઓ થાય છે. નાતમાં પુષ્કળ કલેષ હોવાથી કોઇ જાતનું ધારાધોરણ રહેવા પામ્યું નથી. જૈન ધર્મના તત્વને સમજનારો—કંઇક અભ્યાસી અહીં એક પણ શ્રાવક નથી. હજી આગળ ચાલો. વૈષ્ણવોની કન્યા ન મળવા છતાં વૈષ્ણવોને કન્યા આપવામાં ઉલટી 'ખાનદાની' ગતાય છે; પત્રાળીમાં જમણ થાય છે; એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રીવાજ જોરથી ચાલે છે; ઝાલાવાડનો 'ગોળ' અને ગુજરાતના ગામડાનો 'ગોળ' થવાથી કન્યા મેળવવાની મુશ્કેલી અહીંના ગરીબ વર્ગને પડવા લાગી છે. હવે શહેરની પોતાની વસ્તુસ્થિતિ તપાસો. મ્હોટું વ્યાપારનું મથક છે. કાઠિયાવાડ, મારવાડના કેટલાક ભૂખે મરતા જૈનોને સારી રીતે ગેટલો આપી શકે એવું શહેર છે. કેળવણીની સગવડ ઘણીજ સારી છે. હુન્નર તેમજ સાહિત્ય બન્નેની તાલીમ માટે અનેક સ્કુલો, કૉલેજો, પબ્લીક લાયબ્રેરીઓ છે; છતાં સ્થાનકવાસી જૈનોમાં શિક્ષણ મુદ્દલ નથી. ઉત્તેજન આપનાર ન હોવાના

સમયે ગુજરાતના ગામડાના ચાલાક છોકરાંઓ, ગામડાં ઉજ્જડ થતાં જતા હોવાથી, અહીં આવી ૫-૭ રૂપૈડીની ગુલામી શોધતા નજરે પડે છે.-અરેરે, શું ત્યાગી થતા હશે તેમને પોતાનાં સંતાનોની આવી દશા માટે કાંઇ જ નહિ થતું હોય ? મ્હને આ લખતાં આંખમાંથી અશ્રુ પડે છે તો શું મ્હારા પૂજ્ય પુરૂષો 'દુનિયા ત્યજી' એટલે 'પ્રેમ'ને પણ-'દયા'ને પણ ત્યજી બેઠા એમ કદાપિ થઇ શકે ? એમજ જો જૈન મુનિઓ માનતા હોય તો હજી તેઓ 'પ્રેમ' નો અર્થ જ સમજ્યા નથી. 'પ્રેમ' અને 'સ્નેહ' એ બે તદન જાુદી વાતો છે. 'પ્રેમ' છે તે સુગંધી અત્તર છે, કે જે સુગંધ ઘણી આપવા છતાં કપડાને બગાડતુ નથી; 'સ્નેહ' છે તે સુગંધ થોડી આપી પાછળથી ગંધાય છે અને વળી કપડાં ચીકટાં કરી બગાડે છે. 'સ્નેહ' એક વિકાર છે, 'પાપ' છે; 'પ્રેમ' એક ઉચ્ચ ખવાસ છે, આત્માનો સ્વભાવ છે. શ્રી મહાવીરમાં 'પ્રેમ' ન હોત તો પોતે તરેલા હોવા છતાં આપણા માટે શાસ્ત્રોનો ઉપદેશ કરત જ નહિ. 'પ્રેમ' તે જ જગતનું જીવન છે. પ્રેમમાં સ્વાર્થ, બદલો કે માનનો લેશ માત્ર પણ સંભવ હોઇ શકે નહિ, તો પછી ઇન્દ્રિય સુખની ઇચ્છા.તો તો છાંટો પણ શાનો હોય ? જેમાં તે છે તે પ્રેમ નથી; તે તો કદાપિ 'સ્નેહ' હોય. એ 'પ્રેમ'નો જ સિદ્ધાંત છે, કે જે જૈન સાધુઓને બીજા જીવોના સુખ અને સહીસલામતી ખાતર જ, અનેક સ્વાદીષ્ટ શાકભાજી અને ધગધગતા ગ્રીષ્મમાં પણ ઠંડા જળનો ઉપયોગ કરતાં અટકાવે છે. એ 'પ્રેમ' નો જ સિદ્ધાંત છે કે જે સદૈવ ફરતા રહી જગાએ જગાએ જ્ઞાનપ્રકાશનો પરમાર્થ કરવાની જેમને માથે ફરજ નાખવામાં આવી છે તેવા મુનિઓને પણ

ચાતુર્માસમાં ચાર માસ એક જગાએ રહેવા ફરમાવે છે, અને તે વખતે પણ તપ કરવા ફરમાવે છે. કેવો 'પ્રેમ'મય ધર્મ ! અને તે છતાં આજે અમારા સાધુઓ 'પ્રેમ'માં જ પાપ સમજી શ્રાવકોના ઉદયની વાતથી દૂરજ નાસતા ફરે છે એ કેવું આશ્ચર્ય ! હું કબુલ કરીશ કે 'પ્રેમ'નો પાઠ ભણવા જતાં 'સ્નેહ'માં કે 'હિંસા'માં ને ઉતરી જવાય તે માટે ખાસ કાળજી રાખવાની છે. પણ તે તો ખુલ્લું છે કે જેઓ જોખમદારીભર્યું કામ ઉઠાવે હેમણે હિતાહિત વિચારવાની શક્તિ અગાઉથી હાંસલ કરી લેવી જ જોઇએ; નહિ તો પછી ધર્મ-અધર્મ વચ્ચેનો તફાવત ન સમજી શકવાથી ધર્મને બદલે અધર્મ આચરી જાય જ. અજ્ઞાન રાજા જેવું પ્રજાને બીજું દુઃખ હોઈ શકે નહિ. આ પ્રમાણે ચાતુર્માસીય સ્થળની વસ્તુસ્થિતિનો ચોતરફથી ઉંડો અભ્યાસ મુનિઓએ કરવો જોઇએ અને પછી પોતાની શક્તિ, જ્ઞાન, લાગવગ વગેરેનો ખ્યાલ કરી આ બધાં પૈકી કઈ કઇ બાબતનો સુધારો ચોણના ચાતુર્માસમાં પોતે હાથ ધરી શકે તેમ છે તે વિચારવું જોઇએ. અને એ નિશ્ચય કર્યા પછી એ રસ્તે કામ કેવી રીતે કરવું હેની યોજના ગોઠવવી જોઇએ. કોણ કોણ શ્રાવકોને પોતાના મદદગાર બનાવી લેવા, કેવી રીતે ઉપદેશ દેવો, જાહેરમાં શું હીલચાલ કરવી અને ખાનગી રાહે શું હીલચાલ કરવી એ સર્વ મુદ્દાપર એકાંતમાં મનન કરી 'કાર્યક્રમ' ગોઠવવો જોઇએ. આ પ્રમાણે થતા પ્રયાસોની વળી પાછી એક 'ડાયરી' અથવા 'નોંધ' રાખવી અને પોતાના પછી જે સાધુ એ જગાએ ચાતુર્માસ કરવા પધારે હેમને પોતાનાથી થયેલાં અને અધુરા રહેલા કામોની યાદી સોંપી બાકીનું પુરૂં કરવાની ભલામણ કરવી જોઇએ.

સંઘ કે દેશને સુધારવાનો એ જ રસ્તો છે. છુટું છુટું કરાયલું કામકાજ ધોવાઇ જાય છે.

25—7—10

( ૩ )

મહાત્મા ગૌતમબુદ્ધે 'મહાવગ્ગ સુત્ત'માં અમરકારક રીતે કહ્યું છે કેઃ "હે શિષ્યો! ઘણા પુરૂષોના કલ્યાણને ખાતર, મનુષ્ય જાતિના ભલાને ખાતર, જગત તરફ દયાને વાસ્તે તમે અહીંથી જાઓ અને દેશોદેશ વિચરો. જે શિક્ષણ આદિમાં પ્રકાશિત છે, મધ્યમાં પ્રકાશિત છે અને અંતમાં પણ પ્રકાશિત છે તેનો શબ્દશઃ તેમજ અર્થ સહિત ઉપદેશ આપો. એવા ઘણા મનુષ્યો છે કે જેમનાં જ્ઞાનચક્ષુ અજ્ઞાનથી થોડાં જ છવાયલાં હોય, તથાપિ જો તેમને આ શિક્ષણ ન કહેવામાં આવે તો તેઓ મુક્તિનો માર્ગ કદાપિ ગ્રહણ કરી શકે નહિ. તેઓ શિક્ષણ સમજશે અને અંગીકાર કરશે. માટે તેઓના કલ્યાણને સારૂ દેશોદેશ વિચરો!"

કેવા દયામય શબ્દો! પરોપકારના રંગથી રસબસ થયેલો કેવો આદેશ! ખરે જ છે કે આ જગતમાં ઘણાએક પુરૂષો તો એવા છે કે જેઓ મોક્ષના અધિકારી હોવા છતાં તેમને કોઈ જ્ઞાન આપનાર ન મળે તો મોક્ષનાં સ્વપ્ન દૂર થઈ જાય છે. દારૂખાનું તૈયાર પડ્યું હોય પણ તેની આગળ સળગેલી દીવાસળી ન લાવવામાં આવે ત્યાં સુધી તે દારૂખાનું કાંઇ કરી શકે નહિ. ઘણાએ આત્માર્થી પુરૂષો ગામડાંમાં અને શહેરોમાં, અપાસરામાં અને ઘરોમાં, બજારમાં અને

મંદીરોમાં એવા જિજ્ઞાસુ છે કે જેઓને એકાદ તત્વજ્ઞ ઉપદેશક મળી જાય તો હેમને બેડો પાર થવામા કાંઈ વાર ન લાગે. પરન્તુ એવો ઉપદેશક ન મળવાથી ઘણાએ ભણ્યોનુ "ધર્યુ સોનું ધૂળ મળે છે." અને એટલા જ માટે કહેવુ પડે છે કે, મુનિ વર્ગ એમ નથી સમજવાનું કે આપણે ચાર માસની નિગત પામ્યા છીએ આઠ માસ ગામોગામ અને ચાર માસ એક ગામમા રહીને હેમણે એકજ જાતનું કામ-લોકોના જ્ઞાનચક્ષુ ખોલવાનુ કામ સતત કર્યા કરવાનુ છે. આઠ માસ દરમ્યાન એક ગામમા લાંબો વખત ચોભવાનુ ન હોવાથી માત્ર ઉપદેશ **સંભળાવવાનીજ** ફરજ હેમને શિર આવી શકે, પરન્તુ ચાર માસ તો **એક જગાએ સ્થીરતા** હોવાને લીધે માત્ર ઉપદેશ સંભળાવવાની જ ફરજ નહિ પણ લોકોની વસ્તુસ્થિતિનો અભ્યાસ કરી તે સ્થિતિ કેવી રીતે સુધારી શકાય એ બાબતનો વિચાર કરી **ધોરણસર** (Systematic) ઉપદેશ કરવાની ફરજ હેમને શિર સમજવાની છે.

ત્યાગી વર્ગ તરફ જે અતુલ ભક્તિભાવ રાખવાનું તમામ ધર્મશાસ્ત્રોમા ફરમાવેલ છે તે કાંઇ અતિશયોક્તિ ભર્યુ નથી એ વર્ગના મહાશયોની જેટલી ભક્તિ કરાય તેટલી થોડી છે. અને હેનુ કારણ માત્ર તેઓનો **આત્મભોગનો** ગુણ છે. હેમના જપ-તપ માટે કાંઇ આપણે હેમને પૂજતા નથી, હેમની આકરી ક્રિયા માટે કાંઇ આપણે હેમને "તરણ-તારણ દેવ" કહેતા નથી. એ બધો પરિશ્રમ તો એમના **પોતાના** સ્વાર્થ માટે છે-**એમની** આત્મસિદ્ધિ માટે છે. અને એક માણસ કરોડો રૂપીઆ મેળવે તેથી હેના પડોશીઓ કે નોકરોને શુ લાભ છે? પણ જે હજારપતિ પોતાના નોકરોને ક-

પડોસીઓને પોતાની આમદાનીના પ્રમાણમાં કામે લાગતો હોય–ઉપયોગી થઇ પડતો હોય તે હજારપતિ તરફ તે લોકો–પ્રેમ, માન અને ભક્તિની લાગણીથી આપોઆપ જોશે; અને એજ ખ્યાલથી આપણા શાસ્ત્રકારોએ પણ સિદ્ધ પ્રભુને વંદન કરવા **પહેલાં** ઉપદેશ રૂપી લાભ આપનારા અરિહંત પ્રભુને વંદન કરતાં આપણને શીખવ્યું છે. એટલે ત્યાગી વર્ગ તરફ જે કારણથી આપણે બહુમાન અને ભક્તિ બતાવવાની છે તે ત્હેમની ઉગ્ર તપસ્યા માટે નહિ પણ તેઓ આપણને અંધારાના ભોંયરામાંથી ખેંચી કહાડીને પ્રકાશમાં લાવી મુકે એ **ત્હેમના પરોપકાર માટે જ** આપણે ભક્તિભાવ બતાવવાનો છે. આપણે તો એક કૃપણ શ્રીમંત કે જે લાખોની કિંમતના ઝગઝગતા હાર પહેરીને બે ઘોડાની બગીમાં ફરતો હોય છતાં આપણને ભુખે મરતા જોઈ શકતો હોય તેવા કૃપણ શ્રીમંત કરતાં, એક સખી ગરીબ માણસ કે જે પ્રાતઃકાળથી સંધ્યા સુધી અનાજના થેલા ઉઠાવી ઉઠાવીને મહીને દસ રૂપીઆ રળતો હોય અને ત્હેમાંથી પાંચથી પોતે સંતુષ્ટ રહી, જે માણસો થેલા ઉપાડવાનું પણ કામ ન કરી શકતા હોય અને ભૂખે-દુઃખે રીબાતા હોય ત્હેમને બાકીના પાંચ વહેંચી આપતો હોય **તેવો તે સખી મજુર વધારે પુજ્ય છે**–વધારે અર્ચનીય છે. જે સાધુઓ જ્ઞાનના ઉદ્યમને બાજુએ મુકી, "માત્ર મ્હારૂં જ કલ્યાણ કરૂં; દુનિયામાં કોઇ કોઇનું નથી" એવા સ્વાર્થી ખ્યાલથી માત્ર તપસ્યા અને ક્રિયામાં જ મચ્યા રહે તેવા સાધુઓને આપણે દૂરથી વખાણીશું ખરા પણ તેઓ તરફ **ભક્તિભાવનો ઉમળકો** સ્વભાવતઃ આપણા હૃદયમાં નહિ આવી **શકે. સ્વાભાવિક પ્રેમ અથવા ઉમળકાનું મૂળ તો પરોપકારમાં છે–સ્વાર્થત્યાગમાં છે—આત્મભોગમાં છે.** અને જેઓ

દુનિયાને વોસીરાવવા છતાં ' અપ્પાણં વોસિરામિ ' એમ ન કહી શકતા હોય અર્થાત્ 'આત્માને વોસીરાવવાનું' ન શીખ્યા હોય તેવા ત્યાગીઓ જૈન દૃષ્ટિએ કે બીજી કોઈ દૃષ્ટિએ પરમપૂજ્ય–સંપૂર્ણ ભક્તિને પાત્ર કેમ બની શકે? જેઓ દુનિયાને સ્વાર્થી કહીને દુનિયાના લાંબા હાથ કરીને ભમતા દુઃખી માણસોથી પણ દૂર નાસે એમના હૃદયમાં પરોપકાર અને પ્રેમ કેટલે હોઇ શકે! અરેરે, દુનીઆ સ્વાર્થી છે એમ જાણીને ત્હેને ત્યજનારાઓ પોતે પણ પાછા સ્વાર્થમાં પડી જાય છે! ખચીત દુનીઆ સ્વાર્થી છે–અને તે સ્વાર્થી છે એટલા માટે જ. નિઃસ્વાર્થ–અરે સ્વાર્થનો ભોગ આપનારા 'ત્યાગી' નામના વર્ગની હયાતીની જરૂર પડી છે. છોકરા તોફાની છે માટે જ પિતાએ ત્હેમની વધારે સંભાળ રાખવી જોઇએ છે. લક્ષ્મી ચંચળ છે માટે જ હરઘડી ત્હેની ખબર રાખવી પડે છે. દુનીઆ સ્વાર્થી છે માટે જ 'દુનીઆ પાર'ના ત્યાગી મહાત્માઓએ પ્રેમથી રસબસ થઇ દુનીઆપર ઉપકાર ઉપર ઉપકારનો બોજો નાખી દેઇ ત્હેમને 'સ્વાર્થ ત્યજવાનો' પાઠ આવી આડકતરી રીતે શીખવવો જોઇએ છે. તેઓ જો જે ઉપાશ્રયમાં પડયા રહે, દિવસે ઉંઘવાનું મન કરે, રાત્રે પણ પાંચ માણસોને તત્વ સમજાવતાં થાકી જાય અને મચ્છરદાનીવાળા, પાટના બનાવેલા પલંગોમાં પોઢી જવું પસંદ કરે તો સ્વાર્થની આગમાં નખશીખ તે શીખા સુધી બળી રહેલી આ બિચારી દુનીઆ ક્યહાં જઇ ઠરશે? ત્હેમને સ્વાર્થત્યાગનો પાઠ બીજી કઇ નિશાળમાં શિખવાનો પ્રસંગ મળશે? લાંબા ઉપવાસ અને આકરી ક્રિયાઓને જો 'તપ'માં ગણાય તો જ્ઞાનાભ્યાસ પણ તપ જ છે અને તે ઉંચામાં ઉંચી પ્રતિનો તપ છે. ઉપવાસમાં જે કાંઇ કષ્ટ પડે છે

તે 'કરતાં જ્ઞાનપ્રાપ્તિમાં વધુ કષ્ટ પડે' છે અને જ્ઞાનદાનમાં એથીએ વધુ કષ્ટ પડે છે. મહીનાનો ઉપવાસ કરનાર મહાશય બીજે કે ચોથે દિવસેથી પથારી પાથરીને સુઇ રહેશે અને જેમ તેમ દિવસો વ્યતીત કરી 'માસખમણ' પુરૂ થયુ એમ કહી મનમનામણા કરશે. પણ જ્ઞાનનો તપ કાંઇ એક માસે પુરો થતો નથી, તે તો વર્ષો સુધી લબાય છે અને તેટલો બધો વખત હેને રાત્રીના ૮-૫ કલાક સિવાય વધુ ઉંઘવું પાનવતું નથી હેને વખત નકામો 'માગ્વો' પાલવતો નથી. પણ 'સમય'—'સમય'ની જાગૃતિ રાખવી પડે છે મગજ રૂપી હેનો 'કેમેરાનો કાચ' તદન સાફ રાખવાને હેણે અહોનિશ સાવધાન રહેવું પડેછે. ભુખ્યા રહેવાનું એકલુ દુ:ખ ખમનારને જેવી રીતે પડયા રહેવાનુ મળે છે તેમ આને નથી મળતું મગજની 'મીલ' અહોનિશ ચાલવાથી કેટલીકવાર તેમા જે પીડા થાય છે હેનો ખ્યાલ બિચારા જ્ઞાનના ઉદયથી અજાણ્યા માણસો શું સમજી શકે? તે તો જેઓ સ્હવારથી રાત સુધી અનેક જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનપ્રચારનાં કામોમા દ્રઢપણે મજુરી કર્યા પછી જમવા ઉઠતી વખતે બે હાથે માથું કુટીને માથાને 'સાતા' ઉપજાવતા હોય અને ચક્કર આવવાથી રાત્રે પડી જતા હોય હેમને જ ખબર પડે અને શુ આ તપ ત્હમારી લાંઘણો કરતાં ઓછો ઉતરે કે? અરે, ભૂલા ભમનારા મનુષ્યો! ત્હમે જાણી બુઝીને દુનીઆને ભ્રમમાં ન નાખો **સૌથી મ્હોટો તપ જ્ઞાનનો છે;** માટે જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનપ્રચારનો તપ કરો અને સર્વને તે પ્રકારના તપનુ માહાત્મ્ય સમજાવી ખરે રસ્તે ચ્હડાવો. જ્યહાં સુધી કાન, આંખ અને વિચારશક્તિ છે ત્યહાંસુધી જ જ્ઞાન મેળવી શકાશે; પછી—૫૫-૫૦ વર્ષની આ સુસા-

ફરી પુછી/એક રતી જ્ઞાન એક કરોડ રૂપીઆ સાટે પણ નહિ મળે; અને જો આત્મા 'જ્ઞાન'મય છે એ ભગવદ્વાક્ય હ્મે માનતા હો તો મોક્ષ-એજ-જ્ઞાન છે અને સાધવાનું જે કાંઇ છે તે પણ જ્ઞાન છે અને-ધર્મ-માત્ર જ્ઞાનમાં જ સમાઇ રહ્યો છે એ વાતમાં શ્રદ્ધા રાખો; અને એવા જ્ઞાનની પ્રાપ્તિ માટે મધાડાનો કોપ કે શ્રાવકોનો કોપ વહોરવો પડે તો હસ્તે મુખડે તે વહોરો, એવા તે જ્ઞાન માટે આવા અનેક જન્મ લેવા પડે તો ખુશીથી લ્યો, એવા એ જ્ઞાન માટે આહાર અને નિદ્રા ઘણે મુકવાં પડે તો પ્રસન્ન વદને તેમ પણ કરો. પણ તે જ ઉદ્યમ કરો, તે જ 'ધર્મ' આચરો; અને એવું જ્ઞાન જેમ જેમ મેળવતા જાઓ તેમ તેમ હેનું દાન પણ બીજાને કરતા જાઓ, કે જેથી હ્મારા 'જ્ઞાનાવરણીય' કર્મનાં પડળ દૂર થઇ હ્મારાં અંતર્ચક્ષુ આપોઆપ ખુલે (હેમને intuition થાય) અને સેથા ગોખવા-વાંચવાની મહેનત વગર જ આપોઆપ સર્વ જ્ઞાન આવડી જશે. લક્ષ્મી તો **બહારથી** રળવી પડે છે; અને તપ પણ જેટલો થાય તેટલો જ લાભ છે, પણ જ્ઞાન તો **આત્માનો સ્વભાવ** જ હોવાથી તે સ્વભાવની ભક્તિ કરનારો માણસ થોડી મહેનતે પણ સિદ્ધિ મેળવી શકે છે, કારણ કે તે હેને **બહારથી લાવવું** પડતું **નથી** પણ અમુક મહેનત પછી ઢાંકણું ઉઘડી જાય છે અને નીચેથી અમૃત દ્રવ્ય નજરે પડે છે ! અરેરે, આવા અનેકગણું ફળ આપનારા વ્યાપારને ભૂલી આડી અવળી આળપંપાળમાં પડનારા પ્રાણીઓ કેટલી બધી દયા ખાવા જેવા છે ! ચાતુર્માસમાં જેની શક્તિ નહિ હોય તે પણ ઓછામાં ઓછા ૨-૩ ઉપવાસ કરશે અને પછી રાડો પાડીને વખત પુરો કરશે; પરન્તુ હ્મે એવા ૨૫—૫૦ તો શ્રાવકો બતાવો

કે જેઓ ઉપવાસથી પણ મ્હોટા અને વધુ લાભદાયક જ્ઞાનના તપ માટે બે દિવસ મતત બેસતા હોય અને આત્માને વિચારરૂપી આંગળી-થી ઘસી ઘસીને intuition કે આંતર્દષ્ટિ રૂપી વિજળી ઉત્પન્ન કરતા હોય ? અને ત્હમે એક તો એવો સાધુ બતાવો કે જે પોતાના જુલા બમનાં ગોટીલાંને એ ખરો રસ્તો બતાવતા હોય ! અરે જ્ઞાનની ભક્તિ માટેની જ્ઞાનપચમી અને ભક્તિની ભક્તિ માટે નિર્મિયેલી ' મહાવીર જ્યતિ ' માં પણ ઉપવાસ થતા હશે ખરા; પણ જ્ઞાનનું આરાધન કાંઇ જ ન મળે ! ભાવનાઓનું પુસ્તક લઇ તે પર ધ્યાન ધરવાનું કે શ્રી મહાવીરનું જીવન ચરિત લઇ તે સાથે, પ્રેમ જોડવાનો પ્રયાસ કરવાનું અદ્યાપિ સુધીમાં કોણે શીખવ્યું ?

ત્હારે હવે જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનપ્રચાર માટે ચાતુર્માસમાં મુનિવરોએ શું શું કરવા યોગ્ય છે તે આપણે વિચારીએ. ' અતિથિ ' એટલે પરોણા તેમજ ' અતિથિ' એટલે સાધુ; ચાર માસ માટે પધારેલા 'અતિથિ'ને બીજાઓ સૂઝતા આહાર પાણીથી કે વંદન—નમસ્કારથી સ્વાગત (welcome) કરશે ત્હારે આ સૌ શ્રાવકોથી ન્હાનો શ્રાવક અર્થાત્ આ લેખક, તે મહાત્માઓને આ ' લેખમાળા ' વડે સ્વાગત કરશે ! એ માલ 'અઝતી' છે, જો કે પ્રેમમયી છે માટે 'સચેત' છે—અચેત નથી અને તો પણ ત્યાગી વર્ગને તે 'સૂઝતી' છે !

1—8—10

(૪)

શારીરિક તપ કરતાં જ્ઞાનનો તપ વધારે 'ઉપકારી' છે એ આપણે ગતાંકમાં જોઇ ગયા; ત્હારે હવે સવાલ એ થાય છે કે

ચાલુ ચાતુર્માસમા મુનિવરોએ એ રસ્તે કેવા અને કયા કયા પ્રયાગ કરવા જોઇએ છે ? -

" અલબત દરેક રોગ માટે એક (સામાન્ય) દવા બતાવી શકાય નહિ, તેમ ભિન્નભિન્ન પ્રકૃતિઓ માટે એકજ રસ્તો સૂચવાય નહિ કેટલાક પ્રાંતમા અમુક પ્રયાસોની જરૂર છે અને કેટલાકમા તેથી ભિન્ન વળી કેટલાક મુનિરાજો અમુક કામમાં જ સારા દીપી નીકળે અને કેટલાક તેથી ભિન્ન કામમા જ ઉપયોગી થઇ પડે એટલા માટે થોડાએક મહાત્માઓના ખુદના નામથી હુ થોડીક નમ્ર સૂચના કરવાની હિમત ધરૂં તો તે 'સલાહ' ના રૂપમા નહિ પણ 'નમ્ર અરજ'ના રૂપમા સમજવા તે મહાત્માઓ કૃપા કરશે, એટલુ પ્રથમથી જ માગી લઉ છુ

" હુ હમણા અમદાવાદમા બેઠો છુ, માટે મુસાફરી ત્હાથી શરૂ કરીશ તો ઠીક પડશે અત્રેની વસ્તુસ્થિતિ પાછલા એક અંકમા જણાવી ચૂક્યો છુ ચાલુ ચાતુર્માસના, આ વસ્તુસ્થિતિ જોતા, બીજુ કાંઇ ન થતા માત્ર 'જૈન પુસ્તકાલય' માટે જ હીલચાલ થાય તો બસ છે એ કામ માટે યોગ્ય પુરૂષનું અત્રે ચાતુર્માસ છે ખભાત સમુદાયના 'ક્ષત્રીય' મહાત્મા શ્રી છગનલાલજી મહારાજ ઘણા વર્ષે અહીં પધાર્યા છે બ્હોળી શ્રાવક સમુદાયનો હેમના પ્રત્યે અતુલ ભક્તિભાવ છે અન્યદા જે વ્યાખ્યાનશાળામા ત્રણ શ્રાવક પણ ભાગ્યેજ એકઠા મળેલા જોવામા આવતા તે જ હૉલ હમણા મહારાજશ્રીના શુરાતનભર્યા શબ્દોને ઝીલવા એકઠા મળેલા શ્રાવક—શ્રાવિકાથી ચીકાર ભરાઇ જાય છે. મહારાજશ્રીનો ઉપદેશ પણ સમયોચીત છે અને વીરરસથી ભરપૂર છે ઓણનુ હેમનુ ચાતુર્માસ

જો કાંઇ પણ યાદગીરી મૂકયા સિવાય જ પસાર થાય તો મ્હને બીજા કોઈ સાધુ માટે તો આશા નથી કે તે અહીં લાઇબ્રેરી કરાવી શકે

ક્ષત્રીયોનો સ્વભાવ છે કે મારવુ કે મરવુ. 'સાધુ' શબ્દનો ધાતુ સમજનાર સાધુઓનો સ્વભાવ છે કે પરમાર્થ સાધવા કાં દેહીને વોસીરાવવી. અને મહાત્મા શ્રી છગનલાલજી કદાપિ એમજ 'નિયમ' કરે કે 'ઓણના ચાતુર્માસમા અમદાવાદમા જૈન લાઇબ્રેરી ન જ થાય તો મ્હારે અહીં ફરી પગ દેવો નહિ' તો શુ અમદાવાદ અને કાઠિયાવાડના અગે રહેતા આટના બધા શ્રાવકો છેકજ ધર્મની દરકારવગરના છે કે એક અચ્છા ઉપદેશકના દર્શન હમેશને માટે ગુમાવવાની મૂર્ખાઇ કરે? કદી નહિ કદાપિ ઓણસાલ પર્યુષણના લાડુ બધ રહે તો પણ શુ થયુ? તે રકમ આમા નખાય તો પણ શુ થયુ? અને કદી પર્યુષણમા એકાદ વ્યાખ્યાન વખતે મહારાજ સાહેબ લલકારીને પુસ્તકશાળા અને જ્ઞાનભક્તિ પર ,વિવેચન કરે તે સાંભળી બે-ચાર શ્રીમત શ્રાવકો બસો પાચસો રૂપીઆ અગખામણા કરે તો પણ શુ થયું? એથી કાંઇ કોઈ ઘસાઇ જાય તેમ નથી. અને કાંઇ ન બને તો છેવટે બેચાર અમદાવાદી શ્રીમતો ગામડાઓમાં 'ટીપ' (ખરડો) કરવા નીકળી પડે! પછી ગામડાના ગરીબો શક્તિ મુજબ તેમને આપ્યા વગર તો નહિ જ રહે!

અને કલોલ*(ગુજરાતની એક વખતની ન્હાનીસુની વિલાયત)-મા હમણાં દરીયાપુરી સમુદાયના ગચ્છાધિપતિ મહાત્મા શ્રી રઘુનાથજી મહારાજ અને પેલા જ્ઞાનાભિલાષી યુવાન મુનિશ્રી હર્ષચંદ્રજી વગેરેનુ ચાતુર્માસ છે. શુ તે ચોમાસુ કે જ્હા અમૃતધારા ઘોષબંધ

પડશે અને જમીન પણ ફળદ્રુપ હશે તે છેક્જ નિષ્ફળ નિવડશે ? શું પૂજ્ય સાહેબના તે ભક્તો આખા ગુજરાત ખાતે એકની એક પુસ્તકશાળા કરવા પાછળ પાંચ–સાતસો રૂપૈડી પણ નહિ કહાડી શકે ! પૂજ્ય સાહેબ કદાપિ કહેશે કે, 'ભાઇ ! અમારે શું ? અમે તો ત્યાગી ઠર્યાં' તો હું કહીશ કે, ત્હમારે શું' કેમ ? ત્હમારે જ બધું છે. અમદાવાદ કોનું ? લોંકાશાહ અને ધર્મસિંહ મહાત્માનું ! અને ત્હેની ગાદી અત્યારે આપ માચવો છો. તે ગાદીના સ્થળે, તે જ ગાદીની કીર્તિના રક્ષણાર્થે મ્હારે ચર્ચા કરવા માટે અમુક પુસ્તકો જોઇતાં હતાં, તે ન મળી શક્યાં તે માટે કોને શરમાવાનું છે ? શું મ્હારે ? ના, ના. તે માટે શરમાવાનું આખા સંઘને છે. મ્હારા ધર્મનું ઉજળાપણું આખી દુનીઆમા બતાવવા માટે મ્હારે સાધનો જોઇએ છે–તે નહિ પૈસાનાં પણ માત્ર પુસ્તકોનાં; અને તે પુસ્તકો ત્હમે ગાદીના માલીકો ન પુરાં પાડી શકો તો પછી બીજે ક્હાં જવું ! 'હું શું કરૂં ?' એ આપના શબ્દોનું પરિણામ બરાબર કાળજીથી જોવા કૃપા કરો. એ જ કલોલ કે જ્હાં આપ હમણાં બીરાજો છો અને જે અમારા સંઘની એક વખત વિલાયત હતી ત્હાં એકલા મનસુખભાઇએ પૈસાના જોરથી કેટલું ભંગાણ પાડી દીધું ? ક્હાં છે તે ત્હમારૂં પાંચ વર્ષ પરનું બળ, શોભા અને દમ-દમો ? ક્હાં છે ઉમંગ ? ક્હાં છે ત્હમારૂં પોતાનું પણ પહેલાં જેટલું માનપાન ? શાથી ? માત્ર એક માણસે પૈસા ખર્ચીને, પૈસામાં પાપ સમજનારા ત્હમારા ભક્તોને વટલાવ્યા તેટલા જ માટે. અને હજી ત્હમે કહેશો કે "અમે શું કરીએ ?" તો અમારી દયા એથીએ બુરી સમજજો. બીજાઓ જ્હારે દેરામાં પૂજા નિમિત્તે પણ એકઠા મળી શકે છે ત્હારે અમે શું એક 'સેન્ટ્રલ લાઇબ્રેરી'માં વાંચવા

નિમિત્તે પણ એટલા ન મળી શકીએ? અને એમના મળીનુ તો કાંઇક ઉદયના વિચારો કોઈક દિવસ પણ કરીશુ પ્રથમ તો અમાર એટલા મળવાનુ જ ઠેકાણું નથી અપાસરો તો ગોરજીઓનો છે, તે ગાઇ બધાને માટે ખુલ્લો નથી, અને લાઇબ્રેરી તો બધાને માટે ખુલી હોય શકે એક લાઇબ્રેરી મારા પાયા પર ચાલતી હોય ત્યાં કોઇ પ્ર પ્રસંગે અન્યધર્મી લોકો પણ વાચવા આવશે અને એ વખતે ટેબલ પર આપણા ધર્મના પેપરો અને પુસ્તકો પડ્યા હશે તે પણ વાચવા લલચાશે અને આપણા ધર્મ માટે જે ખોટો મત માત્ર 'હું ગ કરું?' એવ કહેનારા આપણા મુનિવરોના કારણથી જ લોકોમા

દેશોને તદ્દન અનુકૂળ અને ઉચ્ચ સિદ્ધાંતોને માનનારો ધના હિંદ બહાર તે નથી પળાતો એટલું જ નહિ પણ હિંદમાં પણ તે ધર્મ આજે વગોવાય છે, રે ત્હમારા 'હું શું કરું ?' એ શબ્દોને ખાતર જ માન વગોવાય છે અમને ગદાગોળગ કહી લોકો હાંસી કરે છે અને તે જોઈ ત્હમે કહો છો કે "હું શું કરૂં ?" આ શું મા-બાપના શબ્દો છે? આ શું તરણ-તારણના શબ્દો છે? ઓ મહાવીરના મીશનરીઓ! ઓ લોંકા-વીરના લડૈયાઓ! ત્હમે બધું કરી શકો તેમ છો ત્હમે ત્હમારા શ્રાવકોને ભગવાને બતાવેલા ચાર રસ્તામાંનો પહેલો (દાનનો) રસ્તો બરાબર શીખવો અને પછી જોઈ લ્યો કે હિંદમાં તો શું પણ વિલાયત, જર્મની, જૅપાનમાં પણ ત્હમારો ધર્મ પળાતાં શી વાર લાગે છે? જે ધર્મે મહાવીર જેવા તીર્થંકરમાં મોહ રાખનારા ગૌતમ જેવા ગણધરનો પણ પક્ષ-પાત નથી કર્યો અને એ મોહ દૂર કરી આપબળ અજમાવ્યું ત્હારે જ ગૌતમને કેવળ પ્રાપ્ત થવાનું કહ્યું છે, તે ધર્મના તે આપબળના સાગર તુલ્ય ધર્મના આવા હાલ હોય? આવા નામર્દો તે ધર્મના ધુરંધરો બોલી શકે? એ ધર્મ આત્મશ્રયના સિદ્ધાંતના પૂજારી પેઠે યુરોપ-અમેરીકા-જૅપાનમાં ઘેરઘેર શું ન પળાય? આ આપણું લક્ષ્યબિંદુ હોવું જોઈએ મ્હારો ધર્મ કે જે દરેક તત્ત્વને 'હુંદી' શકે છે, દરેક જગાથી સાર પ્રાપ્ત કરવાનું ઔદાર્ય ધરાવે છે, જે શુક્લ ધ્યાનને અને જીવદયાપરના કાર્યોને પોતાનું મુખ્ય કર્તવ્ય માને છે, જે નકામી 'ક્રિયા'ઓ (Coremonies) અને પૂજા-પાઠોમાં વખત અને પૈસાનો વ્યય કરાવતો નથી, પરોપકાર-જ્ઞાન અને આત્મજ્યોતિનો જ જે જાપ કરે છે એવા ધર્મના

આહકોનો ટોટો શો ? માત્ર એ માલ એવો છે એમ બતાવનાર જ થોડા છે, એ જ વાંધો છે. અને એમ બતાવનારા વધારે પ્રમાણમાં નીકળે એટલા જ માટે એક સેન્ટ્રલ લાઇબ્રેરીની મુખ્ય જરૂર છે. કહો, કૃપાળુ દેવ ! આપના ચાતુર્માસમાં તે 'મીશન' આપ બજાવશો ? કહો, તરણતારણ મધરી જહાજ ! અમને તારવા માટે આટલું હોડીક મંપડાવશો ?

ફલોસથી સીધા તે જ R. M. Ry. મારફત હવે આપણે બ્યાવર (નયાશહર) અને ત્યાંથી મારવાડ જઈશું. મારવાડની વસ્તીના કેટલાક આંકડા મ્હને મળેલા છે, જે સાંભળી મ્હારા વાચક મહાશયો ચકીત જ થઈ જશે અને તેમ છતાં મ્હને બમણું રડવું આવશે; કારણકે હજારોની સંખ્યા ધરાવતો તે દેશ છે—જે અજ્ઞાનમાં સડસડે છે; ત્યાં જ્ઞાનનું એક કીરણ પણ મોકલવા કોઈએ તકલીફ લીધી નથી. કહેવાતા બેચાર મારવાડી ગ્રેજ્યુએટોએ હજી ધર્મના સિદ્ધાંતો જાણવાની પણ દરકાર કરી નથી તો ધર્મના ઉદ્ધારની વાત તો ત્હેમને સૂઝે જ કેમ ? મારવાડ' તું ધારે તો આખા હિંદના સાધુમાર્ગી જૈન સંઘનો ત્હારા પૈસા વડે ઉદય ઉદય કરી શકે તેમ છે. પણ અમે જ અપરાધી છીએ, અમે જ સ્વાર્થી છીએ, અમે બે અક્ષર ભણેલા જ ટુંકી દ્દષ્ટિવાળા છીએ, કે જેને પ્રતાપે ત્હારે ખુણામાં પડ્યું રહેવું પડ્યુ છે. ત્હારા ઉદયમાં અમારો પણ ઉદય છે, એ અમે સ્વાર્થીઓએ હજી વિચાર્યું પણ નથી. ગણપતી દેવની માફક ત્હારૂ પેટ કેવું મ્હોટુ છે તે બાબતની 'ગીતા' આવતા અંકમાં ગાઇશ અને કૃતાર્થ થઇશ.

૯-૯-10.

(૫)

તા. ૮ ઑગસ્ટના અંકમાં વચન આપ્યા પ્રમાણે હવે આપણે કલોલથી R. M. Ry મારફત બ્યાવર ( નયાશહર ) આવીશું. કલોલમાં આપણું (કાલ્પનિક) જવું ઇચ્છીન અમર કરી શક્યું અને તુરત જ ત્હાં જૈન પુસ્તકાલયનો પાયો નખાયો એ જોઇ આપણી હવે પછીની માનસિક મુસાફરી વધારે સફળ થશે એવી આશા બાંધવાનું મન થાય છે. બ્યાવર એ રાજપૂતાનાનું પ્રસિદ્ધ શહેર છે. આપણા સ્વધર્મીઓ ત્હાં સારી સખ્યામાં વસે છે. અજમેર કૉન્ફરન્સ વખતે આપણા માનવંતા પ્રેસીડેન્ટ શ્રીયુત બાલમુકુંદજી સાહેબને ત્હાં ઉતારીને સંઘે ઘણુ સારુ આતિથ્ય કર્યું હતું, એવો એ સંઘ ઉત્સાહી છે. હેમાં વળી એણ ઘણી ઉગ્રી ક્રિયા પાળવા માટે પ્રસિદ્ધ થયેલા અને અન્યધર્મીઓને પણ જીવદયાના ભક્ત બનાવવાની શક્તિ માટે મશહુર થયેલા પૂજ્ય સાહેબ શ્રી શ્રીલાલજી મહારાજ સાહેબનુ ચાતુર્માસ છે. એટલે સોનું અને સુગંધ બન્યુ છે. ને કડો ગામના લોકો દર્શનનો લાભ લેવા અહીં આવે છે અને આખા ચાતુર્માસમાં આવ્યા કરશે, જેમની બરદાસમાં શ્રી સંઘ સારી રીતે ખર્ચ કરશે અને આવનારાઓ પણ ખર્ચ કરશે. આ સર્વ તકનો લાભ લઇને બ્યાવરની ' જીવરક્ષા કમીટી 'એ ઉદ્યમ કરવાની જરૂર છે. આખા રાજપૂતાનામાં આ એકજ જીવરક્ષાનુ ખાતું છે અને હેની પાસે પણ પુરતી રકમ નથી. જે લોકો જીવદયાની બુમ સૌથી વધારે મ્હોટે અવાજે પાડે છે ત્હાં તો જીવદયાનુ નામનીશાન પણ ન મળે ! ગુજરાત-કાઠિયાવાડમાં તો જગાએ જગાએ પાંજરાપોળો છે. રાજપૂતાનાના દયાળુ વૈષ્ણવો, જૈનો વગેરેએ

ત્હેમની આજસુધીની બેદરકારી માટે શરમાવું જોઇએ અને એણુસાથ સોનું અને સુગંધ જેવો સુઅવસર પ્રાપ્ત થયો છે તો બને તેટલો પ્રયાસ કરીને જીવદયાના ચાલુ ખાતાને મજબુત કરવુ જોઇએ જે જે શ્રાવકો બહારગામથી વાંદવા આવે ત્હેમને જો અરજ કરવામાં આવે તો તેઓ પૈકી દરેક મનુષ્ય જરૂર કાંઇ નહિ ને કાંઇ એ ખાતે આપ્યા વગર ન જ જાય. વળી **મહાત્માઓનો ઉપદેશ** પણ જીવદયાના સંબંધમાં પુર જોશથી થતો રહેશે તેથી લોકોનાં મન કુણાં થયાં વગર નહિ જ રહે

વધારે ઠીક તો એ છે કે સ્થાનકની બહાર બે પેટીઓ રાખવી, એક પેટી જીવદયા કમીટીના લાભાર્થે અને બીજી રતલામની જૈન ટ્રેનીંગ કૅાલેજ માટે. જતા આવતા માણસો બન્ને પેટીમા યથાશક્તિ રકમ નાખશે, તેથી બન્ને ખાતાને સારી મદદ મળશે ટ્રેનીગકૅાલેજ એ બીજું કાંઇ નહિ પણ આપણાં ધર્મશાસ્ત્રો શીખવાનુ ખાતુ છે.-તે એક 'અપાશરો' છે—તે એક 'સાધુશાળા' છે એમ ઉપમા આપીએ તો હરકત આવે નહિ. તેમા ભણતા વિદ્યાર્થીઓ આપણા ધર્મનો ઉપદેશ ઘણી જગાએ ફેલાવશે કોઇ કહેશે કે, શું **મુનિરાજો** નથી ઉપદેશ આપતા કે આ **વિદ્યાર્થીઓ** ધાડ મારવાના હતા ? પણ તે બોલવુ અનુભવ વગરનુ છે. કારણ કે **હિંદ**ના ઘણા ભાગોમા હજી મુનિરાજોનાં પગલા થયાં જ નથી. મુનિ થોડા છે અને ગામ ઘણાં છે. " દીકરો એક અને દેશાવર ઘણા." ૭ ગામથી શ્રાવકોએ મ્હને લખ્યુ હતું કે અહીં સાધુમહારાજ કૃપા કરી પધારતા જ નથી માટે કોઇ શ્રાવકને ધર્મકથા માટે મોકલાવશો તો અમારો ધર્મ જળવાઇ રહેશે; નહિતો ધર્મનુ નામનીશાન પણ નહિ રહે મ્હેં

તે જગાએ બંદોબસ્ત કરી આપ્યો છે પરન્તુ તે બધી ગોઠવણો મ્હને સંપૂર્ણ સંતોષકારક લાગી નથી, કારણ કે કોઇ શ્રાવકમાં એક ગુણ હોય તો પાંચ અવગુણ હોય ત્હેમને વ્યાખ્યાન વાંચવા મોકલવા એ મ્હને જોખમભરેલું લાગ્યું. પરન્તુ લાચાર, કોઇ ન મળે ત્યાં શું કરવું ? 'નહિ મામા કરતાં કહેણો ( કહેવાનો–નામનો ) મામો પણ શો ખોટો !" તેમજ જૈન પાઠશાળાઓ સ્થપાય છે પણ શિક્ષકો નથી મળતા. માટે શિક્ષકો અને ઉપદેશકો તૈયાર કરનારી આ આપણી 'જૈન ટ્રેનીંગ કૉલેજ' પ્રત્યે આપણી 'માતા' જેવા પ્રેમ રાખવો જોઇએ અને ત્હેની બને તેટલી ભક્તિ કરવી જોઇએ. એક તરફથી અંગ્રેજી ભણેલાઓ ધર્મને ભૂલી જશે અને બીજી બાજુથી સામાયિક—પ્રતિક્રમણ કરનારાં ધર્મી બાઇઓ પણ ધર્મ-જ્ઞાનની આવી નિશાળને ભૂલી જશે તો અમારો ધર્મ શી રીતે આબાદ થશે ? અરે તે કાયમ પણ કેવી રીતે રહી શકશે ? મુનિરાજો ગમે તેવો સારો ઉપદેશ આપશે તો પણ તેઓ એકલા શું કરી શકે ? ઘણાં ગામોમાંથી ધર્મ નાશ પામ્યા પછી ચેતશો તો તે નકામું છે. માટે 'જૈન ટ્રેનીંગ કૉલેજ'ને દરેક સાચા જૈને–દરેક સાચા ધર્માત્મા સાધુએ બને તેટલી રીતે સ્હાયતા પહોંચાડવી ઘટે છે. અને જો આ ચાતુર્માસમાં તેઓ કાંઇ ન કરી શકે તો પછી કોઇ દિવસ કાંઇ થઇ શકવાનું નથી અત્યારે શ્રાવકોનાં મન ઉપદેશથી તપેલા લોખંડ જેવાં થયાં છે ત્હેમના ઉપર હથોડો મારવાથી જેવો ઘાટ ઘડવો હશે તેવો થઇ શકશે. લોખંડ ઠરી ગયા પછી હથોડો મારનારના હાથ તૂટી જાય તો બને પણ લોખંડ તો જરાકે વળવાનું નહિ. ખરેખર આજકાલના જૈનોનાં (મેલકનું પડેલું) હૃદય લોખંડ જેવાં

ચઈ ગયાં છે. અને મુનિમહારાજો ( જો હેમને આરભ-સમારંભનો ડર લાગતો હોય તો જયણાથી-ભાષાસમિતિ પૂર્વક) ઉપદેશ દેવામાં વિલંબ કરશે તો આપણો ધર્મ લાંબો વખત ટકવો મુશ્કેલ છે. કારણ કે અન્ય ધર્મવાળાઓની ધામધુમો અને આકર્ષણ વધતા જાય છે અને આપણે એક જ ખૂણામાં પડતા જઇએ છીએ. તે ઠીક નહિ. આ બધું અને આથી હજાર ગણું જ્ઞાન મહાત્માઓમાં વિદ્યમાન છે; તેઓશ્રી મ્હારા જેવા હજાર પત્રકારોને શીખામણ આપે તેવા છે. આપણે તો હેમને અરજના રૂપમાં વિનંતિ માત્ર કરી શકીએ. છોકરાને ધોતી જોઇએ તે વાત બાપ જાણે તો છે; છતાં છોકરાએ તે માગવી પડે છે. તેમ અમારા હૃદય માટે શું જોઇએ છે તે બાબત મહાત્માઓ જાણે તો છે. છતાં અમારે માગવું તો જોઇએ જ. માગ્યા વગર તો સગી મા પણ પીરશે નહિ ! હવે એઓના ચાતુર્માસમાં આ માગણી કરી છે તો ભાણામાં કેવીક મીઠાઇઓ પીરશાય છે તે જોઇશું !

અહીંથી આપણે મારવાડનાં મુખ્ય શહેરો જેવાં કે પાલી, જોધપુર, બીકાનેર વગેરે સ્થળે જઇએ. કેવી એ બહાદૂરોની ભૂમિ ! કેસરીઆં કરનારા જબરા પુરૂષો આ ભૂમિ પર થયેલા. ક્રોડપતિ આ ભૂમિમાં વસેલા. મહાન સતીઓ અહીં થઈ ગઇ. આજે એ ભૂમિ સર્વ લોકોની મશ્કરીનો વિષય થઇ પડયો છે. ગ્રૅમોફોનના 'રૅકર્ડ' માં જે ગીતો ઉતારવામાં આવ્યાં છે હેમાં પણ "ઓ મારવાડી ! બેસી જા ! બેસી જા ! " એવા શબ્દો બોલાય છે ! મતલબ કે એક તુચ્છ પ્રાણીના તરફ જેવી દૃષ્ટિથી જોવામાં આવે એવી દૃષ્ટિથી આ ભાઇઓ તરફ લોકો જોવા લાગ્યા છે. શાથી ?

માત્ર એટલા જ ખાતર કે હિંદની કીર્તિ વધારવા માટે લાંબા વખત સુધી કેશરીઆં કરી કરીને હમણાં તેઓ થાકી ગયા છે તેટલા માટે. એમનામાં હમણાં પ્રમાદ, અજ્ઞાન, કૃપણતા દોષોએ ઘર કર્યું છે અને તે શત્રુઓને મારી કહાડવામાં હેમના પોતાનામાં હવે શક્તિ રહી નથી અને બીજાઓ હેમને તે યુદ્ધમાં મદદ કરતા નથી, તેટલા માટે.

મારવાડ ઘણો વિશાળ દેશ છે. ત્યહાં વસતા સાધુમાર્ગી જૈનોનાં ઘરની જે સંખ્યાના આંકડા મ્હને મળ્યા છે તે ઉપરથી જ એના વિશાળપણાનો ખ્યાલ આવી શકે તેમ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બીકાનેર | ૨૦૦૦ | કુચેરા | ૩૦૦ | રોહીટ | ૧૫૦ |
| જોધપુર | ૧૫૦૦ | દેશણોક | ૩૦૦ | ખીચંદ | |
| નયાશહર | ૮૦૦ | ભીનાસાર | ૬૦૦ | વરલુ | ૬૦૦ |
| નાગોર | ૫૦૦ | ગંગાસર | ૬૦૦ | સાદડી | ૩૦૦ |
| લાડણુ | ૭૦૦ | રાયપુર | ૬૦૦ | દરમાલા | ૧૦૦ |
| શીરદાર શહેર | ૭૦૦ | મેડતા | ૨૫૦ | શાહુ | ૧૫૦ |
| અજમેર | ૫૦૦ | લોહાવટ | | જીલાજ | ૯૫૦ |
| પાલી | ૧૦૦ | ગીરી | ૬૦૦ | | |

આ સંખ્યા માણસોની નહિ પણ ઘરોની છે.

આમાં કેટલાક શ્રાવકી તથા તેરાપંથી પણ છે. પણ તેઓ સાધુમાર્ગી જૈન જ ગણાય. કારણ કે આ ધર્મનાં સિદ્ધાંતો બરાબર સમજાવનારની ખામીને લીધે ટુંકી દષ્ટિવાળા લોકો ધર્મને ખોટું રૂપ આપી સ્હેજ સ્હેજ બાબતમાં જુદા પડે તે કાંઇ જુદો પંથ કહેવાય નહિ. હેમને સમજાવનાર મળે તો ખુશીથી તેઓ સાધુમાર્ગી જૈન બને.

મેતા, ઝાલાર, ફ્લોધી, વગેરે બીજા પણ મ્હોટાં સખ્યા ધરાવતા ગામો છે તે ઉપરાત ૧૦૦ થી ઓછી સખ્યાવાળા ગામો તો સેકડો છે અને લગભગ દરેક ગામમાં આપણો એકાદ લક્ષાધિપતિ તો ખરો જ.

આટલી સખ્યા હજી બસ નથી મેવાડ, માળવા અને દક્ષિણ એને આપણે વાજબી રાહે તો 'મારવાડ' જ કહેવુ જોઇએ, કારણ કે ત્હ્યાં વસતા હજારોની સખ્યા ધરાવતા કુલ સ્થાનકવાસી જૈનો આ વાડમાંથી જ જઇ વસેલા છે પાઠના લીસ્ટમા મ્હે જે અજમેર અને બ્યાવરને ગણ્યા છે તે ભૂગોળના દષ્ટિબિંદુએ તો મારવાડ ન ગણાય, મરવાડા નાતમા ગણાય પરન્તુ ત્હાંના જૈનો મારવાડથી જ આવી રહેલા શે ચાંદમલજી, શેઠ ઉમેદમલજી વગેરે બધા મારવાડના જ છે

મેવાડ એ પણ મારવાડને લગતો જ પ્રાંત છે અને રાજપૂતાના વિભાગમા મારવાડ, મેવાડ, મેરવાડા, હાડોતી ઢુંઢાડ વગેરે પ્રાંતોનો સમાવેશ થાય છે આ દશે પ્રાંતમા આપણી સખ્યા હજારોની છે શ્રીમતો પણ મ્હોટા મ્હોટા છે ઉદેપુર, ચીતોડ કીશનગઢ, છોટી અને બડી સાદડી, નીમચ વગેરે અનેક શહેરોમા આપણી વસ્તી ભરચક છે ઉદેપુરના હાલના દીવાનો શ્રીયુત શેઠ પાળસિહજી સાહેબ અને કોઠારી બળવતસિહજી સાહેબ ખુદ સાધુમાર્ગી જૈન છે બીજા શહેરોમા આપણા ભાઇઓ મ્હોટા ઓહદેદાર છે કીશનગઢમા રાયસાહેબ શેઠ લક્ષ્મીચદજી જાગીરદાર ગવર્નમેન્ટ ટ્રેઝરર છે અને ડેરાઇસ્માઇલખાન સુધી એમની પેઢીઓ

છે બીકાનેરના શ્રીયુત ગણેશલાલજી માલુ અને શેઠ અગરચદજી બેરદાનજી શેઠીઆ વગેરે મ્હોટા સાહસિક લક્ષાધિપતિ વ્યાપારીઓ છે, કે જેઓ બંગાળામા સુપ્રસિદ્ધ છે સ્ટેટ કાઉન્સીલના માજી સભાસદ અને જાગીરદાર મહારાઓ શ્રી સવાઈસિહજી સાહેબ પણ આપણા પવિત્ર સાધુમાર્ગી જૈન ધર્મને અને વર્ણકેમને શણગાર રૂપ છે સરદાગઢ કેમ્પના કોડપતિ ગૃહસ્થ શ્રીયુત ચેનરામજી સપનરાયજી કલકત્તામા ધમધોકાર વ્યાપાર ચલાવે છે ભીનાસરના એક ગૃહસ્થે એક લાખ રૂપીઆ સત્રોની નકલો કરાવવામા કહાડયા નું સંભળાય છે

આ તો માત્ર ગૌરવવાળી મારવાડ દેશીનુ બહારનું રૂપ દૂરથી જોઇને વર્ણવ્યુ કે હજી મારવાડના દર્શન કર્યા નથી એટલે પૂર્ણ હકીકતથી વાકેફ નથી બાકી લખવાનુ તો ઘણુએ છે ખુ આપણા સાધુઓ પણ મારવાડમા છે તેટલા બીજે સ્થળે નથી ઘણાએક 'મધાડા' ત્હાના છે ગુજરાત-કાઠિયાવાડને જે મહાત્મા શ્રી દોલતઋષિજી મહારાજ પ્રત્યે આજે અપૂર્વ ભક્તિભાવ ઉત્પન્ન થયેલો છે તે મહાત્મા આ દેશના અર્થાત્ મારવાડના જ છે

આવા ગૌરવવાળા દેશમા આજે ચોતરફ અંધારૂ જણાય એ કેવી ખેદની વાત ! પૈસો, વસ્તી અને મુનિરાજોની પુરતી સખ્યા છતા પણ આજે આપણા મારવાડી ભાઇઓની દશા સુધરવાને બદલે બગડતી જતી જોઇને આપણને આખમા આસુ કેમ ન આવે ? નદીના કીનારે માણસ તરસ્યો મરે તે જોઇ કોને ખેદ ન થાય ? પરન્તુ ખેદ કરવો નકામો છે ખેદ કરનાર પોતેજ 'અપરાધી' છે-દોષાત છે, કારણ કે ત્હેની ફરજ છે કે આવુ પાડવામા વખત

ઘુમાવવાને બદલે નદી કીનારે દોડી જઇ હવેળીમા પાણી લઇ પેલા મગ્ના પડેલા માણુસના મ્હો પર અને મ્હોમા રેડવુ અને તે સચેતન થાય એટલે નદીમાં જરા આગળ લઇ જઇને શુદ્ધ જળ પોતાની જાતે પી શકે એમ કરવુ આપણે કે જેઓ મારવાડની સ્થિતિ માટે ખેદ પામતા હોઇએ જેમનામા માખાડ કે જેવા ગૌરવવાળા દેશના પર પ્રેમ છુટવાથી એના આ દુખ માટે લાગી આવતુ હોય તેઓએ પોતાના ખર્ચે મારવાડી ભાઇઓને ખરો રસ્તો બતાવવાના પ્રયત્નો કરવા જેઇએ. અને એમ કરવાથી તે ભાઇઓમા થોડુંક ચેતન આવશે તો પછી પોતાની મેળે નદીમા જઇ પાણી પી ટટાર બનશે અર્થાત્ પછી તો તેઓ પોતાના ખર્ચે સર્વ હીલચાલો કરશે. અને પોતે સુધરશે તો બીજા પ્રાન્તોને પણ ટટાર કરી શકશે.

હ્વારે હવે સવાલ એ થાય છે કે, મારવાડના સુધારા માટે શુ કરવુ ? ત્રણ રસ્તા મ્હારી નજરે પડે છે.

(૧) સાધુવર્ગને મળીને ત્હેમને અરજ કરવી કે અમુક અમુક બાબત પર ઉપદેશ કરવાની આપ કૃપા કરો - જેથી આપના ઉપદેશનુ માન રાખીને આ ભાઇઓ સુધરશે મારવાડમા કોઇ જાતનો સુધારો, જ્હા સુધી સાધુવર્ગની મહાનુભૂતિ ન મળે ત્હા સુધી, થવાની કદી આશા ન રાખવી

☞ આ કામ માટે મ્હારી ઇચ્છા છે કે મ્હારે જાતે તે મહાત્માઓ કે જેઓ મ્હારા તરફ સારી કૃપાદષ્ટિ ધરાવે છે અને મ્હારા આડાઅવળા કથન પર સારૂ લક્ષ આપી મ્હને ઉપકૃત કરે છે ત્હેમને મળીને યોગ્ય વિષયોની યાદી બતાવવી મ્હારી ઑફીસ જરા

પરમાર થયા-પછી આ કામ પહેલું જ હાથમાં લેવા હું ઇચ્છું છું. અને મ્હને ખાત્રી છે કે મ્હારા પરમઉપકારી ગુરૂદેવો મ્હારા તે તેમની સેવાના કામમાં મ્હને મદદગાર જરૂર થશે.

(૨) મારવાડના પાંચેક આબરૂદાર-ખાનદાન આગેવાનોનું એક "ડેપ્યુટેશન" બનીને અકેક વર્ષમાં અકેક તાલુકામાં ફરવાનું તેમણે ઠરાવવું જોઇએ. અગર જો ૨૫ ગૃહસ્થો આ વાત મંજુર રાખે તો પાંચ ટોળીઓ બને, ને દરેક ટોળી અકેક તાલુકામાં ફરે તો આખા મારવાડમાં એકજ વખતે ફરી વળવાનું બની શકે.

આ ડેપ્યુટેશને સંઘના કઝીઆ દૂર કરાવવા, તેરાપંથી અને શ્રાવગી ભાઇઓને આપણા ભેગા ભેળવવાનો પ્રયાસ કરવો (અવિદ્યાના કારણે આ કામ તુરતમાં થઇ જવું મુશ્કેલ છે પણ આસ્તે આસ્તે, દ્દઢ નિશ્ચય હશે તો, કાંઇ વાત અશક્ય નથી.)

જ્હાં કેળવણીનું સાધન કાંઇજ ન હોય ત્હાં સંઘને અરજ કરીને ફંડ કરાવવું અને પુરતી રકમ માટે અન્ય સ્થળના લક્ષાધિપતિઓ પાસે યાચના કરવી.

મુસાફરી દરમ્યાન શ્રીમંતોને મળીને મારવાડમાં ઉચ્ચ શિક્ષણ ફેલાવવા માટે સ્કૉલરશીપ ફંડ ખોલવું.

કેટલાક હાનીકારક રીવાજો કે જે ઓછી મુશ્કેલીથી દૂર થઇ શકે તેવા હોય તે માટે ઘટતા ઠરાવો કરવા સંઘને સમજાવતા જવું.

(૩) ત્રીજો રસ્તો એ છે કે ઓછું ભણેલા મારવાડી ભાઇઓ પણ સમજી શકે એવી ભાષામાં સામાન્ય નીતિ, ધર્મ, અને ઉચ્ચ ગુણો પ્રેરનારાં પુસ્તકો રચાવી.ત્હેને વિનામૂલ્ય વ્હેંચવાં, કે જેથી

હેમનામાં વાંચવા-વિચારવાનો શોખ ઉત્પન્ન થશે અને એમ થશે તો તેઓ અંધારામાંથી નીકળી અજવાળામાં આવશે.

આ ત્રણ રસ્તા મ્હેં સંક્ષેપમાં વર્ણવ્યા છે, પણ કામ કાંઇ સંક્ષેપમાં થઇ જાય એવું નથી. કામ કઠણ છે, કામ આત્મભોગનું છે, અને કામ બુદ્ધિ વાપરવાનું છે. મારવાડની એક પ્રાન્તિક કૉન્ફરન્સ ભરાય તો ઉપલાં ત્રણે કામ સ્હેલાઇથી થઇ શકે. પરન્તુ તેમ કરવા પહેલાં એક વાર ૨-૪ ગૃહસ્થોએ આખા મારવાડમાં ફરી વળવાની જરૂર છે, જેથી લોકો 'કૉન્ફરન્સ શું ચીજ છે?' તે સમજી શકે અને જ્યારે મારવાડની પ્રાન્તિક કૉન્ફરન્સ જોધપુર કે બીકાનેર જેવાં શહેરોમાં ભરાય ત્હારે ઉમંગથી સર્વ જગાના મારવાડીઓ તેમાં ભાગ લેવા દોડયા આવે અને ભોલકણા ગુજરાતી-કાઠિયાવાડીને લજ્જીત કરે એવી સખાવતોથી ગૌરવવાળી તે ભૂમિની જય બોલાવે.

22—8—10.

*** આ પછી પંજાબ વગેરેના સ્થાનકવાશી જૈન સંઘોની સ્થિતિનું વર્ણન આપીને કેટલીક સૂચનાઓ કરવી ધારી હતી પણ તે ઉદ્યમ અપૂર્ણ રહી ગયો હતો. આ પાંચ સીરીઝમાં અમુક અમુક પ્રાંત કે અમુક મુનિને કરાયલી સૂચનાઓ માત્ર ત્હેમણે એકલાએ જ નહિ પણ સર્વ કોઇએ ધ્યાનમાં લેવા જેવી છે.

# ચાતુર્માસમાં વંચાતું જૈન 'સાહિત્ય'

ચાતુર્માસના ચાર માસમાં જે પ્રકારનું જૈન સાહિત્ય (literature) મુનિવરો શ્રાવકોને વાંચી સંભળાવે છે તે તથા શ્રાવકો પોતે વાંચે છે હેનો વિચાર અદ્યાપિ સુધી કોઇને થયો જણાતો નથી. 'આહાર તેવો ઓડકાર' અને '**વાંચન તેવા વિચાર**' અને '**વિચાર તેવા આચાર**' એ કહેવતોનું સત્ય સ્વીકારનારા પુરૂષોએ તો ચાતુર્માસમાં વંચાતા જૈન સાહિત્યનું અવલોકન શાન્ત ચિત્તે કરવું જોઇએ છે.

મુનિવરો સ્હવારે કોઇ સૂત્ર અને બપોરે 'રાસ' કે 'ઢાળો' કે 'ચોપાઇઓ' વાંચે છે. **મારવાડમાં** કેટલીક જગાએ સ્હવારમાં પણ સૂત્ર અને 'ચોપાઇઓ' બન્ને વંચાય છે અને બપોરે પણ 'ઢાળો' વંચાય છે. વંચાતાં સૂત્રોમાં મુખ્યત્વે **આચારાંગ**, દશવૈકાલિક, વગેરે સૂત્રો હોય છે, કે જેમાં સાધુના આચાર સંબંધી હકીકત મુખ્યત્વે હોય છે. આ એક આશ્ચર્યની વાત છે કે **શ્રાવકો** આગળ **વારંવાર સાધુના જ** આચારનું વર્ણન કરવાની કાળજી રાખનારા સાધુઓ શ્રાવકોને હેમના પોતાના એટલે શ્રાવકોના આચાર શીખવવાની કાળજી ભાગ્યે જ રાખે છે. સાધુએ આમ ખાવું, આમ પીવું, આમ ચાલવું એ વગેરે વર્ણન સંભળાવવામાં દરરોજ ત્રણ કલાક વ્યતીત કરવા એ કોઇ રીતે જરૂરી નથી. અમુક સાધુ **ભગવાને** ફરમાવ્યા મુજબ ચાલનારો છે કે નહિ હેની પરીક્ષા

કરના માટે જોઈએ એટલુ જ્ઞાન શ્રાવક વર્ગને આપવુ ગમ છે અને તે માટે કાંઈ દરરોજ આચારાગ કે દશવૈકાલિક સૂત્રનુ વ્યાખ્યાન આપવાની જરૂર હોય નહિ અનુયોગદ્વાર સૂત્ર વગેરે તત્વથી ભરપુર સૂત્રો વ્યાખ્યાનમા વચાય તો શ્રાવકોને ઘણી બાબતો જાણવાની મળે વળી ઠાણાગ સૂત્રમાની 'ચાભગીઓ' સમજાવવાથી શ્રાવકોની તર્કશક્તિ ખીલવા પામે એમ જે સૂત્રોમા કાંઈ પણ નવુ જાણવાની કે તત્વની બાબત હોય તે જ ચાતુર્માસમા સવારમા વચાય તો વધાર સારૂ.

અને બપોરે જે 'રાસા' 'ચોપાઇઓ' વગેરે વચાય છે ત્હેમા મ્હોટુ જોખમ એ રહેલુ છે કે, આવા રાસોનો સેકડે ૯૯ ટકા ભાગ મૂર્તિપૂજકોનો બનાવેલો હોઈ આ રાસો સાભળનારાઓ ગમે તેવા દૃઢધર્મી હોય તો પણ ત્હેમના મનમા સાધુમાર્ગી જૈન

'નોટ્સ' કાગળના ટુકડા પર લખી રાખવી અને તે નોટ પર વિવેચન કરવું. વાર્તારૂપે જે સૂત્રો છે તે, 'રાસ જેવાંજ રસીક છે; એટલે પછી ખાસ 'રાસ' ની જરૂર રહેતી નથી. રહવારનું વાંચન ગંભીર અને બપોરનું રસીક હોવું જોઇએ એટલો જ સવાલ છે અને તે હેતુ આ પ્રમાણે કરવાથી સારી રીતે પાર પડે તેમ છે.

વળી ૧-૨ અઠવાડીઆં સુધી બપોરે કોઇ તત્વજ્ઞાનના વિષય પર વિવેચન કોઇ પુસ્તકમાંથી વાંચી સંભળાવવું કે મુખેથી કહેવું. ૨-૪ અઠવાડીઆં સુધી સામાન્ય નીતિનો ઉપદેશ કર્યા કરવો. ૨-૪ અઠવાડીઆં સુધી સંસારસડાના મુદ્દાઓ એક પછી એક લઇને તે પર ધાર્મિક દૃષ્ટિએ પ્રકાશ નાખવો;--જેમકે રડવું-કૂટવું એ ધાર્મિક દૃષ્ટિએ આર્તધ્યાન અને રૈદ્રધ્યાનના પેટામાં છે એમ બતાવીને તેથી દૂર રહેવાનો ઉપદેશ કરી શકાય.

બપોરે જે સૂત્ર કથારૂપે વાંચવાનું પસંદ કરવામાં આવે હેના મૂળપાઠ વાંચવાથી માત્ર સાધુનું પંડીતપણું જણાય એટલો જ લાભ થાય; બાકી શ્રોતા વર્ગને તે માગધી પાઠ સાંભળવાથી ઉલટો કંટાળો આવે. માટે પાઠ તો ખાનગી રાહે બીજે વખતે મુનિએ વાંચી જવા અને હેમાંથી 'નોટ્સ' એક કાગળના ટુકડા પર કરી રાખવી.

## દૃષ્ટાન્ત.

દૃષ્ટાન્ત તરીકે વ્યાખ્યાન માટે જ્ઞાતા સૂત્રનું પહેલું અધ્યયન (મેઘકુમારનું)લઇએ.ગયા અઠવાડીઆના અંકમાં અને આજના અંકમાં જેટલો ભાગ છપાઇ ગયો છે તેટલો જ ભાગ એક બપોરે વાંચવાનો ઠર્યો

છે એમ ધારો હવે તે ભાગ મુનિરાજે એકાંતમા વાચી જવો જોઇએ અને નીચે મુજબ 'નોટ' કરી લેઇએ

(૧) મેઘકુમાર માતાપિતાને જવાબ આપે છે કાયર પુરુષોને માટે જ ચારિત્ર દોહલુ છે, **બીજાને** માટે નહિ (આ ઉપરથી મ્હારે શ્રોતાઓને આત્મગમનની અગત્ય સમજાવવી)

(૨) મા-બાપની આજ્ઞા લઇને **પછી** જ દીક્ષા લેવાનુ કહે છે. (મા-બાપ વગેરેને સંતુષ્ટ કર્યા સિવાય સંસારત્યાગ ન થઇ શકે, **જોખમદારીનો** ત્યાગ ન થાય, માત્ર જંજાળનો ત્યાગ થાય)

(૩) એક દિવસની રાજ્યસાહ્યબી ભોગવવાની માગણી કબુલ કરે છે રાજ્યાભિષેકની ધામધુમનુ વર્ણન આશિર્વાદના વચનો. ('જીત્યાને પાળજે' એવા આશિષના શબ્દોનુ ગૌરવ સમજાવવુ)

(૪) આ સઘળી ધામધુમ વચ્ચે મેઘકુમાર ઓઘાસુહપત્તિની માગણી કરે છે (કેવી **આનંદી** કલ્પના!)

(૫) દીક્ષાઓત્સવનુ વર્ણન (આડંબર થવાનું કારણ **દીક્ષા પ્રસંગ** નહિ, પણ રાજાએ **પોતાની સ્થિતિના પ્રમાણ** મા ઠાઠ કરવો પડે એ રીવાજ છે **ગરીબો** દીક્ષા વખતે રાજાનો વાદ લે તે અયોગ્ય)

(૬) મેઘકુમારની માતા મહાવીર પ્રભુને શિષ્યનુ દાન આપે છે તે વખતના તેણીના શબ્દો પુત્ર પ્રત્યે છેલ્લી શીખામણ (જ્ઞાનના પ્રમાણની ખાતર ભલામણ કરે છે અને **પછી** તપ-ઇંદ્રિયનિગ્રહ ની ભલામણ કરે છે અત્યારે કેટલીક માતાઓ આવી શિક્ષા આપે છે?)

(૭) મેઘકુમારની ભગવાન પ્રત્યે અરજ. બળતા ઘર અને આ દેહનો મુકાબલો. ભગવાને આપેલી સાધુકર્તવ્યની ટુંક પીછાન- ('યત્ના'ને પ્રધાનપદ આપ્યું છે. બોલવા–ચાલવા–સુવા–ખાવા–સર્વમાં યત્ના અથવા કાળજી અથવા વિચારશીલપણું વાપરવાનું કહ્યું છે. આ એકજ શિખામણમાં સર્વ શાસ્ત્રોનો સાર સમાઇ જાય છે એમ મ્હારે દ્રષ્ટાન્તો સાથે સમજાવવું.)

(૮) મેઘકુમારને રાત્રે પડેલો પરિસહ; "ચેલા મુંડવાની ગરજે ભગવાન મ્હને મીઠા શબ્દોથી બોલાવતા; હવે મુંડ્યા પછી ગરજ રહી નહિ" આવા સંશય પરથી શું સાબીત થાય છે? એજ કે ભગવાન તો એવા નહોતા પણ ભગવાનના જમાનામાં પણ ચેલાના લોભી પુરૂષો હશે ખરા: માત્ર આજે જ એવા લોભ છે અને પહેલાં બધા મહાત્માઓ જ હતા એમ કાંઇ નથી. માટે પહેલાંના જમાનામાં જેમ ભગવાનના ઉત્તમ સાધુઓ ઉદ્યમ કરતા તેમ આજે પણ ઉદ્યમ કરવો; હવેનો જમાનો ભ્રષ્ટ છે એમ સમજી ઉદ્યમ કરતાં અટકવું નહિ.

આ મુદ્દાઓ પરથી સાધુજી એટલી કથા ગ્રંથમાં જોયા સિવાય પણ કહી શકશે અને વચ્ચે નોંધેલા મુદ્દાપર વિવેચન કરી લોકોની બુદ્ધિ અને હૃદયને પવિત્ર અને બલવાન બનાવી શકશે.

અને જો ગ્રંથજ્ઞાન ન હોવાના સબબે કે અલંકાર શાસ્ત્રના શોખને લીધે કોઈ સાધુને 'રાસ' જ વાંચવા હોય તો હેમાં બે બાબતની કાળજી અવશ્ય રહેવી જોઇએ. (૧) મૂર્તિપૂજકનો બનાવેલો 'રાસ' ગમે તેવો ખુબીદાર હોય તો પણ તે **વાંચી સંભળાવવો** નહિ. જ્ઞાનના રસ્તા થોડા નથી કે જેથી આવા સંશયકારક સાધન

સ્વીકારવા પડે (૨) રાગમાં ઘણેભાગે શૃંગાર રસ ઉત્પાદનો હોય છે. સ્ત્રીઓના વર્ણન લખનારા આ ત્યાગી લેખકો એ વર્ણનમાં એટલા તો ઉંડા ઉતરી ગયા હોય છે ગમે તેના વાચનારને પણ સ્ત્રી પ્રતે રાગ ઉત્પન્ન થયા વગર રહે નહિ આવે વખતે કેટલાક શ્રાવકો તો સામાયિક કરીને 'રાસ' સાંભળવા બેઠા હોય છે અને સ્ત્રીકથાથી દૂર રહેવાના સોગન લઈને એ જ કથા પ્રેમપૂર્વક સાંભળે છે અને કેટલીક વાર સ્ત્રીનું વર્ણન તેમને રગેરગે કામ ઉપજાવી દે એવું આવે છે ત્યારે બાજુએ બેઠેલી સ્ત્રીઓના બારીક કપડાને વીંધીને તેમની દૃષ્ટિ યુવતીઓના મુખ પર જઈ ચોંટે છે અને તેમના મન જતીઆવતી સ્ત્રીઓના પગના નેપુરના નાદમાં લીન થઈ જાય છે આ વખતે તેઓ કેવા ચીકણા કર્મ બાંધે છે તેનો કાંઈક અનુભવ આ લેખકે જોયેલો છે અને ત્યારથી મેઈ નિયમ બપોરના અપાસરે જવાના જ સોગન લેવાની ઇચ્છા થઈ ગઈ હતી અરરે ત્યાગી મહાત્માઓના મુખે સ્ત્રીઓના રૂપ તથા વિલાસના રસીક ગુણગાન ગવાય ! એ લખનાર સાધુઓને પણ શું કહેવું અને વાચનારને તો ટુંકમાં હાથ જ જોડું છું વાચક વર્ગને રસ પમાડવા માટે જગ રમતી 'ચટણી' લગાડવી પડે તે જુદી વાત છે પણ આ તો હદ થઈ'

માટે રાસની પસંદગી કરવામાં પણ ડહાપણ વાપરવાનું છે.

---

# કર્મ સાથે યુદ્ધ કરવા માટે મુકરર કરવામાં આવેલું અઠવાડીઉં.

## શ્રી પર્યુષણ પર્વ.

કર્મ નામના જબરજસ્ત યોદ્ધા સાથે [illegible] યુદ્ધ કરી 'સ્વરાજ્ય' મેળવનારા ભાગ્યશાળી થએલા તે 'મહાવીર'—જબરજસ્ત વીર, પરતંત્ર બનેલા ગુલામીમાં સડતા—આધિ-વ્યાધિની બેડીઓથી જેમનાં અંગો લોહીલુહાણ થયાં છે એવા સર્વ મનુષ્યોને પોતાના જેવી સ્વતંત્રતા મળે એ હેતુથી, પોતે જે શસ્ત્રો વડે 'સ્વરાજ્ય' પ્રાપ્ત કર્યું તે શસ્ત્ર ક્યાંથી મેળવવાં, કેવી રીતે તેનો ઉપયોગ કરવો, કેવી રીતે તેમને ચળકતાં રાખવાં એ વગેરે વિદ્યાના 'પાઠ' આપવા માટે ખાસ 'દિવસ' (Terms) ઠરાવેલા છે વીરતા સાથે દાનનો ગુણ સ્વભાવથી જ જોડાયલો હોય છે તે નિયમાનુસાર, મહાવીરમાં પોતાનો ઉત્તમ જ્ઞાનનો ખજાનો બીજાને આપવાની તીવ્ર ઉત્કંઠા હોય એ સ્વાભાવિક જ છે

વીર પુરૂષોને કાયરતા પાલવતી નથી, પરતંત્રતા પસંદ નથી, ગુલામી ગમતી નથી અને ખરા વીરો બીજાઓને પણ કાયર-પરતંત્ર કે ગુલામ જોઇ શકતા નથી જેઓ હીચકારા હોય છે

તેઓજ માન, દ્રવ્ય કે સત્તાના સ્વાર્થમાં પડી પોતા સિવાયના બીજાઓને ગુલામ બનાવવા કે અનેલા જોવા ખુશી હોય છે.

મહાન્ વીર પુરૂષ શ્રી મહાવીરે પોતે કર્મ નામના પ્રબળ જુલમગાર ( Despot )ને દૂર હાંકી કહાડીને પોતાને માટે શાશ્વત ' સ્વરાજ્ય '-સિદ્ધપદ પ્રાપ્ત કર્યું છે, એટલું જ નહિ પણ પોતાના જેવા બીજા જીવો પણ શા માટે એ દુષ્ટ જુલમગારની ગુલામીમાં સડયાં કરે એવો એમને સવાલ થાય છે. તેઓ હેમને તે જુલમગાર વિરૂદ્ધ બળવો કરવા ઉપદેશ કરે છે; એટલું જ નહિ પણ એ બળવા માટે અમુક દિવસ પણ મુકરર કરી આપે છે, જે દિવસોનું નામ 'પર્યુષણ' છે.

ખરેખરા યુદ્ધનો દિવસ તો એકજ છે કે . જે ભાદ્રપદ શુદિ પંચમીનો છે. પરંતુ તે દિવસ માટે અસ્ત્ર શસ્ત્ર તૈયાર કરવાં— સૈનિકોને કવાયત કરાવી તૈયાર રાખવા–એ વગેરે વ્યવસ્થા માટે પાંચમ પહેલાના ૭ દિવસ કામમાં લેવાના ઠરાવવામાં આવ્યા છે, જ્હેને પણ 'પર્યુષણ' અથવા ' કર્મ સાથે યુદ્ધના દિવસો ' માં ગણવાની પ્રથા પડી ગઇ છે.'

સાધારણ રીતે દરેક માણસ ઠંડા લોહીમાં દિવસ પછી દિવસ નિર્ગમન કરે છે. કુટુંબના કાચાકચલામાં---નોકરી કે ધંધાની જંજાળમાં-કે પછી નિદ્રા દેવીનાં રમકડાં બની પડયાં પડયાં મુસાફરી' કરવામાં વરસ પછી વરસ વિતાડે છે.પરંતુ જ્હારે તે જ માણસનો પુત્ર ' વરરાજા ' બનવાનો હોય છે ત્હારે'ગાજાંવાજાં' અને કૃત્રીમ લશ્કર સાથે તે કેવો દોડધામ કરવા લાગી જાય છે ! હેનું ઠંડું

લોદી તે વખતે કેવું ગરમ અને ગતિમાન થઇ જાય છે ! એ એનો કૃત્રિમ યુદ્ધ ( Mock fight )નો દિવસ છે !

અને એવા કૃત્રિમ દિવસમાં પણ તે કેટલું વિન ઉડાડે છે ! તે કેટલી ધમાલ કરી મુકે છે ! ને કેટલો ઉત્સાહમાં આવી જાય છે! યુદ્ધનો—લગ્નનો દિવસ તો એક જ છતાં તે પહેલાં ૭—૮ દિવસ સુધી પીઠી, માળા, ગીત, વડી-પાપડ આદિ કેટલી કેટલી તૈયારીઓ—ક્રિયાઓ-ધામધુમો ચાલી રહે છે !

એ એક ' કૃત્રિમ યુદ્ધ ' ની વાત કહી. ક્ષત્રીય નહિ પણ 'ઢીલી' દાળના ખાનારા '—પ્રસંગ પડે તે વખત પત્નીઓમાં નાસનારા---જગરથી ફાડલી થઇ હોય તો સિંહ જેવી ગર્જના કરનારા લોકોની વાત થઇ.

હવે મધ્યમ પ્રતિના યુદ્ધની વાત કરીશું. તે યુદ્ધ ક્ષત્રિયોનાં છે. ઘણાએક કેવળીઓએ પૂર્વાશ્રમમાં એવાં યુદ્ધ કર્યાં હતાં અને ત્યાર પછી એથી પણ જબરાં યુદ્ધ—'ખરેખરાં' (કૃત્રીમ નહિ) યુદ્ધ --ભાવ યુદ્ધ--અદ્રશ્ય ક્ષેત્રમાં થતાં યુદ્ધ કરતા તેઓ શીખ્યા હતા.ને 'મધ્યમ પ્રતિના યુદ્ધ'માં યુદ્ધનો દિવસ મુકરર કરવામાં આવે છે ત્યાર પછી જૂદી જૂદી તૈયારીઓમાં એકાદ અઠવાડીક' પસાર કરવામાં આવે છે ( કે જે સમય પણ યુદ્ધને લગતા સમયમાં જ ગણાય છે. ) બાદ મુકરર કરેલી જગાએ બન્ને પક્ષો સામસામા જતા. રણવાદ્યોનો અવાજ સૈનીકોને પાણી ચઢાવતો. 'જીતીશું તો માન અને દ્રવ્ય મળશે અને મરીશું તો અપ્સરા મળશે' એવી દ્રઢ શ્રદ્ધા તે રણવાદ્યોમાંથી સ્ફુરતી અને પછી એકની સામેએક એમ દ્વંદ્વ યુદ્ધમાં સામંતો ગોઠવાઇ જતા આજની માફક તે વખતે કાંઇ દૂર રહીને તોપો મારી બહાદૂરી

બનાવવાની નહોતી. રાણીજાયા સિવાય એવી બહાદૂરી કોઇ બતાવી શકતુ નથી. એ જીવવા અને અને મરવાનો સવાલ હતો, એ છેલ્લીને મરદો હતો અને એ સ્વદેશ માટે અપાતા સ્વાતભોગનો ઉચામાં ઉચો નમુનો હતો

તે દિવસો વહી ગયા ! તે સાથે 'સ્વદેશ ભક્તિ' પણ વહી ગઇ ! આજે સ્વદેશભક્તિ માત્ર શબ્દોમાં રહી છે, બહુ તો છોકરાંઓના 'ગોખ્ખ' મા રહી છે !

અને ઉત્તમ પ્રકારના યુદ્ધની કળા તો છેક્જ ખુણામા પડી છે.

ઉત્તમ પ્રતિનું યુદ્ધ—અદરય ક્ષેત્રમા થતું યુદ્ધ—અદરશ્ય રહી લડતા 'માયાવી' કર્મરિપુ સાથેનું યુદ્ધ—અનેક રૂપો ધારણ કરી છાપા મારતા શત્રુ સાથેનુ યુદ્ધ તો ઉપર કહેના સઘળા યુદ્ધો કરતા વધારે મુશ્કેલ અને ભયંકર છે.

એવા મહાન યુદ્ધની કળા શ્રી મહાવીર પિતાએ પોતાની મેળે જાણી લીધી—એ કળાના ઉપયોગથી 'સ્વાતંત્ર્ય' પ્રાપ્ત કર્યું અને એ કળા બીજાને શીખવવા માટે 'શાસ્ત્રો' ઉપદેશ્યાં તથા ભાવ-યુદ્ધ માટે અમુક દિવસો મુકરર કર્યા

એ અમુક દિવસો—પર્યુષણના 'ભાવયુદ્ધ' ના દિવસો હવે આવી લાગ્યા છે ! આજે આપણે સર્વ 'સ્વરાજ્ય'ના શોખીનોએ સજ્જ થવાનું છે ! આજે આપણે 'ભાવયુદ્ધ'મા ઝીપલાવાનું છે ! અદરશ્ય દષ્ટિમાં અદરય હથીઆરો સાથે આજે ઝુઝવાનુ છે !

કયો બાપ પુત્રને 'વરરાજા' બનાવતી વખતે ઉત્સાહમાં નથી આવી જતો ? કયો રાજા વિદેશીઓને કાઢી કહાડવા માટે લડાતા યુદ્ધમાં શુરવીર નથી બનતો ? અને કયો કર્મરિપુના ત્રાસનો

અનુભવ પામેલો જીવરાજ ભાવયુધ્ધના દિવસોમા બાયલો—મુંવાળો કૃપણ—મૃત શઇ પડી રહેવાનો? શરમ છે-એ હજાર શરમ છે તે પામર પર, કે જે રણક્ષેત્ર અને યુધ્ધનો દિવસ પ્રાપ્ત થયા છતાં થોડાક દોકડાની—થોડીક તકલીફની કે થોડાક વખતની દરકાર કરતો રહી 'વિજય'ની તમા વગરનો બને છે યુધ્ધના એક દિવસના પરિણામ ઉપર આખી જીંદગીનુ ભવિષ્ય લટકી રહે છે, એ નહિ જાણનાર ગમારને જીંદગી પર્યંત દુ ખ પામતો જોવા છતા ત્હેની કોણ દયા ખાશે?

વીર પિતાના વીર પુત્રો! ત્હમારા તે ગુરૂજી પિતાએ મુકરર કરેલા યુધ્ધના દિવસોમા ત્હમે પ્રવેશી ચુકયા છો શુ આ દિવસોમા ત્હમે ચુપચુપ જ બેસી રહેશો? અને બેસી રહેવા છતા જયવંતુ 'જૈન' બીરદ ધારણ કરશો?

કદી નહિ, ત્હમારે તે નામને શોભાવવુ જોઇએ, નામ પ્રમાણે કામ કરવુ જોઇએ, જો એટલે જીતવુ એ ધાતુ ઉપરથી ઉત્પન્ન થયેલ 'જૈન' નામને શોભાવવા માટે આ આઠ દિવસોમા ત્હમારે યોગ્ય હથીયારો સાથે યુદ્ધમા ઝીપલાવુ જ જોઇએ

આ આઠ દિવસોમા દ્રવ્ય, શરીર અને સસારી સર્વ વસ્તુઓની દરકાર ઓછી કરી યુદ્ધમાં 'જય'ની જ દરકાર કરવી જોઇએ.

યુદ્ધ ગારેના હથીઆરો શ્રી વીરે ૪ બતાવ્યા છે —

(૧) દાન

(૨) શીલ.

(૩) તપ.

(૪) ભાવના.

આ ચાર હથીઆરમાંનું પહેલું તો જૈનોએ પણ જાણે ખોટે જ રસ્તે વાપરવા માંડયું છે અને સાધુમાર્ગી જૈનો તો તે હથીઆરને હાથમાં પકડનાંજ ડરે છે ! હથીઆર વગર કદી લડાઇ કરાતી હોય તો સાધુમાર્ગી જૈનો દાન વગર કર્મરિપુ સાથેના યુધ્ધમાં જીત મેળવી શકશે ! *

* * * * * * * *

કેટલીક જગાએ સ્થાનક તથા પુસ્તકશાળા નથી, જ્યાં મુનિને જવું મુશ્કેલ હોવાથી મુનિનાં પગલાં તે તરફના ભાગેજ થાય છે અને તેથી જ્ઞાનની પ્રસાદી તેવાં ગામોમાં ભાગેજ મળે છે. પાલી-તાણા–ભરુચ વગેરે શહેરો તથા કામંદ્રા જેવાં ગામોના સ્થાનકના અભાવે ધર્મની જે સ્થિતિ જોવામાં આવે છે તે તરફ દરેક શ્રીમંતે ધ્યાન દોડાવવું જોઇએ છે અને જ્ઞાનનાં સાધનામાંનું એક ગણું જે 'સ્થાનક' તે દરેક સ્થળે મેળવી શકાય તો સારૂં એ વાત હરઘડી યાદ રાખવી જોઇએ છે.

સાને ન હોય તો બહાર ગામના શ્રીમતોએ આવા ગાનના કાર્ય-મા અગ્રગ મદદ કરવી જોઇએ. લગ્ન—મરણુ આદિ પ્રસંગે થતા નકામા ખર્ચો ઓછા કરી આવે રકમે 'દાન' અવશ્ય કરવું જોઇએ.

**શીલનુ** હથીઆર બીજા ન મરે છે ક્રિયાથી જ નહિ પણ વિકાર માત્રથી બ્ર્કિગાર ન કરવા એ શીલ ગણાય ! એક ખરાબ ક્રિયા કરતા એક ખરાબ **વિચાર** વધારે નુકસાનકારક છે, કારણ કે તે વિચાર ભવિષ્યના કૃત્યોના 'પ્રણાનિકા' બને છે.

તપ એ કર્મને કાપનારૂં જબરૂં હથીઆર છે પણ તે આજ ભૂખ્યા રહેવામાજ માન્ય તો ગોંધાઇ રખાયું છે. પરમાર્થના કાર્ય માટે શરીરને કષ્ટ ( શ્રમ-તકલીફ ) આપવાને પણ 'તપ' કહેવાય છે, તે થોડાઓ જ જાણે છે. તપ એની ખરેખરી વ્યાખ્યા તો એટલીજ છે કે, શરીરથી અલગ એવા આ ચૈતન્યને શરીરની દરકાર વગરનો બનાવવાના પ્રયોગો આ આશય ભૂખ્યા રહેવાથી જ મરે છે એમ કાઇ નથી, પણ જે જે પરમાર્થના કામોમાં શરીરને તકલીફ પડે અને તકલીફ પડવા છતા તે તકલીફ તરફ લક્ષ ન રહે એવા દરેક કામને 'તપ'જ કહેવાય.

ભાવના—સૌથી જબરૂ વરાળયંત્ર-સૌથી જબરી તોપ હાણ આતમા કર્મરિપુનો નાશ કરી શકે છે. પણ તે દાન, શીલ, તપ એ અનુક્રમે સ્હડતી શક્તિવાળા હથીઆરો વાપરવાની તાલીમ લીધા સિવાય ક્વચિત જ વાપરી શકાય છે. જગતમાં દરેક કામ અનુક્રમે બને છે, કુદકે ને ભુસકે કાઇ બનતું નથી.

ભાદ્રવદ શુદ પંચમી સોમવારે સંવત્સરી પ્રતિક્રમણ સર્વે સાથે મળીને કરતી વખતે એ 'ભાવના'નું બળ અજમાવવા સર્વ સ્વધર્મી

બાઇઓને ખાસ અરજ છે. પરંતુ તે અખતરો વધારે ફતેહમંદ નીવડવા માટે આપણે અત્યંત આગ્રહપૂર્વક અરજ કરીશું કે થોડામાં થોડું પણ દાન કર્યા પછીજ, ઓછામાં ઓછા પણ પાંચ દિવસ સમ્પૂર્ણ **બ્રહ્મચર્ય** પાળ્યા પછી જ, થોડામા થોડો પણ પરોપકાર કે શુદ્ધ પોષધ (એમાંથી જે બને તે) કર્યા પછી જ સંવત્સરી પ્રતિક્રમણની ભાવના મળવી આ ભલામણ છે. એમ ક્રમે થશે તો તે ભાવના જરૂર ફલીભૂત થશે.

હવે તે ભાવના કઇ, તે વિચારીએ.

બીજી વંદના બોલતી વખતે ઉતાવળ નહીં કરતાં, આંખો બંધ કરી, શ્વાસોશ્વાસને નિયમીત બનાવી, સિદ્ધશિલાની જગા બોલાતી જાય તેમ તેમ કલ્પનાને તે પાછળ દોડવા દેવી, આપણે એક પછી એક દેવલોક છોડી છેવટે કહેવામાં આવતી સિદ્ધશિલાએ મનથી પહોંચી જવું, અને ૪૫ લાખ યોજનની લાંબી પહોળી (વિશાળતાની કલ્પના કરો), રૂપાના પટ જેવી ઉજળી (ઉજ્વળતાની કલ્પના કરો) સિદ્ધશિલાના એક યોજનના છેલ્લા ગાઉના છઠ્ઠા ભાગને વિષે સિદ્ધ ભગવંતને આતર્ચક્ષુથી નિહાળો; જ્ઞાનદર્શનના અખંડ ખજાના રૂપ ભગવંતને કલ્પનામાં લાવો, કલ્પનાથીજ ત્હેમના આગળ મસ્તક નમાવો અને પછી દીન વદને પ્રાર્થના કરો —

**"હે દેવ! સર્વશક્તિમાન પ્રભો! ત્હારા ઉજ્વલ ગુણોનો અંશ અમને દીઇ? અમારી મંદતા દૂર કરી અમને ત્હારૂં વીરત્વ બક્ષ! કૃપાસિંધો! અમારા દોષો ત્હારી અમિદૃષ્ટિથી પલાયન કરી જશે. અમારામાં માત્ર**

ત્હારા અગાધ પ્રકાશનું એક કિરણ મોકલ, કે જે વડે અમારા ભાઇઓનાં આધિ-વ્યાધિ ઉપાધિને દૂર હઠાવવા અમે હિમ્મત ધરી શકીએ. અમારો કુસંપ-અમારૂં અજ્ઞાન-અમારી કૃપણતા-અમારી ભીરુતા-અમારી કાયરતા દૂર થાઓ! પ્રભો! તે સઘળી બલાઓ આવતા વરસમાં પલાયન કરી જાઓ! અમે સાચા વીરના સાચા પુત્રો બનીએ અને જગતને સ્હાય કરીએ એવું, હે પ્રભો! હે શક્તિ! હે જ્ઞાન! ત્હારી કૃપાથી-ત્હારી ભક્તિથી-ત્હારા અનુરાગથી અમારાથી બન્યાં કરો!

" ॐ शान्ति ! शान्ति !! शान्ति !!!

# શ્રી પર્યુષણ પર્વ

કે

## ચળકતા પત્થરવડે મેળવેલું મોક્ષ !

કૃષ્ણપુરના રત્નલાલ ઝવેરીનો પુત્ર રત્નમણિ બહુ ડાહ્યો, વિદ્વાન અને ધર્મિષ્ટ હતો. તે જ નગરમાં ભામો નામનો એક ભરવાડ પોતાની સ્ત્રી સાથે સંતોષે રહી પોતાના ખેતરનું કામ કરતો હતો. ખેતરમાં એક ઝાડવાના ડાંખળાંનો બનાવેલો માળો ઉભો કરવામાં આવ્યો હતો અને ત્હેની ઉપર બેસીને ભામો માટીના ગોળા વડે પંખીઓ ઉરાડવાનું-ખેતર રોવાનું કામ કરતો હતો ત્હેની સ્ત્રી શિરામણ તૈયાર કરીને ખેતરમાં ભામાને માટે પહોંચાડવાનું કામ કરતી હતી.

એક દિવસે મ્હવારમાં ભામો ગોળા બનાવવા માટે માટી ખોદતો હતો, તેવામાં ત્હેની કોદાળી સાથે કંઈ કઠણ વસ્તુ અથડાતાં તે ખોદતો અટકયો અને અચકાઈને ઉભો રહ્યો. ભામાએ કોદાળી દૂર મુકી અને કોઇ પત્થર આડો આવ્યો એમ ધારી તેણે હાથવડે માટીને દૂર કરી તો ત્હેના મ્હોટા આશ્ચર્યની વચ્ચે તેણે ચળકતા પત્થરથી ભરેલો એક ઘડો જોયો !

ભામાના આનંદનો શું પાર ! આજે માટીના ગોળા બનાવવામાં વખત ગાળવાની ત્હેને જરૂર નહિ પડે, એમ માની ને બહુજ

ખુશ થયો. તે ચળકતા પથરાવડે પંખી ઉરાડવાનું કામ ચાલશે એમ માનીને ભામાએ તે સઘળા પત્થર માળાપર લઇ જઇને નાખ્યા

આનંદપૂર્વક ગીત ગાતા ગાતા તેણે તે ચળકતાં પત્થરવડે પંખી ઉરાડ્યા. ભામાના ફેંકેલા પથર ખેતરની પેલી મેર આવેલ કૃષ્ણ સરોવરમા, ફેંકનારની ચેષ્ટા કરતા હોય તેમ ગુમ કરતા જઇને પડતા અને સરોવરના પાણીને તળીયે જઇને બેસતા આ કાર્ય દો બપોર સુધી ચાલુ રહ્યો

હવે ભામાની સ્ત્રી શિરામણ લઇને આવી, પણ ભામાતો રે ગુદરે ચળકતા પત્થર ફેંકવામા અને ગીત ગાવામા એવો લીન બની ગયો હતો કે તેને તેના આવવાની ખબર પડી નહિ કે ભુખ લાગ્યાનુ ભાન રહ્યુ નહિ।

હેની ઉમ્મર પચ્ચીશેક વર્ષની હતી. એક ભરવાડણના બાળકના હાથમાં આવું અમૂલ્ય રત્ન જોઇને હેની દાઢ સળકી. કોઈ પણ કીંમતે તે રત્ન તે ગરીબ ભરવાડણની પાસેથી લઇ લેવાને તેણે ઇચ્છયું. તેણે હેને પૂછયું- "બ્હેન! આ પત્થર મ્હને જોઇએ છે; હેની શી કીંમત લેશો ?"

ભાભાની સ્ત્રીએ કહ્યું "મ્હને કાંઇ હેની ખબર નથી. આ છોકરાના બાપને જઇને પૂછી આવો"

રત્નમણિ તે સ્ત્રીની સાથે ભાભાને ખેતર ગયો. અને ભાભાને તે પત્થરના ટુકડાની કીંમત પૂછી ભાભો તો મ્હોટા વિચારમાં પડયો, તો પણ જરા મ્હો મલકાવીને બોલ્યો "બાઇ સાહેબ! હમે જ કહોને, હેની કીંમત શું અપિશો ?"

રત્નમણિ પ્રમાણિક હતો. તે માર્ગાનુસારી શ્રાવકનો પ્રથમ ગુણ જાણતો હતો કે "શ્રાવકથી ન્યાયસંપન્ન દ્રવ્ય જ લેવાય." તેથી તેણે ભાભાને કહ્યું. "ભાઇ! સૂર્યોદયથી માંડીને સૂર્યાસ્ત સુધીમાં હમો બેઉ સ્ત્રી-પુરૂષથી જેટલું ઉચકાય તેટલું દ્રવ્ય મ્હારા ભંડારમાંથી લઈ જાઓ, એની કીંમત તો આ રત્નને માટે ઘણી જુજ કહેવાય."

ભાભો અને હેની સ્ત્રી આ કીંમત જાણીને બહુજ આનંદ પામ્યાં અને બીજે દિવસે ધન લેવા માંડયું પણ કેવું આશ્ચર્ય !

ભાભો દ્રવ્યનો ટોપલો ભરીને રડે છે !

રત્નમણિ તો પોતાના ભંડાર આગળ આ આશ્ચર્યકારક બનાવ બનાવ જોઇને સ્તબ્ધ બની ગયો. ભાભાની સ્ત્રી પોતાના પતિને

સમજાવવા લાગીઃ " નાથ ! આ શું કરોછો ? વખન નહિ ગુમાવો. ગાંડા થઇ ગયા કે શું ? જેટલું લેવાય તેટલું લઇ લ્યો. વાણિયો કાલે કાંઈ નહિ દે. "

ભાભો શોક કરતો બોલ્યોઃ " હે સ્ત્રી ! વિચાર તો કર કે મ્હેં અજાણપણામાં કેટલાં બધાં રત્નો પેલા સરોવરમાં ફેંકી દીધાં છે ! તે ફરીથી મળશેજ નહિ. અરેરે ! જ્હારે એકજ રત્નથી આટલું બધું દ્રવ્ય મળે છે તો એટલાં બધાં રત્નોનું કેટલું બધુ આવત ? અરેરે, હું કેટલો બધો કમનસીબ ! ઓ ભલી સ્ત્રી ! હું તેથી જ રડુછુ. "

ભાભાની સ્ત્રીએ પતિની ભૂલ જોઇ. તેણે કહ્યુંઃ " નાથ ! હવે થયું તે થયું ! ભૂલ્યા ત્હાંથી ફરીથી ગણો. મળેલું છે તેટલું તો ભોગવી લો. "

બન્ને જણ પુષ્કળ દ્રવ્ય લેઇ સંતોષ પામ્યાં.

* * * . " *

આ બધો વખત વિદ્વાન્ રત્નમણિ વિચાર કરે છેઃ—

" અહા ! શું આ જગતમાં મમત્વ છે ! આ નિર્જીવ મણિ કે જે આ ભવમાં જ ઐહિક સુખને આપે છે ત્હેને માટે ભાભા આટલું બધું રડયો ને ખોવાએલાને માટે પસ્તાયો ! તો હે આત્મા ! હું કેવો મૂઢ ! સદ્દગુરૂ પોકારીપોકારી કહેછે કે, હે ભવ્યો ! આ પર્યુષણપર્વ એક જ વાર યથાવિધિ આરાધે તે જીવ મુક્તિને પામે. તો પણ મ્હેં તો આવાં અનેક પર્યુષણરત્નો—સદ્દગુરૂ ઝવેરીએ પરખાવ્યા છતાં—એળે ગુમાવ્યાં ! તીર્થંકરનો અમોલવડીયો

મ્હારો આત્મહીરો મ્હારી પાસે છતાં મગારની લાલચો, મોહ, માયા આદિ પંખીઓ ઉડાડવા માટે મ્હેં ત્હેને સંસારસમુદ્રમાં નાંખી દીધો! અહા ! આજે મ્હારી સ્ત્રી મ્હારી ભૂલ જોઈ ઠીક ઠપકો આપે છે કે 'આત્મરાજ ! પર્વ પર્યુષણરત્ન પ્રથમની માફક નકામું ફેંકી દેતા ના; ત્હેનો સદ્‌ઉપયોગ કરી લો.' બસ, તે જ ખરૂં છે. આજથી હું સાતે વ્યસનોનો ત્યાગ કરૂંછું. અહા ! આવા અપૂર્વ પુણ્યે પ્રાપ્ત થતા પર્વમાં મૂર્ખ લોકો જુગાર વગેરે રમી રત્ન ગુમાવે છે. હું તો આત્મસંયમ કરી સદ્‌ગુરૂ ઝવેરીએ પરખાવેલ આ આત્મહીરાની પારખ થઇ છે તો ત્હેને પરિપૂર્ણપણે સાધીશ—આરાધીશ. એ રત્ન પુનઃ પુનઃ પ્રાપ્ત નહિ જ થાય. આજ હું સર્વ જીવોને હૃદયપૂર્વક ખમાવું છું; મ્હને જગતના જીવો ક્ષમા આપો ! સૌ મ્હારા મિત્રો છે મ્હારો કોઇ શત્રુ છે જ નહિ. મ્હારાં પૂર્વે કરેલાં દુષ્કર્મોને હું નિંદુ છું. પર્યુષણ પર્વરત્નના અજવાળે હવે આઠ કર્મરૂપી અંધારાનો નાશ કરી પ્રભુનું ધ્યાન ધરીશ. ક્ષણીક સુખ આપનાર જગતની રાક્ષસી માયાઓ મ્હને હવે કંઇ જ કરી શકશે નહિ."

આમ વિચારતો વિચારતો રત્નમણિ સદ્‌ગુરૂ પાસે ચાલી ગયો. જન્મ-મૃત્યુના રેંટમાં પડી ચૂકેલા આત્માને સદ્‌ગુરૂના વચનામૃતથી અમૃત કરી, પૂર્વે ઘણાં પર્યુષણ રત્નો ગુમાવ્યાં છે જેણે એવા તેણે ઉલ્લસિત હૃદયથી માતાપિતાની રજા લેઇ 'દીક્ષા' અંગીકાર કરી. મહા પુણ્યે સંપ્રાપ્ય એવા પર્યુષણ રત્નને આરાધીને રત્નમણિ અંતે મોક્ષપુરીને વર્યો.

* * * * * *

પ્રિય પાઠકો ! આપ સર્વ લક્ષમાં રાખજો કે એક વખત એવો ન આવે કે જ્હારે ભાભાની માફક ત્હમારે પણ ખોવાએલાં પર્યુષણ રત્નોને માટે પોકેપોક મકીને રડવું પડે ! માટે વેળાસર ચેતજો. આ પર્વ કાંઇ જેવું તેવું નથી. ત્હેને યથાવિધિ આરાધો. આ માંગલિક દિવસોમાં જુગાર આદિ વ્યસનો છોડી એક ચિત્તે આત્મધ્યાનના વિચારો કરો. સંવત્સરીના દિવસે સર્વ જીવોને ખમાવો. શત્રુ—મિત્રને સમાન ગણો. વૈરભાવ દૂર કરો. જગત માત્રના જીવો પર કરૂણા દૃષ્ટિ રાખો અને સર્વ નિરૂપાધિક સુખ આપનાર આત્મજ્ઞાન, આત્મધ્યાન ને આત્મતાનમાં જ સહોદિત મગ્ન રહી છેવટે મુક્તિપુરીને વરો ! શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ .

# શ્રી મહાવીર.

## હેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર* અને હેમનો ઉપદેશ.

શાન્તિનું સામ્રાજ્ય ચોતરફ ફેલાઈ રહ્યું છે. બાળક, વૃદ્ધ તેમજ યુવાન સર્વના મનમાં કાંઇક વિલક્ષણ પ્રકારનો આનંદ વ્યાપી રહ્યો છે. પશુ પક્ષી પણ કદી નહિ અનુભવેલો ઉત્સાહ અનુભવતાં હમણાં જણાય છે; કારણ કે આમ્રમંજરિ મુખમાં લઇ

---

* વૈષ્ણવો પોતાના ભગવાનની બાળક્રીડાને મહત્વ આપી તે લીલાના ગુણગ્રામમાં આનંદ માને છે; ખ્રીસ્તીઓ હેમના ભગવાને એક ટોપલીથી સેંકડોને જમાડ્યા એ વગેરે ચમત્કાર ગાવામાં ધર્મ માને છે; ખુદ મહાવીરના કેટલાક ભક્તોએ, ભગવાન કેમ જન્મ્યા અને કેમ બાળપણ ગુજાર્યું ઇત્યાદિ બાબતોને કલ્પનાશક્તિથી લંબાવી લંબાવી કલ્પસૂત્રો યોજવામાં ધર્મ માન્યો છે. પણ શુષ્ક તત્વજ્ઞાનના ગ્રાહક અધ્યાત્મપ્રેમીઓ તો, એ મહાવીર નામના પુરુષ શું કરવાથી ભગવાન, ( ભાગ્યવાન-કીર્તિવાન-સુખી-ઐશ્વર્યવાન-નીતિવાન-ઉદ્યમવાન—બળવાન—મોક્ષ લક્ષ્મીના માલીક, સર્વવ્યાપકગુણના ધારક: આ સર્વ અર્થો સંસ્કૃત કોશમાં છે ) બન્યા એજ વિચારવાનું પસંદ કરે છે. તેથી એ મહાવીર કેમ જન્મ્યા-કેમ ઉછર્યા-કેમ ગૃહવાસ ચલાવ્યો તે સંબંધી કવિઓને છાજતા સંકલ્પવિકલ્પ કરવા છોડી દઇ, એ આત્માની ઉત્ક્રાન્તિ (evolution) થઇ તે આત્મા છેક શિખર સુધી ( સિદ્ધશિલાએ ) કેમ પહોંચ્યો - એ તરફ જ લક્ષ રાખી તત્વની બાબતો જ વિચારવા ઇચ્છે છે.

કોકિલા પંચમ સુર લલકારતી નજરે પડે છે, વિકસેલાં કુસુમો અને ખીલેલી લતાઓ વનસ્પતિસૃષ્ટિમાં પણ આજે થયેલો આનંદસૂચક ફેરફાર પ્રદર્શીત કરે છે—અરે ખુદ વાતાવરણ જ બદલાયું દીસે છે કારણ કે હવાએ સુગંધી અને ઉત્સાહ ઉર્મીનાં લક્ષ જગતને ઘડી-ભરના સ્વર્ગની વાનગી બક્ષી છે !

સ્વર્ગમા પણ હમણા આનંદ ઓત્સવ થઈ રહ્યો છે—અરે ખુદ ત્રાસદાયક નર્કોમા પણ હમણા અજવાળું અને આરામ ધારવામાં આવ્યાં છે ! આહ કેવી અનુપમ શાન્તિ ! કેવો અદ્વિતીય પ્રસંગ ! પ્રાણીમાત્રના માત-પિતા અને માતા તુલ્ય મહાવીર પ્રભુના જન્મ સમયનો કેવો અલૌકિક પ્રભાવ !

આ મંગળમય બનાવ જે વખતે બન્યો તે વખત ઈ. સ. પૂર્વે ૫૯૮ ના ચૈત્રના શુકલ પક્ષની ત્રયોદશી હતી. મંગળવાર ઘડી ૫૫ ને ૧૬ પળે ઉત્તરા ફાલ્ગુણી નક્ષત્રના ત્રીજા પાયામા ચંદ્રયોગ હતો ત્હારે ૪ટ ઘડી ૪૫ ને ૨૫ પળે જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં ઇક્ષ્વાકુ વંશની જ્ઞાતકુળ શાખાના ક્ષત્રીય વર્ણમા મગધ દેશના ક્ષત્રીયકુંડ નગરમાં ' મહાવીર પિતા 'નો જન્મ થયો.

પ્રાણી માત્રને અભયદાન આપવા સરજાયલા પુરૂષસિંહ સંસાર નાટકશાળાની ભૂમિ ઉપર દેખાવ દીધો હેનો આ સર્વ પ્રભાવ છે. અત્યંત ઉત્તમ કાર્યો કરતાં જે આત્મા શુભ પુદ્‌ગલોને વરતો થયો —ભવો થયાં એકઠાં કરતો કરતો છેવટની ઉત્કાન્ત સ્થિતિએ આવ્યો હતો તે આત્માના જાહેરમાં આવવા વખતે, આવો અનુપમ શાન્ત-'હાદક-પરમ પ્રમોદક દેખાવ થાય એમા કાંઇ પણ આશ્ચર્ય જેવું

નથી તે, આ લેખના વાંચનારાઓ આ મહાનુભાવના નીચે આપેલા ચરિત્ર ઉપરથી સહજ જોઈ શકશે.

ક્ષત્રિયકુંડ નગરના રાજા સિદ્ધાર્થ, વિદેહ દેશની વિશાલા નગરીના ચેટક રાજાના બનેવી થતા હતા તેથી તેઓ બીજા ક્ષત્રીય રાજાઓમાં વધારે પ્રતિષ્ઠિત ગણાતા હતા. પુત્રજન્મની વધામણી દાસીએ આપતાં જ, સિદ્ધાર્થ રાજાએ મુગટ સિવાયનાં સઘળાં અલંકાર તેણીને એનાયત કર્યા અને દાસીપણું હેના લલાટમાંથી સદાને માટે ઉખેડી ફેંકી દીધું! મહાન પુરૂષોને એમજ ઘટે છે; કારણ કે જડ એવી પારસમણિ પણ પોતાના પ્રસંગમાં આવનાર લોહને શું સુવર્ણ નથી બનાવતી? કસ્તુરી પોતાના પડોશીઓને સુગંધી નથી ધારતી? માત્ર સાંકડી દૃષ્ટિના-તુચ્છ વિચારના કૃપણ લોકો જ મુઠી બાંધી રાખવાની મહાકળાથી વાકેફ હોય છે; કારણ કે તે કળા તેઓ સઘળા હૃદયના આનંદના ભોગે શીખ્યા હોય છે!

મહાવીરજન્મની વધામણીએ બંદીવાનોને છુટા કર્યા, પરિજનોને બક્ષીસોથી નીહાલ કર્યા, ઘેરેઘેર ઉત્સવ ઉજવાવ્યો અને ત્રિલોકમાં શાન્તિ ફેલાવી. ક્ષત્રીયકુંડ શહેરના કેટલાક કરો માફ કરવામાં આવ્યા અને સ્વધર્મવત્સલ રાજાએ સંઘ સમસ્તને ભોજન આપ્યું; કારણ કે સિધ્ધાર્થ રાજા અને ત્રિસલાદે રાણી શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનનો શ્રાવક ધર્મ પાળતાં હતાં.

પ્રતિદિન જ્હેની કળા વિસ્તરતી જાય છે એવા મહાનુભાવ મહાવીરને સાતમે વરસે ગુરૂપાસે વિદ્યાભ્યાસ માટે મૂકવામાં આવ્યા; પૂર્વના ઉત્તમ સંસ્કારોને લીધે ગુરૂને તો માત્ર નિમિત્તરૂપ ઠરાવી મહાવીર, થોડા વખતમાં સર્વ વિદ્યાકલાના પારગામી થયા. તેઓની

માનસિક, શારીરિક અને આધ્યાત્મિક ખીલવણી જગતને સાનંદાશ્ચર્યમાં ગોથાં ખવરાવતી હતી. આ વિવિધ દિશાનું જ્ઞાન તેઓશ્રીને પ્રથમ સંસારવ્યવહારમાં અને પછી આધ્યાત્મિક વિચારોમાં, નયનિક્ષેપની બારીકીઓમાં પ્રવેશ કરવામાં અને ગુંચવાડાભર્યા સવાલોના નિરાકરણમાં અતીવ ઉપયોગી થઇ પડયું.

બાલ્યાવસ્થામાંથી ક્રમશઃ આ મહાનુભાવ યૌવનાવસ્થામાં આવ્યા ત્હારે ખીલતા શરીર સાથે ગંભીરતા પણ ખીલવા લાગી હતી. સંસારના સારા-ખોટા બનાવો અને કડવા-મીઠા અનુભવોએ એમને તત્વજ્ઞાનનો સાગર ખુલ્લો કરી આપ્યો હતો. પિતાના આગ્રહથી પિતૃભક્તિપરાયણ પુત્રે સંયમનો વિચાર દાબી રાખી યશોદા દેવી સાથે લગ્ન કર્યું; અને આ નમુનારૂપ જોડકાએ સંસારમાં રહીને ધર્મપરાયણ જીંદગી કેવી રીતે ગુજારી શકાય એનો દાખલો જનસમાજને પુરો પાડયો.

શ્રી મહાવીરની ૨૮ વરસની ઉમરે પિતાનો સ્વર્ગવાસ થયો એટલે ત્હેમણે વડીલ બધુ નંદીવર્ધન પાસે સંસાર છોડવાની આજ્ઞા માગી. પરંતુ વડીલની ઇચ્છા ત્હેમને બે વરસ વધુ સંસારમાં રાખવાની હોવાથી તે 'વિનયવંત ભગવાને' શુષ્ક ભાવથી જલકમલવત્ સંસારસમુદ્રમાં પડયા રહેવું કબુલ રાખ્યું.

જૈનોના પિતા શ્રી મહાવીર દેવની પિતૃભક્તિ, બંધુભક્તિ અને વિનય એ ગુણોને નીતિના ઉચ્ચતમ ધોરણ તરીકે મુકી શકાય અને ધર્મના પગથીઆ રૂપ લેખી શકાય.

જે બે વરસ તેઓશ્રી સંસારમાં શુષ્ક ભાવથી રહ્યા તે બે તેઓએ પુષ્પશય્યા, શિતોદક, સ્ત્રીસહવાસ, રાત્રીભોજન અને

સચેત વસ્તુઓનો ત્યાગ કર્યો હતો, જાણેકે દીક્ષિત દશાનો મહાવરો પાડતા હોય નહિ ! એમ કરતાં એક વરસ દીક્ષા માટે બાકી રહ્યું ત્યારે દાન દેવું શરૂ કર્યું. ભગવાનનાં જ્ઞાન-શક્તિ-ચારિત્ર ઇત્યાદિ જેમ અગાધ હતાં તેમજ ત્હેમનું ' દાન ' પણ અકથ્ય જ હતું. હાલના મુંબઈ શ્રાવકો ભાગ્યેજ સાંભળીને કાળજું ઠેકાણે રાખી શકશે કે ૩,૮૮,૮૦,૦૦,૦૦,૦ ( ત્રણ અબજ અઠયાસી કરોડ એંસી લાખ) સોનૈયા ભગવાને દાન દેવામાં ખર્ચ્યા હતા ! અને એ પ્રમાણે પોતાના ઉપદેશને પોતેજ અમલમા મૂકી બતાવ્યો હતો કે "દાન -શીલ-તપ અને ભાવના એ ચાર મોક્ષના રસ્તા છે. " એમણે એ ચારમાં દાન ગુણને પ્રથમ પદ આપ્યું છે અને એજ મુજબ દીક્ષા તો પછી પણ દાન પહેલું કર્યું હતું. છે કોઈ આજે આ રહસ્યના જાણનાર શ્રીમંતો ? છે કોઈ આજે આ જગતહિતકારી સત્યના સમજાવનારા સાધુઓ, કે જેઓ દાનને નિષેધી-'આરંભસમારંભ'નું કારણ ઠરાવી જગત માત્રને શુષ્ક-હૃદય વિનાનું-લાગણી વિનાનું-અરે ' દયા ' વિનાનું અને ધર્મના ' અધિકાર ' વિનાનું બનાવી દેવાનું બંધ કરે ? ભગવાન મહાવીર-તીર્થંકર પદના ઉમેદવાર શું આજના બારાખડી શિખનારા સાધુ જેટલું પણ 'આરંભ સમારંભ' શબ્દનું જ્ઞાન નહિ ધરાવતા હોય ?

પછી ક્ષત્રીયપુત્ર મહાવીરે દયાધર્મની દીક્ષા લીધી. દીક્ષા લીધા પછી તુરતજ ત્હેમને મનપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું. પોતાના વતન કુંડગ્રામનો અંશ માત્ર પણ મોહ લાગે નહિ એટલા માટે ભગવાને પ્રયાણ શરૂ કર્યું. બાર વરસ તેઓએ સખત તપશ્ચર્યામાં ગુજાર્યાં. તેઓ નિર્જન વનમાં જઇ ધ્યાનમગ્ન બનતા, ઇન્દ્રિયદમન કરતા,

આખ મીચાને અમિશ્ર સુખ ચાખતા. આ મહાવરાને લીધે—આત્માને જે જાતના સુખોનો મહાવરો કરોડો-પરાર્ધો વરસો થયાં હતો તે મહાવરો દુર કરાવી ત્હેની જગાએ નિસ્પૃહીપણાનો મહાવરો કર્યો ત્હેને લીધે, શારીરિક દુઃખો ત્હેમને લાગતાજ નહિ, કારણ કે જ્હારે જંગલના પશુઓ ગુફામા ભરાઇ જતા તેવે વખતે આ સિંહોનો પણ સિંહ ખુલ્લેશરીરે ધરતીપર નિડરપણે વિચરતો! જ્યારે સખત તાપથી રાજમ્હેલમા ખીગળતા પુરૂષો મગજે ગરમી ચ્હડી જવાથી મરણ પામતા તેવે વખતે આ રાજાઓનો પણ મહારાજા તપેલી ખુલ્લી રેતીમા બેસી ધ્યાનારૂઢ બની આનંદમા ડોલતો! ડાંસ-મચ્છરો ભમરા ઇત્યાદિના ડંખની તો અદ્ભુત શરીરને શાની તમા હોય, કે જ્હેને સિંહ અને દેવના ઉપસર્ગ પણ ગણતરીમા નહોતા? વધુ તાજુબ થવા જેવું તો એ છે કે, લાગલાગટ બાર વરસ સુધી તેઓશ્રી એક ઘડી પણ સુતા નહોતા. એટલે બંધે આ શી નિદ્રાને કાબુમા કરી લીધી હતી, અને શુ યુદ્ધના વખતમાં કોઇ ક્ષત્રીય મચ્છો ઘડીભર ઉંઘો સાભળ્યો છે? રાત્રે અને દિવસે ઉંઘવાનું કામ આ મહાવીરના વંશજોનું નહિ પણ એના દ્રોહીઓનું છે

શ્રી મહાવીરે નવમુ ચોમાસું અનાર્ય દેશમા કર્યું, જ્હાં આજીવિક પંથનો સ્થાપક ગોશાલો ધાર્મિક શિક્ષણની ગરજથી ત્હેમની સાથેજ ગ્રામાનુગ્રામ ફરતો હતો અનાર્ય દેશમાંથી ફરતી વખતે કુર્મ ગામના એક ખેતરમા એક તલના છોડને ઉગેલા સાત ફુલના જીવ વિષે પ્રશ્ન પૂછતાં મહાવીરદેવે કહ્યું કે, આ જીવ સીંગમા તલપણે ઉપજશે ગોશાલો આજ્ઞાધારક નહિ પણ ઇર્ષાખોર હોવાથી

ત્હેણે ભગવાનનું વચન જૂઠું પાડવાના ઇરાદાથી તે છોડને ઉખેડી ફેંકી દીધો, પણ કર્મસંયોગે ત્હાર પછી તુર્ત વરસાદ થયો અને એક ગાયની ખરીથી ત્હેનું મૂળ ખેતરમાં ચંપાતાં સ્થિર થયેલો એ છોડ પાછો ઉભો થયો. આ બધું કેટલેક કાળે જાણવામાં આવતાં ગોશાલે મનમાં એવો સિદ્ધાંત નક્કી કર્યો કે, "જે થવાનું હોય તે થયાં કરે છે." ઉદ્યમને તિરસ્કારી, ભાવીને જ માનનારો ગોશાલો આજ પણ ઘણાએ કાયર સાધુઓ અને સંઘપતિઓના દિલમાં ભરાયલો જોવામાં આવે છે, કે જેઓ એમ કહે છે કે, "આટલા દહાડા ત્હમે સુધારકો નહોતા તે શું નહોતું ચાલતું? જે થવાનું હતું તે થયું છે અને થશે, પ્રવૃત્તિ માત્ર દુઃખદાયી જ છે"।

દશમા ચોમાસામાં મિથ્યાદૃષ્ટિ દેવ તરફના પરિસહ શ્રી વીરે સમભાવે સહન કર્યા. બારમું ચાતુર્માસ ચંપાનગરીમાં સ્વાતિદત્ત બ્રાહ્મણની શાળામાં કર્યું. તે ચાતુર્માસ પુરું કરીને તેઓશ્રી ષણ્માનિક ગ્રામની બહારના બાગમાં કાયોત્સર્ગ ધ્યાને નાસિકાગ્ર પર ચક્ષુ રાખી ઉભા હતા તે વખતે એક અત્યંત ત્રાસદાયક પરિસહ પડયો. ધ્યાનગ્રસ્ત ભગવાનને બળદોની ભલામણ કરી ગામમાં ગયેલા ગોપાલકો, પાછા આવી બળદો નહિ જોવામાં આવતાં ભગવાન પર કોપાયમાન થઇ શરકંદ વૃક્ષના અગ્રભાગના ખીલા બનાવી લાવ્યા અને તે ખીલા ભગવાનના કાનમાં પુરેપુરા ઠોકી દીધા. એ વખતની વેદનાનું વર્ણન આપવું નકામું છે, કારણ કે હરકોઇ માણસની કલ્પનામાં તે સહજ આવી શકે તેમ છે. આવી ઉજળી વેદના વખતે પણ ભગવાને ધ્યાનગ્રસ્ત દશા છોડી નહોતી! તેઓ જાણતા હતા કે, આ માત્ર ત્રિપૃષ્ટ વાસુદેવના ભવમાં શય્યાપાલકના કાનમાં સીસાનો

ઉનો રસ રેડવાનુ ક્રી હતુ-આ માત્ર કરેલુ દેવુ વાળવાનું હતુ । આ ખીલા પાછળથી સિદ્ધાર્થ શેઠ અને ખરક વૈદ્યે ભગવાનના કાનમાથી કહાડયા હતા ખીલા ખેચી કહાડતી વખતે એ શરીર, પોતાના સ્વભાવ મુજબ, ઘણ ઉપરાત ધક્કો લાગવાથી પડી ગયુ હતું કહેછે કે, એ શરીરને ઝીનનાગ બન્ને ઉપકારી જીવો દેવ ભવનમા વાસ પામ્યા હતા અને ગોપાલક માતગી નરકમા ઘસડાઇ ગયો હતો

આ મ્હોટા ઉપસર્ગ થયા પછી શેષ રહેલા કર્મ પણ ખપી ગયા પચ સમિતિ, ત્રણ ગુપ્તિ, નવવિધિ બ્રહ્મચર્ય, ચાર કષાયનો ત્યાગ ઇત્યાદિ શુભ ગુણોથી અલકૃત મહાવીર ભગવાનને દીક્ષા લીધા પછી ૧૨ાા વર્ષે વૈશાખ શુદી ૧૦ ને દિવસે પાછલે પહોરે, વિજય મુહુર્તમા જભિકા ગામને પાદર, ઉજ્જવાલિકા નદીને કાંઠે, સામક નામે ગાથાપતિના ક્ષેત્રમા, શાલી વૃક્ષ નીચે, ગોદોહન આસને આત્મસ્વરૂપને ભાવતા થકા, ઉત્તરા ફાલ્ગુણી નક્ષત્રમા, શુક્લ ધ્યાન ધ્યાવતા, સપૂર્ણ કૈવલ્ય જ્ઞાન અને કૈવલ્ય દર્શન ઉત્પન્ન થયુ એ જ્ઞાન વડે તેઓ દરયાદરય પદાર્થ જોવા-જાણવા સમર્થ બન્યા. અખીલ વિશ્વને હથેળીમા દેખવા લાગ્યા!

આમ ભગવત શ્રી મહાવીર પ્રભુ સર્વજ્ઞ થયા જિન થયા બુદ્ધ થયા શકર થયા—(જ્ઞાનવડે) વિષ્ણુ થયા ત્હાર પછી તેમણે જગતહિતાર્થે દેશોદેશ ફરી ધર્મોપદેશ આપવા માડયો, કે જે ઉપદેશે દયા—ભ્રાતૃભાવ અને પરોપકારના ધર્મ તરફ લાખ્ખો મનુષ્યોને વાળ્યા એમનો ઉપદેશ અધશ્રદ્ધાનો કે ગપાટાનો નહોતો આજના શોધકો જે 'સાયન્સ' (વિજ્ઞાન શાસ્ત્ર)ની ચોડીવણી શોધથી

ફેલાઇ જાય છે તે ' સાયન્સ ' તે સર્વજ્ઞ મહાનુભાવ પોતાના હસ્ત-કમળમાં જોઈ રહ્યા હતા, એ બાબતનો સંશય કોઇને થવા પામે તે પહેલાં જણાવી દેવું ઠીક પડશે કે, શ્રી મહાવીર દેવે ષડ્દ્રવ્યની હકીકત કહીને હમેશ ચાલતી વિશ્વરચના બતાવી છે; ધર્માસ્તિકાય અને અ-ધર્માસ્તિકાયની હકીકત કહી ગતિ ( Motion ) અને આકર્ષણ (Attraction) નો નિયમ મર્મમાં કહી બતાવ્યો છે, શબ્દનો વેગ ઠેઠ ' લોક ' ના છેડા સુધી છે અને જો વચ્ચેથી અડચણો દૂર કરવામાં આવે તો ' લોક 'ના એક છેડાથી બીજા છેડા સુધી અવાજ સંભળાવવામાં હરકત ન આવે એમ કહી હાલની ટેલીગ્રાફી ( તાર પદ્ધતિ ) પ્રદર્શિત કરી છે, ભાષાના પણ પુદ્ગળ છે એ ભગ-વાનના કથનને આજે અમેરીકન એડીસને ગ્રેમોફોન ( બોલતું વાજીંત્ર ) બનાવીને પુરવાર કરી આપ્યું છે, ઝાડો-પેશાબાદિ ચૌદ પ્રકારની ચીજો બે ઘડીમાં ઠેકાણે ન પડી જાય તો પછી, ' ગણિત પ્રમાણ શ્રેણિ 'એ નહિ પણ ' ભૂમિતિ પ્રમાણ શ્રેણિ 'એ તેમાં પાર વગરના જંતુઓ ઉત્પન્ન થઇ દુનિયાને રોગગ્રસ્ત કરી મૂકશે અને મરકી ( Plague ) ફેલાશે એમ કહી ચૌદ સ્થાનકિયા સમ-ર્છિમ જીવોની અથવા બીજા શબ્દમાં કહીએ તો રોગપ્રચારક જંતુઓ (Germs )ની હયાતી જણાવી, કે જે આજના ડૉકટરો હજીહવે જાણવા લાગ્યા છે ઉપવાસ, રાત્રીભોજનત્યાગ, ઉષ્ણજલપાન ઇત્યાદિ સમ્બન્ધે ભગવાનની આજ્ઞામાં વૈદક જ્ઞાનનો ખજાનો સમાયલો છે. નવતત્વોમાં ફિલસુફીનો ભંડાર ભર્યો છે, પૃથ્વી, પાણી, અગ્નિ અને વનસ્પતિમાં જીવ છે તે થોડાંજ વરસો થયાં અગ્રેજો જાણવા લાગ્યા છે, પણ આર્યભૂમિના તે 'મહાન શોધક' તો આજથી અઢીહજાર વરસ ઉપર દિવ્ય ચક્ષુથી જાણ્યું હતું ।

આજે 'થીઓસોફી' ગયના 'ભાઇચારાનો પથ' (Universal Brotherhood) ચોતરફ વાહવાહ પામે છે, પણ અમારા મહાવીર થીઓસોફીસ્ટે વિશ્વવ્યાપક ભ્રાતૃભાવને ફેલાવવાને આખી જીંદગી સમર્પણ કરી હતી અને એના ફરમાનોનું મૂળ જ Universal Brotherhood—સર્વવ્યાપક ભ્રાતૃભાવ છે!

શ્રી મહાવીર દેવ દેશોદેશ વિચરી ધર્મોપદેશ કરવા માંડયો. એકવાર અપાપાપુરી તરફ પધાર્યા ત્યારે ત્યાં સોમીલ બ્રાહ્મણ યજ્ઞ કરતો હતો અને ત્યેના આમંત્રણથી આવેલા પંડીતશિરોમણિ ૧૧ બ્રાહ્મણો ત્યાં હાજર હતા. તે યજ્ઞકુંડ પાસે થઇને લોકનાં ટોળેટોળા બીજી જગાએ જતાં જોઇ તેઓને લાગ્યું કે અમારા કરતા પણ વધારે વિદ્વાન એવો કોણ આવ્યો છે કે આટલા બધા લોકો યજ્ઞ પાસે ઉભા પણ ન રહેતા બીજી તરફજ દોડયા જાય છે? એમ વિચારી તે સર્વ પંડીતો મહાન પંડીત શ્રી મહાવીર પાસે આવ્યા અને તે સમર્થ પંડીતે તે સર્વના મનમાં ઉત્પન્ન થયેલા જૂદા જૂદા સંશયોનું એકદમ સમાધાન કર્યું.

ઇંદ્રભૂતિના મનમાં જીવવિષે, અગ્નિભૂતિના મનમાં કર્મવિષે, વાયુભૂતિના મનમાં જીવકર્મની એકતા અથવા ભિન્નતા વિષે, વ્યક્તના મનમાં પંચભૂતવિષે, સુધર્મના મનમાં સ્ત્રી મરીને સ્ત્રી જ થાય અને પુરૂષ મરીને પુરૂષ જ થાય એ વિષે, મંડીતના મનમાં બંધ મોક્ષવિષે, મૌર્યપુત્રના મનમાં દેવવિષે, અકંપિતના મનમાં નરકવિષે, અચલભ્રાતના મનમાં પુણ્ય-પાપવિષે, મેતાર્યના મનમાં પરલોકવિષે અને ૧૧ મા પ્રભાસના મનમાં મોક્ષવિષે સંદેહ હતા. મહાવીર ભગવાને એ સર્વના સંદેહ મટાડી ધર્મનો એવો ઉત્તમ

ઉપદેશ આપ્યો કે, એ અગીઆરે પંડીત બ્રાહ્મણોએ પોતાના શિષ્યો સહીત શ્રી મહાવીર દેવ પાસે જૈની દીક્ષા ગ્રહણ કરી ' ભગવાને એ અગીઆરેને ( લાયકાત જોઇ ) ગણધર પદવી આપી. એ ગણધરોએ જૈનધર્મના પ્રચાર માટે ભગવાનને ભારે મદદ કરી ઇંદ્રભૂતિ, ગૌતમ ગોત્રના હોવાથી, ભગવાન હેમને ગૌતમ કહીને બોલાવતા હતા. બ્રાહ્મણ ધર્માનુયાયી ગૌતમ આ રીતે જૈનધર્મમાં દાખલ થતાં વખતોવખત ધર્મસંબંધી ઘણી શંકાઓના પ્રશ્નો હેમણે ભગવાન મહાવીર સ્વામીને પૂછ્યા છે અને તે સઘળાનુ ભગવાને બહુ સારી રીતે સમાધાન કરી ગૌતમને જૈનધર્મમાં દૃઢપ્રતીત બનાવ્યા હતા.

બ્રહ્મદેશથી માંડીને હિમાલય સુધી તેમજ પશ્ચિમના ઘણા લાંબા ભાગ સુધી ભગવાને વિહાર કરી, શ્રેણીક, પ્રસન્નચંદ્ર વગેરે ઘણા રાજાઓને, આનંદ, કામદેવ, કુંભાર શકડાલ વગેરે ઘણા શ્રીમંતોને તથા સર્વ વર્ણનાં સ્ત્રી પુરૂષોને જૈનધર્મમાં દાખલ કર્યા. હેમણે પોતાના બોધમાં જે દ્વાદશાંગની પ્રરૂપણા કરી તે અવશેષ રૂપમાં હજી જૈનસમાજમાં પ્રચલીત છે. એની અતિ સંક્ષિપ્ત દિશા અહીં બતાવવી અનુચિત નહિ ગણાય.

( ૧ ) આચારાંગ સૂત્ર—હેમાં સાધુ-ત્યાગીના આચારનો સંપૂર્ણ વિસ્તાર છે તથા શ્રી મહાવીર પ્રભુનુ ટુંકુ જીવનચરિત પણ સમાવ્યુ છે.

( ૨ ) સૂત્રકૃતાંગમાં જ્ઞાન, શાંતિ તથા જૈન અને અન્ય દર્શનીઓની ધાર્મિક ક્રિયાઓનું વિસ્તારથી વ્યાખ્યાન છે.

(૩) ઠાણાંગમા જીવ (આત્મા) પુદ્ગલ અને બીજા દ્રવ્યોના વિચારના એક તથા વિશેષ સ્થાનો છે જેવી રીતે કે, આત્મા અપેક્ષાએ તો સર્વત્ર જીવ દ્રવ્ય (આત્મા) સમાન છે સિદ્ધ અને સસારીની અપેક્ષાએ તેર પ્રકારના છે આજ રીતે સસારી, અથવા જે કર્મથી મુક્ત થયા નથી એવા જીવો કે જે પરિભ્રમણ કરે છે તે ૩ પ્રકારના છે સ્થાવર, (હાલીચાલી શકે નહિ એવા), વિકલેન્દ્રિય (અપૂર્ણ ઇંદ્રિયોવાળા), સકલેન્દ્રિય (સપૂર્ણ ઇંદ્રિયોવાળા). અવગાહન, જ્ઞાનની અપેક્ષાએ સિદ્ધ ઘણા પ્રકારના છે વગેરે ઘણી હકીકત છે.

*(૪) સમવાયાંગને* વિષે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી જે સમાનપણું છે હેનો અધિકાર છે. જેમ કે, દ્રવ્ય અપેક્ષાએ ધર્મ અને અધર્મ બન્ને સમાન છે. ક્ષેત્ર અપેક્ષાએ મનુષ્ય સ્થાન અને પહેલા નરકના પહેલા ઇંદ્રવિકલ અને દેવના પહેલા વિમાન સમાન છે. કાળ અપેક્ષાએ, ઉત્સર્પિણી અને અવસર્પિણી બન્ને સમાન છે. ભાવની અપેક્ષાએ કેવળ દર્શન અને કેવળજ્ઞાન સમાન છે

(૫) ભગવતીજી (વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ) એમા તીર્થંકર ભગવાનને પૂછેલા ઘણા પ્રશ્નો હેના ઉત્તર સહિત છે આ આગમમા ઘણા ઉત્તમ વિષયો ચર્ચવામા આવ્યા છે

(૬) જ્ઞાતા ધર્મ કથાંગ અથવા જેને ધર્મકથાંગ પણ કહેવામા આવે છે, હેમા જીવ-અજીવ-નવ તત્વનો વિસ્તાર છે. તેમજ ભગવાનને ગણધરોએ પૂછેલા પ્રશ્નોના ઉત્તર છે

(૭) ઉપાસક દશાંગમા ગૃહસ્થના જીવનના ૧૧ અનુક્રમ, બ્રહ્મચર્યાદિ અને ગૃહસ્થના બીજા ધર્મવિષેના ૧૦ વ્યાખ્યાન છે

(૮) અંતગડ દશાંગમા ૨૮ તીર્થંકરોના સમયમા ઉગ્ર પરિસહ સહન કરનાર ૧૦ આચાર્ય કે જે કર્મરહિત થયા છે તેઓનો વિસ્તાર છે.

(૯) અનુત્તરોપપાતિક દશાંગમા ૨૪ તીર્થંકરોના સમયમાં મહાન ચારિત્રના ધારક ૧૦ આચાર્યો થયા કે જે વડે તેઓએ પાચ વિજયાદિ અનુત્તર વિમાનમા દેહ ધર્યા તેનું વર્ણન છે.

(૧૦) પ્રશ્ન વ્યાકરણ અંગમાં ભૂત, ભવિષ્ય, લાભ, હાનિ, સુખ, દુખ, જીવતું, મરવુ, ભલુ, બુરુ, વગેરે પ્રશ્નોના કેમ ઉત્તર આપવા તે સબંધીનો અધિકાર છે, એટલે કે, તેના આક્ષેપણી, વિક્ષેપણી, સંવેદની અને નિર્વેદણી એ ચાર કથનીનુ સ્વરૂપ છે. પાચ આશ્રવ અને સવરની વાતના પેટામા પાચ નતન સારૂં ધ્યાન આપ્યુ છે.

એમ લગભગ સાડીબેંતાલીશ વર્ષ ચારિત્ર પાળી અને ઇ. સ. પૂ. ૫૨૬ માં કાળનો અવસર જાણી હેમણે છઠ્ઠ કર્યો અને આ અવસર્પિણી કાળના દુષમસુષમ નામના ચોથા આરામાં ત્રણવર્ષ ને સાડાઆઠ મહિના બાકી હતા ત્હારે પાવાપુરીમાં હસ્તીપાળ રાજાની કચેરીમાં જ્હાં પોતે ચોમાસું રહ્યા હતા ત્હાં સોળ પહોર સુધી દેશના દેતા થકા નિર્વાણ પામ્યા. ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

મહાવીર ભગવાન આશો વદ ૦)) એટલે દીવાળીને દિવસે મોક્ષ પધાર્યા ત્હારે હેમનો ધર્મબોધ સાંભળવાને અઢાર દેશના રાજાઓ પાવાપુરીમાં હાજર રહ્યા હતા. હેમની સોળ પહોરની દેશનાનો જો એકજ વાક્યમાં સાર લખીએ તો તે એ હતો કે " આશ્રવ રોકી, સંવર આદરી, ઉદ્યોગથી મોક્ષ મેળવો. "

મહાવીર ભગવાનને નિર્વાણ પામ્યાં આજે લગભગ અઢી હજાર વર્ષ થઇ ગયાં છે છતાં હજી હેમણે દર્શાવેલો ઉત્તમ જૈન ધર્મ હિંદમાં ચાલે છે. હેમના પ્રતિસ્પર્ધી બુદ્ધનો બૌદ્ધમાર્ગ, ગોશાલાનો આજીવિકા પંથ અને જમાલીનો નવીનપંથ એ સર્વે આજે હિંદની ભૂમિમાંથી અદૃશ્ય થયા છે, પરંતુ તત્વચિંતનમાં રાચી રહેલો આ શાંત ધર્મ હજી હિંદના કેટલાક ભાગોમાં ચાલે છે. બીજા કેટલાક ધર્મોની પેઠે જૈનધર્મ ફેલાવવામાં કે હેને ટકાવી રાખવામાં કોઇ પણ જાતની મારફાડ કરવી પડી નથી, ધંતરમંતર કે જાદુના જુઠાં વહેમોની વાતો ચલાવવી પડી નથી; માત્ર સંપૂર્ણ ભ્રાતૃભાવ ( Perfect Brotherhood ) ફેલાવનારા સિદ્ધાંતોના પાલનમાં જ એ ધર્મના અનુયાયીઓ મશગુલ રહ્યા છે, એ કંઇ થોડું ધન્યવાદક નથી.

શ્રી મહાવીર ભગવાને બતાવેલા અહિંસા મતની કેટલી બધી ફતેહ થઇ છે તે સર્વે વિદ્વાન વર્ગના જાણવામાં છે. જૈનમતનું મ્હોટામાં મ્હોટું મજીતત્વ જે અહિંસા તે લગભગ સઘળા હિંદુ-ધર્મમાં દાખલ થઇ ગયુ છે. બીજા ધર્મો ઉપર શ્રી મહાવીર પ્રભુના જૈનધર્મે ઘણી સારી અસર નીપજાવી છે. પુનાના પ્રસિદ્ધ ઇતિહાસ-વેત્તા પંડીત બાળગંગાધર તીલકે વડોદરા જૈન કૉન્ફરન્સના મંડપમાં કહ્યું હતું કેઃ—

" જૈનધર્મ અને વેદ ધર્મ એ બને ધર્મ જો કે પ્રાચીન છે પરન્તુ અહિંસા ધર્મનો મુખ્ય પ્રણેતા જૈન ધર્મ છે. જૈન ધર્મે પોતાની પ્રબળતાથી વૈદિક ધર્મ ઉપર અહિંસા ધર્મની નહિ ભુસાય એવી ઉત્તમ છાપ મારી છે. વૈદિક ધર્મમાં અહિંસાને જે સ્થાન મળ્યું છે તે જૈનીઓના સંસર્ગને લીધેજ છે. અહિંસા ધર્મના સંપૂર્ણ શ્રેયના હક્કદાર જૈનીઓ જ છે. અઢીહજાર વર્ષ પહેલાં વેદવિધાયક યજ્ઞોમાં હજારો પશુઓનો વધ થતો હતો; પરંતુ ૨૪૦૦ વર્ષ પહેલાં જૈનોના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીએ જ્યહારે જૈન ધર્મનો

વગેરે કહી મી. તિલકે અહિંસાનો મુખ્ય પ્રણેતા જૈન ધર્મને બતાવ્યો હતો. બીજા ધર્મોમાં અહિંસાને પુણ્ય અને હિંસાને પાપ માની કેટલુંક કહેવામાં આવ્યું છે ખરૂં, પરંતુ અહિંસાને સંસારે સંપૂર્ણતાથી આગળ ધરનાર તો માત્ર જૈન ધર્મ જ છે.

અહિંસા સિદ્ધાંતનો વિશેષ વિજય થવાનું કારણ એ છે કે, મહાવીર પ્રભુએ આખા જગતનું શી રીતે ભલું થાય તે દેખાડવા સાથે આત્મોદ્ધારનો ઉત્તમ રસ્તો દેખાડયો. મોક્ષ માર્ગ માત્ર અમુક ઉચ્ચ વર્ણોને માટે ખુલ્લો છે અને તે માર્ગ આપણે પ્રાપ્ત કરવામાં મધ્ય મધ્યસ્થ વ્યકિતની જરૂર પડે છે એવા સિદ્ધાંતને ત્હેમણે તાર્કિક, સાત્વિક અને તાત્વિક વ્યાખ્યાન શૈલિથી તોડી નાખ્યો. **મોક્ષ માર્ગ સર્વે ભવ્ય જીવોને માટે ખુલ્લો છે**, એમ ત્હેમણે જાહેર કર્યું અને જણાવ્યું કે **" જેવાં કર્મ કરશો તેવાં ફળ મળશે. "** કર્મનું પરિણામ કોઇ કલ્પિત દેવ કે પરમેશ્વર અટકાવી શકે જ નહિ, વગેરે કહી લોકોને સત્ય વાતથી ત્હેમણે માહીતગાર કર્યા.

કેટલાક યુરોપીય વિદ્વાનો પોતાના આશય સાથે અજાણતાં અન્યના આશયને ભેળસેળ કરી મહાવીર સ્વામી એ ચાલતા જૈન શાસનના નાયક નથી પણ બૌદ્ધ ધર્મ સ્થાપનાર ગૌતમ બુદ્ધે સ્થાપેલા સિદ્ધાંતોની શાખા રૂપે જૈન ધર્મ ઉભો થયો છે એમ કહે છે. પરંતુ એ વાત ખરી નથી. હવે યુરોપના કેટલાક સંશોધકોએ સારી રીતે સિદ્ધ કરી આપ્યું છે કે, જૈન ધર્મ એ બૌદ્ધ ધર્મની એક **શાખા** નહિ પણ એક **સ્વતંત્ર** પંથ છે. ઉલટું એ લોકોએ વધારે ત્હાં સુધી બતાવ્યુ છે કે બૌદ્ધની **પહેલાંનો** જૈન ધર્મ છે. બુદ્ધ અને મહાવીરના જન્મ-નિર્વાણના વર્ષો જોવાથી પણ એ વાત

સિદ્ધ થાય છે. મહાવીર ભગવાન ઇ. સ. પૂ. ૫૯૮ માં જન્મ્યા અને ૫૨૬ માં નિર્વાણ પામ્યા એ વાત સર્વ જૈન ગ્રંથો કબુલ રાખે છે. ચાઇલ્ડર્સની પાલી ડીક્શનેરીમાં બુદ્ધના જન્મની સાલ ઇ. સ. પૂ. ૬૨૨ અને નિર્વાણની સાલ ઇ. સ. પૂ. ૫૪૩ ની આપેલી છે. પણ યુરોપના વિદ્વાનોએ જે નવી શોધો કરી છે ત્હેમાં જણાયું છે કે આ સાલોમાં લગભગ સો વરસ ઓછાં કરવાં જોઇએ. તેઓ જન્મ-મરણની સાલો ૫૫૭ અને ૪૭૭ આપે છે. પરંતુ ડૉક્ટર કનીંગહામ શીલોન અને બર્માના બૌદ્ધ ગ્રંથો ઉપરથી બહુ બારીક તપાસ કરીને બુદ્ધના જન્મ નિર્વાણની સાલ ૫૪૪ થી ૪૬૮ ની આપે છે. ચંદ્રગુપ્તની નક્કી થયેલી સાલો સાથે આ સાલો મળતી આવે છે અને તે યુરોપીય સંશોધકોએ સ્વીકારી છે. આથી જણાશે કે, બુદ્ધ મહાવીરના સમકાલીન હતા પણ પ્રથમ ન્હોતા, પાછળ હતા. અને તો પછી બૌદ્ધ ધર્મની શાખા જૈન ધર્મ શી રીતે હોઇ શકે ! કેટલાકો એવું કહે છે કે જૈનોએ વૈશેશીક તત્વ જ્ઞાન ઉપરથી પોતાનો ધર્મ રચી કહાડયો છે. એવી ત્હેમની દલીલનો ઉત્તર એ છે કે જૈનોએ ન્યાય સાંખ્ય અને પૂર્વમિમાંસા વાળી વૈશેશીક ફીલસુફીનો અભ્યાસ તો ઠેઠ હરિભદ્ર સુરીના વખતમાં એટલે છઠ્ઠા સૈકામાં કરવા માંડ્યો હતો. ક્રિયાવાદ અક્રિયાવાદ, સત્કાર્ય અસત્કાર્ય ઈત્યાદિ બાબતો મેળવવાથી જણાશે કે જૈન અને વૈશેશિકના સિદ્ધાંતોમાં મોટો ફેર છે. આ ટુંકી વિગત ઉપરથી જણાશે કે, જે તત્વજ્ઞાનનો અભ્યાસ મહાવીર પ્રભુ પછી અગ્યારમો વર્ષે કરવામાં આવતો હતો તે તત્વજ્ઞાન ઉપરથી મહાવીર ભગવાને જૈનધર્મ રચી કહાડયો એ શી રીતે સમજણમાં ઉતરી શકે !

કેટલાકો વળી એમ કહે છે કે, જૈનધર્મનાં પુસ્તકોની ભાષા જોતાં તે ધર્મ બુદ્ધની પછી ઘણા વર્ષે નીકળેલો છે.બેશક,જૈનધર્મનાં પુસ્તકોની ભાષા બૌદ્ધ પુસ્તકોની ભાષા કરતાં પાછળથી ઉત્પન્ન થયેલી ભાષા જેવી છે; પણ ભાષા કે લિપિ ઉપરથી કોઇપણ બાબતની પ્રાચીનતા કે અર્વાચીનતા સિદ્ધ થઈ શકે નહિ. મહાવીર ભગવાને જે દ્વાદશાંગી પ્રરૂપી હતી તે હેમના નિર્વાણ પછી હેમની પાટે થયેલા સુધર્મસ્વામી, જંબુસ્વામી, પ્રભવસ્વામી વગેરેના વખતમાં ચાલી આવતી હતી. પરંતુ એ સઘળું મુખપાઠે રાખવામાં આવતું. ચંદ્રગુપ્ત રાજાના વખતમાં બાર દુકાળીને સમયે પાટલીપુત્રમાં મળેલા સંઘે એ દ્વાદશાંગમાંથી જે શાસ્ત્ર સિદ્ધાંત તારવી નક્કી કર્યા હતાં તે કેટલીક મુદત જતાં અનિયમીત સ્થિતિમાં આવી પડયાં. મુખપાઠ, સ્મરણ શક્તિના કમજોરથી નિયમીત યાદ નહિ રહેતાં વીસરાવા લાગ્યો અને તેથી જો હવે એ સઘળું નિયમીત રીતે પુસ્તકારૂઢ ન થાય તો જતે દિવસે એ જ્ઞાનની હયાતી ખોઇ બેસવા જેવો સમય આવી લાગેલો જોઇ મહાવીર ભગવાનની સત્તાવીશમી પાટે થયેલા દેવર્દ્ધિ ક્ષમાશ્રમણના ઉપરીપણા નીચે વલ્લભીપુરમાં એક સભા બોલાવવામાં આવી અને હેણે મુખપાઠમાંથી જરૂર જેટલું જ્ઞાન પુસ્તકારૂઢ કર્યું. આ શાસ્ત્રો પુસ્તકારૂઢ થયાની અંતિમ વિગત સંક્ષિપ્તમાં આપી જણાવવાનું એ છે કે, જો કોઈ એવું સમજતા હોય કે જૈન શાસ્ત્રો જ્હારે લખાયાં ત્હારેજ રચાયાં, તો હેમણે તે માન્યતા દૂર કરવી. જૈનોની હમેશની એક સારી પદ્ધતિ એ છે કે, દેશમાં જે વખતે જે ભાષા પ્રચલિત હોય તે ભાષામાં પોતાનાં ધર્મપુસ્તકોને ઉતારવાં કે લખવાં. આમ

કરવાનો હેતુ એ છે કે જેથી શાસ્ત્ર સિદ્ધાંતોનો લાભ સર્વે લઇ શકે. દેશની પ્રચલિત ભાષામાં લખાતા સિદ્ધાંતો ઉપરથી કાંઈ એ સિદ્ધાંતોનું પ્રાચીનત્વ જતું રહેતું નથી દાખલા તરીકે સંસ્કૃત ભાષા સાક્ષર વર્ગે પાછળથી તૈયાર કરી જેથી તે ભાષામાં લખાયેલા ગ્રંથોમાંના સિદ્ધાંતો શું તે પહેલા તે તે ધર્મમાં પ્રચલિત નહોતા? કહેવાનો સાર એ છે કે, જૈન ધર્મના સિદ્ધાંતો ઘણા જુના વખતથી મુખપાઠે સ્મરણમાં રહેતા હતા

શ્રી મહાવીર સ્વામીની પાટે અગ્નિવેશ્યાયન ગોત્રના શ્રી સુધર્મ સ્વામી પાંચમા ગણધર બેઠા. હેમણે ભગવાનને શ્રીમુખેથી જે સિદ્ધાંતો સાંભળ્યા હતા તે પોતાના શિષ્યોને કહી સંભળાવ્યા. તેઓએ ત્રીસ વર્ષ ખુદ મહાવીર સ્વામીનીની સેવા ભક્તિ કરી હતી મહાવીર સ્વામી નિર્વાણ પામ્યા પછી બાર વર્ષ પર્યંત છદ્મસ્થપણે વિચર્યા હતા ત્યાર પછી તેઓ કેવળી થયા અને આઠ વર્ષ કૈવલ્ય પાળી એકસો વર્ષનું આયુષ્ય ભોગવી મોક્ષે ગયા હેમની પાટે જંબુસ્વામી બેઠા. મહાવીર સ્વામીથી ૬૪ વર્ષ ૮૦ વર્ષનું આયુષ્ય પુરૂં કરી જંબુસ્વામી મોક્ષે ગયા એ જંબુસ્વામી પછી પ્રભવ સ્વામી પાટે બેઠા. ત્રીશ વર્ષ ગૃહસ્થાવાસમાં રહી ૫૫ વર્ષ ચારિત્ર પાળી તેઓ દેવલોક પામ્યા ત્યાર પછી સય્યંભવ ભટ્ટ પાટે બેઠા. એમ કેટલીક પાટ સુધી તો જૈન ધર્મ અખંડપણે ચાલ્યો. આઠમી પાટે આર્યરક્ષિતજીના વખતમાં સંપ્રતિ નામે ઉજ્જનનો મ્હોટો રાજા જૈનધર્મી થયા અને હેણે અશોક રાજાની પેઠે સ્થળે સ્થળે ઉપદેશકો મોકલી જૈન ધર્મને ટેકો આપ્યો.

ઐતિહાસીક સંબંધને અર્થે આપણે બીજી તરફ દૃષ્ટિ કરીએ. મહાવીર ભગવાનના વખતમાં મગધ દેશમાં શ્રેણીકરાજા

રાજ કરતો હતો શ્રેણીક પછી કોણિક અને ઉદાયિન રાજા થયા. ઉદાયિનને મારી નંદ નામે હજામ મગધની ગાદીએ બેઠો. નવ નંદ થયા પછી છેલ્લા નંદરાજાને ચંદ્રગુપ્તે હણી મગધનું રાજ્ય પોતાના હાથમાં લીધું ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક અને એ અશોકનો પૌત્ર આ સંપ્રતિ રાજા કેટલેક કાળે જૈન ધર્મ વિભક્ત થવા લાગ્યો. દીગમ્બર અને શ્વેતાંબર એ બે તેના મુખ્ય વિભાગ થયા. હાલ એ ધર્મમાં મુખ્ય ત્રણ વિભાગ છે—દીગંબરી, મૂર્તિપૂજક શ્વેતાંબરી અને મૂર્તિ નહિ પૂજનારા શ્વેતાંબરી (અથવા સ્થાનકવાસી.કે ઢુંઢીઆ) આ ત્રણે ભાગો પોતપોતાને એક બીજાથી પ્રથમ મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે પરંતુ એથી જે ફાયદો થવો છે તે તરફ નજર કરતા એવા પ્રયત્નમાં વખત ગાળવો કે હાલનો દેશકાળ જોતા અનુકુળ નથી હાલ તો મહાવીર પ્રભુના **જનહિતનાં અને આત્મહિતનાં ફરમાનો અમલમાં મૂકવા** પાછળજ વખત અને શક્તિનો વ્યય કરવો એ વધારે સારું અને વળી જરૂરનું છે એક સમગ્ર જૈન કોમનું જે વાતથી હિત થઈ શકે તેમાં મતમતાંતર દૂર કરી એકત્ર થઈએ તો ઘણો લાભ થાય આપણા સંપથી આપણી આખી કોમમાં દશગણું બળ વધશે અને તેના પ્રમાણમાં જૈન કોમ કેળવણીમાં, વેપારમાં, આબરૂમાં, બીજી કોમથી દરેક જાતની સ્પર્ધામાં અને નાણાં તથા વખતના સદુપયોગમાં સર્વથી ઘણી આગળ વધી જશે એ ચોક્કસ છે.

જરા વિષયાંતર થયું, પણ તે જરૂરનું હતું. જૈન નવતત્વનું જ્ઞાન મેળવવું એ, એ ધર્મની ઉંડી અને કાચી ફીલસુફીનું ઘણું સારું ભાન કરાવનારૂં આવશ્યક સાધન છે સાધુ અને શ્રાવકના ધર્મ

રાજ્ય કરતો હતો. શ્રેણીક પછી કોણિક અને ઉદાયિન રાજા થયા. ઉદાયિનને મારી નંદ નામે હજામ મગધની ગાદીએ બેઠો. નવ નંદ થયા પછી છેલ્લા નંદરાજાને ચંદ્રગુપ્તે હણી મગધનું રાજ્ય પોતાના હાથમાં લીધું. ચંદ્રગુપ્તનો પૌત્ર અશોક અને એ અશોકનો પૌત્ર આ સંપ્રતિ રાજા. કેટલેક કાળે જૈન ધર્મ વિભક્ત થવા લાગ્યો. દીગમ્બર અને શ્વેતામ્બર એ બે ત્હેના મુખ્ય વિભાગ થયા. હાલ એ ધર્મમાં મુખ્ય ત્રણ વિભાગ છેઃ—દીગંબરી, મૂર્તિપૂજક શ્વેતાંબરી અને મૂર્તિ નહિ પુજનારા શ્વેતાંબરી ( અથવા સ્થાનકવાસી કે ઢુંઢીઆ ) આ ત્રણે ભાગો પોતાપોતાને એક બાજુથી પ્રથમ મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ એથી જે કુસંપ વધે છે તે તરફ નજર કરતાં એવા પ્રયત્નમાં વખત ગાળવો એ હાલનો દેશકાળ જોતાં અનુકૂળ નથી. હાલ તો **મહાવીર પ્રભુના જનહિતનાં અને આત્મહિતનાં ફરમાનો અમલમાં મુકવા** પાછળ વખત અને શક્તિનો વ્યય કરવો એ વધારે સારૂં અને ઘણું જરૂરનું છે. એક સમગ્ર જૈન કોમનું જે વાતથી હિત થઇ શકે ત્હેમાં મતમતાંતર દૂર કરી એકત્ર થઇએ તો ઘણો લાભ થાય. આપણા સંપથી આપણી આખી કોમમાં દશગણું બળ વધશે અને ત્હેના પ્રમાણમાં જૈન કોમ કેળવણીમાં, વેપારમાં, આબરૂમાં,બીજી કોમથી દરેક જાતની સ્પર્ધામાં અને નાણાં તથા વખતના સદુપયોગમાં સર્વથી ઘણી આગળ વધી જશે એ ચોકસ છે.

જરા વિષયાંતર થયું; પણ તે જરૂરનું હતું. જૈન જ્ઞાન મેળવવું એ, એ ધર્મની ઉંડી અને ઉંચી શીલસુરીનું ભાન કરાવનારૂં આવશ્યક સાધન છે. સાધુ અને શ્રા

વિચારવા અને વર્તનમાં મુકવા એ પણ તેટલુ જ જરૂર્નું છે. જૈન ધર્મના શાસ્ત્રોમા આપેલા બાર વ્રતોના લક્ષણો, પ્રાયશ્ચિત વિધિ વગેરે જોતા જણાય છે કે, શ્રમણ ભગવત મહાવીર દેવે અજબ કામ કર્યું છે એનાં વ્રતોને લીધે જ સરકારના અપરાધી વર્ગમા બધી વસ્તીના પ્રમાણમાં જૈનની સંખ્યા ઘણી જ ઓછી જોવામાં આવે છે જો જૈનો પોતાના તીર્થંકરના ફરમાનો બરાબર અમલ કરે તો ઇન્ડીઅન પીનલ કોડમા દર્શાવેલા ગુન્હામાનો એક પણ ગુન્હો તેમના હાથથી થાય નહિ દરરોજ બે વાર પ્રતિક્રમણ કરતા જૈન ખાસ ભાવના ભાવે છે કે—

खामेमि सव्वे जीवा, सव्वे जीवा वि खमंतु मे॥
मित्ति मे सव्व भूएसु वैरं मज्झं न केणई ॥

"બધા જીવોને હું ક્ષમા કરૂં છું અને એ બધા જીવો મ્હને ક્ષમા કરો ! મ્હારે બધા પ્રાણીઓ સાથે મિત્રતા છે; કોઇ પણ જીવ સાથે વેર નથી." અહા ! આ કેવી ઉત્તમ ભાવના છે! એવુ વર્તન થતા એ વર્તન પોતાને અને જગતના જીવોને કેટલુ બધુ લાભકર્તા થઇ પડે તેમ છે! હાલમા જૈનો જૈનધર્મ સબધી ગૌણ બાબતોને અધિક મહત્વની સમજીને મુખ્ય બાબતો ઉપર લક્ષ આપતા નથી. સાધનમા આગ્રહ રાખી સાધ્યો ભૂલી જાય છે. નામ, સ્થાપના અને દ્રવ્યમા સ્થાપસ્થા રહી ભાવનાના શુદ્ધ સ્વરૂપના જ્ઞાતા થતા નથી. તેથી આપણામા બીજાના પ્રમાણમા કર્ત્તવ્યપરાયણ્તા ઓછી જોવામા આવે છે પરતુ જો મુખ્ય બાબતો ઉપર યોગ્ય લક્ષ આપવામા આવે તો એકતા વધે અને એકતાના તથા નીતિથી ઘણા સારે કામ આપણે કરી શકીએ

રાજ કરતો હતો શ્રેણીક પછી કોણિક અને ઉદાયિન રાજા થયા. ઉદાયિનને મારી નદ નામે હજામ મગધની ગાદીએ બેઠો. નવ નદ થયા પછી છેલ્લા નદરાજાને ચદ્રગુપ્તે હણી મગધનું રાજ્ય પોતાના હાથમા લીધુ ચદ્રગુપ્તનો પાત્ર અશોક અને એ અશોકનો પૌત્ર આ સપ્રતિ રાજા. કેટલેક કાળે જૈન ધર્મ વિભક્ત થવા લાગ્યો. દીગમ્બર અને શ્વેતામ્બર એ બે તેહેના મુખ્ય વિભાગ થયા હાલ એ ધર્મમા મુખ્ય ત્રણ વિભાગ છે.—દીગબરી, મુર્તિપૂજક શ્વેતાબરી અને મૂર્તિ નહિ પૂજનારા શ્વેતાબરી ( અથવા સ્થાનક-વાસી.કે ઢુઢીઆ ) આ ત્રણે ભાગો પોતાપોતાને એક બીજાથી પ્રથમ મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે પરતુ એથી જે ફળ થયું છે તે તરફ નજર કરતા એવા પ્રયત્નમા વખત ગાળવા એ કાલનો દેશકાળ જોતા અનુકૂળ નથી હાલ તો **મહાવીર પ્રભુના જનહિતનાં અને આત્મહિતનાં ફરમાનો અમલમાં મુકવા** પાછળજ વખત અને શક્તિનો વ્યય કરવો એ વધારે સારૂ અને ઘણુ જરૂરનુ છે. એક સમગ્ર જૈન કોમનુ જે વાતથી હિત થઇ શકે તેમા મતમતાતર દૂર કરી એકત્ર થઇએ તો ઘણો લાભ થાય. આપણા સંપથી આપણી આખી કોમમાં દશગણું બળ વધશે અને તેહેના પ્રમાણમા જૈન કોમ કેળવણીમા, વેપારમા, આબરૂમા, બીજી કોમથી દરેક જાતની સ્પર્ધામા અને નાણાં તથા વખતના સદુપયોગમા સર્વથી ઘણી આગળ વધી જશે એ ચોકસ છે.

જરા વિષયાતર થયું, પણ તે જરૂરનું હતું. જૈન નવતત્વનુ જ્ઞાન મેળવવું એ, એ ધર્મની ઉડી અને ફચી ફીલસુફીનું ઘણું સારૂ ભાન કરાવનારૂ આવશ્યક સાધન છે સાધુ અને શ્રાવકના ધર્મ

'વિચારવા અને વર્તનમાં મુકવા એ પણ તેટલું જ જરૂરનું છે. જૈન-ધર્મના શાસ્ત્રોમાં આપેલાં બાર વ્રતોનાં લક્ષણો, પ્રાયશ્ચિત વિધિ વગેરે જોતાં જણાય છે કે, શ્રમણ ભગવંત મહાવીર દેવે અજબ કામ કર્યું છે. એવાં વ્રતોને લીધે જ સરકારના અપરાધી વર્ગમાં બધી વસ્તીના પ્રમાણમાં જૈનની સંખ્યા ઘણી જ ઓછી જોવામાં આવે છે. જો જૈનો પોતાના તીર્થંકરનાં ફરમાનો-નો બરાબર અમલ કરે તો ઇન્ડીઅન પીનલ કોડમાં દર્શાવેલા ગુન્હામાંનો એક પણ ગુન્હો ત્હેમના હાથથી થાય નહિ. દરરોજ બે વાર પ્રતિક્રમણ કરતાં જૈન ખાસ ભાવના ભાવે છે કેઃ-

खामेमि सव्वे जीवा, सव्वे जीवा वि खमंतु मे॥
मित्ति मे सव्व भूएसु वेरं मज्झं न केणई ॥

"બધા જીવોને હું ક્ષમા કરૂં છું અને એ બધા જીવો મ્હને ક્ષમા કરો ! મ્હારે બધા પ્રાણીઓ સાથે મિત્રતા છે; કોઇ પણ જીવ સાથે વેર નથી." અહા ! આ કેવી ઉત્તમ ભાવના છે! એવું વર્તન થતાં એ વર્તન પોતાને અને જગતના જીવોને કેટલુ બધુ લાભકર્તા થઇ પડે તેમ છે ! હાલમાં જૈનો જૈનધર્મ સંબંધી ગૌણ બાબતોને અધિક મહત્વની સમજીને મુખ્ય બાબતો ઉપર લક્ષ આપતા નથી. સાધનમાં આગ્રહ રાખી સાધ્યને ભૂલી જાય છે. નામ, સ્થાપના અને દ્રવ્યમાં રચ્યાપચ્યા રહી ભાવનાના શુદ્ધ સ્વરૂપના જ્ઞાતા થતા નથી. તેથી' આપણામાં બીજાના પ્રમાણમાં કર્તવ્યપરાયણ જનો ઓછા જોવામાં આવે છે. પરંતુ જો મુખ્ય બાબતો ઉપર યોગ્ય લક્ષ આપવામાં આવે તો એકતા વધે અને એકત્રતા તથા નીતિથી ઘણાં ભારે કામ આપણે કરી શકીએ.

શ્રી મહાવીર પ્રભુનો પ્રરૂપેલો જૈનધર્મ એ એક સાગર છે અને બીજા અન્ય ધર્મો એ નદી રૂપ હોઇ ત્હેમાં સમાસ પામે છે આ વાત જો તાત્વિક દ્રષ્ટિથી વિચારવામાં આવે તો જ સમજાય તેમ છે, કલહથી કે વિવાદથી સમજાવાની નથી મહાવીર ભગવાને મોક્ષ તત્વના વિચારમાં ત્હેવા નુરી બતાવી આપ્યુ છે કે, જે ભવ્ય જીવો ખરેખરા ધર્મના આચરણો આચરે છે એટલે ખરેખરા ધર્મનું જ્ઞાન દર્શન અને ચારિત્ર પાળે છે તે પછી ગમે તો જૈન હો કે અન્ય હો—ગમે તો સાધુ હો કે ગૃહસ્થ હો પણ તે મોક્ષ મેળવી શકે છે આવી ઉદાર ભાવના અન્ય ધર્મ સ્થાપકોમાં હોવી મુશ્કેલ છે. કહેવાની મતલબ એટલીજ છે કે, જગતના ન્હાનામાં ન્હાના જીવથી તે મ્હોટામાં મ્હોટા સર્વ જીવને આત્મા સરખો હોઇ અત્યંત દઢ પ્રયત્ન કરવા કહેવામાં આવ્યુ છે અને તે પ્રમાણે કહેવાની લાગણી થવાનુ કારણ પણ એ છે કે, જગતના સર્વ જીવોનુ કલ્યાણ શી રીતે થઇ શકે એ જ મહાવીર ભગવાનનુ લક્ષ હતુ.

મહાવીર ભગવાનના પ્રરૂપેલા જૈન ધર્મને કેટલાએક નાસ્તિક મત માને છે પરંતુ પક્ષપાત રહિત વિદ્વાનવર્ગ સારી રીતે સમજી શકે તેમ છે કે, જૈન ધર્મ એ નાસ્તિક નથી શ્રીમાન્ શંકરાચાર્યજીએ અનેકાંત ( સ્યાદ્વાદનુ ) સ્વરૂપ સારી રીતે શોધ્યા વિના જૈનમતને માત્ર પક્ષપાત દ્રષ્ટિથી નાસ્તિકમત કહ્યો છે, પણ પ્રમાણદ્વારા જાણી શકાય તેમ છે કે, જૈન નાસ્તિકમત નથી જો જૈન નાસ્તિકમત હોય તો વેદાદિ બ્રાહ્મણ ધર્મના ગ્રંથોમાં કોઇ કોઇ સ્થળે જૈનોના પરમેશ્વરની સ્તુતિ અને સ્થિતિ પ્રાપ્ત કરવાની ઇચ્છા પ્રદર્શિત કરવામાં

આવી હોત નહિ પાણિની જેવા સમર્થ વિદ્વાને પાણિનીય વ્યાકરણમા નાસ્તિક આસ્તિકની જે વ્યાખ્યા આપી છે તે જુઓ —

परलोकः अस्ति इति मतिर्यस्यास्तीति चास्तिकः ।
परलोको नास्ति इति मतिर्यस्यास्तीति नास्तिकः ।

"પરલોક છે એવુ જે માને છે તે આસ્તિક છે અને નથી માનતા તે નાસ્તિક છે" તો હવે જઓ કે શુ જૈનો પર લોકને નથી માનતા? જૈનો સ્વર્ગ નરકાદિ સર્વને માને છે જૈનો પરમેશ્વરને ગૃષ્ટિનો કર્ત્તા માનતા નથી એટલાજ કારણથી તેમને નાસ્તિક કહેવામા આવે છે । પરતુ તે યથાર્થ નથી ૨૩૦૦ વર્ષ પર થઇ ગયેલ ગ્રીકવિદ્વાન **એરીસ્ટોટલ** પણ કહેતો કે ઇશ્વર ગૃષ્ટિનો કર્ત્તા નથી શ્રીમદ્ ભગવદ્ગીતાના બે શ્લોક અહીં આપી એ વાતને વધારે પુષ્ટ કરીશુ —

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभु
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ।
नादत्ते कस्यचित्पापं न कस्य सुकृत विभुः
अज्ञानेनावृत ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥

" પરમેશ્વર જગતના કર્તૃત્વને કે કર્મને ઉત્પન્ન કરતા નથી, તેમ એ પ્રકારે કર્મોના ફ્લોની પણ યોજના કરતા નથી **સ્વભાવથી** જ એ બધુ થાય છે પરમેશ્વર કોઇનું પાપ કે પુણ્ય લેતા નથી. અજ્ઞાનને લીધે જ્ઞાનનુ આવરણ થઇ જવાથી બધા જીવો મોહમા પડે છે"

શ્રી મહાવીર સંબંધી લેખ લખતાં ત્હેમના કેટલાક સિદ્ધાંતોનું અને જૈન ધર્મ સંબંધી અન્યધર્મની માન્યતાનું દિગ્દર્શન કરાવવાની કંઇક જરૂર સમજી થોડું લબાણ કર્યું છે, તે વાચકવૃંદ દેશકાળને ધ્યાનમાં લઇ ક્ષન્તવ્ય ગણવાની કૃપા કરશે. વાચકવૃંદમાં ઘણો ભાગ શ્રાવકનો હોવાથી ભગવાન મહાવીરે શ્રાવકના ગુણો તથા ગૃહસ્થ ધર્મ વિષે જે કંઇ કહ્યું છે ત્હેનું કાંઇક દિગ્દર્શન કરાવી આ લેખ આપણે પુરો કરીશું. શ્રાવકાચાર એટલે **ગૃહસ્થધર્મ**ના બે પ્રકાર કહેવામાં આવ્યા છે. (૧) અવિરતિ સમ્યગ્દષ્ટિ અને (૨) દેશવિરતિ. કોઇપણ પ્રકારના અતિચાર લગાડ્યા સિવાય તે દર્શન-આચાર પાળે છે. ગુણીજનોના ગુણની સ્તુતિ કરી ગુણોની વૃદ્ધિ કરે છે. સ્વધર્મીઆદિની અન્નાદિક દાનથી ભક્તિ કરે છે. સદાચાર આચરી ધર્મોપદેશ કરે છે. ધર્મને દીપાવવા પ્રભાવક બને છે. એમ ઘણી બાબતમાં ઉત્કૃષ્ટ ગૃહસ્થ લક્ષ આપે છે. દેશવિરતિ શ્રાવકમાં તો **જઘન્ય** શ્રાવક જાણી જોઇને સ્થૂલ જીવની હિંસા કરતો નથી અભક્ષ્ય વસ્તુનો ત્યાગ કરે છે અને થોડાં પચ્ચખાણ કરે છે. **ઉત્તમ** શ્રાવક સચેત આહારનો ત્યાગ કરે છે. એકવાર ભોજન કરે છે બ્રહ્મચર્ય પાળે છે. **પડીમાધારી** શ્રાવક એ સર્વથી ઉત્તમ શ્રાવક છે. શ્રાવકે બે ઘડી પાછલી રાત બાકી રહે ત્યારે તરત ઉઠી ધર્મધ્યાન કરવાનું છે પછી મુનિરાજનાં દર્શન કરી વ્યાખ્યાન સાંભળવું. પછી બાળ—વૃદ્ધ—રોગી વગેરેને અનુકુળ યથાશક્તિ દાન દેવું અને ન્યાયનીતિપૂર્વક ધન મેળવવાનો યત્ન કરવો. પોતાને ઘરે લાગતું ન્યાયોપાર્જિત ધનથી ગૃહિણીએ બનાવેલું સાદું, શુદ્ધ ભોજન યથાકાળે આરોગવું અને ફરી ધંધે લાગવું. બે ઘડી દિવસ બાકી રહે એટલે સર્વ કામ પડતાં મેલી દિવસ છતાં વાળુ કરી લેવું ને

પછી ફરીથી સાંજની આવસ્યક કરણી કરવી. રાત્રે સુતા પહેલાં આજે કયાં સારાં કામ મ્હેં કર્યાં તે વિચારી, થયેલાં નઠારાં કામો આવતી કાલથી જેમ બને તેમ ઓછાં થતાં જાય એવી વિચારણા કરી, સર્વ જીવોનુ ભલું ઇચ્છી, વહેલા સુઇ જવું. પ્રાત કાલે વહેલા ઉઠી પંચપરમેષ્ટિનુ સ્મરણ કરવુ, સર્વ જીવનુ ભલું ઇચ્છવું, હું કોણ છુ—મ્હારો ધર્મ શુ છે—હું શુ કરૂ છુ—મ્હારે શુ કરવું જોઇએ એ વગેરે બાબતોનુ ચિંતવન કરી આત્મકલ્યાણ સાધવુ. અનુકુળતા મુજબ અમુક દિવસ ધધા રોજગારથી નિવૃત્ત થઇ ધર્મશાસ્ત્રો વાંચવા—વિચારવામા વિશ્રાંતિ લેવી. અનાથ જીવોની રક્ષાને અર્થે, ધર્મની શુદ્ધતાના રક્ષણને અર્થે, પામર જીવોનાં કષ્ટો દૂર કરવા અનુકંપાની વૃદ્ધિને અર્થે, જે જે તકો પ્રાપ્ત થાય તે તક હાથ ધરી તે વખતે ધધાધાપાબાથી વિશ્રાંતિ લઇ જીવન સફળ કરવું.

જૈનગ્રંથોમા શ્રાવકના નીચે મુજબ ૨૧ ગુણ ગણાવવામાં આવ્યા છે—

धम्म रजणस्स जुग्गो अखुद्दो रुववंपगइसोमो
लोगप्पियो अक्रूरोभीरु असढो सुदक्खिन्नो
लज्जालुओ दयालू मज्झथ्थो सोमादिट्टी गुणरागी
सकह सुपक्खजुत्तो सुदीहदंसी विसेसन्नु
वुड्डाणु गोविणीओ कयण्णुओ परहियथ्थकारी
तहचेव लद्धुलक्खो इगवीस गुणोहिंसंपन्नो

ગંભીર ( ક્ષુદ્ર નહિ ), રૂપવત, સુસ્વભાવી, લોકપ્રિય, અક્રૂર, પાપભીરૂ, અશઠ, ડાહ્યો, લજ્જાળુ, દયાળુ, મધ્યસ્થ, ગુણનો પક્ષપાતી,

ગ્રમઝાહી, મહાદયા કરનારાળો, સુપક્ષ યુક્ત, દીર્ઘદર્શી, વિશેષજ્ઞ, વૃદ્ધોને અનુસરનારો, વિનયી, કરેલા ઉપકારને જાણનારો, પરહિતમાં તત્પર. થોડી મહેનતે વધારે શીખનારો.

આ ગુણોની યાદીપર વિચાર કરવામાં આવે તો હાલના જૈનોની ધર્મ સંબંધી કેટલીક ગેરસમજુતો પહેલી દષ્ટિએ જ દૂર થાય.

શ્રી મહાવીર ભગવાને સ્પષ્ટ કહ્યું છે કે, કોઇપણ કલ્પિત દેવોને સંતોષ્યાથી આત્માનો ઉદ્ધાર થતો નહિ. જેવાં કર્મ કરશો તેવાં ફળ મળશે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન સ્થિતિનું સુખ સર્વ જીવોના પોતાના હાથમાં છે. સ્વર્ગાદિનાં સુખો પ્રાપ્ત કરવાં કે નરકાદિનાં દુખો ભોગવવાં એ જીવના પોતાનાં-પોતે કરેલાં કર્મોના હાથમાં છે. ભવાંતર અથવા ભવભ્રમણ થોડું અથવા ઘણું દુઃખદાયક હોય છે. માટે સ્વર્ગાદિનાં સુખોની ચાહના કરતાં મોક્ષની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો એ જ ઇચ્છવા યોગ્ય છે.

દરેક ખરો જૈન શ્રી મહાવીર સ્વામીના સિદ્ધાંતોને સ્વીકારી સઘળાં કર્મોનો નાશ થાય ત્યારેજ ખરૂં મોક્ષ સુખ પ્રાપ્ત થશે એમ માને છે; ને એ રીતે ખરો જૈન અનંત શાન્તિની આશા રાખી સંસારમાં કે સંસારત્યાગમાં પોતાનાં કર્તવ્ય કર્મો બજાવે છે. જૈનના ખરા સાધુઓ, સંસારની સઘળી લપનછપન અને ખટપટ છોડી દઇ, લોકહિતની અને આત્મહિતની નિર્વિઘ્ન ભાવનો દેશકાળ મુજબ લક્ષમાં લઇ પવિત્ર ધ્યાનની સ્થિતિએ પહોંચી, આત્મકલ્યાણ સાધે છે: અને ખરો જૈન ગૃહસ્થ પરમાર્થસહીત ધંધાધાપામાં અર્થ સાધી, નીતિ અને સન્માર્ગે વર્તી, સર્વ જીવને પોતાના સમાન જાણી શાશ્વત સુખની આશા રાખે છે.

# પર્યુષણ માટે વગર પૈસાનાં ચિત્રો.

## ચિત્ર ૧ લું,--સંવત્સરી દેવીની પૂજા.

આકાશમાં દૃષ્ટિ કરો. ચન્દર કોઈ સુંદરી દેખાય છે. એણે ફાટયાં તુટયાં જરીનાં વસ્ત્ર પહેર્યાં છે. મ્હોં ઉદાસીથી છાઇ રહ્યું છે. એની ભમરો ગુસ્સાથી ચઢેલી છે.

"હવે જમીન ઉપર નજર કરો. હજારો શ્રાવિકાઓ વસ્ત્રાભૂષણ પહેરી બણીઠણીને હાથમાં થાળ લઇ ઉભી છે અને પેલી આકાશની સુંદરી તરફ ચોખા ઉડાડીને કહે છેઃ " ઓ સંવત્સરી માતા! અમે ત્હને પુજીએ છીએ. અમે ત્હારૂં સ્તવન કરીએ છીએ. "

અને એ શ્રાવિકાઓની પાસે ઉભેલા 'ડાહી માના દીકરા' એ હજારોની સંખ્યામાં સાથેથી પ્રાર્થના કરે છેઃ " દેવી! ત્હારાં દર્શનથી અમે પવિત્ર થયા. થોડા ખર્ચે અને થોડી મહેનતે મોક્ષ આપનાર દેવી! અમો રંક વાણીઆઓ ઉપર કૃપાદૃષ્ટિ રાખજો!"

અને ન્હાનાં ન્હાનાં છોકરાં " માતાકી જે! છમછરી દેવીકી જે!" એવા હર્ષનાદથી આકાશ ગજાવે છે.

પરંતુ જો! દેવી તે કાંઇ સાંભળી ખુશી થતી નથી. તેણીના હોઠ બબડયા કરે છે અને મ્હોં ગુસ્સાથી લાલચોળ બની જાય છે.

"ઓ માતૃદ્રોહી મનુષ્યો ! ત્હમે શું જોઇને મ્હોં બતાવવાની હિમત ધરોછો ? કળીયુગમાં ગમે તેટલા તપ-જપ કરે તો પણ મોક્ષ નથી મળતું છતાં હું ત્હમને એકજ દિવસમાં મોક્ષનગરીની સમીપમાં લઇ જવા માટે ત્હમારા આડે શત્રુઓને બાળીને ભસ્મ કરનારી ત્હમારી ઉપકારી દેવી છું; તો પણ મ્હારા દર્શન માટે ત્હમે બધા મ્હારા ભક્તો એકઠા નથી મળી શકતા ? પૂજામાં પણ અભિમાન અને કલેષ રાખોછો કે ? દુનીઆમાં મ્હારી હાંસી કરાવો છો કે ? ઓ અંધાઓ ! જાઓ આજથી ત્હમારાં ધર્મસ્થળો પર અનેક વિઘ્નો આવી પડશે, ત્હમારા સાધુઓ જનસામાન્યને પીડા તુલ્ય થઇ પડશે, ત્હમારી સ્ત્રીઓ સ્ત્રીજાતીની આર્યાઓને 'સ્વામી' કહીને બોલાવવા જેટલી જ બુદ્ધિ સાચવી શકશે, ધર્મના ઠેકાણે જ કજીઆનાં કામ થશે, ત્હમારાં બાળકો 'ધર્મ' નામથી જ સો ગાઉ ભાગશે, ત્હમારા વિદ્વાનોની પૂજા ઝાડુ વડે થવા લાગશે, ત્હમારા શેઠીઆઓની મતિ હરામનું ખાવાની-સતીઆઓને સતાવવાની અને સાધુઓને પોતાના આશ્રીત બનાવી મુંગા બનાવી દેવા જેવી થશે. ત્હમે ગમે તેટલી મ્હારી પૂજા કરશો પણ તે હું સ્વીકારીશ નહિ. જાઓ, આત્મદ્રોહીઓ ! ત્હમારૂં મ્હોં છુપાવો. જાઓ ધુત્તાઓ ! આ ત્હમારી

તેમ નવી પણું તેમ છતા એક માતાના ઉદરતી પ્રેમથી ... ને
ત્હમે મ્હારા સઘળાં બાળકો એ મ૫ થઇ એકી વખતે મ્હારૂ
પૂજન કરશો તો તે શાપ દૂર થશે '

અને ફરી આકાશમા અતર્ધા । થઇ ગઇ

## ચિત્ર ૨ જું,–અવસરનો જાણ બેટો!

બેટાજી—બાપાજી! ત્હમે રોજ કહેતા હતા કે ત્હારે માટે
મજાની આગડી શીવરાવી આપીશ પણ કોઇ દી શીવડાવી તો નહિ!

બાપાજી—પણ બા! આજકાલ ખરચ બહુ થાય છે તે શુ
કરીએ? ગીરે મહીને પગારમાથી દશ વધ્યા તા તે ગરૂજીની જાનાએ
ગયા તેમા ચટ થઇ ગયા હવે વગી વધશે તો શીવડાવીશુ

બેટાજી—અને આ મહીને મ્હારી બાએ મહીનાની લાગણ
કરી છે તેથી અનાજના ચાર રૂપીઆ બચ્યા છે! હવે તો ચાર
રૂપીઆની આગડી શીવડાવી આપશો ને?

બાપાજી, બેટાજીના મ્હો તરફ જોતા પુતના જેવા બની ગયા!

## ચિત્ર ૩ જું,–આવડુ મ્હોટુ પેટ?

મીસ્તર કૃપણદાસ—આજકાલ આપણા પોબાર છે પેલા
મારવાડી સા'બે બાપણુ કરતા કરતા આપણુને મચકો સાડાસતર
ખાડી લગા ગે છે. મારો'યો કહે છે શુ કે મીસ્તર કૃપણદાસ તો
એકલા જ પચીસ હજાર રૂપીઆ ધરમાદામા આપી દે એવા
જબરા છે!

કૃપણ કાકાના છાપરા પર પચીસ હજાર નેવા પણ નથી તો
પણ મફતની વાહવાહ તો પેલા બાપણુકર્ત્તાના પ્રતાપે ઘેરેઘેર થવા

લાગી; છાપાને તો જાણે આમદોટ કર્યું છે; એટલે મારો વાવો છાપાવાળો કાંઇ બંદાની વાહવાહના બે બોલ ઓછા જ છાપે તેમ છે? હ્તારૂં ભલું થાયરે કૃપણીઆ! 'છાપાવાળાથી તે વળી વાણીઆભાઇને વેર શાં ને ઝેર શાં? વાણીઆ સુઠ નીગી તો કે' સત્તર વાર નીચી! જો આજે એમ કીધુ હોત તો એક પાઇપણુ ખર્ચ્યા પહેલાં મારવાડી સા'બના ભાષણમાં બંદાની જે તારીફના બોલ બોલાયા ને છપાઇ પ્રગટ થઇ-પાચ લાખ જૈનોના ઘેર બંદાની વાહવાહ ન થઇ હોત કે? હશે, થયું તે થયુ. પણ ગામમાં તો આપણી વાહવાહ થઇ ગઇ? આહા! હમણાં મ્હારૂં પેટ કેવું મ્હોટું જેખાય છે જો! હવે બદાથી તો ચાલી શકાવાનુ જ નહિ! પણ ઊંચકવા દે પેલા થાનકીઆને; તે છે ધર્માદાનો નોકર અને બંદો છે ધરમાદાનો શેઠઃ એટલે તે શા માટે બંદાને ઉચકીને નહિ ફરે?

## ચિત્ર ૪ થું,-બે લશ્કરનાં બે 'બૅરૅક્સ'.

સુબેદાર નથમલજી સા'બના લશ્કરમાં એક વખત ભારે ખટપટ જાગી. કોટપાટલુગવાળા કેટલાક સીપાઇઓ ધોતીઆપારેખ સીપાઇઓ સાથે લડવા લાગ્યા. એક બીજા પર મ્હેણાંનો વરસાદ વરસ્યો.

પાટલુગદાસ—તમે ધોતીઆ પારેખો! તમે માત્ર સ્વાર્થથી અમારી ફોજમાં ભળ્યા છો. ધર્મોએ જ દેશનું સત્યાનાશ વાળ્યું છે એમ જાણવા છતાં તમે હમણાં ધાર્મિક કેળવણી ખાતે માસિક મ્હોટી રકમ મેળવવાના સ્વાર્થ માટે જ અમારી પલટનમાં ભળ્યા છો.

ધોતીઆપારેખ—ખબરદાર મી. પાટલુગદાસ! નાના જીભે વધારે ના બોલો. અમે અમારી માનવતી કૉન્ફરન્સ માતાના ભક્તિ

કરવા જ આ પલટનમાં આવ્યા છીએ. એ પલટન ન્હોય ત્હમારા બાવાની એકલાની! ત્હમે તો ત્હમારા માટે જંગલીઓનુ ભણતર ભણવાની સગવડ માટે માસિક મ્હોટી રકમ મેળવવાને જ આ ફોજમાં ભર્યા છો તે કોણ નથી જાણતું '

કજીઓ વધી પડયો અને શુબેદાર સા'બ આવી પુગ્યા. તેઓ બન્નેના તરફ જોઇને બોલ્યા "મી. પાટલુંગદાસ! અને શ્રીયુત ધોતીઆ પારેખ! ત્હમે બન્ને મ્હારા જમણા અને ડાબા હાથ તુલ્ય છો. એકના પણ સિવાય હું મ્હારૂં સુબેદાર ચલાવી શકું તેમ નથી. ત્હમે બન્ને પોતપોતાના પક્ષને આટલા આગ્રહપૂર્વક પકડી રહો છો અને ત્હેને મજબુત કરવાને ઉદ્યમ કરો છો તે જોઇ મ્હને ખેદ નહિ પણ આનંદ થાય છે. મ્હારા બહાદુર સુભટો' મેણાં સદાય ઘરમેળે માર્યા કરજો, પણ બહારના કોઇ સામા આવે તો એક થઇ જજો હો! હવે તો ત્હમને બન્નેને જૂદા રાખવા માટે બે 'જર્નલ' બનાવ્યા છે. રતલામ અને મુંબઇમાં ત્હમારા ધામ થયાં છે. ત્હાં રહી બન્ને કરો હરીફાઇ (દુશ્મનાવટ નહિ હોં!) અને જે આગળ વધે ત્હેની કબુલ કરો સરસાઇ! તેમજ કૉન્ફરન્સ માતાની પધરામણી વખતે મહાદેવીની છડી પોકારનામાં બન્ને બની જજો સગા ભાઇ!

---

# દરીયામાં આગ: કોણ બુઝવશે ?

સંવત્સરીના વધામણીયા અંકમાં હર્ષ, આનંદ અને ગમ્મતની વાતો વાંચવા તલપી રહેલા આ પત્રના વાચકો સમક્ષ આગ બુઝવવાની અરજ કરવાનો પ્રસંગ મ્હારે લેવો પડયો છે એ મ્હને ગમતી વાત તો નથી પણ દરેક કર્તવ્ય કાંઇ મીઠું નથી હોતું; કેટલાંક કર્તવ્યો કડવાં લાગવા છતાં પણ બજાવવાં પડે છે.

(૧) પર્યુષણ આવ્યાં અને કમ અક્કલના સુવાનોને માટે શાસ્ત્રશ્રવણને બદલે જુગાર રમવાની છુટી પણ લેતા આવ્યાં! આનું નામ **દરીયામાં આગ** નહિ તો બીજું શું? પર્યુષણમાં તો દુષ્ટો પણ પવિત્ર થાય, કસાઇ પણ દુકાન બંધ રાખે, અને જૈનના બાળક સપ્ત વ્યસનમાંના એક નિંદ્ય વ્યસનને સેવે એ શું **દરીયામાં આગ** ન કહેવાય?

(૨) પર્યુષણ આવ્યાં અને સાથે સંઘમાં કલેશ કરવાની મોસમ પણ લેતા આવ્યાં! એ શું **દરીયામાં આગ** લાગ્યા બરાબર ન કહેવાય? આપણે સૌ જાણીએ છીએ કે નાતજાતના અને ઘરના કજીયા અપાસરામાં જ હોમાય છે અને તે પણ મુખ્યત્વે ધર્મ દિવસોમાં! કારણ કે તે દિવસે ધાંધલ વધારે હોય છે! કલેષ દુર કરવાને માટે ખાસ નિર્માયેલા દિવસો જ કલેષને માટે પસંદ કરવામાં આવે એ **દરિયામાં આગ** નહિ તો બીજું શું?

(૩) પર્યુષણ આવ્યાં અને સ્થાનકવાશી--દેરાવાશી વચ્ચે વરઘોડાના નામે મારામારી કરવાની મોસમ પણ સાથેજ લેતા આવ્યાં

એ શું દરિયામાં આગ લાગવા જેવું ન કહેવાય? એકના દેરા પાસે કે બીજાના સ્થાનક પાસે અપશબ્દ બોલવા, મારામારી કરવી, ઢોલક નગારા વગાડીને અથવા બીજી કોઇ રીતે લાગણી દુખવવી એ મહાવીરના પુત્રો માટે હરગીજ નહિ ઇચ્છવા યોગ્ય છે. અપાશરા અને દેરાસર પાસે થઇને અન્યધર્મીઓના વરઘોડા જાય તેની કાંઇ હરકત નહિ અને એક ભાઇબંધ જૈન પંથના વરઘોડાની ઇર્ષા કરવામાં આવે એ ખરે જ આપણું બળ ઘટાડનારૂં અને આપણને ધર્મથી પાછા હઠાવનારૂં પગલું છે. આ બાબતમાં માધ્યસ્થ દ્રષ્ટિવાળા મુનિઓએ અને બન્ને વર્ગની કૉન્ફરન્સોએ મ્હારૂં ત્હારૂં છોડી મહાવીર દાદાની બીક રાખી બાજબી ઉપદેશ કરવો જોઇએ છે. નહિ તો દરિયાની આગ બુઝાવવી મુશ્કેલ થઇ પડશે અને એક દિવસ સુંદર જૈન જહાજ આ દરિયાની આગથી ખાખ થશે. પ્રભુ તેમ ન થવા દો!

બધી જાતની આગો કરતાં દરિયાની આગ ઘણી ભયંકર હોય છે; કારણ કે તે આગમાં દરીયાનું પાણી ગમે તેટલું નાંખો તો પણ તે બુઝાતી નથી, બલ્કે ખારાશને લીધે આગ વધતી જાય છે. બીજે સ્થળે લાગેલી આગ માટે મીઠા જળની સગવડ થઇ શકે છે પણ દરીયામાં તો તેવી સવડ મુશ્કેલ થઇ શકે નહિ. તેવી જ રીતે ધર્મના નામે, ધર્મનાં કામમાં, ધર્મ દિવસોમાં, ગૃહસ્થો વા ત્યાગીઓએ નવા કર્મ ન બંધાય તે માટે ખાસ કાળજી રાખવાની છે અને તે પહેલાં થયેલા દોષો પણ બાળી નાંખવાને ક્ષમારૂપી આગ યા ભાવનારૂપી ભઠ્ઠીનો ઉપયોગ કરવો જોઇએ છે.

# ખમાવતાં શરમાશો નહિ.

માણસ માત્ર ભૂલને પાત્ર છે. કેટલીક ભૂલો અજ્ઞાનમાં થાય છે અને કેટલીક જાણી જોઇને, પરંતુ ન છૂટકે કરાઇ જાય છે. આવી સઘળી ભૂલોના દોષમાંથી મુક્ત થવા માટે વીરપરમાત્માએ મુકરર કરેલું ચોવડીયું અર્થાત્ સંવત્સરી તદ્દન હાથવેંતમાં છે માટે ન્હાના તેમજ મ્હોટા, પુરૂષ તેમજ સ્ત્રીઓએ ક્રમગે પોતાના સગાસરીઆઓ તથા પોતાથી ન્હાના હોય તેઓને—પર્વને ખમાવવા જોઇએ છે. ધર્મ ૧૦ પ્રકારે કહ્યો છે, તેમાં પણ પહેલા પ્રકારમાં ક્ષમા એટલે ક્ષમાવંતપણું છે ક્ષમા આપવા અને ક્ષમા માગવાનું કામ માત્ર મ્હોટા દીલના માણસોથી જ થાય છે ક્ષુદ્ર હૃદયના માનવી જો કે "હું ખમાવું છું—હું ખમાવું" એવા શબ્દોનો પ્રયોગ તો કરે છે ખરા, પરંતુ કેમનું હૃદય ખમાવતું નથી તેમ તે ખમતું પણ નથી, એટલે મોઢાના એ શબ્દો, કાગળના એક કકડામાં "મેં મણ અગ્નિ" એવો શબ્દ લખીને રૂના ઢગલામાં મુકવાથી જે અસર થાય, તેટલી જ અસર કરે છે

દરેક માણસે પ્રથમ પોતાના વડિલોને એટલે કે માતાપિતા તથા ગુરૂ અને દેવને અંતઃકરણથી ખમાવવા જોઇએ વર્ષ દરમ્યાન તેઓનો જે કાંઈ અવિનય થયો હોય, આશાતના—અભક્તિ થઈ હોય તે સર્વ માટે અંતરથી ખમાવવા જોઇએ ત્યાર પછી પોતાના શત્રુઓને બની શકે તો રૂબરૂ જઇને, ન બની શકે તેમ હોય તો ખુશદિલના પત્રથી, ખમાવવા જોઇએ આપણે બનતમણુ ઓછું કરવા

અહીં આના છીએ ત્હેને બદલે ભવભ્રમણ વધારનાર કલેષ ઉત્પન્ન કરીએ અને તે કલેશ સુઝાવવા પહેલા આ દુનિયા છોડી જઇએ તો ભવભ્રમણ ઉલટુ વધારીએ, એ કેવુ ખેદજનક છે ? માટે "હાથમે માળા, મગનમે છુરી" એની માફક ન ખમાવતા **ખરા દીલથી** ખમાવવુ જોઇએ ૮૪ લાખ જીવાયોનીને ખમાવવાના પાઠ બોલનાર માણસે પોતાના વડીલો, કુટુબીઓ તથા શત્રુઓને ખમાવવાનુ હરગીજ ભુલવુ જોઇતુ નથી, અને જો ખમાવવામા અભિમાન કરવામા આવે તો સદ્દગતિ થવી મુશ્કેલ છે બાહુબળજીએ રાજવૈભવનો ત્યાગ કરી તપ કરવા માડયો પણ જ્યા સુધી પોતાના ન્હાના ભાઇઓને નમન કરવા માટે પગ ઉપાડયો નહિ—જ્યા સુધી એમને દર જે અભિમાન છોડી શકયા નહિ, ત્યા સુધી તેમને કેવળજ્ઞાન થયુ નહિ અને જે વખતે **નમન કરવા પગ** ઉપાડયો કે તરતજ કૈવલ્ય ઉત્પન્ન થયુ આ દાખલો યાદ રાખીને દરેક 'વિરા'એ 'ગજ' ઉપરથી ઉતરી ન્હાના મ્હોટા તમામને નમનુ જોઇએ ખમાવવુ જોઇએ.

ખમાવવા માટે આજનો દિવસ નિર્માયો છે તેથી મ્હોટો લાભ તો એ છે કે શ્રીમંત અને ગરીબ, ન્હાના અને મ્હોટા તમામ એક બીજાના સહવાસમા આવી શકે છે અને પૈસા તેમજ અધિકારે ઉત્પન્ન કરેલો ભેદ તોડી નાખે છે.

ભગવાન કહે છે કે "खंतीएणं परिसह जणयई" અર્થાત્ ક્ષમાવાન થવાથી પરિસહ ઉપર વિજય મેળવી શકાય છે વળી કહ્યુ છે કે ' क्षमा स्थापते धर्म " ક્ષમા એ ધર્મને રહેવાનુ સ્થાન છે, એટલે કે ક્ષમા એજ ધર્મ છે વિદ્વાનો કહેછે કે "Forgiveness is the noblest Revenge " અર્થાત્ "ક્ષમા છે તે સર્વથી

ઉમદા પ્રકારનું વૈર છે." એક માણસ આપણુને નુકશાન કરી જાય
ત્હેનુ વૈર લેવા માટે આપણે ત્હેનું નુકશાન કરીએ તો તેથી તે
આણુમ વૈર છોડી દેતો નથી પણ વૈરની પરંપરા વધતી જાય
છે અને મરણ બાદ પણ વૈર સાથે આત્મા છૂટો પડે છે.
માટે જ બાઈબલે કહ્યું છે કે "Bless them that *curse*
you." અર્થાત્ જે ત્હને શ્રાપ દે ત્હેને તું આશીર્વાદ દેજે. વળી
પણ બાઇબલ કહે છે કે "જે ત્હને કોઈ જમણા ગાલ ઉપર તમાચો
મારે તો ડાબો ગાલ પણ ધરજે."

જેઓ ક્ષમા કરેછે ત્હેમને જ ક્ષમા માગવાનો અધિકાર છે.
બાઇબલ કહે છે કે "Forgive and you shall be
forgiven" પરંતુ ક્ષમા મેળવનારા તથા આપનારા બહાદુર
પુરૂષો જ હોયછે, **બીજાની** તાકાદ નથી કે તેઓ એવી હીમત
ધરી શકે. "क्षमा वीरस्य भूषणम्" અપરાધ નહિ ક્ષમાવનારના
જપતપ મીથ્યા છે, તે બાબતનો ઉપદેશ આ પત્રના ગ્રાહકોને શ્રી
'સુસઢ ચરિત્ર'નું જે પુસ્તક ભેટ આપવામાં આવ્યુ છે ત્હેમાં ઘણી
અચ્છી તરેહથી કરવામાં આવ્યો છે. ત્હેમાં જણાવ્યા મુજબ રૂપી
કુંવરીએ એકજ વખત **શીલસન્નાહ** કુમાર તરફ સરાગ દૃષ્ટિએ
જોયુ હતું (સીવાય બીજો કાંઇ અપરાધ કોઈ દિવસ કર્યો નહોતો) અને
તે અપરાધ ખમાવ્યો નહોતો તેટલા જ દોષ માટે ૯૯૯૭ ભવ સુધી
પરિભ્રમણ કરવું પડયું અને અનેક દુઃખ સહવાં પડયાં; તેણે કરેલી
ઉગ્ર તપશ્ચર્યા, સાધ્વી તરીકે પાળેલાં પંચમહાવ્રત, ખાંડાની ધાર
જેવો સંથારો, ઉગ્રવિહારઃ એ વગેરે છતાં આટલા બધા ભવ સુધી
ત્હેને દુઃખ ભોગવવું પડયું. જ્યાં સુધી શરીરમાં વાગેલો લોઢાનો

ખીલો લોહચુંબક વડે દૂર કરવામા ન આવે ત્યાં સુધી બીજી દરેક દવા નકામી છે તેમજ વૈરવિરોધ અને બીજા અપનાવો **ક્ષમાપના રૂપી લોહચુંબક વડે ખેંચી કહાડનામાં ન આવે ત્યાંસુધી તપ-જપ અને ક્રિયા-અનુષ્ઠાન સર્વ વ્યર્થ છે**

આ સૂચના જો સંઘના અગ્રેસરના દીલમા ઉતરે તો આખા સંઘને ઘણો લાભ થાય કારણ કે ઘણીવાર એમ બને છે કે આગે વાનો તેમનાથી જૂદો અભિપ્રાય ધરાવનારા ઉપર તથા વ્યાજબી પણ અપ્રિય સલાહ આપનાર ઉપર ક્રોધ કરે છે અને એ ક્રોધ આખાં સંઘને નુકશાન કરવાના કામમા વપરાય છે પરંતુ જો સંવત્સરીનો ઉપયોગ ખમાવવામા કરવામા આવે તો એ સર્વ ખટપટ ઓટવેથી જ બંધ પડી જાય અને તેથી સંઘને જ લાભ થાય

સાધુ મુનિરાજો પણ ખરાદિલથી અંદરોઅંદર ખમાવે તો માહોમાહેના ઝગડા દૂર થાય અને સંઘની ઉન્નતિ ઘણી સહેલાઈથી થઈ શકે

# પર્યુષણની પ્રભાવના!

## સાકરથી સ્વાદિષ્ટ અને મણિઓથી મૂલ્યવાન!

જીંદગીની રોટલી 'પ્રેમ' છે, જીંદગીનું નિમક 'કામ (ઉદ્યમ)' છે, જીંદગીની ખાંડ 'કવીતા' છે, જીંદગીનું જળ 'શ્રદ્ધા' છે આ સાધનોને ઓળખશે તે સુખી જીવન ગુજારી શકશે.

* *

ઇજીપ્તના રાજા સીસોસ્ટ્રીસે પોતાની ગાડીના ઘોડાની જગાએ ચાર જીતાયલા રાજાઓને જોડયા તેનપને તે ચારમાના એકે ગાડીના પૈડા તરફ તાકીતાકીને જોવા માંડયું સીસોસ્ટ્રીસે પૂછ્યું "પૈડામાં એવી ખાસ ખુબી શું છે વારૂ, કે જેથી તમે તાકી રહ્યા છો?" બંધ બનેલા રાજાએ જવાબ આપ્યો "માત્ર એક જ ખાસ ખુબી છે; અને તે પણ ન્હાનીસુની છે! આ પૈડામાં અસ્થીરતા જોઇ મ્હને આશ્ચર્ય થયું. પૈડાના જે ઉપલા ભાગ ઉપર ક્ષણ પહેલા મ્હારી દૃષ્ટિ હતી તે જ ભાગ છેક તળે જઇ બેઠો અને વળી બીજીજ ક્ષણે સૌના માથે આવી લાગ્યો!"

સીસોસ્ટ્રીસ સમજ્યો કે સ્થિતિના વારાફેરા એવાજ છે, અને જેટલા ચ્હડે છે તે બધા પડવા માટે જ, કારણ કે બાર પછી તેર નથી વાગતા, પણ એક જ વાગે છે

તુરત તે સર્વ રાજાઓને તેણે મુક્ત કર્યા.

* *
*

મહમદ એકવખત એક ઝાડ તળે એકલો ઊંઘતો હતો. તે હમણાં હથીઆર કે મદદ વગરનો છે એમ જાણી લાગ જોઇને એક શત્રુ મ્હેના ઉપર ઉઘાડી તરવારે ધાઇ આવ્યો અને મ્હોટેથી બોલ્યો: "ઓ મહમદ! બોલ હવે ત્હને બચાવનાર કોણ છે?" મહમદ જાગ્યો અને આ દેખાવથી જરા પણ ગભરાયા સિવાય ધીમેથી બોલ્યો: "મ્હારો ઇશ્વર!"

શત્રુયોદ્ધાએ તુરત જ તરવારનો ઘા કર્યો કે જે ઝાડ ઉપર પડ્યો અને ત્હેમાં તરવાર ભરાઈ રહી! મહમદે ઉઠી એક આંચકે તે તરવાર ખેંચી કહાડી અને પેલા હત્યારા ઉપર તે જ તરવાર ઉગામીને પૂછ્યું: "બોલ, હવે ત્હને બચાવનાર કોણ છે?"

યોદ્ધો નરમઘેંસ બની ગયો અને પગે પડ્યો. તે સમજ્યો કે "આ જગતમાં કોઇ મારતુએ નથી, ને મરતુએ નથી; કોઇ છુપી શક્તિ (કર્મ) દરેક ખેલ ભજવે છે અને માણસ નકામો શેખાઇ કૂટે છે!"

* *

જીંદગીના ત્રણ મ્હોટા 'વ્યાપાર' આ છે.—

(૧) ભૂત માટે ખેદ કરવો કે બડાઇ મારવી.

(૨) વર્તમાન માટે બડબડવું.

(૩) ભવિષ્ય માટે તર્કવિતર્ક કરવા.

આ વ્યાપારમાં નફો નથી એમ સમજી શકનારાઓ માટે મોક્ષનો ઇજારો રખાયો છે. ઉમેદવારોએ હૃદયકચેરીમાં અરજી કરવી.

* *
*

રામકૃષ્ણ પરમહંસ હમેશ કહેતા કેઃ "સૂર્ય હમેશ સઘળા ઉપર પ્રકાશ અને તાપ ફેંકે છે; પણ આકાશમાં વાદળાં આવે ત્હેમાં સૂર્યનો શું દોષ?" સત્ય જ્ઞાન અને સુખનો પ્રવાહ પુર જોશથી સઘળા ઉપર ફેંકાય છે પણ વચ્ચે 'અહં'પણું (અભિમાન નહિ પણ સંકુચિત દૃષ્ટિ-સ્વાર્થદૃષ્ટિ) આડું આવે અને તેથી તે પ્રવાહનો લાભ ન લેવાય એમાં કોનો દોષ?

* *
*

એક ડોસાએ પોતાની બુદ્ધિશાળી પુત્રીને કહ્યું "ત્હારે, માટે પતિ જાતે જ પસંદ કર, પણ યાદ રાખજે કે **નિર્ધન** માણસને કદી પતિ બનાવીશ નહિ." એમ કહી, 'ધનવાન'ની વ્યાખ્યા પૂછી. છોકરી જમીન તરફ જોઇને બોલીઃ "જેની પાસે ધન સિવાય બીજું કાંઇ (મતલબ કે ગુણ) ન હોય તે ધનવાન!" કેવી મજાની વ્યાખ્યા!

* *
*

બાઇબલ કહે છેઃ "સોયના નાકામાં થઇને જવાનું કામ ઉંટને માટે ઘણું જ સહેલું છે." કેવી હસવા જેવી વાત! પણ સબુર, **ક્યા કામ કરતાં** તે કામ સહેલું બાઇબલમાં જણાવ્યું છે તે જાણવા દો. "એક ધનવાનને માટે પરમેશ્વરના દરબારમાં જવાનું કામ જેટલું સહેલું છે તે કરતાં, સોયના નાકામાં થઇને જવાનું કામ ઉંટને માટે વધારે સહેલું છે." હવે છે કાંઇ આશ્ચર્ય! પરમેશ્વરના દરબારમાં જવું હોય તો બાઇબલની શિખામણ માનીને દાગીના ફટાફટ ફેંકી દેવા મંડી પડો, કે જેથી હળવા ફુલ જેવા-અરે પવન જેવા થઇ **સાહેબના** દરબારમાં જઇ શકાય! અરરરર, બાઇબલની આવી વાત અમો ખાંડી ભરાવાળી બાઇઓને એટલે શ્રીમંતોને કેમ ગોઠશે!

# શ્રીમદ્ પૈસા-પુરાણ !

૧

કન્જુસ કાકા જ્યહારે અંકગણીત શીખવા માંડે છે ત્યહારે 'સરવાળા'થી જ શરુ કરે છે અને ત્યહાંથી એકદમ 'ગુણાકાર' દોડે છે ! 'બાદબાકી' અને 'ભાગાકાર' જોઇને એમને ટાઢીઓ આવે છે ! પણ આપની ખામી પુરી પાડવા માટે 'કામ'નો ચીરંજીવ 'ભાગાકાર'થી જ શરુ કરે છે, એટલું મતોર લેવા જેવું છે ! ઘણું જીવો તે નાડગ

૨

એક સાધુ મહાત્મા એક દિવસ 'કન્જુસ કાકા'ઓની પ્રપદા વચ્ચે હામે માટે 'દાન'નું માહાત્મ્ય લલકારવા લાગ્યા. "જો જો ભ જો દાન તો ધર્મનું પહેલું પગથીયું છે, ભાઇઓ ! દાન સમો તપ તો આ પાંચમા આરામાં બીજો છે જ નહિ—અને દાન સમો બીજો—"

એટલામાં પટનો પાગો પકડીને બેઠેલા વડેરા 'કન્જુસ કાકા'એ મહારાજજીને અટકાવ્યા અને વંદણા કરીને અરજ કરી "बहुत फरमाया ! गुरुदेव ! तेहेत वचन, अन्नदाता ! दया हीअच्छी आपने 'दान'की खूबियां समझाई हैं ! हमे यह बात बहु बहुत पसंद पड़ी है, इस लिये हमारी इच्छा है कि, हम भी आपसे एक 'दान' मांग लें ! कृपानाथ ! 'तुम अमुक गाममें

दान करो ' ऐसी सिफारस हमें आप कभी मत करो, बस इतना ही दान हम आपसे चाहते हैं !" વાહરે ભગતરાજ '

૩

**કંજુસો માટે એક વધામણી**—માણસ અનેક જાતના રોગથી મરે છે; કેટલાક સોજા આવવાથી મરે છે તેમ કેટલાક **શરીર વધવાથી** મરે છે, પણ કંજુસ માણસને હૃદય વધવાનું દરદ ( Enlargement of the heart ) કોઇ કાળે થવાનું નહિ એ બાબતની હરકોઇ માણસ ખાત્રી આપી શકશે !

૬

એક ડાહ્યા અમીરે પોતાની ખુબસુરત અને મહદ્ગુણી પુત્રીને એક દિવસ કહ્યુંઃ " બેટા ! ત્હારે માટે પતિ તું જ શોધી લે એ હું વધારે પસંદ કરૂં છું. પણ જોજે હો, રખે ગરીબ માણસને પસંદ કરતી. અને સાથે સાથે એ પણ ધ્યાનમાં રાખજે કે મ્હારા શબ્દકોશમાં 'ગરીબ' શબ્દનો અર્થ 'કંજુસ' એવો છે ! "

૭

બાઇબલ તો બહુ જબરૂં જને ! કહે છે કે " એક ઉંટ કદાચ સોયના નાકામાં દાખલ થવા બને હિંમત ધરે; પણ પૈસા-વાળાને પરમેશ્વરની કચેરીમાં દાખલ થવાની હિંમત રાખવાનો મુદલ અધિકાર નથી. " ઓ બાપરે ! આ શ્રીમંતો ઉપર ખુદ દયાસાગર પરમેશ્વરનો પણ આટલો બધો કોપ રહ્યો ! દુનીઆમાં તો આમ તેમ ડાંફાં પડ્યા જ કરે છે તેથી તે બીચારા-બાપડાને મુઆ પછી દયાળુ પરમેશ્વરની આશા હતી કે તે કાંઇક હાથ પકડશે અને પંપાળશે, પણ આ તો ભગવાન પોતે પણ કહે છે કે શ્રીમંત નામ જ મ્હારા દરબારમાં ન જોઇએ ! ઓ બાપરેએએએ-ઓ શ્રીમંતના દાદારેએએ !

૮

થૅમીસ્ટોક્લીસ નામના પ્રખ્યાત ગ્રીકે પોતાની પુત્રીનો હાથ માગનારા બે ઉમેદવારો પૈકી શ્રીમંતને છોડી ગરીબને પસંદ કર્યો તેથી લોકો તાજુબ થવા લાગ્યા. તે વખતે થૅમીસ્ટોક્લીસે ખુલાસો કર્યો: "I value more a man without riches than riches without a man."

" 'માણસાઇ વગરની દોલત' કરતાં મ્હને તો 'દોલત વગરનો માણસ' વધારે કિમતી લાગે છે."

હવે કહો, તમને કંજુસના કોઇ આંતરડાના ખુણામાં 'માણસાઇ' જોવામાં આવી !

૯

એક દિવસ મ્હને એક આરબ મળ્યો. આરબો જબરા મુસાફર હોય છે તે તો તમે જાણતા હશો. મ્હારા તે આરબ વટેમાર્ગુએ મ્હને પોતાની એક અજાયબ મુસાફરીનું વર્ણન કરી સંભળાવ્યું. તેણે કહ્યું: "એક વખત જંગલમાં થઇને જતાં હું ભૂલો પડ્યો. ત્રણ દિવસ ભટક્યો પણ રસ્તો હાથ લાગ્યો નહિ. મ્હારી સાથેનો બધો ખોરાક પણ હવે તો ખવાઇ ગયો હતો. હવે ભૂખના તડાકા પડવા લાગ્યા. ચોથે દિવસે થોડે દૂર એક થેલી નજરે પડી. તુરત જ દોડીને મ્હેં તે હાથમાં લીધી અને એમાંથી કાંઇક ખાવાનું મળશે એમ ધારી એને ચુંબન કરવા લાગી પડ્યો. પરન્તુ અફસોસ ! ખોલ્યું, તો માંહેથી નીકળ્યા કમબખ્ત—સોનાના કુકા ! સોના મહોરો ! અરેરે આ પાંચસો સોના મહોરોને બદલે પાંચસો દાણા

ચોખા કે બાજરીના કે મકાઇના જડયા હોત તો પણ મ્હારા પ્રાણ બચત ! એમ કહી મ્હે તે થેલી જમીનપર પછાડી ને તે પર થુંક્યો." કેવી મજાની વાત !

આરમને રસ્તામાં જડેલી થેલી પર એક વાર થુંકવુ પડ્યું, તો ન કર્યાના કામો કરી ભેગી કરેલી થેલીઓ એકઠી કરી રાખનાર શ્રીમંતોએ પોતાની તે થેલીઓ પર કેટલીવાર થુંકવું જોઇએ ? 'સરવાળે' કે 'ગુણાકારે' ગણીને 'કંજુસ કાકા' જવાબ આપશો કે ?

૧૦

'થોડા વર્ષની વાત પર એક દરીઆનો મુસાફર એક ગામની વીશીમાં ગયો અને વાળુ તથા પથારી માગી. વીશીવાળો અને હેની સ્ત્રી લગભગ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા નિર્ધન માણસો હતાં. વાળુ કરતાં કરતાં એણે બન્ને સાથે ઘણા આનંદથી વાતો કરી અને તે બુઢ્ઢાના જુવાન છોકરા સબંધી સવાલ પૂછવા માંડયા. ડોસો બોલ્યો "ઘણા વર્ષથી તે ચાલ્યો ગયો છે અને હેનો પત્તો મળતો જ નથી." રાત્રે પેલા મુસાફરે વીશીવાળાની સ્ત્રીના હાથમાં રૂપીઆની એક થેલી મુકી અને સવાર સુધી સાચવીને મુકવા અરજ કરી અને પછી પોતે નિરાંતે પોઢયો. સ્ત્રી પોતાના પતિને થેલી બતાવીને હેના માલીક બનવા માટે મુસાફરનું ખુન કરવા સમજાવે છે અને પરિણામે, ઘોર નિદ્રામાં પડેલા વિશ્વાસુ વટેમાર્ગુને પથારીમાં જ કાપીને દાટી દેવામાં આવે છે. સ્હવારે વીશીવાળાના બે ત્રણ સગાંઓ આવીને કહેછે "છેવટે હ્મારો પુત્ર ઘેર આવ્યો એ જાણી અમે ખુશી થયા છીએ અને હમને મુબારકબાદી આપવા જ અમે અહીં આવ્યા છીએ." બુઢ્ઢા વીશીવાળાના આ

વખતનાં દુ:ખ અને ગભરાટનો ખ્યાલ લાવવા કોણ સમર્થ છે ! કારણકે, તે મુસાફર બીજો કોઇ નહિ પણ વીશીવાળાનો ખોવાયલો છોકરો પોતે જ હતો, કે જે પરદેશથી નાણું રળીને ઘેર આવ્યો હતો પણ જે બાપની સ્થિતિ અને પ્રકૃતિની પરીક્ષા કરવા સારૂ એક રાત અજાણ્યો રહ્યા બાદ જાહેર થવાનો ઠગવ કરીને એક વટેમાર્ગુ તરીકે ઉતર્યો હતો. લોભી વીશીવાળાને તેની સ્ત્રી સાથે પછી દેશનીકાલની સજા થઇ હતી. પૈસો કેવાં કુકર્મ કરાવે છે તે આ ઉપરથી ઝટ સમજાઈ આવશે

૧૧

એક શહેરમા એક જબરજસ્ત શ્રીમત રહેતો હતો, કે જે **લોભી** પણ જબરજસ્ત જ હતો એક વખત સખત દુષ્કાળ પડ્યો અને આ લોભીએ લાખ્ખો મણ અનાજ ચોતરફથી ખરીદીને સઘર્યું, એટલે સુધી કે સારો ભાવ ઉપજવાથી કોઇ વેપારીના ઘરમાં અનાજનો દાણો પણ રહેવા પામ્યો નહિ ! જ્હારે લોકો દુષ્કાળના ત્રાસથી મરવા અને ટળવળવા લાગ્યા ત્હારે સર્વ કોઇની દષ્ટિ આ શ્રીમત તરફ ગઇ આગેવાન શહેરીઓનુ એક ડેપ્યુટેશન તે લોભીને

જુદી જ વાત કરવાની છે, સાંભળીશ પણ ખરો કે નહિ !"
લોભીએ હવે કાંઇક દમ લીધો ! પછી મહાત્મા બોલ્યા: "ઓ
વેપારીઓના શાહ ! ત્હારી કીર્તિ સ્વર્ગલોક સુધી પહોંચી ગઈ છે.
સ્વર્ગના પ્રદેશોમાં સીધાવનારા રાજા લોકો તોપખાનું, લશ્કર અને
પોતાના મોજ્બાને લાયકના બીજા સરસામાન સાથે જ સીધાવે છે
અને વેપારી લોકો ખજાનાની પેટીઓ લઇને ત્હાં સીધાવે છે.
મ્હારી પાસે આ એક જૂનું ભગવું છે કે જેના ઉપર મ્હને ઘણો
મોહ છે પણ જે મ્હારી વૃદ્ધાવસ્થાને લીધે સ્વર્ગ લોક સુધી ઉચકી
જવાની મ્હારામાં તાકાદ નથી. માટે ત્હમારી પાસે મ્હારે માત્ર
એટલું જ માગવાનું છે કે એ કપડું ત્હમારી સાથે રાખો અને
આપણે જ્યહારે સ્વર્ગ લોકમાં ફરીથી મળીએ ત્હારે મ્હને તે ભગવું
સોંપજો. એને ત્હમારા દાગીના, ઝવેરાત કે કપડાં ભેગું ન મુકતા;
કારણ કે રખેને તણાઇ જાય. એ તો મ્હારે જાન કરતાં પણ વધુ
પ્રિય છે; માટે ત્હમારી ગાડીના ધુંસરે જ બાંધી રાખજો, એટલે
જેવી ત્હમારી ગાડી સ્વર્ગલોકમાં પહોંચશે કે તુરત જ હું ત્હાં
આવીને તે છોડી લઇશ."

લોભીઓ ચમક્યો; જાગ્યો; ચેત્યો ! **મરણ ચોકસ છે** એ
વાતનું એને સ્મરણ થયું. ગાડી કે ઝવેરાત **કાંઇ સાથે આવવાનું
નથી** એ પણ યાદ આવ્યું. તે છાતી કુટવા લાગ્યો અને સંન્યાસીને
પગે પડીને બોલ્યો: "ઓ ગુરૂદેવ ! કૃપા કરો, કૃપા કરો; હું
આપનું ભગવું પહોંચાડવા સમર્થ નથી; મ્હને પંગુને આપ આપના
ગુલામ તરીકે સાથે લઇ જાઓ એટલી કૃપા કરો. મ્હેં અસ્થીર
પદાર્થના મોહમાં પડીને સ્થીર એવા આત્માનું બહુ નુકસાન કર્યું

છે. મ્હારું સઘળું અનાજ ગરીબોને વ્હેંચી દો, લ્યો આ કોઠારની કુંચીઓ! અને આ પેલી તીજોરીની ચાવીઓ, તે વડે ખજાનામાંના સઘળા ફુકાથી પ્રાણી માત્રને શાન્તિ મળે તેમ કરો; એમને સુખી જોઇને હું સુખી થઇશ; અને એ સુખ મ્હારી સાથે સ્વર્ગ લોકમાં જરૂર આવશે."

૧૨

### ધન મેળવવાનો ગુપ્ત મંત્ર.

आयुर्वृद्धि र्यशोवृद्धि र्वृद्धिः प्रज्ञासुखश्रियाम् ।
धर्मसंतानवृद्धिश्च धर्मात्सप्तापि वृद्धय ॥

અર્થ—આયુષ્યની વૃદ્ધિ, યશની વૃદ્ધિ, વિદ્યાની વૃદ્ધિ, લક્ષ્મીની વૃદ્ધિ, ધર્મ અને સંતાનની વૃદ્ધિ: આ સર્વ વૃદ્ધિ એક 'ધર્મ' ની વૃદ્ધિ વડે થાય છે.

તાત્પર્ય:—લક્ષ્મીની વૃદ્ધિ પણ ધર્મથી જ થાય; કેવો ગજબ! કૃપણ કાકાઓ! ચેતો! ઝટપટ ધર્મને આચરો; નહિ તો મળેલી લક્ષ્મી પણ પલાયન કરી જવાની સમજજો! લક્ષ્મીને આપનાર એક 'ધર્મ' જ માત્ર છે; અને ધર્મનો પહેલો પાયો 'દાન' છે. લ્યો, આખું ગામ ભટકી ભટકીને આવ્યા કારના કાર!

૧૩

### અખૂટ ખજાનો આપનાર કલ્પવૃક્ષ!

કોઇ નવરો વિદ્વાન લખે છે કે:—

धर्मः कल्पद्रुमो लोके, धर्मचिन्तामणि नृणाम् ।
धर्मः कामदुघा धेनु, धर्म किं वाक्षयो निधिः ॥

અર્થ.—આ લોકમાં ધર્મ છે તે જ કલ્પદ્રુમ છે, ધર્મ જ માણસોનુ ચિંતામણિ રત્ન છે, ધર્મ જ કામધેનુ ગાય છે અને ધર્મ એ જ અખૂટ ખજાનો છે '

તાત્પર્યઃ-ધર્મ એ જ અખૂટ ખજાનો છે ! 'નદેછુ' કાકાઓના મ્હોંમાંથી તો આ સાંભળીને લાળ છૂટતી હશે ! ધર્મ નામના અદ્દતીઆ પદાર્થથી અખૂટ ખજાનો મળે ત્યહાં પછી દુઃખ જ શું રહ્યુ ' પરન્તુ લોભી વાણીઆના ગુરૂએ કેવી યુક્તિ કરી છે કે, તેઓએ ધર્મમાં જ સઘળો ખજાનો દાટી દીધો અને એ ધર્મની ખાણ ખોદવા માટે પાવડો મોંઘા મૂલ્યનો બનાવ્યો ' કારણ કે એ પાવડાનું નામ જ 'દાન'-'આત્મભોગ '-' પરિગ્રહ પરની મમતાનો ત્યાગ ' એવું છે !

૧૪

. . . . પણ માગધી શાસ્ત્રમાં કાંઇ મંત્ર છે ?

હા, બાપુ હા; કોઈ કાશીના પંડીતને દક્ષિણાની લાલચ આપીને પૂછી આવ એટલે નીચેના શ્લોકની ભાષા માગધી છે કે નહિ તે કહી આપશે—

धम्मेण कुल पसूइ धम्मेण य दिव्वमव सपत्ती ।
धम्मेण धन समिद्धि धम्मे सुवित्थडाण कित्ती ॥

અર્થઃ-ધર્મ વડે સારા કુળમાં જન્મ મળે છે, ધર્મ વડે દેવતા જેવી કાન્તિ મળે છે, ધર્મ વડે ધનની સારી પેઠે વૃદ્ધિ થાય છે અને સુવિસ્તર કીર્તિ મળે છે.

તાત્પર્યઃ-પરિગ્રહને ધિક્કારવાનું શિખવનાર જૈન શાસ્ત્રો જ પાછા આમ કેમ કહેતા હશે કે ધર્મ વડે ઉચ્ચ કુળ, કાન્તિ અને ધન મળે છે? શું આમાં ઉંડુ રહસ્ય નથી રહેલું? એ ધનથી આત્માને ખુવાર કરનારા બન્ધુઓ! સાંભળો, કાન દઇને સાંભળો! ધન સંગ્રહવું-મોજશોખ મેળવવા માટે નહિ પણ બીજાને શાતા ઉપજાવવા માટે ધન સંગ્રહવું. રૂપ સાચવવું—સ્ત્રીઓને લલચાવવા માટે નહિ પણ બીજાને ઉપદેશની અસર કરવામાં બોલનારના શરીરથી કાન્તિ પણ કારણભૂત થઇ પડે છે એટલા માટે રૂપ સાચવવુ. ધન કે કુળ કે રૂપમાં મોહીત ન થતા 'સોનાની કટારી કમરમાં રખાય, કાંઇ પેટમા ન મરાય' એ ન્યાયે આ પદાર્થોથી પુણ્ય રળવાનું છે, આત્માને ડુબાવવા જેવા સ્વાર્થ સાધવાના નથી, સમજ્યા કે?

દાન ' ( બાર માસ સુધી દાન ) દઈ પછી છઠના તપે જ્ઞાતખંડ ઉદ્યાનના જઈ દીક્ષા લીધી. "

મતલબ , એમણે પ્રથમ દાન દીધું— તે સાથેજ શીલ ગુણનું સેવન કરેતું હતું—તે પછી તપ કર્યો અને પછી દીક્ષા લીધી શું ત્રણ લોકના નાથના ચાલવા-ચલાવવાના જૂદા હોય કે ? એ તો અમ જેવા સંસારીના-'પોથીમાના રીંગણાં' વાળાનાં કામ ! 'દાન'ના વિષય ઉપર નિબંધ લખવા કેળવાયલાઓને બેસાડો તો પોણી ગપતાલીસ આટલ જેટલું લાંબુ લકડું ચીતરી આપશે, પણ ' વિદ્યોત્તેજક ફંડ' મા એક મહીનાનો પગાર દાન કરવા જરા ' સાહેબ બહાદુર ' ને કહી જુઓ જો !–રખેને ખીલાડી આડી ન ઉતરે !—શુકન જોઈને સંચરજો !

૧૬

## સ્પેન્સર શું કહે છે?—

"જે બીજા તરફ દયા બતાવી શકતો નથી તેવા માણસ પોતા ઉપર કોઈ ( માણસ કે દેવ ) દયા બતાવે એવી આશા રાખી જ કેમ શકે ?—એવી આશા રાખવાનો એને હક્ક જ શો છે ? "

૧૭

## એક શ્રીમંતમાં શ્રીમંત પુરૂષના એકરાર !

સર ઇ. ડાયર (Sir E Dyer) ઘણાજ હૃદયભેદક શબ્દોમાં કહે છે કે—

I see how plenty surfeits oft,
And hasty climbers soonest fall,

I see that such as sit aloft
Mishap doth threaten most of all:
These get with toil, and keep with fear,
Such cares my mind could never bear.
Some have too much, yet still they crave,
I little have, yet seek no more,
They are but poor, though much they have.
And I am rich with little store.
They poor, I rich, they beg, I give,
They lack, I lend, they pine, I live.
My wealth is health and perfect ease,
My conscience clear, my chief defence;
I never seek by bribes to please,
Nor by desert to give offence.
Thus do I live, thus will I die—
Would all do so as well as I.
I joy not in no earthly bliss,
I weigh not Crœsus' wealth a straw
For care, I care not what it is—
I fear not fortune's fatal law;
My mind is such as may not move
For beauty bright, or force of love.
Some weigh their pleasures by their lust,

Their wisdom by their rage of will
Their treasure is their only trust,
A cloaked craft their store of skill;
But all the pleasure that I find
Is to maintain a quiet mind.

—Sir E. Dyer.

અર્થઃ—ઘણું ખાવાથી ઉલટી થાય છે તેમ ઘણી લક્ષ્મી એકઠી થાય તો દુઃખની સાથે ઓકવાનો વખત આવે છે, એ હું જાણું છું. ઝટપટ ડુંગરા ચ્હડવા જનારા વધારે જલદીથી જમીન પર ધબાયનમઃ થાય છે એ પણ મ્હને ખબર છે. મ્હેં જોઇ લીધું છે કે, જેઓ ઉંચે બેસણે બેસે છે ત્હેમને—માત્ર ત્હેમનેજ દુર્દૈવ ધમકાવે છે. એ બીચારાઓ પૈસો મેળવતાં દુઃખી થાય છે અને જાળવતાં હેરાન થાય છે; આ સેવકથી તો એવું સહન જ ન થઇ શકે !

કેટલાકની પાસે જરૂર કરતાં વધારે છે; અને તે છતાં તેઓ હાયવોય કરે છે ! સેવક પાસે થોડું જ છે પણ વધારેની ગરજ જ થતી નથી. અખૂટ ભંડારવાળા 'રાંક' જેવા હોય તો પણ જાઓ ! પાંચ—પચીસ રૂપૈડી વાળો 'શ્રીમંત' જેવો હોય તો સેવક પાસે પધારજો ! પેલાઓ બીચારા ગરીબ છે, હું શ્રીમંત છું. તેઓ યાચે છે, હું આપું છું. પેલાઓને હજી તંગી છે, હું ધીરૂં છું. પેલાઓ હાયવોયમાં ઝુરવાને લીધે જીવતા મુઆ બરાબર છે, હું જીવું છું.

મ્હારી દોલતમાં દોલત તનદુરસ્તી અને સમ-ભાવમાં રમણ કરતું મન છે. મ્હારો બચાવમાં બચાવ માત્ર મેલ વગરનું જીગર.

છે. કોઇને રૂશવતથી પ્રસન્ન કરવાની હું કદી દરકાર કરતો નથી તેમજ ખોટી રીતે કોઇને ન્હીડવવા પણ ઇચ્છતો નથી બંદા તો આ પ્રમાણે જ 'છવવા'ના--અને એજ પ્રમાણે 'મરવા'ના ! બધાએ છવવા અને મરવાની આ રીત શીખે તો કેવુ સારૂ !

સ્થૂલ સુખોમાં મ્હને આનંદ જણાતો નથી. કુબેર ભંડારીનો ખજાનો જ્હારે હું જોઉં છું ત્હારે રસ્તામાના તરખલા કરતાએ ઓછો ભાગ હોય એમ મ્હને લાગે છે ! કારણ કે એ ખજાનાની બંદાને શી પરવાહ છે ? લક્ષ્મી દેવીનો ભયંકર કાયદો (ઘરમાં આવતી વખતે પાછળથી લાત મારી કમાન કરવાનો અને ઘરમાંથી ચાલ્યા જતી વખતે છાતીમાં લાત મારીને ભોયભેગો કરવાનો) હું જાણુંછુ, પણ મ્હને ત્હેનો ડર નથી. ઝગમગતી સુન્દરતા કે દુનીઆદારીના પ્રેમથી મ્હારૂ મન કાંઇ પલળે તેવુ નથી.

કેટલાકો પોતાની મજાહતું તોલ ત્હેમની વિષયવાંછના રૂપી કાટલા વડે કરે છે; અને પોતાના ડહાપણનુ તોલ ધુરકીઆં નામના કાટલાથા કરે છે; એઓની પાસે માલમા માલ સ્થૂલ ખજાનો છે અને એમના બુદ્ધિના ભંડારામાં 'સફેદ પ્રપંચો'નો ઢગલો છે' સેવકને આમાનું કાંઇ જોઇતું નથી. શાન્ત સંતુષ્ટ મન એજ સેવકનો મ્હોટામાં મ્હોટો આનંદ અને ખજાનો છે.

૧૮

## મૅમ સાહેબનો ઉંધો કાયદો !

દયાની મૂર્તિ તરીકે પ્રસિદ્ધ થયેલી મૅમ સાહેબ ઈલા વ્હીલર વીલકૉક્ષ (Ella Wheeler wilcox) આપણા બધાનાં

કરતાં કાંઇક ઉંચો જ કાયદો બતાવે છે અને સાથે સાથે આખી દુનીઆ માટે એકજ ધર્મ બતાવે છે. તે ધર્મનું ફરમાન એક જ છે અને તે પેલો ઉંચો કાયદો એ જ છે ! છે મરજી તે કાયદો સાંભળવાની ? લ્યો ત્હારે—

*Love thyself last*, the world shall be made better
By thee, if this brief motto form thy creed;
Go, follow it in spirit and in letter.
THIS is the TRUE religion which men need.

અર્થઃ—"તું ત્હારા પંડને સૌથી છેવટે ચાહજે !" જો આ ન્હાનો સરખો ગુરૂમંત્ર શિખવનારા ધર્મપંથમાં તું દાખલ થઇશ તો દુનીઆ ત્હારા વડે વધારે આબાદ થશે. માટે જા ! એ ગુરૂમંત્રનો અક્ષરે અક્ષર ત્હારા આત્મામાં ઉતાર અને એ પ્રમાણે ચાલ ! જે સાચા ધર્મની માણુસ જાતને જરૂર છે તે આ જ ધર્મ છે.

તાત્પર્યઃ—સાંભળ્યો આ નવો ધર્મ ? આ ધર્મ સિવાયના બધા ધર્મો ખોટા સમજવા હોં કે ! જે ધર્મ પોતાનો દેહ પોષવાનું—પોતાના પંડને જ પ્રથમ ચાહવાનું શીખવે તે ધર્મો બધા ખોટા !—પછી તે માણસના કરેલા હો કે દેવના કરેલા હો તો પણ ખોટા ! ખોટા ! ખોટા ! તીજોરીઓ ભરવાનું, ઘોડાગાડીઓમાં ફરતા ફરવાનું, બબ્બે બાયડીઓ કરવાનું, લગ્નમાં નાણું ઉડાવી કીર્તિ (?) ખાટવાનું અને બૈરીને મડમ જેવી બનાવી ખુશ થવાનું—એવું એવું શીખવનારો ધર્મ—લૌકીક વ્યવહાર ત્હમને અને આખી દુનીઆને ડૂબાવશે. માટે ભાઇઓ ! ત્હમને જો ત્હમારી ગળથુથી પાનારીએ અફીણ ન આપી

હોય તો આ ધર્મમાતા ઈના વ્હીલર વીલકૉક્ષની ઉપર લખેલી અક્કલ ઉછીની તો અવશ્ય લેજો '–તમારા ખાતર નહિ તો દુનીઆ ખાતર જરૂર તેજો!

૧૯

## થોડુંએક અમારા વિદ્વાન મિત્રો માટે!

## THE MISER AND PLUTUS

### ( A Fable )

The wind was high, the window shakes,
With sudden start the Miser wakes,
Along the silent room he stalks,
Looks back and trembles as he walks!
Each lock and ev'ry bolt he tries
In ev'ry creek and corner pries,
Then opens the chest with treasure stor'd,
And stands in rapture o'er his hoard.
But now, with sudden qualms possest,
He wrings his hands, he beats his breast,
By conscience stung, he wildly stares,
And thus his guilty soul declares.
"Had the deep earth her stores confin'd
This heart had known sweet peace of mind
But *virtue's sold*, Good Gods! what price

Can recompense the pangs of vice?
O bane of good! seducing cheat!
Can man, weak man, thy pow'r defeat?
*Gold banish'd honour from the mind,*
*And only left the name behind,*
Gold sow'd the world with ev'ry ill,
Gold taught the murderer's sword to kill,
'Twas gold instructed coward hearts,
In treachery's more pernicious arts,
Who can recount the mischiefs o'er?
Virtue resides on earth no more!"
He spoke and sighed In angry mood
Plutus, his god, before him stood
The Miser, trembling lock'd his chest
The vision frown'd, and thus address'd
"Whence is this vile ungratefull rant,
Each sordid rascal's daily cant?
*Did I, base wretch, corrupt mankind?*
*The fault is in thy rapacious mind*
Because my blessings are *abus'd*,
Must *I* be censur'd, curs'd, accus'd?
E'en Virtue's self by knaves is made
A cloak to carry on the trade,
And pow'r (When lodg'd in their possession)

Grows tyranny, and rank oppression.
Thus, when the villain crams his chest,
Gold is the canker of the breast;
'Tis av'rice, insolence, and pride;
And ev'ry shocking vice beside;
*But when to virtuous hands, 'tis given,*
*It blesses like the dews of heaven;*
*Like heaven, it hears the orphan's cries,*
*And wipes the tears from widows' eyes.*
Their crimes on gold shall misers lay
Who pawn'd their sordid souls for pay ?
Let bravoes then ( when blood is spilt )
Upbraid tha passive sword with guilt.

—GAY.

* *

Much learning shows how little mortals know;
Much *wealth*, how little worldlings can *enjoy*;
At best, it babies us with endless toys,
And keeps us childran till we drop to dus
As monkeys at a mirror stand amaz'd
They fail to find what they so plainly see
Thus men, in shining riches, see the face
Of happiness, nor know it is a shade;

But gaze, and touch, and peep, and peep again,
And wish, and wonder it is absent still.

—EDWARD YOUNG



I cannot call riches better than the *baggage of virtue* for as the baggage is to an army, so is riches to virtue. It cannot be *spared*, nor *left behind*- but it hinderes the march; yea and care of it sometimes loseth or *disturbeth the victory*.

Seek not proud riches, but such as thou mayest get *justly*. Use *soberly*, distribute *cheerfully* and live *contentedly*; yet have no abstract *nor friarly contempt* of them.

—BACON.

☞ 'પૈસા-પુરાણ'ના સ્કંધ ૯૭ બાકી છે. આવતા અંકમાં ચાલુ રહેશે. લોભીએ ન વાંચવા કૃપા કરવી; વાંચે તો એના **ખજાનાના સોગન છે!**

21-8-11

૨૦

બઘાલ નામે મહાકવિ રાજા ભોજને ઉદ્દેશીને કહી ગયેલ છે કે:—

यद् ददाति यदश्नाति। तदेव धनिनान्धनम्।
अन्ये मृतस्य क्रिडन्ति । दारैरपि धनैरपि ॥

"જે દેવાયુ અને જે ખવાયું તે જ પૈસાવાળાનો પૈસો છે. પૈસાવાળાના મૃત્યુ પછી ત્હેના પૈસાથી તેમજ ત્હેની સ્ત્રીઓથી બીજા લોકો ક્રીડા કરે છે, મોજ કરે છે."

મહાકવિ ' મહાકવિ ! ત્હેં તો ગજબ જ કર્યો બાપ ! આવું 'કડવું સત્ય' કહેતાં તુ પૈસાવાળાની લાગણી દુખાવે છે અને ત્હેમનું 'ડીફેમેશન' કરેછે એવી સલાહ આપનાર કોઇ બારીસ્ટર સાહેબ ત્હારા જમાનામા નહિ હોય એમ હું ધારુછુ !

બના ! ત્હે એવી ચોખવટ કેમ ન કરી કે તે પૈસો 'બીજા' ભોગવેછે તે **બીજા** તે કોણ ? ટ્રસ્ટી ? સાધુ ? યુવાન વિધવાના પાસવાન ? કે કોઇ બીજા સાહેબ ? 'ભોજપ્રબન્ધ'નો આમો ગ્રથ ફેદી વળવા છતા આ ખુનામો કેયે હાથ લાગ્યો નહિ ' કદાચ ત્હને **દેહધારી** તરીકે એ વાતનું જ્ઞાન નહિ હોય ! પણ **હમણાં** તુ મરીને દેવ થયેલો છે માટે ત્હારા દિવ્ય ચક્ષુથી જોઇને કહી દે કે પૈસાવાળાના પૈસા અને સ્ત્રીથી કયા 'બીજાઓ' ક્રીડા કરે છે ? બનાવી દે નવા બે-ચાર શ્લોકરત્નો અને મોકલી દે એકાદ 'મીડીઅમ' દ્વારા !

૨૧

તે જ કવિ કહેછે કે.—

न दातुं नोपभोक्तुञ्च । शक्नोति कृपणः श्रियं ।
किन्तु स्पृशति हस्तेन । नपुंसक इव स्त्रियम् ॥

'કૃપણુ હાકાઓ' પોતાનો પૈસો કોઇને આપી શકતા નથી, તેમજ ભોગવી પણુ શકતા નથી; માત્ર હેના ઉપર, એક પંદની માફક, હાથ ફેરવ્યા કરે છે.—

૨૨

मूर्खो नहि ददात्यर्थं । नरो दारिद्र्यशंकया ॥
प्राज्ञस्तु वितरत्यर्थं । नरो दारिद्र्यशंकया ॥

મૂર્ખ માણુસ પોતાને નિર્ધનતા આવી જવાની શંકાથી બીજાને ધન આપતો નથી, પરન્તુ સમજુ માણુસ તો એક દિવસ નિર્ધનતા આવવાની છે એ શંકાથી જ ઉલટો દાન કરે છે.

મૂર્ખમાં ને સમજુમાં માત્ર એટલો જ તફાવત ! મૂર્ખ સમજે છે કે આપીશ તો ખુટી જશે અને મ્હારે ગરીબ બનવું પડશે. સમજુ એમ માને છે કે પૈસાને ગમે તેટલો સાચવીશ તો પણુ એક દિવસ તો તે હાથમાંથી જવાનો જ છે તો જ્યારે ગરીબ થઇશ ત્યારે મ્હારા કામમાં કોણુ આવશે ? માટે અત્યારે સાધનવાળો છું તેટલામાંજ દાન વડે વાહવાહ લઇ લઉં, જેથી કરીને મ્હારે કોઇની ગરજ પડે તેવે વખતે મુંઝાવું ન પડે.

૨૩

कृतो यैर्न च वाग्मी च नयैः शत्रु पराजितः ।
यैरात्म सदृशो नार्थी किं तैः काव्यैर्बलैर्धनैः ?॥

જે કાવ્યો ભણુનારને ઉત્તમ વક્તા ન કરે તે કાવ્યોનું શું પ્રયોજન ! જે સૈન્યો શત્રુનો પરાજય ન કરે તે સૈન્યોનું શું પ્રયોજન ?

અને જે પૈસા યાચકને દાતા જેવો ન બનાવે તે પૈસાનું શું પ્રયોજન? મતલબ કે તે સર્વ નકામું સમજવું.

૨૪

दददो युद्धचमानस्य पठतः पुलकोन चेत् ।
आत्मनश्च परेषाञ्च सा क्रिया पौरुषीस्मृता ॥

દાન દેતાં, યુદ્ધ કરતાં અને ભણતાં: એટલાં કામ કરતાં જો તે કામ કરનારનાં અને જોનારનાં રૂવાંડાં ઉભાં ન થઇ જાય તો પછી તે ક્રિયાઓ અલૌકિક નહિ પણ લૌકિક જ થઇ એમ સમજવું.

દાન દેતી વખતે-યુદ્ધ કરતી વખતે તેમજ અભ્યાસ કરતી વખતે માણસે ખરા મનથી ઉલ્લાસમાં આવી જઇને તે કામો કરવાં જોઇએ. અને તે કામની અસર દાન લેનાર ઉપર, યુદ્ધ જોનાર ઉપર તેમજ અભ્યાસના પરિણામે મળેલી બુદ્ધિના ચમત્કારો જોનાર ઉપર પણ એવી મજબૂત થવી જોઇએ કે તેથી હેમને રોમાંચ થાય. તો જ તે ક્રિયાઓ અલૌકિક કહેવાય.

૨૫

याचितो यः महृष्येत दत्त्वा च मीतिमान् भवेत् ।
तं दृष्ट्वाप्यथवा श्रुत्वा नरः स्वर्गमवाप्नुयात् ॥

જે પુરૂષ પોતાની પાસે કોઈ માગે તો ઉલટો રાજી થાય અને માગેલું આપીને પણ પ્રસન્ન રહે, તેવા પુરૂષનું દર્શન કરવાથી અથવા નામ માત્ર સાંભળવાથી પણ બીજાને સ્વર્ગ લોકની પ્રાપ્તિ થાય છે.

૨૬

आगतानामपूर्णानां पूर्णानामपिगच्छताम्
यदध्वनि संघट्टो घटानां तत् सरोवरम् ॥

જ્હાં ખાલી ઘડાઓ આવે છે અને ભરાઇને પાછા જાય છે છતાં જેના માર્ગમાં ભીડ થતી નથી તે જ 'સરોવર' કહેવાય.

મતલબ કે, સરોવરમાં જે લોકો પાણીની આશાએ ઘડા લઇને આવે છે ત્હેમને સરોવર ના કહેતું નથી—પાછા કહાડતું નથી એટલુંજ નહિ પણ 'હમણાં બેસો થોડી વાર!' એમ કહીને ખોટી પણ કરતું નથી; તેમજ ખરા 'પૈસાવાળા' તો તેઓજ છે કે જેઓ યાચકને પાછા કહાડતા નથી એટલુંજ નહિ પણ વાયદો પણ કરતા નથી, અરે ઘડીવાર રોકાણ કરીને ઝાઝા ભિક્ષુકોને એકઠા કરવાનું પણ તેઓ પસંદ કરતા નથી.

૨૭

धनिनोऽप्यदानविभवा गण्यन्ते धुरि महा दरिद्राणाम् ।
हन्ति न यतः पिपासामतः समुद्रोऽपि मरुरेव ॥

જેઓ ધનવાન છતાં પણ દાતા બનતા નથી તેઓ મ્હોટા કંગાલોની પંક્તિમાં જ ગણાય છે. સમુદ્ર, પાણીથી ભરપૂર છતાં પણ પ્રાણીઓની તરસને મટાડતો નથી માટે ત્હેને મરૂ—મારવાડ અથવા જળ વગરનો દેશ જ માનો ને !

૨૮

કવિશિરોમણિ કાલિદાસે કહ્યું છે કેઃ—

अदातृमानसं क्वापि न स्पृशन्ति कवेर्गिरः
दुःखायैवातिवृद्धस्य विलासास्तरुणीकृताः ॥

કૃપણ કાકા ' ના મનને એક ચીજનો સ્પર્શ કદી થઇ શકતે જ નથી ! તે ચીજ કેઇ ! તો કહે છે કે; કવિની વાણિ--જુવાન સ્ત્રીએ કરેલા વિલાસો વૃદ્ધ પુરૂષને દુઃખદાયી જ થાય છે તેમ.

મતલબ કે, પંડીતોની વાણિ કૃપણોના મન સુધી આવી શકે જ નહિ. બહુ બહુ તો કાન સુધી આવે, પણ મનને—હૃદયને તે પવિત્ર વાણિનો સ્પર્શ ન જ થઇ શકે. અને કદાપિ એક 'અછેરા' તરીકે–આશ્ચર્યભૂત બનાવ તરીકે કોઇ કૃપણના મનને પંડિતની વાણિનો સ્પર્શ થઇ ગયો તો ઉલટું ત્હેનાથી ત્હેને દુઃખ થાય.

२९

ઓ શ્રીમંતો ! ઓ રાજાઓ ! ઓ મ્હોટા ધમાલાવાળા ' શેઠીઆ ' ઓ ! ગર્વ છોડીને વાસુદેવ કવિવરની વાત એક ચિત્તે સાંભળો ! :–

नो चिन्तामणिभिर्न कल्पतरुभिर्नो कामधेन्वादि--
भिर्नो देवैश्च परोपकारनिरतैः स्थूलैर्न सूक्ष्मैरपि ।
अम्भोदेन निरन्तरं जलभरैस्तामुर्वरां सिञ्चता
धौरेयेण धुरंत्वयाद्य वहता मन्ये जगज्जीवती ॥

ચિંતામણિઓથી. કલ્પવૃક્ષોથી, કામધેનુ આદિથી, કે પરોપ કરવામાં હમેશ તત્પર એવા ન્હાનામ્હોટા દેવોથી કાંઇ આ

ઝવતું નથી પણ હે મેર ! હું માનુંછુ કે તુ જે અગ્રણી, સવગો ઓને ઉગાવનાર અને જળના સમૂહોથી ખારી ધરતીને પણ નિરંતર પલાળી નાખનાર છે તેના વડે જ આ જગત છવે છે !

૩૦

એક દિવસ રાજા ભોજના મંત્રીએ વિચાર કર્યો કે આ રાજા બહુ દાન કરીને ધન ઉડાવી દે છે તેથી ખજાનો ખુટી જશે તો શી વલે થશે ? તેથી વિદ્વાન રાજાને ઇશારામા સમજાવવા માટે રાજાના શયનગૃહની દીવાલ પર મોટા અક્ષરે એક પદ લખ્યુ :—

आपदर्थं धनं रक्षेत् ।

એટલે કે, આપત્કાલને વાસ્તે ધન સાચવી રાખવુ જોઇએ.

રાજાએ તે અક્ષરો વાચ્યા ત્યારે પોતે તેની નીચે બીજુ એક પદ લખ્યુ :—

श्रीमतामापदः कुतः ? ।

એટલે કે, સંપત્તિવાળાઓને આપત્કાલ આવે જ કેમ ?

બીજે દિવસે મંત્રીએ તે પદ વાચીને ત્રીજુ એક ચરણ લખ્યુ :—

सा चेदपगता लक्ष्मीः ।

એટલે કે કદાચ એ લક્ષ્મી જતી રહે તો ?

ત્રીજે દિવસે રાજાએ ચોથુ ચરણ લખી દીધુ કે —

संचितोर्थो विनश्यति ॥

એટલેકે, એકઠો કરેલો પૈસો નાશ પામે છે.

આ ચરણ વાંચી મંત્રીએ રાજાની ક્ષમા માગી. આનું નામ **પ્રસન્ન મનથી** લક્ષ્મીનો સદુપયોગ કરનાર નરરત્ન !

૩૧

नभसि निरवलम्बे सीदता दीर्घकालं
त्वदभिमुखविसृष्टोत्तानचञ्चूपुटेन ।
जलधर ! जलधारा दूरतस्तावदास्तां
ध्वनिरपि मधुरस्ते न श्रुतश्चातकेन ॥

ઓ મેઘ ' બપૈયો કે જે નિરાધાર આકાશમા લાંબા કાળથી સીદાયા કરે છે અને પોતાની ચાચ ઉચી કરીને ત્હારી સામી રાખી બેઠો છે ત્હેને જળની ધારા મળતી તો દૂર રહી પણ અફસોસ છે કે ત્હારો મધુર અવાજ પણ ત્હેના સાભળવામા આવ્યો નહિ !

૩૨

पतितानि तु यावन्ति चातकाश्रूणि तेऽम्बुद ।
तावन्तोऽपि त्वयोदारं न मुक्ता जलबिन्दवः ॥

ઓ મેઘ ! ત્હારે વાસ્તે બપૈયાના જેટલાં અશ્રુબિન્દુ પડયાં તેટલાં પણ પાણીના છાંટા ત્હેં ઉદાર મનથી આપ્યા નહિ !

ઓ શ્રીમંતો ! ત્હમારી પાસે અરજ કરવામાં, ત્હમારી પાસે આવવા-જવાના ભાડા-ખર્ચવામાં કે પત્રો લખીને પોષ્ટ ખર્ચ કરવામાં

અને ત્હમારી ફુરસદે વાત થઇ શકે એટના ખાતર દિવસોના દિવસો સુધી ત્હમારી સેવામા પડી રહેવામા જે કઇ નુકસાન થશે એટલી પણ સખાવત ત્હમે ન કરી એના ત્હમે નિષ્ઠુર હૃદયના છો!

૩૩

शाखाशतशतवितताः सन्ति कियन्तो न कानने तरवः।
परिमलभरमिलदलिकुलदलितदला : शाखिनो विरलाः ॥

વનમા સેંકડો શાખાઓથી વિસ્તાર પામેલા વૃક્ષો તો ઘણા-ઘણાએ છે, પરંતુ સુગધના મકરદની ઇચ્છાથી ભેળા થતા ભ્રમરોએ જેના પાદડા પણ ફાડી નાખ્યા છે એવા વૃક્ષો તો થોડા જ હોય છે।

સાબાસ છે એવી રીતે પોતાનું સર્વસ્વ લૂટાવીને-પોતાના અંગો ખાજા પાસે તોડાવીને પણ બીજાઓને આનદ આપનાર પરગજુ પુરૂષોને।

૩૪

બારોબાર સોનાની કિમતનો એક શ્લોક કે જે મહેશ્વર નામના કવિએ રાજા ભોજને સભળાવેલા, અને જે દરેક શ્રીમત, દરેક આગેવાન દરેક વિદ્વાન, દરેક પરમાર્થી પુરૂષને હવ્હારો કરવા જોગ છે તે નીચે પ્રમાણે છે —

हे सद्रुम ! सहस्व सम्प्रति चिरंशाखा शिखाकर्पण—
क्षोभामोटनभञ्जनानि जनतःस्वैरेव दुश्चेष्टितैः ॥

હે ઉત્તમ વૃક્ષ ! ત્હારી પાસે લોકો આવે છે એથી ત્હારૂં મન જો કચવાતું જ હોય તો તું ચોટા વચ્ચે ઉત્પન્ન જ શા માટે થયો ? કદાપિ ભૂલથી જ ચોટા વચ્ચે ઉત્પન્ન થયો તો પણ અત્યંત ઘાડી છાયા શા માટે રાખી બેઠો ? કદાચ તે પણ ભૂલથી જ કર્યું એમ કહીશ તો અનેક ફળોના સુગંધથી ભરપૂર શા માટે બન્યો ? અને તે પણ ભૂલ થઇ હોય તો ફળોથી ભરપૂર બનીને 'નમી' કેમ રહ્યો ? અને નમી રહ્યો તો લોકો ત્હારી શાખાઓને તથા તેઓની અણીઓને ખેંચે-હલાવે-મરડે-ભાગે તો પણ ત્હારે શાન્તિથી સહન કરવું જ જોઇએ.

4—9—11

# પૈસો વાવવાની વિદ્યા.

રુમી બાદશાહે, હૃદયદર્શક કાચ, કે જે 'લૅઓના કાચ' તરીકે પુરાણા વખતમાં પ્રખ્યાત હતો હેની સ્હાયથી, પારદર્શક શરીર અને મનવાળી ૩૦૦ સ્ત્રીઓ મેળવી હતી, એ વાતને આજકાલના લોકો હસી કાઢતા હતા, પરંતુ જ્યારે આધુનિક શોધખોળના પ્રતાપે શરીરની અંદરની હીલચાલો દેખાડનારો કાચ નજરે જોવામાં આવ્યો ત્યારે લોકો 'લૅઓના કાચ' ને ગપ કહેતા અટકવા લાગ્યા તેવી જ રીતે કલ્પવૃક્ષની હકીકતને હસી કાઢતા પહેલાં, વસ્ત્ર-ખોરાક-ધન આદિ વિવિધ વસ્તુઓ પુરી પાડનાર કલ્પવૃક્ષ હાલ પણ નજરે પડે છે તે વાત ડાહ્યો માણસ લક્ષમાં લીધા સિવાય રહેશે નહિ 'લૅઓના કાચ' અને 'કલ્પવૃક્ષ' જેવાજ એક અદ્ભુત પદાર્થની આજે હું મ્હારા વાચકવર્ગને ઓળખાણ કરાવીશ તે પદાર્થ બીજો કોઇ નહિ પણ **પૈસો વાવવાની ગુપ્ત વિદ્યા છે.**

મંત્ર સાધનારા લોકો (૧) અમુક વખતે જ મંત્ર સાધે છે, (૨) તે માટે જગા પણ અમુક જ પસંદ કરે છે અને (૩) મંત્ર સાધવા માટે અમુક જોગવાઇઓ અગર સાધન તૈયાર રાખે છે પછી એ મંત્રમાં (૪) શ્રદ્ધા રાખી જાપ શરૂ કરે છે અને છેવટે (૫) ભયાનક દેખાવોથી પણ ડગતા નથી; ત્ય્હારે હેમને દેવ પ્રસન્ન થઇ ઇચ્છીત વસ્તુ આપે છે.

તેમજ આ બરાબર એ જ મુદ્દાસર, પૈસો વાવવાની જે ગુપ્ત વિદ્યા હું અત્રે જાહેર કરવાનો છું હેને પણ પાંચ સગવડો

જોઇએ છે. એ પાંચે સગવડો શીખેલો માણસ પૈસાનું બીજ (૧) અમુક વખતે, (૨) અમુક ક્ષેત્રે, (૩) અમુક સાધન સહિત, (૪) શ્રદ્ધા સહિત અને (૫) અડગપણે રોપીને ધન-પુત્ર-પરિવાર-કીર્તિ-સત્તા અને આનંદ આદિ સર્વ પદાર્થ મેળવી શકે છે. એથી કરીને આ વિદ્યા 'ગુપ્ત વિદ્યા' ના ભંડારમાં પધરાવવા યોગ્ય છે, પરંતુ ભવ્યજીવોના હિત માટે **જાહેરમાં મુકાય છે તેથી** કોઈ ત્હેને સત્વ વગરની ગણવાની નથી. કેટલાક મનો દેખીતા રમત જેવા હોય છે પણ તેથી અદ્‌ભૂત ચમત્કાર બને છે એ બાબતનો અનુભવ મંત્ર-વેત્તાઓને હશે.

વાચકવર્ગને વધારેવાર સંશયમાં નહિ રાખતાં હવે હું એ વિદ્યાની સર્વ ગુપ્ત હકીકત ખુલ્લી કરીશ.

(૧) **પૈસો વાવવાનું ચોઘડીઉં**—ગોળ જ્હારે ખાઇએ છીએ ત્હારે ગળ્યો લાગે છે, તેમ પૈસો હરકોઇ વખતે વાવીએ તો પણ ફળદાયક થાય છે. તથાપિ અમુક ચોઘડીએ—અમુક પ્રસંગે વાવવાથી **તે વધારે** ફળદાયક થાય છે ખરો, એટલું જ નહિ પણ પુત્ર જન્મ પ્રસંગે, લગ્ન પ્રસંગે, કોઇ વિજય સમાચાર મળવા પ્રસંગે, ધર્માર્થ રકમ કાઢવી **ભારે પડતી નથી**; કારણ કે એ સહેજમાં બની શકે તેવા પ્રસંગો છે. તેથી એ વખતે એ વાવેતર નિર્વિઘ્ને ઓછી તકલીફ થઈ શકે છે. ગામમાં કોઇ એક સ્વધર્મી ગુજરી ગયો, ત્હેનાં છોકરાં ન્હાની ઉમરનાં હોઇ ગુજરાન ચલાવવા અશક્ત છે, વિધવા માંદી છે. આવા પ્રસંગ કાંઇ હમેશ નથી આવતા. પૈસો વાવનારના સુભાગ્યે કવચિત જ આવે છે. અને એ કવચિત મળતા પ્રસંગનો લાભ લઇ—એ ચોઘડીઉં ન ચુકતાં—જો કોઇ ડાહ્યો, પૈસા વાવવાનો

ખપ કરનારો ખેડુત, વિધવાની મુલાકાત લઇ દીનાગો આપે, ધર્મ-ધ્યાનમાં ચિત્ત ચોડના પ્રેરે, તે નિરાધાર કુટુંબનું ગુજરાન યથાશક્તિ ચલાવવાનું માથે લે, તો એ ચારે આત્માએ ચારે દેના ત્હેના ઉપર તુષ્માન થાય. ત્હેમની મુગી આશિષ અથવા આંતરડાની દુવા તે ખેડુતની સર્વ ઇચ્છાઓ ફળીભૂત કરે. કોઇ પૂર્વના કુકર્મોને લીધે એ ખેડુત જ્હારે પેલાં નિરાધાર જનોની સ્થિતિએ આવી પડે (દાંડ્યા નગીન કોણે જોયાં છે ?) ત્હારે બીજા ખેડુત ત્હેને બચાવવા નીકળી આવે, તેમજ ત્હેનાં ભોગાનગાથી કર્મ નાશ પામે. કેટલો મ્હોટો લાભ ! કેવું જબરું ફળ !!

પણ તે ચોઘડીઉ વીતી ગયા પછી, એટલે કે કોઇ બીજા આણ્યે તે નિરાધાર જનોને સ્વરક્ષણમાં લીધા પછી, બીજી જ મીનીટે ગેઇ ત્હેને હજાર-લાખ કે કરોડ રૂપીઆ આપે તો પણ શું પેલુ ચાઘડીઉ--પેલો ઉત્તમ પ્રસંગ દશ વાવીને દશ હજાર ઉગાડવાનો જોગ શું હાથ આવી શકશે કે ?

શુદ્ધ ચારિત્રના પાળનારા મુનિરાજ ચાલ્યા ચાલ્યા વહોરવા પધાર્યા, તે વખતે ત્હમે સુજતા હો અને બે ગેટલી, કોળીઓ ભાત કે એવું કાંઇ શુદ્ધ અન્ન થોડું વહેરાવો અને એ સુપાત્રદાનથી અનેકગણું ફળ પામો; પણ-પણ એ ચોઘડીઉં જવા દો, મુનિ આવ્યા ત્હારે અસૂજતા હો અગર ભાવ ન બતાવો--અને પછી, એકજ મીનીટ પછી--ઉત્તમ મોદક ભર્યો સોનાનો થાળ લઇ વહોરાવવા જાઓ તે શું લેશે કે ? નહિ; તકનાં વાજાં તકે જ વાગે.

ત્હમારી પાસે ખર્ચ જેટલી આવક છે, અને ગાંઠીકે પાંચ પચીસ હજાર ઘોળિઆ પણ છે. સ્વદેશના ઉદ્ધાર માટે, સ્વધર્મની

ઉન્નતિ માટે કેટલાક નરરત્નોએ હીલચાલ શરૂ કરી અને તે હીલચાલને પોષવા નાણાંની જરૂર પડી. તે જરૂર, ત્હમારા કાને આવી, અને ત્હમે એ ચોવડીઉ જવા દીધુ—એ પ્રસંગ ખોયો; પછી શું ચોર, અગ્નિ કે રાજા ત્હમારા 'ધોળિયા' છીનવી લે ત્હારે ત્હમે એવું શુભ કામ કરવાના હતા કે? અગર યમદેવ ડોક પકડી ધક્કા મારી આગળ કરે ત્હારે તે ધોળિયાનો ઉપયોગ કરવાના હતા કે? રામ રામ કરો! એ ધોળિયા' તો 'કાળિયા' થયા!! ત્હેના વડે ત્હમે આરંભ-સમારંભ કરી શક્યા પણ પુન્યદાન ન કરી શક્યા ત્હારે એને 'ધોળિયા' નહિ પણ 'કાળિયા' કહો, જીવતા તો તેણે પાપમાં ઉતાર્યા પણ મુઆ પછી પણ ત્હમે એ પાપનું સાધન જેના હાથમાં મુકશો ત્હેનાથી થતા પાપનો હિસ્સો ત્હમને ભરવાં કરશે, તે ત્હમે નરકાદિમાં ભોગવવાં જ કરજો અને ત્હેર કરજો!

( ૨ ) અનુકુળ વખત-પ્રસંગ અગર ચોઘડીઆ સંબંધી કહ્યા પછી હવે હું પૈસો વાવવાની જગા ક્ષેત્ર (જેને ખેડુતો 'ખેતર' કહે છે તે) સંબંધી ગુપ્ત હકીકત જાહેર કરીશ.

રેતાળ જમીનમાં બીજ નાખનારને આપણા ગામડિયા ખેડુતો પણ મૂર્ખ કહે છે. અને લક્ષ્મીકૃષિશાસ્ત્ર નામની 'વિદ્યા' જાણનારાઓ પણ ક્ષેત્ર જોયા સિવાય પૈસો વાવનારની હાંસી કરે છે.

એક એવી જાતનું ઝાડ છે કે જે, માણસનો સ્પર્શ થતાં જ ડાળીઓ વડે હેને ભરડો દઈ નીચોવી નાખે છે અને હાડપીંજર ફેંકી દે છે. તેમજ કલહ ક્ષેત્રમાં અગર હિંસા ક્ષેત્રમાં વાવેલું **લક્ષ્મી**-બીજ પણું મૂળ નાખે છે; હા--કડાં મૂળ નાખે છે, ફાલે છે, ફુલે છે અને ફળે છે પણ ખરું, પરંતુ તે શા માટે? હેના વાવનાર અને પાણી પાનારને નીચોવી મારવા માટે જ; એટલું જ નહિ પણ કોઇ વખતે તો તે વૃક્ષ વાવનારનાં સગાં સંબંધીને પણ એજ પ્રમાણે નાશ પમાડે છે. પ્રાણી માત્રનું હિત કરવા માટે મળેલું લક્ષ્મીનું સાધન જે માણસ પ્રાણી-પ્રાણીમાં કજીઆ કરાવવામાં અગર હેને પુષ્ટી આપવામાં ખરચે, પ્રાણીવધના રસ્તામાં ખરચે, હિંસામાં ધર્મ બતાવી તે ધર્મને ઉત્તેજન આપવામાં ખરચે તે બીચારા ભોળા જીવો માત્ર પોતાનો નાશ કરનારી ડાળીઓવાળાં ઝાડ ઉગાડવા માટે જ પૈસો વાવે છે.

બીજા એવા પણ લોકો છે--અને હેમનો વર્ગ ઘણો મ્હોટો છે—કે જેઓ ધુળમાં જ પૈસાનાં બી નાખે છે. કોઇ વખતે તે આ જરા ઉગે છે; પણ બ દિવસમાં જ બળી જાય છે. જમણું-વરઘોડા તથા વાહવાહના મેળાવડા આદિ ક્ષેત્રમાં નાખેલું લક્ષ્મી-બીજ માત્ર જ ઘડી ખીલવા માટે છે.

ક્ષેત્ર-પારખનારા—જમીન ઓળખનારા ખરેખરા ઉસ્તાદ તો શ્રી કૃષ્ણ હતા, કે જે બીજી કાંઇ વિદ્યા (વ્રતપચ્ચખાણ) નહિ આવડવા છતાં માત્ર **સારા ક્ષેત્રે પૈસો વાવવાથી** જ પ્રભુપદના અધિકારી થયા હતા. દીક્ષા લેનારના કુટુંબને પાળવાનું જાહેરનામું બહાર પાડી, જંજાળમાં મુંઝાઇ રહેલા ઘણાએક ભવ્ય જીવોને ત્હેમણે દીક્ષાની સવડ કરી આપી હતી.

**જ્ઞાનક્ષેત્રમાં** લક્ષ્મીબીજ વાવનારાઓ સર્વથી વધારે ભાગ્યશાળી ખેડુત છે. કારણ કે વડવાઇની પેઠે એ વૃક્ષનાં દરેક ડાળાં જમીનમાં ઉતરી નવાં નવાં સેંકડો વૃક્ષ ઉભાં કરે છે. એક માણસને આપેલું જ્ઞાન તે બીજા બે, બાર કે કદાપિ બારસો માણસને આપે છે અને તે બે-બાર કે બારસો માણસ બીજા એટલા જ માણસને તે જ્ઞાન આપે છે. કાળાંતરે અસંખ્ય માણસો મૂળ એક જ માણસના ઉપકારથી જ્ઞાન પામે છે અને અંધકારમય સ્થિતિથી દૂર થાય છે. એ પ્રકાશ અને એ ઉપકારનું કારણ અને ત્હેના ફળનો ભોક્તા પેલો એક જ માણસ છે કે જેણે પ્રથમ, ઝાઝી **મુશ્કેલી** સિવાય, **રમતાં રમતાં લક્ષ્મી**-બીજ સારા ક્ષેત્રમાં વાવ્યું હતું. જેને વાવતાં કશો પણ ગંભીર તકલીફ પડી ન હતી તે હવે ભયંકર **'જ્ઞાનાવરણીય'** કર્મના ક્ષય રૂપી સ્વાદિષ્ટ ફળ પામી, મનના મનોરથ પુરા કરી શકે છે.

(**અ**) જ્ઞાનક્ષેત્રમાં પણ બે જાત છે. **સાંસારિક જ્ઞાનક્ષેત્ર** અને **ધાર્મિક જ્ઞાનક્ષેત્ર**. **સાંસારિક** જ્ઞાન એ ધાર્મિક જ્ઞાનનું પગથીઉં હોવાથી અને તે પર દેશની આબાદીનો આધાર હોવાથી તથા દેશ આબાદ હોય તો ત્હેમાંના માણસો ધર્મ ઉપર એકાગ્ર ચિત્ત રાખી

શકે તેમ હોવાથી, એ ક્ષેત્રને પણ પસંદ કરવા જેવું છે. ઉદ્યોગશાળાઓ, પુસ્તકશાળાઓ અને વિદ્યાશાળાઓનો એમાં સમાવેશ થાય છે. જ્ઞાન ફેલાવનાર લોકોને ઉત્તેજન આપવાનો પણ ત્હેમાં સમાવેશ થાય છે. ખરૂં કહીએ તો જ્ઞાન ફેલાવનારાઓ ન હોય તો પૈસા વાવનારાઓને 'લક્ષ્મીકૃષિશાસ્ત્ર' શીખવે જ કોણ? માટે **એમને** ઉત્તેજન આપવા તરફ વધારે લક્ષ આપવાની જરૂર છે; તેઓ ધધો લઇને બેઠા છે તે કાંઇ પેટ મુકીને બેઠા નથી; ત્હેમના પેટમાં જોઇતો ખોરાક હશે તો જ તેઓ 'લક્ષ્મીકૃષિશાસ્ત્ર' ને વધારે કેળવી શકશે.

(ч) ધાર્મિક જ્ઞાનક્ષેત્રમાં અવલ દરજ્જે ધર્મગુરૂઓને વિદ્યાવૃદ્ધિના સાધનો કરી આપવાનો છે. ઉપદેશક વર્ગ જેમ વધારે વિદ્યાવંત, અનુભવી અને પ્રવિણ હશે તેમ ત્હેમની પાસેથી ઉપદેશ સાંભળનારા પણ વધારે ધર્મરાગી અને પ્રવીણ થશે.

અને તેમની તરફ સગાં વ્હાલાની વર્તણુક એવી નિર્દય છે અને ગુજરાનનાં સાધનની એવી તંગી છે કે તેમની હાલત માત્ર ગમે તેવા કઠણ કાળજાના માણસને આંખમાંથી આંસુ પડાવવા બસ છે. આવા ક્ષેત્રમાં પૈસો વાવનારનું કોટી કલ્યાણ થાય એમાં સવાલ જ શો !

નિરાશ્રીત બાળકોને માટે આશ્રમ સ્થાપવાથી પોતાની કોમમાં બોજા રૂપ માણસની સખ્યા ઘટીને બીજાનો બોજો ઉપાડવા શક્તિ-વાળા પુરૂષોની સખ્યા વધશે અને તેટલા પ્રમાણમા કોમનું બળ વધશે. કોમનું બળ વધે એટલે હિરમે દેશનું બળ વધશે. પોતાની જ કોમના નિરાશ્રીત બાળકોને ભણાવી ગણાવી, પાળીપોષી ધંધે વળગાડવાનાં ખાતાં ઉભાં કરનારા અગર તેમા મદદ કરનારા લોકો આખા દેશના ઉપકારી છે. ખીચારાં કુમળાં ફુલો કીંમતી મનુષ્ય દેહ પામીને કંઇપણ સાર્થક કર્યા વગર ચીમળાઇ જતાં હતાં તેને ઉછેરી જીવન સાર્થક કરવાની શક્તિ આપવી એ શું ઓછું પવિત્ર કામ છે !

ઉપદેશ વડે હાનીકારક રિવાજો અને અજ્ઞાનતા દૂર કરાવી શકે એવા વક્તાઓને પદરનો પગાર આપી ફરતા મુકવા એ પણ લક્ષ્મી સારા ક્ષેત્રમાં વાવવાનું કામ છે.

દવાખાનાં સ્થાપવાં, પ્રાણીઓને અભયદાન મળે તેવાં ખાતાં સ્થાપવાં, એ પણ ઉત્તમ ક્ષેત્રે પૈસો વાવ્યો કહેવાય છે.

(૩) પૈસો વાવવા માટે ચોપડીઉ અને ક્ષેત્ર એ બે સબધી વિવેચન કર્યા પછી હવે આપણે જોગવાઈ અગર સાધનનો વિચાર કરીશું.

મંત્રભાવના માટે ધૂપ દીપ આદિ સામગ્રી જરૂરની છે, તેમજ પૈસા વાવવાની ક્રિયા માટે ખતીના અને બુદ્ધિશાળી વ્યવસ્થાપકોની સામગ્રી જોઇએ. ખેતરમાં બી વાવ્યા પછી એને ખેડનારા પાણી પાનારા તીડ આદિથી રક્ષણ કરનારા—વગેરે માણસોની ગોઠવણ કરવી પડે છે. તેમજ સારી દાનતવાળા-મોટા અનુભવવાળા-સારી લાગણીવાળા અને મહેનતુ વ્યવસ્થાપકોની ગોઠવણ કરવાથી, સારા ક્ષેત્રમાં સારા મુહૂર્તે વાવેલું લક્ષ્મીબીજ નિર્વિઘ્ને એવા છોડનું રૂપ પકડે છે, કે જે છોડની સુગંધીથી દેવતા નહિ તો 'દેવતાના વંશજો' પ્રમત્ત થઇ ત્હેની આસપાસ ટોળે ભરાય છે, છોડને શોભાવે છે, છોડના તેજથી પોતે શોભે છે અને બદલામાં તે છોડને આશિષ આપે છે અને પાણી પણ સીંચે છે.

દશ હજાર રૂપિયા વાવવા કઢાવ્યા-સારા ક્ષેત્રમાં સારા મુહૂર્તે, પણ જોગવાઇ કર્યા વગર—વ્યવસ્થાપક સારા ખોળ્યા વગર; પછી નાતના લક્ષાધિપતિઓના હાથમાં તે આવે અને ત્હેમના લાખોમાં દશહજાર વધે એજ ! એ તો હોઇઆ થવા માટે, નહિ કે વાવવા માટે ! પછી પેલા રાક્ષસને પડનાર કોણ ' એ પૈસાના મદથી છાકેલા જનો કોઇને ઉત્તર દે ખરા કે—સિવાય કે યમના દૂતને ?

હવે હું આ કીમતી વિદ્યાનો પાઠ જલદી સમેટી લઇશ મ્હારી ચોથી સરત શ્રદ્ધા અને પાંચમી અડગપણું છે.

(૪) શ્રદ્ધા વિના મંત્ર ફળતો નથી. જાગતા માણસને ઉઠાડી દેવાની, ત્હેની પાસે આપણા ધાર્યા મુજબ કામ કરાવવાની, દરદો મટાડવાની અને સેંકડો હસામણા ટીખળ કરવાની શક્તિ આપનાર

હિપ્નોટિઝમ અને મૅસ્મેરીઝમ નામની વિદ્યાઓ તેમજ શસ્ત્રવિદ્યા પોતાની શક્તિમાં શ્રદ્ધા અગર વિશ્વાસ સંપૂર્ણ હોય તો જ શીખી શકાય છે. ધર્મમાં પણ શ્રદ્ધા એ પહેલી ચીજ છે, અને મનમાં પણ મુખ્ય ચીજ શ્રદ્ધા છે. 'લક્ષ્મીનું બી શુભ મુહૂર્તે, શુભ ક્ષેત્રે, સારી જોગવાઈથી, વાવીશ તો ફળ જરૂર મળશે જ' એવી શ્રદ્ધા પાકી હોવી જોઈએ. શ્રદ્ધા વગર સર્વ પાંગળું છે.

(૫) શ્રદ્ધા હોય તો પછી અડગપણું આપોઆપ આવે. વેરાનમાં સુંદરી છે તે અનુપમ છે, પણ ત્હેની આસપાસ રાક્ષસોની ચોકી છે, એવું જાણવા છતાં સુંદરીના રૂપની શ્રદ્ધા-ખાત્રી• એથી શું ઘણાએ માણસો જોખમ ખેડી ત્હાં ગયા નથી? પણ અફસોસ, નિશ્ચય ઢચુપચુ થાય તો માર્યા પણ જાય. મંત્ર જપવા તો બેઠા— પાંચવાર-પચાસવાર-સો વાર અને ૧૦૫ વાર મંત્ર જપ્યા, હવે માત્ર ત્રણવાર બાકી છે, પણ ત્હાં ભયંકર દેખાવ અને ભયંકર

જલદી મૂળ નાખે છે, ફાલે છે-ફુલે છે અને ત્હેના ઉપર લક્ષ્મી-કીર્તિ-સુપુત્ર-સુશિલ પત્ની-સત્તા અને વધારે તો શું પણ ખુદ પરમાનંદ ફળી ફલો પણ હસી ઉઠે છે.

એક સો રૂપીયા રોકીને હજાર રળવાની આશા કરનારા, એક લાખની મુડીમાંથી દશ લાખ કરવાની આકાંક્ષાવાળા વિવેકી વેપારીઓ! એકના દશગણા કરવામાં ત્હમે જે હોંશ ધરાવો છો તેટલી-બસ **તેટલીજ** હોંસ ત્હમો હિસાબી વર્ગના મજુરનો શું એકના **એકવીસો** ગણા કરવા માટે ના ધરાવો? ત્હમારા એકના. દશગણાના વેપારના કમ્ઢીત ફળની ત્હમને કાંઇ ખાત્રી-જેરન્ટી નથી; કદાચ ત્હમારા રોકેલા રૂપીયા પણ ડુબવા સંભવ છે; કદાચ લાભની ખબર સાંભળતી વખતે જ ત્હમે બીજી દુનીયામાં ઉપડી ગયા હો. **પરન્તુ** આ એકના **એકવીસો** કરવાનો ધંધો ખુદ મહાપ્રભુના ઘરના પરવાના સહિત છે અને ત્હમે ત્હેને છોડીને બીજે નાશી જાઓ તો પણ ત્હમને ઢુંઢી કાઢીને તે ફળ ત્હમારા મ્હોમાં નાખવા ચુકશે નહિ એવો છે.

શાણા મુસદ્દીઓ! જ્ઞાન, ધર્મ અને પરોપકારી ક્ષેત્રમાં લક્ષ્મી-બીજ સાનુકુળ રીતે વાવવાની અને ત્હેનાં મીષ્ટ ફળોનો સ્વાદ લેવાની કાંઇ ઇચ્છા થતી હોય તો તાકીદ પણ થવા દેજો; કારણ કે કીમતી ચોઘડીઉં વહી જાય છે અને પછી યમદેવ લાંચ તો સંઘરતો નથી!

20—6—10

# કાન દો!

(૧) આજે પર્યુષણનો શુભ દિવસ છે પર્યુષણ એટલે ઉપાસના અથવા ભક્તિનો દિવસ જીનદેવ કહે છે કે મ્હારા **બાળકોની** ભક્તિ એ જ **મ્હારી** ભક્તિ છે, માટે મ્હને માનનાર જૈનોની દશા સુધારવા માટે કમર કસો એટલે **મ્હારી** જ ભક્તિ થઇ સમજીશ

(૨) જેમને હાલ કોઇ દમ રૂપીઆ પણ ન આપે તેવાને તમારી મદદથી થયેલા ફંડમાથી ઉચુ ભણતર ભણાવીનુ તો તેઓ મહીને ૫૦—૧૦૦—૨૦૦ કે ૫૦૦ રૂપીઆ ગણતા થશે,તેથી જૈનવર્ગમાથી એટલી ગરીબાઇ ઓછી થશે, તે માણસો ધર્મ તરફ દઢ ભાવ રાખશે અને જૈન શાસ્ત્રોનું રહસ્ય વધારે બારીકાઇથી અને વધારે મ્હોટા પ્રમાણમા શીખવા લાગશે.

ઉત્પન્ન થાય એવી યોજના ત્હમારી સલાહ પૂછીને જ કરવામાં આવનાર છે

ગરીબો ! ૨૫—૫૦ કહાડી આપો !

શ્રીમંતો ! ૭—૮ હજાર અગાઉથી કરી દો !

મોહને શાતા આપશો—તો—શાતા પામશો

કોઇને જ્ઞાન આપશો-અપાવશો તો ત્હમારા જ્ઞાનાન્તરાયી કર્મ ભાગી જશે અને ત્હમારા હૃદયચક્ષુ ખુલ્લા થશે

ગોમર ઉભાવનારનો આમાં શો સ્વાર્થ છે એટલું તો જરા વિચારો, ઓ તાપુ-ઓ ભાઇઓ જરા તો સ્વાર્થ તથા પરમાર્થનો તફાવત સમજો !

આજે પચુસણ છે ફરીથી અરજ કરૂંછું કે આજે પચુસણ છે, ભક્તિ માટે ખાસ નીમેલો દિવસ છે અને જીનરાજ દેવ શબ્દો વડે ખુશામત તરીકે કરાતી ભક્તિથી ભોળવાય એવા નથી; એ કહે છે કે 'મ્હારી આજ્ઞા પાલે એ જ મ્હારો ભક્ત' ભગવાનની આજ્ઞા કઈ ? દાન-દાન-દાન-દાન દાન દાન !

ત્હમે જો એ ભગવાનના ભક્ત હો અને પચુસણ પર્વને માનતા હો તો—

**હમણાં જ ૫ ૧૦ હજાર, ૫-૭ સો યા યથાશક્તિ મખાવત અજમેર ખાતે મોકલી આપો !**

# પર્યુષણમાં આત્માને નિર્મળ બનાવવા માટે બાર આંતરિક દવાઓ અથવા બાર ભાવના.

भाववितव्यमनित्य त्वमशरणत्वं तथैकतान्यत्वे ।
अशुचित्वं संसारः कर्माश्रवसंवरनिधिश्च ॥
निजरणलोकविस्तरधर्मस्वाध्यायतत्वचिन्ताश्च ।
बोधेः सुदुर्लभत्वं भावना द्वादशविशुद्धाः ॥

( ૧ ) અનિત્ય, ( ૨ ) અશરણ, ( ૩ ) એકત્વ, ( ૪ ) અન્યત્વ, ( ૫ ) અશુચિત્વ, ( ૬ ) સંસાર, ( ૭ ) આશ્રવ, ( ૮ ) સંવર, (૯) નિર્જરા, (૧૦) લોકવિસ્તાર, (૧૧) ધર્મ સ્વાધ્યાય, (૧૨) બોધિ-દુર્લભ· એ રીતે બાર ભાવનાઓનું નિરંતર મનન કરવું, કે જેથી આત્મા નિર્મળ અને તનદુરસ્ત થશે.

## (૧) અનિત્ય ભાવના.

આ જગતમાં સઘળી અનિશ્ચિત વસ્તુમાં એક વાત નિશ્ચિત છે, અને તે એ છે કે " વસ્તુ માત્રના પર્યાયો ક્ષણે ક્ષણે ફરે છે. " જગતની કોઇપણ વસ્તુ નિત્ય નથી; કોઇ લાંબો કાળ ચાલે, કોઇ ટુંકો સમય રહે, પણ અંતે સર્વ વસ્તુઓ વિનાશી છે માટે અનિત્ય છે. પદાર્થ માત્ર અનિત્ય છે એટલુંજ નહિ ,પણ સજીવ પ્રાણીઓની

ઉપાધિરૂપ શરીર જેને માણસો ભૂલથી 'હું પોતે છું' એમ માનવાને પ્રેરાય છે તે શરીર પણ નાશવંત છે આત્મા સિવાયની સર્વ વસ્તુઓ અનિત્ય છે, દેવોના આયુષ્ય લાંબા સમયના હોય, અને તેથી હેમને મળતુ સુખ બહુ ગણવામા આવે, પણ અનંતકાળની અપેક્ષાએ તે પણ અનિત્ય છે. ટુંકમા સર્વ પુદ્દગલદશા—અજીવ વિનાશી છે, હેના પર્યાયોમા ક્ષણે ક્ષણે ફેરફાર થયા જ કરે છે. પ્રાતઃકાળમાં જે માણસ આપણી નજરે પડયો હતો તે મરણ પામ્યો છે એવી સાયંકાળે આપણને ખબર પડે છે. અથવા જે પુષ્પ સૂર્યના કિરણથી વિકસ્વર થયેલુ સ્હવારમા દેખાતુ તે સાંજરે સંકોચાયેલુ નજરે પડે છે શરીરને પણ બાળપણ, યુવાવસ્થા, વૃદ્ધપણ વગેરે અનુભવાય છે લક્ષ્મીને ચપળા કહેવામા આવે છે, એટલે તે એક જગ્યાએ ઠરી બેસતી નથી, પણ સમયે સમયે સ્થાન બદલે છે. આવી રીતે તન, ધન, જોબન, બળ, વિષયસુખ, પ્રિયજનસમાગમ અને સંસારના સર્વ પદાર્થો અસ્થિર અને અનિત્ય છે. માત્ર આત્મા અમર છે, નિત્ય છે, શાશ્વત છે. હેનો કોઈ દિવસ અંત આવવાનો નથી પણ તે સિવાયના અન્ય પદાર્થો, વાયુના આવેથી ચાલતી ધ્વજાના પટ જેવા અસ્થિર છે, કુંજરના કાન જેવા ચચળ છે, શરદ્ઋતુની વાદળીની છાયા જેવા ક્ષણભંગુર છે, અને વિદ્યુતના ચમકારા જેવા ક્ષણવિનશ્વર છે પણ અજ્ઞાનતાથી માણસો તે વસ્તુઓને નિત્ય સમજી હેમા મમત કરે છે અને 'આ મ્હારૂં છે' એવો ખોટો ભ્રમ સ્વીકારે છે. પરંતુ તત્ત્વદૃષ્ટિએ આ સર્વ પદાર્થો અનિત્ય છે, અને પરમાત્મપદને મેળવી આપનારા આત્માના જ્ઞાન, દર્શન, ચારિત્ર, અથવા સદ્ ચિદ્ અને આનંદ એ ગુણો જ નિત્ય છે કારણ કે તે સ્વાભાવિક ગુણો

છે. આ રીતે નિત્ય અને અનિત્ય વસ્તુ વચ્ચે વિવેક કરતાં શિખવું. અને જેમ બને તેમ અનિત્ય વસ્તુના સંબંધમાં ઉદાસીન ભાવ ધારણ કરવો. 'વિવેક'થીજ ખરો વૈરાગ્ય જાગૃત થાય છે. 'જે વસ્તુઓ અનિત્ય છે તે પરમાર્થ દૃષ્ટિથી મ્હારી નથી' એજ ભાવના તે વસ્તુ ઉપર વૈરાગ્ય ઉત્પન્ન કરાવે છે; અને ज्ञानस्य फलं विरति 'જ્ઞાનનું ફળ વિરતિ' એ સૂત્ર ખરૂં પડે છે. અનિત્ય ભાવનાના સંબંધમાં કહ્યું છે કે:—

सामित्तणधणजुव्वणरइरुवबलाउठसंजोगा ॥ .
अइलोला धणपवणाहयपायवपक्करत्तव्वा ॥

'પ્રભુત્વ, ધન, જોબન, રતિ, રૂપ બળ, આયુષ્ય ઇષ્ટિસંયોગ એ સર્વ વસ્તુ સખત પવનનો ઝપાટો લાગેલા વૃક્ષનાં પાકાં પાંદડાં જેવી બહુજ ચપળ છે. જેમ તે પાકેલા પાનડાને પવનનો સખત ઝપાટો લાગે તો પડતાં વાર લાગતી નથી, તેમ આ સર્વ અનિત્ય હોવાથી નાશ થતાં વાર લાગતી નથી. આવી રીતે સંસારના સર્વ પદાર્થોની અનિત્યતા વિચારી અને બને તેટલો રાગ તે ઉપરથી ઉતારવો.

## (૨) અશરણ ભાવના.

જગતમાં જીવ અનેક પ્રકારના જીવો પર આધાર રાખે છે, અને તેમને પોતાના શરણ રૂપ માને છે પણ ખરી રીતે **આત્મા સિવાય આત્માનું કાંઇ આધારભૂત નથી.** આત્મા જ આત્માનો શત્રુ છે, અને આત્મા જ આત્માનો મિત્ર છે. વ્યવહારનયથી માતા પિતા, સ્વજન, બાંધવ, સ્ત્રી, પુત્ર, ગુરૂ વગેરે આધાર રૂપ ગણી શકાય; પણ **નિશ્ચયનયથી** અથવા **ખરી રીતે** કોઇ પણ માણસને

શરણુ આપે તેમ નથી. મરણ સમયે પોતાનુ ચારિત્ર, પોતે કરેલાં શુભ અશુભ કર્મો જ માણુમની સાથે આવે છે. કોઇ પણ માણુસ ત્હેને મરણના ક્રૂર પઝામાંથી બચાવવા સમર્થ થતુ નથી જે વસ્તુઓ અનિત્ય છે તે, આત્માની સાથે આવી શકે નહિ. કારણકે આત્મા નિત્ય છે, માટે ત્હેના નિત્યગુણો જ ત્હેની સાથે આવે માટે આત્માના ગુણો જે હાલ અપ્રગટ સ્થિતિમા છે તે જેથી પ્રગટ થાય તેવા સાધનોનો આશ્રય લેવો બાકી બીજુ કોઇ શરણ નથી. આવી રીતે 'અશરણ ભાવના' ભાવવી આત્મા જ કર્મદળને વિખેરી નાખવા સમર્થ છે આત્માજ પરમાત્મા અવસ્થા પ્રાપ્ત કરવા શક્તિ ધરાવે છે ગુરૂ તો **માર્ગ બતાવી શકે** (તે વાસ્તે ખરેખર ત્હેમનો ઉપકાર માનવો અને ત્હેમના ઉપર અત્યંત ભક્તિભાવ રાખવો ઘટે છે) **પણ તે માર્ગ ઉપર ગુરૂ આપણે વાસ્તે ચાલી શકે નહિ. માર્ગ ઉપર આપણે જાતેજ ચાલવાનુ છે, એવો વિચાર કરી સ્વાશ્રયી થતાં શિખવુ.** જે પદ મહાન પુરૂષો પ્રાપ્ત કરી શક્યા તે પદ પ્રાપ્ત કરવાનુ સામર્થ્ય આપણા આત્મામા રહેલુ છે, એવો વિચાર કરવો, અને કાયર થઇ, હાથ જોડી, દૈવને માથે દોષ મુકી આળસમા-પ્રમાદમાં અમૂલ્ય જન્મ ગુમાવવો નહિ

## ( ૩ ) એકત્વ ભાવના.

આ સંસારને વિષે જીવ એકલોજ ઉત્પન્ન થાય છે, અને એકલોજ મરે છે, એકલોજ કર્મનો કર્તા છે, અને એકલોજ તે કર્મનો ભોક્તા છે. પરમાર્થ દૃષ્ટિએ વિચારીએ તો ધર્મ સિવાય અન્ય કોઇ પણ સ્વજન મનુષ્યનો સહાયકારી થઇ શકે નહિ. માટે કોઇ પણ કાર્યનો આરંભ કરતાં પહેલાં તે કાર્યનું શુ પરિણામ આવશે

એમ વિચારી તે કાર્યમાં જીવે પ્રવર્તન કરવું,–કારણ કે તે કાર્યનું ફળ પણ પોતાને એકલાને ભોગવવું પડશે. દરેક કાર્ય, દરેક વિચાર અને વાસનાને માટે મનુષ્ય પોતેજ જવાબદાર છે, માટે દરેક જીવે પવિત્ર અને સુંદર વિચારો વિચારવા, પવિત્ર અને સુંદર વચનો બોલવાં, અને પવિત્ર અને સુંદર કાર્યો કરવાં; કારણ કે તે સર્વનું સુંદર ફળ પણ પોતાને જ મળે છે. આત્મા પોતે એક છે અને તે સિવાયની સર્વ વસ્તુઓ ભિન્ન છે; અને હેને તે આત્માને ખરી રીતે કાંઇ સબંધ નથી.

અધ્યાત્મસારમાં કહ્યું છે કે:—

एकः परभवे याति जायते चैक एव हि ॥
ममतोद्रेकतः सर्वं संबन्धं कल्पयत्यथ ॥ १ ॥
व्याप्नोति महतीं भूमिं वटबीजाद्यथा वटः ॥
तथैकममताबीजात्प्रपञ्चस्यापि कल्पना ॥ २ ॥
माता पिता मे भ्राता मे भगिनी वल्लभा च मे ॥
पुत्राःसुता मे मित्राणि ज्ञातयः संस्तुताश्च मे ॥ ३ ॥
इत्येवं ममताव्याधिं वर्धमानं प्रतिक्षणम् ॥
जनः शक्नोति नोच्छेत्तुं विनाज्ञानमहौषधम् ॥ ४ ॥

જીવ એકલો પરભવમાં જાય છે અને અહીંયાં એકલો ઉત્પન્ન થાય છે, પણ મમતાના પ્રધાનપણાથી સર્વ સબંધની જીવ કલ્પના કરે છે. વડના બીજને લીધે વડનું ઝાડ બહુજ વિસ્તારવાળી જમીનમાં પથરાય છે, તેમ એક મમતા રૂપ બીજ થકી આ સંસારના સંબંધની કલ્પના ઉદ્દભવે છે. મ્હારી માતા, મ્હારો પિતા, મ્હારો

ભાઈ, મ્હારી બ્હેન, મ્હારી પત્ની, મ્હારા પુત્રો, મ્હારી પુત્રીઓ, મ્હારા જ્ઞાતિજનો, મ્હારા પરિચયવાળા; આ રીતે ક્ષણે ક્ષણે વધતી જતી મમતારૂપ વ્યાધિનો ઉચ્છેદ કરના સમ્યગ્ જ્ઞાનરૂપ મહૌષધ સિવાય માણસ સમર્થ થતો નથી સમ્યગ્જ્ઞાન અથવા સદ્ અને અસદ્ કે નિત્ય અને અનિત્ય વસ્તુનો વિવેક જ આ મમતાનો નાશ કરે છે હું અને મ્હારૂં એજ માણસનાં જ્ઞાનચક્ષુને અંધ કરનાર મોહરાજાનો મંત્ર છે. અને જે કાંઇ દેખાય છે તે, હું અને મ્હારૂં નથી, એ મંત્ર મોહરાજાને જીતનાર છે.

"નિજરૂપા નિજ વસ્તુ છે, પરરૂપા પરવસ્ત,
જેણે જાણ્યો પેચ એ, તેણે જાણ્યુ સમસ્ત !"

મ્હારો આત્મા તે જ હું, અને તે સિવાયની સર્વ વસ્તુઓ 'પર' છે, એવું જેણે સમ્યગ્ પ્રકારે જાણ્યુ અનુભવ્યું તેણે આ જગતમાં સર્વ બાબત જાણી. કારણ કે જે વસ્તુ ખરી રીતે પોતાની નથી ત્હેને પોતાની માનવી, એ અજ્ઞાનતા છે, અને તે અજ્ઞાનતાથી એટલે શરીર, ધન, ગૃહ અને સ્વજનોની ઉપાધિને પોતાની માનવાથી, માણસ સંસારમાં રખડે છે. માટે આત્મજ્ઞાન મેળવવું.

### (૪) અન્યત્વ ભાવના.

આત્મા સિવાયની તમામ વસ્તુઓ સાથે આત્માને નિશ્ચયનયની અપેક્ષાએ કાંઇપણ સબંધ નથી ઘણા કાળ સુધી અન્નપાનાદિકથી લાલન-પાલન કરેલો દેહ તે જ પોતાનો નથી, તો પછી દેહથી બહાર રહેલાં ધન, સુવર્ણ, ઘર, મહેલ વગેરે તો પોતાનાં શી રીતે થઈ શકે જ ? તે સર્વ આત્માના નથી, પણ આત્મા ત્હેને નીજ સ્વરૂપના અજ્ઞાનથી પોતાના ગણે છે આ મ્હારૂં ઘર, આ મ્હારૂં ધન,' આ

લાલન-પાલન પણ ન કરવું, તેમ હેના ઉપર દ્વેષ કરી હેનો અનાદર પણ ન કરવો તે આપણો નોકર છે એમ માનવું નોકરને વશ રાખીએ, મારી નાખતા નથી તે જ રીતે શરીરને વશ રાખવું, પણ તેને દરકાર ન કરી હેનો નાશ કરવો ઘટતો નથી. પણ હેને ઉચીત ખોરાકથી અને કુદરતના કાયદા મુજબ વર્તીને તનદુરસ્ત રાખવું તથા આત્માના ઉદ્ધાર માટે જે કાંઇ કામ હેની પાસે કરાવવું જરૂરનું જણાય તે કરવાને તે શરીર જરા પણ આનાકાની ન કરે એમ સંભાળવું

## ( ૬ ) સંસાર ભાવના.

સંસારની ઘટમાળ નિરંતર ફર્યા કરે છે, કાળચક્રના અને કાર્ય-કારણના અચળ નિયમ પ્રમાણે સર્વ જીવ પોતપોતાના કર્મના ફળ રૂપે કોઈ સુખી તો કોઇ દુઃખી, કોઇ રંક તો કોઇ રાજા, કોઇ રૂપવાન તો કોઈ કુરૂપવાન, કોઇ બલવાન તો કોઇ નિર્બળ, કોઇ વિદ્વાન તો કોઇ અભણ, કોઇ ગુણાનુરાગી તો કોઇ ગુણદ્વેષી એવી રીતે અનેક પ્રકારના સ્વરૂપ આપણી દ્રષ્ટિએ પડે છે. જૂદા જૂદા આત્માઓ સાથે જીવ જૂદા જૂદા સંબંધમાં આવે છે અનંત કાળથી આ જીવ અજ્ઞાન અવસ્થામાં અને જીવન ઉદ્દેશના લક્ષવિના સંસારમાં પરિભ્રમણ કરે છે,તેથી સર્વ જીવોના સંબંધમાં જૂદા જૂદા ભવમાં આવે છે,અને તે ભિન્ન ભિન્ન ભવમાં માતા,પિતા,પુત્ર,પુત્રી,સ્ત્રી, નોકર, સ્વજન, શત્રુ, મિત્ર વગેરે અનેક પ્રકારના સંબંધમાં અનેક વાર અનેક જીવોની સાથે જોડાય છે, છતાં કોઇ કોઇનું થયું નથી, કારણ કે આ સર્વ સંબંધ શરીર આશ્રયી છે અને આત્મા તો દેહાતીત છે માટે આસક્તિ વિના-પણ પ્રેમ સહિત આપણા સંબંધમાં

આવતા જીવોનુ કલ્યાણ કરવુ માણસને સસારમા બાધનાર રાગ, મમત્વ ભાવના છે આ પુત્ર મ્હારો છે, આ સ્ત્રી મ્હારી છે, એવા વિચારથી ત્હેમના ઉપર જે આસક્તિ થાય તે રાગ, અને તે રાગ માણસને તે ઇષ્ટ જનના વિયોગથી અથવા મરણથી દુખ ઉત્પન્ન કરે છે પણ પુત્ર અથવા સ્ત્રી તે આત્મા છે, અને આત્માનુ કલ્યાણ કરવુ તે મ્હારો ધર્મ છે, અને બીજા માણસો કરતા, મ્હારા સબધમા આવેલા માણસોનું કલ્યાણ હુ વધારે સુગમતાથી કરી શકુ એવા **વિચારથી** ત્હેમના ઉપર પ્રેમ રાખવો તે ઉત્તમ છે, અને તે પ્રેમ દરેક મહાન આત્માનો સ્વાભાવિક ધર્મ છે પોતે નિસ્પૃહ બાનથી ટ્રસ્ટી તરીકે વર્તવુ. સસાર દુખમય છે અને જન્મ મરણના ચક્રમા ફરતા ખરી રીતે સુખ જરા માત્ર નથી જેમ ભમરો વાડીમા એક ફુલનો ત્યાગ કરી બીજા ફુલે બેસે છે, ત્યાંથી ત્રીજા ફુલ ઉપર બેસે છે, એમ જીવ અનેક ગતિમા અથડાય છે, પણ સુખ મેળવી શકતો નથી, કારણ કે ખરૂ સુખ તો આત્મામા રહેલુ છે, પણ જેમ કસ્તુરીઓ મૃગ કસ્તુરીના વાસથી લોભાઇ કસ્તુરી મેળવવા સકળ જગતમાં ભમે છે, તેમ સુખ આત્મસ્વભાવમા રહેલુ હોવા છતા તે બાબતના જ્ઞાનના અભાવે અજ્ઞાની જીવ બાહ્ય વસ્તુમા સુખ શોધે છે. સસારમા બિલકુલ સુખ નથી એમ આ કથનનો આશય નથી, પણ તે સુખ ઇન્દ્રજાળ જેવુ છે, અને તે મળ્યા પછી પણ ખરી તૃપ્તિ થતી નથી, માટે ચીરકાળ ટકે એવુ સુખ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્યના પ્રયાસને અનુચિત છે. આવી રીતે સંસારનુ સ્વરૂપ વિચારવુ, અને ત્હેને દુખગર્ભિત જાણી આત્મસ્વભાવમા રહેલુ અનત-અમર સુખ મેળવવા પ્રયત્ન કરવો, એજ આ કથનનો આશય છે.

તત્વ 'ધર્માસ્તિકાય' કહેવાય છે. માણસને સ્થિર બેસવામાં, અને દરેક વસ્તુને સ્થિરતા આપવામાં સહાય કરનાર તત્વ 'અધર્માસ્તિકાય' કહેવાય છે. અવકાશ આપવો તે 'આકાશાસ્તિકાય'નો સ્વભાવ છે. આપણે દુધથી ભરેલા લોટામાં નવટાંક યા પાશેર ખાંડ નાંખીએ છીએ, છતાં લોટામાંથી દુધ બ્હાર નીકળી જતું નથી, કારણ કે દુધના પરમાણુઓની વચ્ચે વચ્ચે જગ્યા રહેલી છે, આ જગ્યામાં **આકાશ** રહેલું છે. ચેતના લક્ષણવાળો, કર્મનો કર્ત્તા, કર્મનો ભોક્તા 'જીવ' કહેવાય છે, પૃથ્વી, વાદળાં, પર્વત સઘળાં જેના પરિણામ રૂપે છે તે દ્રવ્ય 'પુદ્‌ગલાસ્તિકાય' કહેવાય છે, તેનો સ્વભાવ ભરાઇ જવાનો અને ઢલવાઇ જવાનો છે. દરેક વસ્તુને ક્ષણે ક્ષણે બદલનાર, નવીનને જુનું કરનાર અને સમયથી મપાનાર 'કાળ' કહેવાય છે. આવી રીતે છ દ્રવ્ય જેમાં રહેલાં છે, એવા તે ઉર્ધ્વ, અધસ્ અને મધ્ય તીર્છા લોક રૂપ ત્રણ લોકનું સ્વરૂપ વિચારવું તે '**લોકસ્વભાવ**' ભાવના જાણવી.

પડી જવાથી ત્હેને અત્યંત લાભ થયો હતો, તો પછી લક્ષપૂર્વક ત્હેનું શ્રવણ કે વાંચન કરી મનન બાદ તદનુસાર વર્તન કરનારનું કલ્યાણ થાય એમાં તો આશ્ચર્ય જ શું? સર્વજ્ઞ ભગવાને દશવિધિ યતિ ધર્મ અને બાર વ્રત રૂપ શ્રાવક ધર્મનો ઉપદેશ કર્યો છે; માટે શ્રાવકે બાર વ્રત પાળવાં અને સાધુએ દશવિધ યતિધર્મ પાળવો. આ રીતે ધર્મ તથા ધર્મનો ઉપદેશ કરનાર સર્વજ્ઞ સંબંધી વિચાર કરવો તે અગીઆરમી 'ધર્મ ભાવના.'

## (૧૨) બોધિ દુર્લભ ભાવના.

ઘણા ઘણા જન્મો કર્યા પછી આપણે આવી ઉત્તમ સ્થિતિ પ્રાપ્ત કરી છે. મનુષ્ય ભવ પ્રાપ્ત થાય, પાંચે ઇન્દ્રિયો સંપૂર્ણ હોય, ધર્મ શ્રવણ કરવાની ઇચ્છા હોય, સાંભળવાનો લાભ હોય, વગેરે સર્વ સામગ્રીઓ હોય તો પણ ઉત્કૃષ્ટ વિશુદ્ધતાને બતાવનારી, કર્મરૂપ મેલને દૂર કરનારી અને સર્વજ્ઞ ભગવાને પ્રરૂપેલી સદ્ વાણીમાં શ્રદ્ધા થવી તે પ્રાય. દુર્લભ છે. સદ્‌ને સદ્ તરીકે ઓળખવું, અને અસદ્‌ને અસદ્ તરીકે જાણવું એ કામ સહેલું નથી. ગુરૂકૃપાથી અને મહાપુણ્યના ઉદયથી તે થઈ શકે છે. કારણ કે એકવાર પણ માણસને સદ્ અસદ્‌નું વિવેકપૂર્વક ખરું જ્ઞાન થાય તો ફરીથી તેનો તે માણસ રહે નહિ, ત્હેના આચાર વિચાર તદ્દન બદલાઇ જાય. સંસારવ્યવહારમાં ભલેને તે ફરીને ગુંથાય, પણ કાંઇ ઓર પ્રકારની ઉદાસીનતા ત્હેના કાર્યમાં જણાશે.

વીખરાઇ જાય છે તેમ, આ બાર ભાવનાથી રાગદ્વેષ—મોહ રૂપ મળ નાશ પામે છે; કારણ કે ભાવનાઓ અને રાગદ્વેષને શત્રુપણું છે।

આવી રીતે ભાવનાઓથી રાગદ્વેષનો ક્ષય થાય છે; પણ તેથી શું ? રાગાદિનો ક્ષય થયે મોક્ષની પ્રાપ્તિ થાય છે. જ્હારે સર્વ પદાર્થો પ્રતિ રાગનો નાશ થાય છે અને સર્વ પ્રાણી પ્રત્યે દ્વેષનો નાશ થાય છે ત્હારે તે જીવ સર્વ બણી **સમભાવ** વાળો થાય છે, સર્વનું હિત કરવા તત્પર બને છે અને સકળ વસુધાને કુટુંબ તુલ્ય માનનાર ઉદારચરિત બને છે. ત્હેનું મન શાન્ત અને નિશ્ચળ બને છે. આત્મજ્યોતિ ત્હેના મન રૂપ શાન્ત સરોવરની સપાટી પર પ્રકાશે છે, અને સકળ લોકાલોકના પદાર્થો જેનાથી જોઇ શકાય તેવું કેવળજ્ઞાન અને કેવળદર્શન ત્હેને પ્રાપ્ત થાય છે,-પ્રાપ્ત થતું નથી પણ ત્હેનામાં છુપું હતું તે પ્રકટ થાય છે. મન અને શરીર સંબંધી સર્વ દુઃખનો નાશ થાય છે, ત્રિવિધ તાપ ટળી જાય છે અને અસાધારણ આનંદ રૂપ મોક્ષસ્થિતિ પ્રાપ્ત થાય છે, કે જે સ્થિતિનું વર્ણન શબ્દોદ્વારા કદી થઇ શક્યું જ નથી; કારણ કે વૈખરી વાણીમાં તે અનુભવ દશાને દર્શાવવાના શબ્દો જ નથી.



આ પુસ્તકના પૃષ્ટ ૧૩૩ માં "સીમન્ધર સ્વામીને ૯ મો પત્ર" પ્રગટ કરવામાં આવ્યો છે તે પણ પર્યુષણ માટે ખાસ યોજાયલો હોવાથી, ચાતુર્માસમાં વાંચવા યોજાયલો આ લેખસંગ્રહ વાંચનારે તે અવશ્ય વાંચવા યોગ્ય છે.એમાં વર્ષ દરમ્યાન થયેલાં તમામ પ્રકારનાં પાપો માટે ક્ષમા માગવામાં આવી છે અને ભવિષ્યમાં શુદ્ધ વર્તન કરવાની શક્તિ મળે એટલા માટે પ્રાર્થના કરવામાં આવી છે.

# પર્યુષણ અને આપણાં કર્તવ્યો.

પ્રત્યેક ધર્મમાં ત્હેના અનુયાયીઓ માટે, સાથે મળીને પ્રાર્થના કરવા સારૂ, ભાષણ અગર વ્યાખ્યાન દ્વારા ઉપદેશ સાંભળવા સારૂ, અથવા ધર્મની જૂદી જૂદી ક્રિયાઓ કરવા માટે, અમુક દિવસો નિર્માણ કરેલા હોય છે. આ દિવસોમાં તે ધર્મના અનુયાયીઓ એક સ્થળ કે જેને મંદિર, દેવળ, મઠ, ધર્મસ્થાનક કે ઉપાશ્રય કહે છે, ત્યાં જાય છે અને ભક્તિ પ્રેરનારી ધર્મક્રિયાઓ કરે છે. આ ક્રિયાઓ કરતારાઓ પૈકી કેટલાક સમજીને કરનારા હોય છે, જ્યારે બાકીના એકએકની પાછળ ચાલનારાં ઘેટાં હોય છે. આ વસ્તુસ્થિતિ આજ કોઇ અમુક પંથમાં જ દેખવામાં આવે છે તેમ નથી, પણ પ્રત્યેક ધર્મમાં આ પ્રમાણે જોવામાં આવે છે અને જૈનો કાંઈ મુખ્ય નિયમને અપવાદરૂપ નથી.

### ધર્મક્રિયાનો ઉદ્દેશ.

આપણી ધાર્મિક ક્રિયાઓ વડે પવિત્ર થઇને માનસિક ભક્તિ કરવાના દિવસોને 'પર્યુષણ' કહેવામાં આવે છે; અને આવા દિવસોની સંખ્યા આઠ જેટલી હોય છે, તે કાંઇ કોઇને સમજાવવાની જરૂર નથી. આ ક્રિયામાં આનંદથી ભાગ લેનારાની સંખ્યા સુદીઅર હોય છે અને ત્હેનું કારણ માત્ર આ ક્રિયાઓના ઉદ્દેશની અજ્ઞાનતા એજ છે. એ અજ્ઞાનતાને સબબે કેટલાકો તો આ દિવસોને વેઠ રૂપ ગણે છે અને વ્યાપારમાં આડખીલરૂપ લેખે છે! કેટલાકો આ દિવસોને નવરા માણસને દિવસ ગાળવાનું સાધન ગણે છે, જ્યારે 'સુધરેલા'નું

શાસ્ત્ર વગી તદ્દન જુદું જ છે। આગી વિવેકાન○ ટે ૭ તેમ, આ લોગ ધર્મને Scent (સેન્ટ–સુગંધી) તરીકે ગણે છે અને જે ; તેઓ દુનીયાની બીજી બધી વ્યવહારની સાકળની જોડાવાનું મોટ ખાતર પસંદ કરે છે તેમ ધર્મને પણ સુગંધી ગણી મોજ ખાતર દેખાવ કરવા ખાતર (અમુક ધર્મના અનુયાયી તરીકે ખપના ખાતર) માનતા જણાય છે ટનાકે મોજ મઝાહમા આ દિવના વ્યતીત કરે છે, જ્યારે કેટલાકે જુગાર રમવામાં તેનો ઉપયોગ કરે છે। પરન્તુ આ બધાને જતા કરી આપણે કયા કર્તવ્યો કરવાના છે તેને જ અત્રે વિચાર કરીશુ

જે જે સ્થળે સાધુ વગેરે બિરાજતા હોય ને સ્થળના શ્રાવકો વ્યાખ્યાન સાભળવા ભાગ્યશાળી થઇ શકે છે, અને બાહ્ય વ્યાપારેથી મનને મુક્ત કરી આતર દષ્ટિ કરવા નવન થાય છે અને જે જે સ્થળે આના પુરો નથી હોતા તે તે સ્થળે માણસોના દિવસ મોટે ભાગે નિષ્ફળ જાય છે આ સ્થળે કહેવુ જોઇએ કે, એક જ ગામમા ચાર સ્થાનક હોય તો ચારે સ્થળે જૂના જૂના ટોળાના બબ્બે ત્રણ ત્રણ સાધુઓ મૂકવા ગચ્છાધિપતિઓ અહેરમાની કરે છે, અને ગામડા ગામમા જ્યહા શ્રાવકો અજ્ઞાન છતા પ્રેમી હોય છે ત્યહા સાધુઓનો દુકાળ રાખવાનું યોગ્ય ધારે છે। આ નિયમ લેશમાત્ર ઇચ્છવા યોગ્ય નથી આમ કરવાનું કારણ મ્હોટે ભાગે એ હોય છે કે, સાધુઓએ પોતપોતાના ક્ષેત્રો—વાડા બાધી લીધેલા હોય છે અને તે કુંડાળા (circle) માથી ખસવાને તેમનું જીગર ના પાડે છે, કારણ કે ખાનપાન અને માનપાન તો માત્ર પોતાના કુંડાળાના ભાવિક શ્રાવકોમા જ મળે। ગુજરાતના કેટલા સાધુઓ મારવાડમા અને

દક્ષિણમાં છે ? અને મારવાડના સાધુનો કેટલો ભાગ બીજે સ્થળે છે ? અનાર્ય ક્ષેત્રોમાં અનેક કષ્ટ સહીને વિચરનાર શ્રી મહાવીર પિતાના આ સાધુઓ ખરા પૌત્ર ગણાય કે કેમ તે એક સવાલ છે. ગચ્છાધિપતિઓ આ સંબંધમાં વિચાર કરવા કૃપા કરશે અને જે સાધુઓ પોતાની આજ્ઞામાં રહેવા ન ઇચ્છના હોય હેમને યોગ્ય નસીઅત પહોંચાડવા મહેરબાની કરશે તો જૈનો તેમજ જન સમુદાય પર મ્હોટો આભાર થયો ગણાશે.

## ધર્મક્રિયાઓ કેવી રીતે કરવી ?

પર્યુષણ પર્વમાં પ્રભાતે ઉઠી દેહશુદ્ધિ વગેરેથી ફારક થઇ ઉપાશ્રયમાં જવા પહેલાં, પ્રત્યેક જૈને (જૈન એટલે સ્વાર્થપર જય મેળવવા ઇચ્છના મનુષ્યે) અર્ધો કલાક એક આસને બેશી પ્રથમ દશ પદર દીર્ઘ શ્વાસપ્રશ્વાસ લઇ ધ્યાન ધરવું એટલે કે પોતાની ચોતરફ અત્યંત સામર્થ્યવાન એવા શ્રી સીમંધર સ્વામી બીરાજી રહ્યા છે અને તેઓ પોતાની દરેક ક્રિયા અને મનને સાવધાનપણે જોયાં કરે છે એમ કલ્પવું. આ વખતે પાપી મનુષ્યોનાં હૃદય હમેશાં કંપે છે અને પોતાના પાપનો પસ્તાવો કરવાનુ હેમને મન થાય છે અને તે સાથે ફરીથી પાપ કરવાની ઇચ્છા કેટલેક દરજ્જે નિવૃત્ત થાય છે. ભગવાનનાં જ્ઞાન-દર્શન-ચારિત્ર વગેરેનો અત્યંત શાંતતાથી વિચાર કરવો અને હેમનાથી કોઇ પણ ચીજ શુભ નથી તેવો લાંબો વખત વિચાર કર્યા કરવો અને તે પછી આખા દિવસમાં કોઇ પણ ક્રિયા કરતી વખતે મનમાં પહેલવહેલો વિચાર કરવો જે આ ક્રિયા 'મહાન ગુરૂ'ને પસંદ પડશે કે કેમ ?

આ ધ્યાનથી અને વારંવાર કરાતા વિચારથી આપણે 'શિષ્ય માર્ગ'ની યોગ્યતા સંપાદન કરીએ છીએ અને આપણી રક્ષા કરનાર

શ્રી સીમધર સ્વામી હયાત છે એ શ્રદ્ધા આપણામા નવુ બળ વહેવરાવે છે હાલના ઘણાખરા સાધુઓ તે પણ આ 'શિષ્ય માર્ગ'ના માન નવાસવા વટેમાર્ગુ છે આ ક્રિયા સમાપ્ત થયા પછી પ્રત્યેક પોત પોતાને પ્રાપ્ત અતિ જરૂરી સસાર વ્યવહારમા થોડો સમય ગાળવાની જરૂર હોય તો તેમ કરીને ઉપાશ્રયે જવુ જે સ્ત્રીઓને પોતાના ન્હાના બાળકોની દરકાર કરવાની હોય છે તેમણે જો તે બાળકો ઉપાશ્રયમા ગરબડ મચાવી દે તેમ ન હોય તોજ એમનુ, નહિ તો દર્શન કરી તરતજ પાછા ફરવુ એ સર્વના હિતાર્થે જરૂરનુ છે

## વ્રત આદરવાની અનુકૂલતાનો વિચાર

જે જે લોકોને ઉપવાસ વગેરે જે જે વ્રત કરવાની યોગ્યતા અને અનુકુળતા હોય ત્હેમણેજ માત્ર તે વ્રત અગીકાર કરવુ, પણ જેમનાથી તે વ્રત બનવુ તદ્દન અસભવિત હોય ત્હેમણે તે વ્રત આદરતા પડેના પુરતો વિચાર કરવો એક જ દિવસ શીલ વ્રતનું પાલન કરનારને શ્રી તીર્થંકરે છ માસના ઉપવાસ જેટલુ કલ્યાણ કહેલુ છે બાળકો, જેમના શરીરો ટેવાયા ન હોય તેવા યુવાનો, અત્યત ક્ષીણ થઇ ગયા છે શરીર જેમના એવા વૃદ્ધો, ગર્ભવતી સ્ત્રીઓ અને જે સ્ત્રીઓના ઉપર બાળકના જીવનનો આધાર રહે છે તેણી સ્ત્રીઓએ ઉપવાસ વ્રત કરવા જરૂર નથી

## એક અનાચાર

મ્હે ઘણાએક દાખલા જોયા છે કે જેમા ધર્મપ્રેમી નહિ પણ ધર્મઘેલા સાધુ—સાધ્વીઓ (જો કે ત્હેમનામા સાધુતા હશે કે કેમ ત્હેની મ્હે નિશ્ચય કીધો નથી), ગર્ભવતી સ્ત્રીઓ જેમને સાત માસ થયા હોય (તે વખતે સાધુને વ્હોરાવવાની પણ અયોગ્યતા

ગણાય છે છતાં ) તેવી સ્ત્રીઓને ઉપવાસનાં પ્રત્યાખ્યાન કરાવે છે ! અને ન્હાનાં બાળકોને પૌષધ કરાવે છે ! સાધુઓ અને શ્રાવકો જો આ સવાલ ઉપર વિચાર કરશે તો પોતાની ઘેલછાનું ભાન આપોઆપ થશે, અને કીડી બચાવવાનો ફાંકો રાખનારાઓ આ પ્રથા બાળક જેવા એક કુમળા ફુલપર કેટલો મ્હોટો કારમી ઘા કરે છે ત્હેનું ત્હેમને ભાન થશે. કદાચ કોઇ લાગણીવાળો અખસ આ બાબત કોઇ સાધુને અરજ પણ કરે તો ત્હેને નાસ્તિકતાની પુંછડી વળગાડીજ છે ! સાધુ વર્ગને જણાવવાની જરૂર નથી કે 'ગૃહસ્થાશ્રમ' અને 'સાધુ આશ્રમ' એ બન્ને જૂદા જૂદા ધર્મ છે ઉપવાસ કરનારનેજ માત્ર 'આસ્તીક' કહેવાનું જેમના શબ્દકોષમાં હોય ત્હેમણે કૃપા કરીને તે કોષ પોતાના સાંકડા પેટમાજ પડી રહેવા દેવો, તે શબ્દ-કોષને બહાર તેજમાં લાવશો તો ત્હેમાંથી કોઇ જૂદીજ જાતના તજનો ભભુકો નીકળી ઉઠશે !

### વ્યાખ્યાન.

સાધુ વર્ગે વ્યાખ્યાન શરૂ કરવા પહેલા જ પ્રત્યાખ્યાન આપી દેવા જોઇએ અને વ્યાખ્યાન શરૂ કર્યા પછી લેશ માત્ર ગરબડ ન થાય ત્હેની સંભાળ ગૃહસ્થો રાખશે. વ્યાખ્યાનની અંદર ઉઠી-ઉઠીને સવાલો પૂછવાની ટેવ આ ન્યાયે બીલકુલ સહન કરવા યોગ્ય નથી; કારણકે પાટ આગળ બેસવાનો ઇજારો રાખનારાની આ કાંઇ 'કલાસ' નથી, કે જેથી સવાલ-જવાબથી કોઇને પક્કા કરવાની જરૂર પડે ! પર્યુષણમા તો ઘણે ભાગે એવા માણસો વિશેષ આવે છે કે જેમને આખા વર્ષમાં વ્યાખ્યાન સાંભળવાનો પ્રસંગ નથી મળ્યો હોતો. વ્યાખ્યાનમાં સાધુઓ આડીઅવળી દેશકથા, રાજકથા કે સ્ત્રી-

કયા પડતી મુકી ( રાસ વગેરે વાંચતા મોકુફ રાખી ) સૂત્રો અને ત્હેમનાં ગુપ્ત રહસ્યો અને તેઓ શા શા ઉદ્દેશથી કહેવામાં આવ્યાં છે અને તે કયા કયા સંજોગોમાં કહેવામાં આવ્યાં છે તે બધું વિસ્તારથી જણાવવાની કૃપા કરે તો ઘણો ઉપકાર થાય. આ જમાનો આવુંજ જ્ઞાન માગે છે. 'રાસ'ના શોખીન સ્ત્રીપુરૂષોથી દેશનો ઉદય કે આત્માનુ કલ્યાણ થવુ અસંભવિત છે. જો કદી સાધુઓથી આ બધું સમજાવવાનુ સહેલાઇથી ન બની શકે તો છેવટે બે દિવસ દાન ઉપર, બે દિવસ શિયળ ઉપર, બે દિવસ અભ્યંતર તપ ઉપર અને બે દિવસ ભાવના ઉપર બોલશે તો આ જ્ઞાન બીજા બધા જ્ઞાન કરતાં ઘણું વધારે ઉપયોગી થઈ પડશે. વચમાં વચમાં જુગારના અવગુણ, અન્યાયથી રળાતા દ્રવ્યમાં રહેલું જોખમ વગેરે અતિ જરૂરી વિષયો ઉપર પણ બોલવાની છુટ લેવી જોઇએ.

### જુગાર.

પર્યુષણના બધા ગુણો જ છતાં લોકોની મૂર્ખતાને લીધે એક દુર્ગુણ પણ ત્હેમાં મિશ્રીત થયેલો જોવામાં આવે છે અને તે દુર્ગુણ 'જુગાર' છે, કે જે અત્યંત ભયંકર છે. ઘરના પૈસા ખોવા, વખત ગુમાવવો, મારમારી કરવી અને વખતે પોલીસના હાથમાં પકડાઇને ઇજ્જત ગુમાવવી, કદાચિત્ હારી જવાથી ચોરી જેવા કુકર્મ કરવામાં ઉતરી પડવું અને કવચિત્ મ્હોટી હાર થાય તો ઝેર પણ ખાવું પડે !

જુગારીની સ્ત્રી કોઇ દિવસ સુખી જોવામાં આવતી નથી અને જુગારીની પાસે કોઈ દિવસ દ્રવ્યનો ઢગલો પણ આવી પડતો નથી. મ્હેનત કર્યા સિવાય પૈસા મેળવવા ઇચ્છનાર સખસોના હાડકાં

ભાગેલાં થઇ જાય છે. જુગારીને પૈસા ન હોય ત્હારે બૈરીનાં ઘરેણાં પણ વેચી ખાવા પડે છે ઘરની પણ તેવી વ્યવસ્થા કરવી પડે છે અને બૈરીની તો હમેશની સખી બની રહે છે. અફસોસની વાત છે કે, આ પર્યુષણમાં અમારા સાધુઓના ગાડેગાડા ભરાય તેમ ટોળા છતાં અને સૂત્રોના ઢગલે ઢગલા ભરાય તેમ હોવા છતાં આ સત્યાનાશ વાળનાર દુર્ગુણ ઉલટો વધતો જાય છે! અને તે છતાં વળી શ્રાવકો કંકોત્રીઓમાં "અત્રે ચોથો આરો વરતાઈ ગયો છે'" એવું એવું આખો ભીંજીને ચીતર્યા જ જાય છે! મુનિરાજો! હવે જરા સિંહગર્જના કરી કહી દો કે, જે સુધરેલાઓની ગીતા ગવાવામાં ત્હમે આનંદ માનોછો તેઓ મિથ્યાત્વી છે કે ત્હમારા ભક્તો? સુધરેલાઓને તો બીડી ગરખુ વ્યસન પણ ભાગ્યેજ હોય છે અને તેઓ સત્ય શોધવાને અને ગ્રહણ કરવાને તત્પર હોય છે, એટલે તેઓની સમજમાં જે કાંઇ આવે તે તે તેઓ તરતજ અમલમાં મુકે છે. બે સામાયિકો કરી ઉપાશ્રયના જ ઓટલે જુગાર રમવાનું પસંદ તેઓ નહિ કરે! જુઓ ગુરૂદેવો! ત્હમારા બોધનો કાંઈ પણ અંશ ત્હમારા ચુસ્ત ભક્તોને અસર કરી શક્યો હોય તો તે એ જ છે કે તેઓ ત્હમારા શત્રુ તુલ્ય જુગારને ત્હમારા ઓટલા ઉપરજ અને ત્હમારા સન્મુખ જ સત્કાર આપે છે!

હજીએ, ઉપવાસનાં પચ્ચખાણ કરાવવા જેટલો પુરૂષાર્થ આમાં અજમાવી શકશો કે?

## દાનનો દુષ્કાળ.

'દાન' કે જે ગૃહસ્થ માર્ગની પ્હેલી લાયકાત છે તે સબંધમાં દીલ પીગળાવી નાખે તેવાં વ્યાખ્યાન આપનારા મ્હેં હજુ કોઇ સાધુ

જોયા નથી- 'ગૃહસ્થ' ને 'ગૃહસ્થ' માર્ગમા જ રાખવા વધારે સારા છે ગૃહસ્થમા 'ગૃહસ્થ'ને લાયકના લક્ષણ આવ્યા પહેલા ત્યાગીનો વેશ ભજવનાર ઍક્ટર કરી નાખવો એ હેને 'વર્ણસંકર' કરવા જેવુ શુભ હોય એમ ત્હમને નથી લાગતુ શુ? આ દેશ કે જેમા મ્હોટે ભાગે પ્રગતિના સાધનોની ન્યુનતા છે, જ્યહા દુષ્કાળ તો માન્યા વિનાજ પધારવા કૃપા બતાવે છે અને જ્યહા મહાકાળ ક્ષુધા અને તૃષાથી મરી જનારની સખ્યા મ્હીવગવે એટલી મ્હોટી છે, ત્યહા દ્રવ્યનો થોડો પણ ભાગ સારા રસ્તે વપરાય તે વાસ્તે ધનાઢ્યો તેમજ સામાન્ય માણસોને સજ્જડ ઉપદેશ ચાતુરીતે આપવામા આવે તો કેટલી' બધી ધર્મસેવા અને સાથે લાગી દેશસેવા બજે એ વિચારવા હુ પૂજ્ય મહાત્માઓને અરજ કરૂછુ આ પર્યુષણમા ત્હમારા પુરુષાર્થનો મ્હોટો ભાગ, હે સાધુઓ અને મોક્ષનો ઇજારો રાખનાર કૉન્ટ્રાકટરો! દાન ગુણની ગીતા વાચવામા અને સમજાવવામા જો ત્હમે ખર્ચશો તો ત્હમારા નામની ઉપર ને નીચે--ચોમેર ત્હમે કહેશો એટલા વિશેષણો આગળ ને પાછળ લગાડીશુ અને ત્હમને ત્રણને બદલે ત્રીસ વખત તિખુત્તો ભણી દંડવત્ પ્રણામ કરીશુ શક્તિ વગરના-મ્હોટી ઉમગના--પુરુષ઼ વગરના જૈનોને મફત શીખવનારી સસ્થા ત્હમારામા કેટલી છે? અનાથને મદદ આપનારી એક પણ સસ્થા ત્હમે ઉત્પન્ન કરી? લેખકો, ગ્રેજ્યુએટો અને ઉપદેશકો કઠનાક ત્હમારી કોમમા હયાતી ભોગવે છે? ત્હમારામા સ્વાત્મભોગ આપનારા કેટલા છે? આમ જ્યહારે ચારે તરફથી આવાધાય એવી સ્થિતિ છે ત્યહારે શ્રાવકો નાસ્તિક થઇ ગયાની શાની બુમો મારો છો? જ્યહા વિદ્યા જ નથી ત્યહા નાસ્તિકતા—મિથ્યાત્વ જે કહો તે હોવુજ જતઇએ યાદ રાખો કે જૈનોમાં 'વીર' ઉત્પન્ન કરવાનો એકનો એક

**રસ્તો કેળવણીનો પ્રચાર જ છે** આપણા મહાવીર દાદાએ ઓછુ દાન કર્યુ નથી હેમની વૃત્તિ આપણા જેવી સાકડી ન હતી તેવીર પુરૂષના વરશી દાનનો દેખાવ હમારી કલ્પનામા ચીતરશો તો હમને જણાશે કે તે જ્હા હશે ત્હાથી હમારા વર્તતી કજુસતા ઉપર દયાની દૃષ્ટિ જ નાખે છે તે મહાપુરૂષના નામને ગજાવવુ હોય તો હમારી કોમને જીવતી રાખવાના અને ઉજળી બનાવવાના હર એક કામમા 'દાન' કરાવવા તૈયાર થાઓ, તૈયાર થાઓ !

આ પર્યુષણમા હમારાથી એક પણ યાદ રાખવા જેવુ કામ ન બને તો, હે શ્રાવકો ! હમે સાધુ પાસે જન્મથી વ્યાખ્યાન સાંભળ્યા કરો છો ત્હેની સાર્થકતા શુ ? અને સાધુઓ ! તમારામા 'સાધુતા શાની'? શુ ધનને દાટી મુકવાનો આ જમાનો છે ? ધન તે શુ સ્વાર્થ સાધવા માટે છે ? 'દાન' અને 'જ્ઞાન' એ બે જો સ્વાર્થ સાધવાના રસ્તા હતે તો 'મહાવીર'નુ નામ અત્યારે વર્ષોના ખાડામા પુરાઇ ગયુ હોત હે પિતા ! ત્હારી જ્ઞાન શકિતનુ એક કીરણ અમ બાળકો તરફ મોકલ અમારા શ્રીમતો દાનનુ નામ જ સાભળતા બડકા નાખે છે—'દાન'નુ કહેતા તેઓના કાનમા ઝેર રેડાય છે—કોઇ સભામા હેમને બોલાવવામા આવે તો શ્રીમ મદવાડ ધારણ કરતા પણ હેમને શરમ નથી આવતી–એવા અમારા ભાઇઓને તુ કૃપા કરી સદ્બુદ્ધિ આપ કે જેથી અમે સઘળા જૈનો ઉજળા થવાનો વખત પામીએ અને અમે ઉજળા થઇને જગત માત્રની સેવા કરીએ ફરી ફરી વિનવવાની જરૂર છે કે હે શ્રીમતો ! દાન કરશો તો આવતા ભવમા સુખ ભોગ પામશો અને નહિ તો હમારા દાદાઓને બગલી વખતે ગધેડે રૂપીઆના ગામડા બધાવ્યા ન્હોતા ! જે કટુંબના માણસો વાગ્ને હમે

રાત્રિદિન મજુરીઆની પેઠે મહેનત કરો છો તે પણ ત્હમારા ભોગની થવાના નથી અને કાલે જનાં ત્હમારા દાદાઓનાં નામ ત્હમને જેમ યાદ નથી તેમ ત્હમારૂં નામ પણ ભુસાઈજ જશે. અને કોણ જાણે છે કે ત્હમે એકઠું કરેલું દ્રવ્ય છોકરા ત્હમારા બાપ થવાની વાટ જોઈને રાખી મુકશે? બાપના એકઠા કરેલા પૈસા ત્હેમના છોકરાઓએ ઘણી વખત રંડીબાજીમાં ઉડાવી નાંખ્યા છે. માટે 'હાથે તે સાથે' એવો વિચાર કરી દાનમાં જરૂર પ્રવૃત્ત થાઓ! જે માણસના પૈસા પોતાના શરીરના ઉપયોગમાં આવ્યા નહિ, જે માણસથી પૈસા છતાં પણ નિરાંતે બેસી શકાયું નહિ, જે માણસના પૈસા સગાવ્હાલા અને ન્યાતજાતના ઉપયોગમા આવ્યા નહિ તે માણસના પૈસા, પૈસા નહિ પણ કાંકરાજ સમજવા. મુસલમાનના શાસ્ત્રમાં ખરૂજ કહ્યું છે કે, "એક માણસ પોતે જમીને પોતાના મહેલમાં જઇને પેટપર હાથ ફેરવી હિંડોળા ખાટપર બેસી ખુશી થાય છે પણ પાસેના ઘરવાળાને ખાવાનો ટુકડો ન મળવાથી હેરાન થતો હોય ત્હેની દરકાર સરખી પણ ન કરે તો પોતે ખાધેલું અન્ન તે માંસ બરાબર ગણવું અને પોતે પીધેલું જળ અને દુધ તે શરાબ સમાન ગણવું." અરેરે આ હિસાબે કેટલા જૈનો માંસાહારી અને દારૂડીઆ બન્યા એનો કાંઇ વિચાર કરો, કાંઇક વિચાર કરો, બાપુ કાંઇક વિચાર કરો. ગમે તેમ કરી શ્રીમંતોને પૈસા ખર્ચે તેવા બનાવો. અમદાવાદના માનવંતા દયાળુ રિટાયર્ડ જડ્જ સાહેબ દયારામભાઇ તરફ જરા નજર કરો; પૈસા પુષ્કળ હોવા છતાં અને ચારે તરફથી સુખ હોવા છતાં જનકલ્યાણ પાછળ કેટલી બધી મહેનત લે છે અને કેટલો બધો સ્વાર્થભોગ આપે છે! મ્હારા ધારવા પ્રમાણે દશવૈકાલિક સૂત્રની 'ત્યાગી'ની વ્યાખ્યા પ્રમાણે આ મહાન નર ખરેખર 'ત્યાગી' છે. આવો એક પણ

દાખવો આટલી મ્હોટી 'જૈન' કોમમાંથી કોઇ બતાવી શકશે? ક્હાથી લાવે? સાહેબો! જૈન કુટુંબમાં અવતર્યા એટલેથી જ કાંઇ જૈન થવાતું નથી, અને ધોળો ભેખ ધાર્યે કાંઇ 'સાધુ' થવાતું નથી.

'દેહ રમો' કે 'ઘરરખો' ધર્મ હવે અમને જૈનોને કે આ દેશને વધારેનાર જોઇતો નથી. શ્રાવકો! આત્મબંધુઓ! 'ઘર બાળે જ તીર્થ થાય છે' એ કહેવતનું રહસ્ય બરાબર સમજજો. ગૃહસ્થધર્મનું પ્હેલું લક્ષણ જ એ છે. મહાત્માઓ! આપે પણ આ વિષયમાં આપને પ્રાપ્ત ઉપદેશ-ફરજ બજાવવા ચૂકવું જોઇતું નથી. અને આપના બોધ દેવાના અભાવે અમારામાં ગરમી ન થાય--તેજ ન આવે તો ત્હેનું પાપ કોના માથે તે શું સમજાવવું પડશે કે? ઘરમાં ચાલતા દરેક અંધેરનો જવાબદાર ઘરનો માલીક જ ગણાય છે કે બીજો કોઇ?

### બ્રહ્મચર્ય.

પર્યુષણના આઠ દિવસ તો અખંડ બ્રહ્મચર્ય પાળવા દરેક સાચો જૈન બંધાયલો જ છે, એવું દરેકને ભાન હોવું જોઇએ તપસ્યા થવી ન થવી એ શારીરિક શક્તિ અને ધંધાના પ્રકાર પર આધાર રાખે છે, પરન્તુ બ્રહ્મચર્ય પાળવામાં તો કાંઇ હરકત નડે તેવ નથી, અને લાભ ઘણોજ છે આઠ દિવસ લાગલાગટ બ્રહ્મચર્ય અને અલગ બીછાનાની ટેવ પાડવાથી માણસ ધીમેધીમે આખા વરસમાં મિતવ્યયી થતા શીખશે અને તેથી જૈન સંતતી દુર્બળ થતી અટકશે. સર્વ કોમો કરતાં ચીડીઆપણું અને સલાહ દેનારને પણ ગાળો દેવા જેટલું રીસાળપણું જૈનોમાં વધારે હોવાનું કારણ એ જ છે કે તેઓમાં બ્રહ્મચર્ય થોડું જ છે

( ન માને ત્હેમને આપણે બાળલગ્નના હજારો દાખલા બતાવી શકીશું;ભુંડણની પેઠે લશ્કર ધરાવતી ડોશીઓ પણ બતાવી શકીશું !) જ્યહાં તાકાદ થોડી છે ત્યહાં રીસ,ચીડીઆપણું અને ઉદાર પ્રકૃતિનો અભાવ: એ ગુણો અવશ્ય જોવામાં આવે જ; માટે જૈનોના હિતેચ્છુ મુનિ મહાત્માઓએ બ્રહ્મચર્યથી થતા ઇહલૌકિક અને પરલૌકિક સર્વ લાભો જૈનો સમક્ષ કહી બતાવીને બને તેટલો ઇન્દ્રિયનિગ્રહ કરવાના નિયમો કરાવવા તરફ વધારે લક્ષ આપવું જોઇએ છે.' અને પર્યુષણના ૮ દિવસ તો એ કામ માટે ઉત્તમોત્તમ સગવડ ધરાવે છે.

## 'તપ'ની ધમાલ !

જૈનોને તપસ્યાનો ઉપદેશ એટલો બધો કાળજીપૂર્વક (!) અપાતો આવ્યો છે કે હવે એ બાબતમાં વધુ ઉપદેશ આપવાનું કહેવું પડે તેમ છે જ નહિ ! પણ વધુ સારી રીતે-વ્યવહારૂ રીતે તપ કરવાની જરૂર ઉપર ધ્યાન દેવાને તો અવકાશ છે જ. જે તપથી કાંઇ ભયંકર પરિણામ નિપજે તેવા તપના પચ્ચખાણ મુનિઓ ન આપે તો વધારે સારૂ. અને ઉપવાસની આગલી સાંજે પેટ ઠાંસીને માલમલીદા ખાવાની હાનીકારક પ્રથાને શ્રાવકો છોડે એ પણ જરૂરનું છે. તપસ્યાની સાથે ફરન્યાત મ્હોટાં ખરચો કરવાનો રીવાજ છે તે છેકજ હસી કહાડવા જેવો છે. ઉપવાસ કરનારે બનતાં સુધી બધો વખત ધર્મ સંબંધી કે શાન્તરસથી ભરપુર પુસ્તકો વાંચવામાં લીન થવું એ વધારે સારૂં છે, અને બને તો 'પૌષધ' કરી લેઇ એકાંતમાં આત્મચિન્તવન કરવું એ વળી સર્વોત્તમ છે. ૧૦૦ ઉપવાસ કરતાં આવા એક ઉપવાસ કે પૌષધ વધારે ફલદાયક છે. ગજા મુજબ થતા તપથી શરીરનો મેલ બળી જાય

છે અને શરીર ઉલટું નિરોગી બને છે તથા મનોવિકાર દબાઇ જાય છે (બળી જાય નહિ,બળી જવાને માટે તો જ્ઞાનની અગ્નિ જોઇએ.)

## ભાવના બળ અજમાવવા માટે સંવત્સરી પ્રતિક્રમણ.

સંવત્સરી પ્રતિક્રમણ કે જે બાર માસમાં, જે કાંઇ ન કરવાનું કરાઈ ગયું હોય તે માટે તથા કરવાનું ન કરાયુ હોય તે માટે ક્ષમા માગવાની ક્રિયા છે, હેનો મુખ્ય આશય 'સયુક્ત ભાવના બળ' ઉત્પન્ન કરવાનો છે. આખા હિંદના જૈનો એકજ દિવસે, એક જ વખતે પ્રાણીમાત્ર તરફની 'ક્ષમાપના'ની ભાવના ભાવે એથી સાર્વત્રીક પ્રેમની ધ્રુજરીઓ ઉત્પન્ન થઇ સર્વત્ર ફેલાય અને દુનીઆમાં ભાઇચારાનાં આંદોલનો સર્વ મનુષ્યને થોડી યા વત્ત અસર કરે. જો સઘળા જૈનોની અગર ઘણાખરા જૈનોની આ ક્ષમાપના ખરા દીલની જ હોય તો તે સયુક્ત હોવાથીએવાં આદોલનો એટલાં તો સમર્થ થઇ પડે કે દુનીઆમાંથી કજેષી સ્વભાવ, ખુનો, હિંસા, ઇર્ષા, ચોરી વગેરે દુર્ગુણો ઘણે ભાગે અદ્રશ્ય થવા પામે. જૈનવર્ગમાં આજે કોઇ એક મુખ્ય પુરૂષ નથી; જો તેવા કોઇ હોત તો 'વંદણા'ઓ બોલ્યા પછી જૈનોની દશા સુધારવા માટે--એમને ધર્મનુ રહસ્ય આપવા માટે-એમને પવિત્ર બનાવવા માટે અમુક ભાવના તૈયાર કરત અને સર્વ જૈનો 'વંદણા' બોલ્યા પછી તે ભાવના ભાવે એવો ધારો કરત, જે સયુક્ત પ્રાર્થના જરૂર સારી અસર ઉત્પન્ન કરત.

## શું પચ્ચખાણની જરૂર છે કે?

પચ્ચખાણ આપવામા કેટલીક ગેરસમજ થાય છે. કદાપિ કોઇ માણસ આવેશમા આવી જઇ પચ્ચખાણ લઈ લે છે તો તે ફરીને પાળતા ઘણો જ હેરાન થાય છે માટે પહેલા મુનિરાજોએ બે ચાર દિવસ અચ્છી રીતે બોધ આપી લોઢાને લાલચોળ (Red-hot) કરી નાંખવુ અને માણસને જો પૂરેપૂરી ઇચ્છાથાય તોજ અને પાળી શકાય એવી બાધા હોય તો જ બાધા આપવી. કઠણ બાધા ભાગ્યેજ પળે છે, અને બાધાનો જરા સરખો ભગ થયો તો 'ભ્રષ્ટ થઇ મતિ જરા તહેનો, શતમુખ વિનિપાત જ નિર્મેલો' એવું થાય છે. માટે કોઇને મરણ પર્યન્તની બાધા આપતા અચકાવું અને એકાદ બબ્બે માસની બાધા આપી તેમાં અકેકા માસનો ઉમેરો પોતાની મેળે જ કરવા સૂચવવું. બાધા પળાવવાનો આ જ ઉપાય છે પરાણે કરાવેલુ કામ તે વેઠ રૂપ થાય છે, તેમજ સ્મશાન વૈરાગ્યથી કોઇ પ્રસગે લેવાયલી બાધા થોડા વખત બાદ પળાવી મુશ્કેલ થઇ પડે છે માણસને ઉપદેશ સચોટ આપવો એજ ધર્મ છે, પછી તે પોતાના મનમા કાઇ નિશ્ચય કરી તે મુજબ વર્તવાનો મહાવરો પાડે અને એટલી સ્થિતિએ આવ્યા પછી જ મુનિ પાસે બાધા લેવાનુ રાખે, એ વધારે ઇચ્છવાયોગ્ય છે. ન પરણવાની અને દીક્ષા લેવાની બાધાઓ તૂટયાના દાખલા મ્હે સેંકડો જોયા છે! સહેલામા સહેલી અને ક્ષણમા અમલ થઇ જવાથી પુરી થતી બાધા 'દાન' સબધી છે. "હું ફલાણુ ઉત્તમ કામમાં આટલું દાન કરીશ" એવી બાધા જે સખસ લે તે, હજી મન પલળેલું છે તેટલામાં જ ઘેર જઇને દાન કરી નાખે તો એમા બાધા તૂટવાનો મુદ્દલ ભય નથી, માટે રોજ પાઇ—પૈસો—બે આના કે રૂપીઓ દાન

ભક્તિમાં કે જીવદયામાં ખર્ચવો એવી જાતની બાધાઓથી શરૂ કરીને પછી બ્રહ્મચર્ય સંબંધી, પછી તપ સંબંધી અને પછી જ સંથારા વગેરે (!) ની બાધાઓ અપાય એવો અનુક્રમ ઇચ્છવાયોગ્ય છે.

છેવટ.

મુનિ મહારાજો! આપ તો અમારા મુરબ્બી છો. બીજા અમુદાયમાં સાધુઓનું માન કેટલું બધું ઘટી ગયું છે અને હેમને ખાવા પીવાના પણ કેટલા સાંસા પડે છે તે આપ જુઓ છો. આપના આચાર વિચાર કેટલા બધા શુદ્ધ છે તે અમે જાણીએ છીએ, પણ હજુ વધારે સારા કરવા ઇચ્છીએ એ કાંઇ ગુન્હો ગણાય.નહિ. આપણાથી હલકાનો નહિ પણ ઉચ્ચ પુરૂષોનો જ વાદ કરવો એ ઉત્તમ પુરૂષનું લક્ષણ છે. અમે કબુલ કરીશું કે આપે તો સંસારનો અને વ્યવહારનો ત્યાગ કર્યો છે પણ અમે તો માત્ર ત્યાગની વાતોજ કરીએ છીએ! આપનાથી બન્યું તે અમારાથી બને તેમ નથી (!) અમે તો આપના ચરણરજ દાસ છીએ. જો કાંઇ સખ્ત બોલી જઇએ અગર લખી જઇએ તે માત્ર અજ્ઞાન-અધશ્રદ્ધા અને તામસી પ્રકૃતિના જોરને દેખવાથીજ બોલી જવાય છે. અમને શીખામણ આપનાર-રસ્તે દોરનાર જોઇએ છીએ, તે ત્હમારા વિના બીજું કોણ છે? માટે મહારાજો! અમને દોરો—ગૃહસ્થધર્મની ફરજો અમને બતાવો એટલે અમે ત્હમારી પાછળ આવીશું. ત્હમારી પ્રષદા (Class) માં હાજરી (Attendance) આપવામાં અમને વાંધો નહિ આવે. ચોટે મહાવીર સ્વામીને જ્યહાં હોય ત્હાં ઢુંઢવા અને ત્હેમને દુનીઆંનાં પાપ અને અનાચાર ઓછાં કરવાની અરજ કરવા ચાલો આપણે પ્રયાસ કરીએ; તે દયાળુ પિતા જરૂર આપણી વ્હારે ધાશે.

21—8—11

# આંખો બંધ કરીને ના દોડો. ભાઇ !

દોડતાં દોડતાં પંથ કપાય તો, જુઓ ઘાંચી ઘર ઢોર;
દિન સાતમેં દોડતો હીંડે, થાકી જાવે ત્રૂટ—
હો સમજુ ! જ્ઞાન-નયન નિજ ખોલો ! 1

' કરણી પાર ઉતરણી ' કહીને, જગને જૂઠ સમજાવે;
જ્ઞાન રહિત જેમ રાત અંધારી, પરમારથ કેમ પાવે ?—
હો સમજુ ! જ્ઞાન-નયન નિજ ખોલો ! 2

સાઠ સહસ્ર વર્ષનો તાપસ, ' બાલ તપસ્વી ' કહિયો;
દેવપણામાં જ્ઞાન જે પામ્યો, તો ભવ એક જ રહિયો—
હો સમજુ ! જ્ઞાન—નયન નિજ ખોલો. 3

જ્ઞાનસહિત જે ક્રિયા કરે તે, હોય કલ્યાણને કાજે;
એકાંત જ્ઞાન તણો આરાધક, નિજ ગુણમાં નિત રાજે—
હો સમજુ ! જ્ઞાન-નયન નિજ ખોલો ! ४

સૂત્ર-રહસ્યને સમજી સારૂં, કરો ક્રિયા ભલે સાચી;
બોધિબીજ વિણ જ્ઞાનગતુરીમાં, મત રહેજો કોઇ રાચી—
હો સમજુ ! જ્ઞાન-નયન નિજ ખોલો ! ५

* * *

આ કાવ્ય કોઇને ધિક્કારતું નથી; માત્ર મિત્રભાવે સૂચના કરે છે, —' હકીકત ' જાહેર કરે છે કેઃ—' દોડતાં દોડતાં કોઇક દિવસ પંથ કપાશે અને ધારેલે સ્થળે પહોંચી જવાશે ' એવું કહેનારા બાળજીવોએ મહેરબાની કરી ઘાંચીના ઘેર ઘાણીએ જોડેલા બળદ કે ઉંટને જોવા પધારવું । તે બીચારૂં પ્રાણી સ્હવારથી સાંજ સુધી ફરી ફરીને થાકથી ત્રૂટી જાય છે, તથાપિ સાંજે એની આંખે બાંધેલા પાટા જ્યારે દૂર કરવામાં આવે છે ત્યારે ત્હેને જણાય છે કે હું

તો 'ઠેર ને ઠેર ' જ છુ ! ભાઇઓ ! ' ક્રિયાઘેલા ' ન થાઓ, ' ધર્મઘેલા ' પણ ન થાઓ, ' ગુરૂઘેલા ' પણ ન થાઓ ક્રિયા ઉત્તમ છે, ધર્મ ઉત્તમ છે, ગુરૂ ઉત્તમ છે, પણ એ સર્વનુ **રહસ્ય સમજો તો ઉત્તમ છે** નહિ તો એ સર્વ ઉપર ત્હમારો ' પ્રેમ ' નહિ પણ ' મોહ ' છે એમ જ ગણાય અને એ આત્મબધુઓ ! **'મોહ' કાંઇ તારનાર તત્વ નથી,** પણ ડુબાવનાર તત્વ છે એ તો ત્હમે પણ સારી રીતે જાણોછો સાઠ સહસ્ર વર્ષ સુધી તપસ્યા કરનારને પણ શાસ્ત્રકારે ' બાળ તપસ્વી ' કહ્યો અને જ્ઞાન વડે માત્ર એકજ ભવમા ઉદ્ધાર થયો, તો હવે ક્રિયા કરતા જ્ઞાનની સરસાઇ કેટલીક, તે કૃપા કરી ત્હમારા શાન્ત મનમા જ વિચારી લેશો અદ્ધામજુરી કરનારો મજુર આખા દિવસમા ચાર ૭ આના માગે છે અને ગાદી તકીએ બેસી સહીઓ કરનાર સરાફ બે-ચાર કલાકના સહજ પરિશ્રમથી સેંકડો-હજારો રૂપીઆ રળે છે બેમા **તફાવત માત્ર ' જ્ઞાન ' નો જ હતો.**

માટે આત્મબધુઓ ! તપ-જપ દર્શન શ્રવણ-વાચન દાન જે કાંઇ કરો તે થોડુ **થાય ત્હેની ફિકર નથી,** **પરન્તુ સમજપૂર્વક કરો; રહસ્ય સમજીને કરો** સૂત્ર વાચો તો તે પણ એવી રીતે વાચો કે અમુક શબ્દ કે અમુક અક્ષરનું રહસ્ય સમજો, તે શબ્દ શા માટે મૂક્યો ને **ત્હેને બદલે બીજો** ન મૂક્યો તે વિચારો. ખુલ્લા અર્થ તળે છુપાયનો ગુપ્ત અર્થ કે જે આપણને થોડોક શ્રમ આપવા માટે જ છુપાવવામા આવ્યો હતો ( એટલા માટે કે, આપણે આત્મબળ વાપરતા શીખીએ તો કોઇક દિવસ કૈવલ્ય પામી શકીએ) તે છુપો અર્થ શોધી કહાડો એ પ્રમાણે અર્થ શોધીને એ તાત્પર્ય

પર ધ્યાન ધરો-મનન કરો-તન્મય બનો, એ મળેલી સમજુતને આત્માનો એક ભાગ બનાવી દ્યો. ઓ પ્રેમી આત્માઓ ! ઓ ધર્મની દરકારવાળા બન્ધુઓ ! ઓ ગદ્ધામજુરીથી જીંદગી હારી જનારા સહોદરો ! આ પ્રમાણે ત્હમે જ્ઞાન મેળવો અને આધ્યાત્મી બનો. એ કામ આજે નહિ કરો તો કોઇક દિવસ પણ કરવું જ પડશે; એના વગર નહિ જ ચલાવી લેવાય; ત્હારે પછી એ કામ બીજા જન્મ માટે મુલતવી રાખવાને બદલે આ જન્મમાં **-આ પર્યુષણમાં જ કાં ન આરંભો ?** ત્હમને એક ' અભ્યાસ પાઠ ' તરીકે મદદ કરવાને આજે શ્રી દશવૈકાલિક સૂત્ર આપ્યું છે તે પર જ ત્હમારૂં લક્ષ આપો અને જ્ઞાનદિપક પ્રકટાવવાની શરૂઆત કરો. ખરા દીલથી જે આત્માઓ પ્રયત્ન કરે છે ત્હેમને શ્રી પરમકૃપાળુ પરમાત્મા **ગુપ્ત સ્હાય** અવશ્ય કરે છે.-ત્હમને પણ તે જ્ઞાનદીપક **દીનાનાથ** જ્ઞાનને રસ્તે પ્રકાશ નાખી દોરશે જ, 'શ્રદ્ધા' રાખો, હિંમત રાખો, સ્થીરતા રાખો.

પરન્તુ, 'જ્ઞાન' શબ્દથી ત્હમે ભોળવાઇ જતા નહિ. અહીં જ્ઞાન એ કોઇ લુખ્ખા જ્ઞાનને કહ્યું નથી. આત્માની ઉંડાણમાંથી નીકળતું જ્ઞાન એ જ જ્ઞાન છે. ગોખણીઆ જ્ઞાનની વાત અહીં નથી. પંડીતાઇ બતાવવા માટે સંસ્કૃત-માગધી-ન્યાય-ગ્રંથો-કાયદા વગેરે જીવ્હાગ્રે કર્યું હોય એ જ્ઞાનને માટે અહીં વાત થતી નથી, અહીં તો આત્મ-વિશુદ્ધિ માટે મેળવાતા જ્ઞાનની વાત છે; અને તે માટે જે કાંઇ જ્ઞાન

---

* પર્યુષણમાં દશવૈકાલિક સૂત્રનું ભેટ આપવા માટે મ્હે પ્રસિદ્ધ કરેલુ ભાષાંતર અવશ્ય વાચવા સર્વને ભલામણ કરૂંછું એમાં મૂળ પાઠનો ભાવાર્થ સમજવાની વખતે ધર્મનું રહસ્ય સારી રીતે સમજાય એવી ગોઠવણ કરી છે.

ભણવામાં આવે તેમાં આશય 'આત્મવિશુદ્ધિ'નો હોવાથી તે માણસ તે જ્ઞાનથી નમ્ર, શાન્ત, પરોપકારી, પ્રેમમય બનવો જોઇએ જ્ઞાનનું બાહ્ય લક્ષણ જ એ છે કે જ્ઞાનનો ઉમેદવાર નમ્ર અને પરોપકારી દર્શાવો હોય.

'જ્ઞાન' એ આંતરિક શક્તિ છે—સ્ટીમ છે—વરાળ છે—અથવા વીજળી છે. એને આ મનુષ્ય દેહમાં **ભરી રાખવામાં** જ કાંઇ ડહાપણ ગણાય નહિ જેવી એન્જીનના બોઇલરમાં જેમ સ્ટીમ પડી રહેતી નથી પણ તે જુદા જુદા ચક્રોપર લગાડવામાં આવે છે, તેથી 'ચક્રો' ચાલે છે અને તેથી ૨૫-૫૦ ડબ્બામાં બેઠેલા સેંકડો માણસો સાથે આખી ટ્રેન ચાલે છે, તેમજ જ્ઞાનરૂપી સ્ટીમ કે વીજળી હાથ-પગ-આંખો વગેરે અવયવરૂપી ચક્રોને લગાડી તે તે અવયવોને ગતિમાં મૂકવા એ જ જ્ઞાન મેળવ્યાની સાર્થકતા છે એ અવયવો પોતે એવી જાતની ગતિ કરશે કે સંસારરૂપી જગતમાં

ક્વચિત્ પરસ્પર-વિરોધ વાળા દેખાય એવી ક્રિયા કરતો દેખાવા છતાં 'એક' તરફ જ ગતિ કરે છે.

'ક્રિયા' શબ્દનો અર્થ શરીરનાં અંગોનું હલન-ચલન અર્થાત્ હરકોઇ કાર્ય: એવા સામાન્ય અર્થમાં, ઉપરની વાત થઇ. હવે 'ક્રિયા' એટલે 'ધાર્મિક ક્રિયા' (તપ-જપાદિ) એ અર્થમાં વિચાર કરીએ. ઉપવાસ, સામાયિક-પ્રતિક્રમણ-પોષધ-કાઉસ્સગ્ગ એટલે કાયોત્સર્ગ અથવા 'યોગ': આ સર્વમા રહેલુ રહસ્ય-આત્મજ્ઞાન સમજાયા સિવાય એ ક્રિયાઓ કરવાથી એટલો વખત દુનીઆના જીવોને કાંઇ 'કિલામના' ન ઉપજે એ ઉપરાંત બીજો કાંઈ લાભ થઇ શકતો નથી. **'આત્મભાવ' કે જે આંતર ભાવ છે ત્હેને 'પ્રકટ' કરવાને માટે જ ઉપરની સઘળી ક્રિયાઓ યોજાયલી છે.** જેમ શરીરમાં લોહી છે ત્હેને ગતિમાન કરવાને—વધારે શુદ્ધ કરવાને માટે 'કસરત' કરવામાં આવે છે તેમ **આત્મભાવને 'પ્રકટ' કરવાને માટે-બાહ્ય મદદ તરીકે આ ક્રિયાઓ છે.** જો એ 'ક્રિયાઓ'થી આત્મભાવ મુદ્દલ ન પ્રગટે તો મહેનત સઘળી લગભગ વ્યર્થ જ છે.

આત્મબન્ધુઓ! કોઇ 'ક્રિયા' નકામી નથી. ક્રિયાનું રહસ્ય ન સમજનારા બાળજીવો, ક્રિયાનો ખોટો ઉપયોગ કરનારા અંધશ્રદ્ધાળુ લોકોની હમણા સરખી રીતીઓ જોઇને ક્રિયાની હાંસી કરે એથી કાંઇ ક્રિયા નકામી થઇ જતી નથી. સમભાવ ખીલવવાને 'સામાયિક', કરેલાં પાપો અને ભૂલોને પાછી યાદ કરી જવા માટે 'પ્રતિક્રમણ,' સર્વપરિગ્રહને એક દિવસને માટે રાજીનામુ આપી આત્માને પોષવાને માટે-આત્મભાવને સ્ફુરાયમાન કરવાને માટે એકાંત

જગામાં પડયા રહી ધ્યાનમગ્ન બનવા માટે 'પૌષધ વ્રત' ઇત્યાદિ સર્વ ક્રિયાઓ જરૂરની છે, ઉપયોગી અને ઉપકારી છે અને આત્માની હયાતી માનનારા દરેક મનુષ્યને માટે આવશ્યકીય છે.

આ પર્યુષણ શુભપર્વમાં, ઓ આત્મબન્ધુઓ ! એ લાભ જેટલો લઇ શકાય તેટલો લેજો. પરન્તુ ફરી ફરીને પ્રાર્થના છે કે-'ધર્મઘેલા' ન થતા, 'ધર્મપ્રેમી' બનજો; 'ક્રિયાઘેલા' ન થતા, 'ક્રિયાપ્રેમી' થજો; 'ગુરૂઘેલા' ન થતા, 'ગુરૂપ્રેમી' થજો 'વેવલા' અને 'અશ્રદ્ધા' એ બે, બે છેડાની ભૂલોથી બચીને વચલા રસ્તે ચાલવામાં જ 'સમકીત' છે, એ બરાબર સમજજો.

21—8—11

કુંજનને હરિ કેલિ કરંતા, પ્યારા મારા ! આરામે અહોનિશ;
જલ માંહી મીન, મરાળ સરોવર, મુક્તિધ્યાને મુનીશ રે— ટેક૦ ૧૨
તિમહી જ સત્ય-સુગંધે રસીયા, પ્યારા મારા ! રસિયા શીલ-છોગા,
મનમથ મથન કરી મન જીત્યું, મહિમ જગમાં મોગ રે— ટેક૦ ૧૩
વસુ વસુપાલનિ વસુધા વર્તિતો, પ્યારા મારા ! સત્યવાદી તે સમે તો;
અસત્ય વચન ઉચ્ચાર કર્યાથી, સાતમી પુઢવિ પહોતો રે— ટેક૦ ૧૪
કનકપ્રભા બહુ ગુણનો દરિયો, પ્યારા મારા ! મન-માતંગે ચઢીઓ;
વિપરીત વચન પ્રરૂપ્યો ભાગી ભવ-અટવી રડવડીયો રે— ટેક૦ ૧૫
અસત્યથી અવગુણ અનંતા, પ્યારા મારા ! ગુણ સરવે જાય ઉડી,
સત્ય વિવેકના ટેકને સેવી, ગયા દુઃખ દરિયે બુડી રે— ટેક૦ ૧૬
સત્ય નિરંતર સમતા જળમાં, પ્યારા મારા ! કેલિ જેને મન ભાવે;
આતમ અંતર નિર્મળ થાવે ને મલીન મળ નાવે રે— ટેક૦ ૧૭

સ્વર્ગસ્થ શ્રી ગોટાજી સ્વામી

*

ચાતક પક્ષી વાદળા સામે જોઈ રહે છે અને ત્યાંથી જ જળનું બિંદુ પડે એવી આશા રાખે છે; એને કાંઇ સાગરનું કે સરોવરનું જળ આનંદ આપતું નથી. જમીન ઉપર નહિ પડેલા-અપવિત્ર નહિ થયેલા—ક્ષાર પદાર્થનો અંશ પણ જેમાં નથી ભળ્યો એવા તદ્દન નિર્મળ વાદળના જળ સાથે જ ચાતકનો પ્રેમ હોય છે અને તેથી તે કદાપિ બીજા જળથી આનંદ પામતું નથી. સતીઆ માણસો—ધર્મી માણસો—પવિત્ર માણસો-સાધુ પુરુષો—સજ્જનો કદી સત્ય વિચાર—સત્ય વાચા અને સત્ય વર્તન સિવાય બીજા કશા તરફ પ્રેમ ધરાવતા નથી. (૧) કોઈનું બુરૂ ચીંતવવાનો વિચાર--તે અસત્ય વિચાર--તે અશુભ ભાવના એમને કદી ગમે જ નહિ. તેમજ (૨)

કોઇને નુકસાન થાય એવું વચન--અસત્ય વચન તેઓ ઉચ્ચારતા નથી અને (૩) અસત્ય આચરતા પણ નથી અર્થાત્ ખોટું કામ કરતા નથી. શરીર, જીભ અને મન: એ ત્રણે પર અંકુશ રાખીને, **ત્રણેને એક તાર કરીને** તેઓ આ દુનીઆમાં પોતાની જીંદગીને એક મધુર સરંગી તુલ્ય બનાવે છે, કે જે સરંગીના ત્રણે તાર ( મન—વચન અને કાયા; અથવા મન--જીભ અને કાયા ) એક સરખો અવાજ કહાડીને દુનીઆને આનંદ જ આપ્યા કરે છે. એટલે પછી સ્વાભાવીક રીતે જ, જેમ સાપ મોરલીથી વશ થાય છે તેમ, દુનીઆ સતીઓ પુરૂષને વશ થાય છે.

સંસારવ્યવહાર રૂપી રણક્ષેત્રમાં, શરા એટલે સતીઓ લોકો કદી પાછો પગ કરતા નથી અને મરણની દરકાર ન કરતાં પોતાનું રાજ્ય-પોતાનો દેશ--પોતાનો સત્ય રૂપી ખજાનો- આત્મતત્વ રૂપી પોતાનુ રાજ્ય જાળવવાને માટે ગમે તેવા ઘા ખમીને પણ (વચનના --શરીરના--દ્રવ્યહાનીના--શત્રુતાના -કલંકના--દરેક જાતના ઘા ખમીને પણ) આનંદમાં રહે છે.

ફક્ત સત્યરૂપી ખજાનાના રક્ષણ માટે હરિશ્ચન્દ્ર મહારાજા અને હેની રાણી હલકા લોકોના ઘેર વેચાવા કબુલ થયાં હતાં. ધન, રાજ્ય, માન કીર્તિ સર્વ કરતાં વિશેષતા ' સત્ય ' માં છે એમ હેમને **ભાન** હતું.

ગજસુકુમાર મુનિએ ધ્યાન ધર્યું હતું--સમાધિસ્થ થયા હતા તેવે વખતે હેમનાં ખોડા માથામાં ખેરના ધગધગતા અંગારા મૂકવામાં આવ્યા અને પ્રાણ નીકળી ગયા ત્હાં સુધી એમને એ કશું લાગ્યું જ નહિ; એમનું મન શીતળ--શીતળ હતું. આત્મામાં સર્વ ચીજ સમાયલી છે; ત્હાં અમૃત પણ છે--ઠંડું જળ પણ છે; હેને સ્મર-

નારને-ત્હેનું ધ્યાન ધરનારને એક અમૃત કે ઠંડા જળનો પ્રવાહ મળવાથી ત્હેને અગ્નિની અસર જણાતી જ નથી. ટૂંકમાં ટેકથી-ખરા નિશ્ચયથી ગજસુકુમારે તે પ્રવાહ મેળવવા માટે માનસિક ક્ષેત્રમાં ખોદવા માંડ્યું હતું અને અંતે તે પ્રવાહ મળ્યો હતો.

વનમાં હાથીને જે આનંદ પડે છે ( જો કે બીજાને તો વનમાં ખાવા ધાય છે ), જળમાં માછલીને જે આનંદ મળે છે ( જો કે બીજા પ્રાણી તો ગુંગળાઇ મરે ), તેવો આનંદ મતની સુગંધતા રસીઆ પુરુષોને 'મત'ની સોબતમાં મળે છે ( જો કે એ જ મત બીજાઓને તો કઠણ અને દુઃખદાયક લાગે છે. ) મનમથ એટલે કામદેવને મથી નાખીને—વલોવી નાખીને—ચકચૂરી નાખીને—અને શીલનો કઠોરા મારીને, સતીઆ પુરુષો મહીમંડળમાં મ્હોટા માનસિક બળવાળા યોદ્ધા તરીકે ફરતા ફરે છે. તેઓ નિજાનંદમાં ગરકાવ હોય છે.

માટે હે પ્યારા આત્મબંધુઓ ! મનને નિર્મળ કરી હમેશ આખી દુનીઆના તમામ જીવોનું ભલું ચાહો, ખોટા તર્કવિતર્ક જતા કરો, આર્ત-રૌદ્ર ધ્યાનને વોસીરાવો ! તેમજ વચન પણ સાચું-હિતકારી અને સમય વિચારીને બોલો ! અને **શરીરનું કોઈ અંગ ખોટા કામમાં ગતિ ન કરે એવી કાળજી રાખો. એમ ત્રિપુટીનું ઐક્ય થવાથી મધુર આત્મનાદ સાંભળવાને ત્હમે ભાગ્યશાળી થશો.**

પર્યુષણ પર્વના આઠ દિવસ, વધુ નહિ તો માત્ર ૮ દિવસ, **એ મધુર આત્મનાદ-એ મીઠડું હાર્દીક ગીતડું** સાંભળવાને પ્રયત્ન અવશ્ય કરો !

આનંદના સાગર શ્રી શાન્તિનાથ ત્હમને તે પ્રયત્નમાં મ્હાય કરો !

# શ્રી મહાવીર જયન્તી.

**મહાવીરના સૈનિકોને તૈયાર થવા સૂચવતું બ્યુગલ.**

મહારાજા વીરના વીર સુભટો !

ટટાર થાઓ; દત્તચિત્ત થાઓ; ત્હમારા મહારાજાના નામથી ચતી આ ઉદ્દીપણાને વધાવી લેવા તત્પર થાઓ.

આ બ્યુગલ ત્હમને કોઇ યુદ્ધ માટે જગાડતું નથી. ત્હમે કે જેણે ત્હમારા મહારાજાના હુકમને શિર પર ચ્હડાવી ત્હેની કીર્તિના રક્ષણ ખાતર અનેક યુદ્ધક્ષેત્રમાં કેસરીઆં કરી પોતાનું પાણી અને રાજ્યભક્તિ બતાવી આપી છે તેવા ત્હમોને હમણાં એક વધુ યુદ્ધના ઉત્સાહી ખબર આપવા માટે આ બ્યુગલ ફૂંકાતું નથી, પણ તે એક એથીએ વધારે આનંદદાયક મન્ગીલનમાં મળવા ત્હમને સાદ કરે છે.

તે વધારે આનંદદાયક સમ્મીલન ત્હમારા શિરછત્ર મહારાજાધિરાજ શ્રી મહાવીર, કે જેમણે ત્હમારી માતૃભૂમિની કીર્તિ અર્થે અનેક દારૂણ સંગ્રામમાં ઝીપલાવ્યું હતું અને વિજયને પોતાના હાથમાં જ રાખ્યો હતો, એવા તે સમર્થ રાજનનો જન્મ દિવસ ઉજવવા માટે ત્હેમના લશ્કરના સઘળા સૈનીકોએ અને ત્હેમની સઘળી રૈયતે એકઠા મળવું એમ આ બ્યુગલ ઉદ્દીપણા કરે છે.

સૈનિકો ! યોદ્ધાઓ ! સુભટો ! ત્હમારા ‘ યુનીફૉર્મ ’ (સુદ પતિ, રજોહરણ વગેરે ) સાથે ત્હમે શહેરના મધ્ય બજારમા એકઠા થઇ શહેરની શોભામા વધારો કરજો એ ભવ્ય ‘ યુનીફૉર્મ ’મા સજ્જ થઈ પ્રજાજનો સમક્ષ પોતાના પાલક મહારાજાએ કરેલા અનેક ઉપકારો લલકારજો, એમના ગુણોની ગીતા ગાવા ત્હેમને પ્રેરણા કરજો, એમના ગુણો પોતાનામા લાવવાનો પ્રયત્ન કરવાની ત્હેમને શિખામણ આપજો જે શત્રુઓને—કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે જે શત્રુઓને એમણે પોતાના રાજ્યમાથી દૂર હાંકી કહાડયા છે તેઓ તે વીરના પરાક્રમથી વાકેફ હોવાથી હમેશ ડરતા જ રહે છે, તથાપિ પોતાના જાતિ સ્વભાવને લીધે ઝીણાની ખાણ અને ગટરમા થઈ છુપી રીતે તેઓ રાજ્યમા દાખલ થઇ ગાફેલ અને રક જેવી દેખાતી કાંઇ ભોળી વ્યક્તિઓ ઉપર રીબાવવા–સતાવવાનુ પોતાનું કામ કરતા ચુકતા નથી, ત્હેમને ત્હમે જ્યહાં પણ જુઓ ત્હા ઠાર કરજો

નજરે પડે છે, તેમ ગૌર એટલે શ્વેત-બાહ્ય શરીર નહિ પણ મનવાળા હે સુભટો ! પ્રમાદ અને વિકાર નામના શત્રુઓથી હમારા ચાર્જમાં સોંપાયલી પ્રજાને રક્ષવામાં હમારી વિદ્યા બરોબર વાપરજો.

હમારા પહેરા નીચે **વીર**ની સુશીલ-નમ્ર-શાન્ત પ્રજા અનેક તરેહના માનસિક અને આત્મિક આનંદ ભોગવશે. કોઇ સામાયિક, કોઇ પોષધ, કોઇ ધ્યાન, કોઇ વિદ્યાદાન, કોઈ અભય દાન, કોઇ ગુપ્ત દાન, કોઇ શીલપાલન, કોઈ મનની શાન્તિ પૂર્વક તપ, કોઈ **વીર**કીર્ત્તન વગેરે પ્રકારની રમ્મત-ગમ્મતમાં મશગુલ થશે. હમારે હેમને તે રમતો શીખવવી અને એમાં મદદ કરવી. **વીરના સીપાઇઓ કાંઇ પ્રજા ઉપર રોફ બતાવવા કે હેમને સતાવવા માટે નથી;** પણ હેમણે હેમના સાથે ભળી જઇ હેમના મિત્ર તરીકે મદદ, હિમત, હર્ષ અને રક્ષણ આપવાનું કામ બજાવવું, એવું એમને માટે ખાસ ફરમાન તે સ્વદેશી મહારાજાએ અસલથીજ ફરમાવી રાખેલું છે.

એવા તે પ્રજાવત્સલ, પરમ ઉપકારી મહારાજાનો જન્મ દિવસ ચૈત્ર શુદ ૧૩ નો આવે છે. એ દિવસને માટે ઉત્સવની સઘળી તૈયારીઓ કરવા હમે હમણાં જ તૈયાર થાઓ. ઉઠો, કમર કસો અને ગામોગામ ફરી ફરી પ્રજાજનોને તે શુભ ઉત્સવની વધાઇ આપો તથા વિશેષમાં એવી પણ ખાત્રી આપો કે તેઓએ તે ઉત્સવમાં પોતાની પવિત્ર રમત-ગમતો નીરાંતે કરવી; હમારા પહેરાને લીધે હેમને કોઇ જાતની હરકત નડવા પામશે નહિ.

સૈનિકો ! યોદ્ધાઓ ! સુભટો ! ત્હમારા ' યુનીફૉર્મ ' (મુકુટપતિ, રત્નોદરણ વગેરે ) સાથે ત્હમે શહેરના મધ્ય બજારમાં એકઠા થઇ શહેરની શોભામાં વધારો કરજો. એ ભવ્ય ' યુનીફૉર્મ 'માં મજ્જ-થઈ પ્રજાજનો સમક્ષ પોતાના પાલક મહારાજાએ કરેલા અનેક ઉપકારો લલકારજો, એમના ગુણોની ગીતા ગાવા ત્હેમને પ્રેરણા કરજો, એમના ગુણો પોતાનામાં લાવવાનો પ્રયત્ન કરવાની ત્હેમને શિખામણ આપજો. જે શત્રુઓને—કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે જે-શત્રુઓને એમણે પોતાના રાજ્યમાંથી દૂર હાંકી કહાડયા છે તેઓ તે વીરના પરાક્રમથી વાકેફ હોવાથી હમેશ ડરતા જ રહે છે, તથાપિ પોતાના જાતિ સ્વભાવને લીધે કીડાની ખાળ અને ગટરમાં થઈ છુપી રીતે તેઓ રાજ્યમાં દાખલ થઇ ગાફેલ અને રંક જેવી દેખાતી કોઇ કોઇ વ્યક્તિઓ ઉપર રીબાવવા-મતાવવાનું પોતાનું કામ કરવા ચુકતા નથી; ત્હેમને ત્હમે જ્યહાં પણ જુઓ ત્યહાં ઠાર કરજો.

યોદ્ધાઓ ! વીરના સુભટો ! ત્હમને એવા છૂપા દુશ્મનોથી રંક પ્રજાનું રક્ષણ કરવા માટે જ નીમેલા છે: માટે ત્હમે પ્રમાદ ન કરશો. ખુલ્લા લડાઇમાં જે બહાદૂરી બતાવવાની છે તે કરતાં આવી સાવચેતીમાં વધારે મુશ્કેલી સમાયલી છે. માટે લાખ્ખો પ્રજાજનોના ( પ્રાણથી પણ વધારે કિંમતી એવા ) આત્માઓના રક્ષણ માટે નીમાયલા ઓ ગૌર વર્ણના સુભટો ! ગૌર અથવા શ્વેત વર્ણવાળા આર્યલોકો વિદ્યામાં જેમ તલ્લીન રહેતા, ગૌર એટલે શ્વેત વર્ણવાળા યુરોપીઅનો જેમ હાલ વિદ્યામાં તલ્લીન રહેતા

નજરે પડે છે, તેમ ગૌર એટલે શ્વેત-બાલ શરીર નહિ પણ મનવાળા હે સુભદ્રો ! પ્રમાદ અને વિકાર નામના શત્રુઓથી ત્હમારા ચાર્જમાં સોંપાયલી પ્રજાને રક્ષવામાં ત્હમારી વિદ્યા બ્હેગેબર વાપરજો.

ત્હમારા પ્હેરા નીચે **વીરની** સુશીલ-નમ્ર-શાન્ત પ્રજા અનેક તરેહના માનસિક અને આત્મિક આનંદ ભોગવશે. કોઇ સામાયિક, કોઇ પોષધ, કોઇ ધ્યાન, કોઇ વિદ્યાદાન, કોઈ અભય દાન, કોઈ શુભ દાન, કોઇ શીલપાલન, કોઈ મનની શાન્તિ પૂર્વક તપ, કોઈ **વીરકીર્ત્તન** વગેરે પ્રકારની રમ્મત-ગમ્મતમાં મગરુલ થશે. ત્હમારે ત્હેમને તે રમતો શીખવવી અને એમાં મદદ કરવી. વીરના સીપાઇ-**ઓ કાંઇ પ્રજા ઉપર રોફ બતાવવા કે ત્હેમને સતાવવા માટે નથી;** પણ ત્હેમણે ત્હેમના સાથે ભળી જઇ ત્હેમના મિત્ર તરીકે મદદ, હિમત, હર્ષ અને રક્ષણ આપવાનું કામ બજાવવું, એવું એમને માટે ખાસ ફરમાન તે સ્વદેશી મહારાજાએ અમનવીજ ફરમાવી રાખેલુ છે.

એવા તે પ્રજાવત્સલ, પરમ ઉપકારી મહારાજાનો જન્મ દિવસ ચૈત્ર શુદ ૧૩ નો આવેછે. એ દિવસને માટે ઉત્સવની સઘળી તૈયારીઓ કરવા ત્હમે હમણાં જ તૈયાર થાઓ. ઉઠો, કમર કસો અને આમોગામ ફરી ફરી પ્રજાજનોને તે શુભ ઉત્સવની વધાઇ આપો તથા વિશેષમાં એવી પણ ખાત્રી આપો કે તેઓએ તે ઉત્સવમાં પોતાની પવિત્ર રમત-ગમતો નીરાંતે કરવી; ત્હમારા પ્હેરાને લીધે ત્હેમને કોઇ જાતની હરકત નડવા પામશે નહિ.

દરેક દેશમા પોતાના નરેશનો જન્મ દિવસ ઉજવવા તરીકે ઉજવવાનો રીવાજ છે ખ્રીસ્તી ‚ મુસલમાન, પારસી કે બુદ્ધ, વૈષ્ણવ કે શૈવી મનુષ્યોમા પોતાના રાજાના જન્મ દિવસનો ઉત્સવ ઉજવવા મહીનાઓ આગળથી તૈયારીઓ ચાલે છે પણ તે તૈયારીઓ એવી હોય છે કે જેથી ઉત્સવ બનાવને યુદ્ધનું રૂપ લેવે, કારણ કે તે ઉત્સવ, ઉત્સવ નથી કે જેમા રાજ્યની એ ગરીબ પ્રજાને દુઃખ થાય. મહાવીરની એક ન્હાની પ્રજા (મનુષ્ય સિવાયના જીવો) ઉપર મ્હોટી પ્રજા (મનુષ્યો) માર મારે અને ત્રાસ વર્તાવે એવા વખતને 'ઉત્સવ' કહી શકાય જ નહિ ઉત્સવમા સર્વને આનંદ જ પ્રાપ્ત હોવા જોઇએ, સર્વત્ર શાન્તિ-શાન્તિ-અને શાન્તિ જ છાઇ રહેલી જોઇએ છે. દુઃખ, બેદન અને ત્રાસનો ડર મઇ પણ જીવને–વીરના સર્વ-ત્રાસ સામ્રાજ્યના ગમે પણ ભાગમા રહેતા જીવને ન જ હોવો જોઇએ દયાના સાગર હોવા સાથે જ મહાન યોદ્ધાનું કામ બજાવનારા એવા મહાવીરના ઓ સીપાઇઓ! ત્હમે શૌર્ય સાથે પ્રેમને, વૈરાગ્ય સાથે ઉચ્ચ લાગણીને, કર્ત્તવ્ય સાથે આનંદને ભોગવતા શીખો અને ત્હમારા પેંગડા નીચે જીવતી પ્રજાને એ વિદ્યા શીખવો

ચૈત્ર શુદ તેરસ! તે શુભ દિવસ કેવો ત્વરાથી નજીકમા આવતો જાય છે! ત્હમે વખતો ઉડતો જુઓ છો? 'સમય' ના તત્વને ત્હમારા વીર સગવર જોઇ શકે છે,—આપણે જેમ સમયના રમકડા માફક નાચના માણસોને જોઇ શકીએ છીએ તેમજ આ સમયને જોનારા તે વીર એક સમયમા અગાધ આનંદ ભોગવે છે-એમના મહેલમા અહોનિશ ઓત્સવની ધૂન મચી રહી છે વીરાગી છતાં આનંદી એવા મહારાજાના ઓ સીપાઇઓ! ત્હમને તે મેહેલમા ઉજ-

વાતા ઓત્સવમા ભળવાનો આધિકાર જોઇનો હોય તો મેહેલ બહારના આ પ્રજાજનોના ઉત્સવમાં એકવાર ભળો, તે ઉત્સવને બરાબર દીપાવો, એવી માગ્ફત પ્રજાજનોને પુર સતોષ અને ગમ્મત આપો, કે જેથી ત્હમારે માટે એ ખોલ ત્હમારા ઉપરીની નોંધબુકમાં લખાશે અને અ તે ત્હમને મહેલમાંના ઓત્સવમા દાખલ કરવામાંઆવશે.

ઉજવો ત્હારે; ઉજવો શ્રી વીરની જયન્તી, ઉજવો શ્રી ત્રિલોકનાથની જયન્તી,ઉજવો તરણતારણ-દયાસિન્ધુ–મહાપરાક્રમી- ક્ષમાસાગર–સુધાસિન્ધુ પરમપરમેશ્વર શ્રી મહાવીર પ્રભુની જયન્તી ! ચૈત્ર શુદ તેરશના શુભ દિવસે જે ગામમા, જે ઉપાશ્રયમાં, જે ઘરમાં, જે હૃદયમા થોડે કે ઘણે અ શે આ પરમકલ્યાણરૂપ જયન્તી નહિ ઉજવાય તે ગામ, તે ઉપાશ્રય, તે ઘર અને તે હૃદય સ્મશાન તુલ્ય જ સમજજો. જેને માગલીક દિવસો પર પ્રેમ નથી આવી શ તો ત્હેના નસીબમાં રડવા–કુટવાના દિવસો લખાઇ ચૂકેલા હોય છે.

ઉજવો ત્હારે, પરમ ઉલ્લાસથી ઉજવો આપણા હૈયાના હારનો જન્મ દિવસ–આપણા શિરના છત્રનો જન્મ દિવસ—આપણા પિતા, પતિ અને રાજા તથા મિત્ર રૂપ પરમ પુરૂષનો જન્મ દિવસ ! ઉજવો મ્હોટા મેળાવડા કરીને, ઉજવો એમના ગુણુ કીર્તન કરીને, ઉજવો તપ–જપ કરીને, ઉજવો અભયદાન દઇને, ઉજવો ન્હાનાં-મ્હોટાં ફંડ કરી કોઇ જનહિતકારી ખાતું ખોલીને, ઉજવો કૉન્ફરન્સને મદદ કરવાના કામ કરીને.—ઉજવો મનના- મેલ દૂર કરીને, ઉજવો ગીપાઇ તરીકેના ખોટા ગર્વને દૂર કરીને, ઉજવો પ્રમાદને દેશનીકાલો દઇને, ઉજવો મન–વચન અને કાયાના ત્રીકને એક કરીને, ઉજવો-ઉજવો -ઉજવો શ્રી ત્રિલોકનાથમહાવીર પ્રભુના જન્મ દિવસની જયન્તી!

# 'महावीर जयन्ती' की इस ज़मानेमें क्या जुरुरत है?

दुनिया पर महान उपकार करनेवाले पुरुषोंमें श्री महावीरका नाम मशहूर है आर्य व अनार्य देशोंमें उन्होंने जो उच्च हार्दिक प्रेम भावनाका प्रचार किया था उसकी इस ज़मानेमें सबसे ज्यादा तर जुरुरत होनेसे महावीर नामका स्मरण दुनीयाको करानेका प्रसंग ज्यूं बने त्यूं ज्यादा लेना हितकारक है आज जहां देखो वहां द्रव्य हिंसा व भाव हिंसा हो रहा है आज जहां नजर करो वहां स्वशरीरपोषण और अन्य जीवोंका द्रोह यही जीवनमंत्र हो रहा है शरीरसे या वचनसे या मनसे काटना-मारना-सताना यही आजकल दुनियामें 'धर्म' मनाया जाता है हाय अफसोस हमारे जैन वर्गमें भी एक या दूसरी रीतिकी हिंसा-भावहिंसा— पूर जोरसे चल रही मालूम होती है हमारे श्रावकों एक दूसरे पक्षके नेताओंसे गालीगलोच व टटाफीसाद करके उनको सतानेमें जैनधर्मकी प्रभावना कीर्ति-भक्ति समझते है और हमारे साधु तो बहुधा एक ही गच्छमें भी एक दूसरेसे उत्तमता बतानेके लिये अनेक तरहकी खटपट करके भावहिंसामें मग्न हो रहे है हिंसाका ऐसा साम्राज्य चल रहा है कि यदि कोई पवित्रात्मा अपनको सूक्ष्म नेत्रोंसे आजकलके ज़मानेमें चल रहा हुआ युद्ध दृष्टिगोचर करावे तो अपनको जैसे कसाईकी दुकान पर जानेसे त्रास छूटता

है वैसे ही त्रास छूटेगा. क्या ऐसे झमानेमें शान्ति पाठ पढानेवाले महान गुरुके आगमनकी जुरुरत नहीं है ? क्या ऐसे सडे हुवे विश्व-राज्यकी दुर्दशा सुधारनेके लिये उत्तमोत्तम कवीराज ( वैद्यराज ) की जुरुरत नहीं है ? मगर आज यह भूमिमें कोई तीर्थकर नहि हो सकता है ऐसा शास्त्रकारोंका कथन है.तथापि अपन अंतीम तीर्थकर श्री महा-वीरको अपनी मददमें हरसाल बुला सके ऐसा तो रास्ता है ही. जिस पवित्र तिथिमें उन महापुरुषका शुभ जन्म हुआ था उस दीनको पवित्र समझ कर समग्र जैनों एकत्रीत होकर महावीरका जन्म वृत्तान्त सुने, उनके सिद्धान्तों (principles)का रहस्य सुने व विचारें, और धर्म ध्यान व शुक्ल ध्यानमें दिवस निर्गमन करें तथा दान--शील-तपका यथाशक्ति परिपालन करें तो क्या अपन आज भी तीर्थंकरके समीपमें रहनेवाले लोगों जैसा लाभ नहीं उठा सकते हैं ? लोगोंको ऐसा मोह है कि यदि तीर्थंकर भगवान खुद इस वक्त वीराजमान होता तो हम ऐसी ऐसी धर्मक्रिया करते, उपदेश सुनते इत्यादि, इत्यादि. मगर तीर्थंकरके झमानेमें भी भगवानकी वानी सुननेवाले लोक कितने थोडे थे ? भगवानके 'श्रावक' आजसे भी थोडे थे. मतलब यह है कि यदि कोई तीर्थ-कर इस झमानेमें होता तो भी अपन लोग यही धर्मविमुखतामें लगे रहते. जिनको धर्मकी गरज है, जिनको धर्म यही झींदगी है ऐसा 'भान' हुआ है, वे तो अपने तीर्थंकरके (भाव)दर्शन आज भी कर सकते हैं. और उनके वचनामृतका पान आज भी कर सकते हैं. श्री महावीरके जन्म दिवसको पर्व दिवस गिन कर पर्युषण जैसा 'भाव ओत्सव' यदि किया जावे और उस रोज

'पवित्र जीवन की प्रॅक्टीस ए्री जावे तो अक्षय जीवनसे एकता होनेका लाभ अलबत्ता एक रोजके लिये तो होता ही है आगे आगे ऐसी दशा कायम रहे वैसे प्रयास करनेसे अखीरमें मनुष्य परमतत्वको भी प्राप्त कर सकता है

इस अपेक्षासे-'ज्ञानी' के एवजमें ज्ञानीके उपदेश व वर्त्तनका स्मरण कराके लोगोंको धर्मपरायण करनेके आशयसे 'वीरजयंती' का ओत्सव अत्यंत आवश्यकीय है और महावीर यह नाम भी ऐसा प्रतापी है कि जिनको सुनते ही धार्मिक प्रवृत्तिमें लग जानेका प्रेम सबको उत्पन्न हो जाता है उसको सुनते ही साधुमार्गी, मदीरमार्गी, दीगम्बरी सबको रोम रोम प्रेम स्फुरता है जिस भगवानने मातृभक्ति, पितृभक्ति, प्रजाभक्ति, और जनताभक्ति (devotion to humanity) और भी आगे बढ कर प्राणीभक्ति तक उपदेश शब्दोंसे व कृत्योंसे किया है, उनका नाम जैनोंको तो क्या मगर हरएक अकलमद मनुष्यको प्राणसे भी प्यारा हो उसमें कोई शक नहीं है जो लोग अपनको जैन कहलाते हुए भी महावीर जयंतीसे विमुख रहते हैं उनके लिये क्या कहे उनके लिये सिर्फ इतना ही कहना काफी होगा कि वे कमनसीब हैं

आजके परचेमें महावीर जयंतीके जल्सेके हाल छपे गये हैं उस परसे मालूम होता है कि साधुमार्गी-मदीरमार्गी दीगंबर सबमें जो एकसपकी अत्यत जुरत है, जिस सपमें हमारा इस लोकका व परलोकका भी सुख समाया हुआ मालूम होता है, उस संपकी उत्पत्ति व वृद्धिके आशयसे भी महावीर जयन्ती खास

आवश्यकीय है. जहां जहां जयंतीका जलसा हुआ है, प्रथक् प्रथक् सम्प्रदायोंने शामल रह कर वीर पिताके पवित्र नामकी गर्जना संयुक्त अवाजसे की है. महावीर, इस तरह, जैनके भिन्न भिन्न अवयवोंको संयुक्त रखनेवाली धोरी नस है; महावीर यह नाम इस तरह जैनोंके मूर्ख क्लेशोंका विष दूर हटानेवाला प्रबल मंत्र है. यह एक ही ध्वजा है, जिसकी छायामें हरएक सम्प्रदाय खडा रह कर हाथसे हाथ मिला सकता हैं. ओ दादा महावीर ! हम तेरे लक्खो क्रोडों अबजों पुत्रोंसे हाथसे हाथ मिलायेंगे तबै तो तूं हमे छातीसे मिला लेंगे या नहीं ? वीर और हमारा ऐक्य, हम और सर्व भूतों (Beings) के ऐक्य पर निर्भर है.

बडी खुशीकी बात है कि हमारे एक प्रसिद्ध नेता श्रीयुत चांदमलजी साहबने अजमेरमें पहले ही पहल, जयंतीके ओत्सवमें अग्रेसरपद लेकर सारे समाजको दृष्टांत बिठाया है. कान्फरन्सका एक प्रमुख और कान्फरन्स ऑफिसका जनरल सेक्रेटरी खुद जिस काममें अग्रेसर बने, उस कामको ' कानून ' कहे तो भी चल सकता है. अंग्रेज सरकारका यह रीवाज है कि हाईकोर्टोंके न्यायाधीशों जो जजमेंट दे उसको 'कानुन के बराबर ही गीनना. वैसे ही श्रीयुत चांदमलजी साहबने अजमेरमें महावीर जयंती सम्मेलनका अग्रेसरपद लेकर मानो सारे जैन संघको एक कानुन कर दिया है कि जयंतीका ओत्सव करना अपना कर्त्तव्य है. अब उम्मीद रहती है कि मालवा-मारवाड-पंजाब-दक्षिणमें आगामी वर्षोंमें महावीर जयंती हरजगह पाली जायगी. क्या यह अच्छी बात है कि हम उगते सूर्यकी अवगणना करें ? क्या यह ठीक बात है कि हम

महावीर निर्वाण, पर्युषण इत्यादि तेहेवारोंको तो यथायोग्य उचीत तोरसे पाले और विश्वका महान उपकारी पुरुष जिस राज यह स्थूल विश्वपर बीराजमान हुए उस रोज–जब कि नरकमें भी उजाला और आनंद हुआ था–हम मनुष्य लोग बीलकूल ही पवित्र धूमधाम न करें ? क्या हम नारकसे भी अधम हो गये है ? क्या हम महावीरको इस दुनीआमें बीराजमान देखना नहीं चाहते हैं ?

अफसोस ! अफसोस ! हमारे वीरके सैनिकों याने हमारे साधुगण आज तक अपने पिताकी ओर अपना क्या कर्त्तव्य है वो भूल गये थे इससे ही यह बडी जुहरकी बात एक कोनेमें सडती है. वो. हमारे साधु अपने छोटेसे संप्रदायके 'पूज्य' की तिथि पालते आये हैं मगर वैसे हजारों 'पूज्यों के पूज्य'--सारे विश्वके पूज्य महावीरकी जयंतीसे कोफ रखते हैं ! मैंने मेरे कर्णोसे केई साधुसे सुना है कि "हम लोक ऐसी नयी बातको सुननेवाले नहीं हैं." ऐसेको जवाब देना क्लेषमें वृद्धि करने बराबर समझ कर मैं इतना ही कहना काफी समझता हूं कि " तुम बडे; हम छोटे; तुम जीते, हम हारे; बस अब तो खुश ? ! "

मैं चाहता हूं कि महावीर हमेशा ही 'हमारे देश'में जन्म ले, हमारे तेजस् शरीर ( Desire Body ) की नरकमें उजाला करे और हमे धार्मिक जीवनका तादृश्य नाटक बताके अदृश्य हो जावे. कैसा अद्‌भुत सत्य है कि वीरके 'श्रावक' तो थोडे हजार ही थे; हम उनमेंके एक कब बनेंगे ? हम उनके दर्शन कब पावेंगे ! वीरके 'मार्गानुसारी' व 'श्रावक' ये खीताबें कैसे अर्थसूचक हैं ?

जब वह 'मार्ग' हाथ लगेगा और वह 'मनु र्पसिंह' की गर्जना श्रवण करनेका मोका मिलेगा तब हम सच्चे 'श्रावक' बनेंगे, वहाँ तक तो मार्ग ढुंढने वाले 'ढुंढीए' ही है कामदेव वगेरा वीरके अतरंग वर्ग ( minor class ) के शिष्योंकी तो बात भी हम क्या करें ? ये सब 'सूक्ष्म भवनकी बातें हम समझने लायक भी नहीं हैं, हम तो तीर्थंकरको बहार के बहार ही-स्थूल शरीरमें ढुंढ रहे हैं चर्मचक्षु पर ही हम सब आधार रखते हैं पवित्र कल्पनाके कोमल हस्तोसे पवित्रताको उत्पन्न करके भावनेत्रोंसे दर्शन करना और भाव कर्णोंसे मधुर उपदेशध्वनि सुनना हमसे नहीं बन सकता है क्याही सुंदर शब्दोंमें श्री सिद्धसेन दिवाकर नामक महात्माने 'कल्याण मंदीर स्तोत्र'के ३८ वे श्लोकमें कहा है कि—

> आकर्णितोऽपि महितोऽपि निरीक्षितोऽपि
> नून न चेतसि मया विधृतोऽसि भक्त्या ॥
> जातोऽस्मि तेन जनबांधव दुःखपात्रं
> यस्मात्क्रियाः प्रतिफलंति न भावशून्या ॥३८॥

अर्थात्, हे जनबांधव ! कदापि मैंने आपका श्रवण भी किया होगा, पूजन भी किया होगा, दर्शन भी किया होगा, मगर इतना तो अवश्य ही सत्य है कि भक्तिपूर्वक मैंने आपको मेरे अंतःकरणमें धारण नहीं किये होंगे, इससे ही मैं आज दुःखका पात्र बन रहा हूं

भाइयो ! भगवानको भक्तिपूर्वक अंतःकरणमें ढुंढो, स्थूल रूपमें यदि वे दर्शन दे भी, तो तुम दर्शनके अधिकारी नहीं होनेसे

कुछ लाभ होना सभवीत नहीं है. राजा लोग भंगीके घरमें जा बेठते नहीं हैं. जिनका तेजस् शरीर याने वासनामय देह बदबोसे भरा हुआ है उनकी पास परम ज्योतिका आना बील्कुल ही असंभव है. इस लिये मनुष्यको चाहिये कि पवित्र नामका स्मरण करें, पवित्र पुरुषोंके गुणोंको याद करके उनका अनुकरण करनेकी तालीम ले, और तालीमके लिये ही महावीर जयन्ती है ऐसा समझ कर मोहदशाको छोड दे.

'जिन मुनिवरोंने महावीर जयन्तीका उपदेश व उद्यम किया है उनको सारा जैन संघ धन्यवाद देगा. जिनोने वैसा नहीं किया हो वे भी नये वर्षमे वैसा करनेको लग जायगे ऐसी अपन सन् आसा करेंगे. श्री महावीर उनको सन्मति दे !

# સ્થૂલની અપેક્ષાએ સૂક્ષ્મની કઠિનતા.

## દેવાધિદેવને પ્રાર્થના.

**સ્થૂલ અને સૂક્ષ્મની પાર ગયેલા હે પ્રતાપી દેવાધિદેવ !**

આજે હું ત્હારી સાહાય અને સલાહ યાચવા તત્પર થયો છું. જ્ઞાનના ખજાના ! તું મ્હને થોડીક યુક્તિ બતાવવા શું ના કહેશે ? વીર્યના સમુદ્ર ! શું તું મ્હને થોડુંક બળ ધીરવા આનાકાની કરશે ?

દુનીઆમાં ઘણાએ માણસો આળસુ, એદી, કાયર છે. પડયા પડયા ખાવું અને રોવું એ જ એમનો ધંધો હોવાથી તેઓ કંઇ સુખ પામી શકતા નથી. પરન્તુ મ્હેં તો ખોટા તેમજ સારા દિવસોમા પણ ઉદ્યમ કર્યાં કર્યો છે; મ્હેં સખત મહેનતને મ્હારી પત્ની કરી લીધી છે; પરસેવાને હું અમૃત માની લઇ સદૈવ મ્હારા અંગ ઉપર રાખુંછું; કાયરપણું, કૃપણપણું અને સુકોમળપણું એ વસ્તુઓને તો હું દૂરથીજ નમસ્કાર કરૂં છું. આમ હોવાથી સ્થૂલ દુનીયામાંનું હરકોઇ સ્થૂલ કામ કરવાની હું હિંમત રાખુંછું અને લગભગ દરેક કામમાં હું વિજયી નીવડવાની પણ આશા રાખી શકું છું.

તથાપિ, હે દેવાધિદેવ ! આટલે સુધી આવીને હું અટકી પડયો છું. મ્હારૂં એન્જીન આટલા માઇલ દોડી આવ્યા પછી ' ખોટકી પડયું છે. ' હવે આગળ વધવાની અક્કલ ચાલતી નથી. તેથી મ્હને

હવે ભાન થાય છે કે, સ્થૂલની પેલી પાર કાંઇક છે ખરૂ—સ્થૂલ અથવા દસ્યમાન દુનીઆ અને તેના પદાર્થોની પેલી પાર કાંઇક છે ખરૂં, કે જે 'કાંઇક' શૂન્ય કરતા વધારે કષ્ટસાધ્ય છે

મ્હને જણાયુ કે, સમુદ્ર તરી જવો શકા છે ( ગમે તેટલો મુશ્કેલ છતા, હિંમત અપુર્ણ મહેર કરતા કરતા અમુક સુ ને સામે પાર જવું શકય તો છે જ ) પરન્તુ ભવ જળ-સ્થૂલ આંખે ન દેખાતો એવો તે કીનારા વગરનો સાગર તરવો મ્હને તો અશક્ય જ લાગે છે

બાળકની રીસ દુષ્કર હોય છે, તથાપિ ત્હેને મનાવવાનુ મ્હારાથી બની શકે છે, પરન્તુ બીજુ એક બાળક કે જે દેખી શકાતું નથી અને મ્હારામા ગુપ્તપણે રહે છે તથા જેને હું 'મન' નામથી ઓળખું છુ અને હજારો લાડ લડાવી કંટાળ્યો છુ, તે રીસાતા, એને મનાવવાનું મ્હારાથી બની શક્તું નથી.

સ્ટીમરોને બાંધી નાખનારી મ્હોટી સાંકળને તોડવાનુ મ્હારાથી બની શકે તેમ છે, છતા મ્હારી બુદ્ધિને જકડી રાખનારી પેલી છુપી સાંકળ કે જેને લોકો 'તૃષ્ણા' નામથી ઓળખે છે ત્હેનો ટો એક અંકોડો માત્ર પણ મ્હારાથી ઢીલો કરી શકાતો નથી

ગમે તેવી વકરેલી ઘોડી પર સવાર થઇ એને મ્હારા કાબુમા લઇ લેવાનું કામ મ્હને અશકય નથી લાગતું, પરન્તુ મ્હારા કાળજાને પોતાની ભૂમિકા બનાવી તે પર ઉત્પાત કરતી 'મમતા' નામની ઘોડી મ્હારા હાથમાંએ નથી આવી શકતી, તો એના પર સવાર થવાની તો વાત જ શી કરવી ?

લાંબી દોરીને ખેંચી કે લીટી લેવાનુ મ્હને સુગમ લાગે છે,

પણ 'ભવસ્થિતિ' નામક દોરી ખેંચવા કે વીંટવાનું મ્હને છેક અશક્ય જેવું લાગે છે.

મ્હારા ઘરમાં કોઇ અનાજ સળવા માંડે છે એમ મ્હને ખબર પડે છે, અગર કોઇ દાગીનો કે જવાહીર ઠીક નથી એમ મ્હને લાગે છે, તો હું ત્હેને વેચી નાખું છું એ વખતે પાંચ—પચીસ રૂપીઆ છેનરાક ત્હેની પણ દરકાર કરતો નથી; પરન્તુ 'આપદા' રૂપી જે સામગ્રી મ્હેં અગાઉથી ખરીદી રાખી છે તે કોઇ પણ ભાવે હું વેચી શકનો નથી;—રે મ્હારા મિત્રો પણ મ્હને એ ખોટા માલથી હરકોઇ કિંમતે મુક્ત કરવા ખુશી બતાવતા નથી.

લોઢું, સોનું વગેરે ધાતુને ગાળીને રસ કરવાની વિદ્યા અને મહેનત મ્હારી શક્તિ બહાર નથી; પરન્તુ એ બન્ને ધાતુથી પણ અતિ ઘણી કઠીન એવી 'ગર્વ' નામની જે ધાતુ મ્હારા જીગરમાં છુપાઇ રહી છે ત્હેને ગાળવાનું કામ અતિ ભયંકર અને અશક્ય જેવું લાગે છે.

રાજાના બંદીખાનામાંથી છુટવા માટે લોખંડની સાંકળ તોડવાની મ્હારામા તાકાદ છુપાયલી છે; પણ મ્હારા આત્માના ગુપ્ત હાથ પર 'સ્નેહ' ની જે સોનેરી ને લોખંડી સાંકળો કોઈ દુસ્મને જડી છે તે તોડવાનો વિચાર સરખો પણ મ્હને ગભરાવવાને પુરતો છે.

બુદ્ધિનાં કામોમાં પણ હું કાચો નથી; બુદ્ધિગમ્ય દલીલો અને વિચારોમાં હું કોઇથી ન હારૂ એટલી વિદ્યા પ્રાપ્ત કરવી મ્હને સબલીત લાગે છે. તથાપિ બુદ્ધિથી પર એવું કાંઇક છે ખરૂ, કે જેનું ભાન બુદ્ધિને નહિ પણ આત્માને જ થઇ શકે જો બુદ્ધિથી બધું બની શકતું હોત તો હું કે જે બહુમૂલી હીરા—માણેક

વગેરેની કિંમત સહજમાં આંકી શકું એવી તિવ્ર બુદ્ધિવાળો છું; —ને હું ધર્મની કિંમત આંકવામાં કેમ પાછો પડું છું ? નદીમા પડ્યા સિવાય દૂરથી જ હું પાણીનું માપ કડી શકું એવી મ્હારી તીવ્ર બુદ્ધિ છે, છતાં જ્ઞાનસરિતાના પાણીનું માપ કરવામાં હું તદ્દન અશક્ત છું એ શું હશે! બુદ્ધિથી પર એવી એ ચીજ—તે ગમે તે હો—મ્હને કેમ અને ક્ય્હારે મળશે ?

ગમે તેવા કોપેલા શત્રુને વાગ્જાળથી મનાવી શાન્ત કરવો હોય તો મ્હારી બુદ્ધિ તે કામને માટે પુરતી છે; તથાપિ પેલા શુભ શત્રુ કાળુદેવને મનાવવા માટે એક શબ્દ વડીક મ્હારૂ ઉગર બોલી શકતું નથી, આહા, બુદ્ધિથી પર એવી કેટલીક વસ્તુઓ હશે? અને ત્હેનો ભેદ કેમ કરી પમાશે?

કોઇ મિત્ર રીસાઇ જતો હોય છે તો ત્હેને શાન્ત કરવાની હું હિંમત ધરી શકું છું; કારણ કે મીઠા શબ્દ આગળ ક્રોધ ઉભો રહી શકતો જ નથી; પરન્તુ આ હંસલો રીસાઇને નાસવા માડે છે ત્ય્હારે મ્હારી ભાષા શક્તિ અને મ્હારી બુદ્ધિ નકામી થઇ પડે છે.

તરવારના અને બંદૂકના ઘા સહેવા એ મ્હારે મન મ્હોટી વાત નથી. અને એવા ઘા ખાતા છતાં લડાઇના ક્ષેત્રમાં ઘૂમ્યા જ કરવું હોય તો તે પણ હું કરી શકું છું એટલું જ નહિ પણ ગરદન પર કારી ઘા મારનાર શત્રુને ક્ષમા આપવી હોય તો તે હું ઉદારતાથી આપી શકું છું; કારણ કે શૌર્યની પાર્તી જ ક્ષમા છે. પરન્તુ, વચનનો અટરો ઘા સહન કરવાની મ્હારામા શક્તિ નથી, અને વચનના ઘા મારનારને ક્ષમા કરવાનું પણ મ્હારાથી બની શકતું નથી

શત્રુને મ્હારા કબજે કર્યો હોય તો ગમે તેવા જોખમે પણ ત્હેને છોડી શકું છું; તથાપિ કુલક્ષણ નામના શત્રુને છોડવાનું કામ મ્હને અશક્ય લાગે છે.

વૈરીને જીતવા માટે અનેક દાવ-પેચ અને તાલીમમાં હું પાવરધો છું; તથાપિ 'મોહનીય કર્મ' નામક શત્રુ આગળ તો હું બેભાન થઇને જ ભોંય ઢળી પડું છું, ત્હા પછી લડવાની તો વાત જ શી કરવી?

સિંહને પાળીને હું 'સરકસ'ના ખેલ કરી શકું છું, સર્પને પકડીને ત્હેનો મ્હારા ગળામાં જીવતો હાર બનાવી શકું છું; પણ મ્હારા અંદરના દુરાત્મા રૂપી સર્પ કે સિંહના ફુંફાડા આગળ હું થરથરું છું.

હું કહી ગયો, હે પ્રભો! કે હું બ્હોંતેર કળામાં પારંગત થવાને લાયક છું; તેથી ગમે તે ભાષાનો કાગળ કડકડાટ કરતો વાંચી શકું છું, તથાપિ કર્મના કાગળીઆનો તો એક અક્ષર પણ ઉકેલી શકતો નથી. ધિક્ હો મ્હારી આ બ્હોંતેર કળાને! લ્યાનત હો એકલી બુદ્ધિના ભરોસે મેળવેલી આ દગાખોર શક્તિઓને!

વખતથી જ હેમણે એવો નિશ્ચય કર્યો હતો કે " જ્યાં સુધી આ મ્હારા માતાપિતા હયાત છે ત્હાં સુધી હુ દીક્ષા ગ્રહણ કરીશ નહિ; કારણ કે દીક્ષા સર્વજનને હિતકારી શાસ્ત્રકારોએ માનેલી છે, તો પછી જે દીક્ષા માતાપિતાના હૃદયને ઉદ્વેગ પમાડનારી નીવડે તે કેમ રીતે ન્યાયયુક્ત ગણી શકાય ?" આવા ઉત્તમ વિચારથી અને અન્ય પુરૂષોને માતાપિતાની ભક્તિ કરવાનો વ્યવહારયુક્ત બોધ આપવાની ઇચ્છાથી તેઓ ગૃહસ્થાવાસમાં ૨૮ વર્ષ પર્યન્ત રહ્યા. અને પોતાના ભાઇના આગ્રહથી વળી બે વર્ષ વધારે ગૃહસ્થ ધર્મ પાળ્યો, અને પછી ત્રીસમે વર્ષે દીક્ષા લીધી દીક્ષા લીધા પછી બાર વર્ષ સુધી અનેક પ્રકારની બાહ્ય તથા અભ્યંતર તપશ્ચર્યા કરી, વિવિધ પ્રકારના કામ, ક્રોધ, માન, માયા, લોભ વગેરે માનસિક શત્રુઓનો સંહાર કરી, સાંસારિક પદાર્થોની અસારતા તેમજ અમત્યતા અનુભવી, ધ્યાનમાં મગ્ન થઈ, અંતરમાં આત્માને અનુભવ્યો સર્વ ભાવને સાક્ષાત્ જાણવા તે જ કેવળજ્ઞાન છે, એવું કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી પોતાના જ્ઞાનનો લાભ બીજાને આપવા વાસ્તે તેઓ ગામેગામ વિચર્યા, અને જ્યહાં ત્યહાં દયાનો ઉપદેશ આપી અનેક પુરૂષોને હિંસક કર્મોથી બચાવી જૈન ધર્માનુયાયી બનાવ્યા આ રીતે ત્રીસ વર્ષ સુધી પરોપકારાર્થે પોતાનું જીવન હેમણે પસાર કર્યું હેમનું જીવન કેવળ નિ:સ્વાર્થી હતું. ૭૨ વર્ષની વયે એટલે ઇ. પૂ. ૫૨૭ મા અપાપા નગરમાં તેઓ આવી પહોંચ્યા. મરણ સમય સમીપ છે એમ કેવળ જ્ઞાનથી જાણી, વીરપ્રભુએ છેલ્લીવારનો બોધ આપ્યો. અને શુક્લ ધ્યાનની શ્રેણિએ ચઢી ભગવાન મોક્ષે પધાર્યા આ સમાચાર આસપાસના ગામના રાજાઓને વિદિત થતાં અઢાર દેશના રાજાઓ વંદનાર્થે

[1] આ બનાવ આસો વદી અમાવાસ્યાના રોજ, આજથી

૨૪૩૫ વર્ષ પહેલાં, બન્યો હતો. તે વખતે ત્યહાં જૂદા જૂદા દેશથી પધારેલા રાજાઓએ વિચાર કર્યો કે:—" આહા ! ભગવંત કેવળ જ્ઞાનમૂર્તિ હતા. ત્હેમના દેહોત્સર્ગ થવાથી ખરેખર હવે જગતમાંથી ભાવ ( જ્ઞાન ) દીપક નાશ પામ્યો. માટે ભાવદીપકનું આપણને સ્મરણ થાય માટે હવે દ્રવ્યદીપક આપણે સળગાવીએ." એમ વિચારી તે રાત્રિએ દીપકો પ્રગટાવ્યા. ત્યહારથી દીપમાળી (દીવાળી) નું પર્વ પ્રવર્ત્યું, એવી જૈનોની માન્યતા છે.

પ્રિય જૈન બાંધવો ! આપણે શ્રીમન્મહાવીર પિતાના જીવનની ટુંક નોંધ તો લીધી, પણ ત્હેમના જીવનચરિત્ર ઉપરથી આપણે શું શિખવું જોઇએ એ જ્યહાં સુધી આપણા સમજવામાં બરાબર ન આવે ત્યહાં સુધી એ જીવનની આપણા જીવન ઉપર અસર થઇ શકે નહિ. માટે હવે ત્હેમના ચરિત્રમાથી લેવા જોઇતાં શિક્ષણો અને આપણે હાલના જૈનોએ કરવાં જોઇતાં કર્તવ્યો એ પ્રશ્ન આપણે યથાર્થ રીતે વિચારીશું.

**સમભાવ.**

મહાવીર પ્રભુના જીવનનું સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં, અને તે ઉપર બારીક વિચાર કરતા ત્હેમના જે ઉત્તમ ગુણો આપણી આખ આગળ તરી આવે છે, ત્હેમા મુખ્ય ગુણ ત્હેમનો સમભાવ-સમાન દૃષ્ટિ છે. ત્હેમની સમાન દૃષ્ટિના અનેક દાખલા આપી શકાય; પણ આપણે અત્રે એક જ દાખલો આપી ચલાવીશું. દશ કરવાની બુદ્ધિથી પગને અડકનાર ચંડકૌશિક નાગ તરફ તેમજ નમન કરવાની બુદ્ધિથી પગને માથું અડકાવનાર ઇન્દ્ર તરફ પણ જેની સમાન બુદ્ધિ છે એવા તે **વીર** પ્રભુની સમભાવ દૃષ્ટિ ખરેખર પ્રશંસનીય તેમજ અનુકરણીય છે.

કેવળ હેમનું જીવન અનુકરણીય છે એટલું જ નથી પણ હેમણે તે પ્રકારનો બોધ પણ આપ્યો છે, કે જે બોધ કોઇ આચાર્યે 'સંબોધ સિત્તરી'મા પ્રકટ પણ કર્યો છે —

" सेयंवरो वा आसंवरो वा
बुद्धोऽह्ने अथवा क्रो वा
समभाव भावि अप्पा
लहइ सुक्खं न संदेहो " ॥

"કોઇ મનુષ્ય શ્વેતાંબર હોય કે દિગંબર હોય, બૌદ્ધ હોય કે અન્યધર્મી હોય, પણ જેના આત્મામાં સમભાવ વસેલો છે, તે મુક્તિ મેળવશે એ નિઃસંશય છે." વળી "ઉપદેશ તરંગિણી" મા એક આચાર્ય લખે છે કે — "શ્વેતાંબરમાં કે દિગંબરમાં, પક્ષવાદમાં કે તર્કવાદમાં મુક્તિ નથી. 'કષાયથી મુક્ત થવું' એજ 'મુક્તિ' છે, અને કષાયથી મુક્ત થવાનુ કામ દરેક આત્મા કરી શકે એમ છે." આ રીતે જૈન આચાર્યોએ વીરપ્રભુને પગલે ચાલી સમાનદષ્ટિ રાખવાનો બોધ આપ્યો છે.

### કરૂણા.

બીજો મહાન્ ગુણ જે શ્રી વીરપ્રભુનો છે, અને જેની તુલના આ જગતમાં થઇ શકે તેવી નથી, તે કરૂણાનો મહાન્ ગુણ છે. જગતમાં જેટલા મહાન્ પુરૂષો થઇ ગયા, તે સર્વ કરૂણાના ગુણને લીધે જ પ્રસિદ્ધ થયા છે. સર્વ ગુણોના આધારભૂત તે કરૂણાનો ગુણ ભગવાનમાં કેટલે અંશે પ્રકટ થયો હતો, હેનો ખરો ખ્યાલ શબ્દોદ્વારા તો શી રીતે આપી શકાય? છતાં ટૂંકમાં એક ન્હાનું દષ્ટાન્ત આપી તે બતાવવા બનતો પ્રયત્ન કરીશું.

એક સમયે પેટાલ નામના ગામ સમીપે વનમાં શ્રી મહાવીર પ્રભુ કાયોત્સર્ગ કરી ધ્યાનમાં મગ્ન બન્યા હતા; તેઓશ્રીની ધ્યાનની સ્થિરતા અને મનની દૃઢતા અવધિજ્ઞાનથી નિહાળી દેવાધીશ ઇંદ્રે પોતાની સભામાં હેમની પ્રશંસા કરી, ત્હાંથી જ હેમને નમસ્કાર કર્યા અને પછી કહ્યું કે: "આહા! મહાવીર પ્રભુનું ધૈર્ય કેટલું અનુપમ-છે! હેમના મનની સ્થિરતા કેટલી અસાધારણ છે! હેમની વિચારશ્રેણિ કેટલી ઉચ્ચ છે! ધન્ય છે પ્રભુને! જગતમાં કોઇ એવો દેવ કે મનુષ્ય નથી કે જે પ્રભુની સમાધિનો ભંગ કરી શકે"

આ પ્રશંસાના શબ્દો એક સંગમ નામના ક્ષુદ્ર દેવે અતિશયોક્તિ ભરેલા ધાર્યા અને તેથી તે પ્રભુની કસોટી કરવાને ત્હાંથી ચાલી નીકળ્યો. જગતમાં પ્રાણી માત્રને હેરાન કરી શકાય, સતાપી શકાય અને ઉદ્વેગ પમાડાય તેવા દરેક સાધનવડે હેણે પ્રભુને સંતાપવામાં જરા પણ કચાશ રાખી નહિ. કોઇ કદી શત્રુ પણ જેવાં કામ ન કરે તેવા નિર્દય અને ત્રાસ ઉપજાવનારા ઉપદ્રવો શ્રી વીરપ્રભુ ઉપર હેણે કર્યા. આમાં જ્યહારે તે ન ફાવ્યો અને પ્રભુના મનની નિશ્ચળતામાં જરા પણ ભંગ ન થયો, ત્યહારે હેણે પ્રભુને મોહ ઉપજે એવા શૃંગારાદિ પ્રયોગો અજમાવ્યા; પણ જળ ઉપર થતા પ્રહારની માફક હેની સઘળી કોશીશો વ્યર્થ ગઇ. આ રીતે એક બે દિવસ નહિ પણ છ માસ પર્યંત શ્રી વીરપ્રભુને હેણે દરેક પ્રકારના ઉપસર્ગો કર્યા. પણ પ્રભુ તે પ્રભુ જ રહ્યા; હેમનો પ્રભાવ જરા પણ ડગ્યો નહિ. છેવટે તે અધમ દેવ થાકીને પ્રભુને નમસ્કાર કરી ચાલ્યો ગયો.

બંધુઓ! આ સમયે પ્રભુના દિલમાં કેવા ઉમદા વિચારો જન્મવા પામ્યા હશે હેનો કદાપિ હમે ખ્યાલ પામ્યા

છો ? પ્રભુની તે સમયની વિચારશ્રેણિનુ રહસ્ય સમજવા ત્હમે કદી પ્રયત્ન કર્યો છે ? જો આ બાબતમા ત્હમે અજાણ હો તો મ્હારી સાથે ત્હમે વિચારપ્રદેશમા ચાલો અને હુ ત્હમને તે વખતના પ્રભુના હૃદયનુ સપૂર્ણ ચિત્ર ત્હમારા મનચક્ષુ આગળ રજુ કરવા કોશીશ કરીશ

ખ્રિસ્તિધર્મસસ્થાપક જીસસ ક્રાઇસ્ટનુ મહત્વ અને ઉપદેશ નહિ સમજનારા તે વખતના યાહુદીઓ જ્યારે તે મહાન્ પુરૂષને વધસ્તંભ આગળ લેઇ તે ગયા તે વખતે તે કરૂણાળુ મહાત્માએ જરા પણ કોપ ન ધરતા અથવા યાહુદીઓ ઉપર તિરસ્કારની દૃષ્ટિથી ન જોતા દયા લાવી ઉદ્ગાર કહાડયા હતા કે "Oh Father' forgive them, they do not know what they do".

" હે દયાળુ પિતા ' આ યાહુદી લોકોને તુ ક્ષમા આપ. તેઓ શું કરે છે ત્હેમની તે બિચારાને ખબર પણ નથી." આ શબ્દો બોલાયા તે અગાઉ પાચસે વર્ષ પહેલા કરૂણામૂર્તિ શ્રી વીર પ્રભુએ સગમ દેવના સબધમા જે ઉદ્ગાર કહાડયા હતા તે દરેક માનવે હૃદયમા કોતરી રાખવા જેવા છે. ત્હેમણે તે વખતે વિચાર્યુ હતું કેઃ—

" અહો ! નિષ્કારણ બીજા જીવોને દુઃખ આપનાર આ બિચારા જીવની શી ગતિ થશે ? ! ખેદની વાત છે કે મ્હારા જેવા જીવો જહેમને બીજા જીવોનુ હિત કરવાનું છે, અને બીજા જીવોને દુઃખથી મુકત કરવાનુ છે તેવાઓ પણ આવા જીવોનુ હિત કરી શકતા નથી. મ્હારા મનમા એમજ સ્ફુરણા થાય છે કે મ્હારા હાથે ત્હેનું હિત થવું જ જોઇએ; પણ તેમ થવાને બદલે મ્હને દુઃખ

આપવાને હેના ઘાતકી વિચારો અને કાર્યોને લીધે તે કર્મથી બંધાયો છે. અફસોસ, હું તે બિચારા જીવનું આ અવસરે કાંઇ પણ હિત નથી કરી શકતો '" આવા વિચારો હેમના હૃદયમાં સ્ફુરતાં હેમની આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. અને આ કારણથીજ 'શક્રસ્તવ'માં ના વીરપ્રભુની સ્તુતિના સંબંધમાં લખાયેલું છે કે,—

" कृतापराधेऽपिजने कृपामंथरतारयोः ।
इषद्बाष्पार्द्रयोर्भद्रं श्री वीरजिननेत्रयोः " ॥

" અપરાધ કરવાવાળા જીવો ઉપર પણ દયાથી નમ્ર અને અશ્રુથી આર્દ્ર એવા શ્રી વીરભગવાનનાં નેત્રો સર્વના કલ્યાણ માટે થાઓ !"

સત્યશોધક વૃત્તિ

શ્રી મહાવીર પ્રભુના બોધ ઉપરથી એ સ્પષ્ટ રીતે ફલિત થાય છે કે, લોકોમાં સત્યશોધક વૃત્તિ જેથી પ્રકટ થાય, તેવા પ્રકારની વિચારશ્રેણિનો તેઓશ્રીએ બોધ આપ્યો છે. લોકો અમુક સત્ય માની લે હેના કરતાં હેમનામાં સત્યશોધકવૃત્તિ જાગૃત થાય એ વિશેષ હિતકારી છે. અને આ વિચારથીજ સ્યાદ્વાદ મત સ્થાપવામાં આવ્યો છે. સ્યાદ્વાદનું બીજું નામ અનેકાંતવાદ છે; અને ટુંકમાં કહીએ તો એકજ વસ્તુને જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી જોવાની રીત તેજ અનેકાંતવાદ છે. એકજ બાબત જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી જોવાથી કેવી લાગે છે તે વિચારવું, અને પછી તે વસ્તુનું સ્વરૂપ માનવું: તે વસ્તુનું જ્ઞાન મેળવવાની અને સત્યની સમીપમાં આવવાની ઉમદામાં

ઉમદા રીત છે. હાલમાં જેની રીતે થીઓસોફી જુદા જુદા ધર્મોનો જુદા જુદા દષ્ટિબિન્દુથી અભ્યાસ કરી દરેકમાંથી સત્ય સ્વીકારે છે, તેવો જ પ્રયત્ન (જો કે જુદા સ્વરૂપે) શ્રી મહાવીરના ઉપદેશમાંથી પ્રકટી નીકળે છે, અને આ કારણથી જ શ્રીમદ્ આનંદઘનજી મહારાજ જિનેશ્વરના સ્તવનમાં જણાવે છે કે.—"ષડ્દર્શન જીન અંગ ભણીજેજી" આવી દૃષ્ટિવાળો કોઇ પણ પંથ, મત કે સંપ્રદાયવાળા સાથે વાદવિવાદ કે કલહ કરતો નથી, પણ જેટલે અંશે જેમાં સત્ય હોય છે તેટલે અંશે તેમાંથી તે સત્ય ગ્રહણ કરે છે એ સ્યાદ્વાદ મતની ઉત્તમતા દર્શાવવાનો આ પ્રસંગ નથી, ખાસ જણાવવાનું જોઇએ કે, જે પુરૂષ સ્યાદ્વાદ મતનું સ્વરૂપ યથાર્થ જાણે છે તે મનુષ્ય કોઈ અપેક્ષાએ અમુક બાબત સત્ય છે તે વિચારવા પ્રયત્ન કરે છે, અને તેથી તેવા પુરૂષનું હૃદય વિશાળ અને ઉદાર થાય છે—થવું જ જોઇએ, અને જો ન થાય તો હેમાં દોષ તે સ્યાદ્વાદ મતનો નહિ પણ હેના હાલના અજ્ઞાન ઉપાસકોનો ગણાવો જોઇએ સર્વ અપેક્ષાએથી સત્યને અવલોકવું જોઇએ, એવા ઉચ્ચ મતને માનવાનો દાવો કરનારા લોકો જો અમુક જ અપેક્ષાને વળગી બેસી રહે, અને બાકીની અપેક્ષાઓ અસત્ય છે એમ કહેવા બહાર પડે તો હેના જેવું તે મતને લજાવનારૂં બીજું શું હોઈ શકે? આવા પુરૂષોના હિતાર્થેજ શ્રી વીરપ્રભુએ ઉપદેશ આપ્યો છે કે "મતશોધક બનો, સત્યને અનુસરો. અને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી-અપેક્ષાઓથી દરેક વસ્તુને નિહાળો"

શ્રી વીર પ્રભુના એટલા બધા ગુણો છે કે કોઇ કલમ તે કથવાને સમર્થ નથી. "જહાં ન પહોંચે રવિ, ત્હાં પહોંચે કવિ" એ કહેવતને સાર્થક કરનારા એક કવિને પણ લખવું પડ્યું છે કેઃ—

असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे
सुरतरुवर शाखा लेखनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं
तदपि तव गुणानामीश पारं न याति ॥

" સમુદ્રરૂપી વાસણમાં મેરૂ પર્વત જેટલી શાહી હોય, કલ્પવૃક્ષની ડાળી સમાન લેખણ હોય, પૃથ્વી સમાન કાગળ હોય અને તે લેઇને શારદાદેવી સર્વ કાળ લખવા માંડે તો પણ, હે પ્રભો ! ત્હમારા ગુણનો પાર આવે તેમ નથી. " શ્રી મહાવીર નામથી ઓળખાવા પામેલા પુરૂષમાં બધા દૈવી ગુણો હતા. તેઓ મનુષ્ય હતા, પણ પૂર્ણતા પ્રાપ્ત કરેલ મનુષ્ય હતા. તે જીન હતા; ત્હેમણે પોતાના શરીર અને મનમાં રહેલા હલકા પાશવ ધર્મો અને વિકારો પર પૂર્ણ જય મેળવ્યો હતો. જૈન અપેક્ષાએ તે ઇશ્વર હતા. ત્હેમનામાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા ન હતી એમ લખવું ત્હેના કરતાં તે સર્વાંગે સંપૂર્ણ હતા એમ લખવું એ વિશેષ ભક્તિકારક જણાશે.

તેમણે જે અમૂલ્ય જ્ઞાનનો ઉપદેશ આપ્યા છે, અને પોતાના પરોપકારી અને નિસ્વાર્થ જીવનથી જે ઉમદા ગુણોનો નમુનો જગત આગળ પ્રગટ કર્યો છે તે જ્ઞાન તથા ગુણ ઉપરથી આપણે કરવા યોગ્ય શી ફરજો ખડી થાય છે તે દરેક આત્માર્થી પુરુષે વિચાર્યા કરવુ આપણે જૈન બધુઓ પ્રાયે વ્યાપારી છીએ વ્યાપારી દરેકજ આજે પોતાની લેવડદેવડનો હિસાબ કરી નફો કે નુકશાન થયું તે શોધી કહાડે છે આ આખા વર્ષમા શો લાભ મળ્યો કે શી હાનિ થઇ તેના બરોબર હિસાબ તાના ચોપડામાં લખી નવા વર્ષમાં તે પ્રવેશ કરે છે મહાવીર ભગવાનને પણ આ સંસારરૂપી વ્યાપારની પેઢીમા વર્ષની આખરે (આસો મહિનાની અમાવાસ્યાએ) "આત્મનિરીક્ષણ (હિસાબ) કરતા જણાયુ કે જ્ઞાન, દર્શન અને

# બાપાજીનું ઝગમગતું આસન.

## બેમના વંપે તે મળવાનું વચન.

મ્હારૂં નામ બાનચંદ છે. મ્હારી ઉમર તમે કેટલી ધારો છો ? દાદાઓ અને તેમના દાદાઓ પાસેથી મ્હેં સાંભળ્યું કે, કોઇને ઉમર કહેવી નહિ ! માટે તમારે મ્હારી ઉમર જાણવી હોય તો મ્હારા તરફ ટીકીટીકીને જુઓ અને આ બાનકની ઉમરની આટકળ બાંધો

એક દિવસ મ્હેં કાંઇ નવું નવું જ દીઠું. આકાશમાંથી ઝગ-મગ ઝગમગ કરતાં વિમાન નીચે ઉતરતાં હતાં અને ત્હેમા ઝગમગ કરતી બાયડીઓ રૂપાની ઘંટડી જેવા અવાજથી મીઠું મીઠું ગાતી હોય એવી રીતે વાતો કરતી હતી. ત્હેમના કાનમાં સૂરજના કિરણ જેવું કંઇક લટકતું હતું. ત્હેમના માથામાં તો જાણે સૂરજ જ ટાંગ્યો હોય નહિ એવું તેજ હતું. કેટલાક રૂપાળા પુરૂષો વાજાં વગાડતા હતા.

હું તો આ જોઇને ગાંડોઘેલો જ થઇ ગયો અને બાપાજીને ખબર આપવા દોડ્યો. હમેશની જગાએ જઇને જોઉં છું તો બાપાજી તો ક્યાંઇ ન મળે ! હુ બૂમો પાડવા લાગ્યો· " બાપાજી, ઓ બાપાજી ' કાંઈ જોવાનું આવ્યું છે. બાપાજી ! ત્હમે જોઇને ખુશી થશો, જુઓ તો ખરા ! "

જઇ ઉજો ! મ્હેં ધારીધારીને ત્હેમનું મુખ જોયું. અરે ! આ તો મ્હારા બાપાજી ! મ્હારા વ્હાલા બાપાજી ! " ઓ બાપાજી ! બાપાજી ! પાયે પડુ છું " એમ કહી હું ત્હેમની આગળ હમેશના રિવાજ મુજબ ઘુંટણીએ પડ્યો અને પછી બાપાજીની બાજુએ પેલા આસન પર બેસવા ગયો.

મ્હારા વ્હાલા બાપાજીએ કોઇ દિવસ કોઇ વાતની મ્હને ના કહી નહોતી; પણ આજે બાપાજીએ મ્હારો હાથ પકડી મ્હને એક ચુંબન કરી, નીચે મુક્યો અને કહ્યું:—' બેટા ! તું મ્હોટો થા, એટલે ત્હને અહીં બેસાડીશું. "

મ્હારા દુઃખનું વર્ણન કોણ કરી શકશે ! મ્હેં કદી સ્વપ્નમાં પણ ધાર્યું ન હતું કે મ્હારા વ્હાલા બાપાજી મ્હને આમ તરછોડશે. મ્હેં ફરીથી કહ્યું—"બાપાજી ! વ્હાલા બાપાજી ! મ્હને આ સુંદર ઝગમગતું આસન બહુ ગમે છે. મ્હને ત્હાં બેસવા દોને ? " અને હું રડી પડ્યો.

બાપાજીએ કહ્યું —" બેટા, ત્હેં કોઇ ચીજ માટે કદીયે જક કરી નથી અને આજે શા માટે કરે છે ? તું હજી ન્હાનો 'બાળ' છે. મ્હોટો થઇશ એટલે આસનનો ટોટો નહિ પડે. જો હજી તું વાત કરતાં જ રડી પડે છે એટલો 'બાળ' છે, અને આ આસન તો કદી રડી જ ન શકે એવાને માટે છે. જો ત્હારાં આંસુ જોઇ આ ઝગમગતા લોકો—જેને મનુષ્યો 'દેવતા' કહે છે તેઓ— હસે છે કે, શું સિંહના પુત્રો આવા રોતડ હશે ? આસન શું રડીને લેવાતાં હશે કે કમર બાંધીને ?"

બાપાજીના હુકમનું મ્હેં કદી ઉથ્થાપન કર્યું નહોતું. મ્હેં તરત જ દુપટ્ટો કમરે વિંટાળી દીધો અને એક વીરની માફક તૈયાર થઇને બોલ્યોઃ "બાપાજી! મ્હારી તે ભૂલ માટે ક્ષમા કરો; અને મ્હને કહો કે હવે મ્હારે શું કરવું ?"

"બેટા ! શાન્ત થા. જેઓ મગજશાન્તિ ગુમાવી બેસવા જેટલી ધાંધલથી શરૂઆત કરે છે તેઓ થોડાજ વખતમાં મંદ-ઉત્સાહહીન પડી જાય છે. માટે એમ ધાધળ ન કર. શાન્ત થા અને ક્રમે ક્રમે આ આસનની પ્રાપ્તિની લાયકાત માટે કરવા જોઇતાં કામ કર." બાપાજીએ કહ્યું.

આહા ? બાપાજીના કેવા અનુપમ શબ્દ ! કેવી એમની મ્હારા પ્રત્યે કરૂણા દૃષ્ટિ ? હું શીતળ શીતળ થઇ ગયો. પછી બે હાથ જોડી બોલ્યોઃ "માફ કરો, બાપાજી, હવે હું આપની આજ્ઞા પુરેપુરી સાંભળવાને આતુર બન્યો છું. આપ ફરમાવશો તે પ્રમાણે ક્રમેક્રમે કરીશ અને આસન માટેની લાયકી પ્રાપ્ત કરીશ"

"જો ત્હારે, પ્રથમ તો તું ગામમાં જા; જઇને જો કે કેટલી કેટલી જાતના પ્રાણીઓ ત્હાં વસે છે. મનુષ્યોને સુખ દુઃખ કેવા પ્રકારનાં છે, સુખ નિમિત્તે માણસો કેટલું દુઃખ હાથે કરીને વ્હોરી લે છે તે પણ જો; અને સુખ આપવાના બ્હાને કેટલા શ્રીમંતો, કેટલા સાધુઓ અને કેટલા રાજાઓ પોતાના આશ્રીતોને લૂંટે છે તે પણ જો. પછી ત્હારે જો આ ઝગમગતા આસનની અને આવાં દેવ-દેવીઓની સભાની ઇચ્છા હોય તો આ સર્વને દુઃખમુક્ત કરવા પ્રયાસ કર. જે રાજાઓ પ્રજાને લૂંટતા હોય, પીડતા હોય, પક્ષપાત કરતા હોય, જુલમ ગુજારતા હોય તે રાજાઓને બોધ

આપ. પ્રજાને ત્હેમનાં કર્તવ્ય શીખવ કે જેથી તેઓ રાજાને ન્યાય-નિપુણ બનવાની ફરજ પાડી શકે. જે શ્રીમંતો ગરીબોને લુંટતા હોય ત્હેમને લક્ષ્મીની અસ્થીરતા સમજાવ અને ગરીબોને ભણાવીને એવા બનાવ કે જેથી ભવિષ્યમાં ઠગાવાના પ્રસંગ જ ન બનવા પામે. જે સાધુઓ ભક્તોને લૂંટતા હોય કે ભ્રષ્ટ કરતા હોય ત્હેમને તુ કાંઈ ન કહેતો, માત્ર મ્હારી પાસે લાવજે એટલે હું એક મંત્ર ભણીને ત્હેમને સુધારી દઈશ; ત્હારે ત્હેમને મ્હારી પાસે લાવવા અને લોકોને એમનાથી દૂર રહેવાનો બોધ કરવો એટલુ જ માત્ર કરવાનું છે. અબોલ જાનવરોના રક્ષણ માટે સંસ્થાઓ ખોલવાની દયાળુ પુરુષોને સૂચના કર અને આ પ્રમાણે પ્રાણીમાત્રને શાતા ઉપજાવીને-પ્રાણીમાત્રની સેવા બજાવીને-પ્રાણીમાત્રનો 'દાસ' બનીને તું મ્હારી પાસે પાછો આવીશ ત્હારે હુ ત્હને આ આસનને લાયક થયો માનીશ. ત્હારે તુ પ્રાણીમાત્રનો 'રાજા' થવાને યોગ્ય બન્યો ગણાઈશ. ત્હારે આંસુ પાડવા હોય તો આ આસન માટે નહિ, પણ જગતના દુ ખી જીવોને જોતા જાય ત્હા ત્હેમની પીડાઓ ઉપર ધરાઈને આંસુ પાડજે. જેઓ બીજાઓને દુ ખીને જોઈને એક આંસુ પાડતા નથી ત્હેમના આંસુના સમયે તે આંસુ લુછનાર કોઈ નહિ મળે. એટલા! જા, હજી તું 'બાળક' છે—આંસુ પાડવા જેટલી ત્હારી લાયકાત છે તે લાયકાતનો ઉપયોગ દુ ખીઓના દુ ખ પર આંસુ પાડવામાં કર અને જ્ય્હારે તુ ત્હારું કામ બજાવીને જગતમાંથી આધિ-વ્યાધિ-ઉપાધિની બલાઓને હાંકી કહાડીને અહીં આવશે ત્હારે હું ત્હને આ આસન પર મ્હારા ખોળામાં બેસાડીશ ”

હજી તો બાપાજી વાત કરે છે એટલામાં મ્હારી આંખ આગળથી સઘળું અંતર્ધાન થઈ ગયુ ' ન મળે બાપાજી કે ન મળે

સમા ! " ઓ બાપાજી ! બાપાજી ! મ્હને છોડીને ક્હાં ગયા ! ઓ બાપાજી ! ત્હમારા વગર મ્હને લાડ કોણ લડાવશે ? ત્હમારા વગર આવી શિખામણ કોણ આપશે ? બાપાજી ! બાપાજી ! મ્હને ઝગમગના આસને કોણ બેસાડશે ? "

અને ત્હાં જ એક દીવ્ય ધ્વનિ સંભળાયો: " બેટા, બાલકપણું છોડ ! હમેશ ત્હારી પાસે જ રહેવાથી તું કદી 'આપબળ' નામનો મહાન પાઠ શીખી શકીશ નહિ એમ સમજી હું ત્હારાથી દૂર થયો છું. તું ત્હારૂં કર્તવ્ય ' આપબળ ' થી બજાવતાં શીખ. તું ઠોકર ખાય તો ત્હારી મેળે ઉભો થા; હિમ્મત ધરીને વળી આગળ ચાલ્યો જા ! હાથ પકડનાર કોઈ પાસે હશે તો તું કદી બલવાન થઈ શકીશ નહિ. અને બલવાનને જ માત્ર પેલું ઝગમગતું આસન મળશે. ધૈર્ય ધર, બેટા ! હું ક્યાંઈ દૂર નથી ગયો ! હું ત્હારી સમક્ષ જ છું. જ્યહારે તું ગભરાય ત્યહારે મ્હને યાદ કરજે. ધ્યાન ધરતાં જ હું ત્હને ગભરાટમાંથી મુક્ત કરીશ. અને જો તું 'આપબળ' ખરેખર શીખીશ, તો કાલે સ્હવારે જ મ્હારી પાસે આવી શકીશ. "

હું આ અવાજ સાંભળીને ચમક્યો—પ્રસન્ન થયો. " ઓ બાપાજી ! બાપાજી ! શું કાલે સ્હવારમાં જ હું એટલો મ્હોટો થઈ જઈશ કે જેથી ત્હમારી પાસે આવી શકીશ ? "

" હા, " તે અવાજે કહ્યું " બાળકોનાં વાખ્ખો વર્ષો તે મ્હોટા માણસની એક મીનીટ બરાબર છે. ત્હને બતાવેલાં કર્તવ્યો તું બજાવવા જઈશ અને ખરા અંતઃકરણથી મહેનત લઈશ તો એક જ રાતમાં ત્હને મ્હારા ઝગમગતા આસનપર જગાનો હક મળશે. "

પશુ પક્ષી ને અવાજ બંધ થયો બેસતા વર્ષના પ્રભાતના આ સ્વપ્નમાં, શુભ શુકન તરીકે 'સબરસ' અથવા નિમક આપવા ઘરોઘર ફરનાર છોકરાની ગર્જના અવાજે બગાસું પાડ્યું હું જાગી ઉઠ્યો, અને જોઉં છું તો સર્વત્ર શાન્તિ પથરાઈ રહી છે, દિવસ આનંદમય લાગે છે, માણસ, પશુ, પક્ષી, જમીન, ઘર સર્વ આનંદમાં ડૂબેલું જણાય છે મ્હેં મનમાં જ નિશ્ચય કર્યો "આજે બેસતા વર્ષની પહેલી જ ઘડીએ મ્હારા વ્હાલા બાપા-મહાવીર પિતાએ આપેલો બોધ હું મનમાં મોતેરી અક્ષરથી કોતરી રાખીશ અને ધર્મના ફરમાન મુજબ વર્તીશ મ્હને ખાત્રી છે કે સર્વ ભૂતના-સર્વ પ્રાણીના "દાસ" બનવાથી હું સર્વ જગતના 'માલેક' નું ઝગમગતું આસન—એક દિવસ અવશ્યમેવ પ્રાપ્ત કરીશ.'

જેને તે ઝગમગતા આસનની દરકાર હોય તેઓ ભલે આજે બેસતા વર્ષના શુભ દિવસે, શુભ ચોઘડીએ, પ્રાણીમાત્રના 'દાસ' થવાનું વ્રત ગ્રહણ કરે ! 13 11 09

# વીર સંવત્ ૨૪૩૭.

પરાક્રમી મહારાજા વિક્રમનું ૧૯૬૬ મું વર્ષ અને છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુનું ૨૪૩૬ મું વર્ષ ગત આશ્વીન વદી અમાવાસ્યાએ સમાપ્ત થઈ નવું વર્ષ બેઠું તેની ખુશાલીમાં 'દીપોત્સવી' નામનો તેહેવાર લૌકિક તેમજ લોકોત્તર બન્ને રીતે ઉજવાઇ ચુક્યો છે. તહેવાર ઉજવવાના ન્યારા ન્યારા રસ્તા છે. કોઇ ગાન-તાન આદિ વડે બેઠા બેઠા આનંદ લેછે અને કોઈ વિવિધ પ્રકારના દારૂખાના વડે તોફાન કરી આનંદ લેછે. છેલ્લા કહેલા લૌકિક આનંદના રસ્તાથી હમેશની માફક ઓણ પણ સખ્યાબંધ મૃત્યુ નીપજ્યાં છે. પરન્તુ લોકોત્તર આનંદ શાન્ત યા તોફાની રીતે પણ મેળવવા પ્રયાસ કરનારા થોડા જ હશે. રાજયોગ કે હઠયોગ બેમાંથી એક પણ રસ્તે આનંદ લેવાનું આ લોકોત્તર તેહેવારમાં થોડાને જ સુઝયું હશે.

વીર નિર્વાણ પામ્યા એ સંબંધીની કવિતાઓ સૌ સાંભળતા હશે; પરન્તુ વીર તે શું ચીજ ? દુનીઆ પરનો તે છેલ્લો સૂર્ય કેવી રીતે બીજા પ્રદેશમાં ચાલ્યો ગયો ? ચાલ્યો જતાં દુનીઆમાં તીમીર કેવી રીતે ફેલાયું ? દુનીઆનો વ્યવહાર છેકજ ન પડી ભાગે એટલા ખાતર દયાળુ સૂર્યે પોતાનું તેજ ધીરીને ચાંદરણા રૂપે સૂત્રો મુક્યાં તે શું ? સૂત્ર-અથવા ભગવદ્વચનસંગ્રહની ખુબી શું છે ? ને વચનોની હાલ શું દશા છે ? સાધુઓ એ વચન ઉપર જ જીવતા હોવા છતાં એની કેટલી ઓછી જાળવણી કરે છે ? ગૃહસ્થો એ વચનોના રક્ષણ માટે કેટલી ઓછી કાળજી રાખે છે ? રાત્રીનો અંધકાર પ્રતિદિન કેવો ભયંકર થતો જાય છે ! આ સર્વનો વિચાર

કોઇ વીરલાએ જ કર્યો હશે. વીરના ચારિત્રને યાદ કરનાર અને તે ઉપર ઘડી એકાંતમાં મનન કરનાર પુરૂષ-ચાહે તો તે ત્યાગી હો કે ભોગી હો-પોતાની જીંદગીને, વિશ્વના વિશાળ યજ્ઞમાં ખુશીથી હોમવાના એક કાષ્ટ તુલ્ય જ માન્યા વગર રહી ન શકે. અને જેને મહાવીરનું જીવન સાંભળવા છતાં જીવનનો આવો ઉચ્ચ ખ્યાલ ન આવી શકતો હોય હેને હું તો કદી ' જૈન ' કહી શકું નહિ-માની શકું નહિ-કલ્પી શકું નહિ, પછી ચાહે તો તે ભલેને ગમે તેવો તપસ્વી હોય કે ક્રિયાપાત્ર હોય કે પંડીતરાજ હોય મ્હારા પિતામહ વીરે અમારા જેવા દુઃખીઆરા માણસોના હિતમાં જ આખું જીવન અર્પણ કર્યું હતું અને ઝેરી સાપ કરડવા આવ્યો ત્યારે પણ સાપ ઉપર ક્રોધ કરવાને બદલે એની દયા ખાઇને તાર્યો હતો. એવો શાન્તિનો સાગર, દયા કરૂણાનો મહાસાગર, આત્મભોગનો જળહળતો નમુનો, અંતરાનંદનો આગર, પ્રભુ મહાવીર જેના પણ ઘટમાં ઉતરે તે માણસનું આખું રૂપ જ બદલાઇ જાય, તે માણસનું વર્તન જ દુનીઆના મનુષ્યોથી જૂદું થઇ જાય, તે માણસ સાધુ હોય તો સઘળા સાધુઓથી તે જૂદોજ દેખાઇ આવે અને સંસારી હોય તો સઘળા સંસારી કરતા જૂદોજ દેખાઇ આવે.

એવા આત્મભોગી માણસોની ન્યુનતાને લીધેજ, ઓ પિતા ! અમારી આ દુર્દશા થઇ છે તું સર્વ જાણે છે, એટલે ત્હારી આગળ લાંબું પીંજણ કરવાની કશી જરૂર નથી ત્હારી અખંડ વહેતી કૃપાની નદી સાથે અમારા દરેકના આત્માનું જોડાણ થાઓ ! ચો તરફ ત્હારી કૃપા અને ત્હારો પ્રકાશ પુરતા પ્રમાણમાં હોવા છતાં અમો સ્વાર્થાન્ધતા રૂપી પડદાને લીધે તે અમૃતમય ઝરણા-તે પાર્શ્વમણીના સ્પર્શથી બેનશીબ રહીએ છીએ માટે તે પડદો દૂર થાઓ

અને ત્હારા તે પ્રકાશ અને દયાના સ્પર્શમાં અમો સર્વ આવી જઇએ એમ બનો !

અમે કૉન્ફરન્સો કરવા લાગ્યા; અમે કૉલેજો અને બોર્ડીંગો સ્થાપવા લાગ્યા; અમે પેપરો અને ભાષણો દ્વારા ઉન્નતિ શોધવા લાગ્યા અને અમે સાધુઓને 'મ્હોટા ભા' બનાવીને ત્હેમની દ્વારા 'તારણ' શોધવા લાગ્યા; અમે તપ-જપ કરવા લાગ્યા અને અમે સ્વામીવત્સલનાં 'ખર્ચ' કરી એ રસ્તે ત્હારો ધર્મ દીપાવવા મથવા લાગ્યા. પણ અરેરે-એ સર્વ ચીજોમાં માત્ર એકજ વાતની ન્યુનતા-અભાવને લીધે અમારું કાંઇ સાર્થક થયું નહિ. સાડાચાર મણની અમારી કાયામાં માત્ર એક આંખનું જ કાચું છે અમારા સામો ગમે પ્રયાસોમાં માત્ર એક આત્મભોગનું જ કાચું છે! અમો ગઝલોના ચઇ 'હૈસો હૈસો' કરી તાજીઆ કહાડવે શુરા છીએ, પણ તાજીઆ કહાડનારા ખરા મુસલમાનો જે 'ગરચા' છાતીમાં ભોકે છે તે અમારાથી બનતું નથી. 'ગરચા' મારનારા ખરા મુસલમાનોએ અપુન્‌ગુરુનો પ્યાલો પીધેલો હોવાથી ત્હેમને તેથી લોહી નીકળતું નથી. એ અમો સર્વ જાણીએ છીએ, પણ એ 'યકીન'-એ શ્રદ્ધા-એ વીર પ્રભુ પર ભરોસો-એ આત્મભોગનો જુસ્સો જ માત્ર અમારામાં નથી; બીજું સર્વ છે. શાસનનાયક દેવ ! અમને નવા વર્ષમાં તે અદ્ભુત ચીજ આપો ! અસ્તુ ! !                7-11-10.

# હોલીકાનું શિક્ષણ.

હોળી અથવા હોલીકાનું પર્વ નજીકમાં આવે છે. જૈન બાન્ધવો ! ત્હમે ત્હેને 'પર્વ' કહેશો કે 'ગાંડછાની મુદત' કહેશો ? ત્હમે ત્હેને 'શાળા' કહેશો કે 'વેશ્યાગૃહ' કહેશો ?

હોલીકામાંથી જે શિક્ષણ આજકાલ મળે છે તે તો ખરે એવું જ છે કે જે તરફ દૃષ્ટિ કરતાં આપણે ત્હેને 'પર્વ' નહિ પણ 'ગાંડછાની મુદત,' અને 'શાળા' નહિ પણ 'વેશ્યાગૃહ' કહેવા વધારે ઇચ્છીએ.

એ પર્વ છોકરાંઓને અને છોકરાં જેવા મરદોને છાણાં ચોરવાનો ઉપદેશ આપે છે. શાહુકારનાં-સદ્‌ગૃહસ્થોનાં છોકરાને તસ્કરવિદ્યા અને લૂટનો ધંધો શીખવનાર હોલીકાની શાળામાં શું ત્હમે હજીએ પૂળો નહિ મૂકો ?

એ પર્વ સ્વચ્છતામાં જન્મેલાં છોકરાંઓને અને છોકરાં જેવા મરદોને ધૂળ ઉડાડતા, છાણ--મળ--કાદવ ચુંથતા અને કોઈનાં કિંમતી કપડાંને કાદવથી તથા ગંધાતા રંગોથી ખરડતાં શીખવે છે. મલીન રંગરેજના ધંધાની તાલીમ આપનારી આ હોલીકાની શાળામાં શું ત્હમે હજીએ પૂળો થઇ મૂકો ?

એ પર્વ સાલસ અને સભ્ય માબાપના કુમળાં બાળકોને, બિભત્સ અને કાનમાં પૂમડાં નખાવે એવા શબ્દો પોતાની માતા અને બ્હેનો સાંભળે એવી રીતે બોલતાં શીખવે છે. બિભત્સ રસનું તાલીમ આપનારી એ ગણિકાની શાળામાં શું ત્હમે હજીએ પૂળો નહિ મૂકો ?

એ પર્વ આર્યના પુત્રને અનાર્ય આનંદના શોખીન બનાવે છે; મ્લેચ્છને ઉચિત ગણાય-જંગલીને ઉચિત ગણાય-ભંગી આદિને ઉચિત ગણાય એવા ચાળા, એવા ઠઠ્ઠા, એવા શબ્દ અને એવાં તોફાનનો પાઠ શીખવેછે. આર્યને અનાર્ય બનાવતી એ કાલ્પનીક મ્લેચ્છ કન્યાને સમૂળગી ભસ્મ કરવા માટે શું તમે હવે કમર નહિ કસો ?

ક્યહાં રહ્યો વસંત ઋતુનો સ્વાભાવિક દિવ્ય આનંદ અને ક્યહાં આજનું આ બિભત્સ તોફાન ? વાણીઆનો છોકરો ભંગીના ધંધાનું અનુકરણ કરવામાં આનંદ માને એ શું પડતી દશાનું ચિન્હ નથી ?

આજકાલ કેવી ખરાબ તાલીમ આપણને મળેછે ! આપણો આનંદ કેટલો બધો અધોગતિએ પહોંચ્યો છે ! આપણા વિચારો કેવા કલુષીત થયા છે ! આપણા ' શોખ ' ( taste ) કેવા મલીન થઇ ગયા છે !

યુવાન મિત્રો ! આવો; તમે એ 'અઘોરી'ઓની સોબતમાં ન જશો. આવો, હોળીને દિવસે તમે એક જૂદી ટુકડી કરીને શહેર કે ગામ બહાર ચાલો. કુદરતને નિહાળો. વસંત ઋતુની-સર્વ ઋતુમાં શિરોમણિ તુલ્ય ગણાતી વસંત ઋતુની સ્વાભાવિક સુંદરતાઓ નિહાળો. અનેક વર્ષોની જીંદગી દરમ્યાન ભોગવેલા વાઘા જૂના કાઢીને તે મનસ્વિની કેવી કેવી આનંદી દેખાવ હમણાં ધારણ કરી રહી છે તે બારીકાઈથી જુઓ અને એની સુંદરતા જોઇ રાચો અને તમારા મનને એવું જ આનંદી--ગઈગુજરી ભૂલી જઈ વર્તમાનમાં જ જીવવાની કલા જાણનારૂં બનાવો. તમે આજ સુધી

કરેલાં કુકર્મો, કુતર્કો અને કુવચનોના ઉચ્ચારો માટે પસ્તાવામાં વખત ન ગુમાવતાં આ વસંતના જેવા આનંદી બનો અને નવીન સ્વાંગ ધારણ કરો.

ત્હમે જો નવીન સ્વાંગ ધારણ કરવા તૈયાર થયા હો તો આ **બહારની હોળીને જોવા ન જતાં; અંદરની અખંડ બળતી હોળીને તપાસો.** ત્હમારામાં એક નહિ પણ બે હોળીઓ સળગી રહી છે. બાળલગ્ન, કન્યાવિક્રય, વરા, ઉડાઉ રીવાજો, કાયરતા એ વગેરે ઇંધણાંથી જે હોળી ત્હમારા દરેકના હૃદયમાં વર્ષો થયાં સળગી રહીં છે ત્હેને ત્હમે પ્રત્યક્ષ નીહાળો. આહા કેવી ત્રાસદાયક ગીતા ! ત્હમે કેમ કરી બચવા પામો ? અરે એ અંતરની હોળી જ ત્હમને આવી બહારની બિભત્સ હોળી કરવાની પ્રેરણા કરેછે. અંતરમાં જો ઇંધણાં ન બળતાં હોત તો બહારનું ત્હમારૂં વર્તન અને ત્હમારા શોખ ઉચ્ચ પ્રકારના જ હોત. બુઝવો, ભાઇઓ, બુઝવો એ અંતરની હોળીને. **'જાહેરહિમ્મત' રૂપી પાણીનો મારો ચલાવો અને અંતરની તે હોળી બુઝવો.**

બીજી હોળી પણ ત્હમારા ભીતરમાં જ છે. સ્વાર્થાંધતા--કુંપણું--કામ--ક્રોધ--લોભ--પ્રમાદ એ વગેરે જાતનાં ઇંધણાંથી તે હોળી તો અનેક ભવોથી પ્રજ્વલીત થયેલી છે. ત્હેને ઠારવાની ત્હમે કદીએ ખરા મનથી મહેનત કરી નથી, તેથી જ આજે ' બળ્યા ઝળ્યા ' દેખાઓ છો. 'કર્યા હશે તેવાં કરશે' એ ખરૂં જ છે. ત્હમે અને ત્હમારા કુટુંબીઓ, ત્હમારા મિત્રો અને ત્હમારા ૯૯ ટકા જેટલા ગુરૂપદધારીઓ, હું અને મ્હારા જેવા અલ્પ શક્તિએ મહાન બોજો ઉપાડવાની મૂર્ખ હિમ્મત ધરનારા ' સર્વે'પ્રાય: એ હોળીમાં

બળીએ છીએ;–અને હા, ખરેખર તે આગ જ છે, હોળી જ છે. આપણા 'તૈજસ' શરીરમાં તે આગ વસ્તુતઃ બળે છે અને જ્ઞાનીઓ તે આગના ચણગારા જોઇ પણ શકે છે.

" Lik cures the like. " " દરદો સમાન પ્રકૃતિની દવાથી જ મટે છે " એ સિદ્ધાંતને યાદ કરી આવો આપણે પણ આ બધી હોળીઓને બુઝાવવા માટે પ્રયત્ન કરીએ. આવો આપણે **જ્ઞાનની એક નવીન હોળી** પ્રગટાવીએ, કે જેને જોઇને પેલી અન્ને અંતરની હોળીઓ તથા કાલે થવાની બાહ્ય હોળી એ સર્વ પોબારા ગણી જશે. આવો આપણે એ નવીન હોળીમાં સ્વાર્થાન્ધતા અથવા 'હુંપણું', પ્રમાદ અને ક્રોધનાં ઇંધણાં હોમીએ. એથી એ અગ્નિમાંથી એક સુંદર 'દેવ' પ્રગટ થશે અને એ દેવમાં આપણે આપણને બાળી શકીશું—આપણે તે દેવ રૂપે નીકળીશું. ઝકઝકાટ મારતી દેહી અને મન ગમતાં રૂપ ક્ષણમાત્રમાં લઇ શકાય એવી શક્તિ તથા પાણી—પૃથ્વી અને આકાશમાં ફરી શકાય એવી તાકાદ ત્હમને પસંદ પડતી હોય તો એક મીનીટ પણ ફોગટ ન ગુમાવશો, હમણાં જ જ્ઞાનની પ્રચંડ હોળી પ્રગટાવવા માટે ઇંધણાંને શોધી શોધીને એકઠાં કરો. ત્હમારા ભીતરના ખુણાખોચરા બધા તપાસી જુઓ, ત્હેમાં કોઇ પણ જગાએ હુંપણું, સ્વાર્થાંધતા, વિષય, ક્રોધ, પ્રમાદ જોવામા આવે ત્હાં ત્હાંથી ત્હેને પકડો અને જ્ઞાનના ભડકામાં હોમો. જ્ઞાનનો ભડકો એવો તો પ્રબળ છે કે તે સર્વને એક ક્ષણમાં ભસ્મ કરી દેશે.

દેજો (કારણ કે બીજાને ગાળો દેવાનો ત્હમને કશો હક્ક નથી– બીજાને તો ત્હમારે આશિર્વાદ જ આપ્યા કરવો જોઇએ. ) અને ત્હમારી ઈચ્છા હોય તો, તે હોળી વખતે, ત્હમારા પંડને આ પ્રમાણે ગાળો દેજો: 'ઓ મૂર્ખ વટેમાર્ગુ ! રસ્તામાં થાકવાનો ડોળ કરી મ્હેલાતો બંધાવનાર ઓ ઢોંગી ! ત્હને બીભત્સ ગીતો ગાતાં અને ભૂત–પાણા ઉપાડતાં થાક નથી લાગતો કે ? ગરીબાઇના બ્હાનાથી પરમાર્થના કામને ધક્કો મારનાર ઓ ધૂર્ત ! એક ઉપર બીજી સ્ત્રી કરતાં અને એક મકાન છતાં બીજું બંધાવતાં તથા લગ્ન પાછળ મ્હોટા વરઘોડામાં રૂપીઆ ઉડાવતાં ગરીબાઇ નડતી નથી કે ? આત્માના અગાધ જળમાં (જ્ઞાન રૂપી) ડુબકી મારતાં કાયરપણું નડતું નથી ? અરે ધૂર્ત, મૂર્ખ, નીચ કૃતઘ્ન ! વિષયનાં કડવાં ફળોને જાણવા છતાં હજી ત્હેમાં કેમ રચ્યોપચ્યો રહે છે ? ''

અને જો એવી ગાળો ત્હમને પસંદ ન હોય અને મીઠા શબ્દો બોલવા પસંદ હોય તો નીચેના શબ્દો શીખી લઇને બોલજો: "ઓહો શીવના પુત્ર છત્ર ! ઓહો મહાભાગ ! ભલે પધાર્યા આ કર્મભૂમિમાં ! આવો, આવો, આવો આપણે અહીં સઘળા જીવો સાથે હળી મળીને રહીએ, સઘળાની સેવા કરીએ, સઘળાને શાન્તિ ઉપજાવીએ; આવો આપણે આપણા પિતાનું નામ ગાઇએ અને ત્હેમના ઘેર કુશળક્ષેમ પહોંચવાની સામગ્રી સજીએ. આપણે મહા મ્હોટા કુળનાં બાળક છીએ, રાજપુત્રો છીએ, ખાનદાન ધનાઢ્યો છીએ. આપણે કશી વાતની કમીના નથી કે જેથી કોઇની પેઠે લડવા—ઝગડવાની આપણે જરૂર પડે. આવો આપણે 'પરમ પિતા'નું નામ મ્હોટે અવાજે ગાઇએ, જેની કીર્તિના ગાનમાં એકતાન થઇ ત્હેમાં જ મળી જઇએ ! આવો, મહાભાગો, આવો !

# ચુડા-ચુડીની કૉન્ફરન્સ.

## આમંત્રણ.

'કૉન્ફરન્સ' શબ્દ અંગ્રેજી ભાષાનો છે. અંગ્રેજી ભાષાનુ શિક્ષણ અંગ્રેજ પ્રજાના અમલમાં હિંદુસ્તાનમાં રગે રગે પ્રસરી ગયેલુ છે, તેથી કરીને દાંતના બનાવેલા 'ચુડા' અને 'ચુડી'—એએ પોતાનો જે મેળાવડો કરેલો ત્હેને "ચુડાચુડીની કૉન્ફરન્સ" એવું નામ આપ્યું હતું જે ઉપરથી એટલુ અનુમાન તો સહજ કરી શકાય તેમ છે કે અંગ્રેજી શિક્ષણનો ફેલાવો ચુડા—ચુડીમાં પણ સારી પેઠે થએલો હોવો જોઈએ! કારણ કે જો તેમ ન હોત તો તેઓ પોતાના મેળાવડાને "કૉન્ફરન્સ" એવુ અંગ્રેજી નામ ન આપતાં 'સભા', 'સમેલન' કે 'પરિષદ્' જેવું નામ જ આપત. ઘાંચી—મોચી, સઇ—સુતાર, તેલી—તમોલી, ડબગર—હજામ, કોળી—ભંગી અને મહાર—ચમાર સૌ કોઇ પોતાની સભાઓને આજકાલ 'કૉન્ફરન્સ' નામથી જ ઓળખાવે છે. કયો બાહ્યધ પત્રકાર એમ કહેશે કે એ સઘળો અંગ્રેજી ભાષાની શુભ કેળવણીનો પ્રભાવ નથી? અને તેમ છતા પણ જો કોઇ એમ કહેશે કે ચુડા—ચુડીઓમાં પણ અંગ્રેજી કેળવણીનો ફેલાવો થયો નથી, તો એવા હડહડતા લાયબલ—ચુડા ચુડીઓની એવી સખ્ત બદનક્ષીના ગુન્હા માટે "ચુડા—ચુડીની કૉન્ફરન્સ" ની બીજી બેઠકમાં સખતમા સખત તિરસ્કાર બતાવનારો ઠરાવ જરૂર થશે!

દરેક કાર્યને પોતાની ઉત્પત્તિનો ખાસ ઇતિહાસ તો હોય છે જ;

અને ચુડા—ચુડીની કૉન્ફરન્સની ઉત્પત્તિ પણ કાંઇ ઇતિહાસ વિનાની નથી. વિગત એવી છે કે એક વાર બંગાળામાં મ્હોટી મહિલા પરિષદ્ ભરાઇ. મહિલાઓની સાથે થોડા ચુડા– ચુડી અને કેટલીક બંગડી બાઇઓ પણ પધારી. સ્ત્રીઓમાં સ્વદેશી અને વિદેશી બંગડીઓ વિષે કેટલોક વાદવિવાદ થયો અને તેથી સ્વદેશી બંગડીઓએ પોતાની કોમની ઉન્નતિ કરવાને માટે એક સ્વતંત્ર "બંગડી—બરો" સ્થાપી કૉન્ફરન્સ મેળવવાનું નક્કી કર્યું. તે પરિષદમાં ચુડા—ચુડીઓનું તો બહુ જોર નહોતું, પણ બંગડીઓનો સુકાબલો કરીને પોતાની ઉન્નતિ કરવા માટે એક પરિષદ્ ભરવાનો પણ ત્હેમણે વિચાર કર્યો. પણ તુરત જ એક મારવાડી ચુડી શરીરે સુકલકડી પણ ઉંચીકંચી અંબાર જેવી ઠણુકઠણુ નાચતી અને લાંબા ટુંકા હાથ કરતી બોલી ઉઠી: "પિછુ તુમારેમે કિછ સંપ તો દેખણેમેં આવનો નહિ હૈ, ઔર તુમારેમે જિદ ભાવરો તો બડો દુગર હુવેહે, ઔર કનકો તો કિછ વિચાર કરો. બાગડામેં તો સ્વદેશી બીદણીમેં બેઃ હૈ, ઔર ત્હમારેમે દેખો; મારવાડી, પંજાબી, કચ્છી, ગુજરાથી, કાઠેઆડી વગેરા વગેરા! કતરો ભેદ! મનસુ તો વિચારો! સંપ કિસ્યું થાશી!"

આ સાંભળીને ગુજરાતી ચુડીથી મુંગા ન રહેવાયું. સોનાની ચીપથી ચળકતી નાજૂક દેહવાળી, ન્હાની ન્હાની ઘુઘરીઓથી ઘમઘમતી અને ખીલી પાંસીયાની મજબુતીથી 'એડીકેટ'માં અક્કડ રહેતી તે ચુદરી બોલી "જાઓ, જાઓ, ત્હમારામાં સમાજણ જ શું છે? આવડી મ્હોટી નેશનલ કૉન્ગ્રેસમાં હજારો આગીઓ જૂદી જૂદી નાત જાત ધરાવતા અને ધર્મભેદથી વિભક્ત હોવા છતાં એકત્ર થઇ શકે છે તો આપણી ડઝન–આડધા ડઝન જાતોને એકત્ર કરવામાં તે શું

મ્હોટી વાત હતી જે ! જાઓ, જાઓ, બીજી કોઇનાથી કાંઇ ન થઇ શકે તો હું સૌને એકત્ર કરી કૉન્ફરન્સ કરવાનું માથે ઉઠાવું છું. હા બ્હેનો ! ત્હમારી જાતિ બ્હેનોના પ્રતિનિધિ તરીકે ત્હમારે મ્હને થોડી મદદ કરવી પડશે !"

બસ, તે જ વખતથી ત્હેમનામાં નિશ્ચય થયો કે ચુડાચુડીની કૉન્ફરન્સ જરૂર મેળવવી અને તે નિશ્ચય મુજબ ગયા ક્રીસ્ટમસના તહેવારોમાં અલ્લાહાબાદ ખાતે મળેલી કૉન્ગ્રેસ અને કૉન્ફરન્સોની સાથે 'ચુડા—ચુડીની કૉન્ફરન્સ' પણ હસ્તીનાપુર ખાતે મળી હતી, જેમાં 'જૈનસમાચાર' ઑફિસના ખાસ પ્રતિનિધિ તરીકે રિપોર્ટ લેવાનું મ્હને ખાસ માન મળ્યુ હતું.

ગુજરાતી ચુડી સુંદરીએ કૉન્ફરન્સ મેળવવાનું માથેલીધું અને કાઠિયાવાડી ચુડાઓએ, કચ્છી ચુડલાઓએતથા મરવાડી, પંજાબી ચુડીઓએ ત્હેને યથાશક્તિ મદદ આપી ખરી. ગુજરાતી ચુડી સુંદરીએ એક આમંત્રણ પત્રિકા દરેકે દરેક ગામના ચૂડા—ચુડીઓ ઉપર મોકલી આપી, જેમાં કૉન્ફરન્સ મેળવવાનો હેતુ, ત્હેમાં કરવામાં આવનારૂં કામકાજ, કોમમાં સુધારા કરવાની જરૂર: એ વગેરે દર્શાવવામાં આવ્યું હતું અને છેવટે દરેક શહેરને પોતાના પ્રતિનિધિઓ ચુડી હસ્તિનાપુર ખાતે મોકલી આપવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું. આર. એમ. રેલ્વે, બી. બી. સી. આઈ રેલ્વે, બી. જી. જે. પી. રેલ્વે વગેરેએ આ પ્રતિનિધિઓને માટે ખાસ કન્સેશન ટીકીટો આપવાની સગવડ કરેલી કે કેમ તે બાબત હું તપાસ કરવાનું ભૂલી ગયો છું; તો પણ મોરબી રેલ્વે તો ઉદાર થયેલી જ, એમ મ્હેં સાંભળ્યું છે. આમંત્રણ પત્રિકાનો અક્ષરશઃ મુદ્દો આ નીચે આપું છું:—

## ॐ श्री गजेन्द्रायनमः

સ્વસ્તિ શ્રી ________________ મહાશુભસ્થાને પુન્યાનેક
મહા સૌભાગ્યવતી સુંન્દરી ________________
જોગ; શ્રી હસ્તિનાપુરથી લી શ્રીમતી પરમસૌભાગ્યવતી, ખંડીત છતાં પણ અખંડિત લેખાતી એવી મહાભાગ્યવતી ગુજરાતી ચુડી સુંદરીના જયશ્રી ગજેન્દ્ર ! અત્ર ગજેન્દ્રાનન શ્રી ગણપતિ દેવના પ્રતાપથી કુશળતા છે; તત્ર પણ તેવીજ કુશળતા વર્તતી હશે. વિશેષ વિનંતિ જે અત્રે અમે આપણા બાહ્બ્હેનો—ચુડાચુડીઓની એક કૉન્ફરન્સ આવતી ગણેશ ચતુર્થીના માંગનિક દિવસે ભરવાનું નિશ્ચિત કર્યું છે.*

આપ જાણોછો કે દિવસે દિવસે આપણી અંધાગતિ થતી જાય છે. આપણામાં સંપ નથી અને તેથી કેટલાક આપણા વંશનેવાનું ઉચ્છેદન કરવા તત્પર થયા છે. પરંતુ જ્યહાં સુધી શ્રી ગજાનન દેવની કૃપા છે અને હિંદુસ્તાનમા લક્ષાવધિ હાથીઓ રહેલા છે તથા કરોડો હાથવાળી (સ્ત્રીઓ) સૌભાગ્યવતીઓ પહેરનારી છે, સ્હાં સુધી કોઇ મર્ખ વિરોધીઓ આપણું સ્વરૂપ પણ અક્ષેય કરી શકનાર નથી. તો પણ "સમય વર્તે સાવધાન" એવી જે આપણને સૌભાગ્યવતી થતી વખતે—લગ્ન વખતે શિખામણ આપવામાં આવે છે તે આપણે ભૂલી જવી જોઇએ નહિ; અને તેથી આ વિરોધીઓને

---

* આ લેખ ચતુર્માસના પુરસણના વખતમાં સભા વચ્ચે વાંચી સંભળાવવાથી હાથીદાતના ચુડા સંપ થવા સંભવ છે. ચાતુર્માસમાં સાધુમુનિરાજો પાસેથી 'રાસ' કે 'ઢાળો' સાંભળવાના રસીઆ શ્રાવક-શ્રાવિકાઓ સંમુખ આ રમુજી લેખ વાંચવાથી 'એક પંથ ને દો કાજ' સરશે.

ઉગતા જ દાબવા માટે તથા કોમમાં બીજા કેટલાક સુધારા કરવા માટે આપણી કૉન્ફરન્સ ભરવાની આવશ્યકતા સ્પષ્ટ રીતે સમજાઈ આવે છે. અમને ખાત્રી છે કે આપ હેને સંમત થશો.

હવે આપને વિનંતિ કરવાની કે આ કૉન્ફરન્સમાં આવા સંખ્યાબંધ સવાલો ચર્ચવાના હોવાથી અને તે સંબંધે ઠરાવો પણ કરવાના હોવાથી આપના તરફથી પ્રતિનિધિઓની એક સારી સંખ્યા કૉન્ફરન્સમાં મોકલી આપશો. આપણી કૉન્ફરન્સ તો હાતના ચુડા—ચુડીની છે, તો પણ તેમાં પ્રતિનિધિઓ તરીકે લાકડાના ચૂડા—ચૂડીઓને દાખલ કરવાનો ઠરાવ કરવાની ઉદારતા અમે દર્શાવી છે. પણ હા, બંગડી બાઇઓ જો આવવા ઇચ્છતી હશે તો હેમને તો પ્રેક્ષક તરીકે જ દાખલ કરવામાં આવશે. આ આપણી પહેલી કૉન્ફરન્સ હોવાથી પ્રતિનિધિઓ પાસેથી કાંઇ પણ દાખલ ફી લેવાનું રાખવામાં આવ્યું નથી, પરન્તુ પ્રેક્ષકોને માત્ર એક રૂપિયો રાખવામાં આવ્યો છે. અત્રે સ્વાગત કમિટીમાં ચુડા—ચુડી ઘડનાર આગરદાર મણિયારોને રાખવાનો સ્તુતિપાત્ર પ્રબંધ કર્યો છે. અત્રેની શોભા અનુપ છે! મહાન્ મહાન્ મહાજનોએ આપણા કાર્ય પ્રતિ નિશ્રોણી બતાવી છે અને કૉન્ફરન્સ સમયે મહાન્ હસ્તિપૂજા કરવાની પણ યોજના કરી છે. અમોને ખાત્રી છે કે, આ અમૂલ્ય પ્રસંગનો લાભ લેવામાં આપના તરફના પ્રતિનિધિઓ પછાત નહિ રહે. એજ વિનતિ.

(૨)

## પહેલા દિવસની બેઠક.

કૉન્ફરન્સનું કામકાજ બરાબર મધ્યાહ્‌ને શરૂ થયું હતું; કારણકે પુરૂષો જમીને તે વખતે બજારમાં કે ઑફીસે જાય, એટલે એ વખત વધારે અનુકુળ હતો. પણ હેનો અહેવાલ હું લખું તે પહેલાં મ્હારે કૉન્ફરન્સનો મંડપ વગેરેનું ટૂંક વર્ણન આપી જવું જોઇએ. એક નિર્જન જંગલ કે જ્યહાં આગળ દુનિયાના કોઇ પણ કપટી પુરૂષનો નિવાસ ન હોય, જ્યહાં ચુડી સુંદરીઓના વિરોધીઓ રહેતા ન હોય અને હાથીઓનાં ટોળેટોળાં ભ્રમણ કરી રહ્યાં હોય, ત્યહાં આગળ ચુડા—ચુડીઓની આ કૉન્ફરન્સ માટે ખાસ શમીઆનો ઉભો કરવામાં આવ્યો હતો. મંડપની રચના અમોલ હતી. બેઠકો કંઇ બાંક—ખુરશીઓની કે ગાદી-તકીયાની નહોતી, પણ સૌભાગ્યવતી સ્ત્રીઓને જ ચુડી સુંદરીઓના આસન તરીકે લાવીને ગોઠવી દેવામાં આવી હતી! વિધવાઓને પ્રવેશ કરવા દેવાની ખાસ મનાઇ હતી! ચુડી સુંદરીઓમાં ઉંચો નીચો દરજ્જો દેખાઇ આવતો હતો. સુકોમળ, શ્વેત કે ગુલાબી રંગના હસ્તાસન ઉપર બિરાજેલા ચુડા-ચુડીઓ રિસેપ્શન કમિટીના સભાસદો હતા એમ જણાઇ આવતું હતું અને બાકીના બધા પ્રતિનિધિઓ હતા. પ્રતિનિધિઓમાં પણ કેટલાંક લાકડાનાં ચુડા-ચુડી બિરાજ્યાં હતાં અને કેટલીક રાંકડી જેવી બિચારી ગરીબ ચુડીઓને કલદાર રૂપિયો ખર્ચીને પ્રેક્ષકની જગ્યા પસંદ કરવી પડી હતી. પ્રેક્ષકોના વર્ગમાં સ્વદેશી વિદેશી બંગડી બાઇઓ નો ખરેખર ઉભરાઇ જતી હતી. શમીયાનાને પ્રવેશ કરવાનાં ત્રણ બારણાં રાખવામાં આવ્યાં હતાં. એક રીસેપ્શન કમીટીના મૅમ્બરો

માટે, બીજું પ્રતિનિધિઓ માટે અને ત્રીજું પ્રેક્ષકો માટે. મંડપમાં સ્થળે સ્થળે મ્હોટા મ્હોટા મહાત્માઓનાં રચેલાં સુભાષિત વાક્યો મ્હોટા કાળા અક્ષરે લખીને ચોડવામાં આવ્યાં હતાં: જેવાં કે "ૐ શ્રી ગજાનનાય નમઃ" "Beware of opposite party", "સદ્ સુંદરીને ચુડીદાન આપો, અમારાં ગજાનન સદ્ કષ્ટ કાપો" વગેરે વગેરે. વળી પ્રમુખ માટેના હસ્તાસન ઉપર તો નીચેનો આખો શ્લોક લખીને ચોંટાડવામાં આવ્યો હતો: કોણ જાણે કયા મહાત્માનો રચેલો એ શ્લોક હશે ?

स्वल्पं पुण्यमजाहोमे । हस्तिहोमे महद्भवेत् ॥
सौभाग्यवती नारीणाम् । आशीर्वादं लभेतहि ॥

અર્થ—અજા એટલે બકરીનો હોમ કરવાથી અલ્પ પુણ્ય થાય છે અને હસ્તી—હાથીનો હોમ કરવાથી મહાપુણ્યની પ્રાપ્તિ થાય છે ! કારણકે વિશેષમાં વળી સૌભાગ્યવતી સ્ત્રીઓનો આશિર્વાદ મળે છે !

અસ્તુ ! હવે હું કૉન્ફરન્સના અહેવાલ તરફ નજર ફેરવીશ. અધ્યાહ્નનો સમય બરાબર થયો એટલે ભાષણકર્તાઓ માટેના માંચડા ઉપરથી મંગલાચરણ શરૂ કરવાનો પ્રસંગ આવ્યો. કઈ ભાષામાં મંગલાચરણ થવું જોઈએ તે સવાલ વિચારણીય થઈ પડ્યો; કારણ કે હેમાં દેશદેશનાં ચુડા-ચુડીઓ એકઠાં થયાં હતાં. પણ આમંત્રણ આપનારી સુંદરી ગુજરાતની હોવાથી હેની પસંદગી ઉપર આધાર રહ્યો. હેણે કહ્યું કે "મ્હારી મારવાડી બ્હેનોને મ્હારે એ માન આપવું છે." એટલે મારવાડી થોડી સુકલકડી ચુડલીવાળીઓ—અટાપટાથી સુશોભિત ચણિયા સાથે ઉભી થઈ અને હસે મુખે માંચડા પર ચઢી મંગળાચરણનું ગીત લલકારવા લાગી:—

હોરી.

કિરપા નાથ કરોરી,
દુશમન સબ હી ટરોરી. કિરપા ટેક.
દેવ ગજાનન થેં મમ પરનુ,
નજર કિઠ તો ફરોરી;
ચુડા-ચુડીરી કાન્ફરન્સ ગીલી,
છણુકો અમરે બગેરી,
વિરોધીકો નાસ કરોરી. કિરપા.
બિઘન-પીથન સબ ટાર દીજે અરૂ,
ચુડીયાંકું તાર દીજોરી;
હસ્તીરી સંતતિ બઢે જંગલમેં,
આસીરવાદ દીજેરી,
વિનતિ યે મનમેં લીજોરી. કિરપા.

મંગળાચરણ પૂરૂં થયું એટલે હવે રિસેપ્શન કમિટીની પ્રમુખા શ્રીમતી ગુજરાતી ચુડી સુંદરીને, પ્રતિનિધિઓને આવકાર આપનારૂં ભાષણ વાંચવાનો, વારો આવ્યો. તે સુંદરીના આસનની શોભાનો શું પાર ? કંઠમાં સોનાનો નેકલેસ, આંખોપર સોનાની ફ્રેમવાળાં ચસમાનો ચળકાટ, પગમાં રબ્બરસોલનાં બુટ-હાલતાં ચાલતાં અવાજ પણ થાય નહિ-જાણે કે માંજરી અને ચળકતી આંખોવાળી બિલાડી ઉંદર પકડવા આવી ! અંગપર સફેદ સાડી અને હેના પર કાળી મખમલની કોર, હેનો દેખાવ બરાબર સફેદ બિલાડીને પાછળ કાળી પુંછડી હોય હેના જેવો સુંદર લાગતો હતો ! શ્રીમતી ગુજરાતી ચુડીસુંદરી માંચડા ઉપર ઉભી થઇને બોલી:

બાઇઓ અને બ્હેનો–

ત્હમને સર્વને આજે આ હસ્તીનાપુર ખાતેની આપણી પહેલી કૉન્ફરન્સમાં પધારેલાં જોઇને મ્હને અતિ આનંદ થાય છે અને હું ત્હમને અંતઃકરણપૂર્વક આવકાર આપુછુ આપણી કૉન્ફરન્સ મેળવવાની જરૂર કેટલી મ્હોટી હતી, તે વિષે આમંત્રણપત્રિકામાં ઉલ્લેખ કરવામાં આવ્યો હોવાથી અહીં તે વિષે હું પિષ્ટપેષણ કરવા ઇચ્છતો નથી; પણ મ્હારી ત્હમને વિનતિ છે કે જે સબબથી આજે આપણે એકત્ર મળ્યાં છીએ, તે સબબથી ત્હમે કામકાજ નિર્વિઘ્ને પુરૂં કરવા માટે તત્પર રહેજો. મતભેદને ગણકારશો નહિ અને વિરોધીઓ પથરા ફેંકે તે તો લક્ષમાં જ લેશો નહિ. દોરંગી દુનિયા છે, કોઇ આમ બોલે અને કોઈ તેમ બોલે! આપણા વિરોધીઓની એક દલીલ એવી છે કે હાથીદાંતના ચુડાચુડીઓનો જન્મ હાથીઓના મરણથી થતો હોવાથી દર વર્ષે હજારો હાથીઓનો નાશ થાય છે. પણ એ દલીલમાં કાંઇ વજુદ નથી. એક હાથીના મરણથી એક હજાર ચુડીઓનો જન્મ થાય છે તો તે ૯૯૯ વસ્તુઓની જીંદગી વધવાનું પુણ્ય શું કોઈ હીસાબમાં નહિ ગણવાનું હોય ? મ્હને ખાત્રી

ભાઇઓ અને બ્હેનો ! આપણા વિરોધીઓની દલીલો આ દિવ મૂર્ખતાભરી છે. માટે ત્હેના ઉપર તમે ધ્યાન રાખશો નહિ. અને હવે આપણી કૉન્ફરન્સના અધ્યક્ષપદને શોભાવે તેવા કોઇ સુડા અથવા ચુડીને પ્રમુખ તરીકે નિયત કરી કૉન્ફરન્સનું કામ આગળ ચલાવવા હું તમને વિનંતિ કરૂં છું અને એક વાર ફરીથી આવકાર આપી મ્હને કૃતાર્થ સમજું છું. ( સુડા-ચુડીનો ખડખડાટ અને અંગડીઓના મધુર રણકાર. )

મધુર લલકાર કરીને તથા " જયે શ્રી ગજેન્દ્ર " ના અવાજેથી વધાવી લેઇને માન આપ્યું. મુંબઇગરી ચુડીસુદરીએ પોતાના સુકોમળ મધુર કંઠથી ઉચ્ચાર્યુંઃ " ભાઇઓ અને બ્હેનો ! આપણામાં પ્રમુખ થવાને લાયક કોણ છે એ પ્રશ્ન આપણી સામે આવીને અત્યારે ઉભો રહ્યો છે. મુંબઇ આજકાલ આખા હિંદુસ્તાનમાં આગળ વધેલું શહેર છે અને વળી દુનિયામાં સૌથી મ્હોટા ગણાતા લંડન શહેરથી જ ઉતરતું કોઇ શહેર હોય તો તે અલબેલું મુંબઇ છે. ત્હાં હજારોની સખ્યામાં ચુડા-ચુડીઓ જન્મે છે અને એક નહિ પણ અનેક જાતની વસતિ મુંબઇમાં ભરેલી છે પૈસામાં, બુદ્ધિમાં, વિદ્વત્તામાં ઇત્યાદિ સર્વ ગુણોમાં મુંબઇ શ્રેષ્ટ છે અને તેટલા માટે મ્હારી દરખાસ્ત એવી છે કે આપણે કોઇ મુંબઇગરી ચુડી સુન્દરીને પ્રમુખપદ આપવું. આ માન તમે જો મ્હને આપવા ઇચ્છશો તો હું પણ તે કાર્ય, સેવાબુદ્ધિથી, ઉપાડી લેવા તૈયાર છુ. "

આ દરખાસ્તની સાથે સભામાં ખળભળાટ થયો. કાઠિયાવાડી ચૂડો પોતાના સોનેરી સ્થૂલ દેહને શોભાવતો ઉભો થયો અને ગર્જના કરી બોલ્યોઃ " આપણું સત્યાનાશ જ અભિમાનથી વળી ગયું છે અને મુંબઇગરી ચૂડીસુદરીમાં પોતાને માન લેવાનુ કેટલું અભિમાન છે તે સ્પષ્ટ જોઈ શકાય છે. મુબઇગરી ચુડી કોઇ પણ રીતે પ્રમુખપદ માટે લાયક નથી જ; કારણ કે તે ગમે તેટલી આબાદ હોય પણ ત્હેની શારીરિક સંપત્તિમાં શું માલ છે? આ મહાસભાના પ્રમુખપદને એક શંકડી-પાતળી સળી જેવી અને નિસ્તેજ ચુડી શોભાવનારી જ થઇ પડે. હું તથા મ્હારો વર્ગ પ્રમુખપદને શોભાવી શકીએ ખરા, પણ અમને તે માન જોઇતું જ નથી; પણ મ્હારા મત પ્રમાણે દક્ષીણી ચુડી તે પદને અવશ્ય શોભાવશે. "

ભાઇઓ અને બ્હેનો ' આપણા વિરોધીઓની દલીલો આ દિવસ મૂર્ખતાભરી છે. માટે ત્હેના ઉપર ત્હમે ધ્યાન રાખશો નહિ. અને હવે આપણી કૉન્ફરન્સના અધ્યક્ષપદને શોભાવે તેવા કોઇ ચુડા અથવા ચુડીને પ્રમુખ તરીકે નિયત કરી કૉન્ફરન્સનું કામ આગળ ચલાવવા હું ત્હમને વિનંતિ કરૂં છું અને એક વાર ફરીથી આવકાર આપી મ્હને કૃતાર્થ સમજું છું'. ( ચુડા--ચુડીનો ખડખડાટ અને બંગડીઓના મધુર રણકાર. )

રીસેપ્શન કમીટી તરફનું ભાષણ પૂરૂં થતાં જ પ્રમુખ કોને નીમવો ત્હેનો એક અતિ વિકટ અને ગહન પ્રશ્ન ઉભો થયો. સર્વત્ર ખળભળાટ થવા લાગ્યો અને ઉત્સુકતા ફેલાઇ.

30-1-11

---

(૩)

## પહેલા દિવસની બેઠક ( ચાલુ ).

પ્રમુખની ચુંટણી અગાઉથી કરી રાખવામાં આવી નહોતી અને તેમ કરવામાં ચુડા-ચુડીઓએ મ્હોટું ડહાપણ વાપર્યું હતું એમ તો કહ્યા સિવાય ચાલશે નહિ, કારણકે કેટલીક કૉન્ફરન્સોના પ્રમુખો પ્રમુખપદ સ્વીકાર્યા પછી છેવટની વખતે ફસકી જાય છે અને ના પાડી દે છે, એવો બીજી જ્ઞાતિઓનો અનુભવ ચુડા-ચુડીઓએ જોયો હતો, એટલે કૉન્ફરન્સમાં હાજર રહેલા પ્રતિનિધિઓમાંથી જ કોઇને પ્રમુખ તરીકે ચુંટી કામ ચલાવી લેવાનો નિશ્ચય કર્યો હતો.

પ્રમુખ કોને નીમવો ત્હેના સંબંધમાં દરખાસ્ત કરવાને એક ઘાઘરી ચુડીસુંદરી ઉભી થઇ. પ્રતિનિધિઓએ અને પ્રેક્ષકોએ ત્હેને

મધુર લલકાર કરીને તથા " જય શ્રી ગજેન્દ્ર " ના અવાજેથી વધાવી લેઇને માન આપ્યું. મુંબઈગીરી ચુડીસુંદરીએ પોતાના સુકોમળ મધુર કંઠથી ઉચ્ચાર્યું: " ભાઇઓ અને બ્હેનો ! એ પણામાં પ્રમુખ થવાને લાયક કોણ છે એ પ્રશ્ન આપણી સામે આવીને અત્યારે ઉભો રહ્યો છે. મુંબઈ આજકાલ આખા હિંદુસ્તાનમાં આગળ વધેલું શહેર છે અને વળી દુનિયામાં સૌથી મ્હોટા ગણાતા લંડન શહેરથી જ ઉતરતું કોઇ શહેર હોય તો તે અલબેલું મુંબઇ છે. ત્હાં હજારોની સંખ્યામાં ચુડા-ચુડીઓ જન્મે છે અને એક નહિ પણ અનેક જાતની વસતિ મુંબઇમાં ભરેલી છે. પૈસામાં, બુદ્ધિમાં, વિદ્વત્તામાં ઇત્યાદિ સર્વ ગુણોમાં મુંબઇ આગળ છે અને તેટલા માટે મ્હારી દરખાસ્ત એવી છે કે આપણે કોઇ મુંબઇગરી ચુડી સુંદરીને પ્રમુખપદ આપવું. આ માન ત્હમે જો મ્હને આપવા ઇચ્છતા હો તો હું પણ તે કાર્ય, સેવાબુદ્ધિથી, ઉપાડી લેવા તૈયાર છું. "

આ દરખાસ્તની સાથે સભામાં ખળભળાટ થયો. કાઠિયાવાડી ચૂડો પોતાના સોનેરી સ્થૂલ દેહને શોભાવતો ઉભો થયો અને ગર્જના કરી બોલ્યો: " આપણું સત્યાનાશ જ અભિમાનથી વળી ગયું છે અને મુંબઇગરી ચૂડીસુંદરીમાં પોતાને માન લેવાનું કેટલું અભિમાન છે તે સ્પષ્ટ જોઈ શકાય છે. મુંબઈગરી ચુડી કોઇ પણ રીતે પ્રમુખપદ માટે લાયક નથી જ; કારણ કે તે ગમે તેટલી આબાદ હોય પણ ત્હેની શારીરિક સંપત્તિમાં શું માલ છે? આ મહાત્માના પ્રમુખપદને એક સાંકડી-પાતળી સળી જેવી અને નિસ્તેજ ચુડી સાચવનારી જ થઇ પડે. હું તથા મ્હારો વર્ગ પ્રમુખપદને શોભાવી શકીએ ખરા, પણ અમને તે માન જોઇતું જ નથી; પણ મ્હારા મત પ્રમાણે દક્ષીણી ચુડી તે પદને અવશ્ય શોભાવશે. "

ભાઇઓ અને બ્હેનો ! આપણા વિરોધીઓની દલીલો આ રીતે મૂર્ખતાભરી છે. માટે ત્હેના ઉપર ત્હમે ધ્યાન રાખશો નહિ. અને હવે આપણી કૉન્ફરન્સના અધ્યક્ષપદને શોભાવે તેવા કોઇ ચુડા અથવા ચુડીને પ્રમુખ તરીકે નિયત કરી કૉન્ફરન્સનું કામ આગળ ચલાવવા હું ત્હમને વિનંતિ કરૂં છું અને એક વાર ફરીથી આવકાર આપી મ્હને કૃતાર્થ સમજું છું. ( ચુડા-ચુડીનો ખડખડાટ અને અંગડીઓના મધુર રણકાર. )

રીસેપ્શન કમીટી તરફનું ભાષણ પૂરૂં થતાં જ પ્રમુખ કોને નીમવો ત્હેનો એક અતિ વિકટ અને ગહન પ્રશ્ન ઉભો થયો. સર્વત્ર ખળભળાટ થવા લાગ્યો અને ઉત્સુકતા ફેલાઇ.

30-1-11

---

(૩)

## પહેલા દિવસની બેઠક ( ચાલુ ).

પ્રમુખની ચુંટણી અગાઉથી કરી રાખવામાં આવી નહોતી અને તેમ કરવામાં ચુડા-ચુડીઓએ મ્હોટું ડહાપણ વાપર્યું હતું એમ તો કહ્યા સિવાય ચાલશે નહિ; કારણકે કેટલીક કૉન્ફરન્સોના પ્રમુખો પ્રમુખપદ સ્વીકાર્યા પછી છેવટની વખતે ફસકી જાય છે અને ના પાડી દે છે, એવો બીજી જાતિઓનો અનુભવ ચુડા-ચુડીઓએ જોયો હતો, એટલે કૉન્ફરન્સમાં હાજર રહેલા પ્રતિનિધિઓમાંથી

મધુર લલકાર કરીને તથા " જય શ્રી ગજેન્દ્ર " ના અવાજોથી વધાવી લેઇને માન આપ્યું. મુંબઇગરી ચુડીસુંદરીએ પોતાના સુકોમળ મધુર કંઠથી ઉચ્ચાર્યું " ભાઇઓ અને બ્હેનો ! આ પ્રસંગમાં પ્રમુખ થવાને લાયક કોણ છે એ પ્રશ્ન આપણી સામે આવીને અત્યારે ઉભો રહ્યો છે મુંબઈ આજકાલ આખા હિંદુસ્તાનમાં આગળ વધેલું શહેર છે અને વળી દુનિયામાં સૌથી મ્હોટા ગણાતા લંડન શહેરથી જ ઉતરતુ કોઇ શહેર હોય તો તે અલબેલુ મુંબઇ છે. ત્હાં હજારોની સંખ્યામાં ચુડા-ચુડીઓ જન્મે છે અને, એક નહિ પણ અનેક જાતની વસતિ મુંબઇમાં ભરેલી છે પૈસામાં, બુદ્ધિમાં, વિદ્વત્તામાં ઇત્યાદિ સર્વ ગુણોમાં મુંબઇ શ્રેષ્ઠ છે અને તેટલા માટે મ્હારી દરખાસ્ત એવી છે કે આપણે કોઇ મુંબઇગરી ચુડી સુંદરીને પ્રમુખપદ આપવું આ માન તમે જો મ્હને આપવા ઇચ્છશો તો હું પણ તે કાર્ય, મેત્રાબુદ્ધિથી, ઉપાડી લેવા તૈયાર છું "

આ દરખાસ્તની સાથે સભામાં ખળભળાટ થયો કાઠિયાવાડી ચૂડો પોતાના સોનેરી સ્થૂલ દેહને શોભાવતો ઉભો થયો અને ગર્જના કરી બોલ્યો: " આપણું સત્યાનાશ જ અભિમાનથી વળી ગયું છે અને મુંબઇગરી ચૂડીસુંદરીમાં પોતાને માન લેવાનુ કેટલું અભિમાન છે તે સ્પષ્ટ જોઈ શકાય છે. મુંબઇગરી ચુડી કોઇ પણ રીતે પ્રમુખપદ માટે લાયક નથી જ, કારણ કે તે ગમે તેટલી આબાદ હોય પણ ત્હેની શારીરિક સંપત્તિમાં શું માલ છે? આ મહાસભાના પ્રમુખપદને એક રાંકડી-પાતળી સળી જેવી અને નિસ્તેજ ચુડી શરમાવનારી જ થઇ પડે હું તથા મ્હારો વર્ગ પ્રમુખપદને શોભાવી શકીએ ખરા, પણ અમને તે માન જોઇતુ જ નથી, પણ મ્હારા મત પ્રમાણે દક્ષીણી ચુડી તે પદને અવશ્ય શોભાવશે "

દક્ષિણી પ્રતિનિધ વર્ગમાં ઉત્સાહ ફેલાયો. ખુબ! માથાથી અને મોલ હાથના સાળુથી સુશોભિત એવા એક આસનપર બિરાજેલી દક્ષિણી ચુડી બોલી: " मला काठेवाडी चुडला अभिनंदन देतांना फारफार आनद वाटते, त्याचि परिक्षण शक्ति खरेपर प्रशंसनिय आहे. आ थी मराठी चुडी साधी व सुंदर आहेत; दुर्दात तीचो शक्ति अनुपम आहे, सो तुझाला ठाउक असलेच, मग आह्मारा प्रमुखपदाचा मान स्वाभाविक ही आहे. "

આ સાંભળીતા મારવાડી ચુડીની આંખ ગની તાતી થઇ ગઈ. તેહેનાથી પોતાના વર્ગનું અપમાન સહી શકાયું નહિ અને બોલી: " यें सब बुद्धिमें गधेडी जैसी दीमती, ओर काठेवाडी चुडेमें तो एक पाइरो माल भी देरागेमें नहि आवतो है. हम सब चुडीया कितनी वडी ओर संख्यामें तो एक ही आसनमें बावन बावन बिराजती छे! तुमकुं हमारा बलको ज्ञान भी कहां छे? तुम्हारे देशमें तो एक एक ओरत एक-दो चुडियां पहेनती होगी, लेकन हमारे देशमें एक ओरत बावन चुडीयां पहनती ओर इतना ज्यादा उत्तेजन हमारे देशमें चुडीयाकुं मीलता यह बात तुह्मारी नजरमें नहि आती है, बस, बस, प्रमुखपदरा मान तो मारवाड-कुं मीलणा जरा है. "

મારવાડી ચુડીનુ અભિમાનયુક્ત કથન થતાં જ કૉન્ફરન્સમાં મ્હોટો ઝગડો જાગ્યો; કાઠિયાવાડી ચુડો ઉભો થઇને મારવાડી ચુડીના કથનનો પ્રતિકાર કરવા જતો હતો, પરન્તુ પંજાબી અને ગુજરાતી ચુડીએ તેહેને શાંત કરી હેઠો બેસાડ્યો. આ કલહ આગળ વધશે તો કૉન્ફરન્સમાં ભંગાણ પડશે, હસ્તિનાપુર સુરતના જેવું સ્થાન થઈ પડશે, એવા ભયથી પંજાબી ચુડીએ કહ્યું: " बिरादरे

कॉन्फरन्स ! इतना ज़ालिम गुस्सा करना अपनको जरा भी लाज़ीम नहिं है. सारे हिन्दोस्तांकी तरक्की एकसंप ही के पर जमी हुइ है, लेकिन तुम जो आपस आपसमें कुसंप बढाओगी, तो अपनी तरक्की किस तरह होसकेगी? हमारे मुलुकमें नरक उठानेवाले भंगीको ' चुडा ' बोलते हैं; लेकिन ऐसी खराब चीजसे किनारा कीये हुए भी आप वह ' चुडा ' नामका बूरा हवस नहि छोड सकते हो तो अपन ' पाक चीज ' किस तरह कहला सकते ? इसमे खामोश रखकर प्रेसीडेन्ट चुन लेना चाहिये "

ગુજરાતી ચુડીસુંદરીને પણ આ ઝગડામાં પડીને શાન્તિ કરવાની જરૂર જણાઇ અને તે બોલી: "ભાઇઓ અને બ્હેનો ! આપણે કાંઈ માંહોમાંહે આક્ષેપ કરી એક બીજાનું માન ઉતારી નાંખવા માટે કૉન્ફરન્સ મેળવી નથી. ત્હમે સઘળા પ્રમુખપદને એક માન સમજતા હશો, પણ હું તો તે પદને એક મ્હોટી જોખમદારી રૂપ સમજું છું. હું હવે ત્હમારી સમક્ષ એક દરખાસ્ત રજુ કરીશ અને તે દરખાસ્ત તદ્દન નવીન પ્રકારની જ હોવાથી ત્હમારા તરફથી ટેકો મળશે એવી આશા છે. જુઓ, આપણી કીમત આપણા સ્થૂલ શરીર ઉપર આધાર રાખે છે; કારણ કે સ્થૂલ શરીરવાળા ચુડાઓ વધારે મૂલ્યના ગણાય છે અને તેથી તેઓ વધારે માનભરેલા ગણાવા જ જોઇએ. હું આ કારણથી આપણી કૉન્ફરન્સના પ્રમુખનું માન કચ્છી ચુડાને આપવા ઇચ્છું છું; કારણ કે હિંદુસ્તાનના સઘળા ચુડામાં મ્હને ત્હેનું શરીર સૌથી વધારે મ્હોટું-પ્રચંડ અને તેજસ્વી જણાય છે."

કાઠિયાવાડી ચુડાને આ વાત ગમી, પણ મારવાડી ચુડીને તો ન જ ગમ્યું. તે બોલવા જતી હતી કે કચ્છમાં તો રેલવે નથી, કેળવણીનો પ્રકાશ નથી, ધર્મને નામે અંધશ્રદ્ધાથી વધતું કાંઇ નથી.

અને ત્હેને તે પ્રમુખપદ હોય ? તે એક ચુડાના શરીર કરતા અમારી બાવન ચુડીઓને એકત્ર કરીએ તો અમારૂ મૂલ્ય જ વધે ! પણ ને બોલવા ઉઠે લાગ પહેના તો એક બંગાળી ચૂડી બોલી ઉઠી " बंगचुडी गुजराती चुडीकी दरख्वास्तके अनुमोदन अर्पित्ते छे " અને તુરત જ કચ્છી ચુડો પ્રમુખસ્થાને બિરાજ્યો। મારવાડી ચુડીની મનની મનમા રહી ગઇ અને ત્હેને શાન બેસી રહેવુ પડયુ.

6-2-11.

---

(૪)

## પહેલા દિવસની બેઠક પડેલુ ભંગાણ.

પણ મારવાડી ચુડી શાંત રહી, એટલે એમ ન સમજવુ કે કૉન્ફરન્સમા સર્વત્ર શાંતિ વ્યાપી ગઇ. કચ્છી ચુડો પ્રમુખસ્થાને બિરાજ્યો તે સાથેજ લાકડાના ચુડા ચુડીઓ તરફથી પ્રમુખ ઉપર એક જબરદસ્ત હલ્લો કરવાની તૈયારીઓ થઇ અને મંડપમા બિરાજેલા લાકડાના ચુડા ચુડીનુ મંડળ એકાએક ઉભુ થઇ ગયુ. એક ગુજરાતી ચૂડો તો પ્રમુખની બેઠક સામે ધસી ગયો અને પ્લૅટફૉર્મ ઉપર ચડી પોકારવા લાગ્યો " મ્હારે તે ઉપર ઍમેન્ડમેન્ટ (સુધારો) મૂકવા ઇચ્છા છે, માટે પ્રમુખને એકદમ આસન પર બિરાજી જવાનો જરા પણ હક નથી ' "

આ પોકારની સાથે લાકડાના ચુડાચુડી એક મ્હોટા ટોળામા પ્રમુખ સામે ધસ્યા અને આખુ પ્લૅટફૉર્મ ઉભરાઇ ગયુ, સૌ કોઇ ઉભા થયા અને સર્વત્ર ઘોંઘાટ-ગરબડાટનુ સામ્રાજ્ય વ્યાપી રહ્યુ. હોંસાપરહોંસા થવા લાગ્યા અને મ્હોટુ તોફાન મચવા જેવો દેખાવ

ચઇ રહ્યા. પછી ગુજરાતી ચૂડી બોલવા ઉઠી: " પ્રમુખની ચુંટણીની દરખાસ્ત પસાર થઇ ગયા પછી અને પ્રમુખે પોતાની બેઠક લીધા પછી તે દરખાસ્ત ઉપર સુધારો લાવવાની કોઇને પણ સત્તા નથી." આ ઉપર લાકડાનો ગુજરાતી ચૂડો લાંબાટૂંકા હાથ કરતો બોલ્યો: " બેસ, બેસ, રાંડ હત્યારી અને દેશદ્રોહિણી ! જો દોઢડહાપણ કરીશ તો માથાની તુંબડી રંગાઇ જશે ! દુનિયામાં પારાવાર હિંસા કરીને અને જુલ્મ જુલ્મથી ત્રાસ ત્રાસ પોકરાવીને વળી પવિત્ર થવા આવી છે ! જો હાંતના ચૂડાને પ્રમુખપદ આપવામાં આવશે તો આજે આ કૉન્ફરન્સ લોહીલુહાણ થયા વિના વિખરાવાની નથી ! "

લાકડાના ચૂડાએ આવો દમ ભરાવ્યાથી બિચારી ગુજરાતી ચૂડી તો લેવાઇ જ ગઇ ! તોફાન મચવા જેવો ખરેખરો દેખાવ થયો એટલે તે પ્લૅટફૉર્મથી સટકી ગઈ! વચમાં હેની એક બ્હેનપણી મળી તેણે પૂછ્યું: " બ્હેન ! ક્હાં જાઓછો ? અને આ સઘળી શી ધમાધમ છે ? " ગુજરાતી ચુડીએ જવાબ આપતાં કહ્યું: " મ્હારે હજી દાળ, ભાત અને કઢી કરવાનાં છે માટે હું તો ઘેર જાઉં છું. " એમ કહેતાંજ તે મંડપની બહાર નીકળી ગઇ અને પાછળ દાંતના અને લાકડાના ચુડા ચુડીઓ વચ્ચે મ્હોટું રમખાણ મચ્યું.

દાંતના ચૂડા ચૂડીઓના સ્થૂળ અને ભારે શરીરોથી તેઓ આ તોફાનમાં બહુ ભાગ ભજવી શક્યા નહિ, પણ લાકડાના ચૂડા ચૂડીઓ તો કેસરીયા કરીનેજ દાંત ઉપર તૂટી પડયા ! હેમનું હલકું અને નાજૂક શરીર હેમને આ તોફાનને આગળ વધારવામાં ઉપયોગી થઈ પડતું હતું. હેમને મન પોતાની કીંમત ઓછી હોવાથી તેઓ પોતાની જાતની દરકાર પણ કરતા નહિ અને બેધડક

સામા પક્ષ ઉપર મારો ચલાવના. દાંતના ચૂડા--ચૂડીઓની આ દુર્દશા જોઈને મધ્યસ્થ તરીકે પધારેલા મણીયાર વચ્ચે પડ્યા અને બોલ્યાઃ "તમે બન્ને પક્ષ આવી રીતે માંહોમાંહે શા માટે લડી મરો છો ? દાંત અને લાકડામાં વધારે લાયક કોણ છે તે વિષે તમે ચર્ચા ચલાવો અને પછી તમારી લાયકીનો નિર્ણય કરો."

પોતાના મુરબ્બીની આ સૂચના બન્ને પક્ષોએ માન્ય રાખી અને તોફાન આગળ વધતું અટક્યું, પણ સૌ પોતપોતાની જગ્યાએ ન ગોઠવાતાં જૂદાં જૂદાં ટોળામાં અવ્યવસ્થિત રીતે એકત્ર રહ્યાં. દાંતનો એક ચૂડો બોલ્યોઃ "પણ પ્રમુખની ચૂંટણી થયા પછી વળી લાયકી વિષે ચર્ચા શેની ચલાવવાની હતી ?"

આ શબ્દોની સાથે લાકડાના ચૂડા--ચૂડી ઉશ્કેરાયા અને દાંતની સામે દંડા લેઈને ઉભા થયા. પણ દયાળુ પિતાઓએ પુનઃ તેમને શાન્ત પાડ્યા. દાંતની ચુડી બોલીઃ "લાકડા કરતાં દાંત વધારે મૂલ્યવાન્ છે એ બાબતની વધારે ચર્ચાની જરૂર જ શી છે ?"

" શું કેમ ? ત્હારાં આસનો દયાધર્મી કહેવાય છે, બાર વ્રતના પાળનારા કહેવાય છે, હિંસા કરવાનો અને ત્હેને અનુમોદવાનો નિષેધ તો પહેલા જ વ્રતમાં કરે છે, કીડી મંકોડી જેવા જીવોને બચાવવાનું અભિમાન રાખે છે. પીંછાની ટોપીઓ પહેરવાનું બંધ કરી પક્ષીઓનો ઘાણ નીકળતો અટકાવવામાં તત્પર થાય છે; પરન્તુ તેઓ જાણે છે કે દાંત મેળવવાને માટે દક્ષિણનાં જંગલોમાં અને સીલોનમાં દરવર્ષે હજારો હાથીઓને ક્રૂરતાથી પકડીને કાપી નાખવામાં આવે છે, છતાં તે હિંસાને દાંતની વપરાશદ્વારા ઉત્તેજન આપી રહ્યા છે, તે સજ્ઞાન અપરાધ-તે સ્થૂળ હિંસા શું ત્હારાં આસનોને શરમાવનાર નથી ? કહે ઘોરપાતકી ચૂડી ! ત્હારા કરતાં હું કેટલો મૂલ્યવાન છું ? "

" તું ગમે તેટલું અભિમાન રાખે, પણ જે કાર્યો મ્હારાથી સરે છે, તે કાર્યો મર્નાંશે કાંઇ ત્હારાથી સરતાં નથી. ત્હારા પર સુશોભિત રંગ ચઢાવીએ તો તે થોડા વખતમાં દૂર થઇ જાય છે અને ત્હારું હલકું પોત ઉઘાડું થાય છે. મ્હારા જેવો સુશોભિત પણ તું લાગતો નથી. એવા ગુણો ત્હારામાં નથી, તો પછી લોકો ત્હને કેવી રીતે ઉત્તેજન આપે ? "

" બેસ, બેસ, ગુમાની રહ! ત્હારામાં શોભા જ શું છે ? સોનાથી ત્હારા અંગને શણગારવામાં આવે છે, ત્ય્હારે તું સુશોભિત દેખાય છે, ત્હેમાં ત્હારી શોભા શું રહી? શું લોકો ઇચ્છે તો મ્હને પણ તેવી રીતે શણગારી ન શકે? રંગ તો ત્હારા જેવો જ મ્હારા પર ચઢાવી શકાય છે, અને ત્હેને માટે હું રસાયણિક શોધખોળોને આભારી છું; એટલે હવે મ્હારા કરતાં ત્હમારામાં વધુ પડતા ગુણો

બીજા તો કંઇ નથી; પણ હા ! મ્હારા કરતાં તું એક બે બાબતમાં વધારે છે કે તું વધારે ખર્ચાળ છે અને વધારે હિંસા કરાવી પહેરનારને પાતકી બનાવે છે! જ્હારે હું સાદો, સસ્તો અને દયા શીખવું છું"

"પણ ત્હારામાં ટકાઉપણું તો કાંઇ છે નહિ !"

"ત્હારે મ્હારા ખર્ચે પણ કાંઇ બહુ પડતું નથી. સૌભાગ્યવતીઓ ઇચ્છે તો થોડે વખતે અને થોડે ખર્ચે મ્હને બદલાવીને નવો ચૂડો પહેરવાનો આનંદ લેઇ શકે છે! ત્હારૂં કમભાગ્ય એવું છે કે ત્હારા બહુમૂલ્ય ઉપર લોકો નિમાસા નાંખે છે! દુષ્ટ! હવે કહે કે ત્હારી લાયકી મ્હારા કરતાં ચડે છે કે ઉતરે છે?"

દાંતની ચૂડી મુંગીમંતર બની ગઇ! લાકડાના ચૂડા આગળ ત્હેનું કાંઈ ચાલી શક્યું નહિ. દુંદાળા પ્રમુખ તો પોતાના સોનેરી વાઘાથી સજ્જ થઇને પ્લૅટફૉર્મના એક ખુણાપર વિચારમાં નિમગ્ન બનીને ઉભા ઉભા આ તકરાર શાંત ચિત્તે સાંભળતા હતા. દાંતની ચૂડીને મૂંગી બનેલી જોઇને ધર્મપિતા તરીકે 'મધ્યસ્થ' બનેલા મણિયારો પણ ગભરાયા; કારણ કે જો કે ત્હેમનું પિતૃત્વ તો દાંત અને લાકડાના ચુડા ચુડીઓ ઉપર એક સરખું હતું, પરન્તુ ત્હેમની પ્યારી પુત્રીઓ તો દાંતની ચૂડીઓ જ હતી; તો પણ લાકડાના ચુડાચુડી ઉપર ત્હેમનાથી ખુલ્લો અભાવ દેખાડી શકાયો નહિ. ત્હેમના મનમાં એમ આવ્યું કે અમારાથી તો ખુલ્લી રીતે દાંતનો પક્ષ કરી શકાય તેમ નથી; પરન્તુ ત્હેનો પક્ષ કરવાને જો મહાવતોને આગળ લાવવામાં આવે તો વધારે સારૂં. પણ વળી તુરત જ વિચાર થઇ આવ્યો કે, મહાવતો મ્હોટે ભાગે જંગલી હોય છે અને હાથીઓને સપડાવીને મારી નાખવા સિવાય દાંતની ખરી કીંમત

જેવું તેઓ કાંઇ જાણુતા નથી, એટલે આ તકરારમાં તેઓ આપણુને કાંઈ મદદ કરી શકશે નહિ; તેથી મહાવતોને વચ્ચે પાડવાનો વિચાર પણુ અણિયારાએ માંડી વાળ્યો- હવે શું થાય છે તે જોવાની સૌના ચિત્તમાં ઉત્સુકતા પ્રસરી.

13-2-11

---

(૫)

## હસ્તિપૂજા—પૂર્ણાહુતિ.

લાકડાની ચુડીઓ અને ચુડાઓનો વર્ગ તો કૉન્ફરન્સમાં એટલો બધો પ્રબળ જણાયો કે દાંતના ચુડા-ચુડીઓ હેમની સામે પોતાનો ટકાવ કરી શક્યા નહિ. પોતાની ઉપયોગિતા અને લાકડા ઉપરનું પોતાનું શ્રેષ્ઠપણું જ હેમનાથી બતાવી શકાયુ નહિ એટલે હવે તેઓ પોતા તરફની કાંઇ પણ દલીલ રજુ કરી શક્યા નહિ. મંડપમાં થોડાં આગેવાન ચુડા-ચુડીઓ ઉભાં રહ્યાં હતાં અને બીજાંઓ પોબારા ગણી જવા લાગ્યાં. કૉન્ફરન્સને આમન્ત્રણ આપનાર ગુજરાતી ચુડીસુંદરી કાંય જોવામાં આવી નહિ એટલે બીજી ગુજરાતી ચુડીઓ પણ પલાયન કરી જવા લાગી. જેનો આગેવાન આધળો હેનું કટક કુવામાં પડે ! આગેવાન ગુજરાતી ચુડીસુંદરી જ ભયભીત થઇને નાશી જાય પછી બીજીઓ શેની ઊભી રહે ? કચ્છી ચૂડો હજી દાઢીએ હાથ ટેકાવીને વિચારમાં ને વિચારમાં જ ઉભો હતો, એટલામાં પાછળથી એક મારવાડી ચુડીઅ આવીને હેને કહ્યું: " थें सुरशीपर तो विराजो, हम लोग लाकडारी चुडीयांकुं कानफरीससुं रदबातल करके तुमको पीरसीडन्ट थापीशुं. "

પ્રમુખે કહ્યું: " શું એમું ? મ્હારો કપાલ ! એટલો વિચાર તો કરવો હતો કે લાકડાની ચુડીઓ આપણી સામે મ્હોટો વેર રાખે છે તો મુળથી જ ત્હેમને આમંત્રણ આપવો જોઈતો નહોતો. એમ થયો હોત તો મ્હારો આટલો અપમાન તો ન થાત ! "

" पिग भयो सो भयो ! इणको दुसरो कोइयो उपाय है ? दुसरी वेळ इणको आमंत्रण मत देइशुं, पीछे शुं ? "

આ વાતચીત ચાલતી હતી એટલામાં તો આખો મંડપ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકો વિનાનો બની ગયો. મણીયારો અને મહાવતો પણ ચાલ્યા ગયા. પ્રમુખ પણ ગાડીમાં બેસીને પોતાને ઉતારે પધાર્યાં અને કૉન્ફરન્સનું કામ તો ભંગાણ પડવાથી એટલેથી જ અટકી ગયું.

***

બીજે દિવસે સ્હવારમાં સઘળા પ્રતિનિધિઓમાં એક નીચે પ્રમાણે ચોપાનીયું વહેંચાતું જોવામાં આવ્યું:

### મહાન હસ્તિપૂજા.

સઘળા હાલના ચુડા ચુડીઓને વિદિત કરવામા આવે છે કે આવતી કાલે પ્રભાતમા ચડતે પહોરે અતિ મંગલકારી શ્રી હસ્તિપૂજા પૂર્વ દિશાના જંગલમાં થનાર છે, માટે સૌએ એ પ્રસંગનો લાભ લેઈને મોક્ષના ભાતા રૂપ હસ્તીપૂજા નીહાળવી. લાકડાના ચુડા ચુડીઓ તથા બંગડી બાઈઓને ત્યહાં આવવાની ખાસ મનાઈ કરવામાં આવે છે. લી०

પેઠે આખા જંગલને શણગારવામાં આવ્યુ હતું. કેટલાક મહાવતોને સોનેરી રૂપેરી પોશાકમાં સજ્જ કરીને હાથમાં સોનાના અંકુશ અને રૂપાના ભાલા આપીને તૈયાર રાખવામા આવ્યા હતા. આખા જંગલનાં વૃક્ષો લીલાં છમ જેવાં જણાતાં હતાં અને ધ્વજાપતાકા લટકાવવામા પણ કાંઇ ખામી રાખવામાં આવી નહોતી.

આઠ વાગ્યા ઉદ્વેગ ચોઘડીયુ પૂરૂં થઇને લાભ ચોઘડીયું શરૂ થયું, એટલે મહાવતોનુ એક મ્હોટુ ટોળું બહાર આવ્યુ, અને એક ઠેકાણે સુંદર લીલા રંગનુ ઘાસ ઉગેલુ હતુ તે સ્થળની બરાબર બારીકાઇથી તપાસ કરી. કેટલાક ચોરસ વારમા આ સુંદર ઘાસ ઉગેલું હતું અને બીજા ભાગમા તેવું ઘાસ નહોતું, તે જોઇને મ્હને મ્હોટુ આશ્ચર્ય થયુ. તે ઘાસવાળી જગ્યાની આસપાસ મ્હોટા મ્હોટાં લાકડાં બાંધીને વાડ કરી લેવામા આવી હતી એટલે તેટલા ભાગમાં સુંદર લીલા રંગનો ગાલીચો જ બીછાવી દીધો હોય તેવો ભાસ થતો હતો. થોડીવાર તે જગ્યાનુ બારીક નિરીક્ષણ કરીને મહાવતો સામેના જંગલમા ચાલ્યા ગયા.

એક ઠેકાણે હસ્તીપૂજાના પવિત્ર દાંતના ઑર્ડરો ખાસ વધારેના દરથી નોંધાવવામાં આવતા હતા. બીજા સાધારણ દાંત કરતાં આ પવિત્ર દાતને ગુજરાતી, મારવાડી, કાઠિયાવાડી, કચ્છી, પંજાબી બંગાળી, દક્ષિણી વગેરે શેઠ શેઠાણીઓ વધારે પ્રમાણમાં ખરીદતા હતા. ઑર્ડર નોધનાર ફેરીઓ બૂમ પાડીને બોલતો કે "ભાઇઓ! આવો અમૂલ્ય અવસર ફરી ફરીને આવવાનો નથી, માટે જેમનો જોઇએ તેટલો દાંત લેઇ લેજો. ધર્મનુ ધર્મ અને વળી કા છે!" આથી લોકો ઉશ્કેરાઇને વધારે વધારે ખરી નોંધાવતા હતા. એક મારવાડી શેઠીયાએ તો પોતાના

આઠ ૫૨ ચુડીઓ ઉતરાવતા ૧૦૪ લાતી દાંતની ખરીદ કરી અને બીજાઓ ત્હેને ધન્ય ધન્ય કહેવા લાગ્યાં !

એકાદ કલાક આ ધમાલમાં વ્યતીત થયો હશે એટલામાં તો ઉત્તર દિશાએથી મહાવતોના એક ટોળાથી ઘેરાએલો હાથી દોડતો આવ્યો. મહાવતોના હાથમાંના ચળકતા રૂપાના ભાલા તે હાથીના શરીરમાં ઘોંચાતા હતા, મહાવતો ત્હેની પાછળ દોડતા જતા હતા અને હોકારા ઉપર હોકારા કરી, અંકુશો ઉંચા કરી ત્હેને પેલી લીલી ઘાસ વાળી જગ્યા તરફ લાવતા હતા. હાથીનું શરીર લોહીલુહાણ થયું હતું અને હવાં મહાવતોના ભાલા વાગવાથી તે ગભરાઇને બ્હાવરા જેવો બની ગએલો જણાતો હતો. થોડી વારમાં તે પેલી લીલી ઘાસવાળી જગ્યાએ આવ્યો અને ત્હાં આવતાં જ ચુડાચુડીઓમાં આનંદ ફેલાયો ! પણ તુરત જ સદ્‌ભાગ્યશાલી હાથી આડફેટો નાઠો અને લીલુંછમ જેવું ઘાસ ચરવાની ત્હેની ઇચ્છા જણાઇ નહિ ! પ્રેક્ષકો નિરાશ થયા.

'તુરત જ બીજી બાજુએથી થોડા મહાવતો એક હાથીના બચ્ચાને ઘાસ ખવરાવતાં ખવરાવતાં લલચાવીને તે ઘાસવાળી જગ્યાએ લાવતા જણાયા. પ્રેક્ષકોમાં પુનઃ આશાનો સંચાર થયો. થોડીવારમાં તે ઘાસવાળી જગ્યાએ હાથી અને મહાવતો પહોંચ્યા. એટલામાં તો કુમળું લીલું ઘાસ જોઇને હાથી લલચાયો !'

તે એકદમ તે ઘાસવાળી જગ્યા તરફ દોડયો અને દોડતો દોડતો જેવો તે જગ્યાએ આવ્યો તેવો જ તે જગ્યાએ કડડડ કરતો એક મ્હોટો ખાડો પડયો અને ગરીબ બિચારો હાથી તે ખાડામાં ઉંધે માથે પડયો ! ખાડામાં પડેલો હાથી બહુએ તરફડીયાં મારવા

લાગ્યો પણ ખાડો એટલો ઉંડો હતો કે હેનાં તરફડીયાં નિષ્ફળ જ હતાં. ખાડામાં સર્વત્ર કાંટાનાં જાળાં પાથરવામાં આવેલાં હતાં અને તેથી હાથીનું શરીર લોહીલોહાણ થતું હતું અને ઉપરથી મહાવતો પોતાના લાંબા ભાલા હેના શરીરમાં ઘોચીને હેનો અંત જલ્દી આવે તેમ કરવાને પ્રયત્ન કરતા હતા. એક કલાક સુધી હાથીએ તે ખાડામા તરફડીયાં માર્યાં અને તેટલો વખત મહાવતોએ હેને મારવાનું પણ ચાલુ રાખ્યું. છેવટે થાકીને અને શરીરે ઘા વાગવાથી પીડા પામીને હાથી બેભાન થયો એટલે હેનાં તરફડીયાં બંધ થયાં અને થોડીવારમાં થાકથી હાંફનો, પીડાથી ચીસો પાડતો અને લીલું ઘાસ ખાવાની આશાથી ઘેરાયલો તે હાથી મરણ પામ્યો. * * * * * તે સાથે ચુડા-ચુડીઓએ— મહાવતોએ અને મણિયારોએ હર્ષનો પોકાર કર્યો, એ પ્રમાણે મોક્ષ !! ખાતા રૂપ ( ! ) ચુડા—ચુડીઓની હસ્તીપૂજા સમાપ્ત થઇ.

કેટલાક ક્ષારવાળા પદાર્થો સાથે તે હાથીના મડદાને મહાવતોએ તેજ સ્થળે તેજ ખાડામા દાટી દીધું અને કેટલાક વખત પછી જ્યારે આખા મુડદાનું માસ કહોવાઇ ગયું અને કરોડો કીડા કીડીઓના ભક્ષણ રૂપ થઈ ગયું, ત્હારે હેમાથી હાડકાં એકઠાં કરી લેવામાં આવ્યાં, હેમને ધોઇને ઉજળાં કરવામાં આવ્યાં, આજુબાજુએ મીણ લગાડવામાં આવ્યું, ઠોલીઠાલીને અને કાપીકુપીને એક સરખા લાબા નળા બનાવવામા આવ્યા અને હસ્તી— પૂજાના દાંતના ઑર્ડરો જેમણે નોંધાવેલા હેમને મોકલી આપવામા આવ્યા. આ પવિત્ર ( ! ) દાંતમાંથી બીજી સેંકડો ચુડા—ચુડીઓનો જન્મ થયો અને સૌભાગ્યવતી સન્નારીઓના કરમાં તે બીરાજવા લાગી. તે દાત પવિત્ર હતો—લાકડા કરતાં વધારે ટકાઉ હતો;—

ચુડા—ચુડીઓ ઉતરાવતી વખતે સારૂં મુહર્ત જોવામાં આવ્યું હતું, છતાં તે પહેરનારી સંખ્યાબંધ સૌભાગ્યવતી બાળાઓ રંડાઇ હતી અને ત્હારે તે હસ્તીપૂજા કે તે દાંતની પવિત્રતા કે શુભ મુહૂર્ત વગેરે કાંઇ આડુ આવ્યુ નહોતુ, અને જે સૌભાગ્યવતીઓના ભાગ્યમાં સૌભાગ્ય ભોગવવાનુ નહિ જ લખેલું તેઓ તો રંડાય જ !

* *

આ પ્રમાણે કૉન્ફરન્સ અને ત્હેને અંગે થયેલી હસ્તીપૂજાનો મ્હારા તરફનો અહેવાલ સમાપ્ત થાય છે. આ અહેવાલ મ્હારા પોતા તરફનો" છે; તે વાચકોના ચિત્તમાં કાંઇ અસર કરશે તો હું મ્હને કૃતાર્થ માનીશ; છતાં જેઓ ઉક્ત કૉન્ફરન્સ તરફનો સત્તાવાર રિપૉર્ટ વાંચવાની ઇચ્છા રાખતા હોય ત્હેમણે શ્રીમતી ગુજરાતી ચુડીમુંદરીની ઑફીસમાં પોતાના ઑર્ડરો નોંધાવવા, એટલે રિપૉર્ટ છપાઇને તૈયાર થયે મોકલી આપવામાં આવશે.

ઇત્યલમ્ ॥ શાન્તિ ॥
20-2-11



# સંઘ વહાસ્નું શાસ્ત્ર

અથવા

# શાસનબાહ્યોની કૉન્ફરન્સ.

(૧)

મ્હારી એક ટેવ માટે મ્હને ઘણાંએ મગાંસબંધીઓ અને સાધુઓની ચાલુ ટોકણી છતાં, હું તે ટેવ હજી સુધી છોડી શક્યો નથી. તે ટેવ બીજી કોઈ નહિ પણ મ્હોટાઓના પડદા પાછળ નજર કરવાની છે. સામાન્ય લોકો આ ટેવને 'પરપંચાયત' કહેછે, અગ્રેજી ભણેલાઓ એને Carping Spirit કહે છે, વેષ ભણીને સાધુ બનેલાઓ એને 'અનર્થ દંડ વિરમણ વ્રતનો ભંગ' ઠરાવે છે, પરન્તુ મ્હારૂં મન એને 'જનહિતનું જરૂરી કાર્ય' માને છે,— સ્વાર્થમાં જ રચ્યાપચ્યા રહેતા બીજાઓ જે કામથી દૂર નાસતા ફરવાની પોતાની 'નૈતિક નિર્બળતા'ને 'ભદ્રીકતા'નો જામો પહેરાવે છે તેવા કામ માટે બહાર પડવાની ઓર વધારે આવશ્યતા છે એમ મ્હને મ્હારૂં માન સમજાવે છે. તેથી, નિંદા ખાતર નહિ પણ ખરૂ સ્વરૂપ જાણવા માટે અને જાણીને આત્મસ્વરૂપ બંધુઓને ચેતવવા ખાતર અને તે રીતે મ્હારા આત્મા પરનાં આવરણો દૂર કરવા ખાતર, હું હમેશાં, કહેવાતા અગ્રેસરો અને ગુરૂઓના હૃદયમાં Search-light સાથે પેસવાના અને ત્હેના તમામ ખૂણાખાંચરા તપાસવાના પ્રસંગ શોધતો જ ફરૂંછું, અને મ્હને એવા પ્રસંગો

અનેક જગાએ મળી પણ રહે છે. માત્ર સ્થૂલ દષ્ટિપર સ્થૂલ આંખોએ જ એવા પ્રસંગો જોવા મળે છે એમ કાંઇ નથી, ઘણી વખત નિદ્રાવસ્થામાં સૂક્ષ્મ ભુવનો પર એવી ' શોધખોળ ' ના પ્રસંગ મેળવવા પણ ભાગ્યશાળી થાઉ છું.

અને ગઇ રાત્રીએ મ્હને મળેલો પ્રસંગ, છેલા કહેલા પ્રકારનો જ હતો.

હકીકત એમ બની કે, ગઈ રાત્રે હું સાબરમતીના કિનારે ફરવા નીકળ્યો. મ્હારી શેઠાણી કલમદેવીએ આજે મ્હને મોડી રાત સુધી રોકી રાખ્યો હતો તેથી છેક ૧૨॥ વાગ્યા સુધી હું ચમકી શક્યો નહતો. બરાબર સાડાબારે તે અન્નદાતા શેઠાણીની આજ્ઞા થતાં હું સાબરમતીના પુલ તરફ ચાલ્યો. શહેરના મ્હોટામાં મ્હોટા બજારમાં થઇને જતાં રસ્તાખડયા પોલીસના માણસ સિવાય બીજું કોઇ મ્હારી દષ્ટિએ પડયુ નહિ. દિવસે સ્થૂલ ભુવન પર ધમાલ મચાવતા અને રાત્રીએ સૂક્ષ્મ ભુવન પર તોફાનમાં લાગેલા મનુષ્યો એક ક્ષણ પણ શુદ્ધ નિવૃત્તિ-આનંદનો સ્વાદ ચાખી શક્તા નથી એ વાતનું સ્મરણ થતાં મ્હને મનમાં ઘણું દુઃખ થયું;-મ્હારા અનેક આત્મબન્ધુઓ પર માયાએ નાખેલી દુઃખની જાળનો ખ્યાલ આવતાં મ્હારૂં હૃદય કાંપવા લાગ્યુ. આ સ્થિતિનું ભાન કરાવવા અને ત્હેમાંથી સર્વને ખેંચી બહાર કહાડવા અત્યારે કોઇ મહાત્માઓ આકાશમાંથી આવી ચ્હડે તો કેવું સારૂ, એવા વિચારમાં હું આગળ ને આગળ વધતો હતો એટલામાં મ્હારા કપાળ સાથે કંઇ નક્કર ચીજ અથડાઇ અને મ્હને કળ ચ્હડી, તેથી સઘળા હવાઈ કિલ્લા અંતર્ધાન થઇ ગયા ! જોઉ છું તો હું છેકજ પુલના નાકા સુધી આવી પહોંચ્યોછું અને

મ્હારા માથા સાથે જે નક્કર પદાર્થ અથડાયો હતો તે બીજું કશું નહિ પણ લોખંડના પૂલનો છેડો જ હતો ! રાત્રી અંધારી હતી, અંધશ્રદ્ધાળુ જનોના હૃદય જેવી, અને પૂલ પર રખાતા થોડાઘણા દીવા પણ અંધકારના કોઈ દીનોજાન દોસ્તોએ કોઈ અનોકિક સમારંભ ખાતર બુઝવી નાખ્યા હતા, એમ મ્હને પાછળથી માલમ પડયુ.

લોખંડ સાથે અથડાવું એ મ્હારા જેવાને માટે ઓછું દુ:ખદાયક નહોતું, જો કે આ દુનીઆમા ઘણાએ એવા ' રીઢા ' મનુષ્યો છે કે જેઓ લોખંડી હૃદયો સાથે જથુની દોસ્તી બાંધી ત્હેમા સુખ માને છે અને ગર્વ કરે છે. મ્હારો દેવ મ્હને એવો 'રીઢો' કદી ન બનાવો ! મ્હને તો તુરત જ કળ વ્હડી અને આંખો ખોલી જોઉં છું તો પૂલની મધ્યમા એક અનોકીક દેખાવ નજરે પડયો .......મહાત્માઓના એક સમ્મેલનનો ત્હા ઠાઠ જામ્યો હતો !

શું મ્હારા એક મીનીટ પરના સ્વપ્ન ખરા પડયા ત્હારે ? શું મહાત્માઓ કોઈ અજાણ્યા પ્રદેશમાથી ઉતરી આવીને અમને દુ:ખમા સડતા લોકોને—બાલ તેમજ આતરીક આગમા બળતા મનુષ્યોને સ્હાય કરવા-બચાવવા-દીલાસો આપવા-'આનંદ'નો આસ્વાદ કરાવવા પધાર્યા છે ? શું તેઓ અમારે માટે કાંઈ યોજનાઓ ઘડવાના ઇરાદાથી દૈવી કાૅન્ફરન્સ કે 'દેવસભા' ભરી બેઠા છે ?

અનેક ઉત્સાહક વિચારોમા મગ્ન થતો થતો હુ પૂલ પર સપગ બંધ ચાલવા લાગ્યો વીશેક ફીટ ચાલ્યો નહિ હોઉં એટલામા એક સાધુના વેશવાળો સખસ એક હાથમા લાંબી લાકડી અને બીજા હાથમાં ઓઘો લઈ દોડી આવ્યો અને મ્હોટેથી બરાડવા લાગ્યો

"ખબરદાર ! ખબરદાર !" હું સમજ્યો કે મહાત્માઓની સમક્ષ જનારે ઉદ્ધતાઇથી ન ચાલતાં નમ્ર બનવું જોઇએ એવી ચેતવણી આપવા માટે આ કોઇ ચોકીદાર બેસાડવામાં આવ્યો હશે. તેથી મ્હેં કોટનાં બુટન, ટોપી વગેરે ઠીકઠાક કર્યું અને કંતાનના બુટ એક બાજુએ રાખી દીધા. ઘણા જ ભક્તિભાવથી હું આગળ વધવા લાગ્યો; પરન્તુ તે ચોકીદાર મ્હારૂં કાંડું પકડીને અને ઓધો ઉગામીને બોલ્યો: " ખબરદાર બચ્ચા ! આ રસ્તે જવાનો હુકુમ નથી. સર્વે ઉપમા જોગ શ્રી શ્રી શ્રી.૦૦૦૦૦૦૮ શ્રી શ્રી જૈનાચાર્યોની અહીં મહાસભા ભરાઇ છે. જૂદા જૂદા વાડાના વ્યાઘ્ર જેવા મહાન નાયકો હમણાં અહીં અતિ અગત્યના ઠરાવો કરવામાં ગુંથાયા છે, માટે કોઇને આડા ન ઉતરવા દેવા ' એ કર્ત્તવ્ય સાથે મ્હારી અહીં નીમણુક કરવામાં આવી છે. માટે સીધા ઘેર જાઓ, નહિ તો જોયો છે આ રજોહરણો ? "

જાણવાથી તો મ્હને ત્હેમના માટે મ્હોટું માન પેદા થાય છે. પણ સાહેબ, આપે આ માટે અગાઉથી જાહેરખબરો ફેલાવી હોત તો આપને ઘણા વિદ્વાનોની ઉત્તમ સલાહનો લાભ મળત. હું ધારૂંછુ કે આપના ધર્મમાં પણ બેચાર ન્યુસપેપરો તો હયાતી ધરાવે છે જ."

"હા; પરન્તુ અમે ન્યુસપેપરોને પાપના ભંડારા માનીએ છીએ. છાપાનો ધંધો કરનારા લોકો માત્ર નિંદક અને ચમાવલા હોય છે, બે બદામ પણ રળી શકે નહિ એટલે કહાડે છાપા, અને પછી સાધુઓ પર જ મારે 'છાપા'; એવા તે છાપાવાળાને અમે તો મિથ્યાત્વી—નરકના અધિકારી માનીએ છીએ. વળી અમે સાધુઓ સર્વના અધિપતિ છીએ, તો પછી અમારે છાપાના અધિપતિઓની શી ઓશીઆળ પડી છે ? બસ તે ચમાવલા અમારી બાબતમાં શા માટે કાંઇ લખે ? અમે કિયા ગામમાં વિહાર કર્યો અને ક્હાં શું કર્યું તે બાબતના ખબરો છાપવાનો—અમારી બાબતમાં હાથ ઘાલવાનો અમને સલાહ આપવાનો એમને શુ **અધિકાર** છે ? એમને જોઇએ તો શ્રાવક**ની** બાબતમાં બળેને આડુ અવળુ સવા માઇલનું લાંબું લક્સીંગર ચીતર્યા કરે ! શ્રાવકો મરે ત્હેનું અમને કાંઈ સ્નાનસુતક નથી; પણ લાખો શ્રાવકને પાર પહોંચાડનાર એવા જે અમે ગુરૂદેવો, ત્હેમનું નામ પણ તેઓ **શામાટે** દઇ શકે?—બસ શા માટે નામ દઇ શકે—**હરામખોરો શા માટે નામ જ** દઈ શકે ! "

" પણ, સાહેબ ! આ બધી સુંદર દલીલો તો ખુદ છાપાવાળા આગળ કરવા જેવી છે. હું તો હમણાં ત્હમારા જૈન ધર્મની વાતો ત્હમને પૂછુંછું અને આપ નાહક આપના કોમળ મગજને શા માટે તપાવી દો છો ? ભલા આપ . . જો તે આપના છાપાવાળાઓથી

બપ ન પાડવાનો આપનો નિશ્ચય વાજબી હશે એ વાત હું માની લઉંછું, પરન્તુ આ સભા રાત્રે ન ભરતાં દિવસે ભરી હોત તો શું હરકત હતી ?" મ્હેં ઠાઉકું મ્હોં રાખી પૂછ્યું.

" દિવસે ! ખરે ત્હમે કોઇ ભલા આદમી જ જણાઓછો. ત્હમને શું એટલીએ ખબર નથી કે સંસાર અને સાધુ એ બેને હમેશ વૈર જ છે ? બન્નેના રસ્તા તદન જૂદા જ છે એટલુંએ ત્હમે નથી જાણતા કે ? અમો સાધુજનો અમારા શાસ્ત્રની વાત, બહાર કહેવામાં પાપ માનીએ છીએ. અમારાં શાસ્ત્રો માત્ર સાધુ જ વાંચી શકે, ખુદ અમારા શ્રાવકોને પણ તે વાંચવાનો તો 'અધિકાર' નહિજ; તે તો અમારી મરજી મુજબ લખેલાં મનઃકલ્પીત ગ્રંથો જ વાંચવાને હક્કદાર, અને ત્હેમાં પણ શંકા-કંખા કરવાનો અમે ત્હેમને લેશ માત્ર અધિકાર આપતા નથી. હવે જ્હારે અમે અમારાં અતિ કિમતી શાસ્ત્રોનું આટલું બધું જતન કરીએ છીએ ત્હારે શું અમારી સભા લોકો વચ્ચે અને દિવસના વખતે કરવી એ મહા પાપ ન ગણાય કે? આજની અમારી સભાનો આશય પણ એ જ છે કે, જે અમારા ભક્તો અમારી ચમત્કારીક અને રહસ્યપૂર્ણ વાતો બીજાને કહી દે છે ત્હેમને માટે અમે કાંઇ વિચાર કરવા માગીએ છીએ. અરે ઓલીઆ માણસ ! શું રત્નો તે ખુલ્લાં રખાતાં હશે કે ?"

" નહિ જ ! " મ્હેં હસવું દબાવીને કહ્યું " આપ જેવાં ચીંથરે બાંધ્યાં રત્નોને ખુલ્લી હવામાં રાખી શકાય નહિ જ. આપના તેજથી આંધળાને બેઠાં ફોડવાનો વખત આવે અને એ પાપથી વળી પાછી આપને છઠ્ઠી-સાતમી નરક મળે ! સાહેબ, આજ કાલ તો નરકો બહુ જ સસ્તી થઇ ગઈ છે. મ્હને લાગે છે કે, આપના જે

ભક્તો આપની ' ચમત્કારીક અને રહસ્યપૂર્ણ વાતો ' જાહેર કરતા હોય ત્હેમને નરક જ ભળાવી દો તો કેમ, સાહેબ ? "

" બરાબર, બરાબર, હવે ત્હમે 'સમકિતી' બન્યા ખરા ! સદ્ગુરૂ મળ્યા સિવાય કોઇ સમકિત રસ્તામાં પડયું છે કે ? હા, અમે પણ તે વંઠેલાઓ માટે નરકની શિક્ષા જ ઠરાવવા ધાર્યું છે. અને નરક પણ કેવી ? બેવડી પરલોકમાં તો નરક મળશે જ પરન્તુ આલોકમાં પણ અમે એમને નરક જેવા દુખો દઇશું. અમે એમને સંઘ બહાર મૂકીશું, પોળ બહાર મૂકાવીશું, અમારા ધનાઢય ભક્તોના પૈસાની મદદથી ત્હેમના ઉપર બેચાર ખોટી ફર્યાદો કરાવી ખાલીખમ કરી નાખીશું અને લાગ પડશે તો—"

" હા, હા, સમજ્યો એ તો, લાગ પડે તો ધોલતમાચા પણ કરી લ્યો, એજને ? ખરેખર ત્હમે પુરેપુરા 'જૈન' છો-'જીતનારા' છો."

"કેમ ન હોય ? અમારો પહેલો નોકાર જ એવો છે કે ' नमो अरिहंताणं ' એટલે અરિ કહેતા દુશ્મનને હણે ત્હેને અમે નમસ્કાર કરીએ છીએ અમારો ગુરૂમત્ર લે ત્હેને અમે પહેલા એ જ શિખવીએ છીએ કે અમારા વાડા બહાર સદ્ગુણ કે જ્ઞાન, ચારિત્ર કે તત્વજ્ઞપણું હોઇ શકે જ નહિ અને અમારા સિવાયના બધા મિથ્યાત્વી છે-નરકમાં જવાના છે, માટે જેમણે તરવું હોય ત્હેમણે અમારા શિષ્ય થવું અને 'અરિ કહેતાં દુશ્મનને હણવા' નો મંત્ર શીખવો રાજા લોકોના નામની પાછળ જે 'જી' પ્રત્યય લગાડાય છે તેનો જ 'જી' પ્રત્યય અમારા નામ પાછળ લગાડીએ છીએ, અથવા વિજયસૂચક બીજા પ્રત્યયો લગાડીએ છીએ અને હરકોઇ રીતે જય મેળવવામાં ઘણા પ્રવીણ છીએ ત્હમે પણ અમારા ટોળામાં

બળો તો ત્હમને કોઈક દિવસ તે મહાન શાસ્ત્ર શિખવાનો 'અધિકાર' પ્રાપ્ત થશે અને નરકની મગદૂર નથી કે ગમે તેવાં કામો કરવાં છતાં ત્હમારૂં નામ દઇ શકે. કેમ થાય છે મરજી ?"

આ વાતચીતથી મ્હારા મનમાં જે દુઃખ થયું તે કહી બતાવવાની આ જગા નથી; અને તે માનનારા પણ થોડા જ હશે એમ સમજી હું તેવો પ્રયત્ન જ કરીશ નહિ. મ્હેં નીચા નમી, આ શત્રુને હણવાની વિદ્યામાં પારંગત પુરૂષને નમન કર્યું અને પછી આજીજી કરી: "મ્હારે કૃપા કરી મ્હને પણ આપના વાડામાં દાખલ કરી પવિત્ર કરો."

"ચાલો મ્હારી પાછળ; પણ જોજો ખબરદાર ચૂં કે ચાં બોલ્યાછો તો !" એમ કહી તે યોદ્ધો આગળ ચાલ્યો અને હું પાછળ પાછળ ચાલવા લાગ્યો. પૂલની મધ્યમાં પહોંચતાં અમે થોભ્યા. અહીં ધોળાં અને પીળાં વસ્ત્રમાં સજ્જ થયેલા સાધુઓ એક લાઇનમાં ગોઠવાઇ ગયા હતાં. એકેક સાધુને ઘેરીને દસદસ શ્રાવકોનું ટોળું અંગુઠા પકડી ઉભું હતું. તે શ્રાવકોની ગુજરાતી-કાઠિયાવાડી મારવાડી એમ વિવિધ જાતની પાઘડીઓ પૈકી કેટલીક તો જમીન પર પડી ગઇ હતી. કેટલાકે ધોતીઆં ને કેટલાકે પાટલુન પહેર્યાં હતા. કેટલાકે અંગરખાં ને કેટલાકે કોટ સજ્યા હતા. ત્હેમાંના કેટલા મુછવાળા હતા અને કેટલા બડમુછીઆ હતા તે હું બરાબર જોઇ શક્યો નહિ; કારણ કે અંગુઠા પકડવાને લીધે તેઓનાં મ્હોં જમીન તરફ હતાં અને વળી દીવા વગરની અંધારી રાત્રી હતી. તે અંધકારમાં સર્વત્ર ચુપકીદી ફેલાઇ રહી હતી. આગલે દિવસે વર્ષાદ ઘણો થયો હોવાથી ( સ્વપ્નની વાતો આવી જ સાચી સમજવી ! ) નદીમાં પુર આવેલું હતું ત્હેની છોળોના અવાજ સિવાય અંધકારની

ચુપકીદીમાં ભંગાણુ પાડવાની હિમત કોઇ ધરી શકે તેમ ન હતું.

જેવા અમે આ મહાન **પરિષદ્** અથવા **સાધુસભાની** નજદીકમાં આવી પહોંચ્યા કે અગુંઠા પકડેલા શ્રાવકો પૈકી એકે માથું ઉચું કર્યું અને મ્હારા તરફ જોયું. તે કાંઇ બોલવા જતો હતો પણ એકાએક ત્હેના ગુરૂ સિંહનાદથી તાડુક્યા: " અરે કમબખ્ત ! ઓ મિથ્યાત્વી ! અય અભવી જીવ ! અમારી મંજુરી સિવાય ઉચું માથું કરવાની હિમત ધરનાર તુને હવે મહાન શિક્ષા કરવી પડશે. ઓ ગુરૂદ્રોહી ! ગુરૂના હુકમનો અનાદર કરીને ઉચુ માથું કરતાં ત્હને શું આંચકી ન આવી ? ત્હારા હાથ પગ—ગળી ન ગયા ? થોડા કલાક અગુંઠા પકડવાથી શું તું મરી ગયો ! ગુરૂ કહે તો કૂવામાં પડવા તૈયાર થવું જોઇએ, રે ધન-ધાન-દેહ-કુટુંબ વગેરે સર્વ અર્પણ કરી દેવા તત્પર રહેવું જોઇએ, ત્હેને બદલે હમ ખેંચીને અંગુઠા પકડી રાખવા જેટલી પણ ભક્તિ ત્હારાથી ન બની ! **ખરેખર; હવે જમાનો બદલાયો.** ભક્તો અવિનિત અને સ્વચ્છંદી થવા લાગ્યા, માટે હવે તો **આટલેથી જ ચેતીને** સખત બંધારણ કર્યા વગર નહિ જ ચાલે. " એમ કહેતાથી સાથે એના માથામાં એક રજોહરણ માર્યો, એની પાઘડી નીચેની નદીમાં ફેંકી દીધી અને ધમકાવીને એક 'માફીપત્ર' લખાવી લીધું કે —

**" મ્હેં આપ ગુરૂવર્યની આજ્ઞા વિરૂદ્ધ નવા આવતા સખસનું મ્હોં જોવા ખાતર ઉંચું માથું કર્યું; એ ખરેખર મ્હારી ભૂલ હોય એમ મ્હને જો કે સમજાયું તો નથી જ, પરન્તુ ગુરૂનાં વચનમાં શંકા—કંખા રાખવી એ સાતમી નરકને લાયકનુ પાપ છે એવો ગળથુથીમાં આપે "**

મંત્ર યાદ કરીને અને આપનો હમણાંનો હુકમ માથે ચ્હડાવીને આપની ક્ષમા ચાહું છું—ઘૂળ ચાટું છું--'ગુલામી ખત' લખી આપું છું કે હવેથી એવી નાપાક હિંમત કદી ધરીશ નહિ; અને અંગુઠા પકડતાં કદાપિ દિવસો અને જુગો વહી જશે તથા ઝાડો—પેશાબ રોકવાથી કદાપિ મહા અસાધ્ય દરદો લાગુ પડશે તો પણ આપની આજ્ઞા વિરૂદ્ધ માથું ઉંચું કરીશ નહિ. વિજય હો વિજયાધિપતિનો!"

અંધારે ને અંધારે લેખ લખાયો અને કાગળીઉં હાથમાં લઇ મહારાજાધિરાજ ખોંખાર્યા અને મ્હોટેથી બોલ્યાઃ "હડહડતો પંચમ યુગ આવી પુગ્યો છે. ભક્તિનું સત્યાનાશ જવા બેઠું છે એ સાધુઓ! હવે આપણે બહુ ચેતવાનું છે. અંગ્રેજો આ દેશમાં આવીને અહીંના ભક્તિપરાયણ લોકોને ન્યાયશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર શીખવવા માટે કમર કસી રહ્યા છે અને 'શા માટે' એવો સવાલ કરતાં શીખવીને સર્વને ઉશ્કેરી ઉશ્કેરીને નાસ્તિક બનાવવા લાગ્યા છે. આર્યસમાજીઓ પોપલીલાને હાંકી કહાડવાને કોદાળો-પાવડો લઇને મંડી પડ્યા છે. થીઓસોફીસ્ટો ફીલસુફીનો સવાદ ચખાડી આપણા ભક્તોને અધ્યાત્મી—નકામા નમાલા બનાવવાના ઉદ્યમ કર્યા કરે છે. ખ્રીસ્તીઓએ તો હવે આપણા વાડામાં પેશીને આપણા હાથમાંથી બકરાં ઉપાડવાં માંડ્યાં છે—ગઇ સાલજ એક એવાને તેઓ લઇ ગયા, માંસાહારી બનાવી દીધો અને આપણે વા ખાતા રહી ગયા! આમ ચોમેરથી આપણી હદ દબાવવાવાના ઘાટ ઘડાવા લાગ્યા છે. અને આપણા ભક્તો પણ એમની અસર તળે આવવાથી ઉંચું માથું કરવા કાંઇક કાંઇક હિંમત ધરવા લાગ્યા છે. એવા વખતમાં જો આપણે નહિ

ચેતીશું તો જરૂર આપણું રાજ્ય ગયું જ સમજજો. આપણું પ્રતાપી નામ લજવાશે અને આપણી હાર થતાં છતેલા લોકો આપણુને ઘરના કે ઘાટના નહિ રહેવા દે; કારણ કે આપણે ઘરના કામના નહોતા ત્હારે કે ઘરનું કામ કરી શકતા નહોતા ત્હારે સાધુ બન્યા હતા અને ક્રમેક્રમે મ્હોટા સિદ્ધ બની મહારાજાધિરાજનું પદ પામ્યા હતા; અને હવે આપણુને દરરોજ સવામણ માખણ ચોપડનારા ગુલામો સિવાય ઘડી પણ ચાલી શકે તેમ નથી, દરરોજ માલ-મલીદા સિવાય દિવસ ગુજારવો તથા કુથલીમાં 'હાજી હા' કરનારી 'ચાટણ—ચોકડી' સિવાય રાત્રી ગુજારવી એ તદ્દન અમલ છે. માટે જો આપણી હાર થાય તો સંસારમાં જઇ આપણે શું ઉધમ કરવાના હતા? દાણાપીઠમાં ઘઉં-બાજરીના થેલા ઉપાડવા જેવા કદાવર આપણાં શરીર છે એ વાત ખરી, પણ નિરૂધમી રહેવાથી એમાં કાંઇ ચેતન રહ્યું નથી, શક્તિ રહી નથી, તેથી વૈતરૂ પણ થાય તેમ નથી. માટે ઓ સાધુઓ! ઓ અરિ કહેતાં દુશ્મનને હણુનારાના પુજારીઓ! સાંભળો, એક કાન થઇ લક્ષ આપો, અને આ હડહડતા કળીકાળમાં આપણું રાજ્ય નિષ્કંટક શી રીતે ચાલે એ બાબતમાં વિચાર કરી અહીંને અહીં કાંઇક ઠરાવો ઘડો; કારણ કે આપણે જેટલું **અન્યધર્મીઓની** હરીફાઇથી ડરવાનું છે તેટલુંજ, ઉંચું માથું કરવાની હિમત લેવા તલપી રહેલા **સ્વધર્મી** ભક્તોથી પણ બ્હીવાનું છે.—અરે ખુદ આપણા વર્ગમાંના—**સાધુવર્ગમાંના** કેટલાકોથી પણ બ્હીવાનું છે. લોખંડની કુહાડીમાં લાકડાનો હાથો ભળ્યા સિવાય કાંઈ લાકડાં કપાતાં નથી. કેટલાક રિખો, વિજયો અને સાગરો અધ્યાત્મની વાતો કરવા લાગ્યા છે, તેઓ માધ્યસ્થ વૃત્તિની તોપો મારવા લાગ્યા છે, તેઓ **સઘળી પ્રજાને એકાકાર કરવાના** ઘાટ ઘડવા લાગ્યા છે,

હજી આપણું બળ છે તેથી તેઓ કાંઇક દબાયલા પડી રહ્યા છે પણ કાળા નાગની પેઠે લાગ શોધતાજ બેઠા છે અને આપણને ક્યારે ડંસશે તે કહી શકાય નહિ. આમ આપણે માથે **ચોતરફથી** દળ ચ્હડી આવ્યું છે. આવું સંકટ તો આપણા મહાવીર ભગવાન પર પણ નહિ આવ્યું હોય; **એમને** માત્ર ખાબોચીઆમાં તરવા જેવું સહેલું કામ કરવાનું હતું. અનાર્યોમાં જઇને અટંપટં સમજાવી દેવું એમાં મ્હોટો પરિસો શો થઈ ગયો ? પણ આપણે તો **વીસમી** સદીના લોકોને અંગુઠા પકડાવી રાખવા છે, ધોળે દિવસે આપણે તો **અંધારૂં** કરી બતાવવું છે, **ચેતન** હૃદયોને જડ બનાવવાનું મહા કઠીન વ્રત આપણે અંગીકાર કર્યું છે; માટે ખરેખર આપણું કામ આપણા ભગવાનના કરતાં પણ ઘણું દુક્કર છે. "

" દુક્કર, ખરેજ દુક્કર ! દુક્કર-દુક્કર-દુક્કર " ભકતોએ હુંકારો દીધો અને આકાશે ત્હેનો પડઘો પાડયો.

" સાબાસ છે ! મ્હારા મિત્રો !" વક્તા મુનિરાજ, સાધુપરિષદનું પ્રવેશિકા તુલ્ય ભાષણ આગળ ચલાવતાં બોલ્યાઃ " સાબાસ છે ત્હમને; ત્હમે ત્હારે વસ્તુસ્થિતિ બરાબર જોઈ શક્યા છો ખરા ! આ જાણી મ્હને હર્ષનાં આંસુ છુટેછે. આ આંખો કે જે સ્વનાં કે પરનાં ભયંકર દુઃખો વખતે કદી ભીની થઇ નથી, તે હમણાં ત્હમારી બહાદુરી જોઇ હર્ષાશ્રુ ટપકાવેછે. આ હૃદય કે જે ભકતોને વરસો સુધી અંગુઠા પકડાવી રડાવવા છતાં કદી ભીંજાતું નહિ તે હમણાં ત્હમારી હિમત જોઇ પ્રેમાર્દ્ર બન્યું છે. આવો, ત્હમે **સ્થાનકવાશી** પંથના સાધુઓ ! અને સાગર ગચ્છના સાધુઓ ! આવો ત્હમે વિજયના વીરો અને બીજા **તમામ** યોદ્ધાઓ ! આપણે આજ સુધી એક બીજાથી દૂર નાસતા ફરતા પણ આપણા સમાજને માથે હવે જ્યારે સંકટનું વાદળ ઘેરાઈ

આવ્યું છે ત્હારે આવો આપણે સર્વ એક થઇએ અને આપણા સઘળાના સામાન્ય શત્રુઓ સામે આપણાં સઘળાં અસ્ત્રશસ્ત્ર ઉગામીએ. આવો અરિ કહેતાં શત્રુને હણવામાં નિપુણ સૈનિકો ! આવો અને એક પછી એક ઠરાવો સૂચવો, કે જે ઠરાવોથી આપણને **આપણા પૈકીના** સાધુઓ અને શ્રાવકોથી નિર્ભયતા મળે અને **બહારનાઓથી** પણ નિશ્ચિંતતા મળે. મિત્રો ! આજની બેઠકને ફતેહમંદ બનાવજો. પરન્તુ યાદ રાખજો કે સૂર્યોદય થતા **પહેલામાં** આપણે વીખરાવું જ જોઇએ. માટે ત્હમારાં ભાષણો ટુંકા કરજો."

"ઘણી ખમ્મા ! અન્નદાતા વિજયાનંદ મહાત્માને ઘણી ખમ્મા! અન્નદાતાને ઘણી ખમ્મા ! " ચોતરફથી ગર્જના થઇ રહી અને શાન્ત આકાશે ત્હેનો પડઘો પણ વફાદારીથી પાડયો. તે બીચારૂં નિષ્પક્ષપાત આકાશ ! રાગ અને દ્વેષ વગરનું આકાશ ! સારા તેમજ ખોટા, મધુર તેમજ કઠોર, દરેક અવાજનો પડઘો નિમકહલાલીથી પાડે છે.

હર્ષવિજય નામના બીજા સાધુ હવે ખોંખારો કરે છે અને પોતાની જગાએ બેઠાબેઠા જ ફરમાવે છે "ઓ સાધુઓ ! મહાત્મા વિજયાનંદજીનું અમૃત તુલ્ય વ્યાખ્યાન ત્હમે સાભળી ચૂકયા છો. પણ મ્હારે ત્હમને એક વાત કહેવાની રહે છે કે, મહારાજે પોતાના વ્યાખ્યાનમાં 'ભાષણ' એવા શબ્દનો ઉચ્ચાર કરીને મહા પાપ બાંધ્યું છે; માટે તે ગંમે તેવા મ્હોટા આચાર્ય હોય તેથી શું થયું? —હેમણે આપણી રૂબરૂમાં પ્રાયશ્ચીત લેવુ જ પડશે. ભાષણ ? શું સાધુઓ ભાષણ કરે ? પેના આજકાલના વદી ગયેલા–વંઠી ગયેલા ઉધરેલાઓ ભાષણ કરે તે જોઇ આપણે પણ શું ભાષણ કરવું ! એ લોકો કરે તે કામ આપણે કરીએ તો ત્હેમને આડકતરૂ

ઉત્તેજન જ મળે તો ? તેઓ જે કરે તેથી આપણે પરહેજ રહેવું અને તેઓ જે ન કરતા હોય તે આપણે ખાસ કરવું, એવો આપણો નિશ્ચય હોવાથી જ આપણે અહીં શાહેરબહાર અને રાત્રીના વખતે આપણી સભા ભરી છે અને દીવા પણ બુઝવી નાખ્યા છે. માટે હવે તે વંઠેલાઓની પેઠે આપણો કરવાની સલાહ આપનાર મહાત્માએ પ્રાયશ્ચીત લેવું જ જોઇશે.'

અંગુઠા પકડીને ઉભેલા પૈકી એક શ્રાવકે નીચી જ ગરદને જવાબ વાળ્યો: "મહારાજ સાહેબ ! અન્નદાતા ! આવી આવી તકરારો કરશો તો ચાર તો સ્હેજે વાગી જશે અને પ્રભાતમાં હવા ખાવા માટે નીકળતા સુધરેલા શત્રુ લોકોનો પગરવ થવા લાગશે. માટે હવે તો જે કામ માટે આપ સર્વ અન્નદાતાઓ અત્રે પધાર્યા છો તે કામ ઝટપટ આટોપી લો તો ઠીક; અમારો વાંસો પણ ફાટે છે અને અમારો જીવ મુંઝાય છે, માટે—"

"માટે જ લેતો જા." એકાએક વિજયાનંદજીએ રજોહરણ-નો પ્રહાર તે શ્રાવકના વાંસા પર કર્યો અને કહ્યું "શું તું ટકાનો સાવકડો અમો સાધુલોકની બાબતમાં સલાહ આપવાની હિમત ધરીશ ? શુ તું બહુ પંડિત થઇ ગયો છે ! શું તુ અમારી પેઠે કાશીમાં રહી દસ વર્ષ અભ્યાસ કરી આવ્યો છે ? શું તું લોકોનાં છોકરાં ભગાડવાની વિદ્યા તથા વશીકરણાદિ અનેક વિદ્યાઓ શીખીને શાસ્ત્રપારંગત બન્યો છે ? તુ કોણ ! બસ આજકાલનું તે સાવકડું કોણ ? અમારી બાબતમાં માથું ઘાલવાનો ત્હને અધિકાર શો ! અને વાસો ફાટતો હોય તે ન ખમાતું હોય તો ચાલ ત્હને આપણે નદીમાં ફેંકીને એક સામટો દુઃખમુક્ત કરી દેઉં. જો બિચારો ચમાવલો થઇ ગયો છે તે !"

દુર્ષાનંદજીના શિષ્યને મળેના આવી જાતના સત્કારથી શ્રીમદ્ દુર્ષાનંદજીને પણ પુરૂ તો લાગ્યું જ અને ત્હેમણે પોતાના દસે ભક્તોને આંખનો ઇસારો કર્યો એટલે તે દસે 'જાનવરો'ના 'માણુસ' બની ગયા અને વિજયાનંદજી પર કૂદી પડયા તોફાન વધી પડયું મુક્કાબાજી, લાતંલાતા, રજોહરણ અને સોટીના પ્રહાર અને ગાળાગાળાનો વર્ષાદ વર્ષી રહ્યો. અફસોસ એટલો જ હતો કે અહીં રામાયણનો લખનાર વાલ્મીકી કે ઇલીઅડનો લખનાર હોમર કવિ હાજર નહોતો, નહિ તો કોણે પ્રથમ ધા માર્યો, તે કોને કેટલો વાગ્યો, તેથી ત્હેણે કેવી પ્રતિજ્ઞા જાહેર કરી અને વૈરે કેવું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું, રજોહરણો કેટલા ભાગ્યા અને મુહપતિઓ કેટલી ફાટી, ફાંદો કેટલી ફુટી અને હાથ પગ કેટના ધાયલ થયા તે સર્વનો સાચેસાચો હેવાલ બહાર પડત અને મ્હારા વાચકોને તે મફતનું નાટક પ્રત્યક્ષ જોવા જેટલો લાભ મળત.

મારવાના અને લોકોમાં હલકા પાડવાના કેવા ઘાટ તેઓ ઘડે છે! ધણીની શય્યા બીગાડનારી આ સતીઓ હવે વધુ વાર જૈનોને નથી જોઇતી, ઓ પ્રભો! અમારે નથી જોઇતી, ઓ સીમંધર સ્વામી! અમારે નથી જોઇતી. ઓ પિતા! મહાવીર! હેં બરાબર જ કહ્યું હતું કે "મ્હારા અનુયાયીઓ 'વક્ર' અને 'જડ' થશે"—એમજ બન્યું છે; દરેક નવો ઉગતો દિવસ અમને ત્હારા ભવિષ્ય કથનનું સત્ય વધારે સ્પષ્ટ કરી બતાવે છે. આ સાર્વભૌમ મહારાજાઓ જૈનેતરને ગાળો દેવા ઇચ્છે છે, જૈનોને મારવા ઇચ્છે છે, ખુદ આત્માર્થી સાધુઓને પણ ત્રાસ આપવામાં પોતાનો ધર્મ સમાયલો માને છે, એમને કોણ અને કેવી રીતે સમજાવી શકે?—રે તેઓ પોતાની ચોકડીમાં ભળે એવા લોકો સાથે પણ સંપીને રહી શકતા નથી. પણ એમાં ત્હેમનો શો દોષ છે? 'અજ્ઞાન' એ એકજ 'કારણ' છે અને જડતા, વક્રતા, ક્લેષ, સંકુચીત હૃદય, નિંદા, તોફાન આદિ સર્વ તે 'કારણ'ની સંતતીઓ છે. અજ્ઞાનીને સોંપાયલી સાર્વભૌમ

-

કરી ગુરૂઓની સંખ્યા વધારતા જ ગયા, તો વીંછણનાં બચ્ચાંઓ વીંછણનું પેટ ફાડશે જ એમાં આશ્ચર્ય શું ? કલેષ અને ઇર્ષા, વૈરવૃત્તિ અને નિંદા એ શું એક સાધુનાં કામ હોઈ શકે ? પણ 'સાધુ' શબ્દનો અર્થ જ કોણ સમજે છે ? ભગવાને દશવિકાલીક અને આચારાંગ આદિ સૂત્રો ભાખ્યાં એ તો માત્ર ચોથા આરા માટે ! આ પાંચમા આરામા હેનો અમલ કરવા કાંઇ સાધુઓ બંધાયલા નથી ! પાંચ માણસ વચ્ચે કોઇની નિંદા કરવી, ઇજ્જત જાય એવા શબ્દો બોલવા એ ફોજદારી ગુન્હો થાય છે એમ પીનલકોડ કહે છે પણ આ સાર્વભૌમ રાજાઓને કાયદાનો પણ ડર નથી, કારણ કે તેઓ સારી રીતે જાણે છે કે એમના, અંગુઠા પકડીને અદ્ધર રહેવા શ્રાવકો ગમે તેમ માર ખાવા છતાં ગુરૂ સામે ફર્યાદ કરવાના નથી જ. અને સરકાર પણ જરા વિશાળ હૃદયની હોઇ હજારો રૂપીઆના ખર્ચે સાધુઓ માટે અણાયલા બૅરીસ્ટરોની જાળ ચીરવા જેવી દલીલો સાંભળી મહાન ખળભળાટ કરનારા બડેખાંઓને જતા કરી દે છે, સરકારે લ્યુથરનો અને કરસનદાસ મુળજીનો દાખલો યાદ કરવો જોઇએ છે અને સુધારકોના સામે કેટલું મ્હોટું દળ ધુરકીઆં કરી રહ્યું હોય છે એ બાબતનો ખ્યાલ મનમાં લાવીને તથા એ ધુરકીઆં કરનારને સરકાર તરફનો લેશમાત્ર વિજય મળવાથી તેઓ કેટલા જોરમાં આવી જશે અને કેટલા વધુ જુલમો કરશે—સુલેહના ભંગમાં કેટલાક સભવ ઉત્પન્ન થશે—આ બધું સરકાર લક્ષમાં રાખીને પછી જ નિર્માલ્ય જેવા દેખાતા પણ અગત્યના જ્ઞાતિ કે સંઘ સબંધી મુકદ્દમાઓમાં ફેંસલો આપવો જોઇએ છે. સરકાર આટલું તો સારી રીતે જાણે છે કે શું ઇંગ્લાડમાં કે શું હિંદુસ્તાનમાં પોપલીલાઓ

ઘણી થઈ ગઈ છે અને બખેડાંઓનો જુલમ હદપારનો વધી ગયો છે. એમને કાંઈ મળવાથી તેઓ કેટલા વકરી જશે અને કેટલાં સુલેહનાં ભંગનાં કામો થશે એ બાબતનો કાંઈક ખ્યાલ દરેક મૅજીસ્ટ્રેટે રાખવો જોઈએ છે. Masses અથવા જનસમુહના વિચારોથી જુદા પડવાની હિમત ધરવી એ એક માણસને માટે કેટલું મુશ્કેલ છે, તેમાં પણ મામલો જ્યારે ટોચે ચ્હડયો હોય, એટલી બધી ઉશ્કેરણી હોય તેવે પ્રસંગે ખરો અવાજ ઉઠાવનારને કેટલું સહવું પડે છે તે સામાન્ય બુદ્ધિ ( Common Sense )-થી સરકારે વિચારવું જોઈએ છે અને ઇશ્વરે આપેલી વિવેક બુદ્ધિ આગળ, માણસે કરેલા કાયદાના વાળ ચીરવા જેવા ગુંચવાડાને ન જ ફાવવા દેવા જોઈએ ”

ફરી સભાનું કામ ચલાવવા લાગ્યા. સારા નસીબે મ્હારો પેલો ગુર તો પોતાના એક સાધુમિત્રના મારથી લગભગ બેશુદ્ધ જેવો પડેલો હતો એટલે મ્હને પોલીસ તરીકે ખપવામાં કાંઇ વાંધો નડયો નહિ. મ્હેં કહ્યુંઃ "અરે! ત્હમે લોકો કોણ છો? અને અહીં શા માટે આવ્યા છો? આ દીવા કેમ બુઝાવી નાખ્યા છે? ખરેખરૂં કહો, નહિ તો દરેકને લોખંડી સાંકળાં પહેરાવી દેઇશ. સાણી અંગ્રેજ સરકાર આગળ કાંઇ ધર્મનું ખોટું નામ ધારણ કરીને ઢોંગ કરનારા ફાવી શકશે નહિ. કોઇ ધર્મ જૂઠું બોલવાની કે મારામારી કરવાની કે રાત્રીને વખતે તોફાન કરવાની મંજુરી આપતો નથી, માટે ધર્મનું બ્હાનું છોડી દો અને ખરૂં હોય તે કહી દો."

સાધુઓના ભક્તો-વાણીઆ ભાઇઓ આંખો મટમટાવવા લાગ્યા અને ત્હેમનાં પોતીઆં ઢીલાંઢફ થઇ ગયાં. કેટલાકો જરા બીજાઓ કરતાં વધારે હિંમતવાળા હતા તેઓ માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે "આને શું જવાબ દેવો હવે?"

લાગલોજ એક વિદ્વાન સાધુ હડ્યો અને ત્હેણે એક મ્હોટા ધખાલા- વાળા પોતાના શિષ્યના કાનમાં કાંઇક ગુરૂમંત્ર મૂકયો. એટલે તે મ્હારી પાસે આવ્યો અને મ્હને પૂલની પગથી પર લઇ જઇને કહેવા લાગ્યોઃ "સા'બને કહુ, એ ટો કાંઇ નડી. એ ટો અમાડા ઢરમ ગડુ છે અને ઢરમઃ ચડયા' કડે છે, એ—સા'બને કહું—અમાડા ઢરમની વાટો તો બહુ ઝેણીને, ટે ચડયામાં જડા બોલાબોલીય ઠાય. પણ, —સા'બને કહુ—આપ સા'બે અમાડા ભલા માટે અહીં પઢાડવાની ટરડી લીઢી માટે અમે આપનો મોટો આભાડ માનીએ છીએ અને આ પાંચ હજેડનો મોટીનો કંઠો 'આપને અડપન' કડીએ છીએ."

"વાહરે શેઠીઆ !" બવાં ચ્હડાવી મ્હેં કહ્યું " ધંધા તો બહુ સારા કરોછો. પવિત્ર સરકારની નિર્મળ પોલીસને આવી રીતે ભ્રષ્ટ કરવાની ત્હમારી ઇચ્છાઓ હવે છોડો, નહિ તો માર્યા જશો. મ્હને તો જૈન ધર્મ પ્રત્યે કાંઇક પ્રેમ છે એટલે હું ત્હમને તે ધર્મખાતર જ જતા કરૂંછું; બાકી કોઇ માથાનો મળશે તો ત્હમને વસમું પડશે. શેઠ! લાંચો આપવાની જરૂર ક્યારે અને કોને પડે છે? માત્ર અપરાધીને જ. તો પછી અપરાધ ગણાય એવું કામ શા માટે કરોછો? ત્હમને જો શાસ્ત્રોનો ડર ન હોય, પરમેશ્વરનો પણ ડર ન હોય, તો છેવટે સરકારના કાયદા તો અવશ્ય વાચી જાઓ અને એથી ડરીને ચાલો. દુનીઆમાથી ગુન્હાઓ અટકાવવા માટે વગર પગારે ફરતી કોઈ પોલીસ હોય તો તે જૈન સાધુઓની છે, પણ ત્હમે જૈનોએ ત્હેમને એવા બગાડી દીધા છે કે ખુદ ત્હેમને જ પોલીસના હાથમાં પકડાવું પડે એવો વખત આવી પુગ્યો છે. જૈનધર્મનાં પાંચ વ્રતો પાળનાર માણસ કદી કોઇ ગુન્હામાં આવી શકે જ નહિ. એ શું

મહાત્માની મહાભારત મગજરૂપી તીજોરીમાંથી જેટલા રત્ન નીકળી શકે તેટના નીકળવા દો. ચલને દો છઈછિ ! "

શેઠ પોતાના ગુરૂ પાસે ગયા, સર્વ હકીકત નિવેદન કરી અને સાધુઓએ નિશ્ચિતપણે પોતાનું કામકાજ શરૂ કર્યું. 'ભાષણ' કરવાની સામે તો 'પ્રોટેસ્ટ' ઉઠેલી હોવાથી તે વાત તો બંધ રહી હતી તેથી હવે માત્ર ઠરાવો રજુ કરવાના હતા અને પસાર કરવાના હતા. પરન્તુ તે પદ્ધતિ પણ ' સુધરેલા 'નું અનુકરણ કરવા જેવી ગણાઈ અને છેવટે એમ ઠર્યું કે એક સાધુએ પોતે ગોઠવી રાખેલા ઠરાવો કહી સભળાવવા અને તે સવળાએ કબુલ રાખવા અને એટલેથી સભાનું કામ સમ્પૂર્ણ થયુ માનવું.

મહામહોપાધ્યાય શ્રીમાન્ ધર્મશેખરજીએ ઠરાવો એક પછી એક કહી બતાવવાનું શરૂ કર્યું બધા દત્તચિત્ત બન્યા ટુંકાક્ષરી ભાષાની મદદથી હુ ત્હેમાંનો કેટલોક ભાગ ઉતારી શક્યો છુ, જે નીચે મુજબ છે —

( 'જૈનસમાચાર' તા. ૨૪ સપ્ટેમ્બર ૧૯૧૧ )

(૨)

મહામહોપાધ્યાય શ્રીમાન્ ધર્મશેખરજીએ એક પછી એક એમ જે ઠરાવો કહી સભળાવ્યા, તે તત્ક્ષણે મ્હે ટુંકાક્ષરી ભાષાની મદદથી લખી લઇને પાછળથી પુરસેદે નીચે મુજબ ફરીથી લખી રાખ્યા —

ઠરાવ ૧ લો

પીળા કે પોળાં, કાછડી વગરનાં, કપડામાં (ખાસ કરીને

પીળા કપડામા) સજ્જ થાય, અને છતી આંખે આંધળા બનવામાં ક'યાણ સમજનારા ' ભલા આદમી ' એને અગુઠા પકડાવી ચોપગા બનાવવાની કળામા પારંગત થાય, એને જ 'સાધુ' કહેવો, એમ આ સાધુપરિષદ્ ઠરાવે છે,' અને બાળજીવોના હિતાર્થે વધુ ખુલાસો કરે છે કે એવી લાયકાત વગરના કોઇ જે લોકો કાઈપણ ગુણો ધરાવવાનો દાવો કરતા હોય કે 'સાધુ' પુરૂષ તરીકે ખપવા કોશીશ કરતા હોય તેવા સર્વને વાડા બહાર મુકવા એ દરેક '**વાડાવાશી**' ની ઉત્કટ ફરજ છે.

### ઠરાવ ૨ જો.

આજ પછી જે કોઈ આપણા ભક્તો અગુઠા છોડી દઇને ઉંચું માથું કરવા કોશીશ માત્ર કરતા જણાય તેવા તમામ નાપાક જનોના કપાળ ઉપર 'મિથ્યાતી' એવા શબ્દોનું બીબુ દાબી દેવુ, કે જેથી બીજા આપણા ભક્તો એમને ઝટ ઓળખી શકે અને ત્હેમની સાથે આલાપ–સલાપ કે કોઈ જાતનો સબંધ ન રાખે

### ઠરાવ ૩ જો

'સાધુ' એ પરમેશ્વરનો આ દુનીઆ પરનો મહાન પ્રતિનિધિ છે માટે ગમે તેવા ગુન્હા કરવાને તે હક્કદાર અને ઇજારદાર છે એમ આજકાલના વહી ગયેલા મૂરખા લોકોને સુષ્ઠુ રિત્યા સમજાવવા અને ઠસાવવા સારૂ એમના ઉપર દયાબુદ્ધિથી એક **ખાસ** પત્રિકા અથવા ન્યુસપેપરને જન્મ આપવો, કે જે પત્રિકા આપણા મંડળનું 'વાજીંત્ર' ગણાશે અને જેના ગ્રાહક થયા સિવાય કોઈ ભક્તને સ્વર્ગ કે વીમાનની ટીકીટ મળી શકશે નહિ. વધુ ઠરાવવામા આવે છે કે, સદરહુ પત્રિકામા દર અંકે આપણી પાર્ટીના યશોગાન ગાવાનાં હોવાથી

સમ્પાદક તરીકે નામ આપી મહાન પુણ્ય હાંસલ કરવાનો લાભ આપણા કોઇ યુવાન ભકતોને જ આપવો અને હેમને અક્કલનો અને ન્યાયનો ઇજારો અમોએ ખુદ મહાવીરના ઘેર જઇ મહાન ખટપટ કરીને મેળવી આપ્યો છે એમ ગામોગામ ઢંઢેરો પીટાવી દેવો.

ઠરાવ ૪ થો.

આપણા મંડળની વિરૂદ્ધ અવાજ ઉઠાવનાર વંઠેલાઓને સીધા કરવા માટે એક કાયમનું ફંડ ખોલવું અને હેમાં ઓછામાં ઓછા પચાસ હજાર અને વધુમાં વધુ પાંચ લાખ રૂપીઆ એકઠા કરીને એમાંનો ધણોખરો ભાગ કોર્ટની દેવડીને અર્પણ કરવો તથા બ્રીટીશ પોલીસ આપણો પૈસો ખાવા જેટલી નસીબવાન ન હોવાથી હેને જતી કરી દેશી રજવાડાની પોલીસ તથા ન્યાયાધીશોને નૈવેદ્ય ધરવામાં તે ફંડનો ઉપયોગ કરવો. આપણા જે ભકતો આવા ગુરૂભક્તિના ઉચ્ચતમ કાર્યમાં સખાવત કરે હેમના હિતાર્થે એ પણ ઠરાવવું જરૂરનું છે કે, પાંચસોની અંદર રકમ ભરનારને નરકમાં ન જવું પડે એવી 'ગૅરન્ટી' લખી આપવી, પાંચસોથી હજાર સુધીની રકમ ભરનારને પહેલું દેવલોક આપવાનો ભલામણ પત્ર શાસનપતિ જોગ લખી આપવો; એમ રકમના પ્રમાણમાં ચ્હડતાં દેવલોકનાં વીમાન મળે એવા ભલામણ પત્રો લખી આપવા.

ઠરાવ ૫ મો.

'ગૃહસ્થ લિંગે સિદ્ધા' એવા શબ્દો વીતરાગ પ્રભુએ ભાખેલા કહેવાય છે તે ખોટું છે અને તે શબ્દો તો કોઇએ પાછળથી ઘોચી ઘાલેલા છે એમ આ પંડિત મુનિરત્નોની પરિષદ્દનું મન્તવ્ય છે; એટલા માટે એમ ઠરાવવામાં આવે છે કે પોતે શીલસુદ્ધ હોવાનો દાવો કરનારા અને અધ્યાત્મની વાતો કરનારા હરએક સંસારીને વાડા

બહાર મૂકી દેવા, ત્હેમના રચેલાં પુસ્તકો વાંચનારને અને તેવાં પુસ્તકો ઘરમાં રાખનારને દેશનીકાલ કરવા અને ત્હેમના ઉપર એક 'ક્રુઝેડ' લઇ જવી; તેમજ ભવિષ્યમાં આવા ગુન્હા બનવા ન પામે તેટલા માટે એમ ઠરાવવામાં આવે છે કે જ્હાં જ્હાં સૂત્રમાં ' ગૃહસ્થ લિંગે સિદ્ધા 'ના પાઠ આવતા હોય ત્હાં ત્હાં ઉચામાં ઉચી જાતનો સફેદો કે હડતાલ લગાડી દેવામા જરા પણ વિલંબ કરવો નહિ.

## ઠરાવ ૬ ઠો.

' આપણા મંડળમાંના દરેક મહાત્માએ ઓછામાં ઓછો એક બૉડી-ગાર્ડ (દેહરક્ષક) રાખવો અને અગુંઠા પકડવાની આનાકાની કરનારા કમબખ્તોના બરડા ઉપર કેવી વિધિથી લાકડી અજમાવવી એ શાસ્ત્રનો પરિચય તે દરેક અંગરક્ષકને સમ્પૂર્ણ કાળજીથી કરાવવો.

## ઠરાવ ૭ મો.

ઘી તથા દુધ એ પૌષ્ટિક પદાર્થો છે અને એથી મગજ પણ તર થાય છે અને મગજ તર હોય તો બુદ્ધિ પણ તર હોય, એ ન્યાયે, આપણા સાધુઓ કે જે હમેશ જૂદા જૂદા ઘેરથી પૌષ્ટિક પદાર્થો સિવાય બીજું કાંઇ લેતા જ નથી તેથી તર મગજવાળા અને કુશાગ્ર બુદ્ધિવાળા હોવાના હક્કદાર છીએ તેવા જે આપણ-સાધુઓ, ત્હેમની મંજુરી સિવાય અને સલાહ સિવાય કોઇ પણ ગૃહસ્થે કોઇ પુસ્તક પ્રગટ કરવું નહિ એમ આથી ઠરાવવામાં આવે છે અને જેઓ આ હુકમનો અનાદર કરે અગર કરાવે અગર કરતાને અનુમોદે ત્હેમને માત્ર વાડા બહાર જ ન કરતાં સ્વર્ગલોકથી પણ બૉયકૉટ કરવા અને

આપણા પરમાધામી દોસ્તોને આ મિથ્યાત્વીઓના મરણ પ્રસંગે ચિઠ્ઠી લખીને બોલાવી ત્હેમના કબજામાં ગીરફતાર કરાવવા.

ઠરાવ ૮ મો.

કોઇ પણ **જૈનેતર** વિદ્વાનનું વચન પ્રમાણ હોઇ શકે જ નહિ, કારણ કે એમણે ધોળા–પીળાં કપડાંનાં અને મુહપતિ–મૂર્તિનાં દર્શન કરવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત કરેલું નહિ હોવાથી 'ક્ષયોપશમ' થવા સંભવ જ નથી; એટલા માટે, અમારા પેટ જેટલો ઉંડો વિચાર કરીને અને અપાસરા અને દેરાની દીવાલ જેટલો લાંબો વિચાર કરીને, અમો અત્ર એકઠા મળેલા, ભગવાન મહાવીરના જમાનાથી આગળ વધી ગયેલા અને એટલા માટે એમનાથી ઘણા વધારે ચાલાક સાધુરત્નો એવું ઠરાવીએ છીએ કે, અમારા વાડામાંના કોઇ પણ પુરૂષ કે સ્ત્રીએ કે બાળકે, દિવસે કે રાત્રે કે સંધ્યા સમયે, કોઇના કહેવાથી કે પોતાની સ્વેચ્છાપૂર્વક કે બન્ને સબબે, જાણતાં કે અણજાણતાં કે વચલી સ્થિતિમાં ઉંઘે નિદ્રાવસ્થામા, જૈનેતર વિદ્વાનોનો એક પણ અક્ષર વાંચવો નહિ, સાંભળવો નહિ; અને જૈનેતર સાથે આલાપ–સલ્લાપ અને કન્યાવ્યવહાર કે વેપાર કોઈ જાતનો કરવો નહિ; અને જે કોઇ આ અમારી મંડળીના મહાન ફરમાનનું અતિક્રમણ—વ્યતિક્રમણ, જાણે—અજાણે, મને–વચને કે કાયાએ કરીને કરશે—કરાવશે કે કરતાને અનુમોદશે ત્હેને કે તેણીને અમારા પવિત્ર રજોહરણાના પાંચ પ્રહાર અને અમારી પવિત્ર જીવ્હાના એકસોને પાંચ પ્રહાર અને અમારા મિત્રસ્વરૂપ પરમાધામીઓના દંડના એક લાખને પાંચ પ્રહારની શિક્ષા કરવામાં આવશે.

### ઠરાવ ૯ મો.

માખણ ખાવામાં બહુ પાપ છે એ વાત અમો આ મહામંડળીના મહાસભાદો મંજુર રાખીએ છીએ, પરંતુ માખણ લગાવવામાં કાંઇ દોષ છે જ નહિ, બલ્કે જેને એ માખણ લગાડવામાં આવે તે ધસમતે બહોંતેરે કોઠે દીવા દીવા થઇ રહે છે તેથી શાતા ઉપજાવનાર એ પદાર્થ લગાડવામાં કાંઇ પાપ નથી એમ, ઘણાં શાસ્ત્રોનું શોધન કરીને અમો જાહેર કરવા ભાગ્યશાળી થયા છીએ; માટે અમારા બીચારા ભક્તોના કલ્યાણ અર્થે જાહેર કરીએ છીએ કે તેઓએ ખુશીથી અમો સાધુમહાત્માઓને દરરોજનું સવા મણ માખણ ઘસવાનું મહાપુણ્ય હાંસલ કર્યા કરવું, અને અમો કે અમારા વાલીવારસો કે અમારા લાગતાવળગતાઓ ( જેવા કે પરમાધામીઓ કે યમો) એમાં કશો-કોઇ પણ પ્રકારનો વાંધો લઇ શકીશું નહિ; અને વધુ જાહેર કરીએ છીએ કે કોઇ અમારો ભક્ત વખતનો કે પૈસાનો ગરીબ હોવાથી સવા મણને બદલે માત્ર-૪૫ાા શેર માખણ લાવશે તો તે માટે અમો ગુરૂદેવો ઝાઝો વાંધો લઇશું નહિ પણ ઉદાર વૃત્તિથી એને ક્ષમાપના આપવા કૃપા કરીશું; વળી આ અતિ અગત્યના ઠરાવના સંબંધમાં એટલું પણ જીવાડવાની અમો જરૂર જોઇએ છીએ કે, માખણ લગાડવાની કળા શિખવાની જેઓ દરકાર નહિ કરે અગર કળા શિખવા છતાં ત્હેનો ઉપયોગ નહિ કરે, અગર માખણ લગાડવાની ' વિધિ ' ને જેઓ હશી કહાડવા જેટલી છોકરમત કરશે, તેવા સર્વ ગુન્હેગારોને માટે એક **આઠમી** નરક નવી રચવામાં આવશે.

### ઠરાવ ૧૦ મો.

ભાષણો કરવાં એ અનાર્યોનું કામ છે માટે કોઇ અમારા ભક્તે

કે ભકતાણિએ કદિ ભાષણ કરતાં શિખવું નહિ કે ભાષણ સાંભળવા જવું નહિ તથા અમારા અપાસરામાં ભૂલેચૂકયે કોઇને ( અને ખાસ કરીને પાછળ કહેલી નવમી કલમનો અપરાધ કરીને આઠમી નરકના અધિકારી બનેલા ઇસમોને) ભાષણ કરવા દેવા જ નહિ; અને તેમ છતા જો રાજા લોકોનો કાયદો ( કે જે જાણવાની અમને મહારાજાધિરાજોને કશી પરવાહ નથી તે ) એવા ભાષણકર્ત્તાઓને પોલીસની મદદ આપીને આપણા અપાસરામાં ભાષણ કરાવરાવે અને આપણને કાન-પટ્ટી પકડીને બહાર કહાડે, તો આપણે આપણા મ્હોં ઉપર તમાચા મારીને મ્હો રાતું કરવુ અને કહેવું કે " કેવા અમે પોલીસને બોલાવી લાવ્યા છીએ ?" એમ કહી મ્હોં સંતાડી રોતા-રોતા ઘેર જઈ કાણુ માડવી અને પછી પથરણું ઉપાડી નાખીને ભાષણ કરનાર અપરાધીને આપણા ઉકરડા બહાર કહાડવા માટે સહીઓ લેવા માંડવી અને તેમાં ન ફવાય તો વગર ફીના વકીલના ગુમાસ્તાની મદદ-થી કોઇ ખોટી ફર્યાદો કરી ત્હેને પજવવા અને ધમકાવવા બનતું કરવું, અને આટઆટલું કરવા છતાં જો એ ધંટ જેવો થઈ સો મણની તળાઇમાં સુતો રહે તો પછી-લાચારીથી-ન છૂટકે નવી ખોલેલી આપણી આઠમી નરકના પરમાધામીને તેડાવીને ત્હેને તે ભળાવી દેવો.

તો ઉત્સાહભેર કર્યા કરવું; અને જ્યહારે આપણા પંથમાંથી કોઇ સાધુ બીજા પંથમાં જાય ત્યહારે કહેવું કે " તે તો બેવકૂફ હતો । "

ઠરાવ ૧૨ મો.

પોતાનો છોકરો અમોને વ્હોરાવી દે—અર્પણ કરી દે તેવા ઉદાર પુરૂષોને, સ્ત્રીઓને અને છોકરાઓને (કારણ કે 'છોકરા' પણ છોકરાના બાપ થઇ શકે) અમો, મ્હોટા ધર્મધુરંધર પુરૂષ માનીશું અને એમને એટલે તે માબાપોને સાતા પમાડવા માટે અમારા ભક્તોના કાનમાં કાંઈ ગુરૂમંત્ર મૂકવો એને અમારૂં કર્ત્તવ્ય માનીશું; અને જે નાપાક મિથ્યાત્વીઓ દિક્ષા આપવાની અમારી શ્રેષ્ઠ પદ્ધતિઓને વાંધાભરેલી જાહેર કરશે તેમને દુનીઆપાર થયેલા જોવા અમે ઇચ્છીશું; કારણ કે અમે ગમે તો છોકરાઓને નસાડીએ, ગમે તો મનુષ્યહરણ કરીએ, ગમે તો લાંચોથી છોકરાં ખરીદી લઇએ, અને ગમે તો જાદુથી વશીભૂત કરીએ પણ એ સર્વ માત્ર જગતના ઉદ્ધાર માટે જ કરીએ છીએ—બાકી અમારે કાંઈ સ્વાર્થ નથી, માટે ચેલાઓ મુંડવાના અમારા હક્કોની આડે આવવાની સત્તા અમો કોઇ પણ પુરૂષને, સ્ત્રીને કે નપુંસકને, ગુજરાતીને, કચ્છીને, કાઠિયાવાડીને કે પંજાબીને કે માલવીયને, ભૂતકાળમાં આપી નથી. (અને અંધકારમય જમાનાના અમારા પૂર્વજોએ ભૂલથી આપી હોય તો તે અમો આથી રદબાતલ કરીએ છીએ) વર્તમાનમાં આપતા નથી અને

" મ્હારા અનુયાયીઓ વક્ર અને જડ થશે ", એવા તે ત્રિકાળજ્ઞાની પ્રભુના શબ્દો જો ખોયા પડે તો ભગવાનને ગાળ મ્હોરે, માટે એવી ગાળ મ્હોંટાડવામાં મદદગાર થવા જેવાં સુધારાનાં કામો કરનાર સખસો મહા અધમ ગણાવા જોઇએ અને ભગવાનનાં વચનોને 'જલદી જલદી ખરાં પાડવા માટે ધોળે દિવસે અંધારૂ કરવામા સીધાને વાંકા બનાવવામાં, ચેતનને જડ બનાવવામાં, અને ટુંકામા વીસમી સદીને પહેલી સદીમા લઇ જવામા જેઓ કમર કસશે તે સર્વને ' ભગવાનના સાચા ભક્તરાજ ' તરીકેનો ઝગમગતો ખીતાબ આપવામાં આવશે.

## ઠરાવ ૧૪ મો.

મ્લેચ્છ લોકોના કાયદા શીખવા એ મ્હોટુ પાપ છે, તેટલા માટે, અને મનુ વગેરેએ યોજેલાં નીતિશાસ્ત્રો વાચવાં એ 'મિથ્યાત્વ' છે તેટલા માટે, તથા લોકોમા મનાતી નીતિ પાળવી એ દીવાની દુનીઆને માન આપવા બરાબર ગણાય એ ધારતીથી, અમો ત્યાગી મહાત્માઓ કાનુન અને સામાન્ય અક્કલથી વેગળા રહીએ એ ઉચિત જ છે, અને એમ હોય અમે કોઇ કામ કરતા ફોજદારી ગુન્હાને પાત્ર બનીએ અને અમારા ઉપર કોઇ ફર્યાદ કરે તો અમને

સ્પષ્ટીકરણ અર્થે અમો લૅક્ટરસેંટરો એટલું પણ જણાવવું જરૂરનું માનીએ છીએ કે, જે કોઈ ફક્ત વકીલ જાંગલા ટોપી પેહેરીને બબરચી પેઠે આસ્થી તેમ અને તેસ્થી આમ ઘુમશે ત્હેની અકલ ચાહે હો વા ન હો અને તે જડજ પાસે ઉભા રહેતામાં પેશાબ કરી દેવા જેટલી બહાદૂરી ધરાવતો હો વા ન હો તો પણ ત્હેને ત્હેની આ અનુપમ ભક્તિના બદલામાં વકીલોની ચોથ ખાવાનો હક્ક આપવામાં આવશે, અને ઉપરથી એક ખાસ્સું રૂજાનું રામપાતરનું માનપત્તર અર્પણ કરવાનો જંગી મેળાવડો કરવો એમ પણ આથી ઠરાવવામાં આવે છે; અને એણે અંગ્રેજી ભણતરમાંથી આટલું બધું સત્યજ્ઞાન અને નૈતિક બળ મેળવ્યું એની કદર બુઝવા ખાતર એમના કપાળમાં ધગધગતા સોનાની એડીથી "I. M. S." ની માનવંતી છાપ મારવી.

## ઠરાવ ૧૫ મો.

ગુરૂ કરતાં ચેલો કદી ડાહ્યો હોય જ નહિ, બાપ કરતાં બેટો કદી વધારે જ્ઞાની હોય જ નહિ, એવું અમો શ્રી વીરશાસનસેનાપતિઓનું માનવું હોવાથી, આથી અમો ઠરાવીએ છીએ કે જ્યહાં સુધી અમો ખુદ ગુરૂદેવો એકડા ઘુંટીએ છીએ ત્હાં સુધી કોઇ પણ શ્રાવકે કે સાધુએ પોતે પહેલી કે બીજી ચોપડીનો અભ્યાસ કરવાની અમર્યાદ હિમ્મત ધરવી નહિ અને અમારાથી આગળ વધી જવાની એવી છોકરમત કરનાર દરેક શ્રાવક તેમજ સાધુને 'અવિનય'નું મહાપાપ સ્હોરેલું હોવાથી એ મલીન સખસોને સંઘ બહાર, પોળ બહાર, દેશ બહાર, અને દેહ બહાર કરવા બનતું કરનાર શ્રાવકો અમારી ખાસ મહેરબાનીને પાત્ર બનશે.

## ઠરાવ ૧૬ મો.

આજકાલ કેટલાક સાધુઓ ચસમા પહેરવા લાગ્યા છે તે, સુધરેલા-વંઠેલા ગૃહસ્થોનું અનુકરણ કરવા બરાબર છે, માટે હવે પછી આપણા મંડળમાના કોઇએ ચસમા પહેરવા નહિ, અને કદાપિ પહેર્યા વગર ન જ ચાલે તેમ હોય તો, અગ્રેજોએ આપણા ભકતોને આપણા સામુ માથુ ઉચુ કરતા શીખવેલુ હોવાથી આપણે ત્હેમનાં કરેલા ચસમા ન પહેરતા ઘાચીના ઘેર જઇ ત્હેમના બળદના ચસમા 'સુઝતા' માગી લેવા અને પહેરવા અને પછી આપણે માટે 'રીઝર્ડ' રાખેલી 'આહારક 'લબ્ધિ'ની મદદથી તે ચસ્માની આરપાર જોવાની ટેવ પાડવી. આ કાનુનનો ભંગ કરનાર દરેક સાધુ અસાધુ અને વંઠેલો ગણાશે અને ત્હેને આપણા પવિત્ર મંડળથી દૂર કરવામા આવશે અને તેના ઉપર સખ્ત તિરસ્કાર કરવામા કોઇએ કશી—

ઇર્ષા શા માટે કરે છે ? બસ, તું ત્હારૂં બકવું એકદમ બંધ કરી દે. ત્હારો છેલ્લો ઠરાવ એ એક માત્ર સૂચના છે, તે ઉપર 'વોટ' લેવા જોઇશે; કાંઈ ત્હારૂં એકનું કહેલું બધાને મંજુર ન હોઇ શકે."

મણિલાલજી નામના એક સાધુ બોલ્યાઃ "પણ આપણે પ્રથમ જ ઠરાવ કરી ગયા છીએ કે આપણી સભામાં દરખાસ્ત અને ટેકો, વોટ અને હોઠ વગેરે કાંઇ ચાલશે નહિ. માત્ર એક સાધુ ઠરાવો સંભળાવશે અને બધાએ ત્હેને મંજુર રાખેલા જ છે એમ માની લેવામાં આવશે. માટે ત્હમારો આ વાંધો કાયદા વિરૂદ્ધ છે. માટે છાનામાના આબરૂભેર બેસી જાઓ."

"હવે બેસને આબરૂદારના દૈયા !" પેલો ચસમાવાળો સાધુ ગાજી ઉઠયો "કાયદાનો આટલો બધો ઘમંડ રાખે છે તો બોલને કે આવી રીતે એકનો સૂચવેલો ઠરાવ કાંઇ બધાને કદી કબુલ હોઈ શકે ખરો ? આ ક્યા દેશના કાયદાની વાત લાવે છે ! ત્હમે બધા એકસંપ થઇને અમને 'ચસમેધબ' મહાત્માઓને અપમાન પહોંચાડવાનો દાવપેચ ખેલ્યો છે તે કાંઈ અમારી જાણ બહાર નથી, સમજ્યાને ! પણું અમે નથી બોલતા તેમ તેમ ત્હમે વધારે ફાટોછો તો સાંભળી લ્યો કે, ત્હમે અને ત્હમારા ગુરૂ-શિષ્યો સર્વનાં જેવાં કુકર્મો–અનાચારો સેવવાં કરતાં આંવાં ચસમાં પહેરવાં એ કામ વધારે

સજ્જડ અપમાન કરનાર આ ઉદ્ધતને ત્હમે કેમ જોઇ શકોછો ? ત્હમે ત્હેની જીભને કેમ ખેંચી કહાડતા નથી ? ત્હેના હાથોને કેમ બાંધતા નથી ? ત્હેના પાપનો બદલો આપનારા પરમાધામીની જગા કેમ માચવતા નથી ? જુઓછો શું ? "

એક, બે, ત્રણ !...એક, બે અને ત્રણ !.. ચપાચપ ભક્તો કૂદીકૂદીને ખુંખારા કરવા લાગી પડે છે અને મુક્કાબાજી અને સોટીઓની કુસ્તી શરૂ થાય છે ! પુલ ઉપર એટલી ગરબડ વધી પડી કે મ્હને મ્હારા જાનમાલની સલામતી માટે ચિંતા થવા લાગી તેથી હું તો જીવ લઇને નાઠો અને પુલના બીજા છેડે પહોંચી ગયો ! ત્યાં બેસી હું જરા દમ ખાતો હતો એટલામાં કડૂ ડૂ ડૂ ધુમ્મ કરીને મ્હોટો અવાજ થયો, જેથી ચમકીને હું નજર કરૂં છું તો પેલા મજબુત કુસ્તીબાજોની ધમાચકરીથી આખો પુલ ભાગીને નીચો પડયો હતો અને અફસોસ ! એ પવિત્ર નાટકનાં સઘળાં પાત્રો ઘણા દિવસનો મેલ સાફ કરવાને નીચેની સાબરમતીના ઉછાળા મારતા જળમાં સીધાર્યાં હતા, ત્હેનો તે અવાજ થયો હતો.

મ્હને આ અકસ્માતથી બચાવનાર દૈવનો આભાર માની હું ઘેર જવા અને આવો કાચો પૂલ બાંધનારી સરકાર પર ફર્યાદ કરીને ગુરૂભક્તિ બતાવવા તૈયાર થતો હતો એવામાં મ્હારી આંખ એકાએક ખુલી ગઇ અને સાબરમતીથી દાણાપીઠ સુધી મ્હારા પગને તસદી આપવા સિવાય જ હું મ્હારી ઑફિસમાંની પથારીમાં પાછો પધારી ગયો !

× × ×

'સંઘ બહારના શાસ્ત્ર'ના ઘણાએક ઠરાવો અને અધ્યયનો, પૂલ તૂટવાથી, સાબરમતીના પુરમાં તણાઈ ગયાં તે હજી મ્હને પ્રાપ્ત થયાં નથી. હું ધારૂંછુ કે તેવા ઠરાવોની સંખ્યા સાડા બાર જોજન જેટલી લાંબી હતી. એ ઠરાવો અને અધ્યયનોના કાગળોની શોધખોળ કરનારા પુરૂષોને, આજના આચાર્યોના ૧૦૦ વર્ષના સંયમ જેટલું ફળ મળશે એમ મ્હને પુરમા તણાતા સાધુરત્નોએ મ્હોટી ચીસો દ્વારા સૂચના કરેલી હોવાથી હું સઘળા વિદ્વાન મુનિરત્નોને અને શ્રાદ્ધવર્યોને નમ્ર વિનતિ ગુજારૂંછુ કે, તેઓ પૈકીના જેઓ મ્હારા ખુટતા અંકોડી પુરા કરવા કૃપા કરશે તેમનાં મુબારક નામો જૈન ઇતિહાસમાં ઉપકારી પુરૂષ તરીકે અમર રાખવા માટે બનતું કરવા હું ચૂકીશ નહિ.

# उपसंहार.

'પ્રેમ' એ ખરેખર કોઇ અલૌકીક તત્વ જ છે. તે બે અક્ષરનો ન્હાનકડો શબ્દ કોઇ વખતે ડરામણો અને કોઇ વખતે સોહામણો દેખાવ ધારણ કરે છે. શક્તિ વગરનાને હાર્દિક બળ આપીને અસાધારણ હિંમતનાં કામો કરાવનાર પણ તે જ છે. અને મ્હારા, ઉપરના લેખને જન્મ આપનાર પણ તે જ છે. હું ચતુર્વિધ સંઘનો 'આસ્તિક' છું, સાધુ વર્ગનો તો ખાસ. અને એટલા માટે જ એ ચારે અંગોની ભક્તિ કરવાના શ્રેષ્ટ કામને-તેઓને સુધારવાના મહાન પવિત્ર કામને-હરકોઇ ભોગે ઉઠાવી લેવા હું તૈયાર થયોછુ. 'હું' તૈયાર થયોછુ, એમ કહેવામા 'હુંપણા' ની જે ગંધ ન છુટકે આવી જાય છે તે માટે પણ અંતઃકરણથી દીલગીર છું; કારણકે

જે કાંઇ હિમત ધરવામાં આવી છે તે ગજા ઉપરાંતની છે, માત્ર પરમ તત્વની પ્રેરણાથી અને સ્હાયથી જ ધરવામાં આવી છે; અને જે કાંઈ શુભ પરિણામ આવશે તે ત્હેને જ અર્પણ છે, જ્હારે અનિષ્ટ પરિણામોને માટે મ્હારી અજ્ઞાન દશા જ જોખમદાર છે. ગુરૂ મત્સ્યેન્દ્ર જ્હારે માયામાં લપટાઇ ગયા ત્હારે શિષ્ય ગોરખે ત્હેને ચેતવવા-જગાડવા-રસ્તે લાવવા માટે ગુરૂને તાત્કાલિક દુઃખ થાય એવું કાંઇ થોડું કર્યું નહોતું; પણ તે સર્વ 'ભક્તિ'માં જ ગણાયું, નિંદામાં નહિ. મ્હારા આટલા બધા 'મચ્છંદરો 'ને માયાના પાસમાં ફસાયલા જોવા છતાં હું જો ત્હેમની ગાળો અને માર ખાવાના ભોગે પણ ત્હેમને સીધે રસ્તે લાવવા પ્રયાસ ન કરૂં તો મ્હારી એની સ્વાર્થવૃત્તિ માટે મ્હારા ગુરૂઓએ લજવાવું પડે; કારણકે ઉત્તમ ગુરૂના શિષ્યો એવા સ્વાર્થી, ડરપોક કે ટુંકી દૃષ્ટિના હોય જ નહિ. એટલા માટે,—ગુરૂ કરતા ઉત્તમ કહેવરાવવાની મૂર્ખતા ખાતર નહિ-પરન્તુ મ્હારા ગુરૂઓના શિષ્યો નકામા છે એમ કહેવાવા ન પામે એટલા માટે-મ્હારા ધર્મગુરૂઓની કીર્તિના રક્ષણ માટે જ હું એમને કડવો થઈ પડવાની હિમત ધારણ કરૂં છું. પણ મ્હને ત્હેમના પ્રત્યેનો પવિત્ર પ્રેમ એવી આશા આપે છે કે, જ્હારે તેઓ શ્રીયારાજ્યમાથી છૂટી, સોનાની ઈંટ કુવામાં નાખવામાં આવતાં જોખમરહીત બની, યોગમાં પાછા સ્થાપિત થશે ત્હારે જરૂર મ્હને તેઓ સઘળા ઉહ્લાસથી આશિષ આપશે અને એ આશિષથી મ્હારાં સઘળાં કર્મો છેદાઇ જઇ થોડીજ મહેનતે મ્હને સિદ્ધિ મળશે. મ્હારામાં જો ત્હેમના પ્રત્યે પ્રેમ હોય તો તે પ્રેમના પડઘામાં મ્હને વિશ્વાસ પણ હોવો જ જોઇએ. એ 'શ્રદ્ધા' હું કદી ગુમાવીશ નહિ.

' જૈન સાધુ ' એવું નામ જે કોઇને લાગુ પાડવામાં આવતું હોય તે તમામ સાધુજી-સાધ્વીજીને હું ભક્તિપૂર્વક વંદન કરૂંછું અને અરજ કરૂંછુ કે કાં તો આપ જૂના જમાનાના જ્ઞાનીઓનાં વચનો વાંચી એમનું રહસ્ય સમજી એ પ્રમાણે વર્તો, અને કાં તો નવા જમાનાની જરૂરીઆતો વિચારી વ્યવહારૂ બનો; બેમાંથી એક રસ્તો અવશ્ય અંગીકાર કરો; પણ વચલો સ્વેચ્છાચારીનો રસ્તો છોડો, કૃપા કરી છોડો, ત્હમારા ભલા નામખાતર-અમારી દયા ખાતર -ત્હમારા-અમારા સૌથી પિતાના માન ખાતર છોડો. ત્હમે જો કૃપા કરીને સીધા રહીને નહિ છોડો તો અમે ત્હમારા ગોરખ-શિષ્યો હવે સોગન લઇને બેઠા છીએ તે માર ખાતાં-હાડધૂત થતાં પણ છોડાવીશુ અને અંતે ત્હમારી આશિષ પ્રાપ્ત કરીશું. તેમ કરવા જતાં, ગોરખે મત્સ્યેન્દ્રની બાબતમાં કર્યું હતું તેમ, કદાપિ ત્હમારી માનીતી ઇંટ કૂવામાં નાખી દેઇને ત્હમને ન્હાના બાળક પેઠે રોવરાવવા પડશે તો તેમ કરવામાં અમે અચકાઇશું નહિ; ત્હમારી ' ત્રિગા ' ને ગાળ ભાંડવી પડશે અને તેથી ત્હમારૂં હૃદય ચીરાશે તો અમે અરેકારો કરીશું નહિ, ત્હમારા બાળકને પખાળવાને બદલે પથર સાથે પછાડીને સુકવવો પડશે અને તે જાણી ત્હમને મૂર્છા આવશે તો તેથી કાંઇ અમે આંસુ પાડવા બેસીશું નહિ. અમે હૃદય કઠીન બતાવીશું, હા અમારામાંનો ત્હમારા તરફનો ઉચ્ચ પ્રેમ અમારા હૃદયને અમુક કાળને માટે કઠીન બનાવશે અને તે કાળ વીતી ગયા પછી—તે દુઃખની સુંટલી દ્વારા ત્હમારાં નેત્ર ખુલ્લાં થયાં પછી-અમે આપના પવિત્ર ચરણોમાં અમારૂં મસ્તક ઝુકાવીશું.

ત્હાં સુધીનાં અમારાં વર્તન, વચન અને વિચાર આપને કઠોર જ લાગશે; એ કુદરતના કાનુન અનુસાર જ છે. અને તે માટે અમે

નિરૂપાય છીએ. છતાં તે માટે પણ આપની ક્ષમા અંતઃકરણથી ચાહીએ છીએ. જો અમારા હૃદયના ખુણામા આપના પ્રત્યે લેશ માત્ર શત્રુભાવ, ઇર્ષાભાવ કે અમારા માટે અહંપદ હશે તો અમે રળવા કરતાં ગુમાવીશું વધારે. ઓ પ્રેમના ખજાના ! અમારા જીગરમાં શત્રુભાવ કે અહંપદના કથીરને દાખલ ન થવા દેતાં પ્રેમના સુવર્ણથી જ સદા કાળ ભરજે ! અમારા કોઠામાં પ્રેમના અજવાળાં કરજે !

# પક્ષીસમાજ અથવા પક્ષીઓની કૉન્ફરન્સ.

## સુધારાની હીલચાલોને સંગીન કરવા માટે ચેતવણી.

આજકાલ જુદી જુદી કોમો જાગૃત થઇને કૉન્ફરન્સો ભરવા લાગી છે તે સારી વાત છે. **કાંઇ પણ ન કરવું તે કરતાં કરીને પસ્તાવું,** એ પણ વધારે પસંદ કરવા જેવું છે; કારણ કે કાંઈ પણ ન કરનાર માણસને અનુભવ કદી મળવાનો જ નહિ અને અનુભવ વગર મોક્ષ કદી મળવાનું નથી. જેઓ કાંઈ કરવા જતા ખત્તાં ખાય છે અગર પસ્તાય છે તેઓ તે ખત્તા અને તે પસ્તાવામાંથી માખણ રૂપ નવો નવો અનુભવ પ્રાપ્ત કરે છે અને ઠોકર **ખાતાં ખાતાં આખરે ધારેલે સ્થળે પહોંચે છે.**

એ ઉપરથી મ્હારૂં એમ મત છે કે કૉન્ફરન્સ આદિ પ્રવૃત્તિઓમાં મચ્યા રહેવું એ ગુપચુપ બેસી રહેવા કરતાં ઘણું ફાયદાકારક છે.

આજથી ૭-૮ વર્ષ ઉપર મ્હેં જ્હારે સાધુમાર્ગી જૈનો માટે કૉન્ફરન્સની હિમાયત શરૂ કરી હતી ત્હારે કૉન્ફરન્સ ઠરવામાં પડવાની મુશીબતો, થવાના દગા, ખટપટીઆઓને હાથ જવાની બાજી, બગલાંના હાથથી થવાનો જીવદયાનો ઉપદેશ; એ વગેરે બનાવોનાં સંભવીતપણાથી હું છેક અજાણ્યો નહોતો, પરન્તુ રોગ-વૃદ્ધાવસ્થા અને મૃત્યુના ડરથી કોણે પુત્રને ઉછેરવાનું મોકુફ રાખ્યું છે!

જૈનો કૉન્ફરન્સ ભરવા લાગ્યા તે પહેલાં ઔદીચ બ્રાહ્મણો તે સુધારાનો પાઠ ભજવી ચુક્યા હતા અને ૩-૪ પડદા પડતાં જ ત્હેમનો ખેલ પુરો થયો હતો. ત્હેમની વસ્તી પુષ્કળ છે. કેળવાયલાઓ તેમજ શ્રીમંતો પણ ત્હેમનામાં છે પણ આત્મભોગ આપનારા થોડા હોવાથીજ એ ખેલ અધુરો પુરો થયો હતો—એ સંસ્થા અકાળે સમાધિસ્થ થઇ હતી.

આત્મભોગ આપનારા-સાચા દીલના મનુષ્યો કામ કરનારા ન મળવાથી-ઢોંગી જનો આગેવાની લેવા લાગ્યા અને પરિણામે લોકોએ કૉન્ફરન્સમાં શ્રદ્ધા ગુમાવી દીધી. આ કરૂણાજનક પરિણામ માટે જેઓ ખેદીત થયા તેઓમા એક સાક્ષર શ્રીયુત્ મહાસુખરામ નરભેરામ પણ હતા, કે જેઓ એક કવિ 'જન્મ્યા' છે. એમણે પોતાની કોમે **આંધી કિંમતે** મેળવેલો અનુભવ બીજી કોમોને વગર **કિંમતે** મળે એટલા માટે એક કટાક્ષ રૂપ કાવ્ય ( Satire ) લખ્યું અને ત્હેને 'પક્ષીસમાજ' નામથી બહાર પાડ્યું. 'પક્ષીસમાજ'માં જૂદાં જૂદાં પક્ષીઓ એકઠા મળીને 'કૉન્ફરન્સ' કરે છે; ત્હેમાં થયેલાં ભાષણો ( ભાપણો ! ) ફંડો ( ફદો ! ) અને અન્ય બનાવોનું અને છેવટે કૉન્ફરન્સના પરિણામનું ચિત્ર આપવામાં આવ્યું છે.

'પક્ષી' શબ્દનો બીજો અર્થ 'દ્વિજ' પણ થાય છે; દ્વિજ એટલે બે વાર જન્મેલા તે. બ્રાહ્મણ પણ દ્વિજ છે; કારણ કે ઉપવિત ધારણ કરવા પહેલાંની- અને પછીની દશા એમ બે દશાઓને બે જન્મ માનવામાં આવે છે. ક્ષત્રીય અને વૈશ્યને પણ એ શબ્દ લાગુ પડી શકે અને જૈનોને પણ લાગુ પડી શકે; કારણ કે સમકિત પ્રાપ્ત કર્યા પહેલાંની સ્થિતિ અને તે પછીની સ્થિતિ એમ બે જન્મ જૈનને પણ હોય છે. માટે "પક્ષીસમાજ" પુસ્તક જેમ બ્રાહ્મણોને તેમજ જૈનોને પણ ઉપયોગી છે.

'પક્ષીસમાજ'ના 'પ્રસિદ્ધકર્ત્તા' લખે છે કે, "કર્ત્તા પોતે બ્રાહ્મણ હોવાથી બ્રાહ્મણોને ઉદ્દેશીનેજ જો કાંઇ વધારે સખ્ત ન્હેમણે લખ્યું હોય તો તે **જ્ઞાતિની દાઝનું** પરિણામ માનીને ક્રોધજનક નહિ પણ ક્ષન્તવ્ય ગણાવું જોઇએ છે. કારણકે, **શુભ-ચિંતકો જ હમેશાં કટુ ઔષધો પાય છે.**"

મ્હને આશ્ચર્ય થાય છે કે આ કટુ ઔષધ પાનાર કવિરાજને માટે અમદાવાદ કે મુંબાઈમાં તિરસ્કારનો ઠરાવ પસાર કરનારી ઔદીચ્ય સભાઓ મળી નહિ કે ન્હેમને બૉયકૉટ કર્યા નહિ ! ખરેખર સાધુમાર્ગી જૈનોથી વહેલાં જાગેલા આ ઔદિચો સાધુમાર્ગી જૈનો જેવા હિંમતવાળા અને કદરદાન તો નહિજ ! નહિ તો શું એ ઔદિચ કૉન્ફરન્સને માટે ઔદિચ લેખક એમ લખી શકે કે—"આ પુસ્તકના કર્ત્તા અને 'પ્રસિદ્ધકર્ત્તા બન્ને ઔદીચ્ય

કયા ખુણામાં ભરાઇ ગયા છે તેનો પત્તો નથી. તે સર્વને 'પક્ષી-સમાજ' માં સમાયલો બોધ કાંઇક જાગૃતિ આપશે અને ધર્મ્યું સોનું ધુળ મળ્યું છે તેની સુસ્થિતિ કરવાની તેમના મનમાં સન્મતિ ઉત્પન્ન કરશે તો લેખક અને પ્રકાશક પોતાનો શ્રમ સફળ થયેલો ગણશે " !

અને હું પણ એજ આશયથી–કોમને ધડો મળે એટલા ખાતર જ—આ 'પક્ષીસમાજ'નું 'રિવ્યુ' આજે જરા વિસ્તારથી શરૂ કરૂંછું.

શારદા દેવીની ભક્તિ કરતાં જ્હેનું શિર શ્વેત થઇ ગયું છે એવા આ વયોવૃદ્ધ, ઠરેલ અને સંસ્કારી કવિ શરૂઆતમાં દેવને, પછી સ્વદેશભક્તોને અને પછી માતૃભૂમિને વંદન કરીને પુસ્તક લખવાનું પ્રયોજન મીઠા શબ્દમાં કહે છે કેઃ—

દોહરા.

આ અવસર આ દેશમાં, વિધ વિધ રૂઢિના કલેશ;
તે દૂર કરવા દેશિઓ, ઇચ્છે ઉર હમેશ.
દેખાદેખી ઢાખલાં, વાગે ગામોગામ;
મનમાં ઇચ્છા માનની, મુકે મોખરે નામ.
કામ કરી ન શકે કશું, પશુવત્ બોલે બોલ;
કે'ણી સમ રે'ણી નહીં, દોડે કરીને ડોળ.
આરંભે ઉતાવળા, વચમાં થાકે વીર;
પડતું મેલી પરવરે, ધરે ન દુખમાં ધીર.
નાત જાત ને નગરની સભા અસંખ્ય-સ્થપાય;
ઉગે તેવી આથમે, જળ પરપોટા જાય.
ઐકય નહીં આકિન નહીં, નહીં લાજ નહીં દાઝ;

**સ્થંભે સભાના થઈ ફરે, કીર્તિ લેવા કાજ.**
ભલાં ભલાં ભાષણ કરે, પોતે ન કરે પ્હેલ;
અસર ચઢે નહિ અન્યને, ખાલી કથળે ખેલ.
પૈસા જળમાં પરવરે, વ્યર્થ ગુમાવે કાળ,
લાભ ન લાધે લેશ પણ, અંગ આવે આળ.
**એવા અધુરા અજ્ઞને, દેવા શુભ ઉપદેશ;**
**રચ્યું સમાજ સુપક્ષનો, અવરવિચાર ન લેશ**
સારાસાર વિચારશે, જેવું જેનુ જ્ઞાન;
પાણી પાણી પરહરી, હંસ કરે પય પાન.
ઉગે તરૂવર અવનિમાં, જળ ધન સિંચે જરૂર;
કડવો રસ લિંબડો ગ્રહે, ચુસે આમ્ર મધુર.

આટલી પ્રસ્તાવના કરી કવિ વાર્તા શરૂ કરે છે કે, એકવાર કેટલાંક પક્ષીઓના મનમાં વિચાર થયો કે આપણા જ્ઞાતિભાઈઓમા વિદ્યા, નીતિ અને ધર્મને વધારવા એક સભા–કૉન્ફરન્સ એકઠી કરવી. સારા સારા ધારા બાધવા, કલેશ કુસંપને દેશવટો આપવા અને હાનીકારક રીવાજોને જડમૂળ કરવા તેઓએ નિશ્ચય કર્યો.

તેઓએ પ્રથમ તો, કવિ કહે છે કે, સારાં સારાં પેપરોમાં ચર્ચા ચલાવી અને પછી પેપરની મદદથી લોકોનું દીલ મેળવીને કૉન્ફરન્સ વસંત ઋતુની શુકરં પૂર્ણિમાને દિવસે બોલાવી. કુંકુંપત્રિકાઓને માન આપી, 'જૂદા જૂદા ઘાટ અને જૂદા જૂદા ઠાઠના' પ્રતિનિધિઓ ભેગા થયા. કોઇ મ્હોટી ચાંચવાળાં, કોઈ મ્હોટી પાંખવાળાં, ન્હાની મ્હોટી આંખવાળાં, કાળા, ધોળા, લીલા પીળા પીંછાવાળાં, ભિન્ન

નિર્માયલે દિવસે આવી પહોચ્યાં, અને ત્હેમને સ્થાનિક 'રીસેપ્શન કમીટી ' એ વધા લીધાં ! કમીટીના પ્રમુખ તો ફુલાવા લાગ્યા કેઃ—" આજે અમારા ઘેર દેશદેશના ડાહ્યા ડાકટરો, વિવેકી વૈદરાજો, મહેતા મુત્સદીઓ, કામદાર—કારભારીઓ, શાણા સરદારો, વિબુધ વકિલો, વિખ્યાત વેપારીઓ, નાણાવટી—ન્યાયાધિશ અને કંઈએક કવિઓ પધાર્યા છે!"

સભા મળી. શરૂઆતમાં મયુરે નૃત્ય કર્યું: કોયલે મંગલાચરણ ગાયું. પોપટે વેદોચ્ચાર કર્યા. વાયસ–સારસ–હંસ વગેરે સજ્જ થઇને બેઠા.

રીસેપ્શન કમીટીના પ્રમુખ શ્રીયુત્ કપોત હાથ જોડીને પોતાનું આવકાર આપનારૂં ભાષણ બોલ્યા કેઃ—"અહો પક્ષીરાજો ! આજે ત્હમને અત્રે પધારેલા જોઈ અમને ઘણો હર્ષ થાય છે. ત્હમારાં દર્શનથી અમારાં દુઃખ ગાત્ર દૂર થયાં છે અને હૃદય રળીઆત થયાં છે. હે સાક્ષરો ( રાક્ષસો ! ) ત્હમે સંપીને સમાજનું કાજ ચલાવો. અને જ્ઞાતિનું દુઃખ ટાળવા માટે ખરા જીગરથી મહેનત લો. "

પછી ગુણજ્ઞ ગરૂડજીને પ્રમુખ બનાવવામાં આવ્યા. ( કોની દરખાસ્ત અને કોના ટેકાથી તે કહેવું કવિ ભૂલી ગયા છે! ) તે મહાશય 'માનવંતા—મોભ્ભાદાર—મ્હારથી ' ગણાતા હતા. (પણ એમનું જીવન ચરિત્ર અને છબી આપવાનું કવિ ચૂકી ગયા છે, જે સહન કરવા જોગ નહિ ગણાય ! )

સાક્ષર શ્રી પોપટજી સેક્રેટરી થયા. આ નીમણોકોથી સભા-મંડપમાં આનંદની રેલ ચાલી રહી.

હવે બપૈયા, પારેવા, કાકાકૌઆ, કપોત, મયુર, કાગ વગેરે

પોતપોતાનાં ભાષણો યાદ કરવામાં રોકાયા. ગીધ, ગરધન, ઉલુક ગંભીર દેખાવ કરીને બેઠા. બીજા કંઈક પક્ષીઓ હર્ષોદ્‌ગાર કહાડવા લાગ્યાં.

એ સર્વ ગરબડને દબાવી દેનાર પ્રમુખ સાહેબ પોતાનું ભાષણ વાંચવા ઉભા થયા, કે જે ભાષણ માટે આખી દુનિયા એકે અવાજે વખાણ કરતી હતી પણ તે ભાષણનો મૂળ લેખક કોણ છે અને નિર્ધનતાના કયા ખૂણામાં સડે છે તે કોઈ જાણતું પણ નહોતું. તે યાદગાર ભાષણ આ પ્રમાણે હતું:—

## પ્રમુખનું યાદગાર ભાષણ.

### ઉધોર છંદ.

બોલ્યા ગરૂડ તે ગુણવાન, સ્નેહે સુણો વીર સુજાણ,
મુજને આપીયુ જે માન, તેને યોગ્ય નથી મુજ જ્ઞાન.
હાજર હીરા રત્ન હજાર, સાક્ષર જ્ઞાતિના શ્રૃંગાર;
તદપિ પુર્ણ રાખી પ્યાર, મુજ શિર્ષે કર્યો આભાર.
એ ઉપકાર માની આજ, લઉં છું હાથ ઉત્તમ કાજ;
પાડો સાહ્ય આપી પાર, રાખે રંગ જગકર્તાર.
કરવા કાર્ય આ ઉત્કર્ષ, આવ્યા આપ ધરીને હર્ષ,
વૃત્તિ સર્વની અવિછિન્ન, એ છે ઉદય કેરાં ચિન્હ.
જુના દુખદ જુલમિ રિવાજ, તારવિ તુર્ત કરવા તાજ;
ભરવા શાન્તિ સુખના સાજ, દિન આરંભતો છે આજ,
માટે કમર કશિ આ વાર, તરણો વૃદ્ધ રહો તૈયાર;
કાઢો કલેશનાં જે મૂળ, બાંધો બંધ જે અનુકૂળ.

નિર્માયેલે દિવસે આ પહોચ્યાં અને ત્હેમને સ્થાનિક 'રીસેપ્શન કમીટી' એ વધાવી લીધાં ! કમીટીના પ્રમુખ તો ફુલાવા લાગ્યા કે:—" આજે અમારા ઘેર દેશદેશના ડાહ્યા ડાકટરો, વિવેકી વૈદરાજો, મહેતા મુત્સદીઓ, કાનદાર—કારભારીઓ, શાણા સરદારો, વિબુધ વકિલો, વિખ્યાત વેપારીઓ, નાણાવટી—ન્યાયાધિશ અને કંઇએક કવિઓ પધાર્યા છે! "

સભા મળી. શરૂઆતમા મયુરે નૃત્ય કર્યું: કોયલે મંગલાચરણ ગાયું. પોપટે વેદોચ્ચાર કર્યા. વાયસ–સારસ–હંસ વગેરે સજ્જ થઇને બેઠા.

રીસેપ્શન કમીટીના પ્રમુખ શ્રીયુત્ કપોત હાથ જોડીને પોતાનું આવકાર આપનારૂં ભાષણ બોલ્યા કે:–"અહો પક્ષીરાજો ! આજે ત્હમને અત્રે પધારેલા જોઈ અમને ઘણો હર્ષ થાય છે. ત્હમારાં દર્શનથી અમારા દુ:ખ માત્ર દૂર થયાં છે અને હૃદય રળીઆત થયાં છે. હે સાક્ષરા ( રાક્ષસા ! ) ત્હમે સંપીને સમાજનું કાજ ચલાવો. અને જ્ઞાતિનું દુ:ખ ટાળવા માટે ખરા જીગરથી મહેનત લો. "

પછી ગુણજ્ઞ ગરૂડજીને પ્રમુખ બનાવવામાં આવ્યા. ( કોની દરખાસ્ત અને કોના ટેકાથી તે કહેવું કવિ ભૂલી ગયા છે ! ) તે મહાશય 'માનવતા—મોજ્મ્બાહાર—મ્હારથી' ગણાતા હતા. (પણ એમનું જીવન ચરિત્ર અને છબી આપવાનુ કવિ ચૂકી ગયા છે, જે સહન કરવા જોગ નહિ ગણાય ! )

સાક્ષર શ્રી પોપટજી સેક્રેટરી થયા. આ નીમણોકોથી સભા-મંડપમાં આનંદની રેલ ચાલી રહી.

હવે બપૈયા, પારેવા, કાકાકૌઆ, કપોત, મયુર, કાગ વગેરે

પોતપોતાનાં ભાષણો યાદ કરવામાં; રોકાયા, ગીધ, ગરધન, ઉલુક ગંભીર દેખાવ કરીને બેઠા. બીજા કંઈક પક્ષીઓ હર્ષોદ્‌ગાર કહાડવા લાગ્યાં.

એ સર્વ ગરબડને દબાવી દેનાર પ્રમુખ સાહેબ પોતાનું ભાષણ વાંચવા ઉભા થયા, કે જે ભાષણ માટે આખી દુનિયા એકે અવાજે વખાણ કરતી હતી પણ તે ભાષણનો મૂળ લેખક કોણ છે અને નિર્ધનતાના કયા ખૂણામાં સડે છે તે કોઈ જાણતું પણ નહોતું. તે યાદગાર ભાષણ આ પ્રમાણે હતું—

## પ્રમુખનું યાદગાર ભાષણ.

### ઉધોર છંદ.

બોલ્યા ગરૂડ તે ગુણવાન, સ્નેહે સુણો વીર સુજાણ,
મુજને આપીયું જે માન, તેને યોગ્ય નથી મુજ જ્ઞાન.
હાજર હીરા રત્ન હજાર, સાક્ષર જ્ઞાતિના શ્રૃંગાર;
તદપિ પુર્ણ રાખી પ્યાર, મુજ શિર્ષે કર્યો આભાર.
એ ઉપકાર માની આજ, લઉછું હાથ ઉત્તમ કાજ;
પાડો સાહ્ય આપી પાર, રાખે રંગ જગકર્તાર.
કરવા કાર્ય આ ઉત્કર્ષ, આવ્યા આપ ધરીને હર્ષ,
વૃત્તિ સર્વની અવિછિન્ન, એ છે ઉદય કેરાં ચિન્હ.
જુના દુખદ જુલમિ રિવાજ, તારવિ ધુર્ત કરવા તાજ;
ભરવા શાન્તિ સુખના સાજ, દિન આરંભનો છે આજ,
માટે કમર કશિ આ વાર, તરૂણો વૃદ્ધ રહો તૈયાર;
કાઢો કલેશનાં જે મૂળ, બાંધો બધ જે અનુકૂળ.

કરવી ધર્મમાં નહીં ઢીલ, દેવું ઉદય અર્થે દીલ;
પ્રભુએ પ્રેરિ બુદ્ધિ જેહ, જયજયકાર કરશે તેહ.
આ આરંભ કેરો રંગ, રાખો ટેક ધારી અભંગ;
પ્રતિકુળ હોય કોક પ્રસંગ, તદપિ તે તજો ન ઉમંગ.
જીવન જગતમાં છે અલ્પ. કરવો પૂર્ણ નિજ સંકલ્પ;
દેશે સંતતિ આશિશ, રહેશે પ્રસન્ન શ્રી જગદીશ.
જ્યાં છે પંચ ત્યાં પરમેશ, હૈયે ધરો હામ હમેશ;
હુંઓ સત્યને આધાર, ધારી ધર્મનું હથિયાર.
જે જે વિર કરે દરખાસ, મત ગ્રાહ્ય થશે તે પાસ;
કરજો કયાસ તેનો આપ, પાછળ રે'ન પશ્ચાતાપ.
સુણજો ભાષણો રહી શાન્ત, મીથ્યા માંડશો ન મતાંત;
થાજો અર્થગ્રાહી સર્વ, ધરશો જ્ઞાનનો નહીં ગર્વ.
મનમાં હામ જનને હોય, તો નથી કાર્ય કપરૂં કોય;
આશા જીવન જગત તમામ, જયજય વિજય મહાસુખરામ.

ભાષણ ખતમ થયું. કદાચ અત્ર બ્લૉકમાં છાપેલા શબ્દોના ઉચ્ચાર માનવંતા મ્હોંથી થતી વખતે તાલીઓ કે 'હીઅર—હીઅર' ના ઘોષ થયા હશે, પણ ત્હેની નોંધ લેવાનું જૂની દેશી પદ્ધતિથી ટેવાયલા કવિ ભૂલી ગયા જણાય છે. તેમજ જ્હેમાં માત્ર ફ્રાર્સ—મારામારી'અને ખટપટ જ થાય છે એવી 'સબ્જેક્ટસ કમીટી' તો કવિવરે આખ્ખે આખ્ખી અદ્ધર ઉરાડી દીધી છે! મ્હને ડર રહે છે કે આવો ખોટો હેવાલ પ્રકટ કરવા માટે વૃદ્ધ કવિરાજને ત્હેમના નાતિલાઓ રખેને બૉયકૉટ કરી દે!

થયું; પહેલા દિવસનું કામકાજ પુરૂં થયું. 'સેંકડો માઇલથી

આવેલા હજારો પશુઓના ૩ દિવસના શંભુમેળાનો એક દિવસ તો પ્રમુખના ભાષણમાં જ પુરો થયો, અને કાંઇ નોંધવા યોગ્ય બનાવ બન્યો નહિ. પરન્તુ બીજે દિવસે દંભ છોડવાની દરખાસ્ત મુકનાર બગલાજી, દયાની દરખાસ્ત રજુ કરનાર બાજ, હરામનું ન ખાવાની દરખાસ્ત મુકનાર તીડ, સંપની દરખાસ્ત મુકનાર કાબર વગેરેનાં ભાષણો એવાં તો સરસ થયાં હતાં કે પહેલા દિવસની લુખાસ એથી સર્વ ભુલાઇ ગઇ હતી.

## 'પક્ષીસમાજ'ના બીજા દિવસની બેઠક.

### ઠરાવ ૧ લો—દંભ ત્યાગ.

દંભત્યાગનો ઠરાવ સૌથી પ્રથમ મુકવામાં પક્ષીસમાજ (અગર કહો કે એ સમાજની કલ્પના કરનાર કવિ ) તદ્દન વ્યાજબી હતા. જ્હાં સુધી પ્રયત્ન કરનારનું દીલ સારૂં નથી—નિઃસ્વાર્થ નથી—ઉદાર ચિત્ત નથી ત્હાં સુધી કાંઇ કામ સુધરે જ નહિ એ તો એક ત્રાંબાલેખ સમજવો. સભાઓ માત્ર નાટકના જેવા દેખાવ કરવા. માટે જ કરાતી હોય, આગેવાની લેનારાઓ માત્ર પોતાને હજારો માણસની ઓળખાણમાં લાવી એ દ્વારા પોતાનો ધંધો લંબાવવા ચાહતા હોય અને " અમે તો ( બે વાર દેવાળાં કહાડ્યાં હોય તે છુપું રાખી ) ફલાણી મહાસભાના સેક્રેટરી હતા " એમ 'રેફરન્સ' આપી કુલ વેપાર પોતા મારફત કરવાની જાતિભાઇઓને અરજો કરાતી હોય, નિર્દંભી પુરૂષોને ધૂર્ત ઠરાવી ચગદી મારવાના પ્રયત્નો થતા હોય—આવું આવું થતું હોય ત્હાં પછી કોઇ પણ સુધારો કેવી રીતે થઇ શકે ? કૉન્ફરન્સ અને જ્ઞાતિસુધારાની સંસ્થાઓ તો પુત્રી તુલ્ય છે અને પ્રમુખ-સેક્રેટરી વગેરે તો ત્હેના પિતા અને ભાઇ

તુલ્ય છે. તેઓ ત્હેને જેટલું આપે તેટલું ઓછું છે—તેણીને માટે જેટલો આત્મભોગ આપે તેટલો ઓછો જ ગણાય. ત્હેને બદલે કોઇ માણસ તે બ્હેનનેજ વેચી એમાંથી પેટ ભરવા ઇચ્છતો હોય તો એ કેવી નીચતા કહેવાય ? અને એનું ફળ કદી પણ સારૂં આવે કે ?

દંભ છોડી, સાચા હૃદયથી કામ કરનારા માત્ર ૨—૪ માણસો જ જો આગળ પડે તો કોઇ કામ કરવું મુશ્કેલ નથી. અંગ્રેજોનું ચારિત્ર ( Character ) આપણા કરતાં આજકાલ કેટલું બધું ઉચ્ચ જોવાય છે ? એજ કારણથી તેઓ આપણા ઉપર રાજ્ય કરે છે. આપણું તો દરેક કામ દાંભીક—પોલેપોલું. એક માણસ કહેવાતો હોય સંઘપતિ, સભાપતિ કે સેક્રેટરી અને ધર્મસ્થાનકના જ રૂપીઆ પચાવી પડયો હોય અને અવાચક પશુઓના નીમીત્તના હજારો રૂપીઆને ખાડીમાં હોમાવતો હોય; તેમ છતાં લાંબા ચોડા હાથ કરી સભા વચ્ચે મહા પવિત્ર પુરૂષ તરીકેનો ઢોંગ કરવા લાગી જાય અને વેશ્યા જેમ સતીના માથે તહોમત મૂકે એવો ધારા કરતાં શરમાય નાહ. આવા દંભ જ્યહાં જ્યહાં ચાલતા હશે ત્યહાં કોઇ કાળે સુધારાની આશા રાખવી નહિ અને એટલા માટે કવિએ 'પક્ષી સમાજ'માં સૌ પહેલો ઠરાવ દંભ ત્યાગનો મુકયો છે તે ઘણું દુરંદેશી ભર્યુ કર્યુ છે, એમ કહ્યા સિવાય ચાલતું નથી.

આપણે હવે મીસ્ટર બગલાજીની દરખાસ્ત સાંભળવા યોજીશું. "દંભત્યાગ"ની દરખાસ્ત રજુ કરતાં તેઓ સાહેબ વદ્યા કે:—

મનહર.

બગલો કહે છે, પક્ષીરાજ ! સુણો પ્રેમ ધરી,

આજકાલ દુનિયામાં દાંભિકોનું જોર છે;
કેક મુનિરાજ બની બેસે સરિતાની તીરે,
ઝુરતા શિકાર પર, કાળજું કઠોર છે,
કેક મોટા સિદ્ધ બની અધર આકાશ ભમે,
ચુકવીને ચોટ દે લગાવી એવા ચોર છે;
કેક ઉપદેશ આપે દેશ હિત દાખવીને,
નજર નિશાને જર ઝુટવે ચકોર છે.
મુખ માંહી રામનામ, દામ દારા ભીતરમાં,
પોલામાં પ્રવેશી ઠાઠ ભક્તનો ઠસાવે છે;
હાથમાંહી માળા પણ હૈયામાં ભરેલ લાળા,
ભાષણો ભાખીને ભલાં આંસુડા વધાવે છે.
તોપને તડાક વાતો ભડાકે ઉડાવે વળી,
હાસ્ય રસ મેલી આખી સભાને હસાવે છે;
મહાસુખ પોતાને તો ચાલવાનો પથ જુદો,
બહુરૂપી બની ભાઇ ભોળાને ફસાવે છે.
કુટીલ કુભાન્ડી એવા કુળના અંગાર આજ,
વિશ્વમાં વિશ્વાસઘાતી સાથે મોટા પાપી છે;
ભય તજી ભ્રમણ કરીને ભેળ પાડનારા,
વિર તણા વૈરીઓની ભીતી ભારે વ્યાપી છે,
વિચારે ન વૃદ્ધિ હીણુ પક્ષીઆના લે છે પ્રાણ,
જોરી એવા જમડાનો જુલમ અદ્યાપિ છે,
જ્ઞાતિને નુકશાન કુલ, આ'જનો વિચારો મૂળ,
ખાસ દરખાસ પક્ષીરક્ષણની આપી છે.

**શિકારીને હાથે નાશ થાય ન પ્રકાશ એથી.**
**અધિક વિનાશ જોતાં જાતોજાત થાય છે.**

દંભથી છેકજ અજાણ્યા (!) એવા બાવા બગલાજી છેલ્લી લીટીઓમાં વ્યાજબી જ કહે છે કે, આપણુ પક્ષીઓનો નાશ શીકારી અર્થાત્ અન્ય કોમવાળાથી નથી થતો એટલો **આપણી જાતના જ પ્રાણીઓથી--દંભી પક્ષીઓથી** :થાય છે. શું ખોટું છે ? દરેક નાતમાં-દરેક ધર્મમાં એમ જ છે. એક કોઈ માણસ સારો પાકે-આત્મભોગ આપી જાહેરમાં આવે તો હેને જોઈ બળી મરનારા દાંભીક દુષ્ટો એને લોકોમાં અપ્રિય બનાવવા અને પૈસે ટકે પાયમાલ કરવા ખટપટો કર્યા કરે. અન્ય કોમના માણસો પૈકી કોઈ શત્રુ હોય તો તે પોતા માટે નહિ પણ કોમ માટે શત્રુતા રાખે છે એટલે અંગત વૈર ઓછું રાખે અને તેથી ઓછું નુકશાન કરી શકે પણ આ માનની ઇર્ષાવાળો દાંભીક તો પાયમાલીની હરએક યુક્તિ અજમાવ્યાં જ કરે, તેથી તે ઘણો ત્રાસદાયક થઇ પડે. આવા બાળજીવો એમ નથી સમજતા કે, આપણે હેની ઇર્ષા કરીએ છીએ પણ તે ક્યહાં કીર્તિનો ઈજારો લઈ બેઠો છે ? આપણે પણ અપરાધી માતપિતાના જે સંસ્કાર આપણા દીલમાં પડેલા છે તે કોઈ સાધુ સંતની સેવાભક્તિ દ્વારા દૂર કરીને ખરા જીગરથી પરમાર્થ કરીશું તો આપણને તેથી દશગણું માન મળશે. દાંભીક અને સ્વયસેવક ( કોમની સેવા માટે ' વૉલટીઅર ' બનેલા) વચ્ચે જે જમીન આશમાનનો તફાવત હોય છે તે તેવાઓએ શીખી લેવો જોઇએ છે. સ્વયસેવક પોતાની કોમની સેવા બજાવવા ખાતર પ્રાતઃકાળથી મધ્યરાત્રી સુધી કેવી તનતોડ મહેનત કરે છે, એ

મહેનતના પ્રતાપે એને ક્ષયનાં ચિન્હ કેવાં લાગુ પડે છે, કોમને હિત જે શબ્દો કહેવાથી થવાનું હોય તે , શબ્દો વદવાથી કેવા અગત શત્રુઓ ઉભા થાય છે અને તેઓવડે તે કેવા મ્હોટા ખર્ચના અને ચિંતાના ખાડામાં હોમાય છે, એનું ચિત્ત આખો દિવસ કેવા વિવિધ વિચારોમાં ગુંચાયલું હોય છે અને તેથી કવચિત્ તે કેવો શૂન્યહૃદય થઈ જાય છે, સભાઓ મળતાં જ્હારે સર્વ મિષ્ટાન્ન જમી આનંદ કરે છે ત્હારે તે આખા દિવસમાં કોરેકોરી એક કાચી બાટી ઉપર રહી કેવું સખત વૈતરૂં કરે છે, આ સર્વનો ખ્યાલ મનમાં આવવા દેવો અને પછી તે સાથે પોતાનું સુરક્ષીત પાડા જેવું શરીર અને ઘરમાં સંતાડેલો અન્યાયથી એકઠો કરેલો પૈસો વગેરેનો મુકાબલો કરવો, એટલે પોતાનુ છગર જ ખાત્રી આપશે કે " જે માથું મુકે છે તેજ માલ ખાય છે " અને જશ જાનગરો છે. "

આ પ્રમાણે મી. મહાસુખરામે ' પક્ષી સમાજ 'માં પહેલો જ ઠરાવ દંભસાગરનો મુકાવ્યો તે ઘણું ઉત્તમ કર્યું છે. બગલાજીની દરખાસ્ત મુકાઇ રહ્યા બાદ હુંને ટેકો આપવા ઘુડ ઉઠે છે. હેણે ટેકો આપતા અસરકારક શબ્દોમા જણાવ્યું કેઃ—

ટેકો આપી ઉલુક કહે છે ત્યાં વિવેક કરી,
પ્રતિદિન પક્ષીઓની ક્ષતિ અતિ થાય છે;
તોય દરકાર ન લગાર ધરે દિલ વિશે,
**શેઠ ને પટેલ પેટ પોષી મકલાય છે.**
ગરજના યારીઓના ગુપ્ત ગોટાળા ભાળી,
જ્ઞાતિના હિતેચ્છુઓની કાયા કંપી જાય છે;
અસ્તમાં સમસ્ત દ્વિજરાજ સપડાયા એથી,

મહાસુખરામ રચો સુખના ઉપાય છે.
અગત્ય છે એવા નિરઅંકુશોને અંકુશની,
કરે ન કુકર્મ એવો યોગ્ય કરો કાયદો;
ઉન્નતિ ચ્હો તો વૈરભાવ તજો એક બીજા,
સર્વ દ્વિજરાજને સમાન એથી ફાયદો.
ભવિષ્યનું સુખ અને વૃદ્ધિ ભ્રાતૃભાવ તણી,
વ્હાલી વાત વિભુને ન કરો એમાં વાયદો;
સંતતિનું રક્ષણ એ લક્ષણ છે લાયકીનું,
'સ્વાર્થમાં પરમાર્થ અર્થ ઉત્તમ ઈલાયદો.

આપણે કહી ગયા કે હર એક હીલચાલમાં પ્રથમ જરૂરનું તત્વ 'નિર્દંભીપણું' છે અને એટલા માટે 'પક્ષીસમાજ'ના પ્રમોજકે એ કૉન્ફરન્સમાં પહેલો જ ઠરાવ 'દંભત્યાગ'નો મુકાવ્યો તે ઘણું દુરંદેશી ભરેલું થયું છે. એ ટીકાની પુષ્ટિમાં હું એ પણ જણાવી ગયો હતો કે જે જે જાહેર ખાતાંઓમાં પાપમાંથીજ જન્મેલા દંભી પુત્રો આગેવાની કરે છે તે ખાતાં જલદી પડી ભાગે છે. કોઇની ખાનગી જીંદગીમાં હાથ ઘાલવાની આપણને સત્તા નથી એવું એક દૃષ્ટિએ કહેવાતું કહેણ, વ્યક્તિના હિત ખાતર આપણે સર્વાંશે સ્વિકારી શકીશું નહિજ; કારણ કે મહા પાપ કરનાર માબાપથી ઉત્પન્ન થયેલા પુત્રો જાહેરમાં ગમે તેટલો પવિત્રતાનો ડોળ કરે તો પણ કોઇ દિવસ જે વીર્યનો પોતે બનેલો છે તે સ્વભાવે ગયા વગર કદીએ નહિજ રહે. આપણામાં એક પ્રચલીત વાર્તા એવી છે કે, એક વણિકને તેની સ્ત્રીએ પોતાના પુત્રનું વેવીશાળ અમુક માણસની પુત્રી સાથે કરવા આગ્રહ કરતાં

જણાવ્યું કે છોકરી સુંદર છે, ભણેલીગણેલી છે અને વાતચીતમાં પણ ચાલાક છે, માટે કોઇ રીતે વાંધો લેવા લાયક નથી જ. ત્હારે પેલા વણિકે કહ્યું કે, "હે હઠીલી સ્ત્રી ! હું કહું છુ તે ઉપર વિશ્વાસ રાખ અને પુત્રનો ખપ કરતીહો તો આ વેવીશાળની વાત જતી કર **આ કન્યાની સાતમી પેઢીની માએ ગળે ફાંસો ખાધો હતો."**

વણિકપત્નીએ હાસ્ય સહિત કહ્યુ "જો મ્હોટી વાત કરી ! વાંધો તો ઘણો સરસ કહાડયો ! સાતમી પેઢીએ ગળે ફાંસો ખાધાની વાતે આ કન્યાને શું અસર કરી !"

વણિક બીચારો ખસ્ટ પડયો. સ્ત્રીહઠ આગળ ત્હેનું ચાલ્યુ નહિ આખરે વેવીશાળ થયુ અને લગ્ન પણ થયુ વરસ બે વરસ વીતી ગયા એક દિવસ સાસુને શરીરે સુવાણ ન હોવાથી તે જરા મોડી ઉઠી, તેથી પેલી સુકુળની વહુએ આવીને તુરતજ રોકડું પરખાવી દીધુ કે—'સાસુજી ! આમ હાથ પગ જોડીને બેસી રહેવાનું ન્હોય ! અમે વહુઆરૂ થયા તે કાંઇ ત્હમારૂં હુડાપણુ કરવા માટે નહિ અને આમને આમ અમને રોજ રોજ સતાવશો તો હુ'તો ગળે ફાંસો ખાઈશ ! "

સસરો આ સર્વ નાટક ઓરડામાં સતાઇને જોતો હતો તે એકદમ બહાર આવીને બોલ્યો "જોયું ? સાતમી પેઢીએ પણ ગળે ફાંસો કેવી અસર કરે છે તે ? "

જહેને એક પુત્રનું હિત જોવાનુ હતું ત્હેને કન્યાની **સાતમી** પેઢીના દુષણની તપાસ કરવી પડી હતી તો આપણે આપણાં જાહેર ખાતાઓ મહા પાપીના પેટ જન્મેલાઓના હાથ કદી પણ કેમ પડવા દઇએ ? **ખાનગી** પુરૂષની ખાનગી જીંદગીમાં હાથ ઘાલવાની

આપણને જરૂર કે સત્તા નથી, પરંતુ આગેવાની લઇ ઘુમનારના ખાનગી ચારિત્ર સાથે આખી કોમને સંબંધ છે અને તેથી હેમનાં પાપોને જતા કરવા અગર એમના ઢોંગ ચાલવા દેવા એ આત્મહિંસાજ ગણાય.

કવી મહાસુખરામે :આજ કારણથી દંભત્યાગની દરખાસ્ત બગલા અને ધુડ જેવાના મ્હોમાં મુકાવી છે. મતલબ કે એ પક્ષીઓ વંશપરંપરાથીજ દંભી હોવાથી એઓ દંભત્યાગનાં ગમે તેવાં ભાષણ આપે તો પણ એમનામાં કદીએ વિશ્વાસ મેલવો ઉચીત નથી.

હવે આપણે 'પક્ષી સમાજ' ના બીજા ઠરાવપર આવીશું.

## ઠરાવ બીજો-જીવદયા.

'જીવદયા' એ મધળા ધર્મોનું તારતમ્ય છે. જેટલે અંશે અમુક ધર્મ જીવદયા ફરમાવે છે તેટલે અંશે તે ધર્મની મહત્તા અને પવિત્રતા સાબીત થાય છે. 'પક્ષી સમાજ' માં તેજ કારણથી, દંભત્યાગ પછી, પહેલોજ ઠરાવ 'જીવદયા'નો મૂકવામાં આવ્યો જણાય છે. એ ઠરાવ આ મહાસભામાં રજુ કરવાનું માન શ્રીયુત્ બાજ મહાશયને મળ્યું હતું. હેમણે લલકાર્યું કે:—

માટે દયા ભાવ રાખી વર્તવુ સ્વબધુ સાથ,
દયા રાખવાને માટે દેવે દિધુ સ્યુગ છે.

બાજની દરખાસ્તને ટેકો આપવા ગર્ધન મહાશય ઉભા થયા અને માચડાપર આવી વદ્યા કે—

ગર્ધન ત્યા બોલ્યો વાત સાચી આજ બાજતણી,
ધરણીમા નિર્દયનુ જીવન ધિકાર છે;
ઇશ્વરની હજુરમા ઉત્તર દેવાનો સૌને,
નથી હુશિઆરી ચાલવાની ત્યા લગાર કે
શાસ્ત્ર ને પુરાણ શ્રુતિકાર વારવાર વદે,
કોઇને ન દેવુ કષ્ટ સિદ્ધાત શ્રિકાર છે,
પક્ષિઓની પક્ષ એ પ્રત્યક્ષ લેવી લક્ષ માહી,
હિંસા કરવી ન હેતુ મુખ્ય હિતકાર છે

ઠરાવ પસાર થતી વખતે હુસ મહારાજથી મનમાન્જ હસી જવાયુ કવિ આ પ્રસગે કહે છે કે—

સોરઠો.

પાસ કરી દરખાસ, રાજી થૈ બગરાજની;
હસી કીધુ હાસ્ય, સમજ્યો સારસ ભેદને

બરાબર એવીજ રીતે સભાઓમા પવિત્રતાના ઠરાવ રજુ કરનારા બગનાઓને જોતા ઘણાએ હસે યા વિવેકી પુરૂષો હસી કે છે. પણ ગુણ—દોષના સમજનારા એવા હસ થોડા જ હોય છે, બાકી તો તાળીઓની ગર્જના પાડનારા ગતાનુગતિકો ઘણા હોય છે અને જે થોડા હસો વસ્તુની સારાસારતા સમજી શકે છે તેમને માથે, અપ્રિય હકીકતો સમજાવવાની કડની જોખમદારી આવી પડે છે.

## ઠરાવ ૩ જો–નિત્યકર્મ વિષે.

આજ કાલ અંગ્રેજી કેળવણી વધતી જાય છે તેમ તેમ માણસો વહેમથી દૂર નાસવાનું શીખતા જાય છે એ ખુશ થવા જેવું છે. પણ 'વહેમ' સાથે 'ધર્મ' પણ વહેમ તરીકે ગણાઇ હશી કહાડવામાં આવતો જોઈ કયા સત્પુરૂષને ખેદ નહિ થાય ? Aul Gellius કિમતી સલાહ આપે છે કે, 'Be religious not superstitious' અર્થાત્ "**ધર્મશીલ થાઓ વહેમી** ન થતા." અર્થાત્ ધર્મ અને વ્હેમ વચ્ચે તફાવતની લીટી ખેંચતાં શીખવું જોઇએ. આજની કેળવણી, નખ સાથે આંગળીને પણ કાપી કહાડવા જેવું કામ બજાવે છે. દેવ દેવલાંની બાધા માનતા રાખવી, નિરારંભી પ્રભુના નામે હોમ કરવા વગેરેને વ્હેમ માનવા સાથે, પ્રભુનું નામસ્મરણ કરવું કે સામાયિક કરવી એ પણ વ્હેમ માનનાર, આજે થોડા લોકો નથી. ધર્મ એ માણસનો સાચો મિત્ર, અપૂર્વ સલાહકાર અને દીલાસાનું ધામ છે અને તે નિત્યકર્મ દ્વારાજ સચવાઇ રહે છે. આજે નિત્યકર્મને તદ્દન ખોરંભે નાખવામાં આવે છે, ખાસ કરીને સાધુમાર્ગી જૈનોમાં તો સેંકડે પાંચ ટકા જેટલા લોકો પણ ભાગ્યેજ નિત્યકર્મ કરતાં હશે. સામાયિક, પ્રતિક્રમણ, ભાવના, દાન આદિ નિત્યકર્મો વિસરાઇ જતાં જોઇ આપણે શું 'પક્ષી સમાજ'ના વિદ્વાન કર્ત્તાની સાથે એમ નહિ કહીએ કે–

ઝુલણા છંદ.

વીર વાયસ વદો વાણિ વ્હાલા સુણો,<br>
ધર્મ બેઠા દ્વિજો સર્વ હારી;<br>
સ્નાન[૧] સંધ્યા[૨] પુજા[૩] યજ્ઞ[૪] આદિ ક્રિયા,

---

૧. મનોશુદ્ધિ અથવા ભાવના. ૨. સામાયિક. ૩. ગુરૂવંદન. ૪ કાયોત્સર્ગ.

ધર્મ જ્યાં હોય ત્યાં દ્રવ્ય જામે;
ધર્મ જ્યાં હોય ત્યાં લાભ લજ્જા વમે,
પ્રગટ પ્રભુતા બધા ધર્મ પામે.
જ્ઞાન ને ધ્યાન વિદ્યા નીતિ ધર્મમાં,
મુક્તિની યુક્તિઓ ધર્મ ધામે;
ધર્મ વિના બંધુ ધુળ છે ધરણીમાં,
અંતમાં આવશે ધર્મ કામે.
સંતતિનુ ચહો સુખ જો સ્નેહિઓ,
તો કરો કર્મ જે નિંદ ન્યારાં;
ધર્મ રક્ષો ભલાં ફળ ફુલો ભક્ષિને,
ઉદયનાં ઉઘડે તોજ બારાં.
નિત્ય કર્મો લહી મર્મ કરવા મચો,
અર્થ ગ્રહીને રચો રમ્ય ધારા;
પાસ દરખાસ મહારી કરો પ્રેમથી,
ઉદયનાં સાજ એ મિત્ર સારા.

કાગ મહાશયે રજુ કરેલી ઉપલી દરખાસ્તને ગીધ મહારાજે ટેકો આપ્યો તે જોઇ સમળીબાઇ બોલ્યા કે " સાબાસ, ભાઇ, સાબાસ ! ત્હેં પણ સારો વેશ ભજવ્યો ! "

પછી ઢેંક મહાશયે કેટલુંક વિવેચન કર્યા પછી તે ઠરાવ પસાર થયો. તે વખતે સારસ બોલ્યો કે "વચનની દરિદ્રતા શુ કામ રાખવી જોઇએ ? મ્હારા ભાઇ, બોલાય તેટલું બોલજો ! ફરી ફરી લવારીની આવી મોસમ હાથ નહિ લાગે ! પાંચ હજાર શબ્દનો કાંઇ પાશેરો થવાનો નથી ! "

ઠરાવ ૪ થો-હરામનું ન ખાવા વિષે.

મહાશય તીડ આ ઠરાવ રજુ કરતાં બોલ્યા કેઃ—

મનહર.

તીડ કહે મફતનો માલ તાકી દોડે દ્વિજ,
શીમાડામાં પડે જાણે માઉ મારવાડની;
લોકનો કરે બગાડ, જણે ઉભરાયો પ્હાડ,
વરતાવે ત્રાસ બાકી રાખે નહિ ઝાડની.
ફાલે ફફડાવે પાંખ, પાસે તો રહે છે રાખ,
રૂવે કૃષિકાર કરે મ્હેનત અસાડની;
સાંભળીને ધ્રુજે લોક આવ્યા પે'લી મૂકે પોક,
એથી તો અધિક ભીતિ રે'તી નથી ધાડની.

સવૈયા.

ભૂખણુ ઘટવા ભેગા થઈને,
ભ્રમણ કરી કરવી નહિ ભેળ,
ભવિષ્ય વિચારી ડગલાં ભરવા,
સમજીને સાચવવો મેળ,
આશ્વિનમાં ઉફાદિ કરીને,
મ્હા માહનો કરવો મુશ્કેલ,
આશા ભંગ કરે જે અન્યની,
નિપજે તેહ નરકમાં એળ.
બીજાને બોજારૂપ થાવું,
ભરવું ઉદર કરીને ટેલ,
સર્વતણી આશા છે સરખી,

પર પીડા પરખે ન ચૂકેવ;
સામાનું સર્વસ્વ બગાડી,
ખુબી કરીને કરવા ખેલ,
એ છે રીત અનાડી કેરી,
તજો તમે મુજ મિત્ર ઠરેલ.

ત્હેને તેતરે ટેકો આપ્યો કેઃ—

તેતર કહે પરભાર્યો સંચય, ન તાકવો લાવીને તાન;
હક પાખીમાં હાય ધરે તે નિચ નફટ પક્ષી નાદાન;
ન્યાય નીતિ પર નજર રાખિને શર્ણાગતને દેવું સ્થાન.
સર્વ ભૂતમા છે સર્વેશ્વર માટે કથન ધરો મુજ કાન.

એટલે ઠરાવ કાગળે ચ્હડયો ! કવિ અહીં ત્હેના વાચકોને 'કયાસ કરવા' કહે છે ! મતલબ કે આ બનાવ કવિને આશ્ચર્ય ઉપજાવે છે. પણ મ્હને તો,કવિને આશ્ચર્ય થતું જોઇને જ આશ્ચર્ય થાય છે, કારણ કે જ્હારે આવા ધૂર્તોને લોકો પીછાની જશે ત્હારે તો પછી સભાઓની પણ શી જરૂર રહેશે ? એટલું જ્ઞાન થશે તો તો પછી બહુ બોલવા કરતા કાંઇક કરવાને લોકો એકપગ થઇ રહેશે.

ઠરાવ ૫ મો—સપ વિષે

પછી એક મ્હાન અગત્યતા ધરાવનારો ઠરાવ રજુ કરવા શ્રીમતી કાબેરબાઈ પોતાની સોનેરી ચાચ આમ તેમ હલાવતાં હલાવતા ઉભા થયાં. પક્ષીઓની આ સમાજમાં સ્ત્રીઓ પણ સામેલ હતી, એ વળી એને માટે વધારે માન ભરેલું છે. કવિ જૂના વિચારના

હોવા છતાં સ્ત્રીઓને સમાજમાં ભાગ લેવાનો હક બક્ષવાની તરફદારી કરીને ખરા સુધારાના પોતે હિમાયતી છે એમ બતાવી આપ્યું છે.

શ્રીમતી કાબેરબાઇએ જણાવ્યું કે:—

**મનહર.**

કાબર કહે છે સુણો શાણા પક્ષીરાજ આજ,
સંસારમાં સંપ એ જ સુખતણું સ્થાન છે;
સંપ વિના સંપત્તિ એ વિપત્તિ સ્વરૂપ ભાસે,
સંપ વિના સંતતિ એ નાશનું નિશાન છે.
સંપ વિના સગાં અને સ્નેહિઓ એ શુન્યકાર,
સંપ વિના સદન એ સાક્ષાત સ્મશાન છે;
સંપ વિના પુષ્પની પથારી પણ પાવક છે,
સંસારમા સંપ એ જ સુખનું વિધાન છે.
ધ્રુશકે રૂવે છે ધણી ધણીઆણી સંપ વિના,
સંકટનો બેલી ભાઈ મારવાને ધાય છે;
સંપ વિના દીકરો ને બાપ બન્ને બાઝી મરે,
પાડોશીની ફરીઆદો કોરટે નોધાય છે.
સંપ વિના સડો પેસે મોટા મોટા મંડળોમાં,
સંપ વિના ભારતીનાં ભંડોળ ભેળાય છે;
સંપ વિના દુર્બળ બન્યો છે આર્ય દેશ આ
સંપ વિના મોટી મોટી નાતો તુટી જાય છે.
સંપ વિના જાદવ કપાઇ મુઆ કાદવમાં,
સુતેલા શત્રુને ક્રુર કુસંપે જગાડયા છે,

સંપ વિના કૌરવ પાંડવ કપાઇ મુઆ,
ધરા નિરવીર કરી કુટુંબો બગાડયા છે,
સંપ વિના દ્વેષીઓએ દેશનું નખોદ ઘાલ્યું.
જુદા જુદા ટેક ધારી મણુખા બગાડયા છે;
દૌલત દટાઇને કટાઇ ગઇ કારીગરી,
સંપીએજ વિજયનાં વાજીત્ર વગાડયાં છે.
સંપથી ઇગ્લાંડ આજ અવનીમાં ઓપી રહ્યું,
શિરોમણી બની સત્તા સ્યાણપે ચલાવે છે.
મંડળીઓ બાંધી મોટાં મોટાં કામ પાર પાડે,
હારી રહે મતિ એવી હીમત હલાવે છે.
ભોગવે પદાર્થ પાંચ અલ્પ નવ આવે આંચ,
દેવતાઇ દૈવત તે આજ દરશાવે છે;
સંપતિ ભરે છે નિજ સતતિને સારૂ સંપી,
મહાસુખરામ સુખ ભાવિનું વસાવે છે.
દ્રષ્ટાન્ત વિલોકી અરે પક્ષીઓ ઉઘાડો આંખ,
તપાશીને તોલ કરો સ્થિતિ શી તમારી છે;
કુસંપના કીચડમાં કળીને ગયા છો ભાઇ,
આંખમાં આંસુની ધારા અફસોસકારી છે.
પોતાની કમાણી પોતે ભોગવી ન શકો સુખે,
કુટુંબમાં કુસંપની જ્વાળાઓ પ્રસારી છે;
ખાસ દરખાસ્ત મ્હારી સંપીને સદાય રેવું,
ભ્રાતૃભાવ રાખવો એ લ્હાવ લાભકારી છે.

ટેકો આપવા મીસ્ટર ચકલાજી ઉભા થયાં ત્હેમણે ક

ચકલો કહે છે કરી કુસંપે ખરાબી ખુબ,
દ્વેષથી કુકલેશ વ્યાપ્યો પક્ષીઓનું પાપ છે,
વિઘ્નના સંતોષી વિઘ્ન નાંખીને વિરામ પામે,
અવરનું સુખ અવલોકી ધીકે આપ છે;
પીવાય નહીં તો નીંખે ઢોળી ઢંગ વગરના,
વ્હાલામાં વિરોધ પાડી છુપી રાખે છાપ છે,
વિષ વરસાવી કર્યો વિજય તો માને મન,
પોતાને હણે પોતાનું ચઢાવેલું ચાપ છે.

આ પાંચમા ઠરાવની સાથે 'પક્ષી સમાજ'ની બીજા દિવસની બેઠક ખતમ થાય છે. પક્ષીઓ સઘળા રમવા-જમવા ઉપડી જાય છે. ત્રીજા અથવા છેલ્લા દિવસનું કામકાજ આરંભાય તે પહેલાં કઇકને મુલાકાતો લઇ આડતો બાંધવી હતી, કઇકને ગામ જોવા જવું હતું, કઇકને ખોદણી કરવા બેસવું હતું અને કઇક પવિત્રાત્માઓને સત્પુરૂષોનાં દર્શન અને ઉપદેશ સાંભળવા જવાનું હતું. તેમજ કઇક પવિત્રાત્માઓને શ્રીમંત ધર્માંષ્ટ પુરૂષોની મુલાકાત લઇ ત્હેમને જ્ઞાનખાતાં ખોલવાની સલાહ આપવા જવાનું હતું, કે જે સલાહ માટે ત્હેમને "સમાજને ઉંધે રસ્તે દોરનાર" એવો ઇલ્કાબ જન્મથીજ ઉંધા લોકો આપવાના હતા.

---

## ત્રીજા દિવસનું કામકાજ.

### ઠરાવ ૬ ઠ્ઠો—કારજ વરા સંબંધી.

કારજવરાના હદ ઉપરાંતના રીવાજોથી પક્ષીઓ્યથાત્ બા-હણો અને વૈશ્યો દેવાદાર થઇ ગયા છે, માટે કાકાકૌઆએ તે રીવાજ નાબુદ કરવાની દરખાસ્ત રજુ કરતાં છટાદાર શબ્દોમાં વિવેચન કર્યું કે:-

## મનહર છંદ.

કર જોડી બોલ્યો કાકાકોઆ સુણો સ્નેહે વાત,
કારજનો ચાલ કાર આપણો ઘટાડે છે;
કરજ કરીને મરે ગરીબ ગજા વિનાના,
હાટ વાળી હામનો સુહામને હટાડે છે,
સંતતિ બળે છે બધી બારમાની શોચનામાં,
માઝા માન જ્ઞાન ગુણ મોદકો મટાડે છે,
ઉત્સવ અમંગળ પ્રસંગમાં રચીને આમ,
ચાટડાને સ્વાદુ બની આંધળા ચટાડે છે.
ક્ષણિક કિર્તીને માટે હિત હણે હાથથકી,
હૈયાતણું હીર હૈયાફુટયા બની હારે છે;
સંસારના સુખ હરીફાઇમાં હરાજ કરે,
તાળાં મારે તાકી શ્રી સરસ્વતી દ્વારે છે,
શાણા અજાણયા બને, પંડીત બને છે પશુ
અવસરે અક્કલ ગુમાવી જખ મારે છે.
ક્ષારની ભુમીમાં ખેતી કરી ખશીયાણા પડે,
વિચારયા વિનાનો વિમો વિદ્વાનો ઉતારે છે,
કૈક ઘેલછામાં ઘર વેચીને ગૃહસ્થ બને,
જણસો વેચીને કૈક ખાંતે જશ ખાટે છે;
કૈક ભારે વ્યાજના વન્હિમાં બાળ બાયડીને,
દમ રાખી દીનતાને છાની છાની દાટે છે.
ચંદરવો બાંધે ચીર કાઢીને સ્વઅંગ તણું
જીંદગી ઝરે છે બધી બાઝીને ઉવાટે છે.

પુત્રને પઢાવા પાઇ એક ખરચે ન ભાઇ,
વિપરીત રૂઢી મુડી ઓળવે સપાટે છે:
મોટાઇને માટે માર ખાય છે મુમતે ચઢી
વખાણ સુણીને જુઠાં હૃદયમાં રાચે છે;
કરે સરસાઇ ભાઇ પીત્રાઇ ને પાડોશીથી,
મોરના વિવાદે ઢેલ પીછાં વિના નાચે છે!
કે'વા જાય કોક કે પટારાનો વિચાર કરો,
કે' છે એને કોણ તારી પાસે આવી જાચે છે?
કુદા કેરી ફાળે ગેરવ્યાજથી ગુમાવે દામ,
મહાસુખ પોતાનાં વખાણ પોતે વાંચે છે,

પછી ત્હેને મહાશય કુકડાજીએ એવાજ અસરકારક શબ્દોમાં ટેકો આપ્યોકે:—

કુકડો કહે છે વાત સાચી કાકાકોઆ કેરી,
ઝેરી એ અનુન સુખ શાન્તિ શોષનારી છે;
નવરા કરવા ચાલ વરાનો વિસ્તાર્યો ભાઇ,
અસ્તને પ્રવેશવાની પ્રથમ એ બારી છે.
ઉદયે ચડો તો વર્તુ વાપરો વિવેક કરી,
વસાવો સુવાણી રાણી પ્રાણ પોષનારી છે,
જોડાવાળો કંટકમાં જાય તેને જાવા દેવાં
દેખાદેખી ચાલુ જીવ જિવનની ખ્વારી છે
ડુલણજી ફુલે ચિન્તા ચુર્ણાની કરીને દુર,
અવસર ઉદયે એ ઊંટાંટી આવે આડે છે;
હાથનાં કરેલાં વાગે હૈયામાં વિમાસે હાય.

**મનહર છંદ**

કર જોડી બોલ્યો કાકાકોઆ સુણો સ્નેહે વાત,
કારજનો ચાલ કાર આપણો ઘટાડે છે,
કરજ કરીને મરે ગરીબ ગજા વિનાના,
દાટ વાળી દામનો સુકામને કઢાડે છે,
સતતિ બળે છે બધી બારમાની શોચનામા,
માઝા માન જ્ઞાન ગુણ મોહકો મટાડે છે,
ઉત્સવ અમગળ પ્રસગમા રચીને આમ,
ચાટડાને સ્વાદુ બની આધગા ચટાડે છે
ક્ષણિક કિર્તીને માટે હિત હણે હાથથકી,
હૈયાતણુ હીર હૈયાફુટયા બની હારે છે,
સસારના સુખ હરીફાઇમા હરાજ કરે,
તાળા મારે તાકી શ્રી સરસ્વતી દ્વારે છે,
શાણા અજાણ્યા બને, પઢીત બને છે પશુ
અવસરે અક્કલ ગુમાવી જખ મારે છે
ક્ષારની ભુમીમા ખેતી કરી ખશીયાણા પડે,
વિચારયા વિ ાનો વિમો વિદ્વાનો ઉતારે છે,
કૈક ઘેલછામાં ઘર વેચીને ગૃહસ્થ બને,
જણુસો વેચીને કૈક ખાતે જશ ખાટે છે,
કૈક ભારે વ્યાજના વન્હિમા બાળ બાયડીને,
દમ રાખી દીનતાને છાની છાની દાટે છે
ચ દરવો બાધે ચીર કાઢીને સ્વઅગ તણુ
જીદગી હારે છે બધી બાઝીને ઉવારે છે.

પુત્રને પઢાવા પાઇ એક ખરચે ન ભાઇ,
વિપરીત રૂઢી સુધી ઓળવે સપાટે છે.
મોટાઇને માટે માર ખાય છે ગુમતે ચઢી
વખાણ સુણીને જુઠાં હૃદયમાં રાચે છે;
કરે સરસાઇ ભાઇ પીત્રાઇ ને પાડોશીથી,
મોરના વિવાદે ઢેલ પીછાં વિના નાચે છે!
કે'વા જાય કોક કે પટારાનો વિચાર કરો,
કે' છે એને કોણ તારી પાસે આવી જાચે છે?
ફુદા કરી ફાળે ગેરવ્યાજબી ગુમાવે દામ,
મહાસુખ પોતાનાં વખાણ પોતે વાંચે છે,

પછી ત્હેને મહાશય કુકડાજીએ એવાજ અસરકારક શબ્દોમા ટેકો આપ્યોકે:—

કુકડો કહે છે વાત સાચી કાકકોઆ કેરી,
ઝેરી એ ઝનુન સુખ શાન્તિ શોષનારી છે;
નવરા કરવા ચાલ વરાનો વિસ્તાર્યો ભાઇ,
અસ્તને પ્રવેશવાની પ્રથમ એ બારી છે.
ઉદયે ચડો તો વસ્તું વાપરો વિવેક કરી,
વસાવો સુવાણી રાણી પ્રાણ પોષનારી છે,
જોડાવાળો કંટકમાં જાય તેને જાવા દેવો
દેખાદેખી ચાલ જીવ જિવનની ખ્વારી છે
કુલણજી કુલે ચિન્તા ચુલાની કરીને દુર,
અનમર ઉલ્યે એ ઊંધાંદી આવે આડે છે;
હાથનાં કરેલા વાગે હૈયામાં વિમાસે હાય.

**અભિમાન આપનો એ આપને પછાડે છે;**
**માનની મધ્યાન સુધી ઘરમાં વગાડે ઘંટ !**
**શીરાન્યાને માટે શીશુ બાપડાં બરાડે છે !**
તજો તેનો તુચ્છ ચાલ વિચારીને વ્હાલ વ્હાલા,
દાખલા અનંત દુખ દ્રષ્ટિએ દેખાડે છે.

પણ આ દરખાસ્ત, બીજી દરખાસ્તો માફક ઝટઝટ મંજુર થઇ જાય એમ નહોતું. કંઇ કુલાભિમાની જંગલીઓ અને કંઇ ખાઉધરા પશુઓને આ દરખાસ્ત સાંભળી કાળવા પડયો ! તેઓ સઘળાએ કોલાહલ કરી મુકયો. ત્હેમાંના એક કાગ મહાશયે તે પોતાનો વાંધો નીચે પ્રમાણે જાહેર કર્યો:—

કાગ મહાશયનો વાંધો.

સોરઠો.

સુણી ભાષણ તતકાળ, ઉઠયો કાગડો કળકળી;
તુટે પુન્યની પાળ, વિર વિચાર કરી જુઓ.

ઉધોર.

બોલ્યો વચન વાયસ વીર, **શી મરનારની તકસીર,**
જીવન જીવતાનું થાય, હિત મરનાર કેરૂં હણાય,
આખી ઉમ્મર રળીને હાય, પ્રાણી સંગ શુ લઇ જાય;
તેને પામવાનો પંથ, તે છેદાય કયમ ગુણવંત.
બેશક વરા થાય ન બંધ, ઉલટો ધર્મથી એ બંધ,
કરવી નાત એ છે ન્યાય, મુકિત મૃત્ય જીવની થાય.
સારાં વસ્ત્રને શ્રંગાર, પહેરે સ્ત્રિયો કાણે ઠાર;

સાર્થક અર્થનું સાક્ષાત, રાજે ઘેર ગંગા નાત.
જેની કોઠીમાં નહીં જાર, એકજ ભીખનો આધાર
તેનું જીવન ભોજનવાર, ચાલે ગરીબનાં ઘરબાર.
પામે જીવ ઘણા સંતોષ, ભુચર ખેચરો નિર્દોષ;
એથી સંપ વૃદ્ધિ થાય, અંકુશ નાતનો સુખદાય.
નીતિ નાતથી સચવાય, જેનાં ગરિબ ગૃહસ્થ જણાય;
સ્નેહી સગાં સાજન મિત્ર, મેળો મળે ધર્મ પવિત્ર.
એવા અમુલ્ય સુખનું સ્થાન, તાકે બંધ એ અજ્ઞાન;
જેના ભાગ્યનો નહીંપાર, તેને દ્વાર; ભોજનવાર.

ત્હારે ત્હેના ટેકામાં બીજા કેટલાક વક્તાઓ ઉભા થયા. તેઓએ જણાવ્યું કે—

સમળી કહે અસલનો ચાલ, તુરે કેમ એ તત્કાળ;
કાબર કહે વિમળ વ્યવહાર, ભાગે ભાગવાથી ભાર.
હોલો કે' હજારો હાણ, દેવ્યા કહે ડુબે છે વ્હાણ;
ચકવો કે' સુકો ચીકાશ, એ દરખાસ થાય ન પાસ.

આ સાંભળી ચાસ મહાશયથી બેસી ન રહેવાયું. ત્હેણે તે સઘળા વાંધાના ગાંધે સાંધા છુટા કરી નાંખવા પોતાની વક્તૃત્વ કલા નીચે મુજબ અજમાવી:—

### ચાસની દલીલો.

#### ઝુલણા છંદ.

'ગુહ એ ચાટણાની' કહે ચાસ છે,
ધર્મની વાત નવ હજુ ધારે;

ખાવું ખવરાવવું એહ વ્યવહાર છે,
ક્યાં રહ્યું પુન્ય ત્યાં પેશી વારૂ ?
લાભ મરનારને લેશ ના એ થકી
જીવતા જન કરે લાજ ચારૂ;
લાજની લાલચે તાજ તન સુખ ઘણાં.
આજ મધુરૂં થયું નીર ખારૂં.
કોય મરનારના હીતને ના ચહે,
બાપના કુપમાં જાય બુડી;
કોય માને નહીં કથને બુદ્ધિ તણું;
હાટ વાળે બધો કુટ રૂઢી.
સર્વને ઘેર પટકાઇ પ્રેમદા તણી,
નરતણી નારીને હાથ સુંડી;
લાજ લુંડી લલિતા તણા વદનમાં,
અભણ જાણે નહીં વાત ઉંડી.
બધ આવક થઇ ધંધ મોળા પડયા,
જોર જાવક તણું ખુબ બન્યું.
લેખધારી થયા ભૂમિ ભારત વિ
લેખિની લખ લખે કયાંઇ કામું.
બાખરી આકરી ચાકરી ચાલતાં,
નવ જુઓ શક્તિની લેશ સામું;
સ્વર્ગની બાળ કહો કોણ લાવ્યું અહી,
કોણ ટટળ્યા જવા કોણ પાંમ્યું ?
હિત મરનારનું જો ચહો બાધવો,

તો રચ્યો ધર્મના ધામ ચારૂ,
આશ્રયો દ્યો અનાશ્રિતને આ સમે,
પુન્ય જો આપને હોય પ્યારૂ.
દાન વિદ્યા તણુ દ્યો દયા આણીને,
વિમળ વિશ્રામના ઠામ વારૂ;
ધધ ધનહીનને દ્યો રૂડા ધનપતિ.
પુન્યનું પર્મ છ એજ બારૂ.
રોગના ભોગ જે રોગીયો રડવડે,
તેહને દઈ દવા દામ વાવો,
પરગજુ થૈ પુરા પાળિ લ્યો પાંચુ
દાઝ દેશી તણી દીન લાવો
ગ્રથ ગરવા રચાવો ભલા ગુણ ભ'
જ્ઞાનના દાનનો પર્મ લ્હાવો,
વાપિકા કુપ નિર્જળ સ્થળો જોઇ રચો,
તો ખરા હિત ઇચ્છનાર કા'વો

પણુ કાળા કાગડાને આ કાઇ ગમ્યુ નહિ  એને તો જીવતા પશુની આખો ફોલી ખાવી હોય ત્હા મરેના પાછળ દહાડો જમવાનું જતું કરવુ કેમ પાલવે ? જે લોકો જીવતા જાતિ ભાઇઓને લુટવા કે ગરદન મારવા કે ધરાણા માટે કોઠી તજે દાગી દેવા ચુકતા નથી ત્હેમને વળી આવા સુધારા કેમ ગમે ?

કાગડાએ વાધો ઉઠાવ્યો કે —

ઉધોર.

બોલ્યો કાગ કકળિ અપાર, સરિતા સરવરો સુખકાર,

સાગર જળ ભરેલા સાત, શખી ન્યુન નહિ જગતાત.
રોગ મટાડવાની રિદ્ધ, વનમાં વનસ્પતી વિધવિધ,
પાંગુળ જીવતાં પીડાય, તેથી સરસ સ્વર્ગે જાય.
કુદરત દે સરવને જ્ઞાન, એમાં અધિક શું છે દાન,
મોટું પુન્ય છે મિજાજ, ના'વે અન્ય એહ સમાન
સરિતા સુખદ વહેતી બંધ, કરવા મ્હાય અંતર અંધ,
ઓરો ચતુર નિકળયો ચાસ! કરનો કે ઉછાળી પ્રાસ!

અંને સમળી બાઇએ તથા બીજાઓએ ત્હેને ટેકો આપ્યો કેઃ—
સમળી બોલી સત્યાનાશ, પામે મૃત્ય જિવ ન વાશ;
એ તો નાસ્તિકોનું કામ, ધનના ઢગ થયા કો કામ.
કાબર કહે કીડીને કણ, હાથીને હરિ દે મણ,
મોટાં ખર્ચનાં છે ભાગ્ય, નાગા જ્યાં કુદે ત્યા લાગ.
જ્યારે નાત જમતી હોય, ત્યારે ચુકતા નથી કોય,
ઘટમાં ગમતી સૌને વાત, સુખી સુખ તણી પંચાત.
ચકલો કે' અરેરે હાય, ચીકણું દાડકાં ક્યાં થાય,
કોને દાર લાધે નાત, એ દરખાસ છે અજ્ઞાત.

## ઠરાવ ૭ મો—દુર્વ્યસન ત્યાગ.

ઘુડ મહાશય હમેશ કરતાં આજે વધુ ઠાઠ માઠ કરીને પધાર્યા હતા. હમેશ તેઓ એકાદ પ્યાલી 'ગુલાબી મધુ ' પીતા પણ આજ તો હજારો સભાજનો સમક્ષ સાબારી ખાડવાની હોવાથી એકાદ બાટલી ગટગટાવીને જ પધાર્યા હતા, તેથી તેવણની શીકલ ઓરજ રોફ મારી રહી હતી; તેમાંથી જરા નાક ફાટી જાય એવી સુગંધ પણ છુટી રહી હતી. એમણે પહેરેલો પંડીતનો પોશાક જોઇ આધળી પણ બેડાં ફોડતી હતી. પુલ્પીટ પાસેનો થાંભલો એ રાજા સાહેબને ( પીનારા એટલી ઘડી રાજાજ હોય છે ! ) ઘણો ઉપકારી થઈ પડયો હતો, કારણ કે તે ન હોત તો સાહેબ બહાદુર ભાષણ કરતા કરતાં જમીન માપવા ગયા હોત! હેમણે જે ચીજનો ઘણોજ અનુભવ મેળવ્યો હતો તે ચીજ વિષે ભાષણ ચલાવ્યું:—

### ઘુડ મહાશયની દરખાસ્ત—મદ્યપાનનિષેધ.

#### ઝુલણા.

આજ કળિ કાળ વ્યાપ્યો અરે અવનિમાં,
કાર્ય અનઆર્યનાં આર્ય માંડે;
છાંય પરદેશીની કલેશકારી પડી,
ધર્મ દ્વિજરાજ નિજ આજ છાંડે.
દૈવના કોપથી દેવભુમિ વિશે,
દામ દારૂ હરે રોજ ગાડે;
લાડવાયા તણા લાલ એ લક્ષમાં,
પુંજીઓ પોતીકી પાર પાડે.
દુર્જનો દેવ દેવી તણા નામથી,

દેવળે પેશીને દાટ વાળે;
ધર્મના મર્મમાં ધ્યાન અધુરું ધરે,
કર્મ કુડાં કરી જન્મ બાળે;
નિત્ય ચેલા મુંડે નવ નવા નેહથી,
થાય અંતેઇઓ મર્ણ કાળે;
સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં કરે છે સુધા,
ભક્ત* દેવી તણા એમ ભાળે.
કેક મદિરા ગણે ઔષધી ઉમદા,
રક્ત સુધરી બને લાલ કાયા:
કેક આનંદદાતા ગણે ઉરથી,
જરા વદે જીભથી રાણિજાયા.
કેક પ્રાચ્યક્રિયા પુષ્ટ ઝદિરા કરે,
સધ શરદી હરે કેંજ ડાહ્યા;
કેક મિજમાનીની મોજમાં વાપરે,
મિત્ર મળીને કરે વૃદ્ધિ માયા.
એમ વ્યાપ્યો બધા આર્યમાં છે સુધા,
બુદ્ધિ વિબુધની જાય મારી;
નાત વધવા ઇસારે રચે વ્યસનીઓ,
શુભ બાજી રમે નાશકારી.
વિર્ય વિત હિતની નિત્ય હાનિ કરે,

* દેવીભક્તો=વામ માર્ગીઓ. કવિએ એમનું વર્ણન અચ્છુ
[ક]ર્યું છે. માંસ, મદિરા, મૈથુન ઇત્યાદિના સેવનમાંજ એ લોકો
[મો]ક્ષ માને છે. એમાં ઉચ્ચ વર્ણના હિંદુઓ પણ હોય છે.

અર્થ ખરચી બને વ્યર્થ ગાંડા જનો,
પય તજી જળ પીએ જાણિ ઝેરી.
આપ વટલી વટાળે બધી જ્ઞાતિને,
બાળ વૈરી તણા થાય વ્હેરી;
પિંડ પરવશ કરે અર્થ કાંઇ ના સરે,
નર્કનું ફળ મળે નાક જાએ.
જેહના સ્પર્શથી સ્નાન કરવું ઘટે.
તે ચણેલા ચિત્તે ચીજ ચ્હાએ,
ભાન તજિ ભામટા ભૂપ થઇને ભમે,
સજ્જન કર સ્નેહથી કો ન સ્હાએ.
બાપની આબરૂ કાજળે રોળતા,
પાપરૂપ પુત્ર પેદાજ થાએ;
માટ મિત્રો તજો મસ્ત મદિરાતણી,
દુર દારૂડીઆ કુર ટાળો.
ધર્મનું ધ્યાન ધરિ જ્ઞાન કરવું ગ્રહો,
પુનિત વર્ણો તણા ધર્મ પાળો.
દુષ્ટ દુર્વ્યસનને દુર ફેંકી ફરો,
ભાન આણી જરા આપ ભાળો.
વાપરો ઘૃત દધિ પય પુરા પ્રેમથી,
પુષ્ટ બની પર્મ ઉદ્યોગ ગ્રાલો.

દારૂની લતમાં પડી પોતાને પોતાનાં સ્ત્રીપુત્રોને અને પોતાની નાતજાતને ભ્રષ્ટ કરે છે. અમદાવાદનો એક શ્રીમંત આબરૂદાર આગેવાન કે જેનાથી સેંકો ધ્રુજતા ત્હેને દારૂની બદીથી એકવાર પીશાબની ગાડીમાં નાખીને ભંગીઓ ત્હેના ઘેર મુકી આવ્યો હતો. અન્યથા પ્રસંગે ત્હેના સગાના ઘરમાં પેઠી કોઇ સગી સ્ત્રી ઉપર હુમલો કરવા તે દોડયો હતો, જ્હાં પુષ્કળ માર પડયો હતો. ત્હેના આ દુષ્ટ વ્યસનના સંસ્કાર ત્હેના પુત્રમાં પણ પડયા છે અને થોડા વખતમાં તે બાપની મુડી પુરી કરી ચીંથરેહાલ દશામાં ભટકતો પણ જોવામાં આવશે, એમ સમજુ માણસો અત્યારે અટકળ બાંધે છે.* અફસોસની વાત છે કે વિલાયત જનારને નાત બહાર મુકવાની વાત કરનારા આવા ઘરમાં રહી મદ્યમાંસમૈથુનના શોખીનોને નાતમાં આગળ પડતી જગાએ બેસાડે છે! હજાર શરમ છે આવા દુષ્ટોપર અને લાખ શરમ છે એમને માન આપનાર નાતોને!

ધુડ મહાશયની દરખાસ્ત જો કે વ્યાજબી હતી તો પણ— પોતે જ દારૂડીઆ અને વળી દારૂ નિષેધની હીમાયત કરવા ઉભા થતી વખત તો ડબબ પીધેલા તેથી ત્હેમના કથનની કાંઇ અસર કોઇ ઉપર થઇ નહિ. તે જોઇ ચતુર હંસને હસવું આવ્યું. ત્હેણે સારસને સાન કરી અને કાનમાં કહ્યું કે " બાઇસાંબ ભાવણ તો કરે છે પણ પેટમાં એટલો દાસેલો છે કે બોલતાં બોલતાં ઘચરકા આવે છે. 'બાટલીભક્ત' સેવ–ચણા ચાવી જાણે, બાકી એવાના બોલવાથી કાંઇ અસર નહિજ થવાની. "

---

* આ ભવિષ્યકથન, આ 'રીપ્રીન્ટ' છપાતાં પહેલાંજ ખરૂં પડી ચૂક્યું છે.

આ છુપી ગોષ્ટિ ભૈરવજીને કાને પડી એટલે ત્હેમનાથી બોલ્યા સિવાય રહેવાયુ નહિ કે,—

> ભૈરવ બોલ્યો, બાત જીંદગી જાહેર જોવી,
> ખાનગી કેરી વાત, કરી નવ ઇજ્જત ખોવી.
> નમ પેરણા માંહ, સર્વ ઉપરથી ભભકો,
> ચાલે તુતે તૂત, કોણ કોને દે ટપકો !!

બિચારા વૃદ્ધ કવિએ સુધરેલાના લાળા એક સામટા અહીં કહાડી બતાવ્યા છે ! જ્યહારે પણ બકનારાઓની ખાનગી જીંદગી વિષે ઇશારો કરવામાં આવે છે ત્યહારે તુરત તે 'અંગ્રેજના આંધળા અનુયાયીઓ' બડબડી ઉઠે છે કે, "કોઇની ખાનગી જીંદગીમાં હાથ શા માટે ઘાલો છો ?"

અને કાવ્યમાંના આ 'પક્ષીસમાજ'માં પણ એવા 'અંગ્રેજ બની ગયેલાઓ' કાંઇ નહોતા તેમ નહિ, એ વર્ગમાંના મહાશય ભૈરવજી તુરતજ ખાનગી જીંદગીને પવિત્ર ગણવાની હિમાયત કરતા ખડા થયા અને ગાન્જે-અફીણ વગેરે કેફી ચીજોના ત્યાગની તરફ-દારી કરવા મંડી ગયા. એવણે સાહેબે સવારમાં માત્ર પાશેરજ ગાંજો પીધો હતો !

> ભૈરવ કહે છે વાણી સત્ય છે ઉલુક તણી,
> વ્યસને વિનાશ કીધી લાયકી ને લાજ છે;
> ગાંજામાં ગમાર ગુલતાન દ્વિજ દીસે કેક,
> કેક ભોગી ભાંગનાને ભાંગનો રીવાજ છે;
> સેવે છે અખાડા સાધુ સંતના સવાર સાંજ,

શંકરના નામે દમ લગાવે અભાજ છે.
ભીખારીની સ્થિતિ પણ ભૂપનો મિજાજ ઝાંઝ,
ચલમમાં કલમ ખલમ કીધાં તાજ છે.
અક્કલના રીપુ કૈંક અફીણુ આરોગી રીઝે,
કાયા સોંપી કાળીઆને પરાધિન થાય છે.
મેડી માળીયાના મ્હાલનાર છોડે ગાળીયાને,
તોય ચઢીઆતું નિત્ય ચિત્ત માંહી ચ્હાય છે.
ડાયરા તકાવી ડોળા ડકળાવી દોડે દાંડી,
વિષને પિયુષ માની પીએ અને પાય છે;
પલટે સ્વભાવ ભાવ થાય ભાત ભાત કેરા,
બધાણી બનીને બહુ રીતથી બંધાય છે.
ઇજતને માટે કૈંક દાબડીના દાસ બને,
વૈકસોના વખાણ સુણીને ચિત ખુએ છે;
ઘર ખુએ ગોરી ખુએ ગામ ખુએ ગ્રાસ ખુએ,
એદી બની અફીણની વાટ એક જુએ છે.
આકરી વેળાએ ઘમે ટાંટીઆ અફીણી ભાઇ,
ઠાલી ઠકરાઇ કરી પાછળથી રૂએ છે;
જુવાની વેચીને જરા આણે છે જરૂર કરી,
છુટે છોડતાં ન છુટકારો થાય મુએ છે.
કર સરકાર તણો કઠણ પડે છે કહો,
રૂડાં સુખ આપી રૈજ રક્ષણ જે કરે છે;
ગણતી વિનાનું વિત્ત ઉડાવો અલેખે આમ,
અક્કલને આબરૂ જે આપતણી કરે છે.

સતકાર આપી તેને શરીર સોંપો છો સર્વ,
બારણા ઉઘાડી ખાળે દાટા કામ સરે છે;
તજો તે તોફાની ટેવ, માની શીખ મા'સુખની,
વ્યસન ભંડાર દુઃખ દારિદ્રનો ભરે છે.

ભૈરવજીની વાગ્ચાતુરીએ તો ખુબ કરી ! તુરતજ પહેલી શ્રી શ્વેતામ્બર સ્થાનકવાશી જૈન કૉન્ફરન્સમાં કન્યાવિક્રયની બાધા લેવા ટપોટપ ઉભા થયેલા મહાપુરૂષોની માફકજ કાબર, હોલો, કાગડો, ગીધ, બાજ વગેરે લેડીઝ અને જૅન્ટલમેન આજથી પોતે સુધર્યા છે એવો એકરાર કરવા ઉભા થયા. તેઓ વધા કેઃ—

કાબર કહે છે મા'રે કદી કરવી ન કેફ,
હોલો કહે હવે દુર્વ્યસન હરામ છે !
કાગડો કહે છે કદી અફીણ ન ખાવું મા'રે,
ગીધ કહે ગાંજો ભાંગ પીએ તે ગુલામ છે !
બાજ કહે ચીરૂટને ચલમ ન પીવાં મા'રે,
બપૈયો કહે છે મ્હારે બાટલી નકામ છે;
મોર કહે માઝમ આકુતી અગરાજ મને,
પક્ષીએ ચલાવ્યું પોલ તાજુબ તમામ છે !

ત્યાગી અને શુદ્ધ ચારિત્ર વાળા મુનિવરો જેટલુ કરી શકે તેટલુ' બીજા કોઈથી થવું મુશ્કેલ છે. મુનિઓએ આ બદીથી થતાં નુકશાનો જાણવા અને એના વિરૂદ્ધની દલીલો એકઠી કરી રાખવા કોશીશ કરવી જોઇએ છે. દારૂનિષેધક મંડળીઓ જે રીતે કામ કરે છે તે રીતો પસંદ કરવા જેવી છે. જાહેર રસ્તા ઉપર દારૂ વિરૂદ્ધનાં ભાષણો આપવાં, દારૂથી થતાં નુકશાનો ચીતરી બતાવનારાં રમુજી પુસ્તકો વહેંચવાં, એવી મતલબનાં ચિત્રો 'મૅજીક લૅન્ટર્ન' દ્વારા જાહેર પ્રજાને બતાવવાં, દારૂ નિષેધક મંડળને લગતી સભાઓ ભરવી એ સર્વ ઇલાજો ઉત્તમ છે. આ ઉપરાત હીપ્નોટીઝમ નામની વિદ્યા કે જે વડે માણસની ઇચ્છા શક્તિ ઉપર કાબુ મેળવી શકાય છે તે વિદ્યાના જાણકાર પુરૂષો તે વિદ્યાની સ્હાયથી દારૂ વગેરે વ્યસનો છોડાવી શકે છે. આવા ઇલાજોને બદલે જાહેર સભા વચ્ચે પતંગીઆ રંગ જેવો ઉપદેશ કરી કોઇને બાધાઓ કરાવવી તેથી કોઇ કાળે સુધારો થઇ શકે નહિ. ઘણા વખતની બુરી આદત કે જે 'સ્વભાવ' તુલ્ય થઈ પડી હોય છે ('Habit is second nature') તે કાંઇ ક્ષણીક જુસ્સાથી દૂર થઇ શકે નહિ. દારૂ પીનારા અને કન્યાવિક્રય કરનારા સારી રીતે જાણે છે કે એ ધિક્કારવા જોગ વર્તણૂક છે. તેમ છતાં તેઓ તે ટાળી શકતા નથી. એમને માનસિક દૃઢતા મળે એવા રસ્તા બતાવવા જોઇએ. 'આજથી મ્હારે કરોડપતિ બનવું' એવી બાધા લેવાથી કોઇ માણસ કરોડપતિ બન્યો સાંભળ્યો નથી.

આજ કાલ નાટકાચાર્યો પોતાના ખેલને રમુજી બનાવવા માટે, સામાન્ય લોકવર્ગની તાલીઓ મેળવવા માટે અને હેમનું ખે-

ચાણુ કરવા માટે લગભગ દરેક નાટકમાં ( સેંકડે ૯૯ ટકામાં ) દારૂના 'સીન' ( દેખાવ ) આપે છે, બેચાર 'લોફરો' એકઠા મળે છે, 'બસ પીઓ—પીઓ' ના પોકાર કરતા કરતા નાચે છે, પ્યાલા ઉપર પ્યાલા અને બાટલી ઉપર બાટલી ખાલી કરે છે, લડે છે-ઝગડે છે. અને નાશ ભાગ કરે છે. આવો દેખાવ લાંબા વખત સુધી ચાલ્યાં કરે છે તેથી જોનારના મગજમાં હેની ભયંકર છાપ મ્હોંરી જાય છે; તે નાટકાચાર્યો એમ કહી પોતનો બચાવ કરવા માગે છે કે "અમે તો આવી રીતે દારૂથી નુકશાન થાય છે એમ બતાવીએ છીએ; છેવટે દારૂ પીનારના બુરા હાલ પણ બતાવીએ છીએ" પરંતુ આ બચાવ લગડો છે. ખરાબ દેખાવો લાંબા વખત સુધી ચાલ્યા કરવા દેવા અને શિક્ષા તો થોડી મીનીટમાં જ પતાવવી એ કશા કામનું નથી. જોનારનું ચિત્ત શિક્ષા તરફ જતું નથી પણ દારૂ પીતી વખતની ધામધૂમ અને ગમ્મત તરફજ જાય છે, કે જે દેખાવો હેના મગજમાં જીવતાં જાગતાં પુતળાં બનીને કાયમ રહે છે અને હેની પાસે એવાંજ પાપ કરાવે છે. આ કારણથી એવાં નાટકો પ્રત્યે દરેક ટીકાકારે સખ્ત અણગમો અને તિરસ્કાર બતાવવા જોઇએ છે. પોતાને નાટક જોવાનું આમંત્રણ મળ્યું એટલે નાટકની વાહ વાહ કરવી એ પત્રકારના ધંધાને જેટલું શરમ ભર્યું છે તેટલું બીજું કાંઇ ભાગ્યેજ હશે.

આટલી ટીકા પછી હવે આપણે 'પક્ષીસમાજ'ના ૮ મા ઠરાવ તરફ ફરીશું; કારણ કે તે ઠરાવ એક ઘણોજ અગત્યનો અને તે સાથે વાદગ્રસ્ત છે. તે ઠરાવ બાળલગ્નના સંબંધમાં છે. એક તરફથી કેટલાકો વીર્યરક્ષણાદિ મુદ્દાઓને આગળ ધરીને બાળલગ્નનો

નિષેધ કરતા જોવામાં આવે છે, ત્હારે બીજી તરફથી ખાનદાનીની પરીક્ષા આદિ મુદ્દાઓને રજુ કરી બાળલગ્નની હિમાયતે ધાનારા પણ થોડા નથી. માટે 'પક્ષીસમાજ'માં વિવાદનું કારણ થઇ પડેલો આ સવાલ વાંચનારને ખાસ આનંદ આપનારો થઇ પડશે. આપણે એ ઠરાવની તરફેણ તથા વિરૂદ્ધમાં બોલવા ઉઠેલા બપૈયો, કોયલ, ગર્ધન અને ગરૂડ આદિના કિંમતી શબ્દો વાંચીશુ અને તે ઉપર આપણા સ્વતંત્ર વિચારો પણ બાંધીશુ.

બાલલગ્ન અટકાવવા માટે પક્ષીઓએ કરેલો ઠરાવ સામાન્ય દ્રષ્ટને ગમે તેવો નિર્માલ્ય જેવો લાગે પણ તે ખરેખરો અગત્યનો છે આપણી કૉન્ફરન્સો આવા ઠરાવ કરીને જ બેશી રહેવાને બદલે જુદા જુદા પ્રાંતોની જ્ઞાતિઓ અને સંઘો મારફત તે અમલમા મુકાવી શકે તો ૫-૨૫ વર્ષે આપણી કોમમાં વીર્યબળ સાથે બુદ્ધિબળ અને સ્વાત્મભોગના ગુણો આપોઆપ આવે આટલો બધો હિતકર બાળલગ્ન અટકાવવાનો સુધારો છતાં સુધારકો એ રસ્તે પુર જોશથી મંડતા નથી અને રંડાયલીઓની દયા ખાઇને વિધવા વિવાહ'ની હિમાયત કરવા લાગ્યા છે; બગડી વાતને બાજુએ મુકી ભવિષ્ય અને વર્તમાનને સુધારવા તરફ જ લક્ષ આપવું એ વિદ્વાનોનુ કર્ત્તવ્ય તેઓ ભુલી જાય છે. જો બાળલગ્ન અટકે તો પુનર્લગ્ન કરવા જેવી વિધવાઓ ઘણી જ થોડી થાય. પરંતુ 'સુધારા' ના નામે ઘણાક સ્વાર્થી લોકો ખોટી ધામધુમ કરી મુકે છે. અને કેટલાક પોતે વિધુર ( રાંડેલા ) હોવાથી કે જન્મથી જ પોતાની આબરૂ ન હોવાના સબબથી કુંવારા રહેવું પડતું હોવાથી એવા ધાંધનના આહક બને છે. જાણીને અતિ ખેદ થાય છે કે, જૈન વર્ગમાં

પણ આવા કાળાં મોઢાં હવે દેખાવા લાગ્યાં છે. માત્ર થોડાજ દિવસ ઉપર એક પારસી કન્યાએ પોતાના ભવિષ્યના ભરથારના મૃત્યુ પાછળ ત્રીજે જ દિવસે આપઘાત કર્યો અને તેણીના તે કૃત્ય માટે પારસીઓ, હિંદુઓ અને મુસલમાનોમાં માનની અસાધારણ લાગણી ઉત્પન્ન થઇ. આમ જ્યારે **પારસી** કન્યા લગ્ન થયા **પહેલાં** મરનાર પતિના પાછળ મરવામાં ધર્મ સમજી, ત્હારે ' શિયલ ' ની ચુસ્ત હિમાયત કરનારા અમારા જૈન વર્ગમાં હમણાં એવાં નાપાક સેતાનો જન્મવા લાગ્યા છે કે જે એક પતિ સાથે સંસારસુખ ભોગવેલી શ્રાવિકાં માટે બીજા પતિની હિમાયત કરે છે. અને લાખોની સંખ્યા ધરાવતી જૈન કોમ કે જેમાં કોઇ ' મોડની ' નથી તે આવાઓને નાતજાતમાં સામેલ રાખે છે ! ધંધાધાણી વગર આથડતા ઢોંગીઓ પોતાને કન્યા ન મળે ત્હારે સ્વજ્ઞાતિ કે પરજ્ઞાતિની વિધવાથી સંબંધ જોડે અને પછી પોતાની વર્તણુકના બચાવ ખાતર પુનર્લગ્નની હિમાયત કરે ! આવાઓને નાતજાતમાંથી દૂર કરવા જોઇએ; નહિ તો તેઓ લાખે કાળે અજબ ગજબ કરી બેસે એમાં આશ્ચર્ય જેવું કાંઇ જ નથી. જૈન કોમમાં આ સડો દાખલ થવા પામે તે પહેલાં ચેતવાની સમ્પૂર્ણ આવશ્યકતા છે. જરૂરી સુધારાઓને આડે આવનારો સુધારો ( કહો કે કુધારો ) પુનર્લગ્નનો જ છે, કે જેના કરતાં બાળલગ્નનિષેધનો સુધારો ઘણો સરળ, હિતકર્તા અને સર્વ માન્ય છે.

કન્યાવિક્રય નિષેધક ઠરાવ રજુ કરવાનું કામ કવિ, શ્રીયુત કપોતજીને સોંપે છે, જે નીચે મુજબ પોતાની દરખાસ્ત રજુ કરે છેઃ–

મનહર.

કપોત કહે છે કન્યાવિક્રયનો કુડો ચાલ,
રૂધિરના દામ કેક સદનમાં ઘાલે છે.
દુહિતાના હિતપર દૈત બાપ મારે ત્રાપ,
જમાઇને લુંટી જમ મંદીરમાં મ્હાલે છે.
બેટી અને ગાય જહાં દોરે તહાં જાય પણ,
શ્રાપ આખી ઉમર માબાપનેજ આલે છે.
નીર તો નવાણે જાય ધન તો ઠેકાણે થાય,
કરમાં રે સાળા કાળા તોય રોળ વાળે છે.

દરખાસ્તને ટેકો આપવા પારેવા મહાશય ઉભા થયા અને તેઓએ લલકાર્યું કેઃ—

પારેવો કહે છે વાત વડી વિપરીત ભાઇ,
કન્યાઓને વેચવી એ કસાઇનું કામ છે;
શાસ્ત્રમાં તો પાણી પણ પીવાની મનાઇ કીધી,
નજરે નજરે જર હોય એ હરામ છે.
ધનનું ધરીને ધ્યાન, હાંભીકો દેખાડે દાન !
ડુબવાનાં લક્ષણ એ લોભનાં તમામ છે,
કાળાહાથ કાળું મુખ કાજળના કાળજાથી;
કલ્યાણ ચહીને રે'વું કોરે સુખ ધામ છે.

પરંતુ કન્યાવિક્રયનો કુચાલ કાંઈ સહેલાઇથી બંધ થઇ શકે તેમ નહોતો; કારણ કે એ તો પૈસા છોડવાની બાબત હતી । વળી

કઇકને ભારે પડતા રીવાજોને લીધે, કઇકને કૂળલાજ સાચવવા અર્થે અને કઇકને ઢાળઢાળ રાચવા માટે મોટા ખર્ચ કરવાં પડતાં હોવાથી તે ખર્ચોને પહોંચી વળવા માટે 'ન છુટકે' (!) કન્યાવિક્રય કરવો પડે છે; તેથી એકાએક કન્યાવિક્રય નિષેધક ખરડો પસાર થઇ જાય તેમ ન હતું ! તુરતજ બાજ મહાશયે વાંધો રજુ કર્યો કેઃ—

બાજ બોલ્યો કુડો કન્યા વિક્રયનો ચાલ પણ,
ઝાઝા આવે જાનઇયા શું તેહને જમાડીયે !
પુરતમાં પાઘડી પીતાંબર પટોળા કેરા,
દામની ન હામ કામ કહાં થકી કાઢીયે ?
ગામને જમાડવાની ગોઠવણુ ઘરમાં ન,
મુકે નાત બાર તેની મોકાણુ શી માડીએ !
સગાંને સંતોષવાના, દાપાદાર પોષવાના,
પુત્ર પરણાવ્યાની શી નજર પોહોંચાડીએ ?

અને એને ઉલુકનો ટેકો મળ્યો કેઃ—

ઉલુક કહે છે બધા ધનના ધિંગાણાં ભાઇ,
વડી વડી વાતો એતો ચાલતીના ચાળા છે;
પ્રસુતાની પીડા તો પ્રસુતા જાણે અંતરમાં,
નકરા ને બકરાના અક્કળ ઉછાળા છે.
ગરીબના ઘરનું વગોણું ઘેર ઘેર થાય,
છોટાથી તો મોટા કેરા ગુપત ગોટાળા છે.
દીકરાને દીકરીના દામે ઉપજાવે વળી,
કરે પતરાજી જાણે ગૃહસ્થ નિરાળા છે!

ઉલુકનું આ કહેવું બીલકુલ ખોટું નહોતું. કન્યાવિક્રયનો કેર પ્રથમ મ્હોટા ઘેરથીજ શરૂ થએલો અને પછી ત્હેનો ચેપ ન્હાનાઓને લાગેલો, વખત જતાં એ બદી સર્વત્ર પ્રસરાઇ ગઇ. ત્હેમાં ગરીબો ઉઘાડે છોગે લેવા લાગ્યા અને ઉઘાડી ગાળો પણ ખાવા લાગ્યા, જ્હારે શ્રીમંતો અને ખાનદાનો ગુપ્ત રીતે મ્હોટા કોળીયા જમીને 'બગભક્ત'નો ઘાટ કરવા લાગ્યા! ઘણાએ શ્રીમંતો કન્યા સાટે હજારો રૂપિયા લે છે તે વાત બાજુએ મુકીએ તો પણ બીજા ઘણાક શ્રીમંતો કહે છે કે—'અમારે કંઇ દીકરીનો પૈસો ખાવો નથી; અમારે તો મ્હોટું શ્રીમંત ઘર જોઈ દીકરી આપવી છે કે જેથી દીકરી રોટલે સુખી થાય.' (અને દીકરીના બાપને વ્યાપારમાં ધીરધાર નિમિત્તે બે પાંચ હજાર રૂપીઆ મળી શકે અને પછી તે રૂપીઆ 'ઓહીઆ' કરી શકાય!)

મ્હોટા ઘરવાળા ગમે તેવા ખાનદાન હોય અને ગમે તેવા શ્રીમંત હોય તો પણ 'સામા ઉકરાટા'ના નામે સામાવાળા પાસેથી પૈસા છચોક લે છે, કોઇ માંડવો પીવરામણુ ખાનગી રાહે લે છે. આમાં એકલા ગરીબોનો જ શો દોષ કહાડવો?

આમ હોઇ પક્ષીસમાજ અથવા પક્ષીઓની કૉન્ફરન્સમાં 'કન્યાવિક્રય'નો ઠરાવ મંજૂર ન થઇ શક્યો—તે અધરજ ઉડી ગયો અને હોલા તથા કબુતરને નીચું જોવું પડ્યું. અને ઉલુકને હસવાનું થયું!

'પક્ષીસમાજ'ના કર્ત્તાએ આ ઠરાવને ઉડાડી મુકી સંતોષ પકડ્યો છે ત્હેને બદલે કાંઇ રસ્તો સુચવ્યો હોત તો વધારે સારૂં થાત. હમણાં હમણાં ઝાલાવાડ અને ગોહીલવાડમાં આ હેતુથી 'ગોળ' બંધાયા છે અને વિવિધ હીલચાલો થઈ છે. તેમજ ગુજરાતનો

કેટલોક ભાગ એ હીલચાલને ઉંધા રૂપમાં સમજવાથી—ઉંડાણમાં ઉતરવાની તકલીફ ન લઇ શકવાથી એ હીલચાલના પ્રવર્તકોને ગાળો દેતો જણવામાં આવ્યો છે. તેથી એ સિદ્ધાંતના સંબંધમાં બે અક્ષર વિસ્તારથી બોલીશું તો અસ્થાને નહિ ગણાય; બલ્કે તેમાંથી કન્યા વિક્રય અટકાવ માટે સારી કુંચીઓ મળી આવશે.

### ઠરાવ ૧૦-મો.

## એક ઉપર બીજી સ્ત્રી નહિ કરવા બાબત.

શ્રીમંતો અને શોણીજનોની વિરૂદ્ધમાં એક નવોજ ઠરાવ હવે સારસ પક્ષીએ રજુ કર્યો. ત્હેણે શોકયના પાસમાં લપટાયલા પતિની પહેલી વારની સ્ત્રીનાં દુઃખ માટે આંસુ ઢાળ્યાં અને પૈસા માટે વેચાતા પ્યાર વિરૂદ્ધ સખત અણગમો જાહેર કર્યો. પોતાની આ હીમાયતમાં ત્હેણે પ્રેમની ખુબીઓ પણ ઘણી અચ્છી રીતે દર્શાવી. ત્હેણે દરખાસ્ત મુકતાં જણાવ્યું કે :—

ઝુલણા.

સ્નેહથી ત્યાં વદ્યો સુજ્ઞ સારસ પછી,  
સ્નેહીઓ સાંભળો વાત મારી;  
નારિને એક સંસારમાં નાથ છે,  
નાથને એક છે તેમ નારી;  
મર્દ મેરી મળી અંગ આખું બને,  
ધર્મ અર્ધાંગના એક ધારી;  
વર્તવું ન્યાયથી સાર સંસારમાં,  
પ્રેમદાને ગણી પ્રાણ પ્યારી.

પ્રાણી મહત્વા પ્રમંગે પ્રતિજ્ઞા કરી,
પ્રેમથી પાળવી ધર્મ એ છે.
જિવન જે ઉભયના જડિ લીધાં લગ્નથી,
છેહ દેવો નહિ કર્મ તે છે;
શુદ્ધ બુદ્ધિ ધરી સુખ સુખે માનવું.
શાસ્ત્ર સિદ્ધાંત તો ધર્મ તે છે,
મન તણે કાયદે મ્હાલતાં પરેમનો,
સઘ ત્રુટે પ્રવા' મર્મ તે છે.
પરેમ જ્યા હોય પતિ પત્નિમાં પુર્ણ ત્યાં,
પાપ સંતાપને તાપ તાવે;
દુઃખને ભુખ તો દૂર ભાગે સદા,
શત્રુના ફંદ નવ લેશ ફાવે.
પંપ સંતોષ સુનીતિ રહી સદનમાં,
સુખ સંસારનાં સર્વ લાવે;
સંપતિ સંતતી સદ્દગતિ સુમતિ,
દંપતિ પરેમિલાં સર્વ પાવે.
શુદ્ધ જ્યા પરેમ ત્યાં બુદ્ધિ ને બળ વધે,
રોજ અમૃત ઝરે ચાર આંખે,
કમળની વાસ લે ભોગી ભમરા ભલા,
સ્વાદ ગેંગો કહો કેમ ચાખે ?
પરેમને હાથ બાજી બધા વિશ્વની,
ખળ દગાખોર છળ ચોર ખાંખે.
પરેમ જીવન બધાં પ્રાણીનું ધર્મ છે,

શૈલવત જીવ જડ પરેમ પાખે.
ધર્મ સતકર્મ સૌ પરેમ આધીન છે,
રંગ ઉમંગ તે પરેમ રાખે.
પરેમ ત્યાં પુન્ય હરિ ધ્રુન્ય જ્યાં પરેમ છે,
સ્વર્ગ અપવર્ગ તે પરેમ ઝાંખે;
પરેમ પરિપુર્ણ છે કષ્ટનું ચુર્ણ છે,
ગુણીજનો પરેમના ગાન ભાખે;
પરેમ દૈવત વડુ દેહમાં એક છે,
પરેમ પરમાર્થ ને સ્વાર્થ દાખે.
પરેમ તુટે નહિ પરેમ ખુટે નહિ,
તસ્કરો ના શકે પરેમ ચોરી;
પરેમ સંધાય ના પરેમ બંધાય ના !
ધર્મ છે પરેમની એક દોરી,
રંગ નહિ અંગ નહિ સંગ અસંગ નહિ,
દૂખ નહિ ફળ નહિ વાસ ફોરી;
અધર આકાશ અવનિ વિના ઉછરે,
ના મળે વૃક્ષ કે વાડ વોરી.
પરેમ માગ્યો મહિ તળ વિશે નવ મળે,
ના મળે રત્નના હાર સાટે.
પરેમ વેચાય ના ચોક ચૌટા વિશે,
ના મળે શોધતાં સઘ હાટે;
શોધતાં પરેમ તે ના જડે સાગરે,
ના જડે ગિર ગુફા ગંગ ઘાટે.

પરેમીના હૃદયમાં પરેમ રમીને રહ્યો,
પરેમીને તે જડે પરેમ વારે.
પરેમમાં ભાગ નવ લઇ શકે ભાગીઓ,
પરેમનું દાણુ નવ લેજ દાણી.
પરેમને શસ્ત્ર કે અસ્ત્ર ભેદે નહિ,
પરેમ પીલાય ના હોય ઘાણી.
પરેમ પ્રજળે નહિ પ્રગટ પાવક થકી,
પરેમ પલળે નહિ હોય પાણી.
પરેમ જ્યાં હોય ત્યાં નિયમ પણ નવ ર
પરેમને ના શકે પોંચી વાણી.
સખત સંસારના શકટનું ધુંસરૂ,
ધોરી પત્નિ પતિ રોજ તાણે.
પરેમના બળ થકી સહેલ સત્વર પડે,
ધાંચ આવે નહિ ખાડ ખાણે.
આત્મ સર્વેશ રહે પરેમીના પક્ષમાં,
જડ જનો જુક્તિ એ કેમ જાણે.
એક મુકી ચહે ચિત્તમાં અન્ય,
કલેશ કંકાસનાં બીજ રોપે.
કૈક અજ્ઞાન નર નારીઓ બહુ વરે;
વર્ણ શંકર પ્રજા લાજ લોપે.
આમ વૃદ્ધિ વ્યભિચારને ખારની,
સંપતિ પાંખ કરી સદનથી પરવરે,
અધ અનિતી થકી ઇશ કોપે.

માટે મિતરો કરો નિયમ નિતિનો તમે.
ન્યાયની નજરથી કીર્તિ ઓપે.
નાથના ધર્મ તે નાથ ધારે નહિ,
નારિના ધર્મ પછી નારી છોડે.
ભુત વળગ્યું ભણે ભીતરે બે જણા,
જીવ જુદા અને દેહ જોડે,
જેમ આજારી આરોગી લે ઔષધી,
પુષ્પની સેજમાં આપ પોઢે.
વેડ સમજી વહે વિશ્વના વહનમાં,
દાન તાકી બીજા એક દોડે.
ભેખ ભજવે વિના ભાવ ભવસાગરે,
નાવ કાગળ તણે સિંધુ ડોળે;
લ્હાવ નરનારિ નવ લઇ શકે લેશ પણ;
અંધને બારીઓ બેય ખોળે.
અંધના ધંધ આંખ્યો છતાં આચરે,

કુળહીણા કરે ઓખ કાણી

'પાયવાળો પુરો પટલ પચાતીઓ,
સાતવાળો શુરો શેઠ આદિ,
ઠાઠ ઠકરાશ્રિઓ બાર ઠાકોરનો,
ગોરિઓ અગણુ એ રાજગાદી
ભાગ્યશાળી વરે નારિઓ નિત નવી,
મદભાગી તણી વાત માઠી,
પાસ દરખાસ નવ થાય મારસ તણી,
ઘુમતો ત્યા વધો ગોધ વાઠી

ખરેખર ગીધ જેવા શ્રીમતોને એકપત્નીનો ધારો પસદ ન જ પડે કઇક વૃદ્ધ શ્રીમતોને ૭૦ વર્ષે 'ઘર' રાખવા' માટે ભૈરી કરવી હોય, કઇક ૩૦ વર્ષના યુવાન શ્રીમતોને હરામનું મેળવેલું ધન, ચ કુતી ખાઇને ઘણી સ્ત્રીઓમા ઉડાડવુ હોય, કઇક આબરૂદાર બદમાશોને પુત્રવધુના એક મ્હેણા માત્રની ખાતર તેણીના ઉપર શોકય લાવવાનો ઓરીઓ હોય તે બધા શુ કાઇ સારસ જેવાની આ એક પતિવ્રતની દરખાસ્ત પાસ થવા દે ? પરતુ કાગડા વગેરેએ ગીધ જેવાઓને ઠડા પાડવા સમજુત આપી કે, આ બધા ધારા પોથીમાના રીગણા' છે । તે કાઇ પાળવા 'નિમિત્તે કરાતા નથી, પણ કેટલાક 'પક્ષીઓની વિદ્વત્તાનું પ્રદર્શન કરવા નિમિત્તે કરાય છે માટે હમણાં ભલ ડાહી ડાહી વાતો કરી લે ફરી બાર મહીને સભા ભેગી થાય ત્હારે વાત છે ને !"

આથી સૌ ઠડુ પડ્ય અને ઠરાવ 'પાસ' થયો ,

## ઠરાવ ૧૧ મો—વિદેશગમન.

હું'સ મહાશયે વિદેશગમનની હિમાયતમાં ૧૧ મો ઠરાવ રજુ કર્યો. ત્હેણે અગ્રેજોનો દાખલો આપી કહ્યું કે તેઓ માબાપ-સગાં-સ્નેહીનો મોહ છોડી વિદેશગમન કરવા લાગ્યા તો આખી દુનીઆમાં રાજ્ય સ્થાપી શકયા. અને અટક આગળ અટકી રહેલા હિંદુઓ ઉલટા પ્રતિદિન વ્હેમોમાં સડવા લાગ્યા! આ બે સ્થિતિઓનો મુકાબલો કરતાં ઉત્સાહમાં આવી ગયેલા કવિ કહે છે કેઃ—

### શાર્દૂલ વિક્રીડિત.

વિદ્યા સંપ નિધિ સુના સ્થળ સ્થળે,<br>
વ્યાપી વસ્યાં'તાં હશી;<br>
નાઠું નૂર સમસ્ત એ નવ જડે,<br>
ઝાહોજલાલી કશી.<br>
શોધો કારણ સ્નેહીઓ સઉ મળી,<br>
જાગો સમો જાય છે;<br>
તાગો આળસ અંગથી રિધ બધી,<br>
બીજા લુંટી ખાય છે.<br>
ઝાલો જે જળ મારગે જર જતું,<br>
દેશી મીલ્જે વાપરો;<br>
શોધો આવક નવ નવી નિત પ્રતી,.<br>
માના સ્વદેશી કરો.<br>
પામી જે સર્વોપરી પદ પ્રજા,<br>
ઇંગ્લાંડની આજ છે;<br>
દીપે જે દુનિયાં વિષે દઢ રહી,

તેનાં જુઓ કાજ છે.
નેવા સંપ વસાવીને સુખ ભરો,
ઉદ્યોગ એવા કરો;
રાંડયાનો તજિ દ્યો ખુણો નરવરો,
પ્રેમે પ્રવાસે ફરો.

વસંતતિલકા.

ખુણે પડી નવ ખમે કદી જે ખુવારી,
બેસે નહીં બળદિયા, બનિ હામ હારી;
જુઠા મચાવી ઝગડા નીતિ ના વિસારે,
માણે સુખો મન ગમ્યા, નરનારિ ત્યારે.

વળી હંસે વધુ દલીલો ચલાવી કે:—

વસંત તિલકા.

શાણો સુહંસ ઉચર્યો અતિ શુદ્ધ વાણી,
બધી નડે બહુ રિતે પર ભૂ જવાની;
ખુણે પડી રહિ ખમે, દ્વિજ વૃંદ હાની,
કાળે વિચાર કરવો શુભ એ નિશાની.
જ્યારે હતો જગતમાં, જળપંથ કલેશી,
સાંજ્ઞે અપુર્ણ બહુધા, દમતા વિદેશી;
ત્યારે મનાઈ જનને હતિ લાભકારી,
આજે અભે પથ થયા, બધિ સોય સારી.
હાવે ઘટે ન દદમાં, રહિ હિત ખોવું,
જાવું જહાં સુખ વસે, નિર ના વગોવું.

## ઠરાવ ૧૧ મો—વિદેશગમન.

હંસ મહાશયે વિદેશગમનની હિમાયતમાં ૧૧ મો ઠરાવ રજુ કર્યો. ત્હેણે અગ્રેજોનો દાખલો આપી કહ્યું કે તેઓ માબાપ–સગાં-સ્નેહીનો મોહ છોડી વિદેશગમન કરવા લાગ્યા તો આખી દુનીઆમાં રાજ્ય સ્થાપી શક્યા. અને અટક આગળ અટકી રહેલા હિંદુઓ ઉલટા પ્રતિદિન વ્હેમોમાં સડવા લાગ્યા! આ બે સ્થિતિઓનો મુકાબલો કરતાં ઉત્સાહમાં આવી ગયેલા કવિ કહે છે કેઃ—

### શાર્દૂલ વિક્રીડિત.

વિદ્યા સંપ નિધિ સુના સ્થળ સ્થળે,
વ્યાપી વસ્યાં'તાં હશી;
નાઠું નૂર સમસ્ત એ નવ જડે,
ઝાહોજલાલી કશી.
શોધો કારણ સ્નેહીઓ સહુ મળી,
જાગો સમો જાય છે;
તાગો આળસ અંગથી રિધ બધી,
બીજા લુંટી ખાય છે.
ઝાલો જે જળ મારગે જર જતું,
દેશી ચીજો વાપરો;
શોધો આવક નવ નવી નિત પ્રતી,
માના સ્વદેશી કરો.
પામી જે સર્વોપરી પદ પ્રજા,
ઇંગ્લાંડની આજ છે;
દીપે જે દુનિયાં વિષે દૃઢ રહી,

તેનાં જુઓ કાજ છે.
તેવો સંપ વસાવીને સુખ ભરો,
ઉદ્યોગ એવા કરો;
રાંડયાનો તજિ દ્યો ખુણો નરવરો,
પ્રેમે પ્રવાસે ફરો.

વસંતતિલકા.

ખુણે પડી નવ ખમે કદી જે ખુવારી,
બેસે નહીં બળદિયા, બનિ હામ હારી;
જુઠા મચાવી ઝગડા નીતિ ના વિસારે,
માણે સુખો મન ગમ્યા, નરનારિ ત્યારે.

પૃથ્વી પ્રમાણુ કુપ મેડક જીવ જાણે,
ભોગો વિવિધ ભુગિના, કયમ તેહ માણે.
લક્ષ્મી વિદેશ વસી છે, વિર તે વિચારો,
વિદ્યા કળા બળ ક્રિયા, હુન્નરો હજારો,
વ્યાપાર વિધ વિધ તે, નિધિપાર ત્યારો,
મિથ્યા ધરી હઠ તમે, હિત સર્વ હારો.
પુર્વે પ્રતાપ, અટકે અટકયો ન જ્ઞાની,
રામે ન કેવત ગણી દિલમા દિવાની,
જાવે જતા જન બહુ વણિકો વિવેકી,
ઝેરી બની શિર ધરો, ઉરમા અનેકી.
ઉદ્યોગયોગ હૃદયે, પ્રતિકુળ બધુ,
શાસ્ત્રાર્થ સ્વાર્થ તજવે સુખ જાય સંધુ,
હેરાન શ્વાન સુખમા, હદ કેડિ હિડ,
દેખે અદેખપ્ર કદી, સુખનું ન બિડ,
હોશે દિશા જન જવા, ઉર હામ ધારે,
ખેડી નિહાળિ બહુધા, અચકે અચારે,
આડો કુ અગ્ર નગ એ, સુખ સુર્ય ખાળે,
પેશી પ્રકાશ ન શકે, સમજો સકાળે.
લાવે વિદેશ નહિ જે, શુભ ધધ સાજા,
ભાવે ભરે મણિ ગણી, સુખ સાજ તાજા,
તેને વધાવિ વિર લ્યો, જન અન્ય દેખે,
મ્હોમે વટાળ વલખા, ન ભરો અનેખે,
પ્રેમે પ્રવાસ કરવા, પ્રિય રે! પધારો;

શોધો નવીનવિ કરી, હુન્નરે વિધારો.
ત્યારો સ્વદેશ તનથી, હુમતો તમારો,
દારિદ્ર દૂર કરવા, ન કરો ઉધારો
રત્ને ભરેલ નિધિને, વિધિથી વિલોકો
રિદ્ધિ જતી રસ હરી, ધરિ હામ રોં
નેહે નવીનવિ ભૂમી, નજરે નિહાળો,
વિદ્યા કળા ગુણુ ગ્રહો, દિનતા પ્રજાળે
ઉદ્યોગ ભોગ વિભવો, ભુમિ ભેદ ભાર
રાજા પ્રજા બધા ફુલો કુલના તમાસા
કેવી રિતે જન કરે કરતા કમાઇ,
શેમા સ્વદેશ ઉનતી રહિ છે સમાઇ
વેગે વિદેશ વિચરી, નર તે નિહાળો,
ખુણે ખાગી દુખ વ્યથા શિદ આયુ ગા
જાખો મતી રતિ ગતી, રમ્ય રાજ્યની
મોટાઇ માન મહિમા, નિજ દેશરીતિ
શોભા સભાસદ સભા, સુખ સપ શ્રા
આયુ આમી રમ કસો નર નારિ કાિ
વિદ્યા વિવેક વસુની વશિકર્ણ યુક્તિ
યત્નો અનંત ઉમદા, પ્રભુ ભાવ ભક્તિ
શાણા સખાનતિ જનો, ગુણુ જ્ઞાન અ
દેશાભિમાનિ દિનના, ચિત હેતુ ચાહી
ચિત્રો ચરિત્ર સુખના પુરૂષાર્થવાદી,
કેવે પ્રકાર પ્રભુની ભક્તિ—છે પ્રમાદી

આજકાલ જાપાને વિલાયત વગેરે દેશોમાં ફરીને ત્હાંના હુન્નર રોજગાર શીખીને જે આબાદી મેળવી છે તે લક્ષમાં લઈ ચાસ મહાશયે હંસને ટેકો આપતાં છટાદાર રીતે જણાવ્યું કેઃ—

મનહર.

ચાસ ટેકો આપી કહે પાસ દરખાસ કરો,
અંતરે વિચારો વિશ હૃદયની બારી છે;
પ્રવાસ કરે તે પુરો પંડિત પ્રવિણ બને,
સમય વિચારી જાણે સહનતા ધારી છે;
અનુભવે અક્કલને યુક્તિઓ અનંત લાવે,
હામ દામ ઠામ ને હજાર હથિયારી છે;
પુરૂષનું પીઅર ને પેઢી પુરૂષાર્થની એ,
માનવીને મુસાફરી મોટી લાભકારી છે.
પવંગે પોઢે છે તેની દ્રષ્ટી ગજ દોઢ પોચે,
ઝાડે ચઢનાર કોશ લુમી પોતે ભાળે છે;
પ્હાડે ચઢનાર કોશ પેખે પાંચ સાત પણ,
વ્હાણે ચઢનાર આખી અવનિ નિહાળે છે;
સદનમાં બોલે તેનો કો ન સતકાર કરે,
સભામાં ઉચ્ચારે તેને સાબાશી સૌ આપે છે;
દરિયો કે દરબાર દારિદ્રને દળનારા,
ઓથ ઝાલનાર તેની હૃદયને વાળે છે.

પરંતુ અહીં બુડજી વિરૂદ્ધમાં બોલ્યા સિવાય રહી શક્યા નહિ. ત્હેણે પથરો ફેંકવા લલકાર્યું કેઃ—

## ઉધોર.

બોલ્યો ઉલુક અવળી વાત, એમ વટાળવી છે નાત;
ધારી બોળવો છે ધર્મ, કરિને શાસ્ત્ર નિંદિત કર્મ.
જ્યાં નહિં અલ્પ શુભ આચાર, જ્યાં નહીં ઉંચ નિચ વિચાર.
જ્યાં નહીં વર્ણના વ્યવહાર, સરખા સર્વ સાગરપાર.
ભલે માસ મદિરા પાન, એકજ દ્રવ્યનું જ્યાં ધ્યાન;
એવા દેશમાં જે જાય, પાવન તે કદી નવ થાય;

પરંતુ ત્હેને ભ્રમર મહાશયે જવાબ પરખાવી દીધો કેઃ—

## ઉધોર.

અહિઆં કયાં નથી વટલેલ, ગણિકાગામિ ચિત્ત ચળેલ.
જાવું ગ્રહણ કરવા સાર, નાંખો આડ ત્રિણ આધાર;
સમજો શાસ્ત્રનો નહિ અર્થ, ખાળો આવતો ઘર ગર્થ;
જ્યાં છે શારદા સુખકાર, જ્યાં છે લક્ષ્મીસહ ભર્તાર.
જ્યાં છે ન્યાય નીતિને રાય, જાતાં ત્યાં ન વટલાવાય.
જ્યાં છે સંપ સુખ ઉદ્યોગ, જ્યાં નહીં રાઢ ઇરિષ્યા રોગ.
એવા દેશમાં જે જાય, તે તો દેવ તુલ્ય ગણાય.
લેવું કનક કિચમાં જેહ, પીવું પિયુષ વિષમાં તેહ;
આવે સરસ જ્યાંહ સુવાસ, કરવો ત્યાં જરૂર નિવાસ.
મધુરા રસ મળે જ્યાં ખાસ, આવે અમુલ જ્યાં અભ્યાસ.
ગ્રહેવા ગુણુ બનીને દાસ, કરવા પુર્ણ નિજ અભિલાષ;
વ્હેમે ગયું વિત્ત વિનાશ, કરિ લ્યો આપ તેનો કયાસ,
જાવું જરૂર સુખ જે સ્થાન, માને મન મના અજ્ઞાન.

### શિખરીણી.

વટાળે વટીને, પરમ મદ્યપાની પળ પળે,
વગોવે જ્ઞાતિને અધમ અર્ત તિથી નવ ખળે;
અભક્ષો ભક્ષીને, પટલ બની પંક્તિ વિચ જમે,
કરે કામો કૂડાં, તદપિ નવ જ્ઞાતી રતિ દમે.
સુવિદ્યા સેવાને, પુનિત પરદેશે પરવરે,
સ્વદેશી સેવાની, સબળ અભિલાષા મન ધરે;
વધારે લજ્જા તે, વિબુધ વટલાયા વિર ગણે,
ઉગ્યા આંબા કાપે, મુરખ નિજ હાથે હિત હણે.

આગેવાન શેઠીઆના છોકરાઓ દારૂ પી–છાકટા થઈ–રંડીબાજી કરી–નાતજાતમાં રોફ કરતા ફરે છે એવું જ્હારે આ સુધારક પક્ષીઓએ જણાવ્યું ત્હારે પેલા વિરોધિઓના મ્હોં પર ધૂળ પડી. અને વિદેશગમન કરનારનું કોઇએ નામ પણ ન દેતાં ઉલટો તેવાઓને ધન્યવાદ આપવો એવો ઠરાવ પસાર થયો; જો કે આપણે ખેદ સાથે એટલું નોંધવું પડશે કે દેશમાં રહી મદ્યમાંસમાં રચીપચી રહેલા શેઠીઆઓનાં છોકરાંનાં મ્હોં પર કાજળ ચોપડી ખાંડે ગધાડે બેસાડી વાજતે ગાજતે ત્હેમનો વરઘોડો કહાડયાની કલ્પના કવિએ જતી કરી છે એટલું તે બદમાશોના પૂર્વ કર્મોનું જોર છે!

### ઠરાવ ૧૨ મો—દેશી કારીગરીને ઉત્તેજન.

'પક્ષીસમાજ' નું 'રિવ્યુ' આટલું વિસ્તારથી લેવા મ્હને લલચાવનાર કોઈ પણ બાબત હોય તો તે આ બારમો ઠરાવ વર્ણવતાં કવિએ બતાવેલી 'સ્વદેશભક્તિની ધુન જ છે' એ વિચારો મ્હારા લુખા ગદ્યમાં રજુ કરવા કરતાં કવિના રસીલા પદ્યમાંજ વધારે

અસરકારક થઇ પડશે. એ પદ્યમાં સ્વદેશપ્રેમનો સાગર છે; એ પદ્યમાં 'સ્વદેશી'ની કાયદેસર હિમાયત છે; એ પદ્યમા સ્વદેશોન્નતિની ગુપ્ત ચાવી સંતાડેલી છે.

મોર થન્ થન નાચતો અને કંચન જેવી કલગી પ્રકાશમાં નચાવતો ઉભો થાય છે અને મધુર અવાજથી એ ઠરાવ રજુ કરતાં બોલે છે કેઃ—

સ્નેહે સુણો પક્ષિ ગણો, ગુણવંત ભારતની ગિતા,
જે, આર્ય ભવ્ય ભુગોળમા અવનિ હતી અપરાજિતા.
ઉપમા અવેજ હતો નહી, જે ત્રીભુવન આંજતી,
તે આજ અતિ નિસ્તેજ છે પેખાય પ્રતિ દિવસે ક્ષતિ.
જેના રસે રસમય હતા દેશો પ્રદેશો દૂરના,
લીલા બની લીલા કરે, અહી તો રહ્યા અંકૂર ના;
જેના ફળે ફળરુપ થઇ, મહિતળ સકળ ફુલેલ છે,
તે કસ રહિત કરમાયલી, દુખમાં ભુમી ડુલેલ છે.
જે જ્ઞાન ને વિદ્વાનની ખાણી હતી ખુદ્દ ખલકમાં,

ઉર અમર પણ અવતાર મ્હાતા અસંગ કરી અમરાવતી;
જ્યાં કનક કેરા કળશથી જળધિ સુતા જળ સીંચતી,
જે હર્ષ હિંડોળે ચઢી હરદમ પ્રફુલિત હીંચતી.
જેની સુવાસ અહી વસુધા અવર થઈ છે મ્હેકતી,
હાટક હીરામણિ રત્નની લહરી હતી જે લ્હેકતી;
અવિછિન્ન જેના ઉદયના ઉડતા દશે દિશ વાવટા,
મૃતપ્રાય તે માતૃ બની છટકી ગઇ છત ને છટા.
જે ભરત ભગિરથ ભિષ્મ ને ભડ ભીમની જનની ધરા,
જેના ઉછંગે રામ લક્ષ્મણ દિલિપ દશરથ ઉછર્યા.
અભિમન્યુ અર્જુન દ્રોણ કૃપ નૃપ કર્ણ મહા દાનેશ્વરી.
હરીશ્ચંદ્ર નળ બળી ધર્મ વામન કૃષ્ણ અંશજ ઇશ્વરી;
રઘુ સગર જ્ઞાની જનક ને દુષ્યંત નૃપતિ સંતનુ,
મહારાજ માંધાતા વિદુર મહા જ્ઞાનના સાગર મનુ;
પુરૂ પ્રતિપ કુરૂ પરીક્ષત સુધન્વા સહદેવ અજ,
ગાંધીવ ગર્ગ સુમર્ગ વત્તા ધન ખધર નૃપ હંસધ્વજ.
પરદુઃખભંજન વીર વિક્રમના પરાક્રમ સ્મરણ છે,
જે ભોજ જેવા ભૂપ ભારતી ભક્તિની ભુમી રમણ છે.
પ્રેમી પ્રતાપ અમર સમર પ્રથીરાજ પર્મ પરાક્રમી,
સિદ્ધરાજ જય વનરાજને મુળરાજ જ્યાં મ્હાલ્યા રમી.
દોલત ભરી જેણે દીપાવી ધર્મથી જનની ધરા,
જેના સુજસના જગ્તમાં અદ્યાપિ પણ વહે છે ઝરા;
શુરા પુરા શમશેરીયા સત્ પુત્ર સંખ્યા બંધની,
માતા ઝુરે મહા શોકમાં પરિણામ પુત્રો અંધની

રમશાસ્ત્રજ્ઞાતા દેશત્રાતા ધન્ય ધન્ય ધનવન્તરી,
વનવન ભમી અશ્વનિકુમારે અવનિ આ ભારે ભરી;
વળિ ચરક સુશ્રુત હારિતે હિતમાં ન રાખી કંઇ મણા,
ભવિ ભેટ ભાવ નિઘંટની ધન્ય પુત્ર ભારતભૂ તણા.
વિર વિશ્વકર્મા વિમળ શાસ્ત્રી શિલ્પના સુપ્રસિદ્ધ છે,
જ્ઞાતા ગણીત ખનીજના દર્શાવી આલ્યા રિદ્ધ છે;
માઝા વધારી માતની જેણે મહોદધિને મથી,
ઉભરાતી શાતી ઉમળકે પયપાન દેતી પ્રેમથી;
વાલ્મિક પરાસર વ્યાસ છે સાક્ષાતકાર સરસ્વતી,
અત્રિ પવિત્ર અગસ્ત વિશ્વામિત્ર શુક્ર મહામતિ,
શાન્તિ સ્વરૂપ વશિષ્ટ વામન કપિલ યમદગ્નિ મુની,
દત્તાત્રિ ભારદ્વાજ ભાર્ગવ બ્રહસ્પતિ શોભા ભૂની;
શિવ રૂપ શંકર ભવભુતિ કવિ માઘ કાળીદાસ છે,
શોભે મઝ્ઝન સુજસ કાવ્ય કલ્લોલ લીલ પ્રકાશ છે,
એવા અનંત સુપુત્રોની માતા ક્ષુધા અરધી સહે,
આંસુ ભરે પગ થરથરે કરૂણા ઝરે કર કો ગ્રહે;
સુખ સંપતિ સમૃદ્ધિ સિધીના વધભનો ભેળાઇ ગયા,
મુકતા મણિ ને સ્થાન કાચા કાચ કથિર રમી રહ્યા,
ક્ષતીત્વ ક્ષત્રીનું ગયુ, નૃપતિ રહ્યા છે નામના,
બ્રહ્મતવહિણુ બ્રાહ્મણ્ય થયા, કંગાલ કાયર કામના.
વણિકો રહ્યા વ્હેમી વડા કળમળ રહિત કુવિકાર છે,
વિદ્વાન વાદ વિવાદમાં શોખી બન્યા સાહુકાર છે;
સુન્દરકળા હદને તજી ચાલાક દેશ વિશે થયા,
ઉત્તમ હિંદના અર્ક પર આ અસ્ત વાદળ ગડગડ્યાં.

શુભ કાષ્ટ અશ્વાદિ કળા કારીગીરીજ કટાઇ છે,
ખરી ખોળ પાળી ખનીજ ધાતુ દેશમાંજ દટાઇ છે,
ગુણ શુભ ઔષધીના ગયા વૈમાનની વાતો ઉડી,
કાચુ સુવર્ણ કપાસ ઉન તદપિ બધી આવક ખુડી.
કારીગરો હુનરી નરો કૃષિકાર વ્યાપારી વડા,
તે તદન ઉત્તેજન વિના બેઠા બનીને બાપડા
શાળો નિશાળો શોધ સાહસ ભુપ ભુપણુ રૂપ ગયા,
નિજ દેશની હિનતા નિહાળી ચિ ધરો દેશી દયા.
શ્રીમત મ્હાલો સદનમા શુ પેટ પોતાના ભરો,
આપો સહાય સ્વદેશીને નવ ફિકર તજી ફરતા ફરો,
વિદ્વાન વાદ વિવાદમા ગાજો અફળ વેળા નહીં,
હીમત નિજ ધી વાપરો શુભ ઉન્નતિ કેરા મહી.
એદી ઉદાસી થઇ ફરે જન ગરીબ નવ શોધે નવુ,
નવ ભુપ રાખે ભાન કાચા કાન એ કૌતીક હવું
નૃપતિ નચાવે નાયકા નિત નવનવા નાટક જુએ,
હુકા તમાકુ અમનમા નિજ દેશનું હાટક ખુએ
પરદેશી ચીજો વાપરે પરદેશી રાખે નોકરો,
દરકાર ન ધરે દેશની દેશી તણો એથી મરો.
બગડયો સકળ આ દેશ દેશી માલ હાલ હવાલ છે,
દરમાયલા કારીગરો નુર રહીત પૃથ્વી રસાળ છે
રે ભ્રાત રાખો ભાન ઉર અભિમાન દેશ તણું ધરો,
પૈસો વિદેશ પરવરે તે તોલ નિજ તનમાં કરો,
કઇ સ્વાર્થને પરમાર્થના ઉડા વિચારે ઉતરો,
ઇચ્છી ઉદય નિજ દેશનો વિર માલ દેશી વાપરો

સીંચો કૃપાજલ અમળ સુખનાં વૃક્ષને આ અવસરે,
ફળ ખાય સતતિ સંપિને નજરે ભુમી માતા ઠરે;
પચરંગી પટકુળ દેશનાં તાજાં ટંકો અંગે સજો,
મનમોહની તકલેદિ તે છતની તમે સત્વર તજો.
છે મધુર માકર ખાંડ મેવા દોષ રહિત સ્વદેશના,
દેશી કમાસે દામ તે ઉપયોગી છે હમેશના;
ઉમર સુધી ડુંગર તણા જનાર નહીં ડાહ્યા ગણુ,
સમજો મહાસુખરામ મનમાં મિત્ર કંઇ પોતા પણું.

રોળાવૃત.

ઉઠો ઉઠો ઓ ભ્રાત, અગથી આળસ ત્યાગી,
જીવણુ વિણુની જુઓ, આર્ય અવનિ પ્રિય જાગી,
અન્ય ભૂમીઓ આજ, હિંદની કરેજ હાસી,
પામર પ્રજા ગણાય, અસલ ઉદ્યોગ ઉપાસી.
અસ્તાચળમાં ગયો રવિ સુખનો અણુધાર્યો,
અંધારે અમુઝાય નહિં સાહયક કોઇ સારો,
હુનર થયા હરાજ કળાને કાટજ લાગ્યો,
દુનિયામાંથી કાર બાર વહેવારજ ભાગ્યો.
અમેરિકામાં આજ જુઓ લક્ષ્મીની લીલા,
યુરોપ પણ ઉભરાય રમે મણિ રત્ન રસિલા;
આફ્રીકામાં કોડપતિ અગણીત વસે છે,
ચિન જાપાન વિશેજ વૃધ્ધા જરની વરસે છે.
ફ્રાન્સ જર્મની ફરે હરીફાઇ હુન્નરે કરતા,
પુરૂષારથમાં પાય નથી નિજ પાછો ધરતા;

જુઓ હિંદના હાલ વિત્તહિણુ દીસે વીલા,
જર જર ઝખી મરે ઢીંચણુથી ચરણો ઢીલા.
તન, ધન, મન, સકળ સ્વદેશી બેઠા હારી,
ભરે પરાણે પેટ ભાખરી મળતી ભારી,
ચાકરી ચીતમા ચડે આકરી વેળા આવી,
તોય ન ઠાકરી તજે, રૂઢીએ સુડી દબાવી.
પેટભરા નર પશુ દેશની દાઝ ન જાણે,
રીઝે કરીને રંગ અગતુ હિત ન આણે,
પૈસાવાળા પ્રગટ સ્વદેશી ચીજ ન ચાહે,
અન્ય કરે અનુકરણુ રહે મોટાની રાહે.
એથી થઇ અવદશા સખત દુખ મધા સાખે,
કારીગર કરમાય અલ્પ ઉત્તેજન પાખે,
વૈભવ ગયો વિદેશ દેશ દારિદ્રે ઘેર્યો,
સદન સદનમા કલેશ, કેર એ કળિયુગ કેરો.
રૂઢીએ વાળે રોળ ગોળ ઉપર વિષ અદર,
કથિર ઉપર છે ઢોળ કનકનો સ્થિતિ એકદર.
આવક કેરૂં દ્વાર નજર જોતામા નાવે,
જાવક કેરો પથ દામને હામ હકાવે.
પરને હસ્તક સકળ પેટ પોષણુનાં સાધન,
સમજી મનમા મિત્ર કરો ઉદ્યોગ આરાધન.
પરના ચરણે પથ કાપીને પાગુળ ફુલે,
પરની આખે જુએ એહ અધાની તુલ્યે.
બોજારૂપ તો રહે ભુમીની માહ ભિખારી,

કર પદ મન મતિ વદન ચલાવો હિમત ધારી;
લક્ષ લગાડી લક્ષ ઉદયના રસ્તા લક્ષો,
પશુવત પડી નવ રહો, સમય સુધી લ્યો દક્ષો.
પ્રભુ પ્રતાપે આજ રાજ્ય ઇંગ્રેજી રાજે,
વાઘ અજાને એક નેકથી ન્યાય બીરાજે;
આતુર કરવા ઉદય આર્યનો એજ અધાપી,
સ્થિતિનું કરાવ્યું ભાન જ્ઞાનનું દાનજ આપી.
ઉર માની આભાર રાજ્યહિત ઇચ્છી રાજે,
સુખના ભરવા સાજ બની બહાદુરને બાજો,
હવે તમારૂં હિત તમે નિજ હાથે રક્ષો,
અફળ ન ગાળો કાળ ઉતાડો અવસર ચક્ષો;
તનમાં ધારી ટેક દેશ ડમંતો તારો.

સમજો મનમાં સર્વ દેશનું સઘળુ સારૂં;
પરદેશીને હાથ પાઇ પૈસો જે જાશે,
દર્શન તેનું પુનર આપથી કદી ન થાશે.
ગાંડા પણ નવ ભરે ધુળ પોતાને ભાણે,
પોતાનું પારકું શ્વાન માંજાર પિછાને;
કાચા આપી કાચ હરે પરદેશી હીરા,
તમે તપાસો તેહ વગળ વસ્તુનું વીરા.
અક્કલ વિણુ અગણીત દામ ડુબાવ્યા જોતાં,
આવ્યું જો નવ ગયું અર્થ પકડો એ ખોતાં;
દેશી પારણે બાળ તમારાં હવે ઝુલાવો,
સ્વદેશનું અભિમાન શીખવી હવે હુલાવો.
દેશી રમકડે રમો રમાડો રમરમ રંગી,
મારૂં સમજી મન બનો દેશીના સંગી;
સ્વદેશના શ્રંગાર ગોઠવો ઘરમાં સારા,
પોઢો દેશી પલંગ પાત્ર લ્યો દેશી પ્યારાં.
સ્વદેશ કેરાં વસ્ત્ર ધરો શોભીતાં સુંદર,
સ્વદેશ કેરાં શસ્ત્ર અસ્ત્ર ઓપિત એકંદર,
સ્વદેશ કેરૂં અન્ન એજ પોષક પ્રિય પ્યારૂં,
સ્વદેશ કેરૂં નીર ક્ષીર મધુર હિતકારૂં;
સ્વદેશનાં ઘડીઆળ, ઘંટ ઝાલર ને ઝુમર,
પત્ર છત્ર રસરંગ વાપરો દેશી ડમર;
કાગળ ખડીઆ કલમ મલમ મોજાંને જોડા,
ગોચ છરીને બટન રૂડા રથ વાહન ઘોડા;

ખુરશી ટેબલ કોચ ટંક તિજોરી તાણો,
સ્વદેશ કેરી છંટ છીંટ પાષાણુ પંવાણો;
પેટી પટારા ધુપ દિપક અત્તર ને અર્કો,
બદના બરણીએગ ખાંડ સાકરને સંકોં;
ઉત્તમ દેશી ચીજ દીલથી માનો ડાહ્યા,
વિદેશના વશીકરણ થકી નવ જશો વાંહ્યા;
મોહ ન ધરશો મંન મોહનીવાળુ જોઈ,
દ્રોહ ન ધરશો રતિ કૃતિ કરી લ્યો ચિત પ્રોઇ
દેશીને દે સ્હાય, ખરા સમજુ નર એ છે.
એ હીરા એ રત્ન ભણ્યા ને ગણ્યાજ તે છે;
તે ધિમત ધનાઢ્ય દેશની પ્રભા વધારી,
બીજા મહાશુખરામ, માત્ર અનરૂદક અહારી

મનહર.

ત્રીશ કોટી માણુસની વસ્તીથી ભરેલો હિંદ,
અર્ધ અબળાઓ એમાં બેશીને ખાનારી કે
ત્રણ કોટી બાળ જેના મુખમાંથી લાળ પડે
ત્રણ કોટી અંધને અપંગ તો લાચારી છે,
ત્રણ કોટી વૃદ્ધ છે અશકત કામ વગરના,
ત્રણ કોટી બોજા રૂપ બાવલાં ભીખારી છે;
એક કોટી નટ જટ ગાંડાને ગમાર જતાં,
મા ! બે કરોડ મહાસુખ ધધાધારી છે.
એક જ્યાં કમાય અને પંદરે જ્યાં ખાય ત
તમામમાં તેજ કેવું હોય તે વિચરવું

જાવકનું જોર અને આવકનાં દ્વાર બંધ,
દુર્જનને ડામનારા ચારે દીશા ધારવું;
કરેળા કવાયુ વ્હાણુ ભર દરિયામાં ભાઇ,
અક્કલના ઉપયોગે આરે તે ઉતારવું;
જાણીને કમાણી બીજા દેશને કરાવશો ન,
પોપવા પોતાના હવે હિતને ન હારવું.
પોહું નવ રાખો પૈએ, દિમાગ ઉતારો હૈયે,
પોતાની કસુરે ગયા કીમીયાના કોપ છે;
હાલ છે ખજાના ખાલી, લપડાકે મુખલાલી,
વિફળ આ વૈભવ દેખાડવાની હોંશ છે,
ક્ષણે ક્ષણે થાય ક્ષતિ, પળે પળે જાય રતિ,
જોખમમાં છત્ર વિના જીવન એ જોષ છે;
ચેતશો નહીં તો થશે ફજેતો ફુલેકે ચઢી,
મહાસુખરામ સરકારનો ન દોષ છે.
ભોજનનો થાળ ભરી ભગવાને આપ્યો ભેટ,
ભરત ભૂમીને માટ ઉર દયા આણીને,
ઇગ્લાંડ ઉપાડી ગયુ ઘેબર જલેબી ખાજાં,
ચીનને જાપાને લીધા લાડુ બેશ જાણીને;
ફ્રાન્સ જર્મની દુધપાકને દબાવી બેઠા,
બાસુદી શિખંડ લીધા અમેરિકે તાણીને;
શાક પાક દાળ કઢી આરોગી ગયા છે
ભૂખી ભુમી ભારતની ખાય શું .
ખેતી રૂપી ખાજું એક બાજુએ મ

..

ગરીબ ભુમીનું ગુજરાન એથી ચાલે છે,
બાર આવકાર રહ્યો અવર ભુમીમાં એથી,
મનને મનાવી દેશી દીવસોને ગાળે છે,
રિદ્ધિ તો રોળાણી પણ રાજનીની રીત રાખી,
મોટું મન રાખી માન મેમાનોને આલે છે;
દાતારનું નામ પણ દાતણ વેચ્યાનો વારો,
મજ્જનને મહાસુખરામ ઉંડો સાલે છે.
કાશમીરની શાલો અને પેઠ તણી પાઘડીઓ,
સુરતની સાડીઓ ને વિદેશી વખાણે છે;
રૂડી ગજીઆણી કિનખાબ કામ કસબનું,
પિતાંબર પુરા રાજનગરી પ્રમાણે છે;
પાટણનાં પટોળાં ને લોબડી સુસોરઠની,
નાગપુરી ધોતીપાને જગ આખુ જાણે છે,
જેપુરના ચિત્ર ને પવિત્ર પાત્ર નાશકનાં,
બગાળના બગ રગ હીર હર્ષ આણે છે.
સ્વદેશનો માલ સડે દુકાનોમા ચોકબધ,
ખપે પરદેશી ખમ ખોટ આવે દેશમાં.

ફેશનની શીશીયારી ફજેતીના ફાળકા;
પાટલુન બુટ કોટ સ્ટોકિંગે પતાવ્યું સર્વ,
ચીરૂટે બગાડયા બધાં ઉછરતા બાળકાં,
બાટલીએ બવ બાળ્યો રોળ રકાબીએ,
પ્યાલાએ પ્રવેશી ગાળ્યા હિંદ તણાં હાડકાં,
ચશ્માએ દેખાડયા દીન વશ્મા એ વિચારો તમે,
લુખા લુખા વાડમાં લેવાયા લોક લાડકા.
હાડીઓએ હોંડીઓને કુસ્તાઇ કરાવી ઘેર,
ઔારસાએ બુધ્ધિના દેખાડી દીધા આરસા;
હાર ખવરાવી હારમોનીયમે હીર હર્યું,
સારંગી સતારના ખુંગારી લીધા વારસા;
પાઈ પાવલાએ ગાડા અગણ્ય ભરીને જાય,
ભંડારો ભેગાય કશા બળ કરે કાગ્મા;
સમઝી સ્વદેશી માલ વાપરો વિવેક કરી,
વિત્ત ન વળાવશો વિદેશમા ગમારશા.
ગાડો ઘેલો હોય તોય પુત્ર તો પોતાનો રૂડો,
કુડી કદરૂપી તોય નિજ તણી નારી છે,
સડેલી પડેલી તોય ઝુપડી પોતાની સારી,
લુખી સુકી ભાખરી પોતાની ભૂખ હારી છે,
જાડા ઝીણાં હોય તોય ચીર તો પોતાનાં ચારૂં,
મોંઘી મોંઘી હોય તોય દેશી ચીજ સારી છે;
ભાવે કે કભાવે નામ હરિ તણું હિતકારી,
સ્વદેશીની સેવા મહાસુખ સુખકારી છે.

વેલો ચઢે વાડ તણી રોચ સુધી ઉચો તોય,
મૂળ ન પોતાનું ભુલે, તહાં સુધી માન છે,
મધ્ય સાગરમાં જાય લાકડું તણાતું પણ,
આરે આવવાનું તેના તનમાંહી તાન છે,
પ્રવાસે ફરે છે ઘટ પ્રદક્ષિણે પાતાળ વિશે,
બેસે પાણીઆરે આવી નેક એ નિશાન છે.
જાય જન જોજન હજાર બાર જાતે પણ,
વિસારે ન જન્મ ભુમી એજ જ્ઞાનવાન છે.

### હરિગીત.

સુતા સુતારો સુસ્ત થૈ, લુખા ફરેજ લુહાર છે,
સુના ફરે સહુ શાળવી, કંગાલ સૌ કૃષિકાર છે,
આ દેશ દુખળ દોહ્યલો, કરિ કામ કામ સુકાય છે,
તર વાળિને તાજા બની, ખાજા વિદેશી ખાય છે.
સંખ્યા રહિત સુખ સાજ પણ ઉપયોગ આજ બીજા કરે,
છે ખનિજ ખોટ રહીત પણ, કરી ખોડ બીજા ખોતરે,
દેશી અચે નહીં દેશથી, દારિદ્રને દુર કાઢવા,
આ આર્ય આવ્યો અસ્તમા, જમી જાય બીજા લાડવા,
આંખો ઉઘાડો આર્ય અવસર અમુલ્ય આવ્યો જાય છે,
વપરાતી ચીજો દેશની, સરતી સુગડ વેચાય છે,
તે લક્ષ લઇને વાપરો, ઉરમાં વિચાર ઉંડો કરી,
વાવો ઉગે ત્યાં કામ, મહાસુખરામ ઉદય કરે હરિ.

### મનહર,

જેમાં અવતાર ધર્યો, અને છે સમાશ તેમાં,

તેહનો વિચાર તમે અંતરમાં આણજો;
રમણ ભુમિનું હિત રદયે રમાડી રાખી,
સ્વદેશની સેવા મેવા મોંઘે મુલ્ય જાણજો;
વેલો ચડે અધર આકાશ સુધી ઉંચો તોય,
વસુધા ન ભુલે પ્રીત એ રીતે પ્રમાણજો;
દેશનુ ધરીને માન, ઘટમાં ઉતારી જ્ઞાન,
મહાસુખરામ નસ માતા સામી તાણજો.

છપ્પા.

સ્વદેશનું અભિમાન, એજ જીવન છે જનનું,
સ્વદેશનું અભિમાન, એજ ભુષણ છે તનનું;
સ્વદેશનું અભિમાન, એજ છે તેજ વદનનું,
સ્વદેશનું અભિમાન, એજ સાચુ બળ મનનું;
સ્વદેશના અભિમાન વિણ, પંચતત્વ જડ તુલ્ય છે;
મહાસુખરામ માન સ્વદેશનુ, મોટુ ચૈતન મૂળ છે.
સ્વદેશનું અભિમાન, સત્ય સુખનુ છે સાધન,
સ્વદેશનુ અભિમાન, એજ ઇશ્વર આરાધન,
સ્વદેશનુ અભિમાન, એજ ગુણ જ્ઞાન સુનીતિ,
સ્વદેશનુ અભિમાન, એજ શુધ ધર્મ સુરીતિ,
વદેશના અભિમાનમાં, પર ઉપકાર પટાંતરે,
હાસુખ સમજો મહામતિ, પ્રગટ સ્વાર્થ સઘળા સરે.
ધરે દેશની દાઝ, લાજના તે નર લોભી,
ધરે દેશની દાઝ, તેજ માનીતો મોભી;
ધરે દેશની દાઝ, દેશનો તે નર દીવો,

ધરે દેશની દાઝ, જગતમાં તે નર જીવે;
ધરે દેસની દાઝ ના, પેટભરા તે શ્વાન છે;
મહાસુખ આ મહિતળ વિશે, નર રૂપે હેવાન છે.
ધરે દેશની દાઝ, તે નર પંડિત પૂરો;
ધરે દેશની દાઝ, સુભટ તે સૌથી શુરો,
ધરે દેશની દાઝ, તેજ શ્રીમંત સુહાગી,
ધરે દેશની દાઝ, તેજ ધિમંત સુભાગી,
ધરે દેશની દાઝ તે, ધન્ય ધન્ય ધરણી ધણી;
મહાસુખ મન મોજી બીજા, કાચી ચોખાની કણી.
સ્વદેશના હિત માટ, ગણે નહી કીમતી કાયા,
સ્વદેશના હિત માટ, ધરે નહી ધનની માયા:
સ્વદેશના હિત માટ હજારો વેઠે હાનિ,
સ્વદેશના હિત માટ, ન પરવા સુત પ્રમદાની;
સ્વદેશના હિત માટ જે, જિવ જિવને તજીને ગયા
મહાસુખ તે નર મ્હારથી, અવનિપર અમ્મર રહ્
સ્વદેશ સેવા એજ ભલી ભવતારક ભક્તિ,
સ્વદેશ સેવા એજ દિવ્ય ફળદાતા મુક્તિ,
સ્વદેશ સેવા એજ તત્વ ધન ધારી તાણું,
સ્વદેશ સેવા એજ અચળ અક્ષય સુખ સાણું,
સ્વદેશની સેવા થકી, પ્રસન્ન પ્રભુ પણ થાય છે;
મહાસુખ આ મૃત્યુ લોકમાં, ગુણની ગિતા ગવાય

જ્યે દેશનું હિત, બહુ ભણતર તેં ભણીયો,
જ્યે દેશનું હિત, ગણિત પણ તે નર ગણીઓ,
જ્યે દેશનું હિત તે જન્મ્યાં છે નર નારીયો;
મહાસુખ બોજા રૂપ છે, બીજા બહુ બળ ધારિયો.

આ ઠરાવ પાસ થયા પછી બીજા માત્ર ૨-૩ ઠરાવોજ રહે છે, કે જ્હેનું અવલોકન જલદી સમ્પૂર્ણ કરીશું.

## ઠરાવ ૧૨ મો—રડવા કુટવા વિરૂદ્ધ.

હવે રડવા કૂટવાના હાનીકારક રીવાજ વિરૂદ્ધ કાગડાએ ઠરાવ રજુ કર્યો. તેમ કરતાં હેણે જણાવ્યું કે સૌને શીર મરણનો ભય છે, રડનાર પણ રહેવાનો નથી તો પછી રડવાની જરૂર શી રહી ? તેણે ઉમેર્યું કેઃ—

ગરૂડ પુરાણે કરી ગર્જના જણાવ્યું એમ,
આંસુથી અસદગતિ મુએલાંની થાય છે;
શોક કરનાર સગાં શત્રુનું સારે છે કામ,
હિત મરનારનું હિતસ્વીથી હરાય છે;
ગીતામાં ગોવીંદે કહ્યુ દેહ તો છે નાશવંત,
જડમાં શું ઝુરવાનું ગએલું ગણાય છે ?
જેની છે સગાઇ ભાઇ આત્મા તે તો અમર છે;
વ્યાપક વિનાશરહિત કુટવાનું કાંય છે ?
મુઆ તણી પાછળ કુડો છે ચાલ કુટવાનો,
એથી મરનારને અધિક દુઃખ થાય છે;
જીવતોં ન થાય જીવ રાગડા તાણીને રોયે,
રોનારાંની આંખો એ અહાપ થકી જાય છે.
રોનારાં જનારાં પંથ એક સારી આપમંનો,

રૂદન કર્યાથી જીવ જીવતા રિમાય છે,
ક્ષય દમ સ્વાસ કાસ કુરોગ પડે છે કેડે,
હાનીઓ હજાર નફો પાખી નીરખાય છે
કુદી કુદી કુટણામા કેરવાળે કામનીઓ,
કઇક તણા મસ્તક એ ફદમાથી ફુટે છે,
કઇકિના કપાળ ભાગે સૂરમા આણે છે સૂગ,
રૂધીરની ધારાવળી છાતીએથી છુટે છે,
કંઇક ગોરીઓને ગર્ભપાત થાય કુટવાથી,
પછાડો ખાધાથી કેડો કઇક તણા તુટે છે
સુખ મરનારનુ ન પુનરપી દેખે પણ,
આયુષ્યનો તતુ જીવ જીવતાનો ખુટે છે,
રાજીઆ ને છાજીઆનો રોગ તો ન જાય જોયો,
રસ્તામા ચનાવે રામા મોટા મોટા રાગડા,
આસુ વિના ફાંસુ ઢોગ મચાવે છે ઢગ તજી,
સંપી નર નારી કાઢો એ રિવાજ નાગડા,
હિત સાચુ હોય મરનારનુ હૈયામા તો જ,
કરો પુન્ય દાન મેલી આડબરો આઘડા,
કિર્તન કથા ચનાવો જ્ઞાન ઉપદેશ સુણો,
પર ઉપકાર કરી અન્યને આપો ઘડા.
મગાઈ દેખાડવાની ભવાઇ જવા દો ભાઇ,
જયાને જણાવવાની એમા ન જરૂર છે,
ડાપણુ બતાવવાનો દભ તજો ડોસલીઓ,
આવડ બતાવવાનો આડબર કૂર છે,

બાગો હરી મંદીર વકારો નહીં અવરને,
તિરસ્કાર યોગ્ય એ તરૂણીઓનું થર છે;
એક ને અનેક મળી અધં કચરી ન કરો,
દિલાસા આપીને કરો દૂર કલેશ ઉર છે.
રોયે કુટયે પાછાં કોઇ આવ્યાં નથી અવનિમાં,
સાંભળી વિલાપ ન જવાબ કોયે વાળ્યો છે;
છાનાં રાખવાને કોઇ આવ્યા નથી છતા થઇ,
વિશ્વનો પ્રવાહ ચાલતો, તો એમ ચાલ્યો છે;
દયા આવવાની નથી દૈવતણા દીલમાંહી,
ખાપણુ બાંધેલો નર કહો કોણે ખાળ્યો છે ?
અજ્ઞાન આવરણની અમગ ઉપાધિ કરો,
જ્ઞાનદ્રષ્ટિએ વિચારી ટાળો એ ગોટાળો છે.
ભગીરથ ભર્ત જેવા ભુપણ ભુમીના ગયા,
મર્ણને થયા છે શર્ણ કર્ણ જેવા મ્હારથી;
ધરણીમાં ઢળ્યા છે માંધાતા જેવા મહીપતી,
રામ હરિશ્ચંદ્ર નળ સત્યતણા સારથી;
પાંડવ ને કૃષ્ણ જેવા અમર ન રહ્યા અરે,
કેશી કંસ રાવણ પળ્યા છે પરીવારથી;
વિક્રમ ને ભોજ ભીમ ભિષ્મ જેવા ભસ્મ થયા,
નાશ છે નિશંક અંક નામ ધર્યું ત્યારથી.
અલોપ થયા અનંત સંતને મહંત શુદ્ધ,
જ્ઞાની અને ધ્યાની ગુણવંત થયા ગટ છે:
શરા સમશેરીઆએ ડેરાને ઉપાડયા દોડી

જોઈ ઝંપલાયા જુદી જમની ઝપટ છે.
વડા વડા વહાણવટી કોટીપતિ ક્રોડ ગયા,
મોટી માયા મેલી લોટયા વેળુમાં પ્રગટ છે;
કહે મહાસુખરામ કોને કોને રોશો ભાઇ,
જીવ્યાનો ઉધારો પણ જાવાનું તો ઝટ છે.
ત્હેને ભૈરને ટેકો આપ્યો એટલે ઠરાવ પાસ થયો.

## ઠરાવ ૧૩ મો—સ્ત્રીકેળવણી વિષે.

હુમાયુ પક્ષીએ ગંભીરતાથી જણાવ્યું કે, મહાશયો ! આપણે બધા સુધારા તો કરવા ઉભા થયા છીએ પણ આપણામના કયા મરદનું પોતાના ઘરમાં ચાલે તેમ છે ? ઘરમાં કોઈનું ઉપજણ નથી અને ઘર સુધાર્યા વગર દુનીઆ કેમ કરી સુધરશે ? માટે પ્રથમ સ્ત્રીને કેળવવાની જરૂર છે. પોતાના આ વિચારો તે નીચેના રસીલા શબ્દોમાં રજુ કરેછેઃ—

### મનહર.

હુમાયુ કહે છે હર્ષ આણી સુણો હિતેચ્છુઓ,
આપણે અત્યારે આભ ઉકળમાં લીધો છે,
સાગરને ડોળવાનો ડોળ દરશાવ્યો પણ,
ગાગરના નીરનો વિચાર તો ન કીધો છે;
ઉમરો મુકીને દોડયા ડુંગરોને પુજવાને,
વાણીના ધનુષે આજ વિંધ્યાચળ વિંધ્યો છે;
સાહસ કરીને કામ ભારત ઉપાડયું પણ—
પાર પાડનાર ખગ બાજ ઘુડ ગીધો છે !

આરંભમાં શૂર આણી ઉભા તો થયા છે પણ
કોણે પ્રાણ અર્પણનો પ્યાલો ભાઈ પીધો છે?
સુંદરીને પુછી કોઇ સમાજમાં આવ્યા નથી,
કુટુંબ સુધારવાનો પંચ મુકી દીધો છે;
સદન સુધાર્યાં પાળી સુખનો સીમાડો દુર,
અંગભંગવાળાઓમાં કોનો કોડ સીધો છે?
અસ્ત ને ઉદયનો ઇલાજ નિજ આંગણામાં,
પોતે સુધારે તો સુધારાનો પંથ સીધો છે.
ઉલટી ગતિથી ચાલે અબળાઓ આલયમાં,
અભખુ ન માને ઉપદેશ ભરતારનો;
બાધા આખડીમાં બધો દિવસ કુટાય પણ,
ભીતરમાં ભરૂસો ન રાખે કીરતારનો;
ઓરીયાને માટે થાય ગાંડી ગાંડી ગોરીઓ ને,
રૂઢીને આધીન સાર લહે ન સંસારનો;
અજ્ઞાનનું અંધારૂં છે અબળાના અંતરમાં,
જ્ઞાનના પ્રકાશ વિના હેતુ બધો હારનો.
મોટા મોટા મુછાળા ગુચ્છાળા ગુણવાન તણું,
ચક્ષણુ ન ચાલે ચતુરાની આગે પાઇતું;
વક્ષણ તો વિશ્વને સુધારવાનું વાળે પણ,
કામનીને હાથ કુંચી ભોપાળું છે ભાઈનું!
તોપોને તડાકે વાત સભામાં ઉડાવે પણ,
ઘરમાં ગુલામ ચાલે રાજ્ય પોપાબાઇનું;
નર એવા નામનાના બોલનો શો તોલ કહો,
દુકલે બાંધ્યું છે નીર પ્રવાહી નવાઇનું.

લગ્નને પ્રસંગે પુરા પંડિતની પ્રેમદાઓ,
વિવેક તજી બિભત્સ ગીત ઘુમી ગાય છે;
શરમ ન રાખે માત, તાત, ભ્રાત, જાન તાણી,
કુટવાનું શિક્ષણ તો ગોરોમાં લેવાય છે;
દોરાચીઠી મંત્રજંત્ર ભુવા ને ભભૂતવાળા,
ધિનોજા ધિક્કારપાત્ર કુપાત્રો પુજાય છે;
પેચે પેચે પાપ ભરી સ્વામીને વેચે છે સુનો,
કેળવણી વિના કેર ઘેર ઘેર થાય છે.
વરા વરઘોડા બાળલગ્ન ને કજોડાં આદિ,
રૂઢીઓને પોષનાર પ્રથમ છે પ્રેમદા;
સાહ્યક તે ઘાયક બને છે ધર્મ કર્મ માંહી,
પ્રતિકુલ પડી નડે પુરૂષને સર્વદા.
વિદ્યા વિના વિવેક વિચાર ને વિનયતણો,
ઉરમાં અભાવ રહે છતાં રે' જુદા જુદા;
અર્દ્ધ અંગ સડેલાં તે સુધારા શું શકે કરી
કાન્તનું ધારેલું કામની ન થવા દે કદા.
નર કહે નારીઓને બિભત્સ ન ગાશો ગીત,
છમીલી કહેશે ત્યારે છાછઆં શું વાળીએ ?
કાન્ત કહે કુટવાનો છે રિવાજ નાસકારી,
ગોરી કહે ગર્ગોરનાં ગીતડાં શું ગાઇએ ?
સ્વામી કહે સભામાં હું સોગને બંધાઇ આવ્યો,
નારી કહે નવરાની નિશાની એ ન્યાળીએ.
સદનમાં સાત મત, કુટુંબમાં કોટી મત,

અર્ધદગ્ધ આપ શું સમાજમાં ઉકાળીએ?
પ્રતિકૂળ પ્રેમદા એ પ્રથમ છે પાયો પોલો,
ભામનીઓ અભણ એ ભાઇ મોટી ભૂલ છે.
જહાં સુધી ધરા છે અશુદ્ધ બાધવાળી પ્રિય,
તહાં સુધી સુધારાની ધારણામાં ધૂળ છે,
વિના હથીઆરે હામ સમરમાં ઝુઝવાની,
ઉદર ચોળીને ઉપજાવવાનું શૂળ છે.
કંચનના થાળમાં ન દીપે મેખ લોહ તણી,
સદનમાં સળો એ તો આપદા અતુ'પ છે.
સુંદરીને શિક્ષણ એ રક્ષણ છે સંતતિનું,
વિદ્વાન વામાંગી તે શોભાવનારી ફૂળ છે,
નારીઓ ન માને ભૂલ નવાણુની સોમાં ભાઇ,
પાવક પ્રત્યક્ષ પ્રેમદા જે પ્રતિકૂળ છે,
માટીની દિવાલ નિરમાલ્ય ટાપટીપવાળી,
આરસની અટારી એ ઉપર અમૂલ્ય છે,
વડી વડી વાતોએથી વિરામ ન મળે વીર,
સુંદરીને સુધારો એ સુધારાનું મૂળ છે.
પ્રથમ સુધારો મન પોતે મિત્ર પોતાતણું,
જ્ઞાન આપી ગોરીઓઓને પછી માંહી ભેળવે
દેહને દિપાવો સત્ય સુનીતિ ને સંપ થકી,
કેળવણી આપી નિજ કુટુંબને કેળવો.
ઉપદેશ ઔષધીથી વ્હેમના વિકાર હરી,
ખરો સુખ ખાનીનું ખચાવી માયા મેળવો.

પછીથી સુધારો સમાં સ્નેહી મિત્ર મંડળને,
ફુલી ફુલી ફોગટ ફજેતીને ન ફેલવો.
કેસરીનો વેશ ધરી ગર્ધવ ઘુમે તથાપિ,
ભીતિ રાખી ભિતરમાં ડાચે જોર મારશે;
દંત જુદા ખાવા ને દેખાડવાના રાખે ગજ,
પરદ્વારે પનોતો શું કુચ્છ અર્થ સારશે ?
સંત બની બગલો બેસે છે સરિતાની તીરે,
દેદારનું કંકણ બીલાડીબાઇ ધારશે ?
ઝડપે ઝનાય તેને સ્વર્ગમાં ચડાવે સીધો,
એવા એવા દાંભિકો શું જ્ઞાતીને ઉધારશે
સાચા વિના કાચાથી ન સરે કામ સુધારાનું,
અખાડા કર્યાથી કુડી રુઢીઓ ન વામશે;
ઔપંર આરોગ્યા વિના વ્યાધી ન વિનાશ થાય,
ઉદય ઉદ્યોગ વિના જાપે કેમ જામશે ?
મરજીવા બની મહાસાગરમાં પડે તેહ,
મોતી મોંઘા મુલના તે આણુ સાટે પામશે;
એકથી અનેક અને અનેકથી એક નથી.

એક શૂરવીર ભૂમી સમર ગાજને પણ,
બહુ મળી બાપલાઓ બાપ રે પોકારે છે.
જેના અંતરમાં સહતંર સ્વજ્ઞાતિહિત,
ચિત્તમાં તે દાઝ નિજ બંધુઓની ધારશે;
અહોનિશ તનમન અર્પણ કરીને એજ,
પોતાના દષ્ટાંતે આખી જ્ઞાતિને સુધારશે;
આરંભેલુ કાર્ય નહીં વિઘ્નથી વહેતું કરે,
અડગ રહીને તીર નિશાને ઉતારશે,
આજારીને ધીરે ધીરે આરોગ્યતા આપે વૈદ્ય,
અમર ચહાડી એમ કુધારા સહારશે.

હુમાયુના આ છટાદાર ભાષણને સૌએ તાળીઓના અવાજથી વધાવી લીધુ. આ ઉત્તેજન જોઈ પોપટજી વિદ્યા વિષે બોલવા ઉઠયા.

## ઠરાવ ૧૪ મો-વિદ્યા વિષે.

પોપટજીએ દરખાસ્તનું સ્પષ્ટીકરણ કરતાં સર્વ સુધારાના મૂળ તરીકે વિદ્યા અથવા કેળવણીની જરૂર સમજાવી. વિદ્યાથી આબાદ થએલા યુરોપ—અમેરીકા અને જાપાનના દાખલા આપીને તેણે કેળવણીની જબરી હિમાયત કરી.

સુતા શારદાની કળા દામ બુદ્ધિ,
પધારે તહાં ના ટકે કો વિરોધી;
રમે સંપ ઉદ્યોગ ને જપ સાથે,
હરે ભૂક્તની હાનિને ગ્લાનિ હાથે.
વસે ભારતી ત્યાં ખસી લક્ષ્મી આવે,
હસી હુન્નરો હાજરીમાં સુહાવે,

રવિ જ્ઞાનનો પૂર્ણ તેજે પ્રકાશે,
ટળે દુઃખ દારિદ્ર જ્યાં એ નિવાસે.
મનાવો તમે ટેકને તાન આણી,
સુઝ્યો સ્વાર્થ એ છે ઉદેની નીશાની
બનો ભારતીના હવે ભક્ત ભાઇ,
પ્રભુતાઇ તો શારદામાં સમાઇ.
પુજે ભારતીભક્તને ભૂપ ભોગી,
પુજે ભારતીભક્તને પૂજ્ય જોગી;
ભજે રંક તો તે બને છત્રધારી,
અવિચ્છિન્ન આનંદ એ આપનારી.
જુઓ ભારતીભક્તનાં કામ કોડે,
રૂડી રેલવે તે વિના અશ્વ દોડે;
વિલોકો વળી તાર કેરા તમાસા,
વણાએ સકંચે ખરાં વસ્ત્ર ખાસાં.
તમે શિક્ષણો બાળને આપી એવાં,
સુભાગી બનો જ્ઞાનનું દાન દેવા;
ચહો ચિત્તમાં સ્થાપવા શુદ્ધ શાળા,
રૂડી આપશે આશિષો બાળ બાળા;
ઉંચુ ઉમદા બાળકો જ્ઞાન પામે,
કુવ્યાધિ રૂપી ત્યાહરે વ્હેમ વામે;
ટળે કુમતિ ક્લેશકારી કુધારો,
ફળે શારદા અંતરે એ ઉતારો.

એટલે સુધી ભાષણ આપ્યા પછી
ઓને બરાબર રસ પડયો છે, માટે હવે !

ઠીક તડાકા પાડશે ! તેથી તેણે ફંડની હીમાયત શરૂ કરી કે:—

કરો ફંડ નાણું યથાશક્તિ આપી,
બચાવો કુધારા તણા ખર્ચ ખાંપી;
શ્રિમંતો ધિમંતો મળ્યો યોગ સારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
ઘણા ખર્ચ ખાંતે ઉડાંઉ કરો છો,
ફુગી ફાળ લાંબી અલેખે ભરો છો;
ચુકો ના સીધો સ્વાર્થ છે જ્યાં તમારો,
વિરા બીજ વાવો ઉગે ત્યાં હજારો.
વડું દાન વિદ્યા તણું વિશ્વ માંહી,
પદાર્થો રહ્યા પાંચ એમાં સમાઇ.
'ભિખારી-જ્હરો'ડો કરો ના નકારો,
સુધારો થવા શુદ્ધ વિદ્યા વધારો.
જવાનું જશે દ્રવ્ય તો એમ જાણી,
કરો નામના સંગ એ છે કમાણી;
નહિ વૈભવો આવશે આ મસાણે,
ટકે ધર્મ તે બાંધી લ્યો બધુ ટાણે.
નહિ વાપરે વિત્ત જે શુદ્ધ કામે,
ઘશો હાથ રે'શે જશે તે કુઠામે;
કરી લ્યો કમાણી પુરી આ પ્રસંગે,
કરો પ્હેલ આ રેલમાં તો ઉમંગે.
કદી દામને મેલશો આપ દાટી,
અમોલા જવારો થશે દ્રવ્ય માટી;

ખરી આવશે ખાધ કે કાં લુટાશો,
થવાનું થશે ના વિરા રે વવાશો.

શુકજીના ભાષણથી શૂરા બનેલા પક્ષીઓ કેળવણી માટે ફંડમાં ડબોડબ રૂપીઆ ભરવા લાગ્યા. તેઓએ પોતાનાં મન મ્હોટાં કરીને કૃપણતાને કાપી જ નાખી. ગરૂડે ગર્જના સાથે પુરા પંદરસો રૂપીઆ ભર્યા; અનંગે અગીઆર સો, હંસે હજાર, મોરે આઠસો મંડાવ્યા. કોઇ ૫—૫૦, કોઇ ૧૦—૨૦ ની ચીઠીઓ મોકલતા અને કોઇ નોટોની નોટો જ મોકલતા ! આ રૂપીઆની રકમો નોંધનારાઓ હર્ષમાં તણાવા લાગ્યા અને ત્હેમના અવાજ પણ બેસી ગયા ! દેખાદેખીથી પક્ષીઓ તો રકમો ઉપર રકમો ભરાવા લાગ્યા અને નાણાનો વરસાદ મુશળધારે પડવા લાગ્યો. કેટલાક કંજુશ કાકાઓ આ વખતે લઘુનીતિનો ઢોંગ કરી બાહાર ગણી ગયા હતા, કેટલાક નામ માટે રકમો ભરાવતા પણ તે રકમો રોકડી પરખાવવાની બાધા તે જ વખતે કરી લેતા હતા !

ઉત્તેજન પામેલો શુકો પાછો પુલ્પીટ પર આવી શ્રોતાઓને પાણી ચ્હડાવવા બોલ્યો કેઃ—

શુકો કહે શાબાશ, ખરા ખોટાની કસોટી;
જે ધારે તે કરે આપણી ગ્નાતિ મોટી.
ટીપે ભરાય તળાવ, કાંકરે પાળ બને છે,
કણ કણથી મણ થાય, તાંતણે વસ્ત્ર વણે છે;
પાઇ પાઇ કરતાં પ્હાડ, દ્રવ્યનો થાય અધાર્યો;
અવસર આવ્યો સરસ, બજાવ્યો ધર્મ તમારો.

પછી ગીધ ગર્જના કરવા લાગ્યો, હોલો ચોતરફ કાગળના કકડા લઈને ફરવા લાગ્યો, બાજ પ્રતિબોધ કરવા લાગ્યો અને પેલો પારેવો કુદવા લાગ્યો. સમળી સૌને "સાબાસ—સાબાસ" કહેવા લાગી.

પરંતુ આ બધી ગરબડ એક વિચિત્ર સવાલ નીકળતાં શાંત થઈ ગઇ. સભામાંથી એક અવાજ નીકળ્યો કે "આ ફંડનાં નાણાં લઇને મુકશો ક્યહાં ?"

આ સવાલ વાંધાવાળો હતો તેથી ગરમાગરમ તકરાર ચાલી. કવિ જુદા જુદા પક્ષીઓની લાયકીના સંબંધમાં લખતાં જણાવે છે કે:—

કો કહે હાજર હંસ, કરે છે લેખાં લાખે;
કો કહે ગીધ ગૃહસ્થ, સર્વ સંતોષે શાખે.
કો કહે સારસ તણી, શ્રેષ્ટ શાહુકારી મારી;
કો કહે વાયસ વિમળ, વાસના ખુબ વિસ્તારી.
જેને ફાવ્યું જેમ, તેમ સૌ પક્ષી બોલ્યા;
કોય ચઢયા નગ શૃંગ, ખીણુપતિ કોઇએ ખોળ્યા.
કોરા આગળ કુદયા, દામથી ફાટગા ડોળા;
લીલાને નહી લોભ, ભેદ નવ સમજ્યા ભોળા.
નાણાં કરવા હાથ, ગુપ્ત ગબડાવ્યા ગોળા,

દામ બેટમાં મુકયા, સબળ સાગરની ચોકી;
બેઠા બગલો બાજ, પંથ તસ્કરના રોકી.
સર્વ સભા થૈ શાન્ત, સલામતિ વસુની જોઇ;
ભય ભાગ્યો મહાસુખ, મહાજન ઉપર મોહી.

હવે અનલ પક્ષીના મ્હોંમાં કવિ " સો :વાતની એક વાત " બોલાવે છે. કેઃ—

### મનહર.

અનળ કહે છે અધુરૂં ન રહ્યું હવે કાંઇ,
પ્રેમનો વધારો હવે પક્ષીઓમાં જોઇશું;
લંકા કેરી લાડણી ને લાહોરનો લાડો મળ્યો,
કર્મના સંયોગે ગીત ગાઇશું કે રોઇશું;
નવા નવા નગર નિહાળીશું પરાયે નાણે,
નવા નવા નિત્ય પ્રતિ ભોજન તો ખાઇશું;
લોકમાં ગણાઇશું હિતેચ્છુ આખી નાત તણા,
આલમમાં સાક્ષરને નામે ઓળખાઇશું.

ભાષણો પુરાં થયાં. જૂદા જૂદા અમલદારોના ઉપકાર મનાયા અને હવે છેવટે પૂર્ણાહુતિ કરવા પ્રમુખ સાહેબ ઉભા થયા. તેમણે ઘણો વ્યવહાર બોધ આપ્યો કે —

નહોતો સ્વપ્ને જે આભાસ, ભાળ્યો ભવ્ય પરમ પ્રકાશ;
ઉગ્યું પૂર્વનું તે પુન્ય, ધારી ધર્મ ઉપર ધુન્ય.
જોતાં આજ સહુનાં ઉર, છે આનંદથી ભરપુર;
કરવા દુઃખદ ધારા દૂર, અત્યારે દિસો આતુર.
પણ આરંભમાં જે હર્ષ, થાતાં પ્રતિ રહે ઉત્કર્ષ;
તો તો ધર્યા ધંધ પ્રમાણ, નહિ તો હાસ્ય સાથે હાણ.
હૃદયે હામ ધરિ હમેશ, મચશો તો જશે સૌ કલેશ;
થાશે જગતમાં જયકાર, સુખ રૂપ નિવડશે સંસાર.
પણ સમશાન કેરૂં જ્ઞાન, ભાળે શમ તહાં લગિ સાન,
આવે સદન પામે નાશ, એનો એ રહે અભ્યાસ.
એથી દુખ દબાવે કોક, બમણો હર્ષથી છે શોક;
કીધા ફંદ તે સૌ ફોક, દે ધીક્કાર લાયક લોક.
માટે પરહરો એ રીત, રાખો મચ્છ જળની પ્રીત;
હૈયામાં વધારી હામ, પાડો પાર ધાર્યું કામ.
મુકી માન ને અપમાન, રાખો હૃદય હેતુ ભાન;
નિંદા સ્તુતિની દરકાર, તન ધરશો નહિ તલ ભાર.
પગલાં પ્રથમ ભરીને આપ, પાડો અન્યને ઉર છાપ;
દુખથી ડગી ન રહો દૂર, તો સંપજ થશે સુખ સુર.
સારાં કામમાં મો વિઘ્ન, નાખે નીચ ખળ જન ભગ્ન;
ટાળીને તરો તે નીર, ધારી ધર્મ દ્રઢતા ધીર.
શૂરા સર્વ જગને માન્ય, જીવન શૂરનું જ પ્રમાણ,
કાયરનું નહિ કલ્યાણ, હોયે હર્ષ માટે હાણ.

જો રહે અડગ ધારી ટેક, તો ભારે હજારે એક;
એવા હોય પુરા પાંચ, તો આવ ન રતિએ આંચ.
મહાદ્વિજ મળ્યા અહીં અગણિત, સૌનું હોય સરખું ચીત:
તો બેડો પડે સૌ પાર, થાતાં ઉદય ન ભળે વાર.
ભિન્નતા એજ છે અભિમાન, દુખનું મુળ છે અજ્ઞાન;
આળસ અસ્તનું છે અંગ, તજવો સદ્ય તેનો સંગ.
સૂચી સુખદ સરસ પ્રસંગ, રાચો ભ્રાતૃહિતને રંગ;
શાન્તિ સહનતા ને શીલ, વાણી સ્પષ્ટ સ્વચ્છ સ્વદીલ.
વર્તન ને વિરત્વ વિવેક, વિદ્યા બુદ્ધિ સાહમ ટેક;
ઉત્તમ જ્ઞાન શુભ આચાર, સુખ સંતોષ સંપ વિચાર.
ઉર ઉત્સાહ પર ઉપકાર, એ છે ઉદય કેરાં દ્વાર;
ગ્રહે જો ઘટ વિશે ગુણવાન, ઉન્નતિ આપશે ભગવાન.
દેવા દુષ્ટ રૂઢીને દંડ, ઉદ્યમ આગરો જ અખંડ;
દિલમાં જાણી દીનની દાઝ, દોડો કુમક કરવા કાજ.
સ્થાપો સુમતિ કેરું રાજ, શોધો સુખ તણા જે સાજ,
બોધો બાંધવોનો સાથ, હેતુ પુનિત કરવા હાથ.
ધારો ધર્મ કેરો ધંધ, તોડો બેડીઓના બંધ;
સ્થાપો ગ્રામગ્રામ સમાજ, સુખદુખ જાણવાને કાજ.
રાખો પત્રના વ્યવહાર, દોડો વિપત સમયે વ્હાર:
આપો લ્યો પરસ્પર લ્હાવ, વાધે એમ ભ્રાતૃભાવ.
કાપી ઝેર વ્હેર કુકેર, હરવું અજ્ઞ નગ અંધેર;
સેવા જ્ઞાતિની સુખકાર, કરવી એજ જીવન સાર.

પછી ઇષ્ટ દેવની જય બોલાવીને પક્ષીસમાજ બરખાસ્ત થાય છે.

અહીં અબાનો હેવાલ પુરો થાય છે. પછી કવિ બારેક લીટીમાં પાંચ વર્ષનો ઇતિહાસ લખતાં જણાવે છે કેઃ—

ઉડયાં પક્ષીઓ આકાશ, માંડયો મૂગ કુગ અભ્યાસ !
ધારા રહ્યા કાગળ માંહ્ય, સૌકો બન્યા મનના રાય.
ધાર્યું ધૂળ મળીયું સર્વ, હલ્યું ઉંજાણીનું પર્વ !
ખરચ્યું ધન ગયું બરબાદ, દિહો ચાર ઘડીનો ચાંદ !
ફાટયું પક્ષીઓનું પેટ, નાણાં રહ્યાં સાગર પેટ !
યાદ કરે ન કોઇએ ઉર, ડહાપણ કરે રહીને દુરઃ
કથળ્યું સર્વ ધાર્યું કાગ, હાર્યા હીજ ઉરની હામ;
વ્યાપી ઘોર નિદ્રા આમ, શાન્તિ શાન્તિ મહાસુખરામ !
જારી રહ્યા એવા હર્ષ, પુરાં પ્રગટ પાંચ જ વર્ષ;
છકે ગયા છટકી છેક, ઉભું સ્થાન ન થયું એક.
વાગે ઉડયા સર્વ વિચાર, મંત્રી ના કરે ઉચ્ચાર:

# 'जैनसमाचार' ना एक खेरखांह देव थया.



## લુધીઆનામાં મહાપુરૂષ શ્રી મુલતાનચંદજી મહારાજનો સ્વર્ગવાસ.



### ત્હેમણે દેવ થયા પછી પ્રેરેલા વિચારો.



### 'जैनसमाचार' ना दोष बतावी ते सुधारवानो रस्तो सूचवनार एकनो एक साचो मित्र.

---

પંજાબ, માળવા, મારવાડ તથા દક્ષિણમાં વિચારક્રાન્તિ ( *Revolution of Thouhts* ) ઉત્પન્ન કરવાનો વગર ખર્ચનો સૂચવાયલો રસ્તો.

---

ગઇ તા. ૨૬ મીએ 'જૈનસમાચાર' ઑફિસે પોતાનો એક સાચામાં સાચો ત્યાગી ખેરખાંહ ગુમાવ્યો છે. હાડ-માંસના પીંજરામાં

ગોંધાયલો એક આત્મા, દશ્યમાન મિત્ર, મુરબ્બી અને શુભેચ્છક તરીકે કામ કરતો દેખાતો બંધ થયો છે. પંજાબે ઉત્સાહની જ્વાળા જેવા એક મહાત્માને ગુમાવ્યો છે. જુન મહિનાની ૨૬ મી તારીખે શ્રી સાધુમાર્ગી જૈન કોમનો ઉગતો રવી અદશ્ય થઈ ગયો છે. મહાત્મા શ્રી મુલતાનચંદજી કે જેમના સમ્બન્ધમાં અસ્પષ્ટ ઇસારા અગાઉ ૨–૩ વખત મ્હારાથી આ પત્રમા કર્યા સિવાય રહી શકાયુ નહોતું તેઓ તે દિવસે (આપણી સાદી ભાષા કે જેમાં સંપૂર્ણ ગુઢાર્થ છુપાયલો છે તે સાદી ભાષામાં કહીએ તો) 'દેવ થયા' છે. હા; આઠ વર્ષથી શારીરિક વ્યાધિથી પીડાતા તે 'નર' 'દેવ' થયા છે અને દેવ તરીકેનુ પારખું પણ તેઓ આટલી ટુંકી મુદતમાં આપી ચુકયા છે.

સેંકડો મુનિવરોના સહવાસમાં આવ્યા છતાં મ્હારા હૃદયપર ઉંડી છાપ બેસાડવા કોઇ શક્તિમાન થયું હોય તો તે 'ત્રણ રત્નો' જ છે, કે જેના સમ્બન્ધમાં મ્હારા 'જલંધર કૉન્ફરન્સ અહેવાલ' માં હું ઇસારો કરી ચુકયો છુ. એ ત્રણ પૈકી આ એક રત્ન પહેલા કરતાં વધારે જોશથી પ્રકાશવા ગયા રવીવારે રવીની સોબતે ગયું છે. ( આ હું શનીવાર તા. ૨ જી જુલાઇની રહવારે લખુ છું. ) મ્હારો ત્હેમના પ્રત્યે આટલો બધો 'પ્રેમ' કેમ હશે, એમના સ્વર્ગવાસના ખબર આપનારા આ અંકને સોનેરી સાહીથી છાપવા સરખું અને એકજ બાબત સિવાય બીજી કોઇ બાબતને એ અંકમાં જગા આપવા લાયક નહિ ગણવા સરખું અસાધારણ પગલું ભરવું મ્હેં કેમ પસંદ કર્યું હશે એ પ્રશ્ન ઉદ્ભવવા ..ગ્ય છે, પરંતુ એ પ્રશ્નનો ખુલાસો હું આપું તે કરતાં તે મહા-

આએ પોતાના પ્રેમપાત્ર પાંચ લાખ માણસોના હિતાર્થે શું કર્યું છે ત્હેના હવે પછી અપાતા ટુંક અહેવાલને જ જવાબ આપવા દઇશું તો ઠીક પડશે.

પૂજ્ય શ્રી અમરસિંહજી મહારાજની સંપ્રદાયના આ મહાત્મા જ્ઞાનપ્રાપ્તિ માટે સતત પ્રયાસમાં લાગી પડયા હતા. ત્હેમના ગુરૂના શિષ્યોને ભણાવવાનું કામ પણ તેઓ કરતા અને જૈનધર્મનાં, વેદાંતનાં અને બીજાં પુસ્તકોના અભ્યાસમાં પોતે લાગ્યા રહેતા. પેપરોનો શોખ ત્હેમને ઘણો હતો; એટલો બધો કે હિંદી અને ઉરદુ ભાષામાં નીકળતું કોઈ પણ પેપર એમના વાંચ્યા વગર નહિ રહ્યું હોય અને પાછળથી 'જૈનસમાચાર' વાંચવા ખાતરજ ગુજરાતી ભાષાનો અભ્યાસ કરી ઘણાં ગુજરાતી પેપરો વાંચતા. 'જૈનસમાચાર' અને 'જૈનહિતેચ્છુ' તો હમેશ-ઠેઠ આખેરી મંદવાડ વખતે પણ પાટ નિચે જ રાખતા અને એકેક શબ્દના ગુપ્ત આશયોની યાદી કરતા તથા વ્યાખ્યાનમાં તે મુદ્દાનો ઘણી વખત ઉપયોગ કરતા. સ્મરણશક્તિ ત્હેમની એટલી તીવ્ર હતી કે આ લેખનાર સાથે થયેલી બન્ને મુલાકાતો વખતે ત્હેમણે 'જૈનસમાચાર'ના જુના અંકો પૈકી અમુક તારીખના અંકના અમુક પૃષ્ટ પર અમુક બાબત છે એમ કહી અનેક ચર્ચાઓ કરી હતી. તેઓ ઘણાજ શાન્ત હોવા છતાં દેશકાળ જોઇ ગરમ વિચારોને વધારે ચાહનારા હતા અને લુધીઆનામાં ત્હેમની આઠ વર્ષની લાંગી માંદગી દરમ્યાનમાં સંઘમાં થયેલી જાગૃતિ ત્હેમના ગરમ ઉપદેશને જ આભારી હતી. રતલામમાં ચાલતી જે જૈન ટ્રેનીંગ કૉલેજને ખુદ રતલામના શ્રીમંત અને બહોળી સંખ્યા ધરાવતા સંઘ તરફથી પણ મહિને દશ રૂપીઆની

આવક નથી તે ટ્રેનીંગ કૉલેજને સામાન્ય સ્થિતિના ૫૦ —૧૦૦ ઘર ધરાવતા સુધીઆના સંઘ તરફથી દર મહીને ત્રીસ ત્રીસ ચાલીસ ચાલીસ રૂપીઆની રકમ મળતી આવી છે તે એ જ કૉન્ફરન્સની સ્ટીમના ધક્કાનું પરિણામ છે. જલંધર કૉન્ફરન્સ વખતે એક યુવાન શ્રાવકે કૉન્ફરન્સનું કામ સમાપ્ત થયા પહેલાં પાછા ફરી મહારાજશ્રીની મુલાકાત લીધી ત્હારે સવાલ પૂછાયો " કેમ આટલા જલ્દી પાછા ફર્યા ? " જવાબ મળ્યોઃ " લાગણી વગરના બુઢા લોકોનું કામકાજ જોઇ મ્હને ખેદ થવાથી પાછો ફર્યો. શ્રીમતો પણ આપવા ખાતર નહિ પણ કાંઇક લેવા ખાતર ( માન મેળવવા ખાતર ) આવના હોય એમ મ્હને જણાયું. " થોડી વાર મૌન રહી મહારાજશ્રીએ કહ્યું. " અને બધા નરકે જવા તૈયાર હોય તો ત્હારે પણ નરકે જ જવું કે ? પથ્થરના દેવની યાત્રા કરતાં તો જીવતાં દેવોની યાત્રા ગમે તેવી પણ ઠીક હતીને ? પથ્થરના દેવની યાત્રા પાછળ શ્રદ્ધાળુ ભકનો લાખો રૂપીઆ ખર્ચી નાખે છે અને ત્હમને ચેતનની યાત્રામાં કશું ખર્ચ કરવાનું મન ન થાય-દેવને કશો 'આત્મભોગ' આપવાની ઇચ્છા ન થાય એ ત્હમારી 'લાયકાત' નું માપ છે! ત્હમારી પેઠે બધા 'સાપને ઘેર સાપ પરોણા' જેવું કરે તો એવી એવી પણ કૉન્ફરન્સ જોવાનો વખત હવે પછી મળે નહિ. " આ અગ્નિ તે યુવાન હૃદયને પીગાળવા પુરતી હતી. ત્હેણે તે જ ક્ષણે કૉન્ફરન્સ ઑફીસ પર તાર કર્યો કે મ્હારી અમુક રકમ ટ્રેનીંગ કોલેજ ફંડમાં સ્વીકારજો ! બી વાવ્યું અને તરત ફળ ઉગ્યું ! આ અમર ત્હેમના વિચારબળની હતી એમનું વિચારબળ-મનોબળ એટલું તો ગહન હતું કે વર્ષો થયાં બીમારી ભોગવતાં, ગળાની નસો પણ ફુલી જવા છતાં, પેટ અને છાતીની

અતુલ વેદના છતાં મરણુ સુધી ત્હેમણે હાય કે વોયનો ઉચ્ચાર નં કરતાં જૈન સંઘની ઉન્નતિ કયે રસ્તે થાય એ સમ્બન્ધી વિચારોમાં જ પોતાના મનને ઉદ્યમી રાખ્યું હતું.

એમના વિચારબળે અને જૈનસંઘને તારવાની એમની તિવ્ર અભિલાષાએ ત્હેમના દેહ થયા પછી મ્હને કેવી રીતે ખબર કરી તે કહી બતાવવાનો હું અત્રે પ્રસંગ લઇશ. આવી વાતો જાહેર પેપરમાં છપાવી જણાવવી જોખમભરી છે તે હુ સારીરીતે સમજું છું; પણુ મ્હને જે કાંઇ લાગ્યું તે કહી બતાવવા અચકાવાનું કાંઈ કારણ હું જોતો નથી મ્હને આજે જે કાંઈ લાગ્યું છે તેવુ બીજા ઘણાને જૂદા જૂદા જમાનાઓમા લાગ્યું હશે જ અને આજ પણુ ઘણાને લાગે છે તથા ભવિષ્યમા લાગશે.

મ્હને ત્હેમના દેહ થયાના ખબર તાર દ્વારા નહિ પણ પોષ્ટ-દ્વારા મોકલવામા આવેલા હોવાથી ગયા ગુરૂવારે તે પહોચ્યા; તે પહેલાં મ્હને તે બનાવના સીધા કે આડકતરા સમાચાર કોઇ સ્થળેથી મળ્યા નહોતા, તો પણુ રવીવારથી ગુરૂવાર સુધીના દિવસોમાં મ્હારા મગજમાં જે વિચારોનો જથ્થો ધસતો અનુભવાયો હતો એ પરથી કાંઇક અવનવા બનાવનુ **અનુમાન** તો કરી શકાય ખરૂં, જો કે તે ગુરૂવાર સ્હવાર સુધી એવું અનુમાન પણુ સૂઝયું ન હતુ. પરન્તુ ગુરૂવારે આ બનાવના ખબર મ્હને મળતા જ, રવીથી ગુરૂવાર સુધીના દિવસોમાં પ્રેરાયલા વિચારો અને રવીવારે બનેલો બનાવ એ બેનો સમ્બન્ધ હું અટકળી શકયો. એ દેહ થયેલા આત્માએ પોતાના અહીંના અધુરાં રહેલા કામને પુરૂં કરવાના ઇરાદાથી મ્હને મળવા ધારેલું હોય અને હજી તે સ્થિતિમાં પોતે નવા જ દાખલ

થયેલા હોવાથી સ્થૂલ રૂપ લેવાનું ( materialisation ) ન બની શકવાથી માત્ર વિચારો પ્રેરવા રૂપે જ પોતાનું સ્થિત્યંતર જાહેર કરવાનો આ રસ્તો લીધો હોય.

રવીવાર રાત્રીના ત્રણ વાગ્યાના સુમારે મ્હારી નિદ્રામાં ભંગ પડ્યો હતો અને મ્હને અનેક વિચારોએ ગુંગળાવી નાખ્યો હતો. " પંજાબ પ્રાન્તિક કૉન્ફરન્સની બીજી બેઠકનો વિચાર કેમ કોઇને સુઝતો નથી ? પંજાબીઓ શું માત્ર વાતે જ વડા છે કે ? ત્હારે પણ હરામનું જ માનપાન લેવું છે કે કાંઇ આ રસ્તે ઉદ્યમ કરવો છે ? " આ વિચારો અને એ વિષયને લગતા અનેક તર્કો ઉભરાવા લાગ્યા. મ્હેં નિદ્રા લેના ઘણી કોશીશ કીધી, જે સર્વ વ્યર્થ ગઇ. બીજે દિવસ સ્હવારથી સાંજ સુધી હું પ્રેસ કે પેપરના કામમાં લક્ષ લગાવી શકયો નહિ. મન ગભરાયલું જ રહ્યું અને અસ્પષ્ટ વિચારોએ મગજમાં ધમસાણ મચાવી મૂક્યું. તે રાત્રીએ નદી કિનારે ફરવા ગયો, જ્યહાં અંધકાર અને એકાંતમાં ફરી વિચારોએ મ્હારો કબજો લીધો, પરન્તુ આ વખતે તેઓ વધારે સ્પષ્ટ રૂપમાં હતા. જેમ કોઇ કૃપાળુ ગુરૂદેવ મ્હોં સંતાડી અંતરીક્ષથી પણ તદન સ્પષ્ટ શબ્દોમાં હિતશિક્ષા આપતા હોય તેમ તે વિચારો મ્હને પોતાને જ ઉદ્દેશીને કહેવા લાગ્યા: " શું ત્હારે આ મગતરા તુલ્ય સેવામાં જ જીંદગી પુરી કરવાનો ત્હેં નિશ્ચય કર્યો છે ? આ પગથીઆ પછીના ઉચ્ચ પગથીએ ચ્હડવાનો હજી વખત થયો નથી શું ? ત્હારા બાંધવો અને બ્હેનોની સ્થિતિ ત્હને આંસુ પાડવા જેટલી પુરતી ખરાબ નથી લાગતી શું ? પુરૂષો અને સ્ત્રીઓ, બાળકો અને બાળાઓ, સાધુઓ અને સાધ્વીઓના આંતરીક ઉદય માટેના ભગીરથ પ્રયાસ કરનારા

પુરૂષોનું ગુપ્ત મંડળ સ્થાપવાનો વિચાર શું સ્વપ્નવત્ જ થઇ ગયો ? એ વિચાર આ ભવ કે બીજા કોઈપણ ભવમાં અમલમાં મુકાવાનો જ હોય તો શું હેને માટે તૈયારીઓ કરવાનો વખત પાકયો નથી ? એ મહાન કામ શું તું એકલો જ ઉઠાવવાની મૂર્ખતાભરી હિમ્મત કદી ધારણ કરી શકશે ? હેને શું ગુપ્ત મંડળના ચાર મેમ્બરોની નિરંતર મદદ ઉપરાંત એકંદર જૈનોની સહાનુભૂતિ વિના કદી ચાલી શકશે ? કદી નહિ; કામ વડે મદદ કરનારાઓ કરતાં **વિચારબળ** વડે—અનુમોદના દ્વારે મદદ કરનારાઓની અસર હેને ફતેહની વધારે નજદીકમાં લઈ જઇ શકશે માટે જો ખરેખર જ કાંઇ સંગીન કામ કરવું હોય તો **લોકપ્રિયતાનો** ખપ કર. અને લોકપ્રિયતા, તદ્દન નિશ્ચય નયને વળગી રહેવાથી મળી શકે ખરી ? જો હિતકર પણ કડવી ટીકાઓ તું અમુક સાધુઓ અને આગેવાનોના સમ્બન્ધમાં કવચિત્ કવચિત્ કરે છે તે કડવી ટીકાઓ **એકવાર** જરૂરની **હતી** ખરી; પરન્તુ **હવે** તે અકાલે છે હેં ઉઠાવેલા કામમાં ત્હારો **આશય** નિર્મલ છે એ બાબતની ખાત્રી લોકોને કય્હારનીએ થઇ ગઈ છે; ત્હારી કલમ લોકહિતના યજ્ઞમાં ત્હારા શરીરને હોમી શકે તેમ છે એ બાબતનો અનુભવ હૃદયચક્ષુવાળાઓને થઇ ગયો છે. પણ હવે તું શાન્ત થા. જેમ સાધુ પુરૂષો ' ગ્રેડ ' અથવા ' ગુણસ્થાનક ' મા ચ્હડતો જાય છે તેમ તેમ ત્હેમના ગુણો-સ્વભાવમાં ફેરફાર થતો જાય છે પોલીસનો સીપાઇ પોલીસ તરીકે જે મીજાજ કરે છે તે જરૂરી છે, પણ તે જ્યહારે ઇન્સ્પેકટર બને છે ત્યહારે તે ગંભીર ' સદ્ગૃહસ્થ ' બની જાય છે. ત્હારે શરૂઆતમાં ' પોલીસગીરી'ની ' નોકરી ' કરવી પડી તે વખતે તીખ્ખા શબ્દો ગમે તેમ

વાપરવા પડે એ વાત જૂદી છે; પણ વખત જતાં ડીગ્રી વધવા લાગે તેમ તેમ ઉંચા 'ગ્રેડ' માં દાખલ થવાથી એ, કામ બીજાને સોંપી ત્હારે માત્ર બીજા સીપાઇઓને માર્ગસૂચન કરવાનું છે. પ્રજાના હૃદય ઉપર એક યા બીજી રીતે કાબુ મેળવી ચુકેલા—એમના માલેક થઇ પડેલા પુરૂષોને માટે કડવી ટીકાઓ કરવાથી તું માત્ર **ત્હારી** જ વિરૂદ્ધ શત્રુઓ ઉભા કરે છે એટલું નથી પણ **ત્હારાં પ્રિય અને લોકહિતકારી પારમાર્થીક ખાતાઓની** વિરૂદ્ધ પણ શત્રુઓ ઉભા કરે છે; એ વાત પર ત્હારે 'મનન' કરવાનું છે. 'ગુણ' અને 'ગુણી' ભિન્ન નથી; 'કાર્ય' અને 'કાર્ય કરનાર' જૂદા નથી. 'કાર્ય કરનાર' ના શત્રુઓ 'કાર્ય' ના પણ શત્રુઓ બને છે, એ વાત જો તું માનતો હો તો જે 'કાર્ય' ત્હને જીગરથી પણ વધારે વ્હાલું છે તે 'કાર્ય' ના દુશ્મનો થતા અટકાવ અને તેમ થશે તો તું ત્હારા માનીતાં 'કાર્યો' ને આબાદ સ્થિતિમાં જોઇ વધારે સુખી બનીશ.

" ત્હને 'મોડરેટ' બનવાની સલાહ ઘણાઓ તરફથી મળી હશે. ત્હેમાં કેટલાકો પોતે જ 'મીઠાની તાણવાળા' હોવાથી એવી સલાહ આપતા હશે, કેટલાકો **પોતાની** સહીસલામતી ખાતર એવી સલાહ આપતા હશે, કેટલાકો ત્હારા સ્નેહી સમ્બન્ધી હોવાથી ત્હારા આર્થિક લાભના વિચારથી એવી સલાહ આપતા હશે. અને તેથી જ એ સલાહો ત્હને ગળે નહિ ઉતરી હોય. પરન્તુ હું જે **આશયથી** હમણાં ત્હને સલાહ આપું છું તે આશય **પારમાર્થિક** છે અને જો **પરમાર્થ** એ જ ત્હારા ઉદ્યમનો આશય હોય તો આ મ્હારી સલાહનો આશય આપોઆપ ત્હેની સાથે 'બની જશે.'

...ds of a feather flock together.

" જનસેવાની શુદ્ધ ઇચ્છાવાળાએ ન્હાની સરખી પણ ભૂલ કરની એ ઘણું જોખમભર્યું છે. બીજાઓની ભૂલ કરતાં **એમની** ભૂલનું પરિણામ ઘણું ગંભીર આવે છે. ત્હારી ભૂલમાં **ઉચ્ચાશયની** સુગંધ હોવા છતાં પણ ભૂલ તે ભૂલ જ છે અને ત્હારો સાચો મિત્ર તે સાંખી શકશે નહિ જ. જે ભાઇઓની 'નોકરી' બજાવવાનો તું ઉદ્યમ કરે છે એમની ભૂલો જો અજ્ઞાનતાને આભારી હોવાનું તું કબુલ રાખતો હો તો એ ભૂલો માટે ઠપકો દેવા કરતાં તે ભૂલો સુધારવાની ત્હેમને સન્મતિ મળે એવી ભાવના ભાવ. બની શકે તો 'જ્ઞાનલવદુર્વિદગ્ધ' મનુષ્યોની ભૂલ વખતે આંખ આડા કાન કર અને એ સિવાયના બીજાઓની ભૂલો વખતે મીઠા શબ્દોમા માર્ગસૂચન કર. અનંત કાળના ભૂલા પડેલાં તેઓ **જરા મોડા** ઠેકાણે આવશે તે માટે ચિંતા ન કર. પણ તેઓ ત્હારી વાત સાંભળવાના જ અખાડા ન કરે એ બાબત કાળજી રાખજે, નહિ તો એટલી દલાલી ગુમાવી બેસીશ. માન કે તેઓ ત્હારા ગમે તેવા નમ્ર શબ્દોથી પણ નથી જ સુધરતા; તો પણ ત્હેમને ત્હારા શત્રુ બનવા ન દઇશ. ત્હેમની **મદદથી** બીજા જાહેર સેવાના કામો થઇ શકે એ વાત દૃષ્ટિ આગળથી જતી કરવા જેવી નથી. માટે ગુજરાતમાં અને કચ્છમા, કાઠિયાવાડમા અને **પંજાબમાં, મારવાડમા** અને **માળવામાં,** દક્ષિણમાં અને **રાજપૂતાનામાં** લોકપ્રિયતા વધાર; મિત્રો અને વ્હાલું બોલનારાઓ વધાર. એ બધા પૈકી થોડાની મદદ અને બીજાઓની શુભેચ્છાઓ વડે તું **વધારે** કામ થોડી મહેનતથી કરી શકીશ. જા, હેર જા, હમણા જ 'સામાયિક' કર, સામાયિકમા મુનિ શ્રી, મા, શ્રી ના દેદાર પર એકચિત્ત બન તેઓ ત ન્હારા તે શુભાશયથી લખાયેલા કટુ વચનોનો સવળો અર્થ લઇ દોષ ભૂલી ગુણ ગ્રહણ કરી

ત્હારા મિત્રો અને શુભેચ્છકો બને છે એમ ભાવના ભાવ. તેઓ ત્હને સલાહ આપે છે અને સલાહ પૂછે છે એવી કલ્પના કર. ત્હેમના ભક્તોને તેઓએ ત્હારા સમ્બન્ધી વિચારો આપવામાં કરેલી ઉતાવળ માટે દીલગીર થાય છે અને ત્હારા સુધારા પર તેઓ ભક્તો સમક્ષ પ્રસન્નતા જણાવે છે એવો ચીતાર ત્હારી દૃષ્ટિ આગળ ખડો કર. તે ભક્તો તે ગુરૂનું વચન માથે ચ્હડાવે છે અને તેઓ પૈકી એક, શાળામાં; એક, અનાથાશ્રમમાં; એક, સ્કૉલરશીપમાં; અને એક, સાધુ-શાળામાં ત્હારી ધારણા કરતાં પણ ચાર ઘણી રકમો ઉલ્લાસથી આપે છે એમ કલ્પ. અને એ પ્રયોગ એક પખવાડીઆ સુધી ચલાવ. બને તો તે તે પુરૂષોના કોઇપણ થોડા પણ ભલા કાર્યની તારીફ કરવાનો પ્રસંગ લે. એક ભલા કાર્યની તારીફ અનેક ભલાં સંતાનો ઉત્પન્ન કરે છે. "

* * * *

હું ઘેર આવ્યો અને સામાયિકની ઇચ્છા થઈ આવી. આસન પાથરી બેઠો. પણ મ્હેં સામાયિક વિધિપૂર્વક બાંધ્યું નહિ. મ્હારી દૃષ્ટિ આસન પાસેના પુસ્તક પર ગઇ અને ત્હેમાંના શબ્દો વાંચવા પ્રેરણા થઇ. ( શું નદી પર વિચારોનો પ્રવાહ મોકલનાર દેવે જ તે કાવ્ય મ્હારો હાથ પહોંચે એટલું નજદીક મૂક્યું હશે ! )

*TALK HAPPINESS. The world is sad enough
Without your woe. No path is wholly rough.

---

* " વાત કરે તો સુખની વાત કર. દુનીઆ એટલી બધી દીલગીર રહે છે કે ત્હેમાં ત્હારા દુઃખના સ્મરણનો વધારો ન કરનો. રસ્તો છેકજ ખડબચડો નથી. સફાઇવાળી અને સ્વચ્છ જગા

Look for the places that are smooth and clear,
And speak of them to rest the weary ear
Of earth; so hurt by one continuous strain
Of mortal discontent and grief and pain.
TALK FAITH, The world is better off without
Your uttered ignorance and morbid doubt.
If you have faith in God, or man, of self,

---

શોધ અને આધિ-વ્યાધિ-ઉપાધિથી લાંબા વખતથી બળી-ઝળી રહેલા મનુષ્ય પ્રાણીઓને એ જમા પર પોતાના કંટાળેલા કાન દેવાનું કહે.

" વાત કરે તો શ્રદ્ધાની વાત કર. તું જે અજ્ઞાનસૂચક શબ્દો બોલે અગર મનમાં સત્ય સમ્બન્ધી સંશયો રમાડયા કરે તે વગર દુનીયાને ચાલી શકશે. જો તું ઇશ્વર પર, કે કોઇ ઇશ્વરતુલ્ય માણસ પર કે આત્મા પર—કોઇ પર પણ-શ્રદ્ધા ધરાવતો હોય તો એ સમ્બન્ધી વાતો કરજે; નહિ તો ત્રણમાંની એક વાતની પણ શ્રદ્ધા આવે ત્હાં સુધી મૌનવતની છાજલીમાં ત્હારા વિચારોને રાખી મુકજે. મૌનથી કોઇને ખેદ નહિ થાય.

" વાત કરે તો તનદુરસ્તીની વાત કર., માણસ જાતનાં દરદો એટલાં જુના વખતથી ચાલ્યાં આવે છે કે, તેઓ એ શબ્દ સાંભળીને પણ કંટાળો પામે છે. 'દરદ' ની વાત શ્રોતાને આનંદ કે સંતોષ આપી શકતી નથી, માટે જ્હારે પણ બોલે ત્હારે ' ખેરીઆત ' બોલજે, " સૌ ખુશીમાં છે " " સૌ સાજુંતાજું છે " એમજ બોલજે એટલે ત્હારા તે શબ્દો ભલા દેવો સાંભળશે અને ત્હારા શબ્દોને ખરા પાડશે. "

Say so; if not, push back upon the shelf
Of silence all your thoughts till faith shall come.
No one will grieve because your lips are dumb.
TALK HEALTH. The dreary never-ending tale
Of mortal maladies is worn and stale;
You cannot charm or interest or please
By harping on that minor chord, disease.
Say you are well, or all is well with you,
And God shall hear your words and make them true.

ત્રિવિધપૂર્વક સામાયિક નહિ આદરતાં માત્ર આ શબ્દો ઉપર ધ્યાન ધરવામાં જ મ્હેં અડધોએક કલાક વ્યતીત કર્યો અને પછી આરામ કર્યો. રહવારે સાઇકૉલૉજી ( psychology ) અથવા માનસ શાસ્ત્રનું પુસ્તક વાંચતાં રાત્રીની પ્રેરણાઓનો કાંઇક ખુલાસો થવા લાગ્યો; તેથી પુસ્તક વાંચ્યાં જ કર્યું. જાણીતી વિદુષી બાઇ મીસીસ બિસાંટ હેમાં લખે છે કે—

"The next stage is that by changing the balance between the muscular and the nervous systems a little, you can sometimes obtain a greater keenness of vision, or a greater delicacy of hearing, than is normal to the individual. Where the person is in strong and

robust health, he will be blind and deaf to these delicate vibrations. Supposing the muscular strength diminishes and a tension is put upon his nerves, either deliberately by artificial action, such as fasting—a favourite way in the Middle Ages-which lowers the bodily vitality and tends to make the nerves more sensitive; or accidentally, as in cases of nervous tension, either by mental worry or in any other way. Under these conditions a partial clairvoyance will show itself, which decreases when healthier conditions are recovered. An old friend of mine, a materialist, was rather remarkable in this way for her occasional clairvoyant sight—remarkable because she remained a materialist in spite of it. If she were very anxious, worried, over-worked, or a little ill, she would find herself seeing where, as she said, there was nothing. She saw in a very peculiar way a friend of hers who had lately passed over. She saw what we call the "etheric double," and she described exactly the disintegration the etheric double undergoes as the physical body decays, so that anyone knowing anything

about the break-up of the etheric double could trace from her description what she had seen. At the time, I had nothing by which to explain these facts, but later on I came to understand what it was she had seen. Another of her experiences was one concerning a man she had known fairly well, and with whom she had often gone to concerts. The man died. To her great surprise, this gentleman one day appeared to her and walked with her, discussing musical points, so that she could hardly convince herself that he was dead, or that she herself was under a delusion. She told me that the whole thing was so common-place and natural that she looked upon it as a most extraordinary happening, and left it as a thing she could not explain. That experience also I put by as an interesting, and to the materialist an unexplained, fact. There was in this case the change of balance I mentioned, the lack of vigour of the ordinary muscular system, and the overstrained condition of the nerves. It is no answer to that to say: 'hallucination;' that explains nothing; because when you

have said "hallucination" the next question that arises is: "What is hallucination?" These hallucinations are very instructive. The fact that they come to people with overstrained nerves is very significant, for it means that the nerve is vibrating at a higher tension, and that if it were possible to get that higher tension without loss of physical health we should make a distinct step forward in evolution, so far as normal vision is concerned.

Pass a step farther in clairvoyance, and you come to mental clairvoyance, the coming down into the physical brain of vibrations from the mental plane, but this usually happens in the case of genius. You come across it largely in connection with painters. The painter sees and tries to reproduce, and the greater the genius of the painter the greater will be his disgust at his imperfect representation of what he has seen in the moment of inspiration Now that cannot be called astral clairvoyance, but rather mental clairvoyance. Closely connected with that is a subtle form of clairvoyance

which enables a person to recognise a truth and a principle where a scientific man suddenly sees one principle which unites and explains a large number of facts. When he catches sight of an underlying law which classifies and renders orderly a chaos of observations, that man is, unconsciously to himself, using a very beautiful form of mental clairvoyance, and it is in a very literal sense of the term that he sees, although he himself would not recognise it as sight.

We find, then, an etheric clairvoyance which can be reached by a slight strain on the ordinary vision; which can be reached also by unbalancing the normal healthy relation between the muscular and nervous systems, and which comes about very readily in cases of nervous tension and overstrain. Then we find the purely astral clairvoyance, which may be symbolical and more or less vague, but which may be, by training, precise, definite, and clear. And all these cases I have been talking are cases in which I am thinking of the person as [illegible] in what you would roughly call his nor-

mal state, that is, he is not in trance, and when astral vision is developed by careful methods, by deliberately adopted means, then you will have this astral vision going hand in hand with ordinary physical vision, so that you practically have an expansion of sight. I mean that the man in the normal state will then see all the people round him, but will see in addition the astral people; so that the world to him will be far more thickly populated, as he will see the astral crowds intermingling with the physical, the normal consciousness being in full play, no kind of blinding of that consciousness being necessary to observe the astral phenomena.

If evolution be true, and if Nature's powers are not exhausted, and if we are not so perfect that no higher perfection can be imagined than the possession of five senses, then it is surely not impossible that these acuter senses are in a rudimentary stage within us at the present moment, and in the course evolution will evolve in all of us. The want to impress upon you is that these

are on the line of evolution; they are not supernatural but perfectly natural, only not as common now as they will be in the future.

The same is of clairaudience. We have, with respect to that, two fomous historical examples mentioned by Mr. Myers, when dealing with this particular kind of hearing interesting because historical, and because the evidence is so undeniable. I refer, of course, to the cases of Socrates and of Joan of Arc. The case af Socrates is interesting, because of the communications he received. He saw nothing, but heard a voice, and the voice only interfered with him when he was either going wrong, or when the action he was going to take would have prevented something happening that was useful. As you know, he has left a number of these cases on record, two of which seem to me to be of the profoundest interest: one, the famous case where a man sitting at supper with him, was proposing to commit an assassination known to no one in the room except himself, the man rose from the

the voice spoke to Socrates

him, and he did stop him, and kept him still sitting there. A second time the man rose to go, and a second time the voice called the attention of Socrates, and again he stopped him. On the third time he rose the voice remained silent, and the man, determined as he was to go after a double warning—for Socrates on each occasion had told him the voice had spoken—went to his doom. The other case comes near his own death. His speech has been handed down to us. He said a voice, which generally interfered when he was going to make a mistake, did not interfere with him when going down to the place where he made the speech which led to his death; and while he was making his speech and saying things which provoked his sentence, the voice remained silent; so that when he got to the end of that speech which meant his condemnation, he declared that as the voice had not interrupted, it meant that death was no evil—surely, one of the most splendid conclusions ever drawn by

a human brain on the policy of a "supernatural" happening. He recognised what it meant. that death was only a passage to a higher state, which was not to be avoided."

આ લીટીઓમાંની દલીલો માત્ર ભાષાન્તર કરવાથી સામાન્ય વાચકોના સમજવામાં આવે તેવી નથી; પરન્તુ આગળ પાછળનો સમ્બન્ધ અને કેટલાક પ્રયોગોની વિગત આપીને સમજાવવાથી જ આ દલીલો ગળે ઉતરે તેમ છે; માટે આ શાસ્ત્રીય (Scientific) ખુલાસાનું કામ બીજા કોઈ વખતને માટે મોકુફ રાખવું ઉચીત સમજાું છું.

મંગળવાર કાંઇ પણ નોંધવા જેવા બનાવ સિવાય જ વ્યતીત થયો. બુધવાર રાત્રીએ તેજ નદીના એકાંત સ્થળમાં વિચારો પુનઃ પુર જોશથી વહેવા લાગ્યા. આ વખતે પહેલાંના જેવોજ અવાજ સંભળાયો પણ તે સાથે આકૃતિનો કાંઇક સહજ આભાસ થયો; **માત્ર આભાસ થયો.** ચોતરફ અંધારૂં હતું. નદીની ચોતરફનું ક્ષિતિજ અતિ વિશાળ હતું. નધણીઆતી તે જગામાં અને સીમા વગરની તે વિશાળતામાં માત્ર એ આભાસ જ દેખાયો, કે જેની ગળાની નસો ફુલેલી હતી, હાથ-પગનાં આંગળાં વળી ગયાં હતાં, હાડપિંજર માત્ર આત્મિકબળથી જગતિ કરતું હતુંઅને તનદુરસ્તી અને ખોરાકની ગેરહાજરીમાં ઉંડાં ગયેલાં ચક્ષુમાંથી તેજ અને સ્વાત્માર્પણનો અગ્નિ ઝરતો હતો. માત્ર ગયા મહીનામાં જે મહાત્માનાં મ્હેં દર્શન કર્યાં હતાં તે જ આ આકૃતિ ! 'કર્મયોગી'ના જેવા શબ્દોથી થોડા વખત ઉપર મ્હને ટટાર કરનાર આ જ આકૃતિ ! યદ્યપિ

ત્હેમની સંપૂર્ણ રંગરેખા જોઇ શકાતી નહોતી, તો પણ આંખથી જે અધુરૂં રહ્યું તે કલ્પનાશક્તિએ પુરૂં કર્યું. હવે અવાજ ચાલુ થયો: " અને હજી પણ શું પેલું ચીંથરીઉં હિંદી પાક્ષિક એવા જ રૂપમાં કહાડવું છે કે ? અને હજી પણ લોકોના ઉત્સાહને મંદ ને વધારે મંદ થતો તું જોઇ શકે છે કે? કચ્છની સાધુપરિષદમાં થયેલા અદ્ભુત સુધારાપરથી, લિંબડીની પ્રથમ થયેલી સાધુપરિષદ્‌માં પુરાણા પણ દોષીત સાધુને બાતલ કરવાની બતાવાયલી જાહેર હિમ્મત પરથી, પંજાબ પ્રાન્તિક કૉન્ફરન્સ પરથી, ઝાલાવાડના 'ગોળ' પરથી, જૈન ટ્રેનીંગ કૉલેજના જન્મપરથી અને લોકોના બદલાયલા વિચારોપરથી શું ત્હને હજી ખાત્રી થતી નથી કે **'જાથુનાં લખાણોદ્વારા પ્રેરાતા વિચારો આખરે માણસો ઉપર વિજય મેળવે છે'** ? અને જો એ સિદ્ધાંતમાં ખાત્રી થતી હોય તો ફુરસદના અભાવે ચીંથરેહાલ સ્થિતિમાં ચલાવવું પડતું હિંદી પાક્ષિક બંધ કર અને વિચારો **વધારે પ્રમાણમાં અને વધારે ઓછા આંતરે** મોકલી શકાય એવી યોજના કર. મારવાડ, માળવા, પંજાબ, દક્ષિણમાં કાંઈ જાગૃતિ નથી એવું કહેતાં ત્હારે અને દરેક કેળવાયલા જૈને શરમાવું જોઇએ; કારણકે એ ત્હમારી બધાની ગફલતનું જ પરિણામ છે. " **જ્ઞાન સાથે સત્તા તેમજ જોખમદારી બન્ને આવે છે.** " આ વિચાર કેળવાયલાઓમાં વધારે ફેલાવવામાં ત્હેં કાંઇ ગફલતે કરી હોય તો તે માટે પ્રાયશ્ચીત લે. જે કામો કરાતાં જોવાની ઇચ્છા ત્હમે રાખોછો તે કામોના છડીદારરૂપ 'વિચારો'ને પહેલાં પહેલાં કેમ મોકલતા નથી ? **વિચારોની** પ્રેરણા કરવામાં કરકસર કેમ કરોછો ? મહીને નહિ પણ પંદર દિવસે, પંદર નહિ પણ આઠ આઠ દિવસે, આઠ આઠ દિવસે નહિ ને હમેશ, **વિચારનાં આંદોલનો** ફેલાવશો

તો જ જૈન કોમમાં ઇચ્છીત કામો થતાં જોવા પામશો. **વિચાર એ જ મ્હોટામાં મ્હોટી અદૃશ્ય શકિત છે.** એ સત્યની સમજ જેટલી સ્પષ્ટતાથી પડાય તેટલો વધારે લાભ છે. ભાષણો દ્વારા, પેપરો દ્વારા, પુસ્તકો દ્વારા—રે છેવટે વાતચીત દ્વારા પણ તું અને મહાવીર-શાસન (મીશન)ના બીજા મીશનરીઓ શા માટે હરહમેશ **વિચારનાં** આંદોલનો મોકલ્યા કરવામાં કસર રાખોછો ? હિંદી ભાષાનું પાક્ષિક અને તે પણ આટલું બધું અનિયમિત એથી કંઇ પંજાબ, માળવા વગેરે તરફમાં વિચારોની પ્રેરણા બરાબર થઇ શકે નહિ. તું એ માટે પૈસાની બૂમ પાડે છે; હું જાણુંછું. પણ તે ભૂલ છે. ત્હારી બુદ્ધિનો ઉપયોગ કર. ત્હારૂં આત્મબળ અજમાવ. ત્હારા જેવા બાળકને લાકડી લઇને ચાલવા જતાં પડી જતી વખતે જરાતરા ટેકો ખુશીથી કરી શકાય; પરન્તુ પડવા–આખડવા છતાં ચાલવાની તકલીફ તો ત્હારે જ લેવી પડશે. ત્હારે માટે કોઈ સહાયક આસે અગર ત્હને ઉંચકીને સહીસલામત બીજી જગાએ પહોંચાડે તે ' સહાય ' ગણાશે નહિ પણ ત્હારૂં ખુન કર્યું કહેવાય; કારણ કે તેથી તું

તે પવિત્ર આશયને પાર પાડવા માટે લીધેલા ઉપાયોમાં એક, 'એક-લિપિપ્રચાર' નો છે. દેવનાગરી ( બાલબોધ ) લિપિનો પ્રચાર દરેક પ્રાંતના લોકો વચ્ચે એક રેટને જેટલો સંબંધ વધારી શકશે. તું શા માટે તે રસ્તે કાંઇ ન કરે ? ગુજરાતી 'જૈનસમાચાર' ને હિંદી—ગુજરાતી કેમ ન બનાવે ? હેમાં મુખ્ય લેખ (લીડર) સરળ--સહેલી હિંદી ભાષામાં અને દેવનાગરી લિપિમાં મ્હોટા હરફથી છાપવાનું ઠરાવ, ' અધિપતિની નોંધ ' અને જૈનસમાચાર એ બે વિષયોમાં જેટલો ભાગ પંજાબને લગતો હોય તેટલો હિંદી ભાષા અને દેવનાગરી લિપિમા, માળવા-મારવાડ-દક્ષિણને લગતો હોય તે ગુજરાતી ભાષા અને દેવનાગરી લિપિમાં અને ગુજરાત--કચ્છ--કાઠીઆવાડને લગતો હોય તે ગુજરાતી ભાષા અને ગુજરાતી ટાઇપમાં છાપવો. વિવિધ સમાચાર ગુજરાતી ભાષા અને દેવનાગરી લિપિમાં છાપવા. આમ કરવાથી બે લાભ થશે. માળવા, મારવાડ, પંજાબના જૈનોને અઠવાડીક પત્રની ગરજ સરશે અને જે ગુજરાતી ભાષામાં સત્રો પર ટબ્બા લખાયા છે તે ગુજરાતી ભાષાનો હેમને પરિચય થઇ જશે. તથા ગુજરાત--કાઠિઆવાડના જૈનોને હિંદી જેવી આખા હિંદમા પ્રચલીત ભાષાનું જ્ઞાન સ્હેલાઇથી થઇ શકશે. હારી ઑફીસને પણ હિંદી અલાયદું પત્ર ચલાવવાની કડાકુટ બચવાથી બીજા વધારે સંગીન કામ ઉપર વખત ખર્ચવાનું બની શકશે. આ યોજનાથી એક દિવસ ' જૈનસમાચાર ' એટલી ગ્રાહકી ધરાવતું થશે કે જેથી કોઇ શ્રીમંતની મદદ લેવાના વખતની જગાએ ઘણાએક શુભ ખાતામાં મદદ આપવાની શક્તિ ત્હને પ્રાપ્ત થશે. માટે ટચાર આ, યોજના તૈયાર કર અને આ ચાતુર્માસમાં જ હેની અજ

કર. ગણીતના આંકડા મુકી જો; ઘણાં વર્ષથી સંસાર છોડનાર 'ભિખ્ખુ'નું એ કામ નથી; હેને હિસાબી કામ સાથે કાંઇ તાલુક નથી."

અત્રે એક મિત્રે ભંગાણુ પાડ્યું. અમે સાથે ઘેર આવ્યા. રાત્રે નિદ્રા મુશ્કેલ ન આવી. આખી રાત્રી વિચારપ્રદેશમાં જ વિહાર કીધો.

બીજે દિવસે એટલે ગુરૂવારે સ્હવારે પોષ્ટમેને મ્હારા હાથમાં કેટલીક ટપાલ મુકી; જેમાંનો પહેલો જ પત્ર ફોડતાં "મહારાજ શ્રી સુલતાનચંદજીનો સ્વર્ગવાસ" એ મતલબના અંગ્રેજી શબ્દો ટાઇપ-રાઇટરથી છાપેલા વાંચ્યા. હૃદયભેદક સમાચાર! જેમણે પોતાની તબીયત છેકજ બગડેલી જોઇ છેલ્લી મુલાકાતનો મ્હને લાભ આપવા કૃપા કરી હતી અને જેમણે હમણાં કેટલુંક થયાં મ્હારામાં વિચા-રોનો પ્રવાહ મોકલવાનું આરંભ્યું હતું હેમના વિયોગના ખબર વાંચતાં પ્રથમ તો મ્હને જે ખેદ થયો તે કહી બતાવવાનો આડંબર હું નહિ કરૂં. તે મુઆ નથી પણ અમરત્વમાં આગળ કુચ કરી ગયા છે એ વિચાર મ્હને સ્ફુર્યો. તે આપણને ભયાનક જંગલમાં પગ-પાળા ચાલતા મુકી વેગી વિમાનમાં બેસી ન્હાસી છુટ્યા નથી, પણ સ્થૂલ પદાર્થ પર જય મેળવી, હાડ-માંસના કેદખાનાને ભેદી, આપણે માટે રસ્તો કરવા આગળ દોડ્યા છે. તેઓએ પોતાની જોખમદારી વિસારી દીધી નથી; પરન્તુ સાધનો વધારે બહોળાં અને વધારે તીવ્ર મળવાથી વધારે સારી રીતે જનસેવાના 'મીશન'ના 'મીશનરી' તરીકે કામ કરવા શક્તિમાન થશે. પ્રથમ મ્હેં એમ ધાર્યું હતું કે હેમના

" Earth was poorer and heaven was richer "
અર્થાત્ આ ભૂમિ વધારે રંક બની છે અને સ્વર્ગ ભૂમિ વધારે આબાદ બની છે. પણ ના; આ દુનીયા રંક કેમ બને? આ દુનીયાનો એક મિત્ર બીજી દુનીયામાં વધારે વ્યાપાર ખેડવા જાય તેથી આ દુનીઆ ઉલટી વધારે આબાદ બને કે વધારે રંક? ત્હાંથી રળી રળીને અહીં ખર્ચશે; આપણને વધારે સેવાકારક થઇ પડશે. જે ભૂમિ પર રહી તેઓ 'સાધુમાર્ગી જૈન' નામનો ઉચ્ચાર કરતાં પણ ખુશી ખુશી થઇ જતા, જે ભૂમિ પર રહી જૈન કૉન્ફરન્સના સમ્મેલનની વાત સાંભળીને રોમાંચ અનુભવતા, જે ભૂમિપર રહી સાધુઓને ભણાવવામાં આનંદ માનતા, જે ભૂમિ પર રહી 'જૈનસમાચાર' વાંચી તે અજાણી ભાષા પંજાબી પ્રવક્ત વચ્ચે સમજાવવામાં લેહેજત સમજતા, જે ભૂમિ પર રહી ગુરૂવર્યનો વિનય કરવામાં મહદ્‌ભાગ્ય સમજતા–તે ભૂમિને છેક જ વિસારી દે એ કેમ બને? શું એક માતા પોતે જે બાળકને પોતાના ખોળામાં હુલાવે છે, ચુંબન કરે છે અને હસાવીને પોતે હસે છે–તે માતા પરદેશ જઈ બાળકને ભૂલી જાય છે? ભૂલનારાઓ પ્રેમ વગરના છે–દયા વગરના છે—'સ્વાર્થ'ના વિચારોમાં જ રમી રહેનારા છે. " હું એકલો એકલો સુખી થઇ જાઉં—એકલો એકલો સ્વર્ગમાં અને મોક્ષમાં પહોંચી જઇ નિરાંતની જીંદગી માણું." એવા સ્વાર્થી વિચારોને 'સાધુતા' કેમ કહેવાશે? જેણે પચેન્દ્રિય મનુષ્ય તરીકે સઘળા પ્રાણીઓના સુખ અને નીર્ભયતા ખાતર ખાવા–પીવામાં પણ પરવશતા સ્વીકારી લીધી હતી અને મહાન અગવડો વહોરી લીધી હતી તેવો 'સ્વાર્થત્યાગી' સાધુ સ્થૂલ દેહમાં હોય ત્હાં સુધીજ 'સ્વાર્થત્યાગ'ના

નિયમનું સેવન કરે, થોડા વખતના માગી લીધેલા ગુણ તરીકે–નાટકના પાત્રની માફક ( પગાર કે બદલા ખાતર ) અમુક વખતનો દેખાવ કરવા માટે જ સ્વાર્થત્યાગ કરી પછી પાછો સ્વાર્થ ઇચ્છે એ શું બનવા જોગ છે ? ના, ના. હેને તો એમ જ ઇચ્છા થાય કે હું અહીં પરમાર્થસેવન અને સ્વાર્થત્યાગનો પાઠ **શીખું છું**; તે પાઠને અમલમાં મુકવાનું કામ બરાબર રીતે ( સ્થૂલ દેહની આડખીલને લીધે ) બનતું નથી; પણ તે આડખીલ દૂર થતાં અર્થાત્ **બીજી** જીંદગીમાં દાખલ થતાં હું વધારે સ્વાર્થત્યાગી બનું.

આ વિચારોએ મ્હને દીલાસો આપ્યો. મ્હેં શોકને ખંખેરી નાખ્યો. માનસિક સ્નાનમાં તે સૂતક દૂર કર્યું. પ્રેસ તથા ઑફીસ બંધ રાખ્યાં અને દિવસનો શેષ ભાગ યથાશક્તિ દાન તથા સ્વાધ્યાયમાં વ્યતીત કરી રાત્રે પુનઃ નદી કીનારે ગયો. ચિત્તની એકાગ્રતા થતાં વિચારોનો પ્રવાહ વહેવા લાગ્યો. એ જ મહાત્મા જાણે આજે હમેશ કરતાં વધુ જોરથી મ્હારા મગજ પર કાંઈ વાત ઠસાવતા હોય એમ મ્હને લાગ્યું.

વિચારોની પ્રેરણાએ પોતાનું કામ શરૂ કર્યું.

"પાપથી પુણ્ય ખરીદાતું નથી; અંધારાથી અજવાળું ઉત્પન્ન થતું નથી; ખેદથી આનંદી દશા મેળવી શકાતી નથી; દગાથી પરોપકાર થઇ શકતો નથી. જે જે જીવોની જોખમદારીઓ લીધી હોય હેમને દગો દેવાને રસ્તે પરમાર્થસેવન થાય એ નહિ ઇચ્છવાં યોગ્ય છે. પથ્થર ઉપાડવામાં બળ નહિ પણ કળ વાપરવી જોઇએ. અકેક પ્રાંતમાંથી અકેક કેળવાયલો ' વૉલંટીઅર ' ખોળી કહાડ. હેમના ગુજરાન માટે હેમને કાંઈ બીજા ધંધાપર આધાર રાખવો ન પડે

એવી ગોઠવણ કરી લે. અને એકંદર કામકાજમાં મદદ કરનારા એવા કેળવાયલા પાંચ વૉલંટીઅર ન મળે તો છેવટે અકેક પ્રાંતના અકેક શ્રીમંત ગૃહસ્થને પસંદ કરી એક સલાહકાર કમીટી બનાવ અને નાણા સાચવવાનું કામ તે કમીટીને સોંપી કામકાજનો બોજો ત્હારે શિર રાખ. કોઇપણ એક યોજના અથવા અનેક યોજનાઓની સંકલનાથી પાંચ લાખ રૂપીઆ તે કમીટીના હાથમાં સોંપી શકાય એવી તજવીજ પ્રથમ કરવાની છે અને પછી પાંચ લાખ સાધુ-માર્ગીય જૈનોની અને સઘનાં ચારે અંગની ઉન્નતિ માટે એ પૈસા કેવી રીતે વાપરવો ત્હેની યોજના તૈયાર કરવાની છે.

યોજનાની બાબતમાં થોડીક સૂચનાઓ હું કરી શકીશ. પાંચ લાખ રૂપીઆનું સાડાચાર ટકા લેખે વ્યાજ દર વર્ષે રૂ. ૨૨૫૦૦ થાય ( મુડી બૅન્કમાં રોકવાના સબબે ઓછું વ્યાજ ગણ્યું છે. ) ત્હેમાંથી ૭ કામ આરંભવા, કે જે સાત વડે સ્ત્રી—પુરૂષ, સાધુ—શ્રાવક, વૃદ્ધ–બાળ સર્વની ઉન્નતિ બની શકશે.

### (૧) જૈન ગુરૂકુળ.

અમદાવાદ કે જ્હેને લોંકાશાહ થઈ ગયાનું તું વારંવાર જણાવે છે ત્હેની નજદીકના ન્હાના ગામડામાં જમીન સસ્તી છે અને હવા વધારે તનદુરસ્ત છે, ત્હાં નદીના કિનારા પર જગા લઇ ૫ અને વધુ વર્ષની ઉમરના ૫૦ જૈન બાળકોને હિંદના તમામ ભાગોમાથી બોલાવી વગર ફીએ રાખવા અને કેળવવા. ગુજરાતી, હિંદી, અંગ્રેજી, સંસ્કૃત અને માગધી ભાષાઓ, ઇતિહાસ, સાયન્સ, હિસાબ અને નામુંઠામું, અંગકસરત વગેરેની તાલીમ ૧૦ વર્ષ સુધી આપ્યા કરવી. આ વગર ફીએ ભણતાં બાળકો ઉપરાંત એમને જોઇ

ને ત્હાં ભણુવા આવવા લલચાતાં બીજાં છોકરાંઓને જો ત્હેમનાં માબાપ ત્હેમના ખર્ચ પેટે મહીને ૭-૮ રૂપીઆ આપવા કબુલ હોય તો રાખવા. એકંદરે ૨૦૦ છોકરા ખુશીથી થઈ શકશે. શરૂઆત ૫૦ થી થઇ શકશે. આ બાળકો ભવિષ્યમાં જૈનોના 'નિયંતા'ની જગા લઇ શકશે. તેઓ આટલી તાલીમથી હરકોઇ ધંધામાં દાખલ થઈ શકશે. આ ખાતે મહીને રૂ. ૫૦૦નું ખર્ચ થશે. આર્યસમાજી પ્રીન્સીપાલ અને જૈનધર્મોપદેશકની દેખરેખ એ બાબતનો જોગ બરાબર રાખવો. આ રસ્તે જૈનોના ભવિષ્યના આગેવાનો વધારે બાંયકાંગલા નહિ પણ બહાદુર, કૃપણ નહિ પણ ઉદાર, વહેમી નહિ પણ વિચારવંત, અંધશ્રદ્ધાળુ નહિ પણ શુદ્ધ સમ્યકત્વધારી અને ખીલેલી બુદ્ધિવાળા હોઈ ચાલાક વ્યાપારી બની શકશે.

## (૨) સ્કૉલરશીપો.

ગુજરાતમાં રૂ. ૧૦૦, કચ્છમા રૂ. ૧૦૦, કાઠિયાવાડમાં રૂ. ૧૦૦, મારવાડમાં રૂ. ૧૦૦, માળવામાં રૂ. ૧૦૦, દક્ષિણમાં રૂ. ૧૦૦, પંજાબમાં રૂ. ૧૦૦, રાજપુતાનામાં રૂ. ૧૦૦ એમ મળીને રૂ. ૮૦૦) દર મહીને, કેળવણી લેવાની સગવડ વગરના સ્વધર્મીઓને મદદ કરવામાં ખર્ચવા. તે રકમ પૈકી સેંકડે ૨૦ ટકા જેટલી રકમ પ્રાથમીક કેળવણી લેનારા નિરાધાર વિદ્યાર્થીઓને પુસ્તકો તથા ફી પુરી પાડવામાં અને ૮૦ ટકા રકમ કૉલેજોમાં ભણુતા સાધનરહીત વિદ્યાર્થીઓને મહીને ૮ થી ૧૨ સુધીની સ્કૉલરશીપો આપવામાં ખર્ચવી. આ પ્રમાણે કરવાથી દરેક પ્રાંતમાં દરસાલ પ્રાથમીક કેળવણી લેવામાં ૫૦ વિદ્યાર્થીઓને અને કૉલેજની કેળવણી લેનારા ૮ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપી શકાશે. એકંદરે હિંદના જૈનોમાં દરસાલ

(૫૦+૮)×૮=૪૬૪ વિદ્યાર્થીઓને કેળવણીમાં આગળ વધારી શકાશે. આ પ્રમાણે કરવાથી ભવિષ્યમાં આ ફંડને વધુ મદદ દરેક જીલ્લામાંથી મળી રહેશે; કારણકે દરેક જીલ્લાના લોકો જોઈ શકશે કે હેમના બધાના સંતોનોને એ પૈસાનો લાભ મળે છે. આ રીતે જૈનવર્ગમાં કેળવણીનો પ્રચાર તાકીદે કરી શકાશે.

## (૩) વિધવાશ્રમ.

દર મહીને રૂ. ૩૦૦ ના ખર્ચે એક 'જૈન વિધવાશ્રમ' સ્થાપવું, જેમાં આખા હિંદની કોઈ પણ જૈન વિધવાઓને ઉચ્ચ ગુણોવાળી સ્ત્રીની દેખરેખ તળે રાખીને અન્ન વસ્ત્ર પુરવા ઉપરાંત શિક્ષણ આપવું. આમાં પરોપકાર કરતાં સ્વાર્થ સાધવાનો વધારે છે એ બાઇઓનું ભરણપોષણ કરવા માટે જ આ કામ આરંભવાનું હું સૂચવતો નથી પણ સ્ત્રીસેવિકાઓની ખોટ પુરી પાડવાના સ્વાર્થ માટે હેમને પોષવાની જરૂર છે. હેમને નીચેનાં કામ શિખવવાં:—

(અ) ભરત-ગુંથણ વગેરે હુન્નર.

(બ) માંદાની માવજત કરવાનું, આરોગ્યવિદ્યા તથા વૈદક શાસ્ત્રને અવલંબીને જ્ઞાન આપવું અને તે ઉપરાંત ધાર્મિક ઉચ્ચ વિચારો વડે તેઓ માંદાને દરદ સહવાને શક્તિમાન બનાવી શકે એવી પવિત્રતા અને જ્ઞાન હેમનામાં પ્રેરવાં. પછી હેમને ગરીબોની બીમારી જ્યહાં પણ સાંભળવામાં આવે ત્યહાં વગર પૈસે હેમની સારવાર કરવા મોકલવી. વળી હૉસ્પીતાલોમાં ડાક્ટરો અને નર્સોની આપખુદી, બેદરકારી અને સ્વાર્થપરાયણતાથી જીવતાં નરક જેવું દુઃખ ભોગવતા બીચારા ગરીબ દરદીઓ (તેઓ ગમે તે ધર્મના હો) ની સારવારમાં

હાજર રહી તેઓ દેવદૂતની ગરજ સારે એમ કરવું. જૈનો કોઈ પણ મ્હોટામાં મ્હોટું-ઉંચામાં ઉંચું જીવદયાનું કામ લઇ શકે તેમ હોય તો તે આ જ છે. દુખીને દીલાસો અને સારવાર કરી શકે એવાં બેચાર ડઝન મનુષ્યો તૈયાર કરી રાખવા જેવું મ્હોટું પુણ્યનું કામ એક પણ નથી.

(ક) છોકરાં ઉછેરવાનું કામ શીખરી શ્રીમંતોને જોઇતી "આયા'ઓની ગરજ સરે એવી ગોઠવણ કરવી. આથી ભવિષ્યની જૈન પ્રજા વધારે તનદુરસ્ત અને વધારે નિર્મળ બનાવવાના પ્રયાસને ટેકો મળશે. વળી શ્રીમંત કુટુંબની સ્ત્રીઓને, વગર નિશાળે ગયે, આ "સેવિકા'ઓની સોબતથી ઘણું ઉપયોગી જ્ઞાન મળશે.

(ઙ) તે વિધવાઓ પૈકી જેઓ સૌ કરતાં વધારે ધાર્મિક વૃત્તિ-વાળી અને ઉંડી તત્ત્વ જિજ્ઞાસાવાળી તથા વૈરાગ્ય ભાવનાવાળી હોવા-ની ખાત્રી થાય ત્હેમને શાસ્ત્રાભ્યાસ કરાવીને જૂદા જૂદા દરેક સંઘા-ડામાં એ બાઇઓ 'નવીન વિચાર'નો પ્રચાર કરશે. આજે માણસો પોતાના સંઘાડાનાં સાધુ-સાધ્વીની વાત જેટલી માને છે તેટલી બીજાની નથી માનતા માટે સારા, ખોટા તેમજ મધ્યમ સર્વ સંઘાડામાં આ 'આશ્રમ'ની એકેકી 'સેવિકા'ને મોકલી આપવી અર્થાત્ દીક્ષા આપવી અને ત્હેમની મારફત તે સંઘાડાની બીજી આર્યાઓ ઉપર સારી છાપ બેસે તથા તે સંઘાડાને માનનારી શ્રાવિકાઓ જ્ઞાન અને ચારિત્ર પામે એવી સગવડ આ રસ્તે કરી આપવી. ' આર્યા '-વર્ગને સુધારવાને કોઇ સ્કુલ, કોઇ પાઠશાળા કે કોઇ કાયદા કામ નહિ; ત્હેમને સુધારવા માટે આ એકજ વ્યવહારૂ રસ્તો છે.

તા. ક.—' સેવિકા 'ઓ પૈકી જે થોડી ઘણી ભરત-ગુંથણ વગેરે ઉત્પાદક કામમાંથી દ્રવ્ય સંપાદન કરે તે ( તેઓ સઘળી એક કુટુંબ તરીકે રહેતી હોવાથી ) તે ખાતામાં જ રહેવાનું એટલે આ ખાતાને શરૂઆતમાં મહીને રૂ. ૩૦૦ નું ખર્ચ બસ થાય.

## ( ૪ ) સાત શાસ્ત્રીઓની નિમણુંક.

દરેક પ્રાંતમાં ૧ શાસ્ત્રી પગારદાર રાખી, સંસ્કૃત વગેરેનો અભ્યાસ કરવા ઇચ્છના મુનિઓની સાથે ત્હેને ફરતો રાખી મુનિરાજોની જ્ઞાનવૃદ્ધિની જિજ્ઞાસા તૃપ્ત કરવી. આ રસ્તે મહીને રૂ. ૨૦૦)-નું ખર્ચ પુરતું છે. આથી બે લાભ થશે. એક તો મુનિઓનાં જ્ઞાન વધશે તેથી ખટપટો ઘટશે અને શાસ્ત્ર સંબંધી શોધખોળ વધારે થશે તથા બીજું એ કે અભ્યાસ માટે કેટલાક સાધુઓને સાથે રહેવાની જરૂર પડશે તેથી–સરખે સરખા વળણવાળા ' ત્યાગી ' ઓ-ની મેળાપથી તેઓ ઘણાંએક કામો કરવા લલચાશે

## (૫) ગૃહિણીની સાહાય્યકા.

મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓ નિશાળે ભણવા જાય એવું બનવાની આશા રાખવી વ્યર્થ છે. માટે દરેક જીલ્લાની રાજધાનીના શહેરમાં બપોરના ૧ કલાક સ્ત્રીઓને ફુરસદ હોય એવેજ,વખતે, ૧૫ થી ૨૦ ના પગારથી, સુશીલ અને હોંશીઆર બાઇને રોકીને લખતાં-વાંચતાં, ધર્મ સંબંધી જરૂરી જ્ઞાન, સ્ત્રીએ પાળવી જોઇતી જીવદયા, બાળકને ઉછેરવાની રીત, આરોગ્યવિદ્યા, ઘરગતુ વૈદક, ભરત કામ વગેરે શીખવાની સગવડ કરવી. એકેક જીલ્લામાં એકેક આવી બાઇની સગવડ કરવાથી બીજા ગામોવાળા એનું અનુકરણ કરવા લલચાશે અને

ખર્ચ માટે પોતેજ બંદોબસ્ત કરી લેશે. આ કામ પાછળ શરૂઆતમાં મહીને રૂ. ૧૫૦ નું ખર્ચ બસ થશે.

### (૬) લોકમત કેળવવાનું કામ.

જૈનોમાં લોકમત કેળવવા માટે (૧) દરેક પ્રાંતમાં એકેક ઉપદેશક ફરતો રાખવો અને (૨) પેપરનો પ્રચાર કરવો.પેપર તો ઉલટું ઉત્પાદક થઈ પડે અને ત્હેની આમદાનીમાંથી ઉપદેશકોનો ખર્ચ નભે. પેપરના પુરતા ગ્રાહક થયેથી તે આ 'મિશન'ને સોંપી દઇ ત્હેની આમદાનીમાંથી ઉપદેશકોને દરેક પ્રાંતમાં ફરતા રાખવા; આ કામ માટે હાલ સુદ્દલ ખર્ચ ગણવાની જરૂર નથી.

### (૭) નીતિ અને ધર્મના સંસ્કારો પાડવાનું કામ.

બાળકો અને બાળાઓમાં પોતાની જ મહેનતથી નીતિ અને ધર્મના સંસ્કારો પડે એવું કરવા માટે, એમને 'વિચારવા'ની તક આપવી જોઇએ. એટલા માટે અમુક પુસ્તકો તેઓ જાતે જ વાંચી લે અને વર્ષમાં એક દિવસ અમુક અમુક સ્થળે વાર્ષિક પરીક્ષા આપે ત્હેમાં ઉંચે નંબરે પાસ થનારને ઇનામો આપવાનું ઠરાવવું. આ પાછળ વર્ષે રૂ. ૬૦૦ નું ખર્ચ હાલ બસ છે.

આ અડસટ્ટા.આશરેથી સૂચવ્યા છે. થોડાઘણા ફેરફાર સાથે આવક-જાવકના છેડા બરાબર* મેળવી શકાય. આ સિવાય બીજા ઘણા ન્હાના ન્હાના મુદ્દા છે. પરન્તુ હાલ આટલેથી હું અટકીશ.

* જેમ જેમ વિચારો પ્રેરાતા ગયા તેમ તેમ હું લખતો ગયો હોવાથી મ્હેં ત્હેમાં કોઇ જાતનો ફેરફાર કરવાનું ઉચીત ધાર્યું નથી. સ્વાભાવિકની સાથે કૃત્રિમનું મિશ્રણ કરવાનો 'દોષ' મ્હને પસંદ નથી.

પાંચ લાખ રૂપીઆની શિનિક એકવાર કોઇપણ રીતે એકઠી કરીને જૈન કોમના, સર્વ પ્રાંતના પ્રતિષ્ઠિત પુરૂષોની કમીટીને સોંપીને હેમની તરફથી જ બૅન્કમા રખાય તો ૧૦ વર્ષમાં હેના વ્યાજમાંથી જ ચતુર્વિધ જૈનસંઘનો ઉદય કરી શકાય. આગળ જતા 'ગુરૂકુલ'-ના બાળકો પૈકી જેઓ વધારે તેજવાળા જણાય અને સંપૂર્ણ ધર્મપરાયણ છંદગીનો અચૂક પુરાવો આપી ચૂકયા હોય તેવા ૨-૩ ને જૅપાન જેવા આર્ય દેશમાં મોકલી હુન્નરની તાલીમ અપાવવી અને તેઓ શીખી આવ્યા પછી ધંધે લાગીને જે આમદાની કરશે તે બધી અગર હેનો મ્હોટો ભાગ (સ્વાત્માર્પણની તાલીમ હેમને બચપણથી જ અને લાંબા વખત સુધી અપાયવી હોવાથી) કેળવણી ફંડમા આપી શકશે અને એ રસ્તે એ ફંડ વધ્યા કરશે. ફંડ વધવા સાથે જૈનવર્ગમા હુન્નરવાળા પુરૂષો પણ વધી શકશે પણ આ વાતને હજી વાર છે. એવા સ્વાર્થત્યાગી મનુષ્યો સિવાય બીજાઓને માટે વિદેશગમનની સલાહ હુ આપી શકતો નથી.

એવો જ બીજો એક મુદ્દો. શાસ્ત્રોના શુદ્ધ ભાષાંતર તૈયાર કરાવવાનું અને ગામોગામ સ્થાનકમાં હેમની પ્રતો મફત પુરી પાડવાનુ કામ પણ એટલુ જ જરૂરી છે, પણ આવા સર્વ કામો ઉપદેશકો તૈયાર થયા પછી કરવાનાં છે.

પણ હું ભૂલી ગયો નથી! તું શું સવાલ કરશે તે હું ભૂલી ગયો નથી! તું પૂછશેઃ "એ બધા માટે પૈસા ક્યાં છે, પૈસા?" શું મ્હારે સાધુપણું પાળ્યા પછી તને પૈસાનો રસ્તો બતાવવો પડશે? બતાવવો જ પડશે? ત્હારે વાણીની 'જયણા' સાચવીને રસ્તો

બતાવીશ—હા, બતાવીશ. ઇસારામાં સમજી જા, કે પૈસો માણુસની જીભમાં છે, માણુસના હાથમાં છે, માણુસના નિશ્ચયમાં છે; લેવાવાળા આગળ ન દેવાવાળો બીચારો કોણુ છે ! ખંતીલા અને રસ્તો જાણવાવાળા માણુસોની જ ખોટ છે; પૈસાની નહિ. જા, જઈ આવ બનારસ અને કાંગડી, જોઇ આવ જનરેન બુધની વ્યવસ્થા અને પછી ત્હારો રસ્તો તું જ કરી લે; મ્હારે શા માટે એવી જંજાળમાં પડવું જોઇએ ? અમે સાધુ તરીકે પૈસાના વિચારથી પણ દૂર રહેતા અને દેવ તરીકે તો પૈસા અને માટીમાં કાંઇ તફાવત જ જોતા નથી. એવી પૈસાની ચીજ માટે મ્હારે શા માટે વિચાર કરવો જોઇએ ! તું ત્હારૂં ફોડી લેજે.

છેવટે થોડીક સૂચના; અને પછી પત્યું. ઉતાવળો ન થતો-અનુભવ પુરેપુરો લેજે. શરીરબળની જરૂર પડશે માટે તે સંગ્રહજે. મનોબળ વગર ચાલશે જ નહિ માટે તે પ્રાપ્ત કરજે. વાચાબળ મ્હોટા મિત્રની ગરજ સારશે માટે તે બરાબર ખીલવજે. અને પછી લક્ષ્મી એ બળની દાસી છે એ વાતમાં શ્રદ્ધા રાખજે.”

*   *   *   *   *

કે કેમ તે તો તેઓ જાણે. મ્હને હજી લ્હેગતું 'MATERIALISED FORM' 'વૈક્રિય' શરીર સ્પષ્ટ દષ્ટિએ પડયું નથી તેથી કાંઇ કહી શકું નહિ. હું ઇચ્છું છું કે અમેરિકામાં અધ્યાત્મ વિદ્યાના જે થોડા અભ્યાસીઓ 'મિડિઅમ' તરીકે કામ કરે છે ત્હેમાંનો એકાદ મ્હને મળી જાય અને આ મહાત્માની મુલાકાતનો પ્રસંગ આપે; અથવા એ મહાત્મા પોતેજ વગર 'મીડીઅમે' દેખા દે. એમની 'ઝાંખી' થવી-એમના 'દેવ' થયેલા પણ સ્થૂલ રૂપે મળવા આવતા આકારને જોવો; એ કોનામાં શ્રદ્ધા ન પ્રેરે ? એથી કોને આત્માની અમરતા તથા સત્કાર્ય અને સદ્ભાવનાના સારા બદલામાં વિશ્વાસ ન બેસે ? કોને આ નાશવંત જગતના માયાવી લાભોની મોહજાળમાં મનાનો આનંદ ભૂલી જવાનું મન ન થાય ? એવા એક જ બનાવ જૈન સૃષ્ટિમાં કેટલી બધી દઢતા, શ્રદ્ધા, ધર્મપરાયણતા અને ઉદારતા પ્રેરનાર થઇ પડે !

આ લેખના સંબંધમાં 'આર્યસમાજ' નામની સંસ્થાના વાઇંત્ર 'આર્યપ્રકાશ' ના તા. ૧૦-૭-૧૦ ના અંકમાં અધિપતિ ખુલ્લા હૃદયથી જે શબ્દો લખે છે તે અત્રે ટાંકવાની રજા લઇશ. તેઓ લખે છે કેઃ—

"ભાઇબંધ 'જૈનસમાચાર' એ સ્થાનકવાશી જૈનોનું પ્રમિદ્ધ મુખ પત્ર છે. એ પત્ર ઘણી વખત પોતાના ધર્મની ઉન્નતિને અર્થે એવા નિષ્પક્ષપાત અને સ્તુતિપાત્ર વિચારો દર્શાવે છે કે તેના અધિપતિને પોતાના સ્વતંત્ર વિચારો માટે જેટલો ધન્યવાદ અપાય એટલો ઓછો છે. ભાઇબંધ જૈનસમાચાર પોતાના છેલ્લા અંકમાં

બતાવીશ—હા, બતાવીશ. ઇશારામાં સમજી જા, કે પૈસો માણસની જીભમાં છે, માણસના હાથમાં છે, માણસના નિશ્ચયમાં છે, લેવાવાળા આગળ ન દેવાવાળો બીચારો કોણ છે ! ખંતીલા અને રસ્તો જાણવાવાળા માણસોની જ ખોટ છે; પૈસાની નહિ. જા, જઈ આવ બનારસ અને કાંગડી, જોઇ આવ જનરન ભુયની વ્યવસ્થા અને પછી ત્હારો રસ્તો તું જ કરી લે; મ્હારે શા માટે એવી જંજાળમાં પડવું જોઇએ ? અમે સાધુ તરીકે પૈસાના વિચારથી પણ દૂર રહેતા અને દેવ તરીકે તો પૈસા અને માટીમાં કાંઇ તફાવત જ જોતા નથી. એવી પૈસાની ચીજ માટે મ્હારે શા માટે વિચાર કરવો જોઇએ ! તું ત્હારૂં ફોડી લેજે.

છેવટે થોડીક સૂચના; અને પછી પત્યું. ઉતાવળો ન થતો. અનુભવ પુરેપુરો લેજે. શરીરબળની જરૂર પડશે માટે તે સંગ્રહજે. મનોબળ વગર ચાલશે જ નહિ માટે તે પ્રાપ્ત કરજે. વાચાબળ મ્હોટા મિત્રની ગરજ સારશે માટે તે બરાબર ખીલવજે. અને પછી લક્ષ્મી એ બળની દાસી છે એ વાતમાં શ્રદ્ધા રાખજે.”

# જૈન દૃષ્ટિની વિશાલતા.



लखनार:-अवधानी मुनिरत्न श्री रत्नचंद्रजी.



## 'धम्मो मंगल मुक्किट्ठं'

શ્રી દશવૈકાલિકના ઉપના પવિત્ર વાક્યમા એકાન્તકર ધર્મની જે ઉત્કૃષ્ટતા બતાવી છે, તે બીજાઓ ત્યારે જ કબુલ કરે, કે જો ધર્મ-ની અથવા ધર્મશાસ્ત્રની વિશાલ દૃષ્ટિ સિદ્ધ થાય, વિશાલતા અને ઉત્કૃષ્ટતા એ બેનો પરસ્પર વ્યાપ્ય વ્યાપક ભાવ સંબંધ છે, તે આ નીચેના દૃષ્ટાન્તથી સમજાશે દૂરદર્શક યંત્ર (દૂરબીન) અથવા સૂક્ષ્મ-દર્શક યંત્રની અંદર રહેલો કાચ, જેમ જેમ વધારે દૂર અથવા

જૈન ધર્મની ઉન્નતિને માટે સાત કામો આરંભવાનો, પોતાના ભાઇઓને આગ્રહ કરે છે; અને આ વિચારો તેમને તેમના એક પ્રસિદ્ધ મહાપુરૂષ મુનતાનચંદજી મહારાજે દેવ થયા પછી પ્રેર્યા છે એમ તેઓ જણાવે છે. મહાનુભાવ મુનતાનચંદજી એક સત્યાગ્રહી અને કર્મને પ્રધાન સ્થાન આપનારા જૈન ધર્મના સાચા હિતૈષિ પુરૂષ હતા એમ એમના ટુંક જીવનમાથી ફલિત થાય છે. એમની એ કાર્યદક્ષતા અને શુભેચ્છાઓનું વારંવાર મનન કરનારને એમના સ્વર્ગવાસ પછી એ નિમિત્તે આવા શુભ વિચારો સ્ફુરે એ સ્વાભાવિક છે; અને તેનું બાકી જૈન બંધુઓ અનુકરણ કરે એ ઇચ્છવા યોગ્ય છે. ઉક્ત સાત કાર્યોમાં પ્રથમ અને પ્રધાન કાર્ય ' જૈનગુરૂકુળ ' છે અને તેનાજ ઉપર અમે કાંઇક લખવા ઇચ્છીએ છીએ. જગત્ મહાકાર્યને વશ છે માટે પુરૂષાર્થ એજ હવે ઉન્નતિનું મુખ્ય દ્વાર છે. અને તેને માટે ગુરૂકુળ જ અત્રેના આર્યોનું પ્રધાન લક્ષબિંદુ હોવું જોઇએ. ભાઇબંધ 'જૈનસમાચાર' પણ પોતાના વર્ગની ઉન્નતિ માટે જૈન ગુરૂકુળની આવશ્યકતા પર એટલો જ ભાર મુકે છે; ૫૦ બ્રહ્મચારીઓથી આ ગુરૂકુળની શરૂઆત કરવાનું તે ધારે છે. જેમની પાસેથી અર્ધું ખર્ચ રૂ. ૭—૮ ની માસિક ફી લેવી અને બાકીનું ખર્ચ ગુરૂકુળ ફંડમાંથી નિભાવવું.

# જૈન દૃષ્ટિની વિશાલતા.

લખનાર:-અવધાની મુનિરત્ન શ્રી રત્નચંદ્રજી.

**'ધમ્મો મંગલ મુક્કિટ્ઠં'**

શ્રીદશવૈકાલિકના ઉપલા પવિત્ર વાક્યમાં શ્રેયસ્કર ધર્મની જે ઉત્કર્ષતા બતાવી છે, તે બીજાઓ ત્યારે જ કબુલ કરે, કે જો ધર્મની અથવા ધર્મશાસ્ત્રની વિશાલ દૃષ્ટિ સિદ્ધ થાય. વિશાલતા અને ઉત્કર્ષતા એ બેનો પરસ્પર વ્યાપ્ય વ્યાપક ભાવ સંબંધ છે, તે આ નીચેના દૃષ્ટાન્તથી સમજાશે. દૂરદર્શક યંત્ર (દૂરબીન) અથવા સૂક્ષ્મદર્શક યંત્રની અંદર રહેલો કાચ, જેમ જેમ વધારે દૂર અથવા વધારે સૂક્ષ્મ વસ્તુનો અનુભવ કરાવે, તેમ તેમ તેની કીમત અધિક અંકાય છે અને શોધમાં વધારો થાય છે. તેમજ કર્મના ક્ષયોપશમથી,

તેની મૈત્રી આદિ ભાવના, સમસ્ત પ્રજાકીય વ્યવહારને ઉન્નત સ્થિતિમા લાવનાર શુદ્ધ નીતિ, નિષ્પક્ષપાત દષ્ટિ, આત્મ ભાવના, અબાધિત નિર્દોષ સિદ્ધાન્ત નિરૂપણ, શારીરિક માનસિક અને આત્મિક શુદ્ધિ, ઉપર કહેલ ઉંચા પ્રકારની ભાવના દષ્ટિ અને કર્ત્તવ્ય, તેજ ધર્મની વિશાલતા યા દૂરદર્શિતા છે. ઐહિક અને પારમાર્થિક બંને પ્રકારના અભ્યુદય જેથી થઇ શકે, તેની વિશાલ ભાવના વિશાલ દષ્ટિ અને વિશાલ કર્ત્તવ્ય જે ધર્મમાં હોય, તે ધર્મ વિશાલ કહી શકાય. તેવો પ્રધાન કોઇ પણ ધર્મ હોય તો તે જૈન ધર્મ જ છે.

## મૈત્રી આદિ ભાવના.

જૈન ધર્મમાં મૈત્રી આદિ ભાવનાની ભૂમિ કેવી રમણીય છે ! ચાલો આપણે બારીક દષ્ટિથી કંઇક તેનું નિરીક્ષણ કરીએ.

" પભૂહોસે નિરાકિચ્ચા નવિરૂજ્ઝેજ કેણઇ

" મણસા વયસા ચેવ કાયસા ચેવ અંતસો " ૧।।

જ્યાં સુધી બંને જણનાં મન, મૈત્રીની મર્યાદા અને શાંતિની સીમાનું ઉલ્લંઘન ન કરે; અર્થાત્ પોતાની અને પરની શાંતિનો ભોગ આપીને પોતાના સિદ્ધાન્તો બીજાના હૃદયમાં ઉતારવાની કોશીશ કરવા કરતાં, બંને વર્ગ વચ્ચે રહેલી સામ્ય ભાવના યા મૈત્રી ભાવનાનું રક્ષણ કરવું તે વધારે સલામતી ભરેલું છે. આવા અભિપ્રાયથીજ ગાથાના ત્રીજા અને ચોથા પદની રચના થયેલી છે. તેનો ભાવ એ છે કે,'મનમાં કોઇની સાથે વિરોધ કરવાનું ચિંતવવું નહીં; વચન પણ તેવાં બોલવાં કે જેથી સામાના મનની અંદર ક્ષોભ ઉત્પન્ન ન થાય; અને શારીરિક પ્રવૃત્તિ પણ તેવી કરવી કે જેથી વિરોધ અને ક્લેશને બિલકુલ અવકાશ જ ન મળે. એટલુંજ નહીં પણ આંતર્વૃત્તિમાં પણ વિરોધને જન્મ આપનાર ખટપટના સંસ્કારો કે રાગ દ્વેષાદિ પ્રબલ દોષો હોય, તો તેને પડુકેથીજ દૂર કરી નાખવા. ઝેરની વેલડીનાં બી રાખવાં તે પણ ભયંકર પરિણામ માટે જ.

જ્યાં સુધી બંને જણનાં મન, મૈત્રીની મર્યાદા અને શાંતિની સીમાનું ઉલ્લંઘન ન કરે; અર્થાત્ પોતાની અને પરની શાંતિનો ભોગ આપીને પોતાના સિદ્ધાન્તો બીજાના હૃદયમાં ઉતારવાની કોશીશ કરવા કરવા [illegible] રહેલી સામ્ય ભાવના યા મૈત્રી [illegible] રાખ્યા વગર, સમાન ભાવ કે મૈત્રીભાવનાથી અંતરાત્માની વિશુદ્ધિ કરનાર ગમે તે ધર્મવાળાને મોક્ષ મળવાનું કહે છે, એ જૈન ધર્મની એટલી બધી નિષ્પક્ષપાત દૃષ્ટિ છે। તે દૃષ્ટિ જૈનધર્મને વધારે વિશાળ બનાવનાર એટલા માટે છે કે, તે ભાવના અને દૃષ્ટિ, પારલૌકિક યા આત્મિકોન્નતિની સાથે ઐહિક, આર્થિક અને નૈતિક સ્થિતિ ઉપર બહુજ ઉંચી અસર કરે છે. જ્યારે જનસમાજમાં પરસ્પર વિરોધભાવ વર્તતો હોય, ત્યારે કોઇ પણ શાંતિથી બેસી શકતું નથી, વ્યાપાર હુન્નર કે ઉદ્યોગની શુભ ખીલવણી થતી નથી, એક બીજાના પ્રશંસનીય કાર્યને મદદ મળતી નથી, પડતાને આલંબન મળતું નથી; કિં બહુના, એક બીજાનુ અહિત ચિંતવવાથી અને અહિત કરવાથી પ્રજાની અધોગતિ યા આર્થિક પડતી થાય છે. તેવે વખતે જૈન ધર્મે ભાર દઇને બતાવેલી ઉપરી મૈત્રી ભાવના પ્રજામાં પરસ્પર સુલેહનું સિગ્નલ કરી, બંધ થયેલ પરોપકારના દ્વારને ધક્કો મારી, સ્વાર્થથી સંકુચિત થયેલી લોકોની દૃષ્ટિને વિશાળ બનાવી, શાન્તિના પવનવડે અશાન્તિ અને વિરોધરૂપ કચરાને વિખેરી નાખી, આર્થિક અને નૈતિક અભિવૃદ્ધિનો માર્ગ ખુલ્લો કરી આપે છે, વ્યવહારિક ઉન્નતિના મેદાનમાંથી પારમાર્થિક ઉન્નતિના બગીચામાં લઇ જાય છે; અને સુંદર ફળોનું આસ્વાદન કરાવે છે.

એ બધી હકીકત ધ્યાનમાં રાખીને જૈન શાસ્ત્રે મૈત્રી ભાવનાને મુખ્યપદ આપેલુ છે, કે જે ભાવના શાસ્ત્ર દૃષ્ટિને વિશાલ બનાવે છે.

## અહિંસા.

મૈત્રી ભાવનાની પેઠે જૈન ધર્મના મુખ્ય અંગ તરીકે પંકાયલી અહિંસા વૃત્તિ પણ ઐહિક અને પારમાર્થિક અભ્યુદય આપનારી હોવાથી જૈન દૃષ્ટિની વિશાલતા સાધે છે.

જુઓ આચારાંગ સૂત્રના ચોથા અધ્યયનમાં તેનું કેવું ઉચ્ચ સ્વરૂપ દર્શાવ્યું છે:-

સેવેમિ જેય અતીતા જેયપડુપન્ના જેય આગમિસ્સા અરહંતા ભગવંતો તે સવ્વેવિ એવ માઇખંતિ એવં ભાસંતિ એવં પન્નવંતિ એવં પરૂવેંતિ; 'સવ્વે પાણા સવ્વે ભૂયા સવ્વે જીવા સવ્વે સત્તા ન હંતવ્વા ન અજ્જાવેયવ્વા ન પરિતાવેયવ્વા ન ઉદ્દવેયવ્વા ' –

અર્થ:–અતીત, વર્તમાન અને ભવિષ્યત્કાલના સર્વ તીર્થંકરોની એવી આજ્ઞા છે કે, કોઇ પણ પ્રાણી ભૂત જીવ કે સત્વને દુઃખ આપવું નહીં, હુકુમત ચલાવવી નહીં, પરાધીન બનાવવા નહીં, પરિતાપ ઉપજાવવો નહીં, કિંબહુના કોઇની પણ લાગણી દુખાય–નુકશાન થાય તેવી વર્તણુક રાખવી નહીં અને કોઇ પણ જાતનો ઉપદ્રવ કરવો નહીં.

જળવાય ! એકંદર સર્વને સુલેહની સાથે શાંતિનો લાભ મળે છે આ તો અનુભવસિદ્ધ છે કે જ્યારથી જૈન શાસ્ત્રના નિર્ઝરમાંથી અહિંસા ભાવનાનો ઝરો ચારે તરફ પ્રસર્યો, ત્યારથી યજ્ઞ નિમિત્તે થતો પશુવધ અટક્યો. પાંજરાપોળ વગેરેની સ્થાપના થઇ, અને નિરાશ્રીત માણસોના રક્ષણને માટે ઉપાયો યોજાયા. આ બાબતમાં જૈનીઓની દયા સબંધી સસ્થાઓ જ પુરાવા રૂપ છે. એટલા માટે જૈનશાસ્ત્રમા દર્શાવેલી ઉચા પ્રકારની અહિંસક વૃત્તિ પણ જૈન દષ્ટિને વિશાલ બનાવવામા અગત્યનો ભાગ ભજવે છે.

## નીતિમંદિર.

સત્ય એ નીતિનું પરમ અંગ છે. અને તેને ઉંચામાં ઊંચા સદ્‌ગુણ તરીકે હૃદયમંદિરમા ધારણ કરવા જૈનશાસ્ત્ર ઉપદેશ કરે છે જુઓ આચારાગ સૂત્રના ત્રીજા અધ્યયનમાં—

બહુચ ખલુ પાવકમ્મં પગડં સચ્ચ સિધિતિં કુવ્વહ એત્થો-વરણ મેહાવી સવ્વં પાવકમ્મ ઝોસઇ ૧

અર્થ—ઘણો વખત પાપિષ્ઠ પ્રવૃત્તિ કરીને તેનાથી નિવૃત્તિ પામવાને ઇચ્છનાર માણસને ઉદ્દેશીને વીરપ્રભુ કહે છે કે, પૂર્વે ઘણાં પાપ કર્મ કર્યા છે એમ જાણી જો તે તરફ તિરસ્કાર છુટતો હોય અને લાગેલા કર્મો દૂર કરવા હોય તો દ્રવ્યને કે પ્રાણને ભોગે પણ ધીરજ રાખી સત્યનો આશ્રય કર ! સત્ય એજ પરમ તેજ છે, સત્ય એજ પરમ બલ છે, સત્ય એજ પરમ ધર્મ છે, અને સત્ય એજ પરમ ધન છે. એવો મનમા નિશ્ચય કરી સત્યને મજબૂતપણે વળગી રહેવામાં, તારી પાસે જેટલી ધીરજ હોય તેના કરતા પણ

કે કીમીઓ એ વસ્તુ ખોટી નથી પણ તેના ખરા જાણકાર પુરૂષો હાલમાં વિદ્યમાન નથી, અને કદાચ વિદ્યમાન હશે તો પણ આવી સ્વાર્થી બનેલી દુનિયા આગળ તેઓ પોતાની વિદ્યાનો પ્રભાવ બતાવતા નથી.

કીમીયાના ઇતિહાસ સંબંધમાં આટલું પ્રસ્તાવનારૂપે લખ્યા પછી હવે જણાવીશું કે, કીમીઓ બે પ્રકારનો છે; એક તો ધાતુઓને લગતો અને બીજો આત્માને લગતો છે. આ બન્નેમાં લોકો એકજ પ્રકારની ગુપ્તકળા શોધવા ઇચ્છેછે. તેઓ એવું રહસ્ય જાણવા ઇચ્છે છે, કે જેના પ્રભાવથી સામાન્ય અને હલકી અને નજીવી વસ્તુઓ શુદ્ધ,પવિત્ર અને કીમતી થાય. **દુનિયાનો** કીમીયાગર બીજી ધાતુઓને સોના રૂપે ફેરવી નાખવા ઇચ્છેછે, ત્યારે **આત્મિક** કીમીયાગર ક્રોધ, ઈર્ષ્યા, દ્વેષ, કામ, લોભ વગેરે હલકી વૃત્તિઓને શાંતિ, દયા, ઉદારતા, પ્રેમના રૂપમાં ફેરવી નાખવા ઇચ્છેછે અને ફતેહમંદ પણ થાય છે. કોઇપણ કીમીયાગર બીજી ધાતુઓમાંથી સોનું બનાવવા સમર્થ થયો **નથી,** પણ ઘણા આત્મિક કીમીયાગર તો જે તેમના સ્વભાવમાં નજીવું, હલકું અને ખરાબ હતું તે સર્વને પવિત્ર, સારૂં અને મહત્વનું બનાવવા સમર્થ થયા છે અને આપણને પણ તેમના માર્ગે ચાલવાનો બોધ આપી ગયા છે. તેઓ એટલા બધા પવિત્ર, જ્ઞાની અને બળવાળા છે કે તેઓના તરફ પ્રેમ અને ભક્તિ દર્શાવ્યા સિવાય ચાલે તેમ નથી. તેઓ આપણા પવિત્ર અર્હંતો છે મહાત્માઓ છે. તેઓ જે કામ કરી શકયા છે તે આપણે પણ ખંતથી મંડયા રહીએ તો કરી **શકીએ.** પ્રયત્ન છોડી દેવો એજ મોટી નિષ્ફળતા છે, એમ તેઓ ઉપદેશ આપે છે.

જેમ શાળામાં "ટમ" ના અંતે અથવા વર્ષના અંતે પરીક્ષા લેવાય છે, જેમાં કેટલાક પાસ થાય છે અને કેટલાક નાપાસ પણ થાય છે, તેવીજ રીતે આ કાળચક્રના અમુક ભાગમાં આ આત્મિક કીમીયાગરની પણ પરીક્ષા લેવાયછે, જેઓ તેમના ચારિત્રમાં શુદ્ધ સુવર્ણરૂપ હોયછે, તેઓજ તે પરીક્ષા પસાર કરેછે

આ પરીક્ષા બહુ દુષ્કર છે, અને વિદ્યાર્થીઓને ઘણા સખ્ત ખડબચડા અને સાંકડામાર્ગે ચાલવાનું હોય છે. તે માર્ગને અંતે ફક્ત એકજ દ્વાર હોય છે, જે દ્વારમાંથી શુદ્ધ સુવર્ણ જ પસાર થઇ શકે. એ દ્વાર શોધવું તે પણ મુશ્કલ છે, તેથી તે શોધતા શોધતા ઘણા પોતાનો પ્રયાસ છોડી દેછે. ઘણાજ થોડા આ બાબતમા પ્રયાસ કરેછે, અને પ્રયાસ કરનારમા પણ ખંત અને અપ્રમત્ત દશાના અભાવે ઘણાજ થોડા વિજયવંત નીવડે છે. જેઓ નાપાસ થાયછે, તેઓને બીજા જન્મમા, જ્યાંથી અભ્યાસ પડતો મુકયો હોય ત્યાંથી, ફરી શરૂ કરવું પડેછે.

આપણે બધા હવે નિશાળે પાછા આવેલા છીએ આપણે બે કામમાં રોકાયેલા છીએ એક વાવવાનુ અને બીજુ લણવાનુ. આપણા પૂર્વ જન્મમા ગાળેલી જીંદગીનું ફળ આપણે અત્રે લણીએ છીએ અને ભવિષ્યના જીવનમા ભણવા માટે આપણે અત્યારે આનંદ કે શોક, સુખ કે દુઃખના બીજ રોપીએ છીએ. આત્મિક કીમીઓ તે સાંકડા માર્ગે જવાને, તે દરવાજામાંથી પસાર થવાને, અને જે થોડા વિજયવંત નીવડે છે તેમાંના એક બનવાને આપણને કેવી રીતે સહાયકારક થઇ પડે છે, તે હવે આપણે તપાસીએ.

આપણી અંદર નીચેની ત્રણ બાબતો છે, જેને આપણે અશુભમાંથી શુભમાં અને અપવિત્રતામાથી પવિત્રતામાં લાવવા પ્રયત્ન કરવો જોઇએ. તે ત્રણ બાબતે આપણા (૧) વિચારો (૨) વાસનાઓ અને (૩) કામો છે.

**વિચારોથી** આપણું ઉચ્ચ કે નીચ ચારિત્ર બંધાય છે. આપણા વિચારો અનુસાર આપણને આ જન્મમાં, સ્વર્ગમાં, તથા પરભવમાં મિત્રો મળે છે.

**વાસનાઓ** પ્રમાણે આપણને તેવા **પ્રસંગો** મળે છે, અને આપણી સારી યા બુરી ટેવો પડે છે.

**કાર્યો** પ્રમાણે આપણને સંજોગો મળે છે આપણું કુટુંબ, આપણું નગર, આપણો દેશ, આપણી સામાજીક સ્થિતિ, આપણે કરવા યોગ્ય કર્તવ્યો, સધનતા કે નિર્ધનતાઃ આ સર્વનો આધાર આપણા પૂર્વકૃત કર્મોપર રહેલો છે.

કેવી રીતે વર્તવું અથવા કાર્ય કરવું, એ જો આપણે બરાબર સમજીએ તો આપણે **ધારીએ** તેવા થઇ શકીએ એકવાર કાર્યો કર્યા પછી તે કાર્યોનાં ફળમાંથી આપણે કદાપિ છુટા થઇ શકીએ નહિ.

આપણા ખરાબ વિચારો આપણી ઉન્નતિમાં આપણને વિઘ્નકારક નીવડે છે; એટલે કે આપણા આત્માની જે શક્તિઓ ગુપ્ત છે, તેને પ્રકટ થવામાં તે અડચણરૂપ થાય છે. ખરાબ વિચારો આપણા મગજમાંથી બ્હાર નીકળે છે ત્યારે બીજા જીવોને પણ તેમના માર્ગમાં વિઘ્નકર્તા થઇ પડેછે. આપણે હાલના સમયમાં વિચાર કર્યા સિવાય તો રહી શકીએ તેમ નથી; આપણને વિચારો તો આવ્યા

જ કરવાના, તો પછી સારા જ વિચારો કેમ ન કરવા? જ્યારે કોઇ ખરાબ વિચાર મનમા આવે કે, તેના વિરોધી સારા વિચારને મનમા દાખલ થવા દો. તમારા મનને સદ્વિચારથી ભરો, પછી ખરાબ વિચારોને રહેવાને સ્થાન મળશે નહિ

દાખલા તરીકે, જો કોઇ નિર્દયતાભર્યો વિચાર તમારા મનમા આવે તો તમારી મેળે દયાનો વિચાર કરવાને પ્રયત્ન કરો દયાનો અને નિર્દયતાનો વિચાર સાથે રહી શકે નહિ, અને હમેશા દયાના વિચારમા નિર્દયતાના વિચાર કરતા વિશેષ બળ હોવાથી તમારો દયાનો વિચાર કાતો નિર્દયતાના વિચારને તમારા મનમાથી ફેંકી દેશે મુકશે,અથવા તો ધીમે ધીમે તેને સારો બનાવશે આ રીતે નિર્દયતાને તમે દયાના રૂપમા બદલી શકશો, આ એક પ્રકારનો આત્મિક કીમીઓ છે

બનો અને તમેજ ગુલામ તરીકે અવતરશો. દરેક મનુષ્ય તરફ દરેક પ્રસંગે પ્રેમ બતાવીને દ્વેષને પ્રેમરૂપે બદલી નાખો. જેને આપણે મદદ કરીએ છીએ તેને આપણે વ્હાલાં શિખવીએ છીએ. અજમાવી જુઓ, આ બાબતનો પ્રયોગ કરી જુઓ અને તેથી તમને આ નિયમની સત્યતાની ખાત્રી થશે.

જે મનુષ્યને તમે વ્હાલા ન હો તેને મદદ કરવાનો પ્રયત્ન કરો, અને તમને થોડાજ વખતમાં ખાત્રી થશે કે તમે તેના પર પ્રેમ રાખતા પણ થશો.

દ્વેષ એ ઠંડું કટાઇ ગયેલું લોઢું છે, પ્રેમ એ પવિત્ર સુવર્ણ . કીમીયાગર-ફતેહમંદ કીમીયાગર થાઓ અને લોઢાને સુવર્ણરૂપે ફેરવી નાખો.

પ્રથમ તમે સારાં કામો ફળની ઇચ્છાથી કરવા દોરાશો; તે સારી શરૂઆત છે, પણ તેને શરૂઆત રૂપજ માનજો. ધીમે ધીમે તમે જાતે સારા થતા જશો; અને સારાં કામ કરવાં એ તમારો સ્વભાવ થશે.

આ પ્રમાણે ધીમે ધીમે તમારો હલકો સ્વભાવ તદન બદલાઇ જશે અને તમે ખરા નિઃસ્વાર્થી અને પ્રેમાળ બનશો. તમે જગત હસતું ભાળશો, અને તમે જગતમાં આનંદજ જોશો. આ જગત તો એક આયનાની સમાન છે; તેની અંદર આપણે આપણી જાતને જોઇએ છીએ. જો આપણે જગત ઉપર ઘુરકીયાં કરીએ તો જગત આપણા ઉપર ઘુરકીયાં કરશે. માટે જ્ઞાન મેળવો અને આનંદી બનો. જો કે પ્રથમ તમે મ્હોં મલકાવશો, પણ પછીથી તમે ખરેખરા આનંદી બનશો. માટે 'કીમીયાગર' બનો; હલકી વૃત્તિઓને ઉચ્ચ

રૂપમાં ફેરવી નાખો. ખરો આનંદ તેમાં જ સમાયેલો છે. આ કામ થઈ શકે તેમ છે, વળી તે કરવા જેવું પણ છે માટે આ પળથી જ હલકી વૃત્તિઓ-વાસનાઓ અને કાર્યોને ઉચ્ચ સ્વરૂપમાં ફેરવવા મથો.



# . શહેરમાં વધતો જતો મોજશોખ.

## જ્ઞાતિઓનુ કર્તવ્ય શું ?

જે વખતમા અનાર્ય કહેવાતા અગ્રેજો અને અમેરીકનો જડ ભાવને છોડી આત્મત્વના ગ્રાહક બનવા લાગ્યા છે તેવા વખતમા આર્ય દેશના-આર્ય કુળના એક આગેવાન શહેર અમદાવાદમા જડભાવ કુદકે ને ભુસકે આગળ વધતો જાય છે એ જોઇ કયા સ્વદેશભકતનુ હૃદય બળ્યા વગર રહેશે? જડભાવને નામે અમે અત્યારે મૂર્તિપૂજાની વાત છેડવા માગતા નથી, અત્રે તો અમે મ્હોટી મૂર્તિ-આ દેહની પૂજામા ગરકાવ થયેલાઓનુ ધ્યાન કરવા માગીએ છીએ દેહ એ બીજુ કાંઈ નહિ પણ આત્માનું એક હથીઆર છે, કે જે હથીઆર વડે તે શુભ કર્મો કરી આત્માની ઉત્ક્રાન્તિને સ્હાયભૂત થઇ શકે માણસે એ શરીર પરનો અત્યંત મોહ છોડી દેવો જોઇએ, એમા લોલુપતા એ જ અધોગતિનો રસ્તો છે દરેક ધર્મના ઉપદેશકો કાયાને ઠગારી ઠગારી કહીને દુનીઆને ત્હેના મોહમા લુબ્ધ નહિ થવાની ચેતવણી આપતા આવ્યા છે, એનું તાત્પર્ય એ નથી કે કાયાને બાળી જ નાખવી કે ભૂખે મારવી પરંતુ કાયાને ફટાકવી નહિ, ત્હેના પર અંકુશ

રાખવો. એવા અંકુશ વગર એકાદ વ્યકિતનો નહિ પણ આખી 'પ્રજા'-
નો વિનાશ થયેલો ઇતિહાસમાં નોંધાયેછે. જે મોજશોખે ગ્રિસ જેવા
કેટલાએ દેશોને પાયમાલ કર્યાછે તે મોજશોખે હમણાં અમદાવાદમાં
પગલાં કરી દીધાં છે. શહેરના મ્હોટા રસ્તાપર નજર કરતાં એક
મુસાફર હૉટેલોની હાર જોઇને તાજુબ થશે.ગુજરાતની રાજધાનીના
પુરાણા ઐતિહાસિક શહેરના મુખ્ય રસ્તાપર અનેક તરેહની વ્યાપારી
પેઢીઓ અને ઑફિસો જોવાની આશા રાખનાર નવીન મુસાફર મહીને
સો દોઢસો રૂપીઆ ભાડું આપનાર ' હિંદુ હોટેલો ' જોઇ તાજુબ
થયાવગર રહી શકશે નહિ. આખા રિચીરોડ પર સંખ્યાબંધ હોટેલો,
ફોનોગ્રામની દુકાનો અને બાઇસીકલની દુકાનો જ જોવામાં આવે
છે. જે વખત જાય છે ત્હેમાં વ્યાપારીઓની દુકાનો બધી અદ્રશ્ય
થઇ તે જગાંએ નાચનારીઓની દુકાનો થાય તો પણ ના કહેવાય
નહિ ! ગુજરાતની રાજધાનીના શહેરના મુખ્ય બજારનો આ દેખાવ
એ શહેરની પ્રજામાં દાખલ થવા લાગેલી નૈતિક અધમતા સૂચવે
છે. આ હોટેલામાં ભ્રષ્ટાભ્રષ્ટનો કાંઇ ભાવ પુછાતો જ નથી એ
વાત તો એક બાજુએ રહી, પણ સ્વચ્છતાને પણ સાબરમતીના
પાણીના મ્હોટા કુંડામાં હોમી દેવાય છે, કે જે કુંડામાં જૂદી જૂદી
વર્ણના તનદુરસ્ત તેમજ રોગીષ્ટ શોખીનોના એંઠાં વાસણ ભેગાં
ઝીકવામાં આવે છે અને ધોયાં ન ધોયાં કરી તેના તેજ વાસણમાં
સીખંડ-પુરી અને બટાટાનું શાક એક જ ટેબલ પર બેઠેલા કોળી
તથા નાગરને પીરસવામાં આવે છે. આ હોટેલોમાં ઉભા રહેવાની
પણ જગા મળતી નથી. એ ઉપરથી 'હોટલીઆ પંથ' ના ભકતોની
સંખ્યાનો ખ્યાલ સારી રીતે આવા શકશે.લગભગ એટલા જ પ્રમાણ-

માં દારૂનું જોર પણ વધતું જાય છે. ખુદ જૈનોમાં પણ દારૂ તેમજ અભક્ષ્યનો ઉપયોગ થવા લાગ્યો છે, એમ સરકારી રિપોર્ટમાં લખાઈ ગયું છે. શહેરમાં મીલો ભાગતી જાય છે એટલે કે ઉદ્યમ નરમ પડતો જાય છે અને મોજશોખ વધતો જાય છે એ માઠું ભવિષ્ય સૂચવે છે. વ્યભિચાર તો હદ ઉપરાંત વધવા લાગ્યો છે. મુખ્યત્વે શ્રીમંતોનાં ઘર એ લતમાં આગેવાની લે છે. થોડા વખત ઉપર એક શ્રાવિકાએ ખુલ્લી રીતે કરવા માંડેલા વ્યભિચારના સંબંધમાં શિખામણ આપવા જતા યુવાનને પોતાના યાર પાસે મરણતોલ માર મરાવેલો એ સંબંધમાં અમે ઇસારો કર્યો હતો. એવી જ રીતે એક આગેવાન જૈનની સ્ત્રી કોઇ મુસલમાનને લઇને નાશી મુંબાઇ જઇ રહી છે. સ્ત્રી અને ત્હેનો પરણેત પતિ બન્ને હાલ હયાત છે. આવાં બીજાં ઘણાંએ તોફાન ચાલુ જ છે. પ્રથમ તો અમે આ બધી બાબતોના સ્મરણથી ઉશ્કેરાઇને ઘણો સખ્ત લેખ લખવા પ્રેરાયા હતા; પરન્તુ વધુ વિચાર કરતાં એમ જણાયું કે આટલા બધા ભ્રષ્ટ થઇ ગયેલા માણસો પર વાગ્પ્રહાર કરવો તે 'પડતા પર પાટુ મારવા' જેવું કામ છે. જેમ શારીરિક દરદોથી પીડાતા એક શત્રુ ઉપર પણ આપણને ક્રોધ નહિ પણ દયા છુટે છે, તેમજ માનસિક દરદોથી પીડાતા આ બિચારા પામરો પર વાગ્પ્રહાર નહિ કરતા ત્હેમની દયા ખાવી–ત્હેમને ઉપદેશ દેવો–એમને સુમતિ સૂઝે એવી ભાવના ભાવવી એ જ વધુ ઉચિત અમને લાગે છે એટલા જ કારણથી ગતાંકથી અમે વ્યભિચારનિષેધક કાવ્ય શરૂ કર્યું છે.

જેઓ આસપાસની સોબત વગેરેના કારણથી જીભ્હેંદ્રિય કે સ્પર્શેન્દ્રિયના ગુલામ થઇ જાય છે ત્હેમનો દોષ કહાડવા કરતાં

આજકાલ રાજ્યદ્વારી ચળવળે ગંભીરરૂપ પકડયું છે. ન્હાના અભક્ષ્યના ૭ / મનુષ્યો 'સ્વદેશી' અને 'બૉયકોટ' અને 'રાજ્યક્રાન્તિ' ગયું છે શહેરમાં મી. શબ્દો ઉચ્ચારતા સંભળાય છે, પણ ખરો સુધારો કાંઇ એકદમ નીપજી આવતો નથી, તે તેઓ ભૂલી જાયછે. રાજકીય સંપૂર્ણ સ્વતંત્રતા આપણા જેવી અજ્ઞાન દશામાં સડતી પ્રજાને આપવામાં આવશે તો પણ તે ભારે સોનું આપણા કાનને દુઃખદાયક થઈ પડનાનું. આપણે હજી આપણી પાસે જે સત્તા છે ત્હેનો સદુપયોગ કરી શકતા નથી. જ્ઞાતિને જે સત્તા છે તે સત્તા સરકારને પણ નથી, છતાં જ્ઞાતિ તે સત્તાનો સદુપયોગ ભાગ્યેજ કરે છે. કુવારીજો અને કુધારા દુર કરવા કોઇ જ્ઞાતિએ સંગીન પ્રયાસ કદી કર્યો જાણ્યો નથી. વ્યાપાર ખીલવવાના કામની બાજી જેટલી આપણા હાથમાં છે તેટલી આપણે કદીએ ખેલી નથી. દાખલા તરીકે બીજાને શિખામણ આપનારા 'છાપા'ઓ અમદાવાદમાં સંખ્યાબંધ છતાં હજી 'પ્રેસ ઍસોસીએશન' જેવું મંડળ-પોતામાં જ ઐક્યનું ચિન્હ હયાતી ધરાવતું નથી અને તે કારણથી એ માનવંતો ધંધો લગભગ પડી ભાગવાની તૈયારીમાં છે. કેળવણી સંબંધી ઢીલચાલો સરકાર તરફથી જે કાંઇ થાય છે તેટલેથીજ આપણે સંતોષ રાખીને બેસી રહ્યા છીએ; પણ કેળવણી ખાતાને લગતું કામ ઉપાડી લેનાર ખાનગી મંડળ મુદ્દલ હયાતી ધરાવતું નથી. આમ ઉદ્યોગ, કેળવણી તથા સંસારસુધારાને લગતાં કામો કરવાની જે બાજી આપણા હાથમાં છે તે બાજી આપણે ખેલતા નથી અને માત્ર રાજકીય સ્વતંત્રતાની જ ોકો મુકીએ તેથી ખરી ઉન્નતિ થવાની નથી. જુદી જુદી કોમો અને ાતિઓએ પોતપોતાના સરકલમાં આ ત્રણ રસ્તે પ્રયાસ આદરવા તેઇએ છે અને એમ સઘળી કોમો અને જ્ઞાતીઓ જાગતી થશે તો

માંદાની માવજત કરવામાં આરોગ્યવિદ્યા અને શરીરશાસ્ત્રના મૂળ સિદ્ધાંતોનું જાણપણું બહુ ઉપયોગી થઇ પડે. રોગીને કેવી જાતનો ખોરાક આપી શકાય, તે ખોરાક પણ કેવી રીતે રાંધવો જોઇએ, દુધ બગડે નહિ તેમ રાખવા માટે શું કરવું, બરફ ઘસવો પડે તો શરીર પાણીથી ભીંજાય નહિ તેમ શી રીતે ઘસવો, દરદીને ઉપાડવો કે ફેરવવો પડે તો કયા અંગને કેવી રીતે ટેકો દઇને તેમ કરવું, બીછાનું કેવું સાફ રાખવું, ચાદર કેટલીવાર બદલવી, ગળફા વગેરે અશુચિ જમીનપર કે કપડાંપર ન પડવા દેતાં તેની શી વ્યવસ્થા કરવી, દરદીના મનમાં હિમત આવે એવી વાતો કેવી રીતે કરવી, તેનું મન આત્મામાં લીન થાય એમ કરવા માટે તેની પાસે શું શું વાંચવું, તેના બીછાનાવાળા ખંડમાં સફાઇ અને શાન્તિ કેવી રીતે સાચવવી, ઉંઘ ન આવતી હોય તો ઉંઘને કેવી રીતે લલચાવવી: આ વગેરે મુદ્દાપર પુરતું અજવાળું નાખનાર પુસ્તક કોઇ પ્રવિણ ડાક્ટર પાસે રહેલી ઈમારતમાં લખાવી તેની હજારો પ્રતો ઘરોઘર વહેંચાવી જોઇએ છે અને કન્યાશાળા તથા શ્રાવિકાશાળામાં તે પુસ્તકનો અભ્યાસ કરાવવો જોઇએ છે. આ ખરેખર 'મનુષ્ય દયા'નું મહાન કામ છે. એથી દર વર્ષે સેંકડો ખુનો થતાં અટકશે.

# કચ્છમાં જોઇતી સાધ્વીશાળા.

## એક કચ્છી મુનિ પોતે શું કહે છે. ?

### અમારા મુનિઓ હવે સુધારાના શુભ રસ્તે ન્હડવા લાગ્યા છે, એ બાબતનો એક વધુ પુરાવો.



કચ્છમાં સાધુપરિષદ્ મળવાનો પહેલો દાખલો બન્યો અને સમસ્ત હિંદને એક માર્ગસૂચન થયું; તેમજ એક બીજી જાતના સુધારાનો દાખલો પણ કચ્છ જ બેસાડે એમ બનવાજોગ જણાય છે. કેટલાક વિશાળ બુદ્ધિવાળા મુનિવરો આજકાલ કચ્છમાં એક સાધ્વીશાળા સ્થાપવા ઉપદેશ કરી રહ્યા છે અને બનવાજોગ છે કે કચ્છના ઉમંગી અને લાગણીવાળા સ્વધર્મી મહાશયો આખા હિંદમાં પહેલ કરવાનું માન ખાટવાની આ બીજી તક લેવા પણ તૈયાર થાય. આવું માન મેળવવું એ કાંઇ જેવી તેવી વાત નથી, તેમાં પણ કચ્છ જેવા એક ખુણે પડેલા પ્રાન્તને આવુ માન મળે તે તો એક અણધાર્યો વિજય જ ગણાય. આવું માન કચ્છ જલદી મેળવવા ભાગ્યશાળી થાઓ એમ આપણે અંતઃકરણથી ઇચ્છીશું, અને આ હીલચાલ કરનાર મુનિરત્નો સો વર્ષ જીવો અને અમને–એમનાં બાળકોને સીધે રસ્તે દોરવાના દરેક શુભ પ્રયાસમાં તેઓ ફતેહમંદ નીવડો એમ પણ ઇચ્છવા આપણે બંધાયલા છીએ. મુનિઓ શું ન કરી શકે ? તોફાન અને ખટપટો કરવાની જેટલી શક્તિ કેટલાક મુનિઓમાં છે તેટલીજ શક્તિ શાન્તિનું

સામ્રાજ્ય ફેલાવવાના કામમાં કેટલાક મુનિઓ ધરાવે છે. જેટલી શક્તિ પોતાના માન પાછળ હજારો રૂપીઆનું પાણી કરાવવાના કામમાં કેટલાક સાધુઓ બતાવે છે, તેટલીજ શક્તિ પરમાર્થે આત્મભોગ આપવાનો પાઠ શીખવવામાં કેટલાક મુનિઓ બતાવી શકે છે. ખરેખર મુનિવર્ગની શક્તિ અગાધ છે, અને તે અગાધ છે એટલું આપણે ખુશ થવા જેવું છે; માત્ર એટલું જ ઇચ્છવાનું રહે છે કે એ શક્તિનો, તેઓ હમેશ સદુપયોગ જ કરે.

કચ્છમાં વિચરતા કેટલાક મુનિવર્ગોએ પોતાના માન વધારવાના રસ્તા, ખટપટો, ધામધુમો અને ખર્ચોને તીલાંજલી આપીને હમણાં હમણાં માત્ર શ્રાવકગણમાં જ્ઞાનનો પ્રચાર વધારે થાય અને ખોટા રીવાજો દૂર થાય એવીજ પવિત્ર દીલચાલો પાછળ પોતાની શક્તિ, બુદ્ધિ અને સમયનો ભોગ આપવા માંડયો છે. એ ઘણું સંતોષ પામવા જેવું છે. એમણે સાધુપરિષદ્ ભરીને આખા હિંદના સાધુઓને ત્હેમની ભૂલો બતાવી આપી છે અને સવળે રસ્તે ચાલવા ઇસારો કર્યો છે. ત્હેમણે પાઠશાળાઓ અને લાઇબ્રેરીઓ સ્થાપવાનો સજ્જડ ઉપદેશ કર્યો છે, કે જે ઉપદેશ કેટલાંક ગામોમાં અમલમાં પણ મુકાયો છે. અને હવે તેઓએ પોતાની શક્તિ 'સાધ્વીશાળા' સ્થાપવાના ઉપદેશ પાછળ ખર્ચવા માંડી છે. જુગ જુગ જીવો આવા સરળ અને ઉદાર દીલના સંતો!

આજથી ત્રણ વર્ષ ઉપર જે સાધુશાળા સ્થાપી છે તેમાં હાલ ૭ યુવક મુનિઓ અને ૪ દિક્ષાના ઉમેદવાર અભ્યાસ કરે છે અને તેમને શિક્ષણ આપવા રૂ. ૫૦ ) ના માસિક પગારથી એક અનુભવી કાશીનિવાસી શાસ્ત્રીને રોકવામાં આવ્યા છે. ત્રણ વર્ષના અભ્યાસથી આ મુનિઓ એક અગત્યનું કામ કરવા શક્તિમાન થયા છે, તે એ છે કે તેઓ હમણાં 'ન્યાયાર્ણવ' નામે ન્યાયનો ગ્રંથ રચવામાં ગુંથાયા છે. આ પ્રયાસ અને સાધુપરિષદ્‌નો પ્રયાસ જો ચાલુ રહેશે, તો થોડા વખતમાં આપણો પવિત્ર ધર્મ વધારે પ્રકાશમાં આવી શકશે.

"સાધુશાળાના ફળ તરીકે આ અને આવા બીજાં ઉત્તમ કામો જન્મ પામ્યાં છે, એ વાત લક્ષમાં લેતાં સાધ્વીશાળાની જરૂર તુરત આંખ આગળ ખડી થાય છે. આર્યાવર્ગના સુધારા, કેળવણી અને ઉચ્ચ સરકારો ઉપર એકંદર શ્રાવિકા વર્ગના સુધારાનો આધાર છે અને દરેક માણસ પ્રથમ સ્ત્રીના ખોળામાં જ કેળવાય છે એ વાત વિચારતાં આખા સમાજના સુધારાનો આધાર સાધ્વીમાતાના શુભ સરકારો ઉપર રહે છે એમ કબુલ કરવા કોણ આનાકાની કરી શકશે ?

"અનુભવથી જાણવામાં આવ્યું છે કે, કચ્છ દેશનાં પંદરેક સાધ્વીને જો સારૂં શિક્ષણ મળે તો તેઓ જમાનાને અગ્રે પ્રકાશ કરી શકે તેવા છે."

સામ્રાજ્ય ફેલાવવાના કામમાં કેટલાક મુનિઓ ધરાવે છે. જેટલી શક્તિ પોતાના માન પાછળ હજારો રૂપીઆનું પાણી કરાવવાના કામમાં કેટલાક સાધુઓ બતાવે છે, તેટલીજ શક્તિ પરમાર્થે આત્મભોગ આપવાનો પાઠ શીખવવામાં કેટલાક મુનિઓ બતાવી શકે છે. ખરેખર મુનિવર્ગની શક્તિ અગાધ છે, અને તે અગાધ છે એટલું આપણે ખુશ થવા જેવુ છે, માત્ર એટલું જ ઇચ્છવાનું રહે છે કે એ શક્તિનો, તેઓ હમેશ સદુપયોગ જ કરે.

કચ્છમાં વિચરતા કેટલાક મુનિવર્ગોએ પોતાના માન વધારવાના રસ્તા, ખટપટો, ધામધુમો અને ખર્ચોને તીલાંજલી આપીને હમણાં હમણાં માત્ર શ્રાવકગણમાં જ્ઞાનનો પ્રચાર વધારે થાય અને ખોટા રીવાજો દૂર થાય એવીજ પવિત્ર હીલચાલો પાછળ પોતાની શક્તિ, બુદ્ધિ અને સમયનો ભોગ આપવા માંડ્યો છે. એ ઘણું સંતોષ પામવા જેવું છે. એમણે સાધુપરિષદ્ ભરીને આખા હિંદના સાધુઓને તેમની ભૂલો બતાવી આપી છે અને સવળે રસ્તે ચાલવા ઇસારો કર્યો છે. તેમણે પાઠશાળાઓ અને લાઇબ્રેરીઓ સ્થાપવાનો સજ્જડ ઉપદેશ કર્યો છે, કે જે ઉપદેશ કેટલાંક ગામોમાં અમલમાં પણ મુકાયો છે અને હવે તેઓએ પોતાની શક્તિ 'સાધ્વીશાળા' સ્થાપવાના ઉપદેશ પાછળ ખર્ચવા માંડી છે. જાગ જાગ જીવો આવા સરળ અને ઉદાર દીલના સંતો!

આજથી ત્રણ વર્ષ ઉપર જે સાધુશાળા સ્થાપી છે તેમાં હાલ ૭ યુવક મુનિઓ અને ૪ દિક્ષાના ઉમેદવાર અભ્યાસ કરે છે અને તેમને શિક્ષણ આપવા રૂ. ૫૦ ) ના માસિક પગારથી એક અનુભવી કાસીનિવાસી શાસ્ત્રીને રોકવામાં આવ્યા છે. ત્રણ વર્ષના અભ્યાસથી આ મુનિઓ એક અગત્યનું કામ કરવા શક્તિમાન થયા છે, તે એ છે કે તેઓ હમણાં 'ન્યાયાર્ણવ' નામે ન્યાયનો ગ્રંથ રચવામાં ગુંથાયા છે. આ પ્રયાસ અને સાધુપરિષદ્‌નો પ્રયાસ જો ચાલુ રહેશે, તો થોડા વખતમાં આપણો પવિત્ર ધર્મ વધારે પ્રકાશમાં આવી શકશે.

"સાધુશાળાના ફળ તરીકે આ અને આવાં બીજાં ઉત્તમ કામો જન્મ પામ્યાં છે, એ વાત લક્ષમાં લેતાં સાધ્વીશાળાની જરૂર તુરત આંખ આગળ ખડી થાય છે. આર્યાવર્ગના સુધારા, કેળવણી અને ઉચ્ચ સરકારો ઉપર એકંદર શ્રાવિકા વર્ગના સુધારાનો આધાર છે અને દરેક માણસ પ્રથમ સ્ત્રીના ખોળામાં જ કેળવાય છે એ વાત વિચારતા આખા સમાજના સુધારાનો આધાર સાધ્વીમાતાના શુભ સસ્કારો ઉપર રહે છે એમ કબુલ કરવા કોણ આનાકાની કરી શકશે ?

" અનુભવથી જાણવામાં આવ્યું છે કે, કચ્છ દેશનાં પંદરેક સાધ્વીને જો સારૂં શિક્ષણ મળે તો તેઓ જમાનાને બ્હગો પ્રકાશ કરી શકે તેવાં છે."

"આર્યાઓને ઉચ્ચ સંસ્કારો મળશે તો તેઓ શ્રાવિકાવર્ગને –સઘના એક ઉપયોગી અંગને સુધારી શકશે, અલ્પપામના ઘણાએક કજીઆને અટકાવી શકશે, વસ્ત્ર—પાત્ર—પુસ્તક વગેરે સબંધી ખોટી મારામારીઓને દેશવટો દઇ શકશે, અને અજ્ઞાની શ્રાવિકાઓ પાસે ખોટી વાહવાહમાં પૈસાનો ધુમાડો કરાવવાની પ્રથાને તીલાંજલી દઇ શકશે દાખલા તરીકે, બે વરસની વાત ઉપર વાગડ પરગણામાં એક

સારા વ્યાખ્યાની કચ્છી સાધ્વીના ચોમાસામાં ઉમંગી શ્રાવકોએ સંઘ તેડાવવામાં—જમાડવામાં વગેરે કામોમાં કોરી ૧૦,૦૦૦ નો વ્યય કર્યો હતો. આ બાબત હું કોઇ પર કટાક્ષ કરવા ઇચ્છતો નથી, પરંતુ આ પ્રથાથી કાંઇ લાભ થવા વગર પૈસાનો ખાલી વ્યય થાય છે અને તે માત્ર ઉદાર સરકાર નહિ મળવાનું જ પરિણામ છે, એટલું જ હું કહેવા માગું છું એ જગાએ જો દીર્ઘ દષ્ટિવાળાં-કિંચ્ય જ્ઞાનવાળાં સાધ્વીજી હોત તો એમ ન થવા દેત અને તે પૈસાનો ઝરો શ્રાવિકાવર્ગને કેળવવાનાં અનેક કામોમાં વહેવડાવવાની સલાહ આપત.

"જો કચ્છમાં એક સાધ્વીશાળા ખોલવામાં આવે તો સાધ્વીઓને ઘણો સારો લાભ મળે એટલું જ નહિ, પણ કચ્છમાં વિધવાઓની સંખ્યા ઘણી મ્હોટી છે તેમને પણ જન્મ સફળ કરનારૂં જ્ઞાન મળવાની સુગમતા થાય. કચ્છ-કોડાયમાં મૂર્ત્તિપૂજક ભાઇઓની સ્થાપેલી શ્રાવિકાશાળા છે, જેમાં આપણી બ્હેનોને ન છુટકે જવું પડે છે; પણ જો આપણી પોતાની સાધ્વીશાળા હોય તો તેમાં સાધ્વીમાતાઓ ઉપરાંત શ્રાવિકાઓ પણ જ્ઞાન મેળવી શકે.

"કચ્છમાં રહેતા તેમજ બહાર ગામ ધંધા અર્થે જઇ રહેલા કચ્છી ભાઇઓએ આ બાબત લક્ષમાં ઉતારવાની પુરી જરૂર છે અને વગર વિલંબે શરૂઆત કરવી જોઇએ છે. કચ્છ-લાખાપરનિવાસી શેઠ રવજીભાઇ નેણશી એકલાજ ધારે તો આ કામ ઉઠાવી શકે તેવા સમર્થ છે. વળી તે ભાઇ સખી મરદ છે, વૃત્તિ પણ નિર્મળ છે. તો આવા આવા શેઠીઆ જગતમાં અમર નામ કરવાનું અને બીજા જન્મમાં પણ સુખી થવાય એવાં પરોપકારી કામો એક પછી એક ઉઠાવી લે તો કેવું સારૂં ?"

* *

મુનિશ્રીનો લેખ અહીં પુરો થાય છે. એમની આ ' ભિક્ષા ' –આ ' ગોચરી ' કેવી ઉત્તમ છે ! શુ ભાવિક શ્રાવકો પોતાના ગુરૂદેવને ગોચરી માટે પધારેલા જોવા છતાં થોડું દાન દેવાની આનાકાની કરશે કે ? હરગીજ નહિ. હજી અમારા જૈનો એટલા બધા નાસ્તિક થઇ ગયા નથી કે જેથી ગુરૂદેવને ' ભિક્ષા ' આપવાના પવિત્ર કામમા પોતાનુ મન કોચવાવે ! હજી અમારા સાધુઓનું માન છેકજ ઘટી ગયુ નથી કે જેથી તેમના માન ખાતર પણ આવા શુભ કામની શરૂઆત કરવા શ્રદ્ધાળુ શ્રાવકો આનાકાની કરે ! હજી હિંદમાંથી જૈન ધર્મ એટલો બધો દેશનિકાલ થયો નથી કે જેથી કોઇ નહિ ને કોઇક શ્રાવક પણ પોતાના ગુરૂદેવના મ્હોમાથી પડતુ વચન ઝીની લેવા બહાર ન પડે !

મુનિશ્રી ! પ્રયાસ જારી રાખજો બીજા બંધુમુનિઓ પણ આ પ્રયાસમા શામેલ છે, માટે વિજય અવશ્ય મળશે જ.

તા૦ ૬–૨–૧૧

---

## ઉગ્ર ક્રિયાઓ.

## તે વખાણવા લાયક કચ્હારે અને નિંદવા લાયક કચ્હારે?

---

મોક્ષના રસ્તાઓ ભક્તિ, જ્ઞાન અને ક્રિયા છે ત્રણે ઉત્તમ રસ્તા છે, પણ ત્રણે રસ્તે અમુક મહાન જોખમો પણ છે. સ્વતંત્રતા ઉત્તમ ચીજ છે, પણ ઉછાંછળાપણું એ કાંઇ સ્વતંત્રતા નથી ઉદાર દીલ એ

ઉત્તમ ભૂષણ છે, પણ કુકૃત્યોમાં કે બીનજરૂરી કામો પાછળ દોલત ઉડાવવી એ કાંઇ ઉદારતાનું લક્ષણ નથી

આમ ભક્તિ, જ્ઞાન અને ક્રિયા એ ત્રણે ઉત્તમ ચીજ હોઇ તે ચીજોને સાટે બીજી ભળતી ચીજો દુનીઆમાં ફાવી જાય છે એ બહુ ભયંકર છે. ભક્તિનો ઉપયોગ વ્યભિચારમાં, જ્ઞાનનો અભિમાનમાં અને ક્રિયાનો આડંબરમાં ઉપયોગ થનો ઘણીવાર નજરે પડે છે. અને તે ભળતી ચીજોથી દુનીઆનો મ્હોટો વર્ગ ઠગાય છે.

ક્રિયાનો આડંબર આજકાલ ઘણી જગાએ પ્રસરેલો છે. એક તરફથી ક્રિયાની જરૂર જ નથી એમ બોલનારા શુષ્કજ્ઞાનીઓ દુનીઆને ખોટે રસ્તે દોરે છે ( કારણ કે પોતાથી ક્રિયા બનતી નથી); ત્હારે બીજી તરફથી કેટલાક જ્ઞાનરિપુઓ બાહ્ય ક્રિયાના હદપારના દેખાવ કરી અજ્ઞાન લોકોને આડે રસ્તે દોરે છે. લોઢાના ચીપીઆ વડે પોતાના શિરમાંથી લોહી કહાડનાર વૈરાગીને જોઇને આપણે હસીએ છીએ અને એને ઢોંગી કહીએ છીએ પણ આપણા જ ધર્મના સાધુ તરીકે ફરનારા કેટલાક એકલવિહારી પુરુષો ઉગ્ર તપશ્ચર્યાના ઢોંગ કરે છે ત્હારે આપણને ત્હેના ઉપર તો ભક્તિભાવ થાયછે, ત્હેને ઢોંગી કહેતાં આપણે અચકાઇએ છીએ. આ શું સર્વવ્યાપ્ત 'માયા' નું પ્રમાણ ન કહેવાય કે?

'અમે તો અપાસરામાં ઉતરીએ નહિ,' 'અમે તો પાટ-પાટલા માથે મુકીને બજાર વચ્ચે થઇ ઉપાડી લાવીએ તો જ વાપરીએ,' 'અમે તો જીંદગી પર્યંત પણ કપડાંને સાફ કરીએ નહિ અને સાફ વ્હોરી લાવીએ તો પણ મેલું કરીને જ પહેરીએ': આ બધી ક્રિયાઓને હું કોઇ દિવસ આત્માર્થીની ક્રિયા તરીકે માની શકતો નથી. આ 'ક્રિયાઓ' નથી પણ 'ક્રિયાનો આડંબર'-ક્રિયાનો ઢોંગ છે. જે કામ કોઇ ન ...ી શકે તેવું કામ પોતે કરી શકે છે એમ બતાવી પોતાને માટે

ચોતરફથી વાહવાહના પોકાર કરાવવા એટલો જ ત્હેમનો સ્વાર્થ હોય છે. પણ તેટલા સ્વાર્થે તો હજારો ભકતોના બાળક આત્માની ખાણુ ખરાબી કરી દીધી છે. તેઓને આવા બાહ્યખેલ બહાર નજર કરીને જેવા જ પ્રતિબંધ થયેલો હોવાથી તેઓ આખી દુનીઆને ધિક્કારનારા બની જાય છે; પરિણામે અજ્ઞાન દશામાં લીધેલા જન્મનો અંત વેંધુ અજ્ઞાન દશામાં જ આવે છે.

ખરી વાત છે કે, ખરેખરા મહાત્માઓને મકાનની તમા નથી હોતી; શરીર આખું અને મન એક જૂદી ચીજ હોવાથી ત્હેની મલીનતા તરફ ત્હેતું લક્ષ પણ જઇ શકતું નથી. પણ આ કોને માટે ? જેઓએ આત્માનો સાક્ષાત્કાર કર્યો છે તેઓને એ દશા સ્વભાવતઃ જ પ્રાપ્ત થાય છે. વિદેહી દશાના બાહ્ય ચિન્હ તરીકે એવી બેપરવાહી જન્મ પામે છે. પરન્તુ આપણે તો બેપરવાહીનો દેખાવ અગ્રઠો કરીએ છીએ અને વિદેહી દશા હવે પછી મળશે એમ આશા રાખીએ છીએ ! આંબો વાવીએ ત્હેના ફળ તરીકે કેટલેક કાળે કેરી મળે; કેરીને અદ્ધર લટકતી રાખીએ અને પછી આંબો વાવીએ એ કાંઇ ડહાપણ ન મનાય. અને એમ અદ્ધર લટકાવેલી કેરી જોઇને ડાહ્યા લોકો તો આંબો માનશે નહિ મૂર્ખ લોકો પણ એક કેરી જોવા પછી બીજી કેરીઓ જોવાની આશા કરશે અને તે ( આંબાનું મૂળજ ન હોવાથી ) નહિ મળવાને સબબે તે પણ શ્રદ્ધા ગુમાવી બેસશે. મુગટ એ રાજાનું ચિન્હ છે; પણ તેથી કાંઇ નાટકમાં જે છોકરો મુગટ પહેરે છે તે રાજ્યલક્ષ્મીનો ધણી બની શકતો નથી. રાજ્યલક્ષ્મીનું નિશાન-ચિન્હ એ જ મુગટ, આ વાત બરાબર સમજવા જેવી છે. જેણે આત્મા અને દેહ વચ્ચેનો ભિન્નભાવ સંપૂર્ણપણે જાણ્યો છે એવો મહાત્મા આ શરીરમાં અને આ લોકમાં મુકાયલો હોવા છતાં પોતાનાં બીજાં સૂક્ષ્મ શરીરવડે

ઉચ્ચ ભુવનોમાંજ રમણ કરેછે—ઉચ્ચ આનંદમાં જ લીન હોય છે, તેથી ત્હેને આ બહારના ઝભ્ભા તુલ્ય શરીરની મલીનતા આદિની પરવાહ જ નથી હોતી. તે ઉભો ઉભો ઝાડો—પીશાબ કરે તોપણ ત્હેને ભાન નથી; એનું ભાન દીવ્ય પદાર્થોમાં છે—એનો આત્મા ઉચ્ચ—દીવ્ય ભુવનોમાં વિચરે છે અને ત્હાં તે સમ્પૂર્ણ શુચિ પાળે છે. પરન્તુ આ વાત જરા પણ ન ભુલવી જોઈએ કે ઉભા ઉભા ઝાડો—પીશાબ કરીને મહાત્મામાં ખપનારા તો ઢોંગી જ છે; જેઓ મહાત્મા જ હોય—જેઓ વિદેહી જેવા જ હોય તેઓમાં ત્હેમની એ દશાના ચિન્હ તરીકે આવી બાધ આદતો આપોઆપ ઉત્પન્ન થાય છે.

જે પુરૂષ મહાત્મા જ હોય ત્હેને કોઇની તમા ન હોય, તે બહુજ થોડું બોલે, તે ઝાઝા માણસોથી ઘેરાયલો રહે નહિ, તે આત્મામાં જ લીન થયેલો હોઇ દૃઢ સંકલ્પબળવાળો, શાન્ત અને સ્થીર આંખોવાળો, અને દયાના સાગર જેવો હોય છે. ત્હેને કોઈ લાખો ગાળે દે કે અપમાન કરે તેથી ત્હેની આંખનો ખુણો લેશ માત્ર લાલ થાય નહિ, તો પછી ગુસ્સાના વચન કોઇ સમક્ષ બોલવાની તો વાતજ કરવી રહી? એવા મહાત્મા મલીન જોવામાં આવે એ સ્વાભાવિક છે, ભુખ્યા પડયા રહે તો તે પણ સ્વાભાવિક છે, કુતરાની પેઠે જમીન પરથી એંઠું ચાટે તો તે પણ વખાણવા જોગ છે. એ દરેકમાં કાંઇ કાંઇ આશય હશે, કાંઇ કાંઇ ખુબીઓ હશે.

વાંચનારને સમજાયું હશે કે, હાલ જે ક્રિયાનો ભારે દેખાવ કરમાં આવે છે, હાલ જે ઉગ્ર તપસ્યાના નામ તળે—આકરી ક્રિયાના મ તળે—મલીનતાના નામ તળે જે જે ઢોંગ કરવામાં આવે છે આપણા ઓછા સમજદાર ભાઇઓને માટે એક હલાહલ વિષ

સમાન અસર કરનાર થઇ પડે છે. આત્મભાવમાં લીનતાને પરિણામે જે મલીનતા વગેરે આપોઆપ-સ્વાભાવિક રીતેજ થાય એને માટે હું વાંધો બોલતો નથી, પણ જે મલીનતા કે જે ઉગ્ર ક્રિયા આજકાલ જોવામા આવે છે તે તો માત્ર સોનાની કિંમતે ખપવા માટે પીતળ ઉપર ચ્હડાવવામાં આવતો ઢોગ જ છે. મ્હે જાતે એવા કેટલાએ સાધુઓનો અનુભવ મેળવ્યો છે કે જે અપાસરામાં ઉતરવામાં પાપ માને છે અને ગુપ્ત રીતે એક યા બીજે રસ્તે પૈસા કઢાવવામાં પાપ નથી સમજતા, અને દ્વેષ તથા ખટપટ એ તો એમનો ખાસ 'ધર્મ' જ હોય છે મ્હે એવા કેટલાક મલીનતામા અભિમાન લેનારા મહાત્માઓ (!) ને જોયા છે કે જેઓ જ્ઞાનનો અંશ પણ ધરાવતા નથી, તો પછી જ્ઞાન વગર આત્મદર્શન ક્યહાંથી ? અને આત્મદર્શન વગર-આત્મલીનતા વગર, શરીરની હદપારની બેદરકારી ક્યહાંથી આવી ? આ જ ખુલ્લી રીતે પુરવાર કરે છે કે, શરીરની આ હદપારની બેદરકારી માત્ર ઢોંગ જ છે, આત્મલીનતાનુ સ્વભાવિક પરિણામ નથી

સાણંદથી આજે એક વિચારવંત, કેરેલ વયના અને લાંબા વખત ની દિક્ષાવાળા મુનિ એક શ્રાવકદ્વારા મ્હને નીચે મુજબ ખબર આપે છે, કે જે ખબર મ્હારી માન્યતાના એક અચ્છા દૃષ્ટાંત રૂપ થઇ પડે તેમ છે —

***

" અત્રે સાણંદમાં ગઈ કાલે ( તા. ૧૧ મીએ ) દિવસના અગીઆર વાગે ગોધાવી મુકામેથી આવેલો એક મારવાડી સાધુ ઉપાશ્રયમાં આવ્યો. ખંભાત સંપ્રદાયના મહારાજ શ્રી છગનલાલજી સ્વામીએ યથાયોગ્ય સત્કાર આપી સ્થાનકનું આમંત્રણ કર્યું. તે મારવાડીએ આમ-તેમ ચોતરફ અપાસરો જોઇ લીધો અને પછી જવાબ આપ્યો. મ્હારે

મકાનમાં ઉતરવું નથી; મ્હને તો ખુલ્લી હવા જોઇએ મહારાજે કહ્યું: શીયાળામાં ત્હમને ખુલ્લી હવાથી શરદી થશે. પણ તેણે તે વાત માની નહિ. પછી ત્હેને પુછવામાં આવ્યું; ત્હમારૂં નામ શું? કોના શિષ્ય છો? સ્થાનકમાં ઉતરો છે કે નહિ? જવાબ મળ્યો: મ્હારૂં નામ ઘેરૂલાલજી; નરસિંહદાસજીના સંઘાડામાં મ્હેં ૪ વર્ષથી દિક્ષા લીધી છે; ગયું ચોમાસું મારવાડના ઝાલોર ગામમાં કર્યું હતું; મ્હારી સાથે મ્હારો ગુરૂભાઇ હતો તે તપસ્યા કરતો નહતો અને હું ઉગ્ર તપસ્યા કરૂં છું તેથીજ અમારે બન્યું નથી અને હું એકલો પડ્યો; મ્હારી જીભ તોતડી છે, હું કાંઇ ભણ્યો નથી; વિરમગામના શ્રાવકોએ વિનતિ કરી છે માટે ત્યાં જાઉં છું. અમદાવાદમાં માધુપુરામાં ૨૨ દિવસ રહ્યો હતો આ પ્રમાણે વાતો કરી; પછી મહારાજે કહ્યું: ત્હમારે ઉતરવું હોય તો અહીં ઉતરો, નહિ તો ધર્મશાળામાં રહો. કોઇએ ત્હેને ધર્મશાળા બતાવી ત્હાં ઉતર્યો અને કોઇના ઘેરથી પાટીઉં માગી માથે મુકી ધર્મશાળામાં રહ્યો. અહીં એણે લોકોને ક્રિયાઓનો ડોળ બતાવવા માંડ્યો. હું કેવો ઉગ્રક્રિયા કરનારો છું? ત્હમારા મુનિઓથી એમ બને કે? શીયાળામાં પણ એકજ પછેડી રાખું છું. એકાંતર ઉપવાસ કરૂં છું. ગુજરાતમાં આવવા છતાં પણ ગંધ મારતી મુહપતિ બદલતો કે ધોતો નથી. આવી ઉપકારી પરૂપણા કરનારા તે મહાત્મા સાંજે પોતાની પાટ ઉપાડીને સરોવરના કીનારે જઇ બેઠા. રાતના ૧૧ વાગ્યા સુધી લોકોએ તથા પોલીસે ત્હેને ઘણોએ સમજાવ્યો કે તાજુતના દિવસો છે અને ત્હમે અહીંથી ગામમાં ધર્મશાળામાં જાઓ. પણ તેણે માન્યું નહિ. સ્હવારે ૯ વાગે બજારમાં લોકોની દુકાનો ઉપર ઉતરવાની માગણી કરવા લાગ્યો. [illegible]ટે મહારાજે ત્હેને ઉપાશ્રયમાં બોલાવી વિહાર કરી જવાની ફરજ [illegible]ી, તેથી અમદાવાદ તરફની સડકે રવાના થયો. તે એક નમોક્કાર

મત્ર પણ શુદ્ધ બોલી જાણતો નથી ”

સદરહુ લેખક આગળ વધીને લખે છે કે, “ આવા ઢોંગીઓને ક્રિયાવાન તરીકે માનનારા બીચારા અજ્ઞાન જીવોને ચેતવવા એ ઘણું જ ઉપકારનું કામ છે. આવા ઢોંગીઓ એકજ પછેડી રાખી ટાઢ સહન કરવાનું બતાવે છે તેમ તો ઘણાએ કોળીનાળી પણ કરી શકે છે, વહોરવા નીકળે છે તો ૫૦-૬૦ ઘર ભમીને એક જગ્યાથી ગોચરી કરે છે, એમ બતાવવા માટે કે સુઝતો આહાર કઠીનતાથી જ મળે. (હું ધારૂં છું કે ૫-૧૦ શ્રાવકવાળાં ન્હાનાં ગામડામાં તો આ મહાત્માઓ શુદ્ધ આહાર પામતા જ નહિ હોય અને રોજરોજ ભુખ્યાજ પડયા રહેતા હશે ! ) ઉના પાણીનું કોઇ આમંત્રણ કરે તો સદોષ કહી ત્હેને નિર્લજ્જી નાખે અને ધોવણ તથા છાશ ગ્રહણ કરી પોતાની ઉત્તમ પવિત્રતા જાહેર કરે. વહોરવા ગયા ત્હાં કોઇ ગૃહસ્થ ઉઘાડે મુખે બોલી ગયો તો ‘ અસુઝતુ ’ થયું એમ કહી ચાલતા થાય (આશ્ચર્યની વાત છે કે એ મહાત્મા ગામમાં પેઠા હશે ત્હારે મુદપત્તિની મદદ વગર કૂતરું ભસ્યું હશે તે જાનાં ગામને અસુઝતું કેમ નહિ માન્યુ હોય ! એમ અસુઝતું માનતા હોત તો ગામવાળાને આવા ઢોંગીઓના ટોંગમાં ફસાવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત ન થાત ! )

* *

ઉપરના રમુજી પત્રમાંના વર્ણન ઉપરથી વાંચનારને મ્હારી પ્રથમની ટીકાનું સત્ય વધારે સ્પષ્ટ રીતે સમજાયું હશે જેટલો બહારનો દેખાવ છે તેટલો જ અંદરનો ગોટાળો છે એમ સમજવું. જેઓમાં અધ્યાત્મ જ્ઞાન નથી, જેઓમાં આંતર શુદ્ધિ નથી, તેઓ છેવટે બહારની ક્રિયાનો આડંબર કરી લોકોમાં વાહવાહ કહેવડાવવા ઇચ્છે છે બાકી જેઓને ગાંડા જેવી દેખાતી દશા આત્મલીનતાને પરિણામેજ પ્રાપ્ત થઇ છે તેવા

પુરૂષોને તો વાહવાહ કે ગાળો સાંભળવા જેટલી પણ ફુરસદ નથી હોતી અને એવા પુરૂષ તો શોધ્યા હાથ લાગવા પણ મુશ્કેલ છે

દુનીઆમાં આવા ઢોંગ દરેક ધર્મમાં વધી પડ્યા છે અને એટલા જ માટે જ્ઞાન, ક્રિયા અને ભક્તિ એવા ત્રણ રસ્તામાં **સૌથી સહેલો** એવો ભક્તિનો માર્ગ આજકાલ મ્હોટો **જોખમવાળો** માર્ગ થઇ પડ્યો છે. **ભક્તિનું** પાત્ર ખરેખર પવિત્ર ન હોય તો ઉલટા કુમાર્ગનું અને. જમીનના રસ્તા કરતા જળનો રસ્તો ટુંકો-જલદી પ્હોંચાય તેવો છે, છતા જે બોટમા બેસીને જળમાં સફર કરવાની હોય તે બોટ કાણી હોય તો સફરનો કદી પાર જ ન આવે ! માટે ભક્તિનો માર્ગ આજકાલ ઘણોજ જોખમભર્યો છે. ક્રિયાના ઢોંગ કરનારા, માન-ક્રોધ-ઇર્ષા-અજ્ઞાનથી ભરેલા મહાત્માઓ (!) વડે તરવાની લોલુપતા આપણે જતી કરીએ તો ડૂબી મરીએ નહિ, એ વાતની તો હું ખાત્રી આપુછું. કારણ તે સિવાયના બીજા બે રસ્તા સ્વાધીનતાના છે-એનો આપણા હાથની બાજી છે. જ્ઞાન અથવા દરેક બાબતનું રહસ્ય શોધવાપણું અને ક્રિયા એટલે એ જ્ઞાનનો પરોપકારમાં ' ઉપયોગ ' કરવો તે એ બન્ને રસ્તા ( knowledge and charactor) આપણે માટે ખુલ્લા છે. જેને મોક્ષની ઇચ્છા હોય તે ખુશીથી તે ઓછા જોખમભર્યા રસ્તે ( આત્મસાક્ષીએ, નહિ કે બીજાને બતાવવા માટે ) ચાલ્યા જાય.

તા. ૧૬-૨-૧૧.

# જૂનાં અને નવાં 'બંધારણો' અથવા પ્રાચીન કાળથી ચાલી આવતી અને નવી સ્થપાયલી સંસ્થાઓ.

## શું એ સર્વ આજે જરૂરની ચીજો છે?

### એમને જીવતી રાખવામાં કલ્યાણ છે કે મરવા દેવામાં કે મારી નાખવામાં?

## 'सुधारक' तेमज 'हठीला' बन्नेने चेतवणी.

(૧)

કાયદા અથવા કાનુનને માણસ ભલે પોતાની અજ્ઞાનતામાં ગમે તેટલો ધિક્કારે, પરન્તુ આ **વિશ્વની** ઘટમાળ જ કાયદા અથવા કાનુન આધારે ચાલે છે. ન્હાનામાં ન્હાની અને મ્હોટામાં મ્હોટી ચીજ, બનાવ, પ્રાણી અને સમાજ સર્વને ઉત્પન્ન કરનાર, પોષનાર, મારનાર અને તારનાર, ' કાયદો ' જ છે. કુદરતી કાયદા ભાગ્યે જ બદલાય છે અને બદલાય છે તો પણ લાંબે કાળે બદ

લાય છે, જ્યારે મનુષ્યકૃત કાયદા દેશ-કાળાદિ સંજોગો ઉપર આધાર રાખતા હોઈ પ્રમાણમાં વધારે ઝડપથી બદલાય છે, જો કે તેમના તેવી રીતે બદલાવામાં પણ કુદરતી કાયદાનો આધાર લેવાયો હોય છે.

વિશ્વનો કોઇ ન્હાનામાં ન્હાનો દેખાતો બનાવ પણ-આપણી ટુંકી દૃષ્ટિ એનું કારણ ન દેખી શકતી હોય તે છતાં-'કર્મના કાયદા'ના હુકમથી જ બનવા પામે છે. 'Cause and effect' એટલે 'કારણ અને પરિણામ' ના ધોરણસર જ—વ્યવસ્થાપૂર્વક જ સર્વ કંઇ બને છે, કંઇ અણધાર્યું કે અકસ્માત તરીકે બનતું નથી.

કાયદાને બાજુએ રાખીને જીવનવ્યવહાર ચલાવવા જે માણસ ઇચ્છતો હોય—'કાયદો' શબ્દ જ જે માણસને વિષ જેવો લાગતો હોય તેવા માણસો પોતાને માટે એક આત્મઘાતીનું કામ કરે છે અને જનસમાજને માટે ભયંકર પ્લેગનું કામ કરે છે.

જ્યહાં સુધી એક કાયદો ચાલે છે—હેમાં અમુક સુધારો દાખલ કરવામાં આવ્યો નથી—ત્યહાં સુધી તો જેમને માટે તે કાયદો અસલ બનાવવામાં આવ્યો હતો તે સર્વ લોકો એ કાયદા અનુસાર સુસ્તપણે વર્ત્તવાને બંધાયલા જ છે; એમને એમાંની કોઇ વાત ન ગમતી હોય તો પણ સમાજમાં અંધાધુંધી ન પેસવા પામે એટલા ખાતર—**વ્યવસ્થાના રક્ષણ ખાતર**—'બંધારણ'ના નિભાવ ખાતર અણુગમતી પણ કાયદાએ ફરમાવેલી વાતો પાળવી જ પડશે. વધુમાં વધુ તે માણસ એટલું કરી શકે ખરો કે, જે કલમ બદલાયલા સંજોગોમાં એટલે બદલાયના 'દેશ–કાળ'માં કહાડી નાખવા કે સુધારવાથી સમાજને વધુ હિત થવાની વકી હોય તે કલમ સમાજની **નજર આગળ લાવવી.** ત્હેમાં કરવા જોઇતા ફેરફારોના સબંધમાં શાન્ત અને દલીલોવાળી ચર્ચા ઉઠાવવી, લોકમત કેળવવા અને ખાસ કરીને કાયદો જેમના હાથમાં કુદરતે મૂકયો હોય તેવા સભાસ કે સભાસોનું તે તરફ ધ્યાન ખેંચવું. આમ કરીને કાયદો સુધરાવતાં સુધી તો તેણે જૂની કલમોનો અમલ કરવો જ જોઇએ, નહિ તો સમાજમાં અવ્યવસ્થા થાય અને બંધારણ તૂટી જાય બંધારણ વગરનો સમાજ, આત્મા વગરના શરીરથી પણ વધારે હાનીકારક છે, કાયદાને નહિ માનનારા બ્હારવટીઆઓના ટોળા જેવો તે ભયંકર—ધાસ્તી રાખવા લાયક થઇ પડે.

આટલા માટે જ હું આ વાત ઉપર ભાર દેવા માગું છું કે, શું ભણેલા કે શું અભણ, શું ગરીબ કે શું શ્રીમંત, શું ગૃહસ્થ કે શું ત્યાગી કોઇએ 'બંધારણ'ની બેપરવાઇથી વર્તવું ન જોઇએ, પોતાના પંડને જે કામ અનુકૂળ જણાય તે જ કરી લેવાની **સ્વચ્છંદી** પ્રકૃતિને વશ થવું ન જોઇએ. સમાજ અને પોતા સાથેનો સંબંધ

વિસારવો ન જોઇએ. ' માણસ એ ' સમાજનો એક અંકોડો ' છે; તે એકલો જ—છૂટોછવાયો કાંઇ ' ચીજ ' નથી—કોડીદામનો નથી—રે રોટલાનો ટુકડો પણ મેળવી નહિ જ શકે. જો અભિમાની ગ્રેજ્યુએટ એમ માનતો હોય કે હું આટલો ભણેલો—સુધરેલો છતાં આ જંગલી જેવા દેખાતા લોકોના સમાજની શા માટે દરકાર કરૂં, તો હેને ' બંધારણ 'ની રચના જ માલુમ નથી. થોડા દિવસ તે સખસને કોઇ નિર્જન ટાપુમાં મુકો; ત્યહાં હેના માનીના વિદ્વાનોના ગ્રંથોના ઢગલા, કાગળ—ખડીઓ—શાહી—પેનનો જથો અને સુવા—બેસવાના મઝાના કોચ પણ ( જો કે તે હેણે જાતે ઉત્પન્ન કરેલા નથી અને ' સમાજ ' થી—' બંધારણ ' ના નિયમ ઉપર ચાલતા ' સમાજ ' થી બનેલા છે તો પણ ) હેના ઉપર મહેરબાની ખાતર હેને પુરા પાડો. બંધારણના નિયમથી ઉત્પન્ન થયેલું અન્ન—ખોરાક છઉ હેના પેટમાં છે, ત્યહાં સુધી હેને સમાજનું સ્મરણ થશે નહિ. એક, બે, ત્રણ ને છ કલાક વ્યતીત થવા દો. ' બંધારણ ' અને ' કાનુન ' ને પૂજનારૂં હેનું જડ શરીર પોતે કહેશે કે; ' મ્હને રોટલી—દાળ—ભાત—શાક જોઇએ છે ! '

આપણા ' માસ્ટર બાબુ ' ગભરાય છે, આસપાસ નજર કરે કરે અને વિચારમાં પડે છે કે અહીં હું જમીન ખેડવા માટે હળ ક્યહાંથી લાવું, અનાજ સાફ કરવાનાં સાધનો ક્યહાંથી લાવું, હેને દળવાનાં—પકવવાનાં રાચ ક્યહાંથી લાવું ? હવે હેને જીંદગીમાં પહેલી જ વાર સમજાય છે કે, સૃષ્ટિમાં દરેક પ્રાણી ઉપયોગી છે અને કોઈ પ્રાણીને ગેરઈન્સાફ ન થવા પામે એવી રીતે સર્વની ઉન્નતિ કરવા સમાજ બંધાયા, તેથી કોઇ ખેતી કરે—કોઇ દળણું કરે—કોઇ ભણાવવાનું કામ કરે—કોઇ રોગ મટાડવાનું કામ કરે, એ પ્રમાણે

કામની વહેંચણી અને વ્યવસ્થાથી 'બંધારણ' બંધાયું, અને બંધારણ ટટવાથી—એક માણસ છૂટોછવાયો પડવાથી કે પોતાનો જ સ્વાર્થ સાધવાની કે પોતાની જ સગવડ જાળવવાની ઇચ્છા થવાથી આખો સમાજ સમુદ્ર તળીએ જઇ બેઠો મતલબ કે, કોઇ પણ માણસે પોતાના તેમજ સમાજના હિત તરફ નજર રાખીને ચાલુ બંધારણ જ્હાં સુધી બદલવામાં ન આવે ત્યહાં સુધી ત્હેનું ઉલ્લંઘન કરવા જેવી આપખુદી ન ચલાવવી જોઇએ. તેમાં પણ **માણસ જેમ વધારે ભણેલો—વધારે કેળવાયલો—વધારે સમજુ તેમ તે તો 'કાયદા'ને—બંધારણને ચુસ્તપણે પાળવાને વધુ બંધાયલો છે.** એક 'સંઘ,' એક 'જ્ઞાતિ' કે એક 'ગોળ' બંધાયા પછી, કેટલેક કાળે એ સંસ્થાના કોઇ સભાસદને એમાનો એકાદ નિયમ અગવડ રૂપ થઇ પડયો, એથી કાંઈ એને એ સંસ્થા તોડવાનો અધિકાર મળતો નથી. આપણે થોડાક દાખલા તપાસીએ. 'જૈનસંઘ' નામની એક સંસ્થા છે, ત્હેનો કોઇ સભાસદ એ વર્ગની માન્યતા વિરૂદ્ધ ખળભળાટ કરતો હોય તો તે સંસ્થાના અમુક એક કે બે મુખ્ય મથકો ખાતે રહેતા અગ્રેસરો તે સભ્યને જૈનસંઘથી બહિષ્કાર કરે, એવો રીવાજ ચાલુ છે. આ રીવાજ પ્રથમ તો સંઘના રક્ષણાર્થે–ધર્મના રક્ષણને અર્થે દાખલ થયેલો; પરન્તુ વિશાળ દૃષ્ટિવાળા અને મ્હોટા પેટવાળા અગ્રેસરોની જગાએ જ્હારથી છીછરા પેટના અને અધશ્રદ્ધાળુ બગુચકોએ રોકાઇ લીધી ત્હારથી જ્હેનેત્હેને વગર અપરાધે પણ, એ સખ્ત શિક્ષા ફરમાવવા માંડી **સત્તાનો ખરેખર આ દુરૂપયોગ છે—ખરેખર એ જુલમ જ છે,** તથાપિ–કહું છું કે તથાપિ–નુકસાન પામતા સભ્યોને એમ કહેવાનો કશો અધિકાર નથી કે "તમે

અમુક બે મુખ્ય મથકના અગ્રેસરો અમારો ન્યાય કરવાનો **અધિકાર** જ ધરાવતા નથી; આખા હિંદના જૈનોને એકઠા કરો અને પછી ઇન્સાફ આપો." આ કાંઈ કાયદાના જાણપણાવાળા સખસનું કથન ન કહેવાય. કાયદાનો અમલ કરનાર અમુક મૅજીસ્ટ્રેટ કે જજ ખરાબ હોય તેથી કાંઇ કાયદો ખોટો ઠરે કે? જો તે મૅજીસ્ટ્રેટે આપેલો ઇન્સાફ ખોટો કે ઇર્ષાયુક્ત જણાતો હોય તો ત્હમે બીજા કોઇ મૅજીસ્ટ્રેટ પાસે—બીજા કોઇ મુખ્ય મથકના અગ્રેસરો પાસે ન્યાય માગો અને ત્હેમનું જજમેન્ટ શાન્તિપૂર્વક જાહેર કરો. આખા હિંદના જૈનો કદી એકઠા મળી શકે જ નહિ અને કોઇ ખરા દોષીતને પણ શિક્ષા કરવાનો વખત જ આવે નહિ; માટે એવી દલીલ કરવી તે માત્ર જોહુકમીનું જ લક્ષણ ગણાય. વળી આજ સુધી જે કાયદો ચાલતો આવ્યો છે તે કોઈ **અમુક સખસ માટે** બદલી શકાય નહિ; તે સખસે તે કાયદાનું માન સાચવી દુઃખ સહન કરવું પડે તો તે **શાન્તિથી** સહીને પછી—પછી જ તે કાયદો સુધરાવવા ( **પરમાર્થ માટે** સુધરાવવા ) હીલચાલ કરવી જોઇએ; કે જેથી ફરીથી બીજાઓને તે કાયદાનો ગેરઉપયોગ કરનારા ઇર્ષાળુ, અભિમાની અને અંધશ્રદ્ધાળુ 'મૅજીસ્ટ્રેટો'નો ત્રાસ સહવા વખત ન આવે. એવા પુરૂષો જ આ **દુનિયાના ટેકા** રૂપ છે. એઓ જ 'સમાજ'ના **નેતા** અને **મિત્ર** છે. જેઓ પોતાને માથે આવી પડતી થોડીએક અગવડ સહન ન કરતાં ખળભળાટ કરી મુકે અને અમુક મુખ્ય મથકોના અગ્રેસરોને ગમે તેવા ભયંકર બનાવ વખતે પણ ઇનસાફ આપવાનો **અધિકાર નથી** એવી સમાજનું મૂળ વાઢનારી દલીલ રજુ કરે તેઓને પુછવું જોઇએ છે કે "ત્હમારો કહેવાતો ગુન્હો, ગુન્હો નથી એમ દલીલ ખાતર માની લ્યો, પરન્તુ ત્હમે જ્હેને ખરેખર જ ગુન્હો ગણો

એવું કોઇ દુષ્કૃત્ય—જેથી સમાજને ભારે નુકશાન થવા વકી હોય એવું જ દુષ્કૃત્ય કોઇ સખસ કરે તો પણ શું આખા હિંદનો સંઘ એકઠો મળે ત્હાં સુધી રાહ જોવી ? શું ગુન્હાનો વંશ વધ્યા* જ જાય એ ઇચ્છવા યોગ્ય છે ? " સુજ્ઞ પ્રજા તે જ છે કે જે ગમે તેવા મૅજીસ્ટ્રેટનો હુકમ **તે વખતને માટે તો** માથે ચ્હડાવે અને પછી બીજા જજ પાસે ઇન્સાફ માટે અરજ કરે અને જો સર્વ મૅજીસ્ટ્રેટો **હયાતી ધરાવતા કાયદાને અનુસરતાં** બીજો ઇન્સાફ ન જ આપી શક્યા હોય તો તે કાયદો બદલવા-સુધારવા કે રદ કરવાને કાયદેસર-ની હીલચાલ કરે.

એક બીજું દૃષ્ટાંત લઇએ. ઝાલાવાડ પ્રાંતના દશાશ્રીમાળી સ્થાનકવાશી જૈનોમાં કન્યાવિક્રય, લગ્નાદિ પ્રસંગે ભારે પડતાં ખર્ચ, કન્યા મેળવવાની મુશીબતી વગેરે દુઃખોનો અટકાવ કરવા માટે તેઓએ એકઠા મળીને પોતા માટે એક ' બંધારણ ' બાંધ્યું, જેને ' ગોળ ' કે ' ઘોળ ' એ નામથી સામાન્ય લોકો ઓળખે છે. ઝાલાવાડમાં વસતાં એ જ્ઞાતિનાં તમામ ઘર આ બંધારણમાં શામેલ છે, મતલબ, કે આખા સમાજના હિત માટે અને તમામે એકઠા મળીને આ ' બંધારણ ' બાંધ્યું છે. ઝાલાવાડની કન્યા દેશાવર ખાતે ન જવાને

---

* આ દૃષ્ટાન્તો, કોઇ અમુક જ જ્ઞાતિને માટે લખાયલાં સમજવાનાં નથી. ભણેલાઓ કેટલીકવાર જે ' બંધારણો 'ની વિરૂદ્ધ મત આપવાની ઉતાવળ કરે છે અને તોડી નાખવા પ્રયાસ કરે છે તે બંધારણોમાં કોઇ વખત ઘણું ઉત્તમ તત્વ રહેલું હોય છે, એ વાત આ દૃષ્ટાન્તપરથી બરાબર સમજાશે. આ દૃષ્ટાન્તમાંથી દરેક જ્ઞાતિના માણસોને ઘણા શિખવા જેવા મુદ્દા મળી આવશે.

લીધે કન્યાની અછત ઓછી થતી ગઇ એટલુંજ નહિ પણ ' ગોળ ' બંધાયાને હજી ભાગ્યે જ હજાર દિવસ થયા છે એટલામાં તો કન્યાને બદલે સારા વરની અછત જણાવા લાગી છે ! ' ગોળ ' સ્થાપવાના ઘણા આશયોમાંનો એક તો આટલા ટુંકા વખતમાં પાર પડ્યો છે.

એકેક ગરીબને ઘરબાર અને ' પંડ ' ને પણ વેચીને ( દેવાદાર થઈને ) બે કે ચાર હજાર રૂપીઆના ખર્ચે કન્યા મેળવવી પડતી હતી તે હવે વેચાણ તો લગભગ બંધ થઇ ગયું છે અને એક માણસના ૨૦૦૦ એ. હિસાબે દરસાલ માત્ર ૧૦૦ માણસોના જ ગણીએ તો વર્ષે ૨૦૦૦૦૦ બે લાખ રૂપીઆનો ફાયદો ઝાલાવાડને થયો છે. આટલો ચમત્કાર પોતાની ટુકી કારકીર્દીમાં બતાવનારા એક ' બંધારણ ' થી કદાપિ પોતાને બોજી કોઇ રીતે અગવડ થતી જોવામાં આવે તો તે સહન કરી લેવી એ જ સજ્જનનું ભૂષણ હોવા છતાં કેટલાક શ્રીમંતો અને કેટલાક કેળવાયલા ભાઇઓ હવે ફર્યાદ કરવા લાગ્યા છે કે " અમારી પુત્રીઓ માટે અમને ખાનદાન વર ઝાલાવાડમાં મળતા નથી માટે અમે તો ' ગોળ ' ને તુટેલો જ જોવા ખુશી છીએ. " આ કેટલું અજ્ઞાન ! કેટલી સ્વાર્થાંધતા ! અરે પોતાના સ્વાર્થમાં પણ કેટલું સમજદારપણું ! એ ભાઇઓને કદાચ તાજુબી લાગશે પરન્તુ

ખેલ જોઇ તાળીઓની ગર્જના કરતા પ્રેક્ષકોને જોવાથી થવા સંભવ હોય. હું ખુલાસો કરીશ. લાયક–ગેરલાયકની આપણી **વ્યાખ્યા** જ પ્રથમ તો ખોટી છે. કોઇ, **શ્રીમંતને** લાયક કહે છે ; કોઇ, **સ્વતંત્ર બનેલા** થોડું અંગ્રેજી ભણેલાને લાયક કહે છે; કોઇ, જેના ઘરમાં એક પણ કન્યાવિક્રય અગાઉ ન થયો હોય તેવા ઘરના જ ગમે તેવા છોકરાને ' ખાનદાન મુરતીઆ ' ગણે છે. આમ જૂદી જૂદી અને ભૂલભરેલી માન્યતાઓ ચાલી રહી છે. કોઇ તો કન્યા વેવીશાળ કે લગ્નને લાયક થાય તે પહેલાં જ બૂમ મારી ઉઠે છે કે " આટલાં વર્ષો સુધી તપાસ કરી પણ લાયક મુરતીઆ ન મળ્યો, માટે આ ' ગોળ ' નું સત્યાનાશ જજો " ! ખરેખર સત્યાનાશ તો સ્વાર્થાંધ અને દીર્ઘદ્રષ્ટિ વગરના પુરૂષોનું જ જવાનું છે, કે જેઓના **સુખ માટે** કરાયલા કામમાંથી પણ તેઓ **સુખ મેળવી શકતા નથી** અને સર્વત્ર દુઃખ–દુઃખ અને દુઃખ જ ભાળે છે. મુરતીઓ જો ન્હાનો જ પસંદ કરવો હોય–વૃદ્ધ નહિ–તો પછી કોઇ જ મુરતીઓ ' નાલાયક ' નથી. કાચી કોડીને કાનો ન્હડી શકે છે. શા માટે ત્હમે કે જેઓ અમુકને ત્હમારો જમાઇ બનાવવા ઇચ્છોછો–જેના હાથમાં ત્હમારી પ્રિય પુત્રીનો હાથ આપવા ઇચ્છોછો–જે પુત્રીના માની લીધેલ સુખ માટે તો ત્હમે આખા સમાજનું છેદનભેદન કરવા તૈયાર થયાછો એવી એ વ્હાલામાં વ્હાલી કન્યાનો જેને ત્હમે ' પ્રાણનાથ ' બનાવવા ઇચ્છોછો ત્હેને માટે ત્હમે કે જેઓ શ્રીમંત યા સુખી છો તેઓ શા માટે થોડાક રૂપીઆ ખારા ન કરી શકો ? શા માટે ત્હમે કોઈ પણ ન્હાની ઉમરના દેખાવડા અને તનદુરસ્ત તથા સામાન્ય અક્કલવાળા સ્વધર્મી છોકરાને ત્હમારા ખર્ચે ભણાવવાનો બંદોબસ્ત કરી પછી જ ત્હેને કન્યા ન

પરણાવો ? વળી ત્હમારામાંના જેઓ વિદ્વાન હો તેઓને તો એવી રીતે પોતાની પુત્રીના લાયક પતિ ' બનાવવો ' એ બહુ મુશ્કેલ કામ ન જ જણાવું જોઇએ. એક ઘરમાં ગમે તેવાં કુકર્મ–દેશકાળ ખરાબ હોવાને લીધે—વાતાવરણ ખરાબ હોવાને લીધે—વર્ષો પહેલાં થયાં હોય, તથાપિ તે ઘરના બાળકને ત્હમે ઉચ્ચ ખ્યાલાતવાળા **મનુષ્ય જ** જો ઉછેરશો તો તે **ત્હમારા જેવો જ** થશે અને ત્હમે જેવો જમાઈ ખોળતા હતા તેવો જ નીવડશે. **દીકરી** વ્હાલી છે પણ **દીકરીના પતિ** ત્હમને વ્હાલો નથી ! દીકરી **વ્હાલી છે** પણ દીકરીના પતિ–જીગર–સર્વસ્વ ખાતર થોડુંક ખર્ચ કે થોડીક તકલીફ વ્હોરવી ત્હમને **પાલવતી** નથી ! અને તે છતાં ત્હમે દોષ દોછો ' ગોળ ' ને શિર, કે જે ત્હમને ' સારા વર ' નથી મળવા દેતો ! શું ' ગોળ ' ઝાલાવાડની સ્ત્રીઓને પુત્ર ઉત્પન્ન કરવાની મના કરે છે ? શું ' ગોળ ' રકુલના માસ્તરોને એ પુત્રોને ઉત્તમ શિક્ષણ આપતાં અટકાવે છે ? શું ' ગોળ ' ઉત્તમ **સોબતના** સ્વાભાવિક પરિણામને રોકવા કમર કસે છે ? અને શું 'ગોળ'ની પાસેથી ત્હમે એમ ઇચ્છોછો કે ' ગોળ ' ત્હમને અનાજ ચાવી આપીને મ્હોંમાં મૂકે? **' આપબળ ' સિવાય સઘળું** નકામું છે. ત્હમે જો ત્હમારી આંખની કીકી સરખી પુત્રીના જીંદગીભરના સુખ માટે ' આપ બળ ' ન વાપરી શકો તો ત્હમારા ' માટે ' ગોળ ' કે ' રાજ્ય ' કે ખુદ કુદરત પણ કાંઇ જાતનું સુખ આપવાને શક્તિમાન્ નથી. જે કુદરતે ઝાલાવાડમાં પ્રથમ કન્યાવિક્રય ઉત્પન્ન કર્યો તે કુદરતના તે ડહાપણ-ભર્યાં પગલાંને ગાળ ભાંડવાનો ત્હમને કશો અધિકાર નથી; કારણ તે તેણે તો તે ' કર્મ 'ના કાયદા મુજબ જ કર્યું હતું, એટલા માટે કે ત્હમે અતિશય દુઃખ પામ્યા સિવાય જાગવાના નથી અને જાગીને

'બંધારણ' બાબતે તથા કન્યાવિક્રયની બદીના પ્રતાપે સારા પુત્રોની સખ્યા થોડી રહી હોવાથી મનમાનતા 'વર' નહિ મળવાથી ત્હમને ત્હમારા સ્વદેશી અને સ્વજાતિ બધુઓને '**લાયક**' **બનાવવાની ફરજ સમજાશે** તેથી ત્હમારી હજારોની સખ્યા ધરાવતી કોમનું **ભવિષ્ય ચળકતું બનવા પામશે.** પરન્તુ ત્હમે તો ઉન્નતિક્રમના એક પગથીઆ આગળ જ અટકી ગયા અને ત્હમારી તે પ્રમાદ દશાને-ત્હમારી તે ટુકી દૃષ્ટિને લીધે થતુ દુખ 'બધારણ' ને માથે -'ગોળ' ને માથે ઢોળી દેવા અને ત્હેને જ ગાળો ભાડવા તથા તોડી પાડવા તયાર થયા !

ચાલુ સજોગોમા એ ડહાપણભર્યું હતુ કે 'ગોળ' ના સેક્રેટરી અને 'ગોળ' મા ના કેળવાયલા યુવાનો પોતાના વિચારો, અનુભવો અને મુશ્કેલીઓ અવારનવાર જાહેરમા મુકી તે બાબત પર ચર્ચા ચલાવે, કે જેથી કાઇ નહિ ને કાઇ સુધરા કરવાનુ બની શકે ત્હેને બદલે સિવાય નહિ જ ચાલે કે એક પણ 'ગોળ' ના સેક્રેટરી પોતાની ફરજ સમજતા નથી તેઓ ઘેર બેઠા બેઠા સેક્રેટરી તરીકેની વાહવાહ ખાટે છે અને બહુ તો અમુક પક્ષપાતના ભમો કરી 'બધારણ' ને શીથીલ બનાવે છે વર્ષમા ૨-૩ માસની મુસાફરી કરી, હજી નવા જ ગણવા લાયક 'ગોળ'નાના જૂદા જૂદા ગામોની મુલાકાત લઇ ધારાધોરણ સમજાવવાનુ અને સુરાપૂર્ણ ધારાનો અમલ કરવાની સલાહ આપવાનુ કામ કોઇ સેક્રેટરી બજાવતો નથી અમુક ધારાનુ પાલન કરવા જતાં અમુક સખસને હરકત નડી છે એમ જાણવામાં આવતા જ તે હકીકત જાહેર પત્રો દ્વારા ખુલ્લી કરીને વિદ્વાનો અને વૃદ્ધોની સલાહ પૂછાવવાનુ કામ કોઇ સેક્રેટરીએ કર્યું નથી

'બંધારણુ' બાંધશો તથા કન્યાવિક્રયની બદીના પ્રતાપે સારા પુરૂષોની સંખ્યા થોડી રહી હોવાથી મનમાનતા 'વર' નહિ મળવાથી હ્મને હ્મારા સ્વદેશી અને સ્વજાતિ બંધુઓને **'લાયક' બનાવવાની ફરજ સમજાશે;** તેથી હ્મારી હજારોની સંખ્યા ધરાવતી **કોમનું ભવિષ્ય ચળકતું બનવા પામશે.** પરન્તુ હ્મે તો ઉન્નતિક્રમના એક પગથીઆ આગળ જ અટકી ગયા અને હ્મારી તે પ્રમાદ દશાને–હ્મારી તે ટૂંકી દૃષ્ટિને લીધે થતું દુઃખ 'બંધારણ' ને માથે

પાડવાનો ઉદ્યમ કરવાના. પરન્તુ સમજદાર શાણા સજ્જનો તો 'બાંધવા'માં પડેલી મુશ્કેલીનો ખ્યાલ લાવીને, પોતાને પડતી કોઇ અડચણને દૂર કરવા માટે ખાનગી રીતે તેમજ જાહેર રીતે બીજાઓની સલાહ પૂછવાને અવશ્ય થોભશે, પણ '**તોડવા**'**ને કદી તત્પર નહિ જ થાય.**

દૃષ્ટાન્તોમાંથી આગળ ચાલો. 'બંધારણ' ની શી જરૂર છે અને 'બંધારણ' તરફ કેવી દૃષ્ટિએ દરેક વ્યક્તિએ જોવું જોઈએ એ બાબત વિવેચન કર્યા પછી હવે આપણે 'ચતુર્વિધ સંઘ' નામથી ઓળખાતું જૂના વખતથી ચાલ્યું આવતું અને 'કૉન્ફરન્સ' નામથી ઓળખાતું નવું સ્થપાયલું બંધારણઃ એ બન્નેનું સ્વરૂપ તપાસીશું અને એમના ગુણ દોષ વિચારીશું તથા ત્હેમની હયાતી જરૂરની છે કે કેમ એ પણ ચર્ચીશું.

# જૂનાં અને નવાં 'બંધારણો' અથવા પ્રાચીન કાળથી ચાલી આવતી અને નવી સ્થપાયલી સંસ્થાઓ.

---

(૨)

# जैन पत्रकारो, लेखकों तथा विचारकोनी कॉन्फरन्स माटे दरखास्त अने आमंत्रण.

---

તા ૨૪ જુનાઇના અંકમા 'બંધારણોની' ની-'સંસ્થા'ઓની શુ જરૂર છે અને હેમને અનુસરવાની કેટલી બધી અગત્ય છે એ બાબતપર મ્હારા વિચારો હું છૂટથી જણાવી ચૂક્યો છુ સુધરેના પરન્તુ એકનપેટા વિચારવાળા ભાઇઓને ઉપાલમ્ભ આપ્યો છે આજે આપણે 'ચતુર્વિધ જૂના વખતથી ચાલી આવતી સસ્થાના સમ્બધમા છે, હેમા કદાપિ રોગીઆ અને સાધુ વર્ગને માટે

મણા કીડી
સીડાની માફક
પાક ખાઈ જઈ

આવે તો હેમણે પોતાની જાતને દવાની જરૂર કામ છે? જ્ઞાનનો હોય તેવી સ્થિતિમાંથી મુક્ત કરવાની કોશીશ કરવી શું અધર્મ છે?

જો દુનીયાનો કોઇ મ્હોટામાં મ્હોટો દેવ પણ અમને એવું ફરમાવતો હોય તો તે દેવને માનવા અમે બંધાયલા નથી, તો પછી આચાર્યો કે સાધુઓનાં એવા મિથ્યા બકવાદની અમને શું પરવા પડી છે? આંખો મીચીને કૂવામાં પડવાથી જો અમને મોક્ષ મળતું હોય તો તે મોક્ષ અમારે નથી જોઇતુ, ભલે તે વેષધારીઓને મુબારક હો! હરકોઇ ધર્મનું કે હરકોઇ વિચારનું પુસ્તક વાંચવું—સાંભળવું કે જોવું એને અમે કદી પાપ માનીશું નહિ; એમાંના વિચારો ખોટા હશે તો અમે હેને ગ્રહણ કરીશું નહિ, સાચા હશે અને અમારા આત્માને કોઇ પણ ગુણ પ્રગટાવવાના કામમાં મદદ કરશે તો તે ગમે તે ધર્મનું પુસ્તક હો--ચાહે કોઇ ક્રિશ્ચીઅનનું બનાવેલું કાં ન હો-પણ અમને તે માન્ય છે-અમારૂં તે ઉપકારી છે.

મરહુમ કવિ રાયચંદની વિરૂદ્ધમાં મ્હેં કેટલાંક વર્ષ અગાઉ એકાદ વખત વિચારો પ્રગટ કર્યા હતા; હું હજી પણ હેમને કેવળી કે તીર્થંકર તરીકે કે અપવાદ રૂપ પુરૂષ તરીકે માનતો નથી. શ્વેતાંબર મૂર્તિપૂજક સાધુ આણંદસાગરજીના ઉપર મરહુમના સંબંધમાં લેખ લખતાં આવી પડેલો ધાડ વખતે હેમની મદદમાં ઉભો રહેનાર પણ હું જ હતો, તે છતાં આજે જ્હારે મરહુમના **પુસ્તકને વાંચવાં** કે હેમના ઉપર ઉપકાર દૃષ્ટિથી જોવું એ પણ એક મહાભારત ગુન્હા તરીકે ગણાવા લાગ્યું છે અને આચાર્યો એવા ગુન્હા (!) માટે પોળ બહાર અને સંઘ બહારનાં ફારસ કરવા લાગી પડ્યા છે તેવે વખતે મ્હારે કહ્યા સિવાય ચાલશે નહિ કે, 'જૈનશાસન'ના રાજ્યનો **ચોથો હિસ્સો ધરાવતા** શ્રાવક વર્ગના **વાજબી** હક્ક ઉપર તરાપ મારનાર સાધુઓ હમારા આખા સમાજના શત્રુઓ છે—રે વીર પરમા---- દ્રોહીઓ છે. 'અમુકને જ માનો, અમુક વિચાર જ સાંભળજો'

એમ તે પિતામહે કદી ફરજ્યાત ઠરાવ્યું નથી. 'અન્ય લિંગે સિદ્ધા' એવો બોલ બોલનાર મહાવીરના પુત્રો ઉપર—જૈનો ઉપર ખુદ જૈન ધર્માનુયાયી પુરુષોના વચનો વાચવા કે માનવાં એને મહાભારત અપરાધ ઠરાવવા જેવી જોહુકમી ચલાવવામાં આવશે, તો પછી અમો શ્રાવકોને ધરતીપર પગ મૂકવો ભારે થઇ પડશે. મરહુમ રાયચંદભાઇનાં પુસ્તકો વાંચવાં એ જો ગુન્હો હોય તો પછી પીળાં કપડાંવાળાનાં પુસ્તકો વાંચવા એ સફેદ કપડાંવાળાના હીસાબે ગુન્હો નહિ કે? અને પીળાં કપડામાં પણ 'સાગર'નાં પુસ્તક વાચવાં એ 'વિજય' ના હિસાબે ગુન્હો નહિ કે? થાઓ તૈયાર ત્હારે, ઉગામો 'સંઘ બહાર' નું શસ્ત્ર અને કુલ જૈનોને કરી દો સંઘ બહાર, એટલે પીડા મટી! પદર લાખ ગણાતા હતા તે ન ખમાયા તેથી પાંચ લાખને જ વીરના પુત્ર માન્યા, તેમાંએ હવે તો મારામારી ચાલી અને એક જ ગચ્છમાં પણ અમુકના વિચારો સાંભળનારને ગચ્છ બહાર કે સંઘ બહાર મૂકવા માંડયા! હવે તો જૂદા જૂદા સઘાડાના સાધુઓ પોતાના ઘેર માણસો જન્માવે અને ત્હેમને જન્મથી જ પોતાના વિચારના બનાવે તો કાંઇ ખરો જૈન ધર્મ (ત્હેમની વ્યાખ્યા પ્રમાણે ખરો જૈન ધર્મ) ટકી શકે! બાકી તો જૈન ધર્મ પાયમાલ થઇ જશે!

પરન્તુ નહિ, શ્રાવકો! ત્હમે એવા બ્હીકણ ન થાઓ. ત્હેમને આજે પાટા બંધાવનાર પરની ત્હમારી પૂજ્યબુદ્ધિને તળીઆ વગરના કુવામાં ફેંકી દો. અપાસરો છોડી આખી દુનીઆમાં ફરો, અને કૂવામાંના દેડકાં થતાં બચી જઇ દુનીઆનું જ્ઞાન પામો. અમુક જગામાં જ સર્વ જ્ઞાન ગોંધી રાખ્યું છે એવો સાંકડો અને આત્મઘાતી વિચાર છોડી તત્વનો અને નીતિનો ઉપદેશ અને ચર્ચા કરનારા હર-

તૈયાર છીએ અમારા 'વીર' ના શાસનમાં હલકી જાતના 'ઢેડ' ને પણ લીધેલ છે અને એને કેવળજ્ઞાન મળતા કોઇ આચાર્યે વાંધો લીધો નથી ! અરે અમારા સંઘમાં તો હાથી ને વાઘ, સાપ અને સસલું સર્વ પ્રાણી માત્ર છે હરકોઇ જીવ કે જે અમારા પિતાની અમારા રાજાની—અમારા દેવની ખુબી સમજી શકયો છે અગર સમજવા ઇન્તેજાર છે તે અમારા સંઘમાનો એક છે અને અમે એને તરછોડવાની નીચતા ન કરતાં અમારાથી બનતી મહેનતે આગળ વધારવા ખુશી છીએ. જે બીચારા—બાપડા—મૂરખા લોકો મહાવીરના શાસન બહારનો જૂદોજ સંઘ ચલાવે છે અને 'સંઘ બહાર' નું હથીઆર સર્વને બતાવી બતાવીને તાડુલ મચ્છની માફક પળે પળે ભાવહિંસા કર્યા કરે છે એમને પણ અમે તો સુધારવા અને અમારા 'વીરના સંઘ' માં લેવા ઇચ્છીએ છીએ. અમારા પિતાનો એ જ હુકમ છે કે સઘળાને 'શાસન રસી' બનાવો !

અને બીજી બાજુએ પેલા હઠીલા—માગજીવો અપાસરામાં જીવદયાનાં ભાષણો થતાં જોઇ કળીએ કળીએ કપાઇ જઇને રાતોરાત ફરીને સંઘ બહારની સહીઓ લેવા મચી રહ્યા છે ! ભાષણો થાય —એ ભાષણોની તારીફ થાય-કેળવાયલા સ્વધર્મીઓ એ ભાષણોથી પ્રસન્ન થઇ સાધુનાં વ્યાખ્યાનો કરતા તે ભાષણો કેટલાં મ્હોટાં છે એવી સરખામણી કરે–અને અન્યધર્મીઓ તારીફ કરે આ બધું પેલા સાધુઓથી કેમ ખમાય ? ભાષણ સાંભળવા માટે કોઇએ આવવુ નહિ એવો ઢંઢેરો પીટાવવાની બહાદુરી કરનાર શ્રાવકો અને સાધુઓ આ જમાનામાં આવી બધી કેટલી ઘડી ચલાવી શકવાના હતા ? અપાસરો ખુલ્લો રહેશે તો ભાષણ કરનાર કરી જશે એવા ડરથી સાધુઓ અંદર પુરાઇને બહારથી તાળાં વસાવે અને વ્યાખ્યાન

કોઈ લેખકનાં પુસ્તકો વાંચો અને હમારી બુદ્ધિને ધાર ચ્હડાવો. એમ કરતાં હમને સંઘ બહાર મૂકવાની કોઇ બુચકો હિંમત ધરે તો કહો કે અમે જ હમને સંઘ બહાર—ભગવાન વીરના સંઘ બહાર સમજીએ છીએ. રાજાની પાસે લશ્કર થોડું હોય અને બ્હારવટીઆ પાસે જબરી ફોજ થઇ જાય એથી શું બ્હારવટીઓ 'રાજા' કહેવાશે? 'વીર' ના યોદ્ધાઓ હમેશ થોડા જ રહેવાના છે; ડાહ્યા કરતાં મૂર્ખાની સંખ્યા સઘળા દેશોમાં અને સઘળા જમાનામાં વધારે જ હોય છે; સિંહ કરતાં કૂતરાઓની ગણતરી વધારે જ થાય છે. જ્ઞાનના શોખીનોને-અમૃતના શોખીનોને ભગવાનના સંઘ બહાર કહાડવાની તાકાદ કોણ ધરાવે છે? નવા જમાનાની ઝાંખી થવા પામેલા ઓ જનો! જાગો, હમને આ બતાવટી શસ્ત્ર બતાવી ધમકાવનારા વીરના દ્રોહીઓને હમે હમારા ઉત્તમ અને સ્વતંત્ર વર્તનથી જૂદા પાડો અને હમે નહિ પણ તેઓ જ વીરના સંઘ બહાર છે એમ સાબીત કરી બતાવો. 'સંઘ' કોનો? મહાવીરનો!–હા મહાવીરનો અને 'વીર' ના 'સંઘ' ના લોકો શું કાયર હોઇ શકે? દશવૈકાલિક સૂત્રમાં જેણે 'ધમ્મો મુક્કિઠ મંગલ' એમ કહી જૈન ધર્મ પર ખાસ પક્ષપાત ન બતાવતાં 'ધર્મ જ ઉત્કૃષ્ટ મંગલ છે' એમ કહ્યું એવા પક્ષપાતરહીત પ્રભુના 'સંઘ' માં માત્ર ઢુંઢીઆ જ હોઇ શકે, કે તપાજ હોઇ શકે, કે દીગંબરો જ હોઇ શકે, કે અમુક આચાર્યને માનનારા જ હોઇ શકે એવું કહેવું એ માત્ર તે પિતાના નિર્મળ નામને બદનામ કરવા બરાબર છે. આવો, આવો, અમારા પિતાના શાસનમાં કોઈ પણ આવો; અમે એ 'વીર' ના 'સંઘ' ના લોકો કોઇને 'સંઘ બહાર' તો મૂકતા નથી જ, પરન્તુ તે 'સંઘ' માં આવનાર હિંદુ, પારસી, ખ્રીસ્તી હરકોઇને અંદર લેવા

તૈયાર છીએ. અમારા 'વીર' ના શાસનમાં હલકી જાતના 'ઢેડ' ને પણ લીધેલા છે અને એને કેવળજ્ઞાન મળતાં કોઇ આચાર્યે વીંધી લીધો નથી! અરે અમારા સંઘમાં તો હાથી ને વાઘ, સાપ અને સસલું સર્વ પ્રાણી માત્ર છે. હરકોઇ જીવ કે જે અમારા પિતાની અમારા રાજાની—અમારા દેવની ખુબી સમજી શકયો છે અગર સમજવા ઇન્તેજાર છે તે અમારા સંઘમાંનો એક છે અને અમે એને તરછોડવાની નીચતા ન કરતાં અમારાથી બનતી મહેનતે આગળ વધારવા ખુશી છીએ. જે બીચારા—આપડા—મૂરખા લોકો મહાવીરના શાસન બહારનો જુદોજ સંઘ ચલાવે છે અને 'સંઘ બહાર' નું હથીઆર સર્વને બતાવી બતાવીને તાંદુલ મચ્છની માફક પળે પળે ભાવહિંસા કર્યા કરે છે એમને પણ અમે તો સુધારવા અને અમારા 'વીરના સંઘ' માં લેવા ઇચ્છીએ છીએ. અમારા પિતાનો એ જ હુકમ છે કે સઘળાને 'શાસન રસી' બનાવો!

અને બીજી બાજુએ પેલા હઠીલા—બાળજીવો અપાસરામાં જીવદયાનાં ભાષણો થતાં જોઇ કળીએ કળીએ કપાઇ જઇને રાતોરાત ફરીને સંઘ બહારની સહીઓ લેવા મથી રહ્યા છે! ભાષણો થાય —એ ભાષણોની તારીફ થાય-કેળવાયલા સ્વધર્મીઓ એ ભાષણોથી પ્રસન્ન થઇ સાધુનાં વ્યાખ્યાનો કરતાં તે ભાષણો કેટલાં મ્હોટાં છે એવી સરખામણી કરે-અને અન્યધર્મીઓ તારીફ કરે આ બધું પેલા સાધુઓથી કેમ ખમાય? ભાષણ સાંભળવા માટે કોઇએ આવવું નહિ એવો ઢંઢેરો પીટાવવાની બહાદુરી કરનાર શ્રાવકો અને સાધુઓ આ જમાનામાં આવી બધી કેટલી ઘડી ચલાવી શકવાના હતા? અપાસરો ખુલ્લો રહેશે તો ભાષણ કરનાર કરી જશે એવા ડરથી સાધુઓ અંદર પુરાઇને બહારથી તાળાં વસાવે અને વ્યાખ્યાન

કોઈ લેખકનાં પુસ્તકો વાંચો અને ત્હમારી બુદ્ધિને ધાર ચ્હડાવો. એમ કરતાં ત્હમને સંઘ બહાર મૂકવાની કોઇ બખુચકો હિંમત ધરે તો કહો કે અમેજ ત્હમને સંઘ બહાર—ભગવાન વીરના સંઘ બહાર સમજીએ છીએ. રાજાની પાસે લશ્કર થોડું હોય અને બ્હારવટીઆ પાસે જબરી ફોજ થઇ જાય એથી શું બ્હારવટીઓ 'રાજા' કહેવાશે? 'વીર' ના યોદ્ધાઓ હમેશ થોડા જ રહેવાના છે; ડાહ્યા કરતાં મૂર્ખાની સંખ્યા સઘળા દેશોમાં અને સઘળા જમાનામાં વધારે જ હોય છે; સિંહ કરતાં કૂતરાઓની ગણતરી વધારે જ થાય છે. જ્ઞાનના શોખીનોને-અમૃતના શોખીનોને ભગવાનના સંઘ બહાર કહાડવાની તાકાદ કોણ ધરાવે છે? નવા જમાનાની ઝાંખી થવા પામેલા ઓ જનો! જાગો, ત્હમને આ બનાવટી શસ્ત્ર બનાવી ધમકાવનારા વીરના દ્રોહીઓને ત્હમે ત્હમારા ઉત્તમ અને સ્વતંત્ર વર્તનથી જૂદા પાડો અને ત્હમે નહિ પણ તેઓ જ વીરના સંઘ બહાર છે એમ સાબીત કરી બતાવો. 'સંઘ' કોનો? મહા

તૈયાર છીએ અમારા 'વીર' ના શાસનમાં હલકી જાતના 'ટેડ' ને પણ લીધેના છે અને એને કેવળજ્ઞાન મળતાં કોઇ આચાર્યે વધેિા લીધેિા નથી! અરે અમારા સંઘમાં તો હાથી ને વાઘ, સાપ અને સસલું સર્વ પ્રાણી માત્ર છે. હરકોઇ જીવ કે જે અમારા પિતાની અમારા રાજાની—અમારા દેવની ખુબી સમજી શકયો છે અગર સમજવા ઇન્તેજાર છે તે અમારા સઘમાનો એક છે અને અમે એને તરછોડવાની નીયતા ન કરતાં અમારાથી બનતી મહેનતે આગળ વધારવા ખુશી છીએ જે બીચારા—બાપડા—મૂરખા લોકો મહાવીરના શાસન બહારનો જુદોજ સઘ ચલાવે છે અને 'સઘ બહાર' નું હથીઆર સર્વને બતાવી બતાવીને તાડુલ મચ્છની માફક પળે પળે ભાવહિંસા કર્યા કરે છે એમને પણ અમે તો સુધારવા અને અમારા 'વીરના સઘ' માં લેવા ઇચ્છીએ છીએ. અમારા પિતાનો એ જ હુકમ છે કે સઘળાને 'શાસન રસી' બનાવો!

અને બીજી બાજુએ પેલા હઠીલા—માળજીવો અપાસરામાં જીવદયાનાં ભાષણો થતાં જોઇ કળીએ કળીએ કપાઇ જઇને રાતોરાત ફરીને સઘ બહારની સહીઓ લેવા મથી રહ્યા છે! ભાષણો થાય —એ ભાષણોની તારીફ થાય-કેળવાયલા સ્વધર્મીઓ એ ભાષણોથી પ્રસન્ન થઇ સાધુનાં વ્યાખ્યાનો કરતાં તે ભાષણો કેટલાં ચ્હડીઆતાં છે એવી સરખામણી કરે-અને અન્યધર્મીઓ તારીફ કરે આ બધું પેલા સાધુઓથી કેમ ખમાય? ભાષણ સાંભળવા માટે કોઇએ આવવું નહિ એવો ઢંઢેરો પીટાવવાની બહાદુરી કરનાર શ્રાવકો અને સાધુઓ આ જમાનામાં આવી બધી કેટલી ઘડી ચલાવી શકવાના હતા? અપાસરો ખુંનો રહેશે તો ભાષણ કરનાર કરી જશે એવા ડરથી સાધુઓ અંદર પુરાઇને બહારથી તાળાં વસાવે અને વ્યાખ્યાન

પણ બધ રાખે અને સર્વને તદ્દન જૂઠી વાતો કરે અને હિતચિંતક શ્રાવકને ગાળો દે એવા તૂત હવે કેટલો વખત ચાલશે? ખાનગી ગૃહસ્થો ઉપર ખોટા તહોમતો અને ગાળોનો ઉચ્ચાર જાહેર મકાનમાં કે ૫-૭ માણસો વચ્ચે કરવો એ ફોજદારી ગુન્હો થાય છે, એ વાતનુ હવે અગ્રેજી હદમાં રહેતા સાધુઓએ ભાન રાખવુ જોઇએ છે, કારણ કે હવે દોઢીત જૂઠા અને નિદક સાધુ ઓને કોર્ટમા ધસડવા એ કાઇ પાપ મનાતુ નથી. અમે જૈનો હવે મફતનુ ખાઇને મસીદે સૂનારા અને સૂવા છતાં ઝપીને ન બેસતાં ખોદણી, અને કલેષનુ જ કામ કરવામાં આનંદ માનનારા ઢોગી સાધુ નામધારીઓને માનવા પૂજવા કે સાધુ તરીકેનો કોઈ પણ હક્ક આપવા ચોખ્ખી ના કહીશુ અને અમે ત્હેમને ખુલી રીતે કોર્ટમા દોરીશુ એક સાધુ બીલકુલ અભણ હોય તે સામે બોલવાનો અમને કશો હક્ક નથી, એક સાધુ તપસ્યા ન કરતો હોય ત્હેની ફર્યાદ કરવાનો અમને કશોઅખ્ત્યાર નથી, એક સાધુ બારીક ક્રિયા ન પાળતો હોય તે માટે બડબડવા અમે ખુશી નથી, પણ એક સાધુ-પછી તે ચાહે તેવો મ્હોટો હોય-રે ખુદ અમારો ગુરૂ પોતે હોય-પણ જો તે ખટપટ-જૂઠ -ગાળગલોચ અને કુકર્મમાં રચ્યપચ્યો રહે તો એની સઘળી ક્રિયાઓના આડબર છતાં અમે એને અમારા સમાજનો શત્રુ જ માનીશું અને એના ફોજદારી ગુન્હા બદલ એને કોર્ટમાં ઢસડવામાં અમારા ધર્મની શોભા સમાયની છે એમ જ માનીશુ લોકો મૂર્ખ તો અર્ધદગ્ધ છે જ, કેળવણી જૈનોમા સર્વ કરતાં ઓછી છે, બહારના મહાપુરૂષો-અધ્યાત્મીઓ અને ફીલસુફો તથા આત્મભોગમાં શૂરા પુરૂષોથી જૈનો બીનકુન અજ્ઞ છે, તેમા વળી લોકો ભણશે કે સારા વિચારો સાભળશે તો આપણી માનપૂજા બધ થશે એ ડરથી

સાધુઓ એમની આંખે પાટા બાંધે છે. હાયરે ! આ ચીભડાં ગળનારી વાડથી અમને કોણ બચાવે? **અમને કોણ બચાવે? અમને કોણ બચાવે?**

આ જૈન લેખકો ! આ પત્રકારો ! આ વિદ્વાનો ! આ વિચારકો ! આ વિશાળ હૃદય ધરાવતા થોડાએક મુનિરત્નો ! અમારૂં ચિત્ત **આપના તરફ દોડે છે** ત્હમે ઉઠો, બાપુ ઉઠો, છેક જ **એદલપેટા અને પોતાની** સગવડોના શોખીન ન બનો મનને દૃઢ કરો અને જૈન શાસનની માલેકી બથાવી પડનારા આ ડરપોક સાધુઓ અને આગેવાનોની આંખ ઉઘડાવવા માટે એક મંડળ સ્થાપો.

એ મંડળમાં સાધુમાર્ગી, મંદીરમાર્ગી અને દીગંબર તમામ સંપ્રદાયના વિચારકો ( thinkers ), લેખકો અને પત્રકારો તથા વક્તાઓ દાખલ થાઓ. જે **મુનિરત્નો** એ મંડળના કાનુનને પસંદ કરી શકે ત્હેમને પણ ત્હેમા શામેલ રાખો, પરન્તુ નકામો ખળભળાટ ન થવા દેવા માટે એમનાં નામો ગુપ્ત રાખો. આ મંડળની મુખ્ય માન્યતા એ હોવી જોઇએ કે, જ્ઞાન ગમે ત્હાંથી મેળવવાની હરએક મનુષ્યને છૂટ છે, મંડળનો દરેક માણસ ગમે તે ધર્મ પાળી શકે—ગમે તે માન્યતા ધરાવી શકે અને તે છતા ભિન્ન માન્યતાવાળા બીજાઓ તરફ મતસહિષ્ણુતા ધરાવે, ત્રણે ફીરકામાં ચાલતા તોફાન અને જુલમને તોડવા માટે મંડળના સઘળા મેમ્બરો તન-મન-ધનથી સાથે મળીને કામ કરે. જો માત્ર ત્રણે ફીરકાના પત્રકારો "અને લેખકો જ આ મંડળમા જોડાય તો ૧૫ લાખ જૈનોને વિશાળદૃષ્ટિના બનાવવા એ કામ કાંઇ મુશ્કેલ નથી.—જૂદા જૂદા વાડના સેંકડો 'શીકારી'ઓને શરમભરેલી રીતે હાંકી કહાડવાનું કામ બીલકુલ કઠન નથી-કહેવાતા આગેવાનો પૈકી ધર્માદાના માલ ખાઇને મહાજ-

ભીઆ પાડા જેવા બનેલા 'બરૂખાં'ઓની આંખો ઉઘડાવવાનું કામ કાંઇ અશક્ય નથી.

' આ માટે પ્રથમ તો જૈન કેમના પત્રકારો, વિદ્વાનો, વિચારકો અને લેખકોની એક 'કૉન્ફરન્સ' ભરવાની ખાસ જરૂર છે અને જો મ્હારા બીજા સહયોગીઓ મ્હારૂં રંક આમન્ત્રણ સ્વીકારવા કૃપાવાન થાય તો પહેલી બેઠક મ્હારા ખર્ચે અને મ્હારી ઑફીસમાં જ કરવા હું આમન્ત્રણ આપું છું. અમદાવાદ એક મધ્યસ્થળ છે, કે જ્યાં સઘળા પ્રાન્તના લોકોને આવવું એકસરખું સુગમ છે અને જ્યાં સ્વધર્મના તેમજ અન્યધર્મના વિદ્વાનોની સારીસરખી સંખ્યા હોવાથી આપણને સારી સલાહ મળવાની પણ સુગમતા છે. ભોજન, ઉતારા અને દરેક બાબતની સગવડ કરવાનું કામ 'જૈન-સમાચાર' ઑફીસ પોતાના શિર લે છે. કયા મહિનામાં આ કૉન્ફરન્સ ભરવી અને ત્હેમાં કોને કોને આમન્ત્રણ આપવાં એ વગેરે બાબતનો નિશ્ચય થવા અગાઉ હું ત્રણે ફીરકાના સઘળા પત્રકારો અને વિચારકો તેમજ લેખકોના અભિપ્રાય જાણવા ચાહું છું.

ફરીથી યાદ કરાવવાની રજા લઇશ કે આવા મંડળનો હેતુ કાંઈ સાધુવર્ગને કે અગ્રેસર વર્ગને હલકા પાડવાનો કે ત્હેમના આપણે માલીક બનીએ તેવો કાંઇ નથી. જે સાધુરત્નો પોતાને રસ્તે ચાલે છે, દુનીઆ પર ઉપકાર કરતા હો વા ન કરતા હો પરન્તુ કોઈને નુકસાન તો નથી જ કરતા, પોતે આચાર-સમ્ભ્ત પાળતા હો યા મધ્યમ રીતે, પરન્તુ જૈનોના હિતના કોઇ પણ કામમાં—એકાંત ધર્મના કામમાં કે મિશ્ર કામમાં પણ ખલેલ ન કરતા હોય ત્હેમને આપણે સંપૂર્ણ માનની દૃષ્ટિથી જોવાં; માત્ર જેઓ ખટપટ, નિંદા, જોહુકમી અને દુરાચારમાં ફસાયલા છતાં સિદ્ધાંતથી હાથ ન

કુહાડના હોય એવા નામધારી સાધુઓનુ, અને કા તો છોકરાની લાલચથી કે પૈસાની લાલચથી કે અંધશ્રદ્ધાથી એમની પોપલીલામાં જેઓ મદદ કરતા હોય તેવા આગેવાનોનું, બળ ઓછુ કરવા માટે **કાયદાની મર્યાદામાં રહીને** દરેક ઇલાજ લેવા એ જ આપણો આશય છે ઉત્તમ સાધુઓ-શાન્ત મહાત્માઓ-વિદ્વાન ઋષિઓ અને સુજ્ઞ આગેવાનો તો આપણા ઉપકારી પુરૂષો છે અને એવાઓ જે કોઇ પણ પથમા હોય તે પથના આપણે ન હોઇએ તો પણ ત્હેમના તરફ પૂજ્યભાવ સનગાએ રાખવો અને ત્હેમની સનાહો પૂછી એમના સસર્ગમા આવવુ અને એમનામાના જેઓ આપણા કામમા જોડાવામા દોષ ન માનતા હોય એમને આપણા મડળમા ગુપ્ત રીતે જોડવા

આવો, જૈનો ! આવો આપણે જુના સઘને કયમ રાખીને એક નવો જ ' સઘ ' ઉભો કરીએ કે જેથી સઘ બહાર થવાની ધાસ્તી કોઇને માટે રહેવા જ પામે નહિ આવો, જૈન કોમના તારાઓ ! આવો, આપણે, અનાર્યોના હાથનો માર ખાઇને પણ ત્હેમને સુધારનાર કૃપાનાથ **વીર** ભગવાનના સાચા પુત્ર બની આપણા ભાઇઓની ગાળો અપમાન અને માર ખમીને પણ **એમને સુધારવા માટે** પ્રચડ પ્રયત્ન આરંભીએ આવો ! યુવાનો ! આવો આપણે આપણા કોમળ પુષ્પ જેવાં શરીરો **સઘસેવાની વેદીમાં**-યજ્ઞમા હોમીએ અને ત્હેમા **સઘળાં** જૈનોના પાપો બળી ભસ્મ થાઓ એમ પ્રાર્થના કરીએ આવો ! કેળવાયના બધુઓ ! આવો આપણે સાધુ અને શેઠીઆનો વાંક કહાડીને એક ખૂણે ન ભરાતાં **આપણું કર્તવ્ય બજાવીને** આપણે ખરા સાધુ છીએ અને ખરા આગેવાન છીએ એવુ **દેખાડી આપી** ભગવાનની કૃપા મેળવવા મહેનત કરીએ

નીઆ પાડા જેવા બનેલા 'બડેખાં'ઓની આંખો ઉઘડાવવાનું કામ કાંઇ અશક્ય નથી

' આ માટે પ્રથમ તો જૈન કોમના પત્રકારો, વિદ્વાનો, વિચારકો અને લેખકોની એક ' કૉન્ફરન્સ ' ભરવાની ખાસ જરૂર છે અને જો મ્હારા બીજા સહયોગીઓ મ્હારૂં આમન્ત્રણ સ્વીકારવા કૃપાવાન થાય તો પહેલી બેઠક મ્હારા ખર્ચે અને મ્હારી ઑફીસમાંજ કરવા હું આમન્ત્રણ આપું છું. અમદાવાદ એક મધ્યસ્થ છે; કે જ્યહાં સઘળા પ્રાન્તના લોકોને આવવું એકસરખું સુગમ છે અને જ્યહાં સ્વધર્મના તેમજ અન્યધર્મના વિદ્વાનોની સારીસરખી સંખ્યા હોવાથી આપણને સારી સલાહ મળવાની પણ સુગમતા છે ભોજન ઉતારા અને દરેક બાબતની સગવડ કરવાનું કામ 'જૈન-સમાચાર ' ઑફીસ પોતાના શિર લે છે. કયા મહિનામાં આ કૉન્ફરન્સ ભરવી અને ત્હેમાં કોને કોને આમન્ત્રણ આપવું એ વગેરે બાબતનો નિશ્ચય થવા અગાઉ હું ત્રણે ફીરકાના સઘળા પત્રકારો અને વિચારકો તેમજ લેખકોના અભિપ્રાય જાણવા ચાહું છું.

કઢાડના હોય એવા નામધારી સાધુઓનું, અને કાં તો છોકરાની લાલચથી કે પૈસાની લાલચથી કે અંધશ્રદ્ધાથી એમની પોપલીલામાં જેઓ મદદ કરતા હોય તેવા આગેવાનોનું, બળ ઓછું કરવા માટે **કાયદાની મર્યાદામાં રહીને** દરેક ઇલાજ લેવાઃ એ જ આપણો આશય છે. ઉત્તમ સાધુઓ–શાન્ત મહાત્માઓ–વિદ્વાન ઋષિઓ અને સુજ્ઞ આગેવાનો તો આપણા ઉપકારી પુરૂષો છે અને એવાઓ જે કોઇ પણ પથમાં હોય તે પંથના આપણે ન હોઇએ તો પણ ત્હેમના તરફ પૂજ્યભાવ સત્રાએ રાખવો અને ત્હેમની સલાહો પૂછવી. એમના સંસર્ગમાં આવવું અને એમનામાંના જેઓ આપણા કામમાં જોડાવામાં દોષ ન માનતા હોય એમને આપણા મંડળમાં ગુપ્ત રીતે જોડવા.

આવો, જૈનો ! આવો. આપણે જુના સંઘને કાયમ રાખીને એક નવો જ ' સંઘ ' ઉભો કરીએ કે જેથી સંઘ બહાર થવાની ધાસ્તી કોઇને માટે રહેવા જ પામે નહિ. આવો, જૈન કોમના તારાઓ ! આવો, આપણે, અનાર્યોના હાથનો માર ખાઇને પણ ત્હેમને સુધારનાર કૃપાનાથ **વીર** ભગવાનના સાચા પુત્ર બની આપણા ભાઇઓની ગાળો અપમાન અને માર ખમીને પણ **એમને સુધારવા માટે** પ્રચંડ પ્રયત્ન આરંભીએ આવો ! યુવાનો ! આવો; આપણે આપણાં કોમળ પુષ્પ જેવાં શરીરો **સંઘસેવાની વેદીમાં**–યજ્ઞમાં હોમીએ અને ત્હેમાં **સઘળાં** જૈનોના પાપો બળી ભસ્મ થાઓ એમ પ્રાર્થના કરીએ. આવો ! કેળવાયલા બંધુઓ ! આવો, આપણે સાધુ અને શેઠીઆનો વાંક કહાડીને એક ખૂણે ન ભરાતાં **આપણું કર્તવ્ય બજાવીને** આપણે ખરા સાધુ છીએ અને ખરા આગેવાન છીએ એવું **દેખાડી આપી** ભગવાનની કૃપા મેળવવા મહેનત કરીએ.

કારણ કે, જેઓ આ વ્રતમાં નહિ હોમાય તેઓ ' જૈન ' નથી! લોકલજ્જા અને બ્હીકણપણામાં તણાશે તેઓ નરકની વેતરણી-માં તણાશે; અને જેઓ પૈસાવાળાની સ્હેમાં રહેશે તેઓ રત્નપ્રભા નરકમાં રહેશે; અને જેઓ સાધુ-અસાધુનો તફાવત સમજવા છતાં પણ અસાધુનો ડર રાખી કોમને ખરે વખતે ચેતાવવા-બચાવવાની પોતાની જોખમદારી નહિ સમજે ત્હેમને પરમાધામી સમજવશે: અને જેઓ ભણીગણીને પોતાનું પેટ ભરવામાં જ મશગુલ રહેશે' અને સંઘસુધારણા માટે આત્મભોગ નહિ આપે ત્હેમના ભોગ મળ-વામાં વાર નહિ જ લાગે; અને જેઓ કામ કરવા વખતે દૂર રહેશે તથા સાધુઓ કે અગ્રેસરોને માત્ર ગાળો દેવામાં જ આનંદ માનશે ત્હેમને માટે નીગોદનો આનંદ નિર્માયો જ સમજવાનો છે. આવો, અય નવજવાનો ! બીજાને ઠપકો દેવા બહાર આવો અને ત્હમે પોતે ઠપકાને પાત્ર સ્વાર્થ કે પ્રમાદ નથી સેવતા એમ પણ જગતને બતાવી આપો તે જ સખસ બીજાને ઠપકો દેવાને ' અધિકારી ' છે કે જે બીજા માટે પોતાની સગવડ, પોતાનું ધન, પોતાનું શરીર કે પોતાની આબરૂને પણ જોખમમાં નાખતો હોય.

( ' જૈનસમાચાર, ' તા. ૧૮ સપ્ટેમ્બર ૧૯૧૧. )



# આ શું 'ચોથો આરો' ફરી તો નથી બેસતો ?

## જુનામાં જુના વિચારના પ્રાન્તમાં નવામાં નવો સુધારો.

### ઘણું જીવો, મુનિમહાત્માઓ ! શાસનનાયક દેવ આપને સ્હાય કરો !

1

આ લેખ લખવા જેવો હું કલમ ઉઠાવું છું કે મ્હારી આંખ હર્ષના અશ્રુનો વરસાદ વરસાવે છે. મ્હારૂં મગજ આનંદી વિચારોની ચ્હડ-ઉતરથી નાચી રહ્યું છે. મ્હારા આખા શરીરમાં—રે દરેક નસે નસે બે મહીનાથી દાખલ થયેલી બીમારીની જગાએ ઉત્સાહ, હર્ષ, આશા અને આનંદ વ્યાપી રહ્યા છે. આ જે જાદુઇ ફેરફાર વિલાયતથી શીખી આવેલો મ્હારો ડાક્ટર-મિત્ર ઉંચામાં ઉંચી દવાથી પણ ઉત્પન્ન કરી શક્યો નહ્તો, તે હમણાં એક ક્ષણ માત્રમાં કેવી રીતે થયો ? એ સ્વર્ગીય દવા કઇ હશે કે જેણે મ્હને જોતજોતામાં નવું જીવન અર્પી દીધું ? એ ઉપકારી વૈદ્ય કોણ હશે કે જેણે મ્હને પથારીમાંથી ઉઠાડી બાળકના જેવો હસતો-કૂદતો બનાવી દીધો ? એ તેજ વૈદ્ય છે કે જે વર્ગના વૈદ્યો દવાથી નહિ પણ એક શ્લોક

એક શબ્દ માત્રથી—રે એક 'ઇચ્છા' માત્રથી મુડદાને બોલાવી શકતા. એ તે દવા છે કે જેની દેવતાઓને પણ જરૂર પડે છે.

મહાત્માઓ—મુનિઓની શક્તિથી કોણ અજાણ્યું હશે ? એવો એક પણ ચમત્કાર નથી કે જે, મુનિઓના પવિત્ર જીવનથી ઉત્પન્ન થતી અદૃશ્ય શક્તિઓ વડે ન બની શકે. એમના પવિત્ર મનોચ્ચાર—રે એમની અમુક 'ભાવના' (Exercising the Will Power)' ગમે તેવા ચમત્કારી કામ કરવાને સમર્થ છે, એવું આપણે પુરાણ ઇતિહાસોમાં, શાસ્ત્રોમાં, ગ્રંથોમાં અનેકવાર વાંચ્યું છે; અને હાલ પણ એવા થોડાએક મહાત્માઓ ખરેખર અસ્તીત્વ ધરાવે છે.

મુનિવર્ગની એવી ખુબીનો અનુભવ મ્હને પોતાને પણ હમણાં થયો. મ્હને થયેલો હર્ષાનંદ એક મુનિમંડળના પત્ર માત્રથી ઉદ્ભવ્યો છે. તે પત્ર રેલ્વે વડે બીજા જીલ્લાઓ સાથેનો સહવાસ મેળવવા ભાગ્યશાળી નહિ થયેલા કચ્છ પ્રાંતના એકત્ર મળેલા જૈન મુનિમંડળ તરફથી મહાપુરૂષ શ્રી ત્રિલોકચંદ્રજીએ લખેલો છે. એ પત્રમાંના ખુશ ખબરે જ મ્હારામાં હમણાં આશા, ઉત્સાહ અને આનંદ પ્રેરી મ્હને ટટાર બનાવ્યો છે, તો ખુદ મહાત્માઓનાં દર્શનથી—રે એમની ભક્તિથી શું ન થાય ?

ॐ वीर,

**જૈન સ્થાનક અભ્યાસ સ્થલ: કચ્છ-કાંડાકરા.**

વૈશાખ શુદ પૌર્ણિમા, મંગલ,

સુજ્ઞ શ્રાવકવર્ય શ્રી—

જયજિનેન્દ્ર! માંડવીમાં પ્લેગ હોવાના સબબે "શાહ મેઘજી થોભણ, જૈન સંસ્કૃત પાઠશાળા" હાલ બંધ હોવાથી તેમાં અભ્યાસ કરનારા યુવક મુનિઓ લક્ષ્મીચંદજી, પંડીતવર્ય દેવચંદજી, માણેકચંદજી, ગુલાબચંદજી, કલ્યાણજી, કપુરચંદજી અને હું અંત્રે શાસ્ત્રીજી રાજારામ દિક્ષીત પાસે વ્યાકરણ, ન્યાય, કાવ્ય, કોષ, સાહિત્ય, છંદ વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરીએ છીએ. આ અભ્યાસી મંડલને એવી ઇચ્છા થઇ છે કે કચ્છમાં વિચરતા છોટી, આઠ કોટી, મોટી પક્ષ તથા નાની પક્ષના—

**મુનિવરોની એકત્ર પરિષદ્.**

એક ગામે ભરવી, જેમાં ઐક્ય અને જ્ઞાનવૃદ્ધિ આદિના સવાલો ચર્ચી વિચારોની આપલે કરી શ્રી સાધુમાર્ગીય જૈન સંઘની ઉન્નતિ કરવાના પ્રયાસો કરવા.

એટલા માટે ત્રણે સમુદાયના અનુભવી, વિદ્વાન, કુશળ મુનિવરોની સલાહ લેવા માંડી છે. એ પરિષદ્‌માં મુખ્યત્વે ત્રણ મુદ્દા ચર્ચવા યોગ્ય જણાય છે: (૧) ત્રણે પક્ષમાં ઐક્ય, (૨) સંસ્કૃત—માગધી વગેરે જ્ઞાનની પ્રાપ્તિ અને (૩) આચારશુદ્ધિ.

**પહેલી બાબતને અંગે નીચેના મુદ્દા વિચારવા જેવા છે:—**

**(૧) એક બીજા પક્ષના અનુયાયીઓની થતી નીંદા અટકાવવી અને એકજ સમુદાય તરીકે વર્તી એક, બીજાને હર પ્રકારે સહાયતા આપવી.**

(૨) જ્યાં જુદાં જુદાં સ્થાનકો છે ત્યાં એકજ સ્થાનકે વ્યાખ્યાન ( વિદ્વાન મુનિ હોય તે ) વાંચે. કોઇ ખાસ કારણે કોઇ વખત આ નિયમ ન પળાય તેમ હોય તો નાની પક્ષના સ્થાનકમાં મોટી પક્ષના મુનિવરે અને મોટી પક્ષના સ્થાનકમાં છોકોટીના મુનિવરે અને છોકોટીના સ્થાનકમાં નાની પક્ષના મુનિવરે એમ હરકોઇ રીતે ઐક્ય બનાવવાનો રસ્તો રાખીને વ્યાખ્યાન આપવું.

(૩) પ્રતિ વર્ષ મુનિવરોનું સમગ્ર એક મંડળ મળવું જોઇએ.

**બીજી બાબતને અંગે નીચેના મુદ્દા વિચારવાના છે:-**

(૧) સુત્રજ્ઞાન ઉપરાંત માગધી અને સંસ્કૃત સાહિત્યનું જ્ઞાન મુનિવરોને સહેલાઇથી મળે એવી એક યોજના તૈયાર કરવી.

(૨) ત્રણ પૈકી હરકોઇ સમુદાયના મુનિવરો પાસે જે જ્ઞાન હોય તે લેવું અને તદુપરાંત જરૂરી જ્ઞાન મેળવવા માટે જિજ્ઞાસા રહે તો શાસ્ત્રી વગેરેની વ્યવસ્થાવડે જ્ઞાનનાં સાધન જિજ્ઞાસુને પુરાં પાડવાં.

(૩) વિદ્યાર્થી મુનિઓ પરસ્પર સ્પર્ધામાં ઉતરી જ્ઞાનમાં પ્રગતિ કરે એટલા માટે તેમને લાયકની 'પદ્વીઓ' ( ડીગ્રીઓ માફક ) આપવાની યોજના કરવી.

(૪) વિદ્યાર્થી મુનિઓની પરીક્ષા માટે પરીક્ષક મંડલ નીમવું.

(૫) વ્યાખ્યાન વાંચવાનો અધિકાર, અમુક મુદત પછીજ અને અમુક યોગ્યતા મેળવ્યા પછીજ આપવો.

(૬) આપણા પ્રાચીન મુનિઓએ કરેલી કૃતિઓનો સંગ્રહ કરી તેમને પ્રગટ કરાવવા કોશીશ કરવી.

(૭) જૈનશાળા, પાઠશાળા, સાધુશાળા, જૈન ટ્રેનીંગ કૉલેજ એ વગેરે વિષયો વ્યાખ્યાનમાં ચર્ચી તે સંસ્થાઓ તરફ જનસમુદ્દનું લક્ષ ખેંચવું.

ત્રીજી બાબતને અંગે નીચેના મુદ્દા વિચારવા જેવા છેઃ—

(૧) મુનિઓની શીથીલતા દૂર કરવા બનતું કરવું.

(૨) શિષ્યો કેટલી ઉમ્મરના કરવા, કેટલા વખત સુધી સાથે ફેરવ્યા પછી દિક્ષા આપવી, ઓછામાં ઓછો કેટલો અભ્યાસ જૈન ટ્રેનીંગ કૉલેજમાં મોકલીને કરાવ્યા પછી દિક્ષા આપવી; એ સર્વ નક્કી કરવું અને પરીક્ષા કર્યા પછી યોગ્ય જણાતા ઉમેદવારને દિક્ષા, વગર ધામધુમે, આપવાનું ઠરાવવું.

(૩) શિષ્યો કોણ કરી શકે ? એ ઠરાવવું; વગેરે, વગેરે, વગેરે.

ઉપરની બાબતોના લેખીત સવાલપત્રક અહીંથી વિદ્વાન મુનિરાજોને અભિપ્રાયાર્થ મોકલ્યા છે, અને તમોને પણ મોકલીએ છીએ. ઉમેદ છે કે, વખતનો ભોગ આપીને આ બાબતમાં યોગ્ય અભિપ્રાય બનતી ત્વરાએ લખશો.

લી. 'મુનિકુલ' બાળક
મુનિ તિલોકચંદજી.
(મંડળના આદેશથી.)

ઉક્ત પત્ર વાંચી મ્હને થયેલા વિચારો અત્રે જણાવવા હું અશક્ત છું. મુનિવર્ગમાં આવા વિચારો ઉત્પન્ન થવા, 'ગુરૂકુલ' ની માફક 'મુનિકુલ' ની સ્થાપનાનો ત્હેમના મગજમાં અંકુરો ફુટવો, ધામધુમ વગર દિક્ષા આપવાનો સુધારો કરવાની ત્હેમને ઇચ્છા થવી, જૈન ટ્રેનીંગ કૉલેજમાં પોતાના ઉમેદવાર-શિષ્યને ભણવા મોકલવાનો ઠરાવ કરવાની અગત્યનું ભાન થવું, આ સર્વ કાંઇ ઓછા ઉત્સાહક ખુશ ખબર નથી. મ્હારી આજ સુધીની ધારણાઓ, સ્વપ્નો, વિચારો, હવાઇ ખ્યાલો સર્વનો અમલ થવાનો-સર્વને સ્થૂલ રૂપમાં આ વિષયપર જોવાનો વખત

આવી પહોંચવાનો હવે મ્હને વિશ્વાસ આવ્યો. અહા ! તે દિવસ કેવો સુખી, કે જ્યહારે આવા વિચારો દરેક સાધુને ઉત્પન્ન થશે અને એના એ વિચારો ઘણા ચોળાવાથી એમાંથી નીકળતી નવી તનદુરસ્ત અસર સર્વ જૈનોને ધર્મમાં પ્રગતિ કરતા બનાવશે.

મ્હેં આ પત્ર અત્રે પ્રગટ કર્યો છે તે એટલા હેતુથી કે કચ્છની અંદરના તેમજ કચ્છ બહારના મુનિવર્ગ પણ એ પત્રમાં કહેલી બાબતો પર પોતાના અભિપ્રાય લખી જણાવે. એવા સર્વ પત્રો મ્હને મોકલવામાં આવશે તો હું તે કચ્છ પહોંચાડીશ મ્હારો અભિપ્રાય ખુલ્લી રીતે આપવાનું મ્હેં પસંદ કર્યું નથી એનું કારણ એ છે કે બીજાઓને મ્હારા અભિપ્રાય પ્રમાણે દોરવા કરતાં ત્હેમના સ્વતંત્ર અભિપ્રાય તેઓ જણાવે તો વધારે સારૂ, કારણ કે ત્હેમાંથી મ્હને પણ ઘણુંજ શીખવાનું મળી શકે.

દેશનું રક્ષણ ત્હેની પોલીસ પર આધાર રાખતું નથી તેટલું ત્હેના પવિત્ર ઉપદેશક વર્ગના ઉપદેશ પર આધાર રાખે છે. દેશનો સુધારો ત્હેની સ્કુલો અને કૉલેજો પર આધાર રાખતો નથી તેટલો ત્હેના ત્યાગી ઉપદેશકોને પ્રૌઢ વિચાર પ્રેરનારી સંસ્થાઓ પર રાખે છે. અને એ ત્યાગી ઉપદેશકોમાં પેસેલો સળો દૂર કરવાનું કામ સંસારીઓથી નહિ પણ ખુદ ત્યાગીઓથી જ થવાનું. એમાંનાં ઉત્તમ પાત્રો જ્યહારે કટિબદ્ધ થશે, તેઓ જ જ્યહારે યોજનાઓ ઘડશે, તેઓ જ જ્યહારે કઇ નસ દબાવાથી ચુંક મટે તેમ છે તે શોધી કહાડશે, ત્હારે અને ત્હારે જ તે વર્ગ તરી શકશે અને બીજાઓને તારી શકશે. સાધુ વર્ગના સુધારા માટે કામ કરનારાઓએ ઘણી સાવધાનીથી કામ કરવાનું છે–પેનસીલની ણી કહાડનારાએ ઉપરનું લાકડું છોલતાં અંદરની કાળી સળી ન

કપાઇ જાય એ માટે ખાસ કાળજી રાખવાની છે. કેટલાક નાલાયક સાધુઓને દૂર કરવા જતાં બીજા ઉત્તમ પૂજ્ય પુરૂષો પર આક્ષેપ ન થઈ જાય એ સાચવવાનું છે. અને એટલા જ માટે હું કહું છું કે સાધુસુધારાનું કામ સાધુ વર્ગના જ સુધારકોને હાથે થાય એજ ઇચ્છવા યોગ્ય છે. એ કામ ધીમું થશે ત્હેની ફિકર નહિ; કારણ કે સંગીન કામને હમેશ વધારે જ ટાઇમ જોઇએ છે. સારે નસીબે હમણાં હમણાં પૂજ્ય મુનિવર્ગ સમજવા લાગ્યા છે કે જે ઉપાશ્રયો પવિત્ર વાતાવરણથી ભરાયા રહેતા હોવાના સબબે ત્હેમાં દાખલ થતા દુષ્ટ પુરૂષના વિચારો પણ સુધરી જતા, ત્હેની જગાએ હવે તે જ ઉપાશ્રયમાં વ્યાખ્યાન વખત પછી કે પહેલાં સ્ત્રીઓને પેસવા દેવાની મના કરનારા કાયદા આચાર્યોએ અને સંઘપતિઓએ બાંધવા પડ્યા છે એટલી બધી અધમતાએ એ વાતાવરણ પહોંચી ગયું છે અને ત્હેને ફરીથી પવિત્ર કરવા માટે, ફરીથી શાસ્ત્રોચ્ચારના પવિત્ર ઘોષ વડે વાતાવરણને નિર્મલ કરવા માટે શાસ્ત્રોનો અને શાસ્ત્રભાષાના જ્ઞાનનો પુનરૂદ્ધાર કરવો જરૂરનો છે, એમ તેઓ સમજતા થયા છે. કારણ કે એકનો એક શ્લોક–એકનો એક પાદ–એકનો એક મંત્ર જ્યાંહાં સુધી યથોચિત ઉચ્ચારથી અને સંપૂર્ણ રીતે પવિત્ર મુખથી બોલવામાં ન આવે ત્યાંહાં સુધી ત્હેની કશી અસર થતી નથી. અગાઉના વખતમાં અમુક તપસ્વીઓ, અમુક આચાર્યો અને અમુક મહાત્માઓએ કરેલા ચમત્કારો આજે કોઇ માની પણ શકતું નથી, એવો ' નાસ્તિક ' જૈન સમાજ બની ગયો ત્હેનું કારણ શું છે તે હવે સુજ્ઞ મુનિવર્ગ સમજવા લાગ્યો છે. બીમારની આગળ ' મંગળીક ' સંભળાવનાર મુનિ ઉપાશ્રયે પહોંચ્યા પણ ન હોય એટલામાં તો બીમાર ઉભો થઇ, કપડાં પહેરી, બજારમાં જવા લાગતો, એ

આજે માનવામાં પણ ન આવતું હોય તો ત્હેનો દોષ આત્માર્થી મુનિવરો પોતાના શિર પર ઓઢી લેતાં શીખ્યા છે. આટલો સુધારો થયો એ ખચીત જ મહાન ફેરફાર સૂચવે છે અને તે ફેરફાર શુભસૂચક છે. દરેક પ્રાંતમાં કેટલાક મુનિઓ એવા આત્માર્થી છે; પણ ત્હેમનું સંયુક્ત બળ જ્યહાં સુધી કામે નથી લાગતું ત્યહાં સુધી મહાન કામ થવું મુશ્કેલ છે. તોપણુ આપણે નીરાશ થવાનું નથી. જે થોડાઓ પ્રયાસ કરતા હોય ત્હેમને આપણે અભિનંદન આપીશું, અનુમોદન આપીશું, ઉત્સાહ આપીશું તો આપણી શુભ ભાવનાઓ પણ ત્હેમના પવિત્ર કાર્યમાં મદદગાર થઇ પડશે. અને તે થોડા વીર પુરૂષોને સત્યના બચાવમાં માથું કોરાણે મુકી લડતા જોઇ આપણા જેવા બાજુએ રહી જોનારાઓને પણ શૂરાતન ચ્હડી જશે અને આપણે પણ ત્હેમના સૈન્યમાં એક દિવસ ભળીશું. અને ખરેખર સાધુ વર્ગને સુધારવાનું કામ માથું બાજુએ મુકીને કરવા જેવુંજ કઠીન છે. મૂર્ખ લોકોને સમજાવવા સારા; વિદ્વાનોને સમજાવવા પણ સારા; પણ પોતાને વિદ્વાન અને પૂજ્ય માનનારા આ દેવાધિદેવોને સમજાવવા જતાં તેઓ ઉલટા શત્રુ થઇ ભારે નુકસાન કરી બેસે છે, એ બાબતનો અનુભવ અનેક વખત આ ક્ષુદ્ર લેખકને થયેલો છે. પરન્તુ ત્હેમાં તે પોતાનો જ દોષ સમજે છે; કારણ કે સાધુને સુધારવાનું કામ સાધુ વર્ગ પૈકીનાનું જ હોવા છતાં તેણે પારકી હદમાં પગ દીધો તો દંડ ભરવો જ પડે. અને સાધુ વર્ગ પૈકીના જ કોઇ એ કામ ઉઠાવશે તો એટલી બધી વિરૂદ્ધતા ઉત્પન્ન કર્યા સિવાય વધારે સુગમતાથી લક્ષ્યબિંદુએ પહોંચી શકાશે.

કાયદાને માનવાની હા કહેતા હશે તેઓ તો સ્હેલાઇથી સમજી શકશે કે **જેવી આપણી લાયકાત તેવુંજ આપણને મળે છે.**: જો આપણે પવિત્ર હોઇએ તો આપણને વધારે સારા સંજોગો અને વધારે સારા ગુરૂઓ મળવા જ જોઇએ. માટે જેમ સાધુવર્ગમાં પવિત્રતા અને જ્ઞાનવૃદ્ધિ માટે ઉપર કહેલા જેવા ઇલાજો લેવાની જરૂર છે તેમજ **શ્રાવક વર્ગને વધારે લાયક બનાવવાના ઇલાજો** પણ અવસ્ય લેવાવા જોઇએછે. જડવાદમાં ડુબી ગયેલા શ્રાવકગણને અધ્યાત્મના પ્રકાશમાં લાવવાને માટે પ્રબળ પ્રયાસ થવા જોઇએ છે. આ દેખીતા શરીર ઉપરાંત બીજાં શરીરો પણ આપણે છે, કે જે આના કરતાં વધારે કિમતી અને વધારે ચમત્કારી છે; આ જન્મ સિવાય બીજા જન્મો પણ છે કે જેની દરકાર હોય તો આ જન્મને પ્રમાદ કે સ્વેચ્છાચારમાં ગુમાવવો ન પાલવે, જીભથી બોલાયલો એક શબ્દ-શરીરના કોઇપણ અંગથી કરાયલું એક કામ-મગજમાં ઉદ્ભવેલો એક પણ વિચાર પરિણામ ઉત્પન્ન કર્યાં સિવાય રહેતો નથી. આવી આવી તત્વની બાબતો ત્હેમને સમજાવવા માટે પુસ્તકો, પેપરો, પેમ્ફલેટો અને પાઠશાળાઓની સવડ જેમ બને તેમ વધારે પ્રમાણમાં કરવી જોઇએ છે.

જ્યહારે શ્રાવકો અધ્યાત્મમાં પ્રવેશ કરતા થશે ત્યહારે તેવા લાયક શ્રાવકો માટે લાયક જ ગુરૂ મળી રહેશે. અને તેમ છતાં કોઇ બદમાશ વેશધારી ઢોંગ કરતો જોવામાં આવશે તો આજની માફક તે વખતે તે પૂજાવા પામશે નહિ-જૈન શાસનને કલંક લગાડવામાં તે ફાવી શકશે નહિ; કારણ કે જ્યહાં શ્રાવકો જ સમજુ થાય ત્યહાં ઢોંગીઓ અને ખરા સાધુઓ વચ્ચેનો તફાવત કેમ છુપો રહેવા પામે ? કેટલાક પથમાં સાધુઓ શાસ્ત્ર વાંચવાનો ' હક્ક ' પોતા માટે ' રીઝર્વ ' રાખી બેઠા છે.

( 'All rights reserved'!) તેથી શ્રાવકો અગ્ર રહી એટલા બધા અંધશ્રદ્ધાવાળા બની જાય છે કે જેથી સાધુઓ મરજીમાં આવે એવા સ્વેચ્છાચાર સેવી શકે છે અને ઉપર જતાં વળી પોતાને સર્વોપરી મહાત્મા તરીકે પૂજાવી શકે છે. તેવા પંથોમાં એક એક સાધુ પોતાને સૌથી શ્રેષ્ટ માનતો હોવાથી અને ક્રોધ, માન અને ખટપટનું ઘણું જોર હોવાથી ત્હાં ' સાધુપરિષદ્ 'ની આશા રાખવી પણ વ્યર્થ ગણાય છે. પરન્તુ આપણા ધર્મમાં હજી સુભાગ્યે જ્ઞાનનો ઇજારો અમુક માણસોને જ આપવામાં આવ્યો નથી, તેથી આપણે દરેક સુધારાની આશા રાખવાને હકદાર છીએ શાસ્ત્રોનું રહસ્ય સાધુઓમાં અને શ્રાવકોમાં પ્રવેશ કરશે તો અન્યોઅન્ય એક બીજાની સ્હાયથી તરી-તારી શકશે.

કચ્છમાં થવાની ' સાધુપરિષદ્ ' ફતેહમંદ નીવડો એવી ભાવના ભાવવા હું દરેક વાચકને અરજ કરૂં છું. સુભાગ્યે લિંબડી સમુદાયના કેટલાક વિદ્વાન મુનિવરો પણ હમણાં કચ્છમાં છે તેથી આપણે આશા રાખીશું કે તેઓ સર્વ એક થઇ પરિષદ્‌ને ખરેખરી વિજયવતી બનાવશે

આર્યસમાજીઓનો જુસ્સો અને થીઓસોફીસ્ટોનું ગુપ્ત જ્ઞાન આપણે શીખવાનું છે. શરીર અને માનને વોસીરાવી દે એવા મહાત્માઓની એક ટુકડી દરેક પ્રાંતમાં બને અને ફકીર વ્રતો અંગીકાર કરવાની ઉપદેશશ્રેણી ચલાવે એ આપણે માટે ઘણું જરૂરનું છે. જનધર કૉન્ફરન્સના હેવાલમાં મ્હેં જણાવેલા ત્રણે સાધુજી જેવા સાધુજી ઉત્પન્ન કરવા માટે અનેક સાધુપરિષદો અને સાધુશાળાઓ થવી જોઇએ છે. એ બધું જ્યારે થશે ત્યારે જ સાધુવર્ગ ' દીપતો ' થશે અને સાધુ વર્ગ દીપતો થયા સિવાય શ્રાવક વર્ગ આજકાલની જડવાદ શિખવનારી કેળવણીથી ઉદ્ધાર કે ઉદય જોઇ શકે એવી આશા સ્વપ્નમાં પણ ન રાખવી.

ઉક્ત મુનિસમ્મેલનની તારીખ નક્કી થવાથી મ્હને ખબર આપવામાં આવશે તો બનતી સેવા કરવા તથા સદ્‌ગુરૂઓનાં દર્શન કરવા તે સ્થળે જવા હું પણ ઇચ્છું છું. કચ્છની મુલાકાત માટે છેલ્લાં ચાર વર્ષથી મ્હને અનેક આમંત્રણો હોવા જતાં માત્ર દેખાવ કરવા જવું મ્હને પસંદ ન હોવાથી હજી સુધી કચ્છમાં ગયો નથી. પરન્તુ આવી શુભ હીલચાલ કરનાર મહાત્માઓની સેવામાં હાજર થવું એને તો મ્હોટામાં મ્હોટો લાભ હું માનું છું.



## કચ્છમાં જૈન પાઠશાળા તથા પુસ્તકાલયની સ્થાપના.

કચ્છ–ભોરારાથી એક ગૃહસ્થ નીચેના ખુશ ખબર લખી જણાવે છે, જે ખબર, "સાધુપરિષદ્"વાળા મુનિઓ કેવા ખરે રસ્તે કામ કરવા લાગી ગયા છે ત્હેનો પુરાવો આપવાને પુરતા છે.

લિંબડી સમુદાયના પંડીત શ્રી રત્નચંદ્રજી મહારાજ તથા શ્રી છોટાલાલજી વગેરે ૪ મુનિઓનો 'વિદ્યાદાનની શ્રેષ્ટતા' એ વિષય ઉપર વારંવાર ઉપદેશ ચાલવાથી કચ્છ–ભોરારાના શ્રાવકોના મન ઉપર ઘણી સારી અસર થવા પામી હતી, જેને પરિણામે એ ગામના જૈનોએ ૮૧૦૦ કોરી ક્હાડી અને પાઠશાળા સ્થાપવાનું ઠરાવ્યું. વધુ ફંડ કરવા મુંબાઇ ગયેલા શ્રીયુત સુરજભાઇ જેવતે ત્હાંથી પણ સારી મદદ આણી બાદ આચાર્ય મહારાજ શ્રી દેવચંદ્રજી સ્વામી તથા પંડીત શ્રીરત્નચંદ્રજી સ્વામી સમાગોગામાં બીરાજતા હતા, ત્હાંજ ભોરારાના કેટલાક શ્રાવકોએ ત્હેમને વિનંતિ કરવાથી તેઓ માગશર શુદ પાંચમના રોજ ત્હાં પધાર્યા. બીજે દિવસે એક મ્હોટા મેળાવડા વચ્ચે આચાર્યશ્રીએ જૈન પાઠશાળાની સ્થાપના કરી. આ વખતે ખાસ આમંત્રણથી પધારેલા જૂદા જૂદા મુનિઓ અને શ્રાવકોએ અસરકારક ભાષણો આપ્યાં હતાં.

પંડીતશ્રી રતનચંદ્રજી, શ્રી પ્રેમચંદ્રજી, શ્રી ત્રિલોકચંદ્રજી, શ્રી છોટાલાલજી વગેરે મુનિઓ ઉપરાંત રામાણીઆની પાઠશાળાના શિક્ષક મી. લાલજી રવજી વગેરેનાં ભાષણોથી સ્વધર્મી તેમજ અન્યધર્મી શ્રોતાઓના મન પર સજ્જડ અસર થઇ હતી.

આ પાઠશાળા ઉપરાંત એક જૈન પુસ્તકશાળા સ્થાપવાનો ઉપદેશ પણ મુનિવરોએ કરેલો હોવાથી, શુદ ૮ ના દિવસે એક જાહેર મેળાવડા વચ્ચે ભોરારા સ્થાનકમાં શ્રી ' ગુલાબ પુસ્તકાલય ' સ્થાપવામાં આવ્યું હતું.

વિદ્યાવૃદ્ધિના પ્રયાસો એજ સાધુઓનું પરમ કર્ત્તવ્ય છે. મૂર્તિપૂજાદિ પાછળ ફજુલ ખર્ચો, સ્વમાન વધારવાની ખટપટો, કજીઆ ઉત્પન્ન કરવાની ધાંધલો : એ સર્વથી દૂર હોય તે જ અમારો આ જમાનાનો તારનારો ગણાશે.

સદરહુ મુનિવરોએ કચ્છના ૭ કોટી સંઘમાં લાંબા વખતથી ચાલતા કુસંપને દૂર કરવા જુદા જુદા મુકામે પધારી એવી તો ઉપદેશધારા ચલાવી હતી, કે જેથી કુસંપ સમૂળ નાશ પામ્યો અને સંપનું સામ્રાજ્ય પુનઃ તે દેશમાં ફેલાયું. એ સમુદાયના નવા નીમાયલા અગ્રેસર શ્રીયુત નાનચંદ મૂળચંદ દેવચંદે શરૂઆંજ ધર્મોત્સાહનાં ચિન્હો બતાવવા એવો સ્તુત્ય ઠરાવ કર્યો છે કે, હરસાલ ચૈત્ર શુદ ૧૩ ના દિવસે ' મહાવીર જયંતિ ' ઉજવવી અને ઘર દીઠ એક કોરી ( રૂ. ०। ) જ્ઞાનખાતા માટે ઉઘરાવવી.

આવી રીતે કુસંપ દૂર કરાવવા, લોકોને સાચી સખાવતો શીખવવી, સ્વમાન માટે ખર્ચ કરવાના રસ્તા ન બતાવતાં પરમાર્થ તરફ જ દૃષ્ટિ રાખવાનો બોધ કરવો : આ વગેરે ઉત્તમ મુનિવરોના રસ્તા છે, કે જે દરેક સમુદાયે અનુકરણ કરવા જેવા છે. તા. ૧૯-૧૨-૧૦

---

# जैनोमां विद्याप्रचार करवाना प्रयत्न.

## (१)

## ગરીબ બિચારા જૈન વિદ્યાર્થીઓ !

### અફસોસ ! હું સુવર્ણ કેમ ન જન્મ્યો ?

ગરીબ બિચારા જૈન વિદ્યાર્થીઓ ! જેનો કોઇ બેલી ન મળે એવા ..રીબ બિચારા જૈન વિદ્યાર્થીઓ ! ત્હમારૂં દુઃખ જોઇ હવે તો હૈયું હાથ રહેતું નથી. માબાપની દયાજનક સ્થિતિ અને અજ્ઞાન દશાઃ એ બન્ને કારણો ત્હમને અંગ્રેજી ભણતર ભણતાં અટકાવે છે તે છતાં સંજોગોને વશ ન થતાં વીર પુરૂષની પેઠે ત્હમે તે સંજોગોને પગ તળે કચરીને આગળ વધવા મથોછો–હા, પણ તે ત્હમારૂં શુરાતનભર્યું માનસિક યુદ્ધ જોવા કોણ નવરૂં છે ? ત્હમારી હિમત, વિદ્યા પરની પ્રીતિ ખાતર ખમવાં પડતાં ત્હમારાં દુઃખો અને ત્હમારી જીગરની શુભ ખૂબો તરફ લક્ષ આપવા કોણ નવરૂં છે ? શું ત્હમારા વડીલ બંધુઓ–પેલા આગેવાનો અને શેઠીઆઓ–પેલા સાધુઓ અને મહાત્માઓ કાંઇ એવા નવરા પડ્યા છે કે ત્હમારા સુધી એમની દૃષ્ટિ પડે ? પોતપોતાના સ્વાર્થની મારામારી જ્હાં ચાલી રહી છે ત્હાં ત્હમારા જેવા ઓરડાના ખુણામાં બેસીને છાતી ખાલી કરતા છોકરાંઓની દરકાર કરવા કોણ નવરૂં છે ? રડો, બાપુ ! રડો; હૃદય ખાલી કરો અને એ આંસુડાંનો વરસાદ આ ત્હમારા મુરબ્બીઓ–પેલા ત્હમારા આગેવાનો–તે ત્હમારા શેઠીઆઓ અને ચોતરફ ઘુમતા ત્હમારા મહાત્માઓના હૃદયપર પડવા

દો ! પણ, ના. તે હૃદય કાંઈ એટલાં–થોડા ઘડા ભરાય એટલાં–આંસુ-ડાંથી પલળે તેમ નથી. તે તદ્દન કઠોર થઇ ગયાં છે. ત્હેમણે જૈનનો પહેલો સિદ્ધાંત જે દયા ત્હેને તો હવામાં જ ઉડાડી દીધી છે. ત્હારે હવે ત્હમે શા માટે રડો છો ! કોને સંભળાવવા રડો છો ? અને શા માટે ત્હમારી હાલતના પત્રો સાધન વગરની 'જૈનસમાચાર' ઑફીસને લખી લખીને એના બળતા હૃદયને વધારે બાળોછો ? તે ત્હમારૂં દુઃખ ટાળવા સમર્થ નથી એ ત્હેનું કમભાગ્ય છે. એક, બે, ત્રણ, ચાર, પાંચ અને પચીસ વિદ્યાર્થીઓના પત્રો મ્હને મળ્યા છે; કોઇને પ્રીવી-અસના અભ્યાસ માટે અને કોઇને બ્યાપારી લાઇનના શિક્ષણ માટે, કોઇને મૅડીકલ કૉલેજમાં દાખલ થવા માટે, અને કોઇને બીજા જ કોઈ અભ્યાસ માટે ઇચ્છા હોવા છતાં **શક્તિ ન હોવાથી** વિચાર માંડી વાળવાની ફરજ પડે તેમ છે, તેથી તેઓ પોતાને માટે શ્રીમંતોની મદદ મેળવી આપવા મ્હને લખે છે. કેટલાક શ્રીમંતોને મ્હેં ભલામણ-પત્રો લખ્યા હતા, જેમાંના માત્ર બે ગૃહસ્થો સિવાય બીજા કોઇએ કશી ભલાઇ કરવાની ઇચ્છા બતાવી નહોતી. મ્હારી તે વખતની નાસીપાસી ખુદ તે વિદ્યાર્થીઓની નાસીપાસી કરતા અનંતગણી અધિક હતી: મ્હને તે આશામાં સુખ માની બેઠેલા વિદ્યાર્થી બંધુઓને, પેલો આખી દુનીઆનાં દુઃખોમાં શિરોમણિ જેવો શબ્દ–એક 'ના' શબ્દ—લખી મોકલવા કરતાં દેહથી જૂદા પડી બીજી દુનીઆમાં સંતાઇ જવું એ વધારે ઠીક લાગતું. તથાપિ હા, ધિક્કાર હો આ લેખિનીને, કે તે પેલા નિર્દય, કઠોર, સ્વાર્થી શ્રીમંતોના હૃદયને અસર કરવામાં ફાવી શકી નહિ. તે લેખિની–પોતાનું અભિમાન ન છોડતાં હમેશ ટટાર ને ટટાર રહેતી તે લેખિની જો પોતાના માલીકના થોડાક લઘુ બાંધવોને શાન્તિ ઉપ-જાવવાના કામ માટે શ્રીમંતોને પલાળી ન શકી તો એનું ટટાર ચાલતું

પણ મિથ્યા છે-એની હયાતી પણ ફોકટની છે. મ્હને એમ થયુ, તે વખતે, કે આ મનુષ્ય દેહ-દુખીનાં દુખ ટાળવાનાં સાધનો વગરનો આ મનુષ્ય દેહ પામવા કરતા કૅલીફૉર્નીઆ, ઍલ્ડોરેડો કે લંકામાં સોનાની ખાણોમાં સુવર્ણ તરીકે-એકેદ્રિય જીવ તરીકે હુ જન્મ્યો હોત તો પણ ઘણુ સારૂ થાત, કે જેથી તે સુવર્ણ વડે અનેક વિદ્યાર્થીઓ બુધ્ધિઓની હાજતો પુરી પડત. પોતાનાં સ્વાર્થી પેટ ભરવા માટે અને દુનીઆના અમનચમન ભોગવવા માટે પંચેન્દ્રિય મનુષ્ય થવા કરતાં દુનીઆના જીવોને શાન્તિ ઉપજાવવા માટે એકેદ્રિય પથ્થર કે સુવર્ણ થવુ એ પણ એક મ્હોટુ સુભાગ્ય છે,-સાધુઓ એ વાતને ન માને તેથી શું થયું ? એમને એકલા એકલા મોક્ષ સુંદરી પકડી લેવી છે ! એમનો આખો આશય જ સ્વાર્થનો છે. હુ એકલો તરૂં ને દુનીઆ જહાનમમાં જાય ! અને તરવાનો ખ્યાલ પણ કેવો ? મોક્ષ નામની સુંદરીને વરવાની ઈચ્છાવાળો ! મ્હારે નથી જોઈતુ મોક્ષ, એવુ જ જો મોક્ષ હોય તો મ્હને તો જગસેવા-પ્રાણીસેવા એ જ મોક્ષ વધારે પસદ છે. મ્હને તે અહીં જ મોક્ષ સમ લાગે છે. સાધુઓથી દિક્ષાના મેળા વડા પાછળ ૨૦૦—૫૦૦ કે ૫૦૦૦ ખર્ચ કરાવાય અગર કરતાને અનુમોદાય અને પોતાના જૈન બાળકોની કેળવણી માટે ઉપદેશ ન કરાય તો એવુ સાધુપણુ અમને આ લોક કે પરલોક કશામાં કામનું નથી. સાધુઓથી દર્શન માટે આવના ટોળાબધ શ્રાવકોને જમાડવા વગેરે પાછળ એકેક ચોમાસામાં ૨ થી ૫ હજાર રૂપીઆનું આંધણ એકજ ગામમાં મુકાવી શકાય, અને જે જ્ઞાન પામી જૈન બાળકો વિશાળ બુદ્ધિના થાય અને એ બુદ્ધિ વડે જૈન શાશનને ઉચ્ચ દશાએ લાવી શકે તે જ્ઞાનના કામમાં સખાવત કરવાનો ઇસારો સરખો પણ ન

થાય;—ના—ના—ના—અમને એવા સાધુપણા પર કાંઇ પ્રેમ નહિજ સ્ફુરી શકે. અને ત્હમે ઉપરથી એવા ઢોંગ કરોછો કે "અમે ક્યહાં શ્રાવકોને એવું ખર્ચ કરવાનું કહેવા ગયા હતા?" માફ કરો; હદ થઇ; ત્હમારા ઉંમરનો દરેક ખુણો જેણે વરસો સુધીના સહવાસથી દૂરબીન વડે જોયો છે ત્હેને ત્હમે આમ ઉડાડો નહિ; અને હવે વધુ કમકમી ઉપજાવે એવી વાતો બ્હાર કાઢવાની ફરજ પાડો નહિ. મહાત્માઓ! આપણે એક બીજાનું ખોદવા અત્યારે નવરા નથી. **આપણે એક બીજાનું અપૂર્ણ અંગ પુરૂં કરી આપવા બેઠા છીએ.** અમો સંસારીઓની ખામીઓ ત્હમે પુરો. ત્હમારી અમે પુરીશું. **અમારા સિવાય ત્હમારો મોક્ષ છે જ નહિ;** કદી છે જ નહિ જો અમારા સિવાય ત્હમારો મોક્ષ હોય એમ ત્હમે માનતા હો તો અપાસરાઓ છોડો, તે સાથે શ્રાવકોની મદદથી મળતાં માગેલાં મકાનો પણ છોડો; રહો માત્ર જંગલમાં અને ત્હાં ધ્યાનમાં જેમ 'અવધુ' યોગીઓ આજે પણ કરે છે તેમ પડ્યા રહો. તો અમે ત્હમને ખરા સ્વતંત્ર ગણીશું. ત્હમારે રહેવું છે અમારી સાથે, અમારામાં, અમારા ખર્ચે, અમારી **સીફારસથી,** અને અમારા બાળકોને કેળવવા-સુધારવા—**જીવતા રાખવામાં** ત્હમારે પાપ માનવું છે અને ત્હમારી માનતા—પૂજાઓ પાછળ અમારાં ખીસ્સાં ખાલી કરાવવાં છે! અને ઓ શ્રાવકો! હવે તો ત્હમે ચેતો! હવે તો પ્રકાશમાન જમાનાનો પ્રકાશ કાંઇક ત્હમારા ઉપર પડવા દો. **ગુરૂભક્તિને પૈસા** સાથે કશો સંબંધ નથી એ બરાબર યાદ રાખો. નિગ્રંથી ધર્મ છે, પૈસા વગરનો ધર્મ છે, માટે સાધુ સંબંધી કોઇ કામમાં પૈસો ખર્ચવો જવા દો. જે કાંઇ ખર્ચ કરો તે સાધુ પંથથી હલકી પાયરી અગર તો 'સુશ્રાવકપણું' ત્હેને ખીલવવામાં કરો.

સારા 'સાધુ' ક્યારે થશે? **શ્રાવકો** સારા હશે તો જ. કારણકે **શ્રાવકમાંથી જ સાધુ થવાય છે.** અને સારા 'શ્રાવક' ક્યારે થશે? વિશાળ બુદ્ધિ, તનદુરસ્તી, ગુજરાનનાં સાધન, **હરીફાઈવડે જીવતી** દુનિઆ વચ્ચે ટકી રહેવાની શક્તિઃ આ સર્વ એમનામાં આવશે ત્યારે જ—અને ત્યારેજ અને ત્યારેજ. તપાસો **ત્હમારા આજના જૈનોની બુદ્ધિ** કે જે હજારો રૂપીઆ દરસાલ ત્હમારી શીખડાવેલી રીતીએ જીવદયા પળાવવામાં ખર્ચે છે; અને પછી ધ્યાનમાં લ્યો પેલા **ભણ્યાગણ્યા અંગ્રેજોની બુદ્ધિને**, કે જેણે લંડન શહેરનાં ૧૦૦૦૦ છોકરાંઓને વનસ્પતિના આહારપર અને ૧૦૦૦૦ ને માંસાહાર પર ૭ મહીના સુધી ગુજારો કરાવ્યા પછી પ્રસિદ્ધ ડાક્ટરોની સમક્ષ ત્હેમના બળની, બુદ્ધિની, વજનની, છાતીના માપની, દોડવાની શક્તિની વગેરે તમામ બાબતની પરીક્ષા કરાવી અને વનસ્પત્યાહાર બધી રીતે શ્રેષ્ટ છે એમ સાબીત કરી આપ્યું; આખી દુનીઆને વનસ્પત્યાહાર વાપરવાનો શોખ લગાડી દીધો. લંડન શહેરમાં લાખ્ખો ઘેટાં—બકરાં દરરોજ બચશે. આ શું બુદ્ધિનો પ્રતાપ નહિ કે? શું જીવદયાનું કામ પણ બુદ્ધિ વગર થશે કે? અને બુદ્ધિ કાંઇ ભણ્યા વગર જ આવવાની કે? ૧૦૦ માણસ ભણશે તો ૨-૪ **મહાબુદ્ધિવાન** થશે. છે ત્હમારામાં ૧૦૦ ને ભણાવવા જેટલી હિંમત અને ધીરજ અને પ્રેમ?

દુનીઆમાં જીવવું એ આજકાલ અતિ કઠીન થઇ પડયું છે એ વાતનો અનુભવ 'ભિખ્ખુ'ઓને કયાંથી હોય? એમને એક રોટલી માગતાં પાંચ લાડુ મળતા હોય ત્યાં પછી રળવાનું કેવું મુશ્કેલ થઈ પડયું છે ત્હેનો અનુભવ શી રીતે હોય? કદાપિ થોડો ઘણો અનુભવ હોય તો એકાદ કેવળચંદને કે એકાદ એનસીને હોય, બીજાઓને નહિ જ. આજે વ્યાપાર પણ યુરોપીઅનોએ એકહાથ કરવા માંડયો છે.

આપણાં ન્હનાં ન્હાનાં ગામડાંઓમાં પણ તે લોકો પહોંચી વળે છે અને માલ ખરીદી લે છે. આપણે માટે ઘણાંજ થોડાં ક્ષેત્રો ખુલ્લાં રહ્યાં છે અને વખત જાય છે તેમાં આપણે છેકજ કફોડી હાલતમાં આવી પડીશું. આથી સમજાશે કે અમદાવાદમાં રહેનારાઓને માત્ર અમદાવાદી વ્યાપારીઓ સાથે જ હરીફાઇ કરીને રળવાનું નથી પણ આખી દુનીઆના લોકો અમદાવાદમાં આવીને કે એજન્ટોદ્વારા જે **હરીફાઇ** કરી રહ્યા છે તે **હરીફાઇમાં ઉતરીને જીતીએ તો જ પેટપુર રોટલો મળશે,** નહિ તો ભૂખ્યા મરવાનું છે. હવે જ્હારે હમારે હરીફાઇ તો **આખી દુનીઆ** સાથે કરવાની છે અને કેળવણી તો એક ગામડામાં મળતી હોય તેટલી જ લઇને અપાસરામાં બેસી જવું છે, ત્હારે તેટલી કેળવણી અને તેટલા ઉદ્યમથી અમારૂં પેટ કેમ કરી ભરાવાનું હતું ? અને પછી પેટ ન ભરાતાં ચોરી, જૂઠ, છળકપટ, કન્યાવિક્રય, ચર્મદલાલી, ધર્માદાનું હોઇયાં કરવાનું: એ વગેરે બધુંએ કરવું પડે એમાં શું આશ્ચર્ય ? સેંકડો આગેવાનો ધર્માદાની રકમો ખયાવી પડીને શ્રીમંત બન્યા છે તે કોણ નથી જાણતું ? પણ ત્હેનો ઉપાય શું ? ઘરમાં હાંડલાં કુસ્તી કરતાં હોય અને શેઠાઇનો મોભો જાળવવા માટે ખર્ચ તો કરવું પડતું હોય, ફલાણા રખજી મહારાજના શ્રાવકો સંઘ કાઢીને વાંદવા આવ્યા હોય તે પેલા આગેવાન શેઠને ઘેર ઉતર્યા હોય ત્હેમને જમાડવા હોય, અને પોતાને કેળવણી ન મળેલી હોવાથી દુનીઆની હરીફાઇમાં પડીને પ્રમાણિક ઉદ્યમથી મળતો પૈસો મેળવ્યો ન હોય, તો પછી ધર્માદાની જમા રકમ ઓહીંઆં કર્યાં વગર કાંઇ છુટકો ? આ બધું પાપ કોને માથે છે તે મ્હારે મ્હોઢે કહેવા કરતાં કોઇપણ ધર્મના 'વિચારક' ને કે તર્કશાસ્ત્રના અભ્યાસીને પૂછો એટલે સાધુવર્ગની આંખો ઉઘડે એવો જવાબ મળશે.

આજે અમારે વ્યવહારૂ (પ્રેક્ટીકલ) ધર્મ જોઇએ છે અને જૈન ધર્મ—ખાસ કરીને સાધુમાર્ગી જૈનધર્મ તો વ્યવહારૂ જ છે; આજના હરીફાઇના જમાનામાં અમને પાછા ન પાડે એવો એ ધર્મ છે. પરન્તુ માત્ર ધર્મઘેલા (ધર્મપ્રેમી નહિ) સાધુઓએ એનું સત્યાનાશ વાળી નાખ્યું છે. દરેક માણસે પ્રથમ 'માર્ગાનુસારી' બનવું, પછી 'શ્રાવક' બનવું અને પછી 'સાધુ' બનવું એ વાત મ્હારા અનુક્રમમાં આવે છે અને મ્હને ત્રણે સ્થિતિઓ માન્ય છે. 'માર્ગ'–પવિત્રતાના માર્ગને અનુસરવાની શરૂઆત કરનારા 'માર્ગાનુસારી'ઓએ નીતિના સિદ્ધાંતો સમજવા અને પાળવા અલબત તેઓ માત્ર સ્વાર્થજ સાધે, પરમાર્થ માટે બંધાયલા નથી, પણ નીતિમય સ્વાર્થ સાધવાને લીધે બીજા કોઇના સ્વાર્થમાં નુકસાનકર્ત્તા તેઓ નહિ જ થઇ પડવાના. ત્યાર પછી 'શ્રાવકો' એટલે પરમાત્માનાં વચનો (લખાયલાં, પ્રેરાયલાં કે બોલાયલાં) શ્રવણ કરે અને તેથી પરમાર્થ માટે જ પોતાનું જીવન છે એવો ખ્યાલ પૂરેપૂરો પામે એવા પુરૂષો બને. 'શ્રાવકો' કોણ? દુનીઆના 'સ્વયંસેવકો'—જગતના 'વૉલંટીઅરો'—પ્રાણીસૃષ્ટિના સહોદરો–વિશાળ પેટવાળા સાગરો...'શ્રાવકો' કોણ? ઘર બાળીને 'તીર્થ' કરે તેઓ (તીર્થ એટલે તારે એવું કામ—જગતનો ઉદ્ધાર કરે એવું કામ—બળ–બુદ્ધિ કે સુખ કોઇને જેનાથી મળે એવું કામ)...શ્રાવકો કોણ? દુ ખીની બૂમ સાંભળી મ્હોંમાંનો કોળીઓ પણ પાછો ફેંકી દે તેઓ...'શ્રાવકો' કોણ? દરરોજ બાર ભાવનાઓમાં એકવાર તો ડુબકી મારે જ અને આખા વિશ્વથી એકતા અનુભવે તેઓ ..'શ્રાવકો' કોણ? પ્રાતઃકાળમાં સુસ્તીને ફેંકી દઇ એ શ્રેષ્ટ મુહુર્તમાં સામાયિક—સમાધિ ધરીને પરમાત્માની શક્તિનો ઝરો પોતામાં ઉતારી લે અને એ શક્તિ વડે

આખો દિવસ ઉદ્યમ કરે અને એ ઉદ્યમમાં કાંઇ દોષ થઇ ગયો હોય તો સાંજે 'પ્રતિક્રમણ' વડે દોષો માટે પશ્ચાત્તાપ કરી લે. પરન્તુ જેને સામાયિક જ નથી તેને પવિત્ર ઉદ્યમ કેવો? અને ઉદ્યમ નથી એને પ્રતિક્રમણ શાનું? માત્ર શબ્દો રૂપી સામાયિક અને પ્રતિક્રમણમાં અમારા હજારો ઘેટા જેવા ભાઇઓને ગોંધી રાખનારા ઓ ગોપાલકો! આ બકરાં–ઘેટાંને તહમારા કબજામાં ભૂખે મરવા નથી સોંપાયાં તે વાતનું કાંઇ ભાન છે કે?

અમારે આજે પ્રૅક્ટીલ–વ્યવહારૂ ધર્મ જોઇએ છે. જે ધર્મ અમને આખા દિવસોને દિવસો એક જગાએ ગોંધી રાખે તે ધર્મ અમને આ જમાનામાં તો કામનો નથી. સમયસમયને અનુસરીને ભગવાને ધર્મ સંબંધી કાયદાઓમાં ફેરફાર કર્યો છે,—અરે ખુદ નમોકાર મંત્રમાં પણ ફેરફાર કર્યો છે. સાધુનાં કપડામાં અને આચારમાં પણ જૂદા જૂદા જમાનામાં ફેરફાર કરવો પડયો છે. તેમ આ જમાનામાં—હરીફાઇના આ જમાનામાં–ઓછી તાકાદ અને ઓછી પુન્યાઇવાળા આ જમાનામાં અમારે ધર્મ વ્યવહારૂ–પ્રેક્ટીકલ જોઇએ છે, કે જે ધર્મ અમારૂં વર્તન શુદ્ધ કરે, અમને પવિત્ર ઉદ્યોગ કરવા માટે જોઇતા વખત—પૈસો અને શરીરબળ મેળવતાં અટકાવે નહિ; પણ ઉલટું અવર્ણનીય બળ સામાયિકના રહસ્યમાંથી મેળવી આપે, જે ધર્મ અમને આખા દિવસના પ્રમાણિક ઉદ્યોગમાંથી મળેલા થાકને ભૂલાવવા અને હૃદયને ઠારવા પ્રતિક્રમણ રૂપી ઠંડું જળ પાય અને ભક્તિરસથી ટપકતાં અને આત્મવીર્યનો ઝરો વહેવડાવતાં (કોઇ સમર્થ જ્ઞાનીનાં રચેલાં) સ્તવનો વડે શાતા ઉપજાવે અમને સાધુને વાંદવાનાં ખર્ચ, સાધુની દિક્ષાનાં ખર્ચ, ટ્હાણી—પ્રભાવનાનાં ખર્ચ આજે ન જોઇએ; જે વખતે જોઇતા હતા તે વખતે અમારી પાસે પૈસો અને શરીરબળ અને ફુરસદ ત્રણે પુષ્કળ હતાં. ચક્રવર્તીઓએ એવાં કામોમાં ખર્ચ

કરેલાં તે વખનો આજે રહ્યા નથી. અમને હાલ તો ચક્રવર્તી રાજા અંગ્રેજના ન્હાના સરખા નોકર તરીકે પણ કોઇ રાખતું નથી. અમારી તેટલી પણ લાયકી હમે રહેવા દીધી નથી; અને તે છતાં ચક્રવર્તીએ કરેલા દિક્ષાના વરઘોડા, સહસ્ત્રવાહિની પાલખી, સોનારૂપાનાં ઉડાડાતાં ફુલ અને જમણનાં વાયણાં, લ્હાણીઓ, ભોજનો વગેરે શું જોઇ કરાવો છો ? આ પ્રમાણે પૈસાની રેલછેલ કયાંથી કરાવો છો તે હમને ખબર નથી શું ? ભૂખે મરતા, અજ્ઞાન દશામાં રીબાતા, સમકીતનો અંશ પણ હજી નથી પામ્યા તેવા ગરીબ લોકોને લૂંટનારા પોતે કેવી રીતે સુખી થવાના હતા ? અમે મરી રહ્યા છીએ. શરીરની કમજોરીમાં, પૈસાની કમજોરીમાં, બુદ્ધિની કમજોરીમાં અને સ્વતંત્રતાની કમજોરીમાં અમે સડીએ છીએ. એવા જે અમો એમને હવે આવા ઉપદેશોની જરૂર નથી અમને, હું ફરીફરીથી અરજ કરૂં છું કે, અમને હવે વ્યવહારૂ—પ્રેકટીકલ ધર્મના ઊપદેશની જરૂર છે.

અને હું ફરીથી યાદ કરાવું છું કે, સાધુમાર્ગી જૈન ધર્મ વ્યવહારૂ ધર્મ છે. અમારે નથી મૂર્ત્તિ પૂજવામાં વખત કે પૈસો કે શક્તિનો વ્યય કરવાનો. અમારા ભગવાને મ્હોટી વાત એ શીખવી દીધી છે કે "હમારો મોક્ષ હમારા જ હાથમાં છે." એટલે પછી અમારે કોઇ સાધુના શરીર સાથે પણ મોહ રાખવાની જરૂર ( શાસ્ત્રાધારે તો ) રહેતી નથી. અમારા ભગવાને 'ગૃહસ્થ લિંગે સિદ્ધા' એટલે સુધી ઉદારતા બતાવી હોવાથી અમે જો ગૃહસ્થ તરીકે મહાદયાળુ, અત્યંત કર્ત્તવ્યપરાયણ અને ધર્મનું અંદરનું રહસ્ય સમજી યોગમાં ઉંડા જઇએ તો ગૃહસ્થ છતાં પણ અમને મોક્ષ આપવાની અમારા નિષ્પક્ષપાતી ભગવાન ના કહેતા નથી. અમારૂં સામાયિક અમને આખો દિવસ ચાલે એટલું માનસિક બળ અને શાન્તિ બક્ષનાર એક 'તાકાદનો ઝરો' છે,

એક વ્યવહારૂ મદદગાર છે. અમારૂં પ્રતિક્રમણ અમને શ્રદ્ધાવાન-કોમળ હૃદયના અને ઇન્દ્રિયદમન કરનારા તથા ભૂલનો પસ્તાવો કરનારા બનાવીને જીંદગીમાં સુખ મેળવવાને વધારે લાયક બનાવે છે. આ ધર્મ ખરેખર વ્યવહારૂ છે-પ્રેક્ટીકલ છે, પણ તે ધર્મનું શિક્ષણ આપનારા વ્યવહારૂ નથી; કારણ કે તેઓ પ્રાયઃ દુનીઆમાં મળી શકતા જ્ઞાન વગરના છે. દુનિઆ અને સ્વર્ગને સંબંધ છે, અને દુનીઆનું જ્ઞાન મેળવ્યા વગર-દુનીઆમાં સુખી જીંદગી ગાળવા માટે જોઇતા ધૈર્ય-સહિષ્ણુતા—ઉદારતા-પ્રેમ-ઉદ્યમ એટલે તપ એ વગેરે ગુણો મેળવ્યા વગર સ્વર્ગમાં જવાને કોઇ પ્રાણી અધિકારી જ નથી દુનીઆ એ સદ્‌ગુણો કેળવવાની નિશાળ છે. અહીં અમને દુખો રૂપી મ્હેતાજી સાકરીઓ ચુંટીઓ ખણીખણીને અનુભવ આપે છે અને એક પ્રાણીને બીજા પ્રાણી સાથેનો સબંધ સમજાવે છે. અમે તે સબધ સમજ્યા સિવાય અને સહનશીલ, ઉદાર, નિસ્વાર્થ પ્રેમી થયા વગર સાધુ બનીએ તો ત્યહાં શું અમારાં સૂક્ષ્મ શરીર બદલાઇ જવાનાં હતાં? ત્યહાં ઉદારતા અને સહનશીલતા ક્યહાંથી આવવાની હતી? આ બધા ગુણો કેળવી કેળવીને અમે શુદ્ધ 'શ્રાવક' બનીએ અને દુનીઆની સેવા કરીએ: તે પછી અમારે માટે સાધુપણું છે. દુનીઆમાં રહીને 'ત્યાગ' કરી શકીએ તો જ દુનીઆ છોડયા પછી 'ત્યાગ' થઇ શકશે, તે વગર નહિ જ. ત્યાગ કાંઇ વસ્તુનો નથી, વસ્તુ ઉપરના મોહનો છે. પૈસા, સ્ત્રી અને ક્રોધ ન્હડે એવા સંજોગોના વચ્ચે રહીને અમે પૈસા બીજા માટે ખર્ચી નાખતાં શીખીએ, બીજાને શાતા ઉપજાવવા માટે જોઇતા બળ ખાતર બ્રહ્મચર્ય સેવનમાં મિતવ્યયી બનીએ, અગર અમુક ઉચ્ચતમ પરમાર્થનું કામ પાર પાડવાનું હોય તેવે વખતે સમ્પૂર્ણ બ્રહ્મચર્ય પણ પાળીએ અને

ક્રોધના પ્રસંગને જોઇને હસીએ; એ અમારૂં 'શ્રાવકપણું'..! એવા 'શ્રાવકપણા'ના સિદ્ધાંત માટે જ અમે જૈન ધર્મના નામથી મગરૂર છીએ; નહિ કે ક્રોધ, સ્વાર્થ અને ખટપટ તથા ટુંકી દ્રષ્ટિમાં રમી રહેલા સાધુ માટે.

પણ શું સઘળા સાધુ એક સરખા છે ? કોણ જાણે ? કેવળી પ્રભુ જાણે; સૂક્ષ્મ શરીર જોઇ શકનાર જ્ઞાની જાણે. ખુશામત આપણાથી દૂર હો; નિંદા આપણામાંથી નાશ પામો. જે વાત આપણે જાણતા નથી તે પર મત આપવાનો આપણને કશો અધિકાર નથી. પરન્તુ **સારી આશાઓ** રાખવાનો તો આપણને અધિકાર છેજ અને આશામાંથી પણ વસ્તુ ઉત્પન્ન કરી શકાય છે.* આપણને હજી આશા છે કે કેટલાક એવા પુરૂષો પણ હશે કે જે પોતાના ભક્તોની આવી દુઃખી દશા માટે એકાંતમાં આંસુ પાડતા હશે ત્હેમના ચરણમાં આપણું શિર આપણે ઝુકાવીશું. એમને ખોળાપાથરી કરીશું, એમને કરગરીને કહીશું કે: ઓ જગતના ઉદ્ધારકનું મહાન પદ પામેલા મહાત્મા ! રડ નહિ, અમારા દુઃખો માટે રડ નહિ, રડીને તે શક્તિ ઓછી કર નહિ. પ્રેમમાં અગાધ શક્તિ છે અને પ્રેમનો તું સાગર છે; તો રૂદન દ્વારા પ્રેમ વહેવડાવવા કરતાં શબ્દ દ્વારા જ તે પ્રેમ વહેવડાવ પિતા ! ઉઠ, જા પેલા ત્હારા ભક્તોના ઘેર; આ ઝોળી કે જેમાં તું ત્હારે માટે હમેશ ભોજન લાવતો ત્હેને હમણાં અહીં જ રાખીને જા, અને કહે કે તેઓ ત્હારા પુત્રોને માટે કાંઇક કરૂણા કરે. કહે કે ત્હારા પુત્રો તે ત્હેમના ભાઇ છે, અને મહાવીરના પણ પુત્રો છે, માટે આ બધા અજ્ઞાન દશામાં સડતા હજારો જૈન બાળકોને કેળવવાના કામ માટે પોતાની દોલત અર્પણ કરી દે. કહે કે દોલત આપેથી

ઓછી થતી નથી પણ ચક્રવર્તી વ્યાજે વધે છે. કહે કે, તે જો ખરો જ જૈન હશે તો 'કર્મ'ના કાયદામાં ત્હેને વિશ્વાસ હોવો જ જોઇએ અને 'કર્મ' ને માનો તો પછી આવતા જન્મમાં આજે કરેલાં શુભ કર્મોનાં ફળ મળશે જ એ બાબતમાં શ્રદ્ધા કેમ નથી રાખી શકતા ? કહે કે, સાધુ પર ભક્તિભાવ જેનામાં હોય તે શ્રાવક સાધુનું નહિ પણ સાધુએ બતાવેલા દુ:ખી પુરૂષોનું પેટ ભરવામાં કદી આનાકાની કરી શકે જ નહિ, અને કરે તો તે 'ભકત' કહેવાય જ નહિ.

બે રસ્તા ખુલ્લા છે; ચાહે તો દુનીઆ અને દુનીઆના માણસો કે જેમની દયા કરવાની ત્હમને ઇચ્છા નથી ત્હેમનો લાભ લેવાની ના કહો અને જંગલમાં રહી 'અવધુ' બનો, કે જેથી જલદી જલદી ત્હમારૂં કલ્યાણ થશે;–અગર–તેમ ન થઇ શકે અને દુનીઆની એટલે માણસોની હદમાં રહેવું હોય અને માણસોએ ઉત્પન્ન કરેલાં કપડાં, અન્ન ( અને ત્હમારા માનાર્થે વાપરવાના પૈસા ) વગેરેની ત્હમને જરૂર જ હોય તો સમય વિચારીને, સંઘની સ્થિતિ વિચારીને અમારા શ્રીમતોને સીધો ઉપદેશ આપો કે જેથી તેઓ કેળવણીના પ્રચારમાં તન–મન–ધનથી મદદ કરે. 'શાસ્ત્રમાં આવી છૂટ અમને આપી નથી' એમ કહેશો તે નહિ ચાલે. શાસ્ત્રમાં **જરૂર પડયેથી** નદી ઓળંગવાની ત્હમને છૂટ આપી છે કે વારૂ ? શું દેશ—કાળ જોવાની આંખો ભગવાનને નહોતી એમ કહેવાની ત્હમે હિંમત ધરો છો કે ? ખરેખર ત્હમારા આ જવાબથી ત્હમે ખુદ પૂજ્ય પરમાત્માનું 'લાઇબલ' કરો છો. અને વળી કહો કે શું ત્હમે ત્હમારી દીનચર્યા અને રાત્રીચર્યામાં દરેક કામ ભગવાને કહેલી આજ્ઞાઓને **પુરેપુરી રીતે અનુસરીને** જ કરોછો કે ? ઓ વડીલો ! ઓ મુરબ્બીઓ ! ઓ મહાત્માઓ; હવે તો હદ થઈ; હવે તો **સમય-**

ને પીછાનો અને સમયને ન પીછાની શકતા હો તો કૃપા કરી એટલો નિયમ લ્યો કે "હું વધારે જ્ઞાન ધરાવતો ન હોવાથી આ બાબતના નિશ્ચય ઉપર આવી શકતો નથી, માટે હવે પછી હું કોઇ જાતનો ઉપદેશ જ નહિ આપુ, હવે પછી હુ મ્હારા ગુજરાન માટે ગોચરી કરવા ઉપરાંત બીજી બાબતમાં હાથ જ નહિ ઘાલુ, હવે પછી હુ મ્હારાં દર્શન માટે આવતા સઘની વાત આગળથી જાણીશ તો સાફ લખાવી મોકલીશ કે 'હુ ઓરડામાં સાંકળ વાસીને તેટલા વખતનો સથારો કરીશ, પણ મ્હને લાગે છે કે દર્શન કરાવાને લાયક તો ઘણાતાની—ગુણી મહાત્માઓજ છે, હુ નહિ, અને તેટલા માટે હુ ત્હમને મ્હારા દર્શન આપી દોષીત નહિજ બનુ' હવે પછી હું શ્રાવકોના પૈસાનો વ્યય થતો હશે એવાં કોઇ પણ કાર્યમા શામેલગીરી નહિ આપુ." આટલા નિયમ ગ્રહણ કરો, તો પણ મ્હોટો ઉપકાર થશે તો પછી ત્હમે ખરેખર જ પૂજ્ય-પૂજાવાને યોગ્ય બનશો જેઓ પોતાને મહાત્મા માને છે તેઓ પૂજાવાને યોગ્ય નથી જ, જેઓ પોતાને અપૂર્ણ અને દોષીત સમજે છે અને માન-પૂજાથી દૂરજ ભાગતા ફરે છે તેઓજ ખરેખર પૂજ્ય છે અને ત્હેમને તો હજારો ગાઉ દૂરથી પણ વદન થઈ શકે છે

કા તો મહાત્માઓ અમારા વર્ગને સીધે રસ્તે દોરવાને તૈયાર થાય તો ઠીક, અગર તો તદ્દન અનગ રહેવાનો નિયમ કરે તો ઠીક જો તેઓ સીધે રસ્તે ઉપદેશ દે તો હજીએ કાંઇ બગડી ગયુ નથી ચાતુર્માસની મોસમ નજીકમા જ છે, ધર્મયુદ્ધનુ મુહુર્ત હાથવેતમાં જ છે દરેક દરેક સાધુ પોતાને યોગ્ય લાગે એવી શૈલીથી અને એવા શબ્દોમા શ્રીમંતોને બોધ કરે તો કોન્ફરન્સ ઑફિસ પાસે કેળવણી ફડ ( એકજ ચાતુર્માસમા ) બે લાખ રૂપીઆથી ઓછુ ન

થાય એ વાતની હું ગેરન્ટી આપું છું. અમે શું કરીએ ? અમારી બધી બાજી સાધુજીના હાથમાં છે. એમની મદદ વગર અમારી એકે બાજી સુધરવાની નથી, નહિ આ લોકની કે નહિ પરલોકની. એટલા માટે જ અમારે સાધુઓના હજાર દોષ નજરે જોવા છતાં વળગના જવું પડે છે અને ખુશામત કરવી પડે છે,–ખુશામતમાં પણ પરમાર્થ રહેલો છે, અને તેથી જ તે આજકાલ જરૂરની ચીજ છે.

ત્હારે હવે સઘળો આધાર આવ્યો ચાતુર્માસ ઉપર. અષાડી પૌર્ણિમાએ ચાતુર્માસ શરૂ થશે. મુરબ્બી શ્રાવકો ! અમુક સાધુ પધારે તો આટલું ખર્ચ કરીશું અને આટલું ઉજરાણું કરીશું એવા વિચારને હમણાં છોડી દેશો નહિ. ત્હમારા માનીતા સાધુના માનમાં જે કાંઇ ખર્ચ ત્હમે કરવા ધાર્યું હોય તેથી સવાઇ રકમ એકઠી કરી રાખજો. પણ તે રકમ કોઇ જમેલાને જમાડવામાં ન ખર્ચી નાખતાં—

અજમેર જૈન કૉન્ફરન્સ ઑફિસ જોગ,

મોતી કટલા—અજમેર.

એ શિરનામે મોકલી આપવા કૃપાવાન થજો; અને તે સાથ લખજો કે "આ રકમ જૈન બાળકોને કેળવણી આપવામાં—અમારા ન્હાના ભાઇઓ, આખા હિંદના જૈન વિદ્યાર્થીઓ પૈકી જેઓને મુશીબત હોય ત્હેમને શાતા પમાડવામાં, અમારો જૈનધર્મ તેઓ છોડે નહિ અને જૈન ધર્મનું રહસ્ય 'દાન' છે એમ તેઓ દેખીને દાન ગુણ શીખનતો જૈન ધર્મ સુરતપણે પાળવાને કમર કસે એટલા માટે ત્હેમને શાતા પમાડવામાં—ભણાવવામાં અને ધીરવામાં ખર્ચજો."

કેમ સંઘના પતિઓ! સંઘ નામની આજકાલ સ્ત્રી થઈ બેઠેલી વ્યક્તિઓના વરરાજાઓ! આ વાત એક વરસને માટે–માત્ર **એકજ** વરસને માટે મંજુર રાખવા કૃપા કરશો કે? એક વર્ષ દુકાળ પડે છે તો શું કરો છો? તો પછી આ વર્ષ અંધશ્રદ્ધાનો દુકાળ પડયો છે એમ માની, ચોમાસામાં ખર્ચવા ધારેલી કુલ રકમનું ઉધરાણું કરી અજમેર મોકલી આપો. ત્હેની ત્હમને રીતસરની પહોંચ આપવામાં આવશે અને પેપરમાં પણ નામો પ્રસિદ્ધ થશે. દર અઠવાડીએ ૨૦૦—૫૦૦—૧૦૦૦ રૂપીઆ એકઠા થવાના નવાનવા ખબરો સાંભળી ત્હમારા હૃદયમાં આનંદનાં ઝરણાં વહેવા લાગશે. પરમાર્થની ભવ્ય ઇમારત ચણવા માટે ત્હમે મુકેલી એક ઇંટ ઉપર બીજાની એક ઇંટ ગોઠવાઇને થોડા વખતમાં સુંદર મ્હેલ તૈયાર થનો જોઇને ત્હમને ખુશાલીનો પાર રહેશે નહિ. તે એકઠી મળેલી રકમોમાંથી **હમેશ નભે એવું** મહાન કામ થશે અને ફલાણા મહારાજે ચોમાસું ત્હમારા ગામમાં કર્યાની વાત તો બીજી જ સાલે ભૂલી જશે.

ચાતુર્માસમાં કોઇ ગામના શ્રાવકો દર્શને આવે તો ત્હેમને ન જમાડવા કે? એમ ત્હમે પૂછશો એ હું જાણું છું. અને કેમ ન જાણું? હું ત્હમારો જ ન્હાનો ભાઇ છું. મ્હોટા ભાઇઓ રોજ રોજ કરતા હોય તે જોવા—તપાસવામાં અને ધ્યાનમાં રાખવામાં ન્હાના ભાઇઓને બહુ મજાહ પડે છે ત્હમે ઉપલો પ્રશ્ન કરશો પણ તે પ્રશ્ન બહુ કઠીન નથી. ત્હમારા કરતાં વૈષ્ણવોમાં ભક્તિ વધારે છે તે ત્હમને જણાવવું પડે તેમ નથી. તે ભાઇઓ જ્યારે તીર્થયાત્રાએ જાય છે ત્યારે કોઇનું પાઇનું પણ ઋણ ચઢાવતા નથી, બદામભાર ચીજ કોઇની ખાતા નથી, યાત્રાએ ચાલ્યા ત્યારથી ઘરમાં પાછા પેઠા ત્યાં સુધીનું તમામ ખર્ચ

પોતાના ખીસ્સામાંથી કરે છે અને તીર્થ સ્થળે જઇને ગરીબમાં ગરીબ માણુસ—મહીને ૪—૫ રૂ. રળનારી વિધવા પણુ ૨૫—૫૦ રૂપીઆ દાન કરીને આવે છે. સામાન્ય માણુસો ૫૦૦—૭૦૦ અને શ્રીમંતો તો હજારો રૂપીઆનું દાન કરી આવે છે. હવે હમારી 'તીર્થયાત્રા' યાદ કરો. શું સાધુજી એ 'જંગમ તીર્થ' નથી? પૂછો હમારાં શાસ્ત્રોને, તે કહેશે કે સાધુ એ 'જંગમ તીર્થ' છે. અને હાલતા—ચાલતા—બોલતા—ઉપકાર કરતા આ તીર્થની ભક્તિ હમે લોકો કેવી રીતે કરો છો? ભક્તિના નામે જઇને ધર્માદાનું ખાઓ છો કે! ધિક્કાર છે એ ખાવામાં! ધર્મ નિમિત્તે જવું અને ધર્માદાનું ખાવું એના જેવું સાંકડા મનનું કામ બીજું કોઇ છે જ નહિ. દર્શને આવેલા ભાઇઓને ઉતારા વગેરેની ગોઠવણુ કરી આપવી અને પૈસા ખર્ચતાં પણુ ખરાબ સીધું ન મળે એવી સગવડ કરી આપવી એજ ત્હાંના સંઘનું કર્ત્તવ્ય છે; એથી વધુ નહિ જ. અને વાંદવા આવેલા શ્રાવકોએ દર્શન કરી બે ચાર દિવસ રોકાઇ સ્હવાર—બપોર—સાંજ તત્ત્વનો ઉપદેશ શ્રવણુ કરી, આવ્યા હતા તેથી વધારે શાન્ત અને વધારે પવિત્ર બની, પાછા જતી વખતે તે ગામના સ્થાનક, જૈનશાળા, અનાથાશ્રમ, પાંજરાપોળ, લાઇબ્રેરી વગેરે ખાતાંઓને અમુક હજાર કે સો રૂપીઆની સખાવત કરતા જવું જોઇએ. આનું નામ 'યાત્રા'! બાકી તો હરામનું ખાવાના ઢોંગ સમજવા. જમવા—જમાડવા પાછળ એક પાઇ પણુ ખર્ચવી આ દેશને અને ખાસ કરીને **નિર્ધન સ્થાનકવાસી જૈન કોમને** હવે પાલવે તેમ નથી—એવી એની દશા થઇ ગઇ છે. હવે તો મરેલાને નીચોવવા જેવું થાય છે.

કામ તો ઘણુાંએ કરવા જેવાં છે. જૈનોમાં વિદ્યા વધારવાનું કામ, નિરાધાર જૈનોના હાથ પકડી ઠેકાણે પાડવાનું કામ, વિધવાઓની દશા

સુધારવાનું કામ, એમ ( દેશસેવાની મ્હોટી વાત બાજુએ રાખીએ તો પણ ખુદ જૈન વર્ગની સેવાનાં પણ ) અનેક કામો કરવા જેવાં છે. પરન્તુ કોઇ કામ પૈસા વગર બનતું નથી. અને જ્યહાં સુધી ઓછા જરૂરી કે બીન જરૂરી કામો પાછળ ખર્ચાતો પૈસો બચાવવામાં ન આવે ત્યહાં સુધી આ વધારે જરૂરી કામો પાછળ પૈસો મળવો મુશ્કેલ છે. માટે ઓ બધુઓ ! ભગવાન મહાવીરના ઓ સુપુત્રો ! દેવતાઓના વલ્લભો ! જગતના 'શાહુકારો'! હમણાં એક વર્ષને માટે કૃપા કરી સાધુ કે કહેવાના ધર્મકાર્ય નિમિત્તે પૈસો ખર્ચવો બંધ રાખી તે ખર્ચ જેટલી જ રકમ કેળવણી માટે અજમેર મોકલી આપવા કૃપા કરો. ઓ તરણતારણ સાધુ મહાત્માઓ ! ઓ કરૂણાળુ-દયાળુ-ક્ષમાવાન પરમાર્થી સંતો ! આ એક ચાતુર્માસમાં ત્હમને વાંદવા આવનાર માટે ઉપનો ઠરાવ કરો અને કરાવો, કે જેથી દ્રવ્યે અને ભાવે બન્ને રીતે લાભ થાય એક તો જૈન બાળકોને કેળવણીનું સાધન મળશે અને જૈન સંઘો ખરી ભક્તિ શીખશે, ખરી યાત્રાનું રહસ્ય શીખશે. જે સાધુ મહાત્મા આ સુધારો દાખલ કરશે તે ભવિષ્યની પ્રજાને ઉત્તમ દૃષ્ટાંત રૂપ બનશે જે સાધુ મહાત્મા આ પ્રમાણે કોમની ખરી જરૂરીઆતનું ભાન લોકોને સમજાવશે તે જન સાશનના ખરા 'મુરબ્બી' અને 'શુભેચ્છક' ગણાશે. અને જે શ્રાવકો આ સલાહનો અમલ કરશે એમને અમે અમારા વડીલો-મુરબ્બીઓ-મિત્રો અને સહોદરો માનીશું. કીર્તિ અને ધર્મ બન્ને હાંસલ કરાવનારો આ રસ્તો સર્વ કોઇએ ગ્રહણ કરવો જોઇએ છે

ત્હારે આવો આપણે દરેક દરેક ગામ, નગર, પુર, પટ્ટનના ન્હાના મ્હોટા શ્રાવકો અને શ્રાવિકાઓ ( કારણ કે તે પણ સંઘનું કીમતી 'અંગ' છે ) જમાનાને પીછાનીએ અને અંધશ્રદ્ધાની સોબત

ઘડી ભર છોડીને શુદ્ધ ભક્તિના ગ્રાહક બનીએ; આવો આપણે ઓછા-
સામાં દરેક ન્હાના ગામમાંથી ૧૦૦, તાલુકા શહેરમાંથી ૨૦૦ અને જીલ્લા
શહેરમાંથી ૫૦૦ રૂપીઆ કેળવણી ફંડમાં મોકલીએ આવો આપણે
જૂદા જૂદા ગચ્છોના આગેવાન સાધુઓ જ્હાં ચાતુર્માસ બીરાજવાના
હોય ત્હાંથી બે કે ચાર હજાર રૂપીઆ ઉઘરાવીને અજમેર મોકલીએ; અને
એ બધી રકમોના જુથથી એકઠા થયેલા ફંડમાંથી ગુજરાત અને કચ્છ,
કાઠિયાવાડ અને માળવા, પંજાબ અને રાજપૂતાના, દક્ષિણ અને બંગાળ-
માં વસતા આપણા ન્હાના સહોદરો-જૈન વિદ્યાર્થીઓને અભ્યાસમાં
આગળ વધવામાં મદદ કરીને એમને વધારે તનદુરસ્ત, વધારે બુદ્ધિશાળી,
વધારે ગુણી અને વધારે જૈન ધર્મના અભિમાની બનાવીએ, કે જેથી
દુનીઆમાં જીવન-વ્યવહારમાં ચાલતી હરીફાઇમાં તેઓ ટટાર ઉભા
રહી શકે અને જૈન ધર્મને પણ ટટાર રાખી શકે.

અને આવો આપણે દરેક ગામના કેળવાયલા અને કેળવાતા વૃદ્ધો,
યુવાનો અને બાળકો ઘેરેઘેર ફરીને રકમો એકઠી કરી અજમેર મોક-
લીએ અને એમાં આપણા પોતા તરફનો પણ ફાળો યથાશક્તિ આપ-
વાની પેહેલ કરીએ કદી પારકાં છોકરાંને જતી કરશો નહિ પ્રથમ
પોતે કરી બતાવો અને પછી **બીજાને** ઉપદેશ આપો; તો તમારા
વચનની અસર પડશે ઉંડી ત્હારે; જાઓ સીધા તમારા ઓરડામાં,
અરજ કરો તમારા વડીલોને; ૫૦૦-૧૦૦-૫૦ કે ૨૫-કે ૧૦ રૂપીઆ
પણ ત્હાંથી કરગરીને મેળવો અને તે રૂપીઆ હાથમાં લઇને બીજા
ઓને ઘેર કરગરો, સમસ્ત હિંદના જૈનોના હિત અર્થે ભીખ માગો અને
જે કાંઇ મળે તે શુદ્ધબુદ્ધિથી તાબડતોબ અજમેર મોકલો. (તમારા
ન્હાનામાં ન્હાના બંધુ તરફની-આ પત્રની ઑફિસ તરફથી રૂ. ૧૦૧)

ની એક ન્હાની સરખી રકમ સ્વીકારો તે પહેલવહેલી આજે અજમેર મોકલુ છુ ત્હેમા ત્હમે–ઓ જૈન કોમની આશાઓ ! ઓ ત્હમે જૈન કોમના ભવિષ્યના નેતાઓ !—ત્હેમા ત્હમેં ત્હમારા ઘેરથી અને બીજા ઓના ઘેરથી એકઠી કરેલી રકમોનો ઉમેરો કરો અને ત્હમારા શક્તિ વગરના એક ર ક બધુની તે રકમ પર મીડાં ઉપર મીંડા ન્હડાની ન ઉચકાય તેવી ન્હોટી કરી દો ! હિંદના સેકડો ગામમા સેકડો વોન ટીઅરો નીકળે તો પછી લાખ—બે લાખ રૂપીઆ થતા એમા પણ શુ મ્હોટી વાત છે ? ઉદ્યમ કરો, પરમાર્થનો ઉદ્યમ કરો, ભાઇ ઓને બચાવો, દુનીઆ ત્હમારા ઉદ્યમ અને ત્હમારી સામેનગીરી ઇચ્છે છે, માગેછે, પ્રાર્થેછે ત્હમારા જૈન બધુઓ હરીફાઇથી ભરેલી દુની આમા ટટાર રહી ' પ્રમાણીક જીદગીનો દાખલો બેસાડવા સમર્થ થશે એમાં ત્હમારી, ત્હેમની, જૈન સઘની તથા દુનીઆની આબાદી સાથે જ છે ઉઠો ઉઠો, ઉદ્યમ કરો, બેસી રહેશો તો ત્હમે જૈન નથી ત્હમે ખરા સાધુમાર્ગી નથી સાધુતા એટલે પવિત્રતા એ જ જૈનો માર્ગ છે એના નામને દીપાવો એવા એક પવિત્ર કામને માટે જ્હારે હમણાં બ્યુગલ ફુકાય છે ત્હારે તે સાભળવા છતાં શુ ત્હમે બેસી રહેશો ? ના ઉઠો કમર કસો અને બ્યુગલના અવાજ પાછળ દોડો ' સેવાના યુદ્ધમાં ઝોપલાવો **શ્રી શાસનનાયક દેવ ! ત્હમને સ્હાય થાઓ.**

(૨)

મ્હોં ન છૂપાવશો.

—o—

આંખ આડા કાન ન કરશો.

ગયા અંકના મુખ્ય લેખને ફરીથી વાંચો.

દરેક મિત્રને વંચાવો.

દરેક જૈનને સંભળાવો.

સંઘ વચ્ચે મ્હોટે અવાજે વાંચી બતાવો.

યાદ રાખજો કે 'ધર્મ'ને ઉંચો લાવવા માટે 'ધર્મી'ને પ્રથમ આબાદ કરવા જોઇશે.

યાદ રાખજો કે વિદ્યાના પ્રચાર વગર જૈનો કદી આબાદ કે પવિત્ર થવાના નથી.

યાદ રાખજો કે કેળવણી ઉત્તેજક ફંડ સિવાય
જૈનો પ્રતિદિન મરતા જ જવાના છે.

---

યાદ રાખજો કે ખુશામતથી પ્રસન્ન થાય એવો
કોઈ દેવ જૈન શાસ્ત્રમાં છે જ નહિ.

---

**યાદ રાખજો કે જનસેવા એજ જીનસેવા છે.**

---

## જૈન વિદ્યોત્તેજક ફંડ

આખા હિંદના જૈન વિદ્યાર્થીઓ માટે જોઈએ છે.

---

**રૂ. ૫૦,૦૦૦ એકઠા કરવાના છે.**

---

ત્હમે શ્રીમંત હો તો હજાર-બેહજાર આપો.
મધ્યમ હો તો બસો-પાંચસો આપો.
ગરીબ હો તો ૨૫-૫૦ આપો.

---

જે કાંઈ આપશો તે ત્હમારા જ કાકા-મામા-ભાઈ-ભત્રીજાને અને
સૌથી મ્હોટી સગાઈ ધરાવતા સાધર્મી ભાઇને કામ લાગશે.

## આપો અને બીજા પાસે અપાવો.

ધર્મને ઉંચો લાવવા માટે સાધર્મીને આબાદ કરો.

સાધર્મીને આબાદ કરવા માટે જ આ ફંડ છે માટે ત્હેમાં તણાઇ—ખેંચાઇને પણ પૈસા આપો.

## આપો, આપો, આપોજ આપો.

ત્હમારા આત્મહિત માટે આપો, ત્હમારા ધર્મ માટે આપો, ત્હમારા સાધર્મી માટે આપો, ત્હમારા દેશ માટે આપો, ત્હમારા અરજદારની દયા ખાતર આપો.

## કેમ, નહિં જ સાંભળો કે ?

યાદ રાખજો કે, જેઓ દયાના કાલાવાલા સાંભળતા નથી ત્હેમને પોતાના દુખ વખતે કોઈ જાતનો દીલાસો આપવા કુદરત નવરી નથી.

યાદ રાખજો કે છતી શક્તિએ "નકારો" બોલનારને ભોગાન્તરાયી કર્મ બંધાય છે, જેથી કોઇ ભવમાં ત્હેને સુખભોગ મળી જ શકતા નથી.

ત્હમે ન ભણી શકયા હો તો હજીએ પસ્તાઓ અને
ત્હમારા સ્વધર્મીને ભણાવી ખુશી થાઓ.

---

ત્હમે જો 'સાધર્મી'ના ઉદય માટે ઉદારતા ન બતાવી શકો
તો આખા 'દેશ' માટે તો ઉદારતા શું બતાવી શકો? અને
જૈન ધર્મ તો આખા 'વિશ્વ' માટે ઉદાર થવાનું ફરમાવે
છે. ત્હારે ત્હમને 'જૈન' કોણ કહેશે?

---

## 'દાન' ગુણ વગરના સખસને 'જૈન' કહે-
## વાની વીર ભગવાને ના કહી છે

અને હું કહું છું કે દાન ગુણ વગર 'ધર્મી' તરીકે
ડોળ કરનારને 'ધૂર્ત્ત' કહેવા જોઈએ.

---

## જૈનોને ભણાવો-બુદ્ધિવાન કરો-શકિતવાન
## કરો; પછી તેઓ ત્હમારા ધર્મને
## શકિતવાન બનાવશે.

---

જુવાનીઆને પ્રથમ 'આપો' અને ત્યાર પછી
જ ત્હેમની પાસેથી 'લ્યો.'

મદદ આપશો તો જુવાનીઆ ત્હમારો ધર્મ જાળવી રાખશે; નહિ તો કહેશે કે "જે ધર્મ મ્હોટી મ્હોટી વાતો કરતો હતો તે ધર્મ સેંકડો વર્ષથી પાળનારા લોકો પોતાનાં છોકરાંને માટે પણ થોડા રૂપીઆ અળખામણા ન કરી શકયા તો તેવું ચારિત્ર્ય શિખવતા ધર્મમાં રહેવાથી શું ગુણો આપણામાં આવવાના હતા?" કારણ કે ?

## ધર્મની કિંમત 'માન્યતા'ઓથી નહિ પણ 'વર્તણુક'થી અંકાય છે.

કાનમાં કહેવાની વાત—લાલા લજપતરાય જેવા આખી દુનીઆમાં વખણાયલા પુરૂષ ત્હમારા ધર્મમાં જન્મ પામ્યા હતા પણ સાધુઓની આવી સાંકડી વૃત્તિ અને શ્રાવકોની તુચ્છ પ્રકૃતિ જોઇને જ ધર્મ છોડયો હતો. આજે અનેક બુદ્ધિશાળી યુવાનો ત્હમારો ધર્મ છોડે છે. શું ત્હમને બુદ્ધિશાળી યુવાનોને ખોવા ગમે છે અને કોચાં-સડેલાં ભેજાંવાળાંનાં વખાણથી ફુલાવું ગમે છે ? આવી ગાંડછા-ખોટી ધર્મઘેલછા રાખશો તો જૈન ધર્મ નાબુદ થવાનો ડર છે. જરા શાણા થાઓ. ધર્મને ટકાવવો હોય તો તે ધર્મ પાળનારને ભણાવો અને ભણતરથી આબાદ થવા દો.

# શ્રીમંતો ! ઉઠો; બાપુ ! ઉઠો !

## એકવાર થોડાક હજાર ખારા કરો

દર વર્ષે ઉચ્ચ શિક્ષણ પામતા સો જૈનોનો તથા ત્હેમના કુટુંબનો આશિર્વાદ પ્રાપ્ત કરો.

---

એક સાલને માટે કારજ, લગ્ન કે જમણનાં ખર્ચ ઓછાં કરો.

એક સાલને માટે પ્રભાવના અને સ્વામીવત્સલનો ખોટો અર્થ કરીને કરાતાં જમણો ઓછાં કરો.

એક સાલને માટે સાધુનિમિત્તે થતાં આરંભસમારંભ ઓછા કરો.

---

પણ એક સાલને માટે—અરે એક જ સાલને માટે બે ચાર હજાર રૂપીઆ ત્હમે દરેક શ્રીમંત જૈન બંધુ ત્હમારા નિરાધાર વિદ્યાર્થી બંધુઓ માટે અવશ્ય મોકલો.

ત્હમારી લક્ષ્મી કાયમ રહેશે—એકના એકવીશ થશે. ત્હમને સ્વર્ગ મળશે.

---

## ત્હમારા ભગવાનની દયા મળશે.

---

તમારાં લોગાંતરાયી કર્મ નાશ પામશે.

# યુવાનો ! કમ્મર કસો

આળસ કરો તો ત્હમારા ધર્મના દ્રોહી છે.

પ્રમાદ કરશો તો ત્હમારા પરમેશ્વરના ચોર થશો.
દુઃખદાવાનળ વખતે ઉંઘતા રહેશો તો બળી જ જશો.

## ઉઠો ! ઉઠો ! ઘેરેઘેર ફરો ! ભીખ માગો

આજે ફરો, તહેવારોમાં ફરો, ચોમાસામાં ફરો.
પર્યુષણમાં ફરો ! મહારાજ વ્યાખ્યાન દે તે વખતે ફરો !
ફરો અને ધનનો ઢગલો એકઠો કરો.

ન માને ત્હેના પગમાં પડો.

માને ત્હેમના ઉપર આશિર્વાદનો વરસાદ વરસાવો.

**ત્હમારા પિતા મહાવીર મ્હોટા રાજા હોવા છતાં દુનીઆના હિત માટે 'ભિખારી' બન્યા હતા.**

# साधु महात्माओ !

## अमारा मुरब्बीओ !

### अमारुं सुख साधी आपो; तो त्हमारो मोक्ष सधाशे.

---

### अम डूब्ये तम डूबवाना ज.

---

अमे अज्ञान रही अंधश्रद्धालु बनी त्हमारी खुशामत करीए ए त्हमने पसंद होय तो त्हमे-अमे बन्ने वहेलावहेला मरवाना.

---

अमे विद्वान अने टेकी, मजबूत अने दयालु, श्रीमान अने सखावतेबहादुर थइशुं तो त्हमारी भक्ति घणी सारी बजावी शकीशुं अने धर्मने दीपावी शकीशुं.

---

भणीने नास्तिक कोण बने छे? जेमने त्हमे त्हमारा श्रावकोनां उदार खवासनो अनुभव नथी कराव्यो.ते ज. जेओ श्रावकोनी उदारतानो लाभ लेशे तेओ तो चोकस मानशे के "धर्म खरेखर उत्तम छे माटे ज ते धर्म माननारा श्रीमंतो अमने मदद करवा तैयार थया छे; माटे अमे पण ते धर्म पाळीशुं."

# साधुदादाओ !

बहु मान छोडो–बहु ढोंग छोडो.

त्हमारा निमित्ते हरसाल हजारो रुपीआ त्हमारा अंधश्रद्धालु श्रावकोना घरमांथी ओछा थाय छे.

ना, दादा, ना; त्हमे तेथी राजी न थशो.

त्हमारी कीर्त्तिथी शुं दहाडो वळवानो हतो ?

कीर्ति करावा वीर पिताना नामनी.

कीर्ति करावो जैन शासननी.

कीर्ति करनारा श्रावकोने उद्यमी–प्रमाणिक–विद्वान बनावो.

त्हमारा निमित्ते थतां तमाम खर्च बंध करवा श्रावकोने 'नियम' करावो.

बे–चार–पांच–दश तो एवा निकळो ज नीकळो.

बीजा बधा त्हमारी पाछळ पाछळ चाल्या आवश.

पहेल करे ते परमेश्वर तुल्य छे.

मान मके ते महावीर समान छे

# ओ भाषण करनारा बहादूरो !

कॉन्फरन्स वखते लांबांचोडां भाषण करी
खोटो देखाव करवामां शूरा एवा ओ युवानो !

## बतावो हमणां त्हमारा भाषणनो भभको !

---

## बतावो हवे ज त्हमारी बुद्धिनी कसोटी !

---

मानपत्रो–चांदो अने ढोंगोमां देवता मूको.
लोकसेवानुं मानपत्र सौथी म्होटुं छे.

---

आवो–आवो आजे त्हमारुं काम पड्युं छे.
घेरोघेर अने गामोगाम फरीने रु. ५० हजार एकठा करवा छे,
–लाख करशो तो त्हमारी वडाइ छे.–

---

त्हमे तो अमारा सरदार छो–त्हमे तो अमारा मुरब्बी छो–
त्हमे तो अमारा न्हाना सरखा साधु छो.

**करो विहार गामोगाम--फरो घेरोघेर--भरो 'केळवणी फंड'नी तीजोरी अने वरो अमरकीर्ति !**

पछी 'जैनसमाचार' त्हमारा गुणनी गीता हरहमेश गाशे.

# શ્રાવિકા બ્હેનો !

અમે પુરૂષોએ ત્હમને સ્ત્રીવર્ગને હમેશ દગો જ દીધો છે;
ત્હમને અભણ રાખી ગુલામડી માફક
કામ લેવાની સ્વાર્થતા મરદો કરતા આવ્યા છે;
વળી અમે અમારા પુત્રોને અજ્ઞાન રાખી ત્હેમની સાથે
ત્હમને પરણાવી દુઃખી કરીએ છીએ.

---

માટે હે શ્રાવિકા બ્હેનો ! ત્હમારી ભવિષ્યની પુત્રીઓને
સારા—ઉદાર—કેળવાયલા અને ધર્મીષ્ઠ પતિ મળે
એવી ત્હમારી ઇચ્છા હોય તો ત્હમારા પતિને આગ્રહ કરો
કે અજમેરખાતે જૈન વિદ્યોત્તેજક ફંડમાં રૂપીઆ
જલદીને જલદી મોકલી આપે.

---

ત્હમારી પાસે ખાનગી મૂડી હોય તો ત્હેમાંથી કાંઇક મોકલશો
તો તે વાત જાણી બીજા મરદો લજવાશે; પુરૂષો કરતાં
સ્ત્રીઓ વધારે ધર્મિષ્ટ છે એમ અમને કહેવાનું મળશે.
મખ્ખીચુસ-કૃપણ-ખખીલ—ધર્મધૂત્તા મરદોને
લજવાઇ મરવું પડશે.

# પાળે એનો ધર્મ છે.

ધર્મ 'બોલવા'માં નથી પણ 'કરવા'માં છે.

## ધર્મનું પહેલું પગથીઉં વીર ભગવાને 'દાન' બતાવ્યું છે.

સૂચનાઃ—"જૈન વિદ્યોત્તેજક ફંડ" નાં નાણાં અજમેર કૉન્ફરન્સ ઑફિસપર મોકલવાં શિરનામું નીચે પ્રમાણે કરવું—

**ઑ૦ સેક્રેટરી, શ્વેતામ્બર સ્થાનકવાશી જૈન કૉન્ફરન્સ.**
મોતી કટલા—અજમેર (રાજપુતાના).

એ ફંડ જૂદું જ રાખવામાં આવશે. એની પહોંચ પેપરમાં છાપવામાં આવશે. **ફંડની વ્યવસ્થા કરનારી કમીટી રૂપીઆ ભરનારામાંથી નીમવામાં આવશે.** ધારા-ધોરણ સર્વ રૂપીઆ ભરાઇ ગયા બાદ એક સભા બોલાવીને મુકરર કરવામાં આવશે. વિદ્વાનોને ત્હેમાં આમંત્રણ આપવામાં આવશે. કાચી યોજના એવી છે કે આખા હિંદમાં કોઇ પણ સ્થા. જૈનધર્મ પાળતા વિદ્યાર્થીને ઉચ્ચ

# मालवा–मारवाड–पंजाब–वगेराके मेरे खुदके प्रेमी मित्रों और स्नेही जनोंको

# खुल्ला पत्र.

प्यारे मुरव्वी स्नेही गण !

आज दीन तक 'जैनसमाचार' व 'जैनहितेच्छु' का कायम रहना आपहीका प्रताप है. आपने खरीददारों वढा कर, लाइफ मॅम्बर हो कर, बक्षीसकी कीताबें छपानेके खर्चमें कुछ न कुछ हिस्सा दे कर, मुझे आपके वहां आमंत्रण दे मेरा उत्साह वढा कर; इत्यादि इत्यादि अनेक तरहसे उत्तेजन दे कर 'जैनसमाचार' को जींदा रक्खा है. इस लिये मैं अन्तःकरणपूर्वक आपका आभार मानता हूं. 'जैनसमाचार'से कोई भी अच्छा काम कभी हुआ हो तो यह सब आप सहायक महाशयोंके पुन्य प्रतापसे ही हुआ होगा; जो कुछ अपराध हुआ हो, मेरी कम-अकलका ही दोष होगा. भविष्यमें 'जैनसमाचार' से कोमको ज्यादा या कम लाभ होना आपहीकी कृपादृष्टि पर निर्भर है. श्री शासननायक देवकी, मरहुम गुणानुरागी पूज्य महात्मा श्री मु-

लतानचन्दजी (इनकी आत्माको अमर शान्ति हो !) जैसे मुनिः रत्नोंकी, और आप जैसे द्रव्यकी सहायता करनेवाले श्रावक-रत्नोंकी कृपासे ही जो कुछ हुआ है उसका यश आप ही को अर्पण करता हूं.

अब मैं अपने समाजकी हालतको सोचता हूं तो ज्ञानकी बडी जुरुरत मालूम होती है. युवानोंको उत्तेजन दे कर उच्च अभ्यास कराना जुरुरी है और दुनीयादारीमें लगे हुवे बंधुओंको बक्षीसके तोर पर कीतावें पर कीतावें बांट कर ज्ञानका शोक लगानेकी जुरुरत है. इस तरह दो रास्तेसे ज्ञानकी वृद्धि करनेमें कमसे कम १० वर्ष तक सतत उद्यम करनेकी मुझे पूर्ण आवश्यकता मालूम होती है. मगर में कह चूका हूं कि जो कुछ काम मैं करना चाहता हूं आप ही के स्हायताके विश्वाससे करना चाहता हूं. मेरी कोई ताकाद नहीं है; मेरेमें ना तो है बुद्धि, ना तो है लक्ष्मी. मैं बुद्धिमान पुरुषोंसे बुद्धि ग्रहण करके योजना करता हूं और श्रीमंतोंसे दाम ग्रहण करके योजनाको अमलमें लाता हूं. इस तरह मानो मैं तो बुद्धिमानों व श्रीमानोंका एक ऍन्जीन मात्र हूं.

समस्त हिंदके साधुमार्गी जैन विद्यार्थीयोंको उच्च शिक्षण लेनेमें स्हायता हो इस लिये रु. ५०,००० का फंड करना मैंने

सोचा है. आपहीने एक या दूसरे वक्त पर दिया हुआ रु. १०१) मैंने इस काममें पहले पहल अजमेर भेज दिया है. अब आपसें अर्ज करता हूं कि यदि आप मेरे सच्चे प्रेमी हो, यदि आपको मेरे कार्यों पर सच्चा ही प्रेम हो, तो आपकी इज्जतके हिसाबसे इस काममें ५०००, २०००, १०००, ५००, २५०, १०० भी भेज दे कर मेरी इज्जतका रक्षण करो. द्रव्य मेरे वहां भेजनेका नहीं है, अजमेर कॉन्फरन्स ऑफिसको भेजनेका है.

जिन.२ श्रावकरत्नोंने मेरी पास कोई भी काम कराके भविष्यमें बदला देनेका वचन दिया था उनको और जिन २ साधु संतोंने मेरी भक्तिसे प्रसन्न होकर कोई मोके पर मेरे अखबारको पुष्टि देनेकी आशा दीथी इन सबको अब मैं नम्रतापूर्वक अर्ज करता हूं कि मुझे कोई तरहकी मददकी जुरुरत नहीं है, जो कुछ जुरुरत है " श्री जैन विद्योत्तेजक फंड " को है. आप मुझे दिया हुआ वचन पालना चाहते हो तो इस वक्त पर अवश्य मदद करो; मुझे नहीं मगर मैं बतलाता हूं वो खातेको. 'पंचकी लकडी, एकका बोझ' यह कहलावतको स्मरणमें रख कर मेरे प्रशंसकों, मेरे मित्रों व मेरे पहचानवाले सज्जनों यह काम मेरा खुदका ही है ऐसा समझ कर जैन विद्योत्तेजक फंडमें यथा शक्ति रकम भेजेंगे तो मैं उनका हमेशके लिये आभारी बनूंगा.

परमार्थमें स्वार्थ समाया हुआ है.
करेगा सो पायेगा.
धर्म बोलनेमें नहीं, करनेमें है.

समय हमेश एकसा नहीं रहता है अच्छे दीनोंमें जो सार्थक कर लिया वो आपहीका है.

मनुष्य जन्म और उत्तम धर्मका जोग मिला है; तो कुछ न कुछ धर्मकी सेवा बजा लेना आप सरीखे सज्जनोंका परम कर्त्तव्य है.*

आप सरीखे धर्मप्रेमी सत्पुरुषोंको हमेश कुशल चाहने वाला—

मैं हूं
आपका आभारी
वा. मो. शाह.
( सम्पादक, जैनसमाचार )

(૪)

# આપણી કોમના પિતા સમાન રાય શેઠ ચાંદમલજી સાહેબની 'કેળવણી ફંડ' તરફ પ્રીતિ.

## કોમના બીજા 'પિતાઓ' એવી પ્રીતિ બતાવવા શું તૈયાર નહિ થાય ? થશે જ—થવું પડશે જ.

### महात्मा बुद्धने स्वात्मार्पणका यज्ञ किस खुबीसे किया था ?

વ્યવહારમાં તેમજ શાસ્ત્રમાં અનેક તરેહના 'પિતા' ગણાવેલા છે. વ્યવહારમાં સસરો અને ગુરુ તે પણ 'પિતા' ગણાય છે; કારણ કે તે બન્ને જન્મદાતા પિતા સમાન જ આપણું હિત ઇચ્છેછે. તેમજ શાસ્ત્રમાં સાધુના પિતા શ્રાવક કહ્યા છે; કારણકે શ્રાવક સાધુનું હરેક રીતે ભલું જ ઇચ્છેછે. ત્હારે હવે પિતાની વ્યાખ્યા ખુલ્લી થાય છે કે, એક માણસને આબાદ કરવાની ઇચ્છા જે માણસમાં હોય અને તે ઇચ્છા પ્રમાણે ઉદ્યમ પણ તે માણસ યથાશક્તિ કરતો હોય તો તે માણસ પેલા બીજા માણસનો 'પિતા' જ કહેવાય. એવીજ રીતે આપણી સાધુમાર્ગી જૈન કોમના પિતા તરીકે આજે હું રાય શેઠ ચાંદમલજી સાહેબને ઓળખાવું તો એમાં કાંઇ ગેરવાજબી કર્યું નહિ કહેવાય. પિતા એટલા માટે કે, જે વખતે આ કોમ તદ્દન મુડદાલ દશામાં હતી

તે વખતે કૉન્ફરન્સના પ્રેસીડેન્ટ એટલે પિતા બની 'અંધાધુંધી' ની જગાએ 'વ્યવસ્થા'નું રાજ્ય સ્થાપી આપનાર તે જ 'રાય સાહેબ' હતા. પિતા એટલા માટે કે, મોરબી બેઠકના શુભ દિવસથી તે આજ સુધી જો કોઈ પણ ન્હાનો કે મ્હોટો માણસ સતી કૉન્ફરન્સના સાચા ભક્ત તરીકે ત્હેની હજુરમાં હાજર ને હાજર રહ્યો હોય તો તે આ રાય સાહેબ એક જ છે, બીજા તો દેવીને 'જે જે' કરી પોતપોતાના ઘરમાં જઈ ભરાયા છે. પિતા એટલા માટે કે, જ્હારે પણ એમને કાંઇ કોમના હિતની વાત કહેવામાં આવે છે ત્હારે તેઓ તે પર લક્ષ બરાબર આપીને પોતાની સહાનુભૂતિ બતાવ્યામાંથી જતા નથી આવા જે રાય સાહેબ પોતાને હજારો જંજાળ છતાં આપણા સંઘના ઉદય માટે આટઆટલી કાળજી રાખે છે ત્હેમને 'કોમના પિતા' કહેતાં આપણી જીભને શુ થાક લાગે કે ? ના, ના, એ 'પિતા'એ હમણાં મ્હે જાહેર કરેલી 'વિદ્યોત્તેજક ફંડ' ની યોજના પ્રત્યે પૂર્ણ દીલસોજી બતાવી છે અને પોતાનું 'પિતા' તરીકેનુ બીરદ સાચુ પાડવા જેવી આગાહી આપી છે. આ નીચે હુ તેઓ સાહેબનો મ્હારા પરનો પત્ર રજુ કરું છુ—

जा. नं. ३४५०                    ता. १४—६—११

श्रीयुत वाडीलाल मोतीलाल शाह

जयजिनेन्द्र !

पत्र आपका ता.७ वींका मिला. समाचार जाने. आपके 'जैनसमाचार' के गत अंक व ता. १२ जूनके अंकमें "गरीब बेचारे जैन विद्यार्थीयों" इस हैडिंगका जो लेख प्रसिद्ध किया है उसको गौरके साथ पढा.

आपने गरीव जैनी विद्यार्थीयोंका इस तरहकी मदद दी जानेकी जो योजना प्रकट की है वह प्रशंसनीय है. और इससे अपना बहुत कुछ सुधारा होनेका संभवीत है.

आपने इस फंडमें रु १०१ देनेकी उदारता की है इस लिये, आपका उपकार माननेमें आता है. रसीद इसके साथ भेजी है सो तपास लेवें. और आगामी अंकमें प्रसिद्ध करें.

आपके लिखे अनुसार इस फंडका नाम "जैन विद्योत्तेजक फंड" रख कर उसी खाते अलग जमा किये गये हैं

आप मेरेसे मिलना चहाते हैं सो ठीक: जब आपका यहां आनेका विचार हो उसके पांच रोज पेस्तर समाचार हमको लिख कर मंगवा लेवें और जब हम लिखें तब यहां पर पधार जावें.

उक्त योजनाको हर प्रकारसे मदद दिलवानेका प्रयास करते रहे.

आपका

( राय शेठ ) चांदमलका जयजीनेन्द्र

जनरल सेक्रेटरी.

* *

अय जैन कोमके खेरख्वांह ! मैं आपका हुकम शिरपे चडाता हूं. " उक्त योजनाको हर प्रकारसे मदद दिलवानेका प्रयास करते रहें " ऐसा जो हुकुम आप मुरब्बीसे मिला है मैं इस पर भली भांती अमल करनेको तैयार हूं. देवी लेखिनीकी स्हायतासे जो कुछ बनेगा सो तो करही रहा हूं और करुंगा;

जब उनकी महीनतका फल वरावर नहीं देखा जायगा तो जीव्हा देवीकी कृपा मांग कर जगह जगह याचना करनेको चला जाउंगा. आपको मैंने प्रथम चिट्ठिमें लिखा था उसी मुजव प्रथम ही भिक्षा आपके यहाकी ले कर कृतार्थ वनूंगा.

५००००० मनुष्योंके पिता तुल्य आपके वहांकी भिक्षासे जब मेरा एकाध ' पात्र ' भर जायगा, आहा कैसा आनंद मेरे नसेनसमें फैल जायगा! मैं आपका कितना शुक्रजादा करुंगा! सारी आलम आपके उपर कितने आशिर्वचन उच्चारेंगी! आपके वहांसे उत्तेजन पा कर सतारा, अहमदनगर, पंजाब वगेरा तर्फ जाउंगा. मुझे जो जो महाशयें भिक्षा देंगे उनके नाम जैन इतिहासमें अमर हो जांयगे; क्युं कि यह भिक्षा कुछ एक आदमीके पेटमें जा कर विष्टा वननेवाली नहीं है; मगर ये भिक्षामेंसे हजारों जैनी विद्वान--बुद्धिशाली वन कर धर्मशास्त्रोंका उद्धार करनेमें, जैन नीतिकी तारीफ दुनीयाभरमें करानेमें, जैनोंका ऐहिक और पारमार्थिक उदय करनेमें प्रयत्नशील वनेंगे. १० वर्षमें सारे संघकी दशा कोई और ही ढंगकी हो जायगी.

श्री कृष्णजीने कोई तरहका तप-जप नहीं किया था मगर संघको स्हायता देनेमें कमी नहीं रखी थी इस लिये तीर्थंकर गोत्र उपार्जन किया था. जो जो महाशय श्रावक वर्गको विद्वान

व श्रद्धालु बनानेके काममें दाम दे कर संघकी सेवा बजावेंगे उनको क्यों लाभ नहीं होगा? क्युं कि जो लोग जैनोंकी मददसे पढेंगे उनको जैन धर्मके प्रतापका भान अवश्य ही हो जायगा और वे लोग जैन धर्मका ज्ञान प्राप्त करनेका उद्यम, रोजगारमें लगनेसे, अवश्य ही करेंगे. और जब ऐसे पुरुषोंमेंसे किसीको वैराग्य आ जायगा तो वैसे विद्वान साधुओंसे धर्मका उदय ही उदय हो जायगा.

इस लिये, अय वीरादरो ! जागो, कमर कसो, पांचपचीस हजारका दान करनेका निश्चय करो और मैं आपके वहां आनेकी परवानगी मांगूं इसके पहले ही पहले आप खुद कृपा कर मुझे वहां बुलाओ, कि जिससे आप लोगोंकी लायकी देख सारी आलम आपकी तारीफ करे और मेरा उत्साह भी बढे.

गत अंकमें मैंने मालवा-मारवाड-पंजाब वगैराके मेरे खुदके प्रेमी मित्रों और स्नेही जनोंसे एक खुला पत्र छापा था उसको आज फिरसे याद कराता हूं. उसको फिरसे पढनेकी अर्ज हरएक जैनबंधुको करता हूं.

અય ગુજરાતી-કચ્છી-કાઠિયાવાડી શિરદારો ! ત્હમે કહેતા હતા કે અમે કેળવણીમાં તો બીજાઓ કરતાં બહુ આગળ વધ્યા છીએ. એ ત્હમારૂં કથન હમણાં સાબીત કરી બતાવો. કેળવાયલો કોણ કહેવાય ? બસોનો મહીનો રળીને બૈરીને મડમ બનાવે ત્હેને ? અભણની હાંસી કરે

ત્હેને ? લોકો જેને નીચે નમી સલામ કરતા હોય ત્હેને ? ના, ના, ના કેળવાયલા માણસનું હૃદય પણ કેળવાયલું જોઇએ. જેના મનમાં સમાજ તરફ પ્રીતિ નથી તે માણસ કેળવાયલો કહેવાય જ નહિ સમાજની-મહેનતથી—'આપ-લે'ના સિદ્ધાંતથી તો આપણે બધા જીવીએ છીએ, માટે સમાજને ઉન્નત દશાએ લાવવાને જે માણસ હમેશ ઉદ્યમ કરે તેજ માણસ ખરો કેળવાયલો છે બીજાના દોષ જોઇ શકે પણ તે સાથે તે દોષ મટાડવા માટે પોતાની જાનને તકલીફમાં ઉતારવા પણ તૈયાર થાય એનું નામ કેળવાયલો માણસ કેળવણીનો સ્વાદ પોતે ચાખવા છતાં એજ કેળવણીનો લાભ બીજા ભાઈઓને આપવા માટે જે માણસ થોડોક સ્વાર્થત્યાગ ન કરે, એને હું કદી-કદી કેળવાયલો ન કહું 'વિદ્યોત્તેજક ફંડ'નું બ્યુગલ પ્રથમ વાગાને આજે ત્રણ અઠવાડીઆં થયાં વ્યાકરણ અને કોશ ભણેલા અને તેથી શબ્દ અને વાક્યરચનાની કિંમત સમજનારા સેંકડો-હજારો ભણેલાઓમાંથી હજી એક પણ સખ્ખસનો પત્ર નથી મળ્યો કે આ કામ ઘણું જ જરૂરનું છે માટે ત્હેમાં મ્હારા બે માસનો પગાર, કે બે માસની વકીલાતની આવક, કે ડાક્ટરી ધંધાની બે માસની આવક, કે વેપારની બે માસની આવક આપવા તૈયાર છું આતે કેળવણી કહેવાય ?

સાથે મજબૂત ચોકી પેહેરા વચ્ચે રાખવા છતાં અને તે રાજકુમાર કોઇના પણ દુઃખ જોવા ન પામે તો ઠીક (કારણ કે કોઇના દુઃખ જોવાથી સત્પુરૂષોને આંસુ આવ્યા સિવાય રહેતાં નથી-વૈરાગ્ય સ્ફુર્યા સિવાય રહેતો નથી) એમ સમજીને હેને કોઇનાં પણ દુઃખ જોવાનો વખત ન મળે એવો બંદોબસ્ત રાજપિતાએ કરેલો હોવા છતાં એ 'હૃદયના ભણતરવાળા' મહાપુરૂષને દુનીઆના દુઃખોથી બહુ લાગી આવ્યું અને રાતોરાત મેહેલ, વૈભવ, પત્ની સર્વ છોડીને ચાલી નીકળ્યો હતો તે વખતે તે શું બોલ્યો હતો તે હમે જાણોછો? કૃપા કરી લક્ષપૂર્વક સાંભળો.

* * * *

"હું જઇશ, જરૂર જઇશ, સંસારનો ત્યાગ કરીશ; **વખત આવી પહોંચ્યો છે. હે સુતેલી પ્રિયે! આપણે જેથી જૂદાં પડીએ, પણ આખું વિશ્વ જેથી મચે તે તરફ મ્હારા વિચારો દોરાય છે. આ આકાશમાં પણ હું તે જ સંદેશો વાંચું છું. મ્હારો જન્મ પણ તે જ વાસ્તે હતો.** આ પસાર થયેલા બધા દિવસો અને રાત્રિઓએ પણ મ્હને તે જ કરવા પ્રેર્યો છે. જે રાજ્યો મેળવવાને તરવારો ખુલ્લી કરવી પડે, અનેક નિરપરાધી મનુષ્યોનાં રૂધિર વ્હેવરાવવાં પડે, અને અને અનેક પશુઓનો સંહાર થાય, તે રાજ્યો તથા તેથી મળતી કીર્તિ મ્હારે નથી જોઇતી. હું ધરતી ઉપર શાંતિથી પગ મૂકવા ઇચ્છું છું. પૃથ્વી મ્હારી પથારી થશે અને જંગલો મ્હારી રહેવાની ભૂમી થશે. ને ભિખારીના જેવો પોશાક પહેરીશ. અને દયાળુ પુરૂષો જે કાંઇ ખાવાનું આપશે, તે પર મ્હારો નિર્વાહ કરીશ. આ અને બીજાં અનેક દુઃખો હું સહન કરીશ, કારણ કે **જગતનાં દુઃખનો પોકાર મ્હારે કાને પડે છે; અને મ્હારૂં હૃદય તે જગતનાં દુઃખની બુમથી-દયાથી**

ઉભરાય છે અને ચીરાય છે. જો તે દુખ દૂર કરવાનો માર્ગ જડશે તો તે માર્ગવડે હુ તે દુખ દૂર કરવા પ્રયત્ન કરીશ મ્હારા સર્વસ્વનો ત્યાગ કરીશ મ્હારો સઘળો પુરૂષાર્થ આ કામમાં વાપરીશ

"મ્હને મ્હારે માટે દુખ થતુ નથી, પણ આખી મનુષ્ય જાતિ માટે દુખ થાય છે સત્યની શોધ ખાતર મ્હે સર્વસ્વ અર્પણ કર્યું છે, અને જરા, વ્યાધિ અને મરણમાંથી મુક્ત થવાનો માર્ગ સ્વર્ગમાં હશે તો ત્હાંથી પણ હું શોધીશ, નરકમા હશે તો ત્હાંથી પણ હું શોધીશ મ્હારા આત્મામાં સ્ફુરણ થાય છે કે ખરા સત્યશોધક આગળ માયાનો પડદો અદ્રશ્ય થશે જેને ખાતર જગતનો ત્યાગ કર્યો તે માર્ગ જડશે, અને મરણનો વિજેતા હું થઇશ આ હુ કરીશ જ, કારણ કે મ્હારા જાણીતા તથા મ્હારાથી અજાણ્યા એવા સર્વ હૃદય માટે મ્હારા આત્મામાં દુખ થાય છે. આ મ્હારા સ્વાર્થત્યાગથી–મ્હારા પ્રેમથી લાખો જીવ મ્હારા થશે હે તારાઓ! હુ આવુછુ. હે દુખી જગત! ત્હારે માટે અને ત્હારા ઉપર રહેતા જીવો માટે હુ આ યોવન, રાજ્ય, સુખ, વૈભવ, મ્હેલ અને જેનો ત્યાગ કરવો દુષ્કર છે તેવી સ્ત્રીનો પણ ત્યાગ કરૂછુ હે પ્રિયે! જગતનો ઉદ્ધાર કરવા જતા ત્હારો પણ ઉદ્ધાર કરીશ. કારણ કે તુ જગતમાંની એક છે હે બાળક! ત્હને

હવે સિદ્ધાર્થ કુમાર ઉભો થયો પોતાની પ્રિય પત્નીના સામુ જોયું, તે દીન મક્ષિકા જેવી પડી હતી. વિશ્વાસથી હેની પાંપણો મીંચાઇ હતી. તે પલંગની આસપાસ, જાણે કે તે કોઇ દેવની મૂર્તિ ન હોય તેમ, તેણે ત્રણ વાર પ્રદક્ષિણા કરી ત્રણવાર પલંગ થકી બારણા તરફ ગયો, અને ત્રણવાર તે પાછો આવ્યો હેનું સૌંદર્ય એટલુ મોહક હતું, હેનો પ્રેમ એટલો તો વિશાળ હતો! છેવટે તે પલંગ તરફ જોઇને બુદ્ધે વિચાર કર્યો "મ્હારાં વ્હાલાં સ્વજનો! તમે મ્હને પ્રિય લાગો છો તમારો ત્યાગ કરવો બહુ કઠણ લાગે છે પણ જો હુ તમારો ત્યાગ ન કરૂં તો આપણા બધાની શી સ્થિતિ થશે? વૃદ્ધાવસ્થા પોતાનું કામ કરશે અને મરણ પોતાની જાળ પાથરશે, હેમાંથી આપણે શી રીતે મુકત થઇ શકીશું? જ્યહારે દીપકમાંથી તેલ જતુ રહેશે ત્યહારે જ્યોત શી રીતે બળશે? જ્યહારે ગુલાબ કરમાઇ જશે, ત્હારે હેની સુગંધ અને શોભા ક્યહાં રહેશે? અને સ્વજનો! તમારો ને મ્હારો વિયોગ થવાનો છે, તો તે વિયોગ સહન કરીને પણ મરણ, જરા, વ્યાધિના પંજામાથી સર્વને છૂટા કરવાનો માર્ગ હવે હું શોધીશ હવે વધારે વિચાર કરવાથી વધારે ગભરાઉં છું. સ્ત્રી તરફનો પ્રેમ અને વિશ્વ તરફનો પ્રેમ–આ બેની મારામારી અસહ્ય છે. પણ હવે તો—

સૌ પ્રાણી દુઃખમય ભાસે
જનતા પીડાતી જગ આખે,
તે સઉની પીડા દૂર કરવા—
કલ્યાણ જગતમાં ભરવા—
થઈ પ્રબુદ્ધ ગૌતમ આજે
થઈ તપસ્વી તપ ગુરૂ માટે.

જગના સહુ આધિ–વ્યાધિ
હરવા નવોં બુદ્ધિ સાધી
એ તપમાં બુદ્ધ તપાશે,
નવોં યજ્ઞ વેદિ મંડાશે.
પશુ માત્ર હવે ઉગરશે
મુજ પ્રીતિ એ હોમે પડશે
મુજ પ્રીતિ એકલી હોમાશે
બીજું જગત્ જીવી સુખી થાશે

હો તાત ! હે પ્રિય ! હે પુત્ર ! હે માતા ! હે પ્રભુ ! ત્હમે સર્વ મ્હને વ્હાલાં છો મનુષ્ય અને પશુઓનું કલ્યાણ કરવાનો ભગીરથ યજ્ઞ મ્હેં આરંભ્યો છે, ત્હેમાં હું **મ્હારી પ્રીતિનું બલિદાન** આપું છું એ યજ્ઞમાંથી જે કાંઈ ફળ પ્રાપ્ત થશે તે આખા જગત્‌ને હું આપીશ આ યજ્ઞ ત્હેમને માટે જ છે અને યજ્ઞનું ફળ પણ તેઓને માટે જ છે. જે સ્નેહમાં ભગ્ન થવાનો ભય છે, તે સ્નેહબંધનમાં હવે વધારે વાર પડી રહેવાથી આ ભગીરથ કામ પડ્યું રહેશે."

ગર્જો, ભાઇઓ ! ત્હમે પણ લોકહિતના કામમાં તેવી જ રીતે ગર્જો. સ્વાર્થ રૂપી સ્ત્રીના મોહને છોડી પરમાર્થની પ્રાપ્તિ માટે ભાવયજ્ઞ માંડો ! લોકો કહે છે કે, આગલા વખતમાં કોઇ મહાન કામ કરવાનું આવતું તો કોઇ બત્રીસલક્ષણા પુરૂષનું લોહી જ છાંટવાથી તે કામ સફળ થતું. એનો અર્થ માત્ર એટલો જ છે કે ભણેલાઓ— બુદ્ધિશાળી પુરૂષો આત્મભોગ આપે તો જ મહાન પરમાર્થનાં કામો થઇ શકે.

આનું નામ ભણતર ! આનું નામ દયા ! આનું નામ ધર્મ ! આનું નામ મનુષ્યત્વ ! કેળવાયલા બન્ધુઓ ! જરા પણ દુઃખ નહિ અનુભવવા પામેલા ગૌતમ બુદ્ધને આખી દુનીયાનાં દુઃખનાં સ્વપ્ન આવ્યાં અને તે પારકાં દુઃખો મટાડવા માટે ત્હેણે સર્વ પ્રિય ચીજોનો ત્યાગ કર્યો, તો ત્હમે ત્હમારા પાંચ લાખ જૈન ભાઈઓના દુઃખમોચન અર્થે બે માસની આવક જેટલા ' ફુકા 'નો પણ ત્યાગ

(૫)

# નામદાર શહેનશાહ હિંદમાં.

બ્રિટીશ શહેનશાહત આ દેશમાં સ્થપાઇ ત્હારથી આજ સુધીમાં જે કોઇ પણ શહેનશાહને આ દેશમાં પધારીને તખ્તનશીન થવાનો વિચાર પસંદ પડયો હોય તો તે આપણા ભલા શહેનશાહ નામદાર જ્યોર્જ જ છે. તેઓ આ દેશમા જાતે પધારીને દીલ્હી ખાતે તખ્તનશીન થશે તેથી આ દેશના લોકોને "આ રાજા અમારો પોતાનો છે" એવો ભક્તિભાવ સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થશે એ પ્રસંગની ખુશાલી પ્રદર્શિત કરવાને જૂદીજૂદી કોમો જૂદીજૂદી હીલચાલ કરી રહી છે, તો જૈન પ્રજાએ પોતાનુ કર્તવ્ય બજાવવામા પાછા પડવુ જોઇતું નથી

સમસ્ત જૈન પ્રજા તરફથી કરવા જેવુ કામ માત્ર એટલુ જ છે કે શ્વે સ્થાનકવાશી, શ્વે૦ મૂર્તિપૂજક અને દીગમ્બર એ ત્રણે કોન્ફરન્સો તરફથી એક સંયુક્ત હીલચાલ કરીને સમસ્ત જૈન પ્રજા તરફનુ માનપત્ર તે નામદારને એનાયત કરવુ. આ માનપત્રની બાબતમાં મ્હોટુ ખર્ચ કે આડંબર કરવાની કશી જરૂર નથી, કારણ કે લંડન તેમજ દીલ્હી ખાતે થવાના રાજ્યાભિષેક પ્રસંગને ઉદ્દેશીને વર્તમાનપત્રો જોગી બહાર પાડવામાં આવેલી યાદીમાં જણાવવામા આવ્યુ છે કે "**ની૦ શહેનશાહ માનપત્ર પાછળ ખર્ચવામાં આવનારો પૈસો સખાવતમાં ખર્ચાય તે વધુ પસંદ કરશે.**'

નામદાર શહેનશાહની આ શિખામણ આપણે ભૂલવી જોઇતી નથી તેઓ માન-પાનના ભૂખ્યા નથી, પણ આપણે-ત્હેમની પ્રજા આગળ વધીએ એ જોવાને જ ત્હેમને ઉકંઠા છે. એટલા માટે માન-

પત્રો સાથે ભેટ-શોગાદો પાછળ ખર્ચ ન કરતાં જે કાંઇ ખર્ચ કરવું ધાર્યું હોય તે પ્રજાહિતના કોઇ પણ કામમાં સખાવત તરીકે વાપરવું એમ તે નામદાર આપણને ભલામણ કરે છે. આ ભલામણ બરાબર વાજબી વખતે થતી જોઇને આપણે વધારે ખુશ થવાનું છે. જે વખતે આપણે સ્થા. જૈન વર્ગ માટે "જૈન વિદ્યોત્તેજક ફંડ" ની અગત્ય સમજાવવા લેખો ઉપર લેખો લખીને કોશીશ કરી રહ્યા છીએ— બરાબર તે જ વખતે નામદાર શહેનશાહ તરફની આ સૂચના આવે છે એ ખરેખાત શુભસૂચક છે. ત્હારે હવે આપણી રાજ્યભક્તિ બતાવવા સારૂ કયો રસ્તો ગ્રહણ કરવો એ સવાલનો ફડચો આપોઆપ

ખાસ હક્ક, વસ્તીપત્રમાં આપણી કોમની જૂદી સંખ્યા નોંધવાનો ખાસ હક્ક, ગૌમાંસપ્રતિબંધ કાયદો: વગેરે વગેરે ઘણાં કામો સરકાર પાસેથી આપણે કરાવ્યાં છે અને કરાવવાનાં છે; તો હમે જો ફક્ત ' માગ્યા જ ' કરો અને ' આપો ' કાંઇ જ નહિ, તો સ્વાર્થી અને કર્ત્તવ્યભ્રષ્ટ ગણાશો અને બીજી કોમોની દૃષ્ટિમાં તેમજ સરકારની દૃષ્ટિમાં હમો હલકા પડશો. માટે જેમ નામદાર શહેનશાહે કોમની ચીજોની ભેટો લેવાની ના પાડીને પ્રજાના હિત માટે દ્રવ્ય ખર્ચવાની ભલામણ કરવા જેવું મ્હોટું મન બતાવ્યું છે તેમજ હમે જૈન સાધુઓ પણ હવે બોલી દો કે "ઓણ સાલ અમારા ચાતુર્માસમાં જમણ-પ્રભાવના વગેરે કોઈ નિમિત્તે જે કાંઇ ખર્ચ શ્રાવકો કરવા ધારતા હો તે સર્વ બંધ રાખીને ના૦ શહેનશાહના રાજ્યારોહણની યાદગીરી માટે કરાતા જૈન વિદ્યોત્તેજક ફંડમાં અર્પણ કરો." આવો ઢંઢેરો જો જૈન સાધુઓ પીટાવશે, તો ખરેખરી રાજ્યભક્તિ બજાવી ગણાશે, અને જેઓ એવા હઠીલા થશે કે અમારે તો અમારૂં જ માનપાન જોઇએ હેમને પ્રજા તેમજ રાજા તરફથી એક વખત સખત સહવું પડશે, તે પણ યાદ કરાવવાની જરૂર જોઉંછું. રાજાનું માન જાળવવા જૈન શાસ્ત્રોમાં ખાસ ફરમાન છે ગજકુકુંભીના સ્વર્ગવાસ વખતે પણ ત્યાગી સાધુએ શાસ્ત્રવાંચન બંધ રાખવું એવું ખાસ ફરમાન જૈન શાસ્ત્રોમાં છે રાજા એ ધર્મનો રક્ષક છે, માટે રાજ્યારોહણની ખુશાલીમાં પોતાના ત્યાગીપણાને છાજતો એક યા બીજા રૂપમાં પ્રયાસ ધર્મગુરૂઓએ કરવો જ જોઇએ છે. જે એવી ફરજ બજાવવા ના કહેશે તે અમારો સાધુ નથી. જે સાધુ ફરજ બજાવશે તે અમારો બેવડો હિતેચ્છુ ગણાશે, અમારા સંઘની કીર્ત્તિ ચોતરફ ફેલાવનારો ગણાશે, અમને સરકારના વ્હાલા બનાવનારો, મિત્ર બનાવનારો અને તે સાથે જ અમારી ઉન્નતિનો રસ્તો કરી આપનારો ઉપકારી પુરૂષ ગણાશે. [તા. ૧૯ જુન ૧૯૧૧.

# કોન્ફરન્સ ઑફિસ તરફનો ઢંઢેરો.

—:o:—

## વિદ્યોત્તેજક ફંડ.

સઘળાં દુઃખનું મૂળ કારણ 'અજ્ઞાનતા' છે. નામદાર ગાયકવાડ સરકારે આપણા સઘળી જાતનાં દુઃખો માટે એક રામબાણ દવા પોતાના વિદ્વત્તાપૂર્ણ પત્રદ્વારા આપણને સૂચવી છે કે, "Education is the surest panacea of Social evils in India" અર્થાત્ ' હિંદમાંના હાનીકારક સંસારી રીવાજોને નાબુદ કરવા માટે સૌથી વધારે અસરકારક ઇલાજ 'કેળવણી' છે." આ અમૂલ્ય સલાહ તરફ નજર રાખી 'જૈનસમાચાર'ના અધિપતિની સૂચના ઉપરથી થોડા સમય થયાં "વિદ્યોત્તેજક ફંડ" ખોલવામાં આવ્યું છે કેળવણીના વધતા જતા જમાનામાં દેશની જૂદી જૂદી કોમો ઉચી કેળવણીના પ્રચારાર્થે સ્તુતિપાત્ર પ્રયાસ કરી રહી છે તેવા વખતે આપણી કોમની ઉછરતી પ્રજાના શ્રેય માટે સ્થાપવામાં આવેલ આ ફંડને તન, મન, ધનથી મદદ કરવા અમે સર્વ ભાઇઓને નમ્રતાપૂર્વક અને આગ્રહપૂર્વક અપીલ કરીએ છીએ.

કેળવણીના લાભ લેઇ જે ભાઇઓ સુખી સ્થિતિ પ્રાપ્ત કરી શક્યા છે તેઓ આપણી કોમના ગરીબ વિદ્યાર્થીઓને ઉચ અભ્યાસ કરવામાં પડતી મુશ્કેલીઓનો ખ્યાલ કરી આ ફંડને મદદ કરવાની પોતાની બેવડી જોખમદારી સ્વીકારશે ?

☞ શેઠ ચાંદમલજીનો આ પત્ર તા ૨૪-૭-૧૧ ના અંકમાં છપાયો હતો.

શ્રી સંઘનો સેવક,
K. Chhaganmal,
ऑनररी सेक्रेटरी.

(૭)

# પર્યુષણ વખતે ખાનગી મિત્રો અને પીછાનવાળાઓ જોગ લખેલા ખાનગી પત્રની નકલ.

—o—

શ્રી લોંકાશાહ દેવનું પાટનગર.
પર્યુપાસનાનો અમર દિવસ

કૃપાળુ વકીલ બન્ધુ !

આજે પર્યુષણ છે—દીનાનાથ પરમદયાળ પરમાત્માની પર્યુપસના અથવા ભક્તિ કરવાનો આજે પવિત્ર દિવસ છે

એ દયાસાગર પાસે આપણે કાંઇ **માગીએ** તે પહેલા આપણે ત્હેના પુત્રોને **આપવા** તૈયાર થવુ જોઇએ કારણકે, જેઓ આપેછે તેઓ જ **માગીશકે છે;** અને જે સખસ એવી **લાયકાત** સાથે માગે છે ત્હેને અવશ્ય મળે પણ છેજ

દયાળુ બન્ધુ ! હું આજે આપની પાસે **માગવા** આવ્યો છુ. મ્હને થોડીક ભિક્ષા **આપશો ?** "अप्पा सो परमप्पा" એટલે "આત્મા એ જ પરમાત્મા" એ સિદ્ધાન્તને નજર આગળ રાખીને હું આપને પરમાત્માના અંશ ગણુ છુ અને પરમાત્માની જ ભક્તિ કરવાના આજના પવિત્ર દિવસે હું **આપની** જ ભક્તિ કરૂં તો તે પરમાત્માની ભક્તિ થઈ એમ માનુ છુ

હું આપને વન્દન કરૂ છુ અને વિનયપૂર્વક જેમ લોકો પરમાત્મા પાસે પ્રાર્થના કરેછે (જેમ આપ પણ કરતા હશોજ) તેમ હુ આજે આપને પ્રાર્થું છુ—આપની પાસે માગુંછું મ્હારાપર કૃપા દૃષ્ટિ કરશો ?

મ્હને ઘણી ક્ષુધા લાગી છે. એક મનુષ્યમાં ચૌદે રાજલોક સમાઇ જાય છે; પરન્તુ હું સાંકડા પેટનો હોવાથી મ્હારા શરીરમાં માત્ર પાંચ લાખ ('સ્થાનકવાસી જૈન' નામે ઓળખાતા) જીવો જ સમાયલા છે. એટલે 'હું' અને 'પાચ લાખ સ્થાનકવાસી જૈન' એ બે શબ્દો એકજ અર્થમા વપરાતા શબ્દો છે,—માટે કહુંછું કે મ્હને ઘણી ભુખી લાગી છે. મ્હારા જૂદા જૂદા અવયવો (જૈનો) વિદ્યા રૂપી ખોરાકને અભાવે અશકત થઇ ગયા છે. તેથી આજે આપ પરમાત્મ, પદના અધિકારી પુરૂષ પાસે હુ ભિક્ષા માંગવા આવ્યોછુ. મ્હારી અરજ સુણશો ? દેવ ! મ્હારા કાલાવાલા પર આજે ભક્તિના દિવસે લક્ષ આપશો ? કૃપાળુ પરમાત્મા ! મ્હારી થોડીક ભૂખ ભાગશો ?

મ્હારા પાચ લાખ અગ કેળવણી રૂપી ખોરાક વગર મહા દુખી હાલતમાં રીબાય છે જો એમાંના થોડાક અગોને પુષ્ટિ મળે તો તે થોડાક પોતે જ બાકીનાઓને ટેકો આપશે અને આ પ્રમાણે મ્હારૂં આખુ 'શરીર' બચી જવા પામશે, એમ ધારીને જ મ્હેં 'જૈન વિદ્યોત્તેજક ફંડ" નામનુ ભિક્ષાપાત્ર હાથમાં લઇ જગાએ જગાએ અરજ કરવા માંડી છે.

લોકો કહે છે કે, પવિત્ર પર્વના દિવસે શ્રીમત તેમજ ગરીબ, ઉદાર તેમજ કૃપણ તમામ મનુષ્ય નિર્મળ અને દયાળુ બને છે અને કોઈ ભીખારીને પાછા કહાડવાનુ કોઇને મન જ થતું નથી એ વાત ઉપર વિશ્વાસ રાખીને હું આજે—પરમેશ્વરની ઉપાસના અથવા ભકિત કરવાના ખાસ દિવસે આપ-પરમેશ્વરને પ્રાર્થના કરવા આવ્યો છું મ્હને પાછો ન કહાડતા, ઓ પરમ દયાળુ પવિત્ર દેવના અંશ ! મ્હને તમારા જેવા બીજા એક 'અંશ' તરીકે જ ઓળખો, તમે અને હું એકજ અગ્નિના ચીણગારા છીએ એ બાબતનું સ્મરણ રાખો અને અંતે

આપણે એકજ જગાએ જવાનુ છે અને હમેશને માટે સાથેજ વસ વાનુ છે એ વાત મનમા લાવી મ્હને પ્રસન્ન કરો—મ્હારૂ મન મનાવો—મ્હને સતોષો—મ્હને ભૂખ્યો મરતો અટકાવો!

તમારી શક્તિના પ્રમાણમા મ્હને ભિક્ષા આપો, એક સમાન્ય ભિખારીને આપે તેમ ન આપતા, તમારા હમેશના સોબતીને આપો એવી રીતે આપજો મ્હારૂ પેટ અને મ્હારી ભુખ બન્નેનો વિયાગ કરીને આપજો

મ્હને આપશો તો મ્હારા પાચ લાખ અગોની દુવાથી તમારો—મ્હારો પરમેશ્વર તમારી પ્રાર્થના ઝટ સાભળશે .આપશો તો જ લેઇ શકશો.

દયા કરશો તો જ દયા પામી શકશો

ભક્તિના પવિત્ર ખાસ નિયમોમા ભક્તિનુ પહેલુ પગલુ (દાન) ચુમ્તા ના પરમેશ્વરના પુત્રોની ભક્તિ એ જ પરમેશ્વરની ભક્તિ છે બીજી કોઇ શબ્દજાળ કે ખુશામત પરમેશ્વરને પહોચતી નથી

તુ' અને 'હુ' ના સરવાળાથી બનતો 'મે' તમને સન્મતિ આપો! શાન્તિ આપો! આબાદી આપો! એ સન્મતિથી પરમાર્થસેવનનો રસ્તો

---

સૂચના—(૧) મ્હારી ભીખ 'જૈન વિદ્યોત્તેજક ફંડ' ને માટે છે (૨) આ ફંડમાથી આખા હિંદના હરકોઇ સ્થાનવાસી જૈનને ઉચી કેળવણી લેવા માટે જોઇતા નાણા ધીરવામા આવશે અને તે ધધે લાગ્યા પછી ફંડમા પાછા આપશે (૩) ગરીબ અને તે સાથે ખાસ ચાલાકી ધરાવતા યુવાનોને જ ફંડનો લાભ આપવામા આવશે કે જેથી રકમ નકામી ઉડી જશે નહિ (૪) આગ્રેજી ભણનારા આપણા યુવાનો ઉપર આ રીતે ઉપકાર કરીને એમને પરોપકારનો અને ધર્મિષ્ટપણાનો પાઠ શીખવવા માટે જ આ પ્રયાસ છે (૫) એકંદરે રૂ ૫૦,૦૦૦ નુ ફંડ કરવાનુ છે અને તે હાલ તો અજમેર કોન્ફરન્સ ઑફિસમાં વસુલ

ત્હમને જડો! એ શાન્તિથી પરમાર્થસેવનના કામમાં ત્હમને ધીરજ મળો! એ આબાદીથી પરમાર્થસેવનનાં અનેક કામ ત્હમારા હાથે બનો!

હું છું
ત્હમારૂં બીજું રૂપ
આજે 'ભિક્ષુક' અને કાલે 'દાતાર'
**વાડીલાલ મોતીલાલ શાહ.**

---

થાય છે ત્હેથી પછી બૅન્કમાં મુકવામાં આવનાર છે. (૬) આ ફંડને લગતી એક પાઇ પણ મ્હારી દ્વારા કે કોઇ ખાનગી ગૃહસ્થ દ્વારા ન મોકલતાં સીધા "જૈન સ્થાનકવાશી કૉન્ફરન્સ–મોતી કટલા–અજમેર" એ શિરનામે બારોબર જ મનીઑર્ડર કરશો. ત્હેની આપને પહોંચ મળશે અને પેપરમાં પણ પહોંચ છપાશે. (૭) ફંડની વ્યવસ્થાને લગતા કાયદા કાનુન ફંડમાં રકમો ભરનારા ગૃહસ્થોની મીટીંગ મળીને મુકરર કરી લેશે. (૮) મેવકની સ્થિતિ શું છે તે આપના જાણવા બહાર નહિ હોય, તે છતાં તેણે ખેંચાઇને ટુકડો બચકું આપેલું છે અને પછી જ બીજાની પાસે અરજ ગુજારી છે. (૯) રકમ અમુક વર્ષો બાદ પાછી ફરવાની હોવાથી ફંડ હમેશને માટે કાયમ રહેશે અને દર વર્ષે ૫૦—૭૫ ગ્રૅજ્યુએટો કે ડાકટરો વકીલો કે સારા વેપારીઓ ઉત્પન્ન થાય એ આપણી કોમને મગરૂર થવા જેવું થશે; એવું પુણ્ય આપ દાનેથી લેવાને જ છે. (૧૦) મરણ પગલાની હેડ છે અને જીંદગીમાં એકાદ મ્હોટું કામ કર્યા વગર મરનારનું આ દુનીઆમાં આવવું જ નિરર્થક ગણાય છે. માટે આ ખાતે સારી રકમ આપી નામે અમર કરો. કૃપાળુ દેવ! તણાઇ ખેંચાઇને પણ પુણ્ય અને અમર કીર્તિને વરો! પુનર્જન્મની વાત સાચી જ છે એમ ખાત્રી હોય તો મ્હારી અરજ મંજુર રાખો. 'આપશો તે પામશો'—'હાથે તે સાથે' અને 'વાવશો તેવું લણશો.'

(૯)

# અપૂર્વ અવસર એવો ક્યારે આવશે.

પ્રસિદ્ધ પૂજ્ય શ્રી શ્રીલાલજી મહારાજના
મુખથી નીકળેલા શબ્દો સત્ય કરી
આપવાનો આવેલો સમય.

'द्रव्य दीक्षा' थी नहि पण 'भाव दीक्षा' थी
वजावबानुं मिशन.

ब्रिटीश राज्य मत्ये वफादारी बतावबानी उमदा तक.

માન્યવર અધિપતિ મહાશય!

આપણા સંઘની ઉન્નતિના ઉપાયો સંબંધમાં આજકાલ આપના પેપરમાં આવતા અંતરના ઉદ્દગારો વાંચી સાત્વિક વૃત્તિવાળા શ્રાવકોના મનમાં તો ગલીપચી થઇ રહી છે, પરન્તુ પથ્થરપર પાણી ઢોળ્યે ફળ મળવાનું નથી પથ્થર પાણીથી તો લાંબે વખતેજ લીસો થશે; જો કોઇ કુશળ સલાટ પ્રયાસ કરે તો અલ્પ સમયમાં લીસો થાય. શ્રી સંઘની ઉન્નતિ માટે એવો જ ઉપાય યોજવાની જરૂર છે. પેપરોમાં પુરતું લખાયું છે પરન્તુ મુનિરાજોને મર્યાદાપૂર્વક બોધ આપવાનો હોવાથી આપ ધારો છો તેવી અસર કદાપિ ન થતી હોય તો તેમની કસુર ગણી નિરાશ ન થતાં, તમારાં લખાણોના જુસ્સા જેવા જ ઉત્સાહથી હજી પણ જો આગળ પ્રયાસ કરશો તો ધાર્યો કરતાં પણ વધારે ફતેહ મેળવશો.

અમુક વજનદાર ગૃહસ્થના મુખથી મ્હેં અજમેરમાં એક વખત સાંભળ્યું હતુ કે, પ્રસિદ્ધ પૂજ્ય શ્રી શ્રીલાલજી મહારાજના મુખારવિંદ-માંથી એક વખત એવા શબ્દો નીકળ્યા હતા કે—" જો ભાઇ કેશરી-ચંદજી ભંડારી, નથમલજી ચોરડીયા, દુર્લભજી ઝવેરી અને વાડી-લાલ એ ચાર દીક્ષા લે તો શ્રી સંઘને ઘણો લાભ કરી શકે. " આ શબ્દોનુ સ્મરણ કરાવી હુ તમોને સંસારત્યાગ કરવા લલચાવતો નથી. ચોથા આરામાં પડપેલા ત્યાગના નિયમાનુસાર વર્તમાનઉન્નતિ યોજવા, બહાર પડવુ એ મુશ્કેલ છે તે માટે ' દ્રવ્ય દીક્ષા ' કરતાં હું હાલ તમોને 'ભાવદીક્ષા ' માટે સવિનય સૂચન કરૂછું.

સમય સાનુકુળ છે, મુનિરાજો ચાતુર્માસમાં સ્થિર થયેલા છે, વ્યાપારીઓ પણ કાંઇક અવકાશ પામ્યા છે, તો ત્રણ માસની મુસા-ફરી માથે લેવાથી ઘણું કામ થઇ શકશે. પૂજ્યશ્રીએ પસંદ કરેલા બાકીના ત્રણ ગૃહસ્થો ઉપરાંત હું પંજાબના એક શ્રદ્ધાળુ વક્તા લાલા પ્રભુદયાલનું નામ સૂચવીશ. આપ પાંચ જો એકત્ર થઇ ત્રણ માસ મુસાફરી કરો તો હુ ખાત્રી આપું છું કે ઓછામાં ઓછા પાંચ લાખ રૂપિયા એકઠા કરવા મુશ્કેલ નથી. લોકોને સત્યવાત સમજાવો તો યથા શક્તિઆપવા તૈયાર જ છે. બોર્ડીંગના મકાનનો પ્લાન કરાવી, એક એક રૂમપર તેના દાતાના નામની તખ્તી મારવાની યુક્તિથી ત્રીશેક રૂમનાં વચન મેળવો તો કાયમનું મકાન થઇ જાય અને હાલ ભાડામાં મોટું ખર્ચ થાય છે તે બચે વ વિદ્યાર્થીઓને ભોજન પણ આપી શકાય. "શહેન-શાહ રાજ્યાભિષેક સ્મારક વિદ્યોત્તેજક ફંડ" પણ સ્થાપીને સ્કૉલર-શીપો શરૂ કરાય, જીવદયાનાં કામો અને મુખ્યત્વે કરીને માંસાહાર છોડા-વવા જમાનાને અનુસાર કોશેશો થઇ શકે, રતલામ ટ્રેનીંગ કૉલેજને સારા ધોરણે ગોઠવી શકાય અને કાઠીયાવાડમાં એકાદ અનુકુળ સ્થળે

'ગુરૂકુળ' જેવી સંસ્થા ઉભી કરી, નિરાધારને ઉછેરી શકાય અને બીજાઓને નિષ્પાપી ધંધાનું શિક્ષણ આપી શકાય. સાધુ મુનિરાજોને અભ્યાસ કરાવવાની સગવડ પણ થઇ શકે અને આપ જે જે ખામીઓ રજુ કરોછો તે જો આમ ભેડ બાંધી તો સુધારી શકાય.

ગભરાઓ છો શું ? ઉઠો, સપથ લો, આર્યસમાજીઓ અને દીગંબરી ભાઇઓની પેઠે માથાપરથી પાઘડી ઉતારો અને શ્રી સંઘના હિત માટે પાંચ લાખ રૂપિયા એકઠા થાય તો અને તો'જ માથે પાઘડી મુકવી એવો પાકો નિશ્ચય કરો. અને નિશ્ચયને શું નથી મળતું ? બાકીના ચારે ગૃહસ્થોને તમારા મિશનમાં ભળવા ઉઘાડે માથે જઇ લલચાવો. અલબત ભાઇ કેશરીચંદજી વ્યવસાયી છે; તેણે બીજી દુકાન ઇંદોરમાં કરી છે. ભાઇ નથમલજી એકલાને **નીમચ** અને **નીમ્બાહેડાની** દુકાનો સંભાળવી પડે છે અને ભાઇ દુર્લભજીએ પણ હમણાં જેપુરમાં શાખા ખોલી છે. ત્રણે ધંધાર્થી છે છતાં શ્રી સંઘના હિત માટે લાગણીવાળાં છે. જાણે શારિરીક કારણોને લઇ દુકાનો સંભાળાઇ નથી એમ ધારે તો ત્રણે પોચતા પામતા હોવાથી તમારા મિશનમાં ભળી શકે, એમ છે. પંજાબી લાલા પ્રભુદયાળજીને મેળવવા મુશ્કેલ નથી. તો હવે ઢીલ શું છે ? ચાતુર્માસના દિવસો ઓછા થતા જાય છે. પંચ મળી રાજકોટ પધારો, પૂજ્ય શ્રી પાસે 'ભાન દીક્ષા' ગ્રહણ કરો, પાંચે જણા મસ્તક પરની પાઘડીઓ શરમ મુકી દૂર કરો, કેશરીઆ જભ્ભા ધારણ કરો, પાંચ લાખ પુરા થયે પાઘડી પહેરવાનું 'પણ' જાહેર કરો, અને રાજકોટથી જ શરૂઆત કરો. અરે, પાંચ લાખ બંધુઓ આપણા છે તે વધારે નહિ તો એક એક રૂપિયો આપશે તો પણ પાંચ લાખ ભેગા થઇ જશે. હજી ઉત્સાહ વધારો, લોકોને આપણીખરી સ્થિતિનું અને સ્હાય આપવાની જરૂરનું ભાન કરાવો. સંઘની પડતીને

ટેકો આપવાની આવશ્યકતા દર્શાવો. ને પછી રૂપિયાના ઢગલા જુઓ. યાદ રાખજો કે, પાઈને પણ તમારે કોઈએ હાથ ન અડાડવો. પરભાર્યા અજમેર રૂપિયા મોકલો ધારણ મુજબ મેનેજીંગ કમીટીની સલાહ અનુસાર વ્યવસ્થા કરવા વચન આપો. તમો પાંચે સાદાઈથી મુસાફરી કરો, કોન્ફરન્સનો એક ચપરાશી અને એક રસોયાને સાથે લઈ નીકળો કોઈ પણ ગામમાં કોઈને ત્યાં જમવા ન જવાનો નિશ્ચય કરો.

આમ મુસાફરીમાં રૂા એક હજાર આશરે ખર્ચ થશે,'પણ પાંચ લાખથી વધારે રૂા એકઠા થશે લોકો પણ જાણશે કે 'ભાવ દીક્ષા' લઈ નીકળેલા બધુઓ આત્મભોગ આપીને શ્રી સંઘનું શ્રેય કરી શકે છે. તમો જ્યારે એકલા જઈ આટલુ કરી શકયા છો તો પંચના બળથી ઘણુ સારૂં કામ થઈ શકશે, બ્રીટીશ રાજ્ય પ્રત્યેની વફાદારી બતાવાશે, રકમ આપણા હાથમા રહેશે, ઉપયોગ આપણી કોમના હિતમાં થશે અને શહેનશાહના રાજ્યાભિષેકનું સ્મરણ રહેશે. આંગણે આવેલા અતિથિનો સત્કાર કરવા સર્વ કોઈ શક્તિ અનુસાર તૈયાર થશે. થશે ને થશે જ.

બૌદ્ધ ધર્મના અનુયાયીઓમા ફરજીયાત એક વખત દીક્ષા ગ્રહણ કરવાનો રીવાજ છે. દરેક બુદ્ધિસ્ટ એક વખત, અમુક વખત માટે દીક્ષા ધારણ કરે છે. લક્ષાધિપતિ ભના પાતરૂં લઈ, અભિમાન છોડી, ભિક્ષા માગે છે. તમારે તો પરમાર્થ માટે ભીખ માગવાની છે. જીંદગીમા ઘણાં પરમાર્થી કામો કર્યા છે પણ આ એક એવુ કામ છે કે જે જૈન ઇતિહાસમા સોનેરી અક્ષરે જળવાઇ રહેશે એજ વિનતિ,

ભવદીય,
**'ભાવ સાધુ' નો ભક્ત.**

***

ચર્ચાપત્રી મહાશયે પોતાના લેખમાં મ્હારા પોતાના સંબંધમાં

પણ ઇસારો કરેલો હોવાથી કાંઈક જવાબ આપવા હું બંધાયેલો છું એમ મ્હારૂં માનવું છે. લેખ તો ખાસ્સો મઝાનો છે ! પ ..ણ, વચ્ચે એક 'પણ' આડું આવે છે ! તે બે અક્ષરનો ન્હાનો શબ્દ સનગ્રી ખાણાખરાબી કરી નાખેછે ! "વો દિન કહાં કિ મિયાં કે પાંવમેં જુતી?" વો દિન કહાં કિ હમારે જૈનીલોકો 'ભાવ-ત્યાગ' કા નામ પસંદ પડે ? અરે ખુદ ત્યાગીઓ જ દીક્ષા લેતી વખતે પોતાની લક્ષ્મી ઘરમાં દાટીને પછી સંસારનો ત્યાગ કરે છે તો અમારા સંસારી શ્રાવકો ધરતું કામ બોગાડીને ભાવત્યાગી બની પરોપકાર માટે 'ભિક્ષાચારી' કરે એ બનવું ત્હને તો જરા મુશ્કેલ લાગે છે. તથાપિ, 'ઓ ભાવસાધુઓના ભક્ત' મહારાજ' ત્હમારી વાતને અદ્ધર ઉડાડવા પણ હું ખુશી નથી પ્રયત્ન આગળ કોઇ ચીજ અસાધ્ય નથી ત્હમે ગણાવેલા ભાઇઓ 'ત્યાગી' બનવા ખુશી હોય તો આ સેવક પોતાની તરફનો ગેરડીઓ જવાબ હમણાં જ પરખાવી દે છે કે, 'હું અત્યારે જ તૈયાર છું' બાકીના નામો પૈકી જેઓ આનાકાની કરશે એને શિર નિષ્ફળતાનો દોષ પડશે સાધુઓની ખોટી ખુશામત કરી 'શ્રદ્ધાળુ' માં ખપવાની ઇચ્છા કરતાં, 'ભક્ત' મહારાજે બતાવેલી 'શ્રદ્ધા' કોઇ રીતે ઓછી લાભકારક નથી આ લખનાર તો ઉત્તમોત્તમ ધર્મક્રિયા સ્વાત્માર્પણમાં જ સમાયલી માને છે, ઉત્તમોત્તમ 'શ્રદ્ધા' અને ઉત્તમોત્તમ 'ભક્તિ' પણ એને જ માને છે. સાધુઓના સ્થૂલ શરીરને પગે લાગી ભક્ત કહેવડાવા કરતાં કોઇ ઉદારચરિત સાધુવર્યની જનહિતકારિણી સૂચના શિર પર ચ્હડાવીને ત્હેનો અમલ કરવા રૂપી જ ભક્તિ એને વધુ પસંદ છે. એટલા ખાતર જ ગયા ઑક્ટોબર માસમાં અજમેરમાં કૉન્ફરન્સની મેનેજીંગ કમીટી જ્યારે એકઠી મળી અને એક મ્હોટું ફંડ સર્વ કામોને પુગી વળવા માટે કરવા સારૂ ગામોગામ જઇ અપીલ

કરવાને રાય શેઠ ચાંદમલજી સાહેબ, રાય શેઠ ઉમેદમલજી સાહેબ, મી. ચોરડીયા, મી. ભંડારી, મી ઝવેરી વગેરે પંદરેક મહાશયોનું એક ડેપ્યુટેશન મુકરર કરવામાં આવ્યું, અને સેવકને ત્હેમાં જોડાવાને ફરમાશ થઇ ત્હારે સેવકે એ જ જવાબ આપ્યો હતો કે "ઘર રાખીને વાત કરવાથી કોઇ કામ સફળ થવાનું નથી,-ઘર બાળવાથી જ ઘર સચવાય છે. માટે ડેપ્યુટેશનના મેમ્બરો જો પ્રથમ ઘરમાંથી જ સારી રકમ કહાડીને પછી બહાર નીકળી પડે તો તો અવશ્ય લાખોની રકમ એકઠી થઇ શકે. હું મ્હારી જાતને માટે કહીશ કે યદ્યપિ મ્હારે રહેવાનું ઘર પણ નથી તથાપિ પ્રેસ તથા જે કાંઇ માલમતા મ્હારી પાસે છે તે સર્વે (માત્ર પહેર્યાં કપડાં સિવાય) કૉન્ફરન્સને આપીને પછીજ ડેપ્યુટેશનમાં ભળવા હું ખુશી છું, પણ તે સાથે ત્હમો બીજા મેમ્બરો પૈકી જેઓ સામાન્ય હો તેઓ પોતાની મીલ્કતનો અડધો ભાગ અને જેઓ લખપતિ હો તેઓ દરેક ૨૫-૨૫ હજાર રૂપીઆ બાજુએ મુકીને પછી નીકળી પડો", આ દરખાસ્ત સાંભળીને સઘળા મેમ્બરો ઠંડાગાર પડી ગયા અને ત્હાં જ 'વાત' બંધ થઇ ભાઇ! વાતોના તડાકાથી કશું વળવાનું નથી. જેને કાંઇ પણ કરવું જ છે તે તો એક કૉન્ફરન્સના જલસાથી બીજી કૉન્ફરન્સના જલસા સુધી ઘેર બેસી રહી માન ખાટયા કરવાનું કદી પસંદ કરે જ નહિ. માણસને તો-સાચા ધર્મીને તો ઇસારો પણ બસ છે. મહેણું તો 'ગાંયકાંગલા' સહન કરે. ખરા પ્રેમીઓ કદી મહેણું સહન કરતા જ નથી પણ તુરત કમર કસે છે અને કર્ત્તવ્યના યજ્ઞમાં પોતાની કાયાને ઝીપલાવે છે. ભંડારીજી વગેરે જે જે મહાશયો માટે ચર્ચાપત્રી મહાશય દરખાસ્ત મુકે છે તેઓ કેળવાયલા છે-કૉન્ફરન્સ વખતે આગળ પડતો ભાગ લેછે અને કોમનું હિત હૈડે ધરાવે છે, તો કોમની બેહેતરી માટે કરાતી સૂચનાનો અમલ કરવામાં તેઓ

વિલંબ કરે એ શુ સંભવિત છે ? પાઘડીનો ત્યાગ કરવાથી શુ થવાનું હતું ? સ્વાર્થનો ત્યાગ, શરમનો ત્યાગ, ઘરકામ અને કુટુંબકબીલાના મોહનો ત્યાગ કરી નીકળી પડે તો અશક્ય કાંઇ નથી વળી પૂજ્ય શ્રીલાલજી મહારાજશ્રી તેઓ સઘળા પરમ ભક્ત છે તો તે મહાત્માનું નામ અમર કરવાનો એકનો એક રસ્તો આ જ છે. જનહિતકારી કાર્યો સાધુઓની કૃપાથી બનેલાં ભાગ્યેજ મ્હારા જોવામા આવતાં હોવાથી જેટલી જોઇએ તેટલી શ્રદ્ધા સાધુઓ પ્રત્યે હજુ મ્હારામાં ઉત્પન્ન થઈ નથી; તથાપિ જો પૂજ્ય શ્રીલાલજી મહારાજ પાસે આ શુભ કામ માટે દીક્ષા લેનારા સખસો ( સેવકને સાથે જ ગણુવો ) પોતાના 'મીશન'માં ફતેહ પામશે તો મ્હારા અંતરમાં પૂજ્યશ્રી તરફ સમ્પૂર્ણ ભક્તિભાવ ઉત્પન્ન થયા વગર નહિ જ રહે કારણુ કે મ્હને સ્થૂલ કરતાં સૂક્ષ્મ તત્વો પરથી થતી કસોટી પર પૂર્ણ શ્રદ્ધા છે. જેમના વચનથી, જેમની મહેનતથી, જેમના હુકમથી કે જેમની આશિષ્થી કોઇ મહાભારત કામ સફલ થાય તેવા પુરુષના સૂક્ષ્મ શરીરની પવિત્રતાની મ્હને સંપૂર્ણ ખાત્રી થાય અને તેવાનો જીંદગીભરનો દાસ કહેવડાવામાં હુ મ્હોટું માન ગણું

તથાપિ દર સાલ ૩–૪ માસ મ્હારે બહાર ભ્રમણ કરવાનું ફરજ્યાત હોય છે. હમણાં બે માસથી તો હું મુદ્દલ ઘરમાં રહી શકયો જ નથી. અજમેર અને જયપુરની મુસાફરીમાં ધાર્યું પરિણામ આવ્યું નથી અને હદથી જ્યાદા કંટાળો અને નિરાશા પ્રાપ્ત થઈ છે, સુરત જઈને ત્રણ ચાર લાખ રૂપીઆની સખાવતવાળા વીલ સંબંધી તપાસ કરી કેટલાક પુરાવા મેળવ્યા છે પણ ત્હેમાં મ્હને અંગત ઘણું સહવું પડયું છે અને હજી પડશે.* આ સર્વ છતાં મ્હને ખેદ માત્ર એટલો જ છે કે સઘળા પ્રયત્નો એક હાથના હોઇ લગભગ નકામા છે. મી. ભકને સૂચવેલા ગૃહસ્થો જો શામેલ રહે તો પ્રયત્નોમાં સફળતા જલદી મળે અને હું પોતે એમનો હમેશનો આભારી બનું. એ દિવસ કયહારે આવે કે જ્યહારે લૂખ્ખા ઉપદેશથી વાહવાહ ખાટી જનારા અને સઘળામાં પાપ જ મનાવનારા ધર્મગુરૂઓના શ્રાવકોમાં સ્વાત્મભોગનો શોખ જાગૃતી રહે અને તેઓ પવિત્ર જૈન ધર્મની જયધ્વજા પુર જોશથી ફરકાવે! એવા સઘળા શ્રાવકો, તેઓ ગરીબ હો યા શ્રીમંત, બાલ હો યા વૃદ્ધ, સામાયિક–પ્રતિક્રમણ કરતા હો યા બીલકુલ સ્થાનકમાં પણ ન જતા હો, તથાપિ તેવા સઘળા આત્મભોગી સજ્જનો મ્હારા ગુરૂ થવાને લાયક છે, હું ત્હેમને મ્હારા પૂજ્ય પુરૂષો ગણીશ અને ત્હેમના શિષ્ય થવામાં અહોભાગ્ય સમજીશ.

સમ્પાદક, જૈનસમાચાર.

તા. ૨૪ જુલાઇ ૧૯૧૧.

---

* આ ભવિષ્યકથન આગળ જતાં ખરૂં પડે છે અને આ જ કામને અંગે જેઈલયાત્રા કરવા વખત આવે છે એ, આગળ વાંચવાથી સમજાશે.

# સ્થાનકવાશી હોય તેણે વાંચવું નહિ!

(૧) શ્વેતામ્બર મૂર્તિપૂજક બોર્ડીંગ (અમદાબાદ) ને મુંબઇના ૨૦ સામાન્ય સ્થિતિના ભાઇઓએ દરેકે મહીને રૂ ૧૦ પ્રમાણે વર્ષે રૂ ૨૪૦૦ ની મદદ આપવાનું ગયા અઠવાડીઆમાં કબુ'યુ છે દર વર્ષે રૂ. ૨૪૦૦!

(૨) દીગંબર જૈન ભાઇઓએ ગયા માસમાં બેલગામ મુકામે બોર્ડીગ હાઉસ ખોલ્યુ છે, જેમાં એક જ ગૃહસ્થે રૂ. ૨૦,૦૦૦ આપ્યા છે હા, ફક્ત રૂ. ૨૦,૦૦૦!

(૩) તેજ દીગંબર જૈન ભાઇઓએ જેઠ માસમાં સાંગલી (કોલ્હાપુર) ખાતે એક બોર્ડીંગ હાઉસ ખોલ્યુ છે તેજ મહીનામાં વળી આરા મુકામે 'જૈન સિદ્ધાંત ભવન' અથવા જૈન પવિત્ર પુસ્તકોનો સંગ્રહ ખોલવામાં આવ્યો છે, જેમાં બાબુ દેવકુમારજી તરફથી રૂ ૧૦,૦૦૦-ની એક રકમ અને તે ઉપરાંત તેજ ગૃહસ્થ તરફથી દર વર્ષે રૂ. ૫૦૦૦ આપવાનું જાહેર થયુ હતું. દર વર્ષે માત્ર રૂ. ૫૦૦૦ જ!

(૪) સોલાપુર ખાતેની દીગંબર જૈન બોર્ડીગ સ્કુલનો વાર્ષિક હિસાબ બહાર પડયો છે, જેમાં જણાવવામાં આવે છે કે રૂ ૩૫૦૦૦

## કોઈ સ્થાનકવાશી છે જીવતો ? 

કોઇ સ્થાનકવાશીના ઘરમાં છે વાશી ધાન પણ ? કોઇ સાધુમાર્ગીથી કાંઇ લીધું વળે તેમ છે ? એક તો નીકળો, કોઇક તો માઇનો પૂંત નીકળો ? મ્હોટાં મ્હોટાં પાઘડાં પહેરી કૉન્ફરન્સના મેળા વખતે 'વરના બાપ' બની આગળ ખુરશીએ બેસવાનો હક્ક કરનારાઓમાંના કોઇ જીવેજાગે છે કે નહિ ? હત્તારી માની વિધાતા ! [ ७-८-११

---

(१०)

## फंड संबंधमां मळेला उपयोगी पत्र.

राय सेठ चांदमलजी साहबसे एक पत्र ता. ४-८-११ का लिखा हुआ मिला है, जो मैं यहां पर प्रसिद्ध करता हूं.

अजमेर ता. ४-८-११

श्रीयुत वाडीलालजी शाह.

मु. अहमदावाद.

जयजिनेन्द्र,

अपनी कोम में उच्च व्यवहारिक केलवणी का प्रचार हो इस शुभ हेतु से विद्योत्तेजक फंड आप की सूचना पर से थोडे समय से खोलने में आया है. मैं इस फंड में रुपये ११०१) भरता हूं और आशा रखता हूं कि:—अपनी कोम में केलवणी का

प्रचार हुवा देखनेकी इच्छा रखने वाले हरेक स्वधर्मी बन्धु इस उपयोगी फंड को यथाशक्ति मदद देनेमें कभी पश्चात् नहीं रहेंगे.

इस फंडको सहायता पहुंचाने के लिये आप वहार गाम पधार कर जो आत्मभोग देते हैं इसलिये मैं आप को अन्तःकरण पूर्वक धन्यवाद देता हूं.

मेरे कहने की जरुरत नहीं है कि इस प्रगति के जमाने में उच्च केलवणी की बहुत ही आवश्यकता है और उच्च केलवणी प्रत्ये मैं सम्पूर्ण दिलसोजी धराता हूं.

शुभेच्छक

**चांदमल.**

*
*

भल्या, शेठजीने मेरी इतनी आजीजीको मान देकर पहलेसे रु.१००) बढाया इस लिये मैं शेठजीका कुछ तो आभार मानना फर्ज समझताहूं. इससे ज्यादा क्या कहना मुझे इस वक्त मालूम नहीं है. अब हमारे जलंधर कॉन्फरन्सके प्रेसीडॅन्ट साहब मान्यवर राय बहादूर शेठजी उमेदमलजी साहबसे हमारी अर्ज है कि हमारे सारे हिंदके स्वधर्मीयोंके हितार्थ इस फंडमें अच्छी रकम दे कर हमारी आत्माको शान्त करे. श्रीयुत चांदमलजी साहबको तो सरकारने शिर्फ 'राय शेठ' का खीताब दिया है मगर आपको

# (૧૨) જૈન વફાદારીનું પ્રમાણ.

## હજી વખત વીતી ગયો નથી.

એક વર્ષ ઉપર ભાઇબંધ 'જૈન' પત્રે જૈનોની બ્રિટિશ સત્તા તરફની વફાદારી સંબંધમાં થોડુંક વિવેચન કરતાં કલકત્તાવાળા જે હિંદીએ અંગ્રેજોને મળી જઇ રાજ્ય અપાવરાવ્યું હતું, તે હિંદી અમીચંદ નામે એક જૈન હતો એમ કહી ગર્વ લીધો હતો, કે જે ગર્વને હું પોતે એક 'શરમભર્યાં ગર્વ' સિવાય બીજું નામ આપી શકું નહિ એક રાજાની પ્રજા થઇ પરદેશી રાજાને મળી જઇ તર્કટ કરવું એને કાંઇ તે બીજા રાજા તરફની વફાદારી કહી શકાય નહિ. કહેવાનું તાત્પર્ય કે, આવા સંબંધ વગરના દાખલા જૈનોને પોતાની વફાદારીનો પુરાવો આપવા માટે શોધવા પડે એ જ જૈનોએ વફાદારી બતાવી આપવાનું કાંઈ સંગીન કામ નથી કર્યું એમ બતાવવાને પુરતું ગણાય વફાદારી બતાવવાના પ્રસંગો કાંઇ રોજ રોજ આવતા નથી. દાખલા તરીકે હમણાં નામદાર જ્યૉર્જ મહારાજા હિંદના પાટનગર દીલ્લીમાં તખ્તનશીન થવા પધારનાર છે. તે બનાવ ખરેખર સ્મરણીય હોઈ તેહેનું સ્મરણ રાખવા માટે કાંઇ સંગીન કામ કરવું એ જૈન વર્ગની બ્રીટીશ શહેનશાહત તરફની વફાદારી બતાવી આપવાનો શ્રેષ્ટ પ્રસંગ કહી શકાય. જૈન શેઠીઆઓ એકાદ અંગ્રેજ અમલદારને ગાડીઘોડા આપે એથી કાંઇ રાજ તરફની વફાદારી બતાવી કહેવાય નહિ. તેમજ રાજ્યાભિષેક જેવા મહાન ઐતિહાસિક પ્રસંગે કૉન્ફરન્સ ઑફીસ બંધ રાખી અગર ૧૫ લાખ પૈકી ૧૦૦-૫૦૦ ખરે વાવટા લગાવ્યા તેથી પણ કાંઇ

तो 'रायबहादुर' का मान्यवर खीताब दिया है इस लिये आ-पको इनसे पांच गुणा अच्छा कार्य करके बतलाना चाहिये. आप हमारी कोमके अग्रेसर हो, हमारे एक मान्यवर शीरदार हो; एक वक्त कोई बडी रकम लाख दो लाखकी बक्षीस कर दोगे तो सरकारमें और कोममें आपका मुबारक नाम अमर हो जायगा. आजके अखबारमें मंदीरमार्गी और दीगंबरी श्रीमंतोंने १–२ महीनेके अरसेमें की हुई बडी बडी सखावतोंका लीष्ट है उसको पढनेके बाद आपकी मरजी मुजब रकम जाहेर करनेकी कृपा फरमाइये. इस फंडकी सब रकम किसी गृहस्थके वहां जमा रखनेकी नहीं है मगर अबीसे ही बँकमें रखनेकी है यह बात आपको वीदीत हो. हमारे बुझोरग और श्याणे शिरदार! एक दफा तो हमारे पर ऐसा जबरदस्त ऐशान जुरुर कीजिये, ता कि हम आपके हमेशकेताबेदार बने और आपकी तारीफ करें.*

अधिपति, 'जैनसमाचार.'

---

* જયપુર, અજમેર વગેરે સ્થળોમાં આ ફંડ માટે પદરના ખર્ચે કરેલી મ્હારી મુસાફરીનો હેવાલ તથા જૂદા જૂદા પ્રાંતોના મુનિરત્નોએ, સુશ્રાવકોએ અને વિદ્યાર્થી વર્ગે લખેલા ઉત્સાહવર્ધક પત્રો અને મોક-લેલી રકમોની પહોંચો જૂદી જૂદી તારીખના 'જૈન સમાચાર' ના અંકોમાં છપાઇ છે, જે અત્રે વિસ્તારના ભયથી પ્રગટ કરવા ઉચીત ધાર્યું નથી.

રૂપા મ્હોર અર્પણ કરવામાં આવે અને એ પ્રમાણે એક શાસ્ત્ર સાંભળવાની ફી તરીકે લાખ-બે લાખ રૂપીઆ ખર્ચી નાખે એવા ઉદાર જૈનો, પોતાના માલીક અને રક્ષક શહેનશાહના માનમાં માત્ર કાગળીઉં આપી આવા રહે તો એમની રાજભક્તિ માટે ઉંચો મત બંધાવવાનો દાવો તેઓ ભાગ્યે જ કરી શકશે. અમારી કોમમાં ત્રણે ફીરકામાં પુષ્કળ શ્રીમંતો છે, તેઓ એક અગ્રેજ લૉર્ડ કરતાં પણ વધુ ખર્ચ લગ્નાદિ પ્રસંગે અને પોતપોતાના માની લીધેલા ગુરૂઓના માનમાં કરે છે. અમારામાં કેટલાક 'રાય બહાદૂર' છે, કેટલાક 'રાયશેઠ' છે, કેટલાક ઑનરરી મેજીસ્ટ્રેટો છે, કેટલાક સરદારો છે અને કેટલાક 'નગરશેઠ' છે. આ બધાં માન શું તેઓ સરકાર પાસેથી મફતના જ લેવાના કે? સરકારે જ્હારે તેમને અમો સામાન્ય પ્રજા ઉપર રોફ કરવાની સ્થિતિમાં લાવી મૂક્યા ત્હારે તેઓ સરકારની તરફ વફાદારી બતાવવાનું આટલું પણ કામ ન કરે તો તેઓ તે માનને કેટલા લાયક છે તે ખ્યાલ કરવાની પ્રજાને અને રાજાને તક મળશે. સરકાર પોતાને માટે કાંઇ ચાહતી નથી, જે કાંઇ સ્મારક થાય તે જૈન કોમના હિતાર્થેજ થાય એમ તે ઇચ્છે છે. અને સાંપ્રત જમાનાને ખરતું કામ તો કેળવણીના પ્રચાર સિવાય બીજું કાંઇ છે જ નહિ. માટે જૈનોએ આ શુભ પ્રસંગની યાદગીરીમાં "કૉરોનેશન જૈન એજ્યુકેશનલ ફંડ" એટલે "રાજ્યાભિષેક સ્મારક જૈન વિદ્યોત્તેજક ફંડ" સ્થાપવું એ પોતાની વફાદારી બતાવી આપવાનો સર્વોત્તમ રસ્તો છે. કોઇ કોઇ સાધુઓ કહેશે કે અમને તો આવા ઉપદેશ કરતાં પાપ લાગે; પણ અમે જૈનો એવા સાધુને કાંઇ નહિજ આપવાના. એમને પોતાના ચેલાઓ કરવામાં ખર્ચ કરાવતાં-એવા સંસારી મામલામાં પડતાં પાપ નથી લાગતું અને જેની શીતળછાયા તળે રહી

વફાદારી બતાવી કહેવાય નહિ દિલ્લી રાજ્યાભિષેક વખતે અંતરની ઉર્મિ બતાવવા માટે તમામ જૈનોએ ગામોગામ સંઘ એકઠો કરીને 'ધર્મ અને સુલેહના રક્ષક' નવા શહેનશાહના દીર્ઘાયુ માટે પ્રાર્થના કરવી અને એકંદર જૈન વર્ગ તરફનું એક માનપત્ર તે નામદારને એનાયત કરવું આ ઉપરાંત નામદાર શહેનશાહે બતાવેલી ઇચ્છા મુજબ લોકહિતનું કોઇ મહાભારત કામ આ પ્રસંગની યાદગીરીમાં કરવું. આ સર્વ જરૂરનું છે.

આ પત્રમાં આ હીલચાલ માટે અગાઉ થયેલી સૂચના બાદ શ્વે० સ્થાનકવાસી અને દીગંબરી જૈન વર્ગની કૉન્ફરન્સો તરફથી આ હીલચાલ શરૂ થઇ ચુકેલી જાણી મ્હને હર્ષ થયો છે. દીગંબર મહાશયો મેસર્સ અર્જુનલાલજી શેઠી B. A. અને ચનનદાસજી B. A. જયપુર અને લલીતપુરથી અત્રે આ પત્રની ઑફિસમાં આ જ કામ માટે પધાર્યા હતા અને પછી શ્વે० મૂર્તિપૂજક વર્ગના અગ્રેસરોને મળ્યા હતા એમની અમદાવાદ તથા મુંબઇના આગેવાન શ્વે० મૂર્તિ-પૂજક ભાઇઓની મુલાકાત છેકજ નકામી ગઇ નથી. કારણ કે તે વર્ગની કૉન્ફરન્સે તે હીલચાલ ઉપાડી લીધી છે અને બીજી બે શ્રીરકા-ની કૉન્ફરન્સો સાથે તત્સંબંધમાં પત્રવ્યવહાર શરૂ કર્યો છે. એટલે ત્રણે કૉન્ફરન્સોના સંયુક્ત પ્રયાસથી સમસ્ત જૈન કોમ તરફનું માનપત્ર આપવામાં આવશે એ તો લગભગ નક્કી જ છે.

પરન્તુ આ સવાલ ઉભો રહે છે કે, માત્ર કાગળીઉં આપીને શહેનશાહને રાજી કરી દેવા છે કે શું? આપણા નવા શહેનશાહ બુધ્ધિ-શાળી અને પ્રજાવત્સલ તથા વિદ્યાપ્રેમી હોવાથી એમને માનપાનના બાહ્ય દેખાવો કરતાં અંતરના માન તરફ વધારે પ્રેમ છે. અંતરનું માન આપનારા તો 'થુંકે પૂજા' બાંધે જ નહિ એ તે નામદાર બરા-બર જાણે છે. એક સામાન્ય સાધુ વ્યાખ્યાન વાંચે ત્હેના શબ્દે શબ્દે

रूपा म्होर अर्पण करवामां आवे अने ए प्रमाणे एक शास्त्र सांभळवानी फी तरीके लाख–बे लाख रूपीआ खर्ची नाखे एवा उदार जैनो, पोताना मालीक अने रक्षक शहेनशाहना मानमां मात्र कागळीउं आपी आघा रहे तो एमनी राजभक्ति माटे ऊंचो मत बंधाववानो दावो तेओ भाग्ये ज करी शकशे. अमारी कोममां त्रणे फीरकामां पुष्कळ श्रीमंतो छे, तेओ एक अंग्रेज लॉर्ड करतां पण वधु खर्च लग्नादि प्रसंगे अने पोतपोताना मानी लीधेला गुरुओना मानमां करे छे. अमारामां केटलाक ' राय बहादूर ' छे, केटलाक ' रावशेठ ' छे, केटलाक ऑनररी मेजीस्ट्रेटो छे, केटलाक सरदारो छे अने केटलाक ' नगरशेठ ' छे. आ बधां मान शुं तेओ सरकार पासेथी मफतना ज लेवाना के ? सरकारे ज्यहारे त्हेमने अमो सामान्य प्रजा उपर रोफ करवानी स्थितिमां लावी मूक्या त्यहारे तेओ सरकारनी तरफ वफादारी बतावबानुं आटलुं पण काम न करे तो तेओ ते मानने केटला लायक छे ते ख्याल करवानी प्रजाने अने राजाने तक मळशे. सरकार पोताने माटे कांइ चाहती नथी, जे कांइ स्मारक थाय ते जैन कोमना हितार्थेज थाय एम ते इच्छे छे. अने सांप्रत जमाना ने खरुं काम तो केळवणीना प्रचार सिवाय बीजुं कांइ छे ज नहि. माटे जैनोए आ शुभ प्रसंगनी यादगीरीमां " कॉरोनेशन जैन एज्युकेशनल फंड" एटले "राज्याभिषेक स्मारक जैन विद्योत्तेजक फंड" स्थापवुं ए पोतानी वफादारी बतावी आपवानो सर्वोत्तम् रस्तो छे. कोइ कोइ साधुओ कहेशे के अमने तो आवा उपदेश करतां पाप लागे, पण अमे जैनो एवा साधुने डाहुं नहिज आपवाना. एमने पोताना चेलाओ करवामां खर्च करावतां–एवा संसारी मामलामां पडतां पाप नथी लागतुं अने जेनी शीतळछाया तळे रही

પોતાનો સંયમ સુખેસમાધીએ પાળી શકાય એવી સગવડ છે તેવા નરેશ તરફની એક ઉત્તમ ફરજ અદા કરવામાં પાપ મનાય તો એવું બોલનારા ગણ્યાગાંઠયા સાધુઓને અમે તો રાજદ્રોહી જ માનીશું. જેમાંહેમાં પાપ ઘોચી ઘાલીને જેઓ જૈનોને ઘણી પછાત દશામાં દાબી રાખે છે ત્હેમને એકાદ આવા રાજકીય સવાલમાં પાપ ઘુસાડતાં વખતે ભારે કિંમત ન ભરવી પડે એ માટે બહુ ચેતવાનું કામ છે. સાધુઓનાહિત અર્થે આપણે ઇચ્છીશું કે તેઓએ બને તો 'કોરોનેશન એજ્યુકેશનલ ફંડ' ને ઉત્તેજન આપવું અને ન જ બને તો મુંગા પડયા રહેવું, પણ એની વિરૂદ્ધ કોઇ પાસે હોઠ ફફડાવવો નહિ; કારણ કે તેમ કરવું તે રાજદ્રોહી ગુન્હા જેવું થાય છે. 'જૈનસમાચાર' નો ગુન્હો હોત તો તે ચાલ્યો જાત કે વખતે ત્હેના સામે 'ઉલટો ચોર કોટવાળને દંડે' એમ પણ કરી શકાત; પણ રાજ્યનો ગુન્હો કાંઇ ઓર જ ચીજ છે. જેમને અનુભવ કરવો હોય તે જાતે કરી જુએ.

જૈનના દરેક ફીરકામાંથી રૂ. ૫૦,૦૦૦ એ પ્રમાણે સમસ્ત જૈન વર્ગ તરફથી રૂ. ૧॥ લાખનું 'વિદ્યોત્તેજક ફંડ' થવું જોઇએ, તો જ ખરી અને અંતઃકરણની વફાદારી બતાવી કહેવાશે. બાકી મનમાં ભરી રાખેલી વફાદારીથી શું રોટલા થવાના હતા? મનમાં હજારવાર "અમે જ સાચા મહાવીરપુત્ર છીએ" એમ બોલનારા ખુદ જૈન અગ્રેસરો અને સાધુઓ બહારથી વ્યવહારમાં (in practice) તો એક બીજાને પાયમાલ કરવાના કામમાં લાગેલા આપણે નથી જોતા શું? આજે હવે 'માન્યતાઓ' ની કાંઇ કિંમત નથી, "કૃત્યો" ની કિંમત છે. સરકારના અમે વફાદાર છીએ એવી 'માન્યતાઓ' નહિ, પણ સરકાર તરફની વફાદારી બતાવવાને થતાં ઉદાર કામો એ જ આજે દુનીઆને જોઇએ છે. બ્રીટીશ ઇતિહાસમાં આ પહેલો જ દાખલો

છે કે જ્યારે શહેનશાહ આ દેશમા જાતે પધારીને તખ્તનશીન થાય છે તેવે વખતે પણ જો અમો જેનો કાઇ ન કરી શકીએ તો અમારી વફાદારી માટે શુ મત બાધી શકાય તે વાચકોએ જ વિચારી લેવુ.

. ઘણુ ખુશ થવા જેવુ છે કે અમારા એક આગેવાન રાય શેઠ ચાંદમલજી સાહેબે અમારો આ અભિપ્રાય પસદ કર્યો છે અને ઉકત ફડ ખોલ્યાનુ સત્તાવાર રીતે જાહેર કર્યુ છે એટલુજ નહિ પણ પોતા તરફની સારી રકમ આપવા ઇચ્છા પણ પ્રગટ કરી છે 'રાય સાહેબ' જેવા એક ક્રોડપતિને મન પાચ-દશ હજાર રૂપઈ એક નિર્માલ્ય ચીજ છે અને અમારા રાયબહાદુર શેઠ ઉમેદમલજી સાહેબે તો થોડાજ વખત ઉપર અમુક કામમા રૂ ૫૦૦૦ ખર્ચ્યા હતા, તો આ મ્હોટા અને સર્વોત્તમ પ્રસગે ૧૦,૦૦૦ કહાડવા એ એમને મન કાંઇ ચીજ નથી જૈન પ્રજાને સરકાર પાસેથી હજી ઘણી મહેરબાનીઓ માગવાની છે અને આવાર આગમય અનેક પ્રસગે જૈનોએ એવી મહેરબાનીઓ માગી પણ છે. તો આ સર્વ બાબતો લક્ષમા લઇ જૈન શ્રીમતો નામદાર શહેનશાહની આખમા એકદર જૈન કોમ માટે ઉચ્ચતમ અભિપ્રાય બધાય એવુ કરવા નહિજ ચુકે એમ આપણે આશા રાખીશુ જૈન જેવી ડાહી અને સમયસૂચક કોમને વધારે શબ્દોની જરૂર હોય જ નહિ પેપરોવાળાને પણ સીધી શીખામણ દઇ શકે એવી એ ઠરેલી કોમ છે પરમાત્મા એમની એ એ કીર્તિ કાયમ રાખે!

તા. ૩-૭-૧૧

## (૧૨) નામદાર શહેનશાહના રાજ્યાભિષેકના સ્મરણાર્થે 'જૈન વિદ્યોત્તેજક ફંડ'ના રૂપમાં જૈનોએ બજાવવાની ફરજ.



કોઇ બ્રિટિશ રાજા હિંદમા તખ્તનશીન થવાને પધાર્યા હોય તો તે આપણા હાલના નવા શહેનશાહ પચમ જ્યૉર્જ પહેલવહેલા જ છે. એ અદ્વિતીય પ્રસગને ચીરસ્મરણિય બનાવવાને દરેક આર્યે પોતાથી બનતું કરવાની ફરજ અદા કરવી જોઇએ છે ધર્મ અને રાજ્યભક્તિ એ બે પરસ્પરવિરોધી નહિ પણ એક બીજાને પુષ્ટિદાતા છે, તેથી ધર્મની દરકારવાળા દરેક પુરૂષે—દરેક ઉપદેશકે તેમજ દરેક ગૃહસ્થે–'ધર્મના રક્ષક' નો ખીતાબ વશપરંપરાથી ધરાવતા શહેનશાહના રાજ્યાભિષેકના સ્મરણાર્થે મ્હોટા પાયા પર કાંઇક કરવાની જરૂર છે. અને એવું 'કાંઇક' સૂચવવાના અનેક રસ્તાઓમાં 'વિદ્યોત્તેજક ફંડ' એ શ્રેષ્ટ રસ્તો છે, કારણ કે બ્રિટિશ પ્રજાને જે એક વસ્તુ અતિપ્રિય છે તે કેળવણી જ છે. અને નામદાર શહેનશાહ પોતાની હિંદી પ્રજાને

નારા લેખો આ પત્રમાં પ્રસિદ્ધ કરાવ્યા હતા, એટલું જ નહિ પણ જ્યારે આ પત્રના અધિપતિએ પોતા તરફનો રાંક ફાળો મોકલી આપીને ફંડ ખુલ્લું મુકવા અજમેર કૉન્ફરન્સ ઑફિસને અરજ કરી તે ઉપરથી તે રકમ સ્વીકારવા, ફંડ ખુલ્લું મુકાયલું જાહેર કરવા અને જૈન પબ્લીક-નેં તે ફંડને પુષ્ટિ આપવાની જાહેર અપીલ કરવા ખુદ કૉન્ફરન્સ ઑફિસે આગેવાની લીધી હતી. અને કૉન્ફરન્સના નેતા રાય શેઠ ચાંદ-મલજી સાહેબે રૂ. ૧૧૦૦) ની રકમ તે ખાતે ભરવા ઇચ્છા પ્રગટ કરી હતી. ત્યારબાદ પરચુરણ રકમો દર અઠવાડીએ આવ્યા કરે છે અને તે સ્વીકારનાર કૉન્ફરન્સ ઑફિસ તે રકમોની પહોંચો બારોબાર તે તે સખસોને મોકલી આપવા ઉપરાંત આ પત્ર દ્વારા પણ જાહેર પ્રગટ કરાવે છે. જો કે આ પત્રના કેટલાક શત્રુઓએ લોકોમાં એવી ગપ્પ ઉડાવી હતી કે આ ફંડ આ પત્રના માલીકનું ખાનગી છે અને તે ખાઇ જવામાં આવનાર છે, વગેરે, વગેરે; અને એવા હડહડતા નીચ તહોમતની વાનગી હાલમાં આ પત્રના અધિપતિ ઉપર ચાલતા ડેફેમે-શન કેસમાં જોવામાં પણ આવી હતી, તથાપિ આભાર માનો સત્યના દેવનો કે, એ આરોપ ખોટો હોવા બાબત ખુદ ફર્યાદ પક્ષના જ સાક્ષીઓ-એ એકરાર કર્યો છે કે એ ફંડ કૉન્ફરન્સ ઑફિસમાં જ રહે છે અને પહોંચો પણ ત્યાંથી જ અપાય છે તથા એ ફંડ માટે આ પત્રનો અધિપતિ તો માત્ર પોતાના ખર્ચે વૉલંટીઅર તરીકે કામ બજાવે છે.

નામદાર શહેનશાહને જોવા માટે સુમારે પાંચથી ૭ લાખ માણસ મુંબઇ ગયા હતા અને એકેક માણસે સરેરાસ ૨૫) રૂપિયા ખર્ચ કર્યા હશે. અર્થશાસ્ત્રના નિયમથી વિચારતાં પૈસાનો આ વાજબી ઉપયોગ થયો ગણાશે નહિ, તેમજ રાજ્યભક્તિનો પણ એ ખરો રસ્તો ગણાય નહિ. ના૦ શહેનશાહ તરફ રાજ્યભક્તિ ખરેખર જ બતાવવા ઇચ્છનાર

મનુષ્યે તો બે મીનીટ માત્ર નામદારનું મ્હોં જોવામાં ૨૫-૫૦ રૂ. ખર્ચી નાખવા કરતાં તે નામદારના નામથી કોઇ મહાભારત હિતનું—પરમાર્થનું-જાયુના ઉપકારનું કામ કરવું એજ વધારે ઇચ્છવા યોગ્ય છે. એવું કામ તે બીજું કોઇ નહિ પણ 'કેળવણી ફંડ' છે. જેટલા પ્રમાણમાં એક રાજ્યભકત આર્ય આ ફંડમાં વધુ મ્હોટી રકમ રાજીખુશીથી ભરે તેટલા પ્રમાણમાં ત્હેની રાજભકિત અથવા વફાદારી વધારે સાચી અને વધારે મજબુત ગણી શકાય

અને એટલા જ માટે હુ તમામ આર્ય કોમોને અને ખાસ કરીને મ્હારી પોતીકી જૈન કોમને ભાર દઇને ભલામણ કરૂં છું કે, પોતાના જાતિભાઇઓની આખી જીંદગી સુખી કરનાર એકના એક સાહિત્ય—'કેળવણી' નો વધારો થાય એ હેતુથી, નામદાર શહેનશાહના રાજ્યાભિષેકના સ્મરણ અર્થે ફંડો કરો અને એ ફંડોના વ્યાજમાંથી તે ઉત્તમ કામ સદા ચાલ્યા કરે એવી વ્યવસ્થા કરો. સ્થા૦ જૈન કોમ માટે જે ફંડ ખુલ્લું મુકાયલું જાહેર થઇ ચૂકયુ છે તે ફંડમાં ન્હાના મ્હોટા, ગરીબ શ્રીમંત, અમલદાર તેમજ વ્યાપારી અને નોકર તમામે યથાશકિત સારી રકમ મોકલી આપીને પોતાની રાજ્યભકિત વ્યવહારૂ રીતે બતાવી આપવી જોઇએ. દેશમાં પૈસાનો દુકાળ નથી પણ બુદ્ધિનો દુકાળ છે, મનની ઉદારતાનો દુકાળ છે, ખરી-ખોટી જરૂરીયાતો સંબંધી સમજનો દુકાળ છે. માટે જૈન સાધુઓએ ખરી સમજ લોકોને આપવા આવે વખતે બહાર પડવું જોઇએ છે.

ધાર્મિક વૃત્તિ અને ધાર્મિક કાર્યોને રક્ષણ અને પોષણ આપવામા રાજાનો હાથ હોવાના સબબે ઇંગ્લંડના દરેક રાજાને "Protector of the Faith" એવો ખીતાબ મળેલો હોય છે તે યાદ કરીને અને નવા રાજામા સહૃદયતા, સાદાઇ, નિર્અભીપણુ અને દયાળુપણુ પ્રત્યક્ષ દષ્ટિગોચર થાય છે એમ જોઇને એવા નરેશને સત્કાર આપવાની લોકોત્તર ફરજ બજાવવી એને એક ધર્મકાર્ય જ હુ માનુછુ અને જેઓ સસારના કાર્યોમાં ભાગ લેવામા પાપ માને છે એવા જૈન સાધુઓ માટે પણ નિર્દોષપણે કહી શકાય કે ન્હેમણે નામદાર શહેનશાહના રાજ્યાભિષેકના અને ન્હેમની હિંદની મુલાકાતના સ્મરણાર્થે થતા જૈનવર્ગને હિતાવહ કાર્યને અર્થાત્ "વિદ્યોત્તેજક ફડને ઉત્તેજન આપવા ઉચીત મર્યાદામા રહીને ઉપદેશ આપવાનુ કામ કરવા બહાર પડવુ જોઇએ જ. [તા ૧૧-૧૨-૧૧



* * *

P. S—અત્રે કહેલી કેળવણીફંડની સૂચનાને વ્યવહારમા મૂકવા-મૂકાવવા માટે અગત મહેનત લેવામા આવી હતી લખાણો, પત્ર વ્યવહાર, અને ખાનગી ખર્ચે કરવામા આવેલી મુસાફરીઓ દ્વારા થોડાક હજારની રકમ કૉન્ફરન્સ ઑફિસમા આ ફંડ ખાતે જમા કરાવરાવી હતી અને પછી ગુજરાતમાં એક પાચેક લાખની ધર્માદાની મિલકતને અમુક અમદાવાદી ટ્રસ્ટી ખાઇ જાય છે એવા ખબર મળતાં એ બાબત જાતે તપાસ કરવા મુસાફરી કર્યા બાદ એ સબધમાં 'જૈનસમાચાર'મા લેખ લખ્યા હતા, કે આ રકમ ના "શહેનશાહ સ્મારક વિદ્યોત્તેજક ફંડ"મા નખાવવા જૈન અગ્રેસરો અને સરકારે લક્ષ આપવુ જરૂરનું છે આ લખાણો માટે અમુક સાધુઓ અને અમુક ગૃહસ્થો કે જેમને મ્હારી તીખ્ખી કલમ ઘણીવાર સ્વાર્થ અને પ્રમાદ સેવતા દેવામા આડી

આવતી હતી ત્હેમની ઉશ્કેરણીથી મ્હારા ઉપર મુંબઈ ખાતે માનહાની-ની ફર્યાદ કરવામાં આવી હતી, જેમાં વકીલ-બૅરીસ્ટર વગેરેની એક ફોજ સામે મ્હારે જાતે એકલાએજ બચાવ કરવાની ફરજ પડી હતી અને છેવટ સુધી કેસ મ્હારા લાભમાં જ છે એમ સર્વ કોઈનું માનવું હોવા છતાં, સદ્‌ભાગ્યે, મ્હને એક નૂતન સ્થળનો અનુભવ કરાવી એક જાહેર સેવાનું નવું ક્ષેત્ર સુઝાડવા ઇચ્છતી કુદરત માતાએ બે માસની આસન એટલે સાદી કેદની શિક્ષા કરાવવી ઠીક માની હતી ! આ જેઇલયાત્રા, નો અનુભવ અને જૂદા જૂદા ધર્મના વિદ્વાનોનો મ્હારી જેઇલયાત્રા સમ્બંધી અભિપ્રાય: એ વગેરે આ સ્થળે જણાવવાની હું જરૂર જોતો નથી, કારણ કે એ માટે અલાયદું પુસ્તક છપાય છે. અહીં તો માત્ર એ લેખમાંના જે શબ્દો મ્હારો ઉપનો આશય જણાવવાને જરૂર-ના છે તે જ ટાંકીશ —

## જે પહેલા લેખ માટે ફર્યાદ કરવામાં આવી હતી તેમાંના શબ્દો.

"અમદાવાદના અમુક શ્રીમતે દોઢ લાખ રૂપીયાનું એક ધર્માઉ વીલ ખોટું કરીને રકમ હોઇઆં કરી હતી તેજ જૈન જો આ પાંચ લાખની મિલ્કતનો પણ ટ્રસ્ટી હોય તો તે માટે લાગતાવળગતાવાળા-ઓએ તાકીદે ચેતવું જોઇએ છે. વારસ વગરની આ મિલ્કત ધર્મ અને દેશની સેવામાં વપરાવી જરૂરની છે. અને તેટલી મ્હોટી રકમ ના. શહેનશાહના કૅરોનેશનના સ્મારકના હરકોઇ ઉમદા કામ માટે ખર્ચ થાય એવી હોવાથી સરકારી અમલદારોનું આ તરફ લક્ષ ખેંચ-

## ફર્યાદવાળા બીજા લેખમાંના શબ્દો.

" એ મિલ્કતની એક પ્રસંગે યાદી થયેલી છે તે સરકાર મેળવી શકે એમ છે અને સરકારે આ મિલ્કત પોતાના સાધીન કરી 'કૉરોનેશન સ્મારક ફંડ'માં હેનો ઉપયોગ કરવો જોઈએ છે એક દિવસ પણ નકામો ન જવા દેતાં તથા ન્હાની પાયરીના સીપાઈઓને કાંઈ કામ ન સોંપતાં કલેક્ટરે પોતાના કોઈ ખાસ વિશ્વાસુ મ્હોટા અમલદાર મારફત આ મુડીના રક્ષણ માટે બંદોબસ્ત કરી લેવાની જરૂર છે. "

ગમે તેટલી વિસ્તૃત તપાસ બાદ અને શુભ નેષ્ટાથી લખાયલા આ લેખથી કાં તો માનવામાં આવેલી લાખોની રકમ કૉરોનેશન ઍજ્યુકેશનલ ફંડમા કૉન્ફરન્સને મળી જાય છે, અને કા તો (બચાવ માટે જોઇતા દ્રવ્ય વગરનો હોવાથી ) મ્હારે જેલમા મ્હાલવાનો પ્રસંગ આવે છે, એમ તો મ્હેં મૂળથીજ ધાર્યું હતુ મ્હારા આ શબ્દોના પુરાવામાં અત્રે એક ફકરો ફર્યાદ કરાયલા લેખમાંથી ટાકીશ –

"દુઃખની વાત તો એ છે કે ધર્મના કામ માટે કે પારકાના કામ માટે પોતાનો વખત કે પૈસા ખર્ચવા કોઈને આજે પસંદ પડે તેમ નથી અને વળી પારકા માટે કોઈથી વૈર બંધાય એ તો ઘણાજ થોડાઓ પસંદ કરતા જોવામા આવે છે પૈસા ખાઇ જનારાઓને તો હરામના લાખો આવ્યા હોય તે જ્યા ત્હા ગણિકાની પેઠે કોથળીનાં મ્હોં ખુલ્લાં કરી ઉભા રહે પણ પરોપકાર માટે લડનારને એમ કરવું ક્યાંથી પાલવે ? ન્યાય આજે ઘણો મોંઘો થઇ ગયો છે. ' હૃદય-વાચનકલા ' (The Science of Heart-reading) આજે અદૃશ્ય થઈ ગઇ છે અને બાહ્ય સાધનો અને કલ્પના કે તર્ક-

ના આધારે, ઇન્સાફ નહિ કરતાં બનેલા બનાવો આંતર્દષ્ટિ ( Psychic power ) થી પોતાની આંખ આગળ હવામાં પાછા બોલાવી ગુન્હેગારને એમાંથી શોધી કહાડનાર પૂર્વના મનુઓ આજે રહ્યા નથી. મ્હોટા મ્હોટા બૅરીસ્ટરો પાછળ મ્હોટાં ખર્ચ કરી, મુકદ્દમા લંબાવી લંબાવીને, પરોપકાર માટે પોકાર ઉઠાવનારને પજવી થકવી ગુન્હેગારો ફાવી જાય અગર કાયદાની વાળ ચીરવા જેવી બારીકીઓ વડે બચી જઇ મુછે મરડે એવા આ જમાનામાં કોઇ બદમાશોની-પ્રજાના રિપુઓની વાત ખુલ્લી કરવી એ પણ જોખમભર્યું થઇ પડ્યું છે ત્હાં બીજું તો, થાય જ શું? તથાપિ આપણે એ સંજોગો બદલી શકીએ તેમ નથી, માટે 'જે નિવારી શકાય તેમ નથી તે નિભાવી લેવું જોઇએ' એ કહેવત મુજબ આપણે એટલો પણ સંતોષ લઇશું કે આજે સુભાગ્યે ઇનસાફના પ્રેમી અને શબ્દોને વળગી નહિ રહેતાં વાક્યોનો આશય શું છે અને બોલનાર કેવા ઇરાદાથી બોલે છે એ જોવા તરફ તે ન્યાયી સરકાર હમેશાં લક્ષ આપે છે એક દેશી રાજ્યમાં કોઇ શ્રીમંત સામે પોકાર ઉઠાવવો એનો શું અર્થ થાય છે, એને શ્રીમંતોની રૂશવત શું જુલમનો ભોગ બનાવે છે એ આપણે સર્વ ઘણીવાર જોતા આવ્યા છીએ. અંગ્રેજી રાજ્યમાં આટલો પોકાર ઉઠાવી શકાય છે, નામદાર સરકાર તે પર લક્ષ આપે છે અને ખોડાઢોરના આખલા જેવા-મહાજનીઆ પાડા જેવા હરામખાઉ શાહુકારોની વચ્ચે રહેવા છતાં આપણા જાન-માલની સલામતીને વાંધો આવતો નથી એ બ્રીટીશ સત્તાનો પ્રતાપ કાંઇ જેવો તેવો નથી."

## સ્નેહી જનોની સેવામાં.

શ્રી પરમ પિતાની કૃપાથી બે માસની આરામએશ લેઈ આજે પુનઃ હું મ્હારા સ્નેહી જનોની સેવામાં જોડાવા ભાગ્યશાળી થાઉં છું. મ્હારા પેપરો અને પુસ્તકોના વાચકો અને ભાષણ પ્રસંગે કે વાતચીત પ્રસંગે મ્હારા સહવાસમાં આવવા પામેલા આત્મબંધુઓ એમને હું સ્નેહી જનોના વર્ગમાં ગણું છું, અને મ્હને પહેલીજ વાર જાણીને હર્ષ થાય છે કે એ વર્ગ મ્હારા ધારવા કરતાં ઘણો મ્હોટો છે જે બનાવથી મ્હને નુકસાન કરતાં લાભ ઘણો થયો છે એવા એક બનાવને મ્હારા સ્નેહી જનોએ મ્હારા માટે દુઃખનો વિષય માની લેઇ ઘણી ચિંતા કરી છે અને મ્હારા છુટકારા પ્રસંગે મ્હોટા ઓચ્છવ જેવો આનંદ વર્તાવ્યો છે, એ ખરેખર એમની લાગણીઓની ઉંડાઇ માપવાનું અચૂક ધોરણ છે સંખ્યાબંધ સાધુરત્નો, મ્હારા ગ્રાહક મહાશયો, મ્હારા અન્ય વાચકો, મ્હારા સગાસબંધીઓ અને મ્હારાથી કોઇ જાતનો સંબંધ ધરાવતા નહિ હતા એવા પણ સંખ્યાબંધ પ્રેમી આત્માઓએ તારો, પત્રો અને મુલાકાતો દ્વારા નિર્મળ પ્રેમનો ઝરો મ્હારા ઉપર વહેવડાવીને મ્હને ન્હવડાવી દીધો છે અને મ્હારા જેવા એક ક્ષુદ્ર છદ્મસ્થના હૃદયમાના તુચ્છ વિચારોને ધોઇ નાખી મ્હને પહેલા કરતા વધારે હિંમતવાન, વધારે કર્ત્તવ્યપરાયણ, વધારે સહનશીલ અને વધારે ક્ષમાવાન બનાવ્યો છે આ પ્રેમી આત્માઓએ, આ પ્રમાણે આડકતરી રીતે મ્હને આપેલા શિક્ષણ માટે હું ત્હેમનો જેટલો આભાર માનું તેટલો થોડો છે.

જગતમાંની અનેક અનુભવશાળાઓમાં ઉચ્ચ પ્રતિની એક, એવી એક જેલતમાં મ્હને પ્રભુ પ્રતાપે બે માસ નિર્ગમન કરવાનો શુભ અવસર તા. ૧૬ મી ડિસેમ્બરે પ્રાપ્ત થયો હતો. એ અનુભવશાળાથી

મ્હે મેળવ્યુછે ઘણુ, કાંઈ ગુમા યુ' હોય તો તે માત્ર મ્હારા સ્વધર્મી બંધુઓની સેવા કરવાની તક. પણ તે માટે મ્હને ખેદ થતો નથી, કારણ કે સ્વધર્મી બંધુઓ પ્રત્યે મ્હારા પેપરો કે પુસ્તકો કે ભાષણો-દ્વારા જે કાંઈ કર્ત્તવ્ય બજાવવાનુ હતુ તેની જાતનુ કર્ત્તવ્ય ખીસા-કાતરૂઓ, દારૂડીઆઓ, કોકીનબાજો અને બીજાં કુકર્મો કરતાર કેદીઓ પ્રત્યે ઉપદેશદ્વારા બજાવવાની મ્હને જે અનુપમ તક જેઇલમાં દરરોજ મળતી હતી તે કાંઇ મ્હને ઓછો આનદ આપતી નહોતી

જેઇલમા જવાનો લાભ મ્હને કેમ પ્રાપ્ત થયો, મ્હારા ઉપર જે કેસ ચાલતો હતો તે કેસનું સ્વરૂપ કેવુ હતુ, હું જેઇલને કેટલો લાયક હતો, બાસઠ દિવસ કાંઇ પણ કામકાજ સિવાય મ્હે કેવી રીતે ગુજાર્યા, જૂદી જૂદી જાતના આરોપથી જેઈલમાં આવેલા સખ્યાબધ માણસો સાથે છુટથી વાતચીત કરનાથી મ્હને શું શું શિખવાનું મળ્યુ, 'જેઇલ' નામની સસ્થા જે હેતુથી સ્થાપવામા આવી હશે તે હેતુ કેટલે અંશે ફળીભૂત થાય છે, જેઇલમાં કરવા યોગ્ય સુધારા મ્હને ક્યા ક્યા જણાયા, ઇનસાફ આપનારા અમલદારોએ કોઇને જેઇલની સજા કરતા પહેલા કઇ બાબતનો વિચાર કરવો જરૂરનો છે, હિંદુસ્તાન અને વિલાયતની જેલોની સરખામણી, જેઇલ અને જેઇલમાં રહેવા પામતા કમનસીબ કેદીઓ કે જહેમના પ્રત્યે લોકસમાજની ભલી લાગણીઓ બીજા કરતાં વધારે ખેંચાવાની જરૂર છે તેઓ તરફ સામાન્ય રીતે ત્હેમનો ઉતરો તિરસ્કાર અને બેદરકારી હોવાથી જનસમાજને થતા સભવતુ મ્હોટું નુકશાન વિદ્વાનો અને શ્રીમંતોના એક નિયમિત મડળદ્વારા જેલસુધારા માટે પ્રયાસ થવાની જરૂર, જેઇલમાં જ્હાં બેઠા મ્હે કરેલી કેટલીક યોજનાઓ અને વિચારો, મુક્ત થતા સ્થાનકવાસી, દેરાવાસી અને અન્ય

ધર્મ પ્રેમીઓએ બતાવેલા પ્રેમથી ઉપજેલા વિચારો આ સર્વ બાબતો પર ઘણું ઘણું લખવા જેવું છે, પરન્તુ હાલ તુરતમાં આચારીનું કદ લાગુ પડેલું હોવાથી સ્વસ્થ ચિત્તે લખવાનુ મુશ્કેલ છે તે કારણથી તેમજ પેપર કરતાં અથવાતો પુસ્તકમાં એ સર્વ બાબતોનો સંગ્રહ થાય તો વધારે ઠીક એમ મ્હારૂ માનવું હોવાથી અત્રે તો માત્ર થોડીક લીટીઓ જ મ્હારા સ્નેહી જનોની સેવામાં અર્પણ કરીને સંતોષ માનીશ.

તા. ૧૬મી ડિસેમ્બરે જ્યારે હુ ઇનસાફ સાભળવા કોર્ટમાં ગયો ત્હારે સંપૂર્ણ વિજયની માત્ર મ્હનેજ સંપૂર્ણ આશા હતી એમ નહિ પણ કેટલાક મેજીસ્ટ્રેટો અને કેટલાક વકીલ-બૅરીસ્ટરોએ પણ આખો કેસ વાંચીને અને મ્હારી છેવટની દલીલો વાંચીને વિજયની જ આશા આપી હતી. ઘણા મહિનાઓથી ઘસાઇ ગયેલા શરીરવાળાને એકાંત અને આરામએશ આપી ઉપકાર કરનાર મૅજીસ્ટ્રેટ સાહેબે પણ જજ-મેન્ટમાં મ્હારા માટે માનભર્યા શબ્દો ઉચ્ચાર્યા હતા તેમજ વળી તેઓ સાહેબ જેલમાં મુલાકાતે પધારતાં, પહેલા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટને મ્હારૂં ઓળખાણ કરાવતાં મ્હારા માટે ઉંચા શબ્દો વદ્યા હતા વળી જેલમાં જતાં કે જેલની અંદર વખત કાપતા મ્હને જરા પણ ખેદ કે શરમ કે દુઃખ કાંઇજ થયું નહતું આ બધાં કારણોથી મ્હારૂ હ્રદય એમ માને છે કે, હું બે માસની આરામએશ, નવીન અનુભવ જ્ઞાન, જૂનાં પાપ કાપવાની પ્રયોગશાળા અને પ્રભુપ્રેમ વધારે પ્રમાણમાં રળવાની દુકાન માત્ર જ પામ્યો હતો, નહિ કે જેઇલ

જેલમાં રહ્યાં રહ્યાં પેપર લખવાની છુટ અપાતી ન હોવાથી તેમજ નવો પ્રેસ ઍક્ટનો કાયદો બીજાના હાથે પેપર પ્રગટ થવા દેવામાં વાંધો લેતો હોવાથી તેટલો વખત આ પત્ર તેમજ મ્હારૂ માસિક પત્ર

મુલ્તવી રાખવાની જરૂર પડી હતી, જો કે તેટલા અંકોને બદલે અમુક પુસ્તકો છપાવીને મોકલી આપી ગ્રાહકોના મગજને તેટલો ખોરાક તો પુગે પાડવામાં આવ્યો હતો જ. છુટયા બાદ આંચકીના કારણથી મ્હારે પાંચ સાત દિવસ મુંબઈમા રોકાઇ જવું પડયુ હતુ, અને જો કે સહેજ આરામ મળતા તુરતજ આ અંક પ્રગટ કર્યો છે તો પણ હાલની શારીરિક સ્થિતિ મ્હને લગભગ થોડાક માસ સુધી બરાબર કામ કરવા દે એ બનવુ લગભગ અશક્ય છે.

મ્હારા ઉપરનો સર્વ કોઇનો આટલો બધો પ્રેમ જોવાની આ પહેલી તક મળવા માટે હુ ખરેખર ખુશી થયો છુ અને એ પ્રસગ જેમને લીધે મળ્યો તે દરેક પુરુષનો આત્મા વિશેષ નિર્મળ થાઓ એમ શ્રી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરૂ છું. જેના નામથી ફર્યાદ કરવામાં આવી હતી તે બાઇનો કોઇ જાતનો હુ દોષ જોતો નથી, બ'કે ત્હેની તો દયા ઉપજ્યા વગર રહેતી નથી ત્હેનું આ ભરનુ તેમજ પરભવનું બીગાડ નાર ત્હેના પોતાનજ અમુક માણસો હતા, જેમાંના તમામને કુદરતે થોડો કે વધુ માર આપી સત્યાસત્યની હાજરાહજુર પરીક્ષા કરી બતાવી છે સૌથી વધારે ગર્વ કરનાર સખસ, જે વખતે મુંબઇથી અમદાવાદ માટે ઉપડી ચૂકવાનો મ્હારો તાર અમદાવાદ પુગ્યો તેજ વખતે એકા એક કર્મ દેવની, કચેરીમાં જવાબ આપવા માટે ચાલ્યો ગયો હતો બીજાને સખ્ખ્ત નુકશાની લાગી હતી લગભગ દરેકને થોડી ઘણી વત્તી શિક્ષા કુદરતે ખુબીની રીતે કરીને શિખવ્યું છે કે, મનુષ્યકૃત કાયદા અને મનુષ્યદત્ત ઇનસાફ કદી સમ્પૂર્ણ ન પણ હોય, પરન્તુ કુદરતનો કાયદો અને કર્મ દેવનો ઇનસાફ કદી-કદી ભુલ કરતો નથી. મ્હને લાગેલી સજા પણ વ્યાજબી હતી, કોઇ પૂર્વજન્મનાં પાપનું દેવું ચુકવવા માટે

તે જરૂરની હતી અને મ્હે તે દેવુ હસતે મુખે અને કાયદેસરીથી ચુકવ્યું છે, પરંતુ નવું દેવું બાંધનાર આત્મબધુઓને તે ચુકવતાં જે વેદના થશે ત્હેનો ખ્યાલ પણ મ્હને જેલમાં આંસુ ઢળાવતો અને હું ત્હેમની પાપેના નિવારણ માટે દરરોજ સ્હવારમા પહેલી પ્રાર્થના કરતો હતો

કર્યા છુ બાઈ તરફ મ્હારા લેખોમા તેમજ કેસ વખતે અને છેવટ બયાનના મ્હારા ભાસણમા પણ મ્હે કેવી વર્તણુક ચલાવી છે એ કહી બતાવવાનું કામ મ્હારૂં નથી ભાષાજ્ઞાન સાથે હૃદયગત ધરાવતા ઉત્તમ પુરૂષો જ એ ભાવોની કદર બુઝી શકશે કેટલાક બાળજીવો એ પ્રેમભાવનાને ગુન્હાની કબુલાત અને ક્ષમા તરીકે ઠરાવવા મથે છે, એ જોઇ મ્હને માત્ર હસવુંજ આવે છે

કેસ તેમજ જેલ બન્ને હવે સ્વપ્નની વાતો બની છે, એટલે આપણે રમુજ ખાતર એ વાતો યાદ કરીશું તો તેથી કાંઈ દુખ થવાની જરૂર નથી આ કેસનું મૂળ કારણ, ભાઇબંધ 'આનંદે' અગાઉ ઇસારો કર્યો હતો તેમ, અમુક સાધુ જ છે, અને સાધુ પણ સ્થાનકવાસી જૈન ધર્મના, તેમાં પણ જે ગચ્છમા મ્હારો જન્મ છે તેજ ગચ્છના અમુક સાધુ અને અમુક અગ્રેસરે મળીને આ સત્રની હીલચાલ કરી હતી અને કાયદેસર તેમજ ગેરકાયદેસર દરેક જાતની સામગ્રી સજી આપી હતી, એટલું જ નહિ પણ જેલ-ની સજાના સમાચાર પાટ ઉપર ઉભા થઇને લોકોને સંભળાવી ખુશાલી જાહેર કરવા કૃપા કરી હતી! સિવાય બીજા એક મારવાડી સાધુ કે જેણે નસાડેલા ચાર વિદ્યાર્થીઓને પાછા કૉલેજમા મેળવી આપવાનો પ્રયાસ કરતાં મ્હારે ત્હેમના શત્રુ તરીકે ગણાવાનો વખત આવ્યો હતો તે મારવાડી સાધુએ પણ જેલ માટે ખુશાલી

દર્શાવનારો પત્ર પાઠવ્યો હતો એ સિવાયના તમામ સ્થા૦ જૈન સાધુ
મુનિઓ અને શ્રાવકો વધતા યા ઓછા ખેદિત થયા હતા અને સુમારે
૫૦૦ પ્રેમીઓએ તારો અને કાગળોદ્વારા પોતાની લાગણીઓ દર્શાવી
હતી એટલુંજ નહિ પણ કેટલાંક ન્યુસપેપરોએ પણ લાંબા લેખો લખી
કદર બુઝી હતી

આ સર્વ પ્રેમી આત્માઓ ( Sympathisers ) ની ભલી
ભાવનાઓના પ્રતાપેજ જેલમાં મ્હારી તનદુરસ્તી જળવાઇ રહેવા પામી
હતી અને મ્હારૂં મન પણ ઉત્સાહ અને ધૈર્ય જાળવી શક્યું હતું-
જીંદગીમાં પહેલી જ વાર હું જોવાને ભાગ્યશાળી થયો છું કે મ્હારા
ધારવા કરતા ઘણા વધારે સજ્જનો મ્હારા તરફ પ્રેમ ધરાવે છે અને
નિસ્વાર્થ પ્રેમદ્વારા મ્હને ઘણું શિક્ષણ, હિંમત અને આરોગ્ય બક્ષે
છે કેટલાક મુનિરત્નોની મ્હારા પરની કૃપાનો તો બદલો વાળવાને હું
કદી સમર્થ થઇશ નહિ

આ કેસમાં મદદ તરીકે નાણું કોઇએ મોકલવા નહિ, એમ તો
મ્હેં કેસની શરૂઆતમાં જ પેપરદ્વારા અરજ ગુજારી હતી, તે છતાં
માંગરોળનિવાસી શ્રીયુત નેમચંદભાઇ વસનજીએ મ્હારા છુટકારાના દિવસે
તાર દ્વારા રૂ ૫૦) મોકલ્યા હતા કેસને અંગે આખું સાલના આડધા
લવાજમ' જેટલું ખર્ચ અને નુકસાની થવા છતાં પેપર ચાલુ રાખવાનો
વિચાર રાખ્યો છે,

મ્હારા કેસના ગુણ દોષ પર પુરતો વિચાર કરતાં ઇચ્છનારે મેજી
સ્ટ્રેટ સમક્ષ કરાયેલી મ્હારી છેવટની દલીલો (ભાષણ) વાંચવાની જરૂર
છે અલબત્ત કુદરતે તો ગેરવાજબી ઉશ્કેરણી કરનાર તમામ માણસોને
એક યા બીજા રૂપમાં તુરતાતુરતજ ફળ આપ્યું છે અને એ રીતે
કુદરતનું જજમેન્ટ તો જણાઇ ચુક્યું છે

ફર્યાદ કરનાર તરફ હમેશની માફક અને કેસના વખતની માફક હજી પણ હું બંધુભાવ ધરાવુછુ અને ત્હેના તરફ મ્હને લેશ માત્ર ક્રોધ નથી, જો કે ત્હેને પોતાનું હથીઆર બનાવનારાઓ ત્હેને નુકસાન કરે છે તે માટે ખેદ તો અનમત થાય છેજ મ્હને વિશ્વાસ છે કે, કુદરત હજી પોતાનો ઇનસાફ પુરેપુરો ચુકવી બતાવીને દુનિઆને સત્યમાં વધારે દઢ રહેવાનુ શિક્ષણુ આપવાની તક અવશ્ય લેશે.

તા ૨૬-૨-૧૯૧૨.

*
* *

જેલમા જવા પહેલાં વિદ્યોત્તેજક ફ્ડ ખાતે જૂદા જૂદા પ્રાંતોમાંથી છુટક છુટક રકમો કૉન્ફરન્સ ઑફીસમા આવ્યા કરી હતી અને ત્હેની પહોચ ઑફિસ તરફથી આ પત્ર દ્વારા પ્રસિદ્ધ કરવામાં આવી હતી. જેલમાથી મુક્ત થયા બાદ પણ તે ફડ માટે પ્રયાસ ચાલુ જ હતો તે નીચેના એક જ લેખ ઉપરથી સમજાશે એ લેખ તા ૨૦ મે ૧૯૧૨ નો છે —

એટલે હું સમજીશ કે પહોંચી ગયા. તમો અમૂલ્ય પુસ્તકો મુફત ફેલાવવાના કામમાં જે વખત, પૈસા તેમજ મહેનતનો ભોગ આપો છો તે કામમાં શાંતિનાથ ભગવાનના નામથી આ રકમ મોકલું છું તે સ્વીકારશો. મારૂં નામ આપવાની જરૂર નથી. વળી તેવીજ રીતે આજે રૂ. ૧૦૦ ની નોટ અજમેર ખાતે રાયશેઠ ચાંદમલજીને મોકલી છે છે અને તે તમારા પ્રિય જૈન વિદ્યોત્તેજક ફંડમાં નાખવા લખ્યું છે.

તમને સુખી જોવા ઇચ્છનો,

આપનો સેવક,

શાંતિનાથ ભગવાનનો દાસ.

મુંબઇ શહેર કે જ્હાં મ્હારા વિરૂદ્ધ ખટપટ કરનારા, મ્હારા નિર્મળમાં નિર્મળ આશયો પર પણ મલીન પોશાક પહેરાવી લોકોમાં તિરસ્કાર ઉત્પન્ન કરવાની કોશીશ કરનારા અમુક સ્વધર્મીઓએ વાતાવરણ મલીન કરવામાં કાંઇ કમીના રાખી નથી—એવા શહેરમાં આવી અજાયબ રીતે અને આવી લાગણીવાળો પત્ર લખનાર મહાશય કોણ હશે તે જાણવાને, મ્હેં થોડા દિવસ રાહ જોઇ; પરન્તુ નામનો કાંઇ પત્તો મળ્યો નથી આ સખાવત 'જૈનસમાચાર' ઑફિસ પ્રત્યેની જ હોવાથી ધન્યવાદના શબ્દો છાપવા એ માત્ર ભાટાઇ કરવા જેવું જણાય તેથી વિશેષ લખવું મોકુફ રાખું છું. પરન્તુ એટલું તો અવશ્ય કહીશ કે બે વર્ષ ઉપર જ્હારે 'પ્રેસ ઍક્ટ' ની મુશીબતને લીધે આ પેપર બંધ કરવાનો સંભવ આવી પુગ્યો હતો ત્હારે રૂ. ૫૦૦) ની ગુપ્ત મદદ મોકલનાર લુધીઆનાવાળા મ્હારા પરમ મિત્ર શ્રીયુત લાલા ચીરંજીમલ ખાણુલાલે જે હૃદયનો ઉમળકો બતાવ્યો હતો તેવોજ આ ઉમળકો જોઇ મ્હને મ્હારા લૂલાલંગડા પ્રયાસોને, સુખે-દુઃખે પણ નીભાવી

રાખવાની હિમત મળે છે. અમારા સ્થા. જૈન વર્ગમાં આવી કદર ('આવી' એ શબ્દ રૂપીઆની રકમને ઉદ્દેશીને અહીં વપરાતો નથી, પરન્તુ જે ભાવથી કદર કરાય છે તે ભાવને ઉદ્દેશીને વપરાયો છે) —આવી કદર થતી જોઇ કોમના ભવિષ્ય માટે કાંઇક આશાઓ બંધાવા લાગે છે અને મ્હારા પછીના સુધારકોને મ્હારા જેવી શુષ્ક-લુખ્ખી અને હાડહાડ થતી જીંદગી ભોગવવી નહિ પડે એટલે સુધી વસ્તુસ્થિતિ બદલાઈ જવા પામશે એમ અટકળ બાંધવાનું કારણ મળે છે.

શાંતિનાથ પ્રભુના આ શાન્તિપ્રિય પુત્રે મ્હારા માનીતા કેળવણી ફંડમાં રૂ. ૧૦૦ ની જે શુભ મદદ મોકલી તે માટે તો તે મહાશયને ખુલ્લી રીતે હજારો ધન્યવાદ આપવાને હું હક્કદાર છું જ. ગરીબ બિચારૂં કેળવણી ફંડ! હમણાં તે લાંબું થઇને નિદ્રા લે છે. હેના સ્થાપકને બે માસની સજા ફરમાવનાર મેજીસ્ટ્રેટે જજમેંટમાં સ્પષ્ટ લખ્યું હતું કે, આરોપી પોતે જૈન કૉન્ફરન્સમાં આગેવાનીભર્યો ભાગ લે છે અને કૉન્ફરન્સ તરફના કેળવણી ફંડમાં રૂપીઆ મેળવવા માટે આ દોષિત લખાણ કર્યું છે એમ મ્હને લાગવાથી આ સજા કરૂં છું. લખાણ ખોટું હતું કે ખરૂં તે બાબત પર ચર્ચા કરવાનો આ વખત નથી પણ ખુદ મેજીસ્ટ્રેટ જ્યહારે આ શબ્દો વાપરે છે ત્યહારે ખેદ તો એટલોજ થાય છે કે સ્થા૦ જૈન વર્ગના કેળવાયેલા ગૃહસ્થો તેમજ કૉન્ફરન્સના નેતાઓએ એ શુભ તકનો લાભ લેવા કાંઇજ પ્રયાસ કર્યો નથી. જે વખતે મ્હને જેલમાં જવાનો રૂડો પ્રસંગ પ્રાપ્ત થયો તે વખતે જ જો બે ચાર ગ્રેજ્યુએટોએ કે કૉન્ફરન્સ ઑફીસે જૈન વર્ગને અપીલ કરી હોત કે આ ફંડ કે જ્હેના હિતાર્થે મ્હેના જન્મદાતાને જેલમાં જવું પડ્યું છે, તે ફન્ડમાં તમારે મ્હોટા આત્મભોગ નહિ તો થોડા 'ફુલ'નો પણ ભોગ આપવોજ જોઇએ,—એ આવી રીતની અપીલ

કરવામાં આવી હોત તો થોડાક હજાર રૂપીયા એકઠા થવા મુશ્કેલ ન હતા. પરંતુ અમારા ગ્રેજ્યુએટો અને અમારા કહેવાતા ભણેલાઓ કોઈ પણ જાહેર કામમાં ખરા મનથી આગળ પડવાના અખાડા કરે છે અને કામ કરનારાઓને નિંદવામાં તો પોતાની સઘળી શક્તિનો ભોગ આપવા તૈયાર રહે છે !

કેળવણી ફંડમાં હજી સુધી, અંગ્રેજી કેળવણી પામેલા સારી સ્થિતિના જૈનો તરફથી કશી રકમો આવી નથી. શું અંગ્રેજી ભણતર એમ શીખવે છે કે પારકાં છોકરાંઓને જતિ કરવાં ને પોતાનાં છોકરાંને ઘરમાં સંતાડી રાખવાં ? કર્તવ્યનો પાઠ બાળપણથીજ શીખનારા અગ્રેજોની ભાષા ભણવા છતાં જેઓ પોતાના વર્ગનો ઉદ્ધાર કરવાના કામ માટે થોડા ફુકા પરનો મોહ ઉતારી ન શકતા હોય અને માત્ર શેઠીઆઓએ જ જાણે કે કોમનું દેવું કર્યું ન હોય એમ શેઠીઆઓને ઝાટકવામાં જ જેઓ પોતાની પંડીતાઇને સમાપ્ત થતી માનતા હોય ત્હેમને આપણે નમ્રતાપૂર્વક અરજ ગુજારીશું કે મગજની કેળવણી કરતાં હૃદયની કેળવણી ઘણીજ અમૂલ્ય છે, માટે તે શિખો-તે શિખો-તે શિખો; અને શુષ્કવાદ છોડી કાંઇક શુભ કરવાની શરૂઆત કરવા લાગો. ત્હમારા અજ્ઞાન દશામાં સડતા સ્વધર્મી બંધુઓને ઉત્તેજન આપીને ભણાવો, એ પ્રમાણે આસ્તે આસ્તે આખી કોમને સુશિક્ષિત અને દીર્ઘ દ્રષ્ટિવાળી બનાવવાના આશયથી ખુદ આપણી કોન્ફરન્સ

દીધી હોય એમ જાહેર થયું નથી. એ ગૃહસ્થ પાસેથી ઓછામાં ઓછી ૧૦-૨૦ હજાર રૂપીઆની રકમની આશા રાખવાનો દરેક જૈનને હક્ક હતો. ત્હેને બદલે ૧૧૦૦ ) રૂપૈડી મહામુશીબતે બોલાય છે ! ગ્વેતાંમ્બર મૂર્તિપૂજક અને દીગંબર જૈન લખપતિઓની ગંજાવર ઉદારતાઓના દાખલા આ પેપરમાં હું અનેકવાર આપી ગયો છું, અને આજના અંકમાં જેતુારો કે ગુર્જર કારીગર વર્ગની પહેલી કૉન્ફરન્સના પ્રમુખ શ્રી હરીચંદ્ર મંછારામે રૂ. ૨૦,૦૦૦ ની એક રકમ તથા મહીને રૂ. ૧૫૦ ) ની આવક થાય તેટલી બીજી રકમ કેળવણી ખાતે આપી છે અને કેળવણી ફંડ માટે ઘેરેઘેર અને ગામોગામ ૦-૮-૦ નો ટેક્ષ લાગુ પાડી દીધો છે. મ્હારી નમ્ર સૂચનાની કિમત "અમારા જૈનભાઇઓ બીજી કોમોની હીલચાલનો વાંચવાથી કરી શકતા હોય તો હજી કાંઇ બગડી ગયું નથી. ચાતુર્માસ નજીકમાં આવે છે. વૃષ્ટિ તો સારી થવાની જ છે, તે સાથે અમારા શ્રીમંતો એ કેળવણી ફંડના સુકાઇ ગયેલા ક્ષેત્રપર વૃષ્ટિ કરશે તો ઘણું પુણ્ય ઉપાર્જન કરશે.

તા. ૨૦-૫-૧૨.

---

## કેળવાયલા જૈનો, તથા જૈન અગ્રેસરો અને નરકના ખોટા ડરમાં નહિ સપડાયલા અધ્યાત્મી મુનિરત્નોને છેવટની અરજ.

---

મહાશયો,

વિદ્યોત્તેજક ફંડ શરૂ થઇ ચૂકયુ છે. કૉન્ફરન્સ ઑફિસ જેવી સહીસલામત જગાએ તે રાખવામાં આવ્યું છે. અલબત તે ઘણી

ન્હાની રકમ છે; પણ પરમાત્માનો આભાર માનો કે એટલી પણ શરૂઆત થઇ છે. પાયા ઉપર ઇમારત ચણવાનું કામ હવે આપ મુરબ્બીઓને સોંપી હું થોડા વખતને માટે રૂખસદ લઉં છું; કારણ કે સ્વ-પર સંબંધી અનેક દષ્ટિબિંદુએ વિચારતાં મ્હને અમુક સંજોગો ઉતપન્ન કરવા માટે જાહેર જીંદગીમાંથી થોડા વખતને માટે રાજીનામું આપ્યા વગર ચાલે તેમ નથી.

આપ મુરબ્બીઓ પ્રત્યે મ્હારી છેવટની અરજ છે કે, મ્હારા પ્રિયતમ એવા આ ફંડને જેટલું પોષણ અપાય તેટલું આપવા આપ કમર કસો. એ ફંડને લાખ–બે લાખ કે પાંચ લાખ જેટલી હદ સુધી લઇ જાઓ. એ ફંડ આખા વર્ગને અંધકારમાંથી પ્રકાશમાં લાવશે. વ્હેમો, અશ્રદ્ધા, અંધશ્રદ્ધા, સંકુચિત વૃત્તિ, અજ્ઞાન, ઇર્ષા, મિથ્યાભિમાન, કાયરતા, પ્રમાદ આદિ અનેક બલાઓને હાંકી કહાડવાનું કામ એ ફંડથી જ બની શકશે. માટે એને જેમ બને તેમ પુષ્ટિ આપો. કોન્ફરન્સના દરેક મેળાવડા વખતે એ ફંડને સૌથી આગળ ધરો. ખાસ ડેપ્યુટેશન મોકલીને ગામેગામથી એ ફંડ માટે રકમો મેળવો. સાધુરત્નોના સમયોચિત ઉપદેશથી એ ફંડને પોષણ મળે એમ કરો. કોઇપણ રીતે આ ફંડને મ્હોટું બનાવો અને જૈન કોમને એ વડે આગળ વધારો. તમારા વચ્ચેથી અદશ્ય થતાં પહેલાં આ છેલ્લી અરજ છે, જે સ્વીકારશો જ એ ભરોંસા સાથે—

# ચક્રવર્તી રાજા બ્રહ્મદત્ત

અથવા

## મિત્રપરીક્ષા.

## પ્રકરણ ૧ લું.

### મિત્રતાની મ્હેક.

પ્રીતિ સમો પાવક નહી, કોઈ પ્રીતિ મ જોડો હો;
જો જોડો તો નિરવહો, અધવચ મ ત્રોડો હો—

—સ્વર્ગસ્થ શ્રી ખેડાજી સ્વામી

અો મિત્રતા! મિત્રતા! આ નિસાર જગતના ઉત્તમોત્તમ પદાર્થોમાં કાંઇ કાંઈ સારનો અંશ રહ્યો હોય તો ત્હેને નિચોવી નીચોવી એકઠો કરી શું ત્હારામાં જ મુકાયો છે, કે શું ત્હને આકાશમાંથી નીચે મોકલવામાં આવી છે? બોલ, એમાંનું શું ખરૂં છે? કટાળો ]] આપે એવા હજારો બનાવ દરરોજ બનવા છતાં આ દુનિયામાં જીવવું ગમે છે તે ત્હારો જ પ્રતાપ છે. કારણ કે એ કટાળો તું 'થાપડથાપડ ભાણું' કરી ભૂલાવે છે તું મનુષ્યબાળકના આંસુ લુછનારી પ્રેમાળ

માતા છે. તું એને લાકડાથી ઉછેરનાર પિતા છે. માતા કે પિતા એ કાંઇ કોઇ પસંદ કરીને મેળવતું નથી, કે જેથી ત્હેમના ઉપર રીસ રીસ થઇ જવા ત્હેતું સ્વાભાવિક વળણ થાય; પણ તું તો હજારોની ટોળીમાંથી ચુંટાયલી પત્નિ અને દેવી છે. સ્વયંવરથી ત્હારૂં પાણિગ્રહણ થયું છે; એટલે ત્હારામાં માણુસ રીદારીદા થઇ જાય એમાં શું આશ્ચર્ય ? ભવિષ્યના ચક્રવર્તી બ્રહ્મદત્તની સાથે પ્રધાનપુત્ર વરધનુને જંગલમાં રખડાવનાર ઓ મિત્રતા ! કહે, ત્હેં ત્હેને એવું શું અદમ્મ્દમ્ સમજાવી દીધું હતું કે તે પોતાનાં લૂટાઇ ગયેલાં ઘર-બાર અને માતા-પિતાની પણ દરકાર ન કરતાં એકલમેકલા ભટકતા ફરતા બ્રહ્મદત્ત સાથે જંગલમાં ભૂખ-થાક અને કાંટાના જખ્મ ખાવાનું પસંદ કરતો ? કહે, ત્હેં ત્હેને એવો કેવોક ઔષધિ-બનોથી દીધો હતો કે બ્રહ્મદત્તને મારવા આવનાર રાક્ષસી દૂતોના હાથે તાડન પામવા છતાં ત્હેણે ત્હેને બ્રહ્મદત્ત બતાવ્યો જ નહિ ? અને કહે, કે બ્રહ્મદત્તના પિતા બ્રહ્મરાયને ત્હેં શું જાદુ કર્યું હતું કે બ્રહ્મદત્તની બાલ્યાવસ્થામાં તે નરેશ વણારશીપતિ કટકરાય, હસ્તિનાપુરપતિ કણુરદત્તરાય, અયોધ્યાપતિ દીર્ઘરાય અને અંગદેશાધિપતિ પુષ્પચૂડ એ ચાર રાજાઓની દોસ્તીમાં તલ્લીન થઇ જઇ ત્હેમાંના એકેકને વારાફરતી પોતાની પાસેજ રાખતો !

"એ શું બોલ્યા? મિત્ર! મ્હારી રાજધાની મ્હને યાદ પણ આવતી નથી. ત્હમારા સ્નેહે મ્હારા હૃદયની કુલ જગા રોકી લિધાથી હવે બીજી કોઈ ચીજ–અરે ખુદ મ્હારી રાણી પણ ત્યહાં અવકાશ પામતી નથી. પરન્તુ બ્રહ્મરાયજી! ત્હમે ઠીક બોલ્યા; જો એમ એ કેદ જ હોય તો આ કેદ જ છે અને એવી કેદ ત્હમને–મ્હને સામાન્ય જ છે."

"હા, દીર્ઘરાયજી! તેમજ છે. મ્હને હમણાં સૂળનું દરદ વધતું જાય છે અને આજ સાંજ દેખું એવી મ્હને આશા નથી. તેમ છતાં મ્હારી વ્હાલી ચુલણી રાણી અને એકના એક કુમાર બ્રહ્મદત્તથી જુદા પડતાં મ્હને જેટલી પીડા થતી નથી તેટલી, ત્હને! મ્હારા વ્હાલા મિત્ર! મ્હારા જીગર! ત્હને છોડી જતાં થાય છે."

"મ્હારા આત્મન! મિત્ર! એવું ન બોલો. ત્હમે સો વરસ જીવો અને મ્હારૂં જીવન સાચવો. આ દરદ હમણાંજ સમી જશે મ્હેં પ્રખ્યાતમાં પ્રખ્યાત વૈદ્ય હકીમોને તેડવા માણસ દોડાવ્યા છે. આમ નાહિમ્મત ન થાઓ."

"ખોટી આશામાં વખત ખોવાનું કામ નથી, દીર્ઘ! હવે મ્હારો આ દુનિયા સાથેનો સમ્બન્ધ પુરો થયો છે. વૈદ્યો અને હકીમો મ્હારો તુટલો નિર્માલ્યો દોરો રાખવા સમર્થ નથી. માટે તે તુટે તે પહેલાં જે કાંઈ જુજ વખત છે તે આડાઅવળા ભામા ભમવામાં ગુમાવવો જોઇતો નથી. રાણી અને કુમારને ઝટ મ્હારી પાસે લાવો."

હુકમ થતાંની સાથેજ બન્નેને અંદર દાખલ કરવામાં આવ્યાં. મનહર રાચરચીલાથી શણગારાયલું ભવ્ય દિવાનખાનું આ વખતે જાણે કે રડતું હોયની એવું દીસતું હતું. કંપીલપુર નગરીના રાજા બ્રહ્મરાયની માનીતી રાણી હમણાં એક રંકા માફક વીલે મ્હોઢે આંસુ ઢાળતી હતી.

' હેતું હૃદય ડસડસી રહ્યું હતું,–પણ કદાચ તે હેતું રૂદન છેવટનું જ હતું, કારણ કે પછી તે હૃદય રડવાનું ભૂલી જવા નિર્માયેલું હતું. કોમળ વયનો કુમાર બ્રહ્મદત્ત–ચૌદ સ્વમ સાથે જન્મેલો આ ભવિષ્યનો ચક્રવર્તી, માતાને રડતી જોઇ અને પિતાને દુઃખી જોઇ ડુસકાં ખાતો હતો. આહા, સ્નેહબંધન કેવું દુઃખદાયક છે! એજ રાણી અને એજ કુમાર હજારો દુકાળીઆને મરતાં જોવા છતાં, હજારો સામંતોને ભાલાથી ભોંકાતા જોવા છતાં કદી રડતા નહિ અને હમણાં એક-માત્ર એકજ પુરૂષને મરતો જોઇ હૃદયભેદક રૂદન કરી રહ્યા છે. ત્હેમણે તે એકમાં મ્હારાપણું માન્યું અને પેલા હજારોમાં પરાયાપણું જાણ્યું તેથી જ એક દુઃખકર્તા થયો, જ્યારે હજારો ત્હેમને કાંઇ દુઃખનું ભાન કરાવી શક્યાં નહિ.

રાણી અને કુમારને રડતાં જોઇ બ્રહ્મરાયે કહ્યું: "હિંમત રાખો! વ્હાલી! ગભરાઓ નહિ, બાળકને હિંમત આપો. એ મ્હારૂં સર્વસ્વ છે, એ મ્હારી આશા છે. નૈમિત્તિકે કહ્યું હતું કે ચૌદ સ્વમ સાથે આવનાર આ કુમાર મહાપરાક્રમી પુરૂષ થશે–ચક્રવર્તી થશે. અને હું મરવા છતાં આકાશમાં રહ્યો રહ્યો એનાં પરાક્રમ જોઇ ખુશી થઇશ. વ્હાલી! ત્હમારે ગભરાવા જેવું કાંઇ નથી. કોઇ અમરપટો લાવ્યું નથી. આજ નહિ તો બે દિવસ પછી પણ મરવાનું તો હતુંજ. સુભાગ્યે આવો પ્રતાપી પુત્ર ત્હારે દીલાસો લેવા માટે છે. અને મ્હારા પરમ મિત્ર દીર્ઘરાયજી ત્હમને કોઇને કોઇ વાતે ઓછું આવવા નહિ દે."

"રાયજી!" હવે ત્હેણે દીર્ઘ તરફ ફરીને કહ્યું: "રાજપાટની ભલામણ હવે ત્હમને છે. કુમાર હજી ન્હાનો છે. પાંચ સાત વરસે રાજ્યતંત્ર ચલાવવા યોગ્ય થાય ત્યાં સુધી ત્હમેજ અહીં રહી રાજ્ય સાચવજો."

"મિત્ર !" દીર્ઘ સજળ નેત્રે જવાબ આપ્યો. "ચાર મિત્રો પૈકી એક એક વરસે એક એક મિત્ર આપની સાથે રહે એવો આપણો વરસો થયાં ધારો છે, એ મુજબ આ વરસ મ્હારે અહીં આવવાનું થયું તે વખતે મ્હને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે આપની આ મુલાકાત છેવટની જ થશે પણ ક્રૂર વિધાતાને જરા પણ વિચાર નથી. આપે પાંચ વરસ રાજ સાચવવા મ્હને ફરમાવ્યું, પણ મ્હારા કરતાં બીજા ત્રણ મિત્રો કાંઇ ઓછા સમર્થ નથી. માટે તેઓ પૈકી કોઇને સત્તા આપવા મ્હારી વિનતિ છે. તેમ છતાં હું તો છું જ છું હું ખબરઅંતર લેતો રહીશ. બ્રહ્મદત્ત મ્હારો જ પુત્ર છે અને આ રાજ્ય મ્હારૂં જ છે, માટે દાંતને જીભની ભલામણની શી જરૂર ?"

"હમણાં બીજાઓને તેડાવવાનો વખત નથી માટે હું ત્હમને જ રાજ્ય સોંપુ છું. મિત્ર ! તે ત્હમારે જ જાળવવુ પડશે હવે વધારે ખેંચતાણ ન કરતાં કાંઇ ધર્મવાર્ત્તા કરો કે જેથી મ્હારા આત્માનું કલ્યાણ થાય" ભાગ્યેજુટયે અવાજે બ્રહ્મરાયે છેલ્લા શબ્દો હવામાં ફેંક્યા.

ધર્મવાર્તા તો શું પણ પ્રભુસ્મરણના થોડાક શબ્દો સાંભળતાસાંભળતામાં બ્રહ્મરાયના આત્માએ આ ચાલીસ–પચાસ વરસથી પહેરેલું વસ્ત્ર છોડી તેજ ક્ષણે બીજા વસ્ત્રમા પ્રવેશ કર્યો મિત્રને સુપરત કરતી વખત ત્હેને કે મિત્રને ખ્યાલ પણ નહોતો કે "બ્રહ્મદત્ત મ્હારો જ પુત્ર છે અને આ રાજ્ય મ્હારૂ જ છે" એ શબ્દો કોઇ જૂદાજ અર્થમાં ખરા પડશે. અસ્થિર ભાવવાળા પદાર્થોથી ભરેલી આ દુનિયાના મનુષ્યોના મનના ભાન પણ કેવા ઘડીએ ઘડીએ બદલાય છે !

---

# પ્રકરણ ૨ જું.

## એકાંત બુરી ચીજ છે.

વિદ્યા, વનિતા, નૃપ, લતા રે, ઉંચ નીચ ન ગણંત;
પાસ રહે તસ પ્રિતથીરે, તુરત તીહાં લપટંત.

—સ્વર્ગસ્થ શ્રી ખોડાજી સ્વામી.

બ્રહ્મરાયના સ્વર્ગવાસથી મહિલમાં અને રાજ્યમાં સર્વત્ર ઉંડી દીલગીરી ફેલાય રહી હતી, તથાપિ શોક કરનારાં સર્વના શોકનો સરવાળો એકલી રાણી સુલક્ષણીના છાતીફાટ વિલાપથી ઘણો ઓછો થતો હતો; કારણ કે બ્રહ્મરાયમાં તેણીએ પુરજનો માફક માત્ર રાજા જ ગુમાવ્યો ન હતો, ભાયાતો માફક સગો જ ગુમાવ્યો ન હતો, દીર્ઘરાયાદિ માફક મિત્રજ ગુમાવ્યો ન હતો, પણ તેથી પણ કાંઇક વધુ ગુમાવ્યું હતું; બ્રહ્મરાયમાં તેણીએ પોતાના શિરનું છત્ર ગુમાવ્યું હતું, (તેથી પણ વિશેષ) પોતાનું યૌવન ગુમાવ્યું હતું, અને (તેથી પણું વિશેષ) પોતાનું અંતઃકરણ અને આત્મા તેણી ગુમાવી બેઠી હતી. અને તેમ હતું તો પછી તે છાતીફાટ વિલાપ કરે હેમાં શું આશ્ચર્ય જેવું છે? વરસો સુધી કિમતી અલંકાર તુલ્ય સાચવેલા અને સુગંધી તેલોથી પોષેલા વાળને તે પીંખી નાખવા લાગી; કદળીપત્ર જેવી છાતી કે જે અત્યાર સુધી તો એવીજ કોમળ હતી હેને કરકમળથી

ફુટી નાખવા લાગી, જાણે કે એ પડદો તોડી અંદર સતાડેલો બ્રહ્મ-રાય પરનો પ્રેમ તે દુનીઆને બતાવવા ઇચ્છતી ન હોય ! ખિલેલા કમળ જેવી આંખમાંથી અશ્રુની ધારા વહેવરાવીને પોતાનાં બારીક વસ્ત્રો ભીંજાવી છુપાયલી સુંદરતાને જાહેર કરવા લાગી. "હા નાથ ! હા યૌવનશણગાર ! હા પ્રાણ ! હા આત્મન્ !" એમ ઉદ્ગારો કહાડતી કહાડતી તે ખુલ્લી જમીનપર પછાડ ખાવા લાગી

અંતઃપુરમાં એ વખતે હાજર રહેનારાં સર્વનાં હૃદય આ વિલાપ જોઇ ચીરાતાં હતાં, કંપતાં હતાં, પણ એક એવું હૃદય ત્હાં હતું કે જે આ વિલાપમાં પણ સૌન્દર્ય જોતું હતું "જે સ્ત્રી મરનાર ઉપર આટલો પ્રેમ બતાવે છે તે જીવતા સાથે પ્રેમ બાંધે તો ત્હેનાં તરફ કેટલી પ્રેમાળ થઇ શકે !" એવો ખ્યાલ એક હૃદયમાં હમણાં થયાં કરતો હતો. અને એ ખ્યાલના જન્મ સાથેજ એ હૃદયમાંથી બ્રહ્મ-રાય તરફનો પ્રેમ દેશનિકાલ થયો ! શું મ્હારે તે એક હૃદયનું નામ જણાવવું જ પડશે ? આકાશી ગુણ તરીકે ઓળખાવેલા મિત્રતાના ગુણને કલંક લગાડનાર દીર્ઘરાયનું નામ શું મ્હારે જાહેર કરવું જ પડશે ?

દીર્ઘરાયે એ ખ્યાલ હમણાં તો એટલી મજબુતાઇથી હૃદયમાં સાચવી રાખ્યો કે જેટલી મજબુતાઇથી આજ સુધી તે બ્રહ્મરાયપરનો પ્રેમ સાચવી રાખતો હતો અને હવે તે અનુકૂળ પ્રસંગની શોધમાં ફરવા લાગ્યો

દિવસે દિવસે શોક ઓછો થતો ગયો, કારણ કે 'વખત એ શોક ભૂલાવનાર દવા છે ' દિવસે દિવસે સૌ પોતપોતાના કામકાજમાં લક્ષ આપવા લાગ્યું. રાણીએ બ્રહ્મદત્તકુમારને સંભાળવાનું અને દીર્ઘરાયે રાજ્ય સંભાળવાનું કામ લક્ષપૂર્વક કરવા માંડ્યું એ કામો બજાવવામાં દીર્ઘને રાણીની અને રાણીને દીર્ઘની સલાહ વારંવાર લેવી પડતી અને એથી અન્યોઅન્ય મુલાકાતના પ્રસંગો પણ મળવા લાગ્યા. પ્રથમ જેઓ ઘણા માણસોની રૂબરૂમાં સલાહ પૂછતાં અને વાત

ચીંતં કરતાં તેઓ વખતના જવા સાથે વધારે છૂટ લઇ એકાંતમાં પણ મળતાં અચકાવું ભૂલી ગયાં એવા અનેક પ્રસંગોમાં જ્હારે જ્હારે રાણી શુદ્ધ હૃદયે પતિના સ્વર્ગવાસથી થયેલી પોતાની નિરાધાર સ્થિતિ માટે આંખમાં આંસુ આણતી ત્હારે ત્હારે દીર્ઘ ત્હેના દુઃખમાં પોતે સંપૂર્ણ ભાગીઓ છે એમ ગળગળે વદને કહેતો. આમ પ્રથમ મૈત્રી સજ્જડ થઇ અને એક પુરૂષ અને એક સ્ત્રી વચ્ચેની મૈત્રી, સ્ત્રી વિનાના પુરૂષ અને પુરૂષ વિનાની સ્ત્રીની મત્રી, એકાંતમાં કામ પાડતાં ભિન્ન જાતિનાં મિત્રોની મૈત્રી બીજા શામાં પરિણમે, સિવાય કે વ્યભિચાર ?

હાય અફસોસ કે જે સ્ત્રી થોડાજ દિવસ ઉપર પ્રાણરાય માટે ગાંડીઘેલી થઇ જતી, જે ત્હેના વિયોગ માટે ઝુરી મરતી તેજ સ્ત્રી હમણાં તે જ પતિના મિત્ર સાથે હૃદય જોડી શકે છે ! અદ્‌ભુત શક્તિવાળી સ્ત્રી ! તુટી ગયેલું હૃદય ફરી જોડવાની ત્હારી શરીરવિદ્યાના જ્ઞાનની પણ અવધિ છે ! પતિ મરવા છતાં પતિ ઉભો કરવાની ત્હારી સજીવની વિદ્યા ચમત્કારી છે ! ખારી ઝેર બનેલી આ દુનિયાને પાછી મંગળરૂપ–આનંદરૂપ બનાવનારી ત્હારી રીતસુરીને પણ ધન્ય છે !

પુરૂષ ! પાંચ–પંદર વર્ષથી તું જે બાળાને પરણ્યો હતો અને જ્હેને 'મ્હારૂં કોમળ ગુલાબ' કહી તું હર્ષઘેલો થઇ પુનઃ પુનઃ હૃદયદાન દેતો તે ગુલાબ ચીમળાઇ ગયા પછી કે તદ્દન મરી ગયા પછી જો તું બીજા ગુલાબમાં ચિત્ત ચોડી શકતો હો તો ત્હારી પણ અલૌકિક જ શક્તિ છે ! ખુલ્લા શબ્દમાં કહું તો, સ્ત્રીની જુવાની બરબાદ થવાથી વ્યભિચારમાં ચિત્ત લગાડનારા અને સ્ત્રીના મૃત્યુ બાદ બીજી સ્ત્રી કરનારા પુરૂષો પણ ગુલાબ્ણીથી કોઇ રીતે ઓછા ભ્રષ્ટ નથી. ગુલાબ્ણીને ધિક્કારનારા પુરૂષો ! તમને ત્હમારૂં હૃદય બે વાર વેચવાની શી સત્તા છે ? બાપ કદી બે થઇ શકે છે ? ધર્મ કદી બે પળાય છે ?

પતિ પણ જો એ ન થઇ શકતા હોય તો એ સ્ત્રીને હૃદય આપવાનો ન્હમારો ઢોંગ શું ઓછો તિરસ્કારને પાત્ર છે?

. પણ આજે ક્‌યહાં છે પ્રેમ! ક્‌યહાં છે સાચાં લગ્ન? ' સ્વાર્થની મારામારી ' માં સ્વર્ગીય પ્રેમ ક્‌યહાંથી હોય? ધંતુરામાં ગુલાબની સુગંધની આશા શી? સુવર્ણી–પૂર્વ ભવની કોઇ અપ્સરા–હમણાં કોઇ સુકૃત્યનું કીરણ આડું આવી જવાથી રાણી બની હતી, પણ અંત્યે તે ધંતુરો જ હતો. એણે પોત પ્રકાશ્યું! બુદ્ધરાયે ત્હેને ગુલાબ સમજવામાં જેટલી ભૂલ કરી હતી એટલીજ ભૂલ દીર્ઘરાયને ગુલામ સમાન ગણવામાં પણ કરી હતી. આબાદીના સમયમાં મિત્ર અને સ્ત્રીની તે કસોટી કરી શકાયો ન હતો, પણ સંકટનો સમય ત્હેમનું પોત ખુલ્લું કર્યા વગર કેમ રહે? દીર્ઘ અને સુવર્ણી દંપતી તરીકે રહેવા લાગ્યાં. ધીમે ધીમે એ વાત વાયરે ઉડી અને સર્વત્ર ત્હેની બદબો ફેલાઇ. ન્હાના મ્હોટા તમામ લોક જાણી ગયા કે દીર્ઘ અને રાણી સ્વચ્છંદી થયાં છે, પણ રાજ્યપતિને કોણ કાંઇ કહી શકે?

જો કે રાજારાણીને કાંઇ કહેવાની હિમ્મત કોઇ ધરતુ નહિ, તો પણ દરેક પુરૂષ આ બનાવ ઉપરથી શિખામણ લેતો કે, જો કદાપિ દૈવયોગે સ્ત્રી પહેલાં પોતાને આ દુનિયા છોડવી પડે તો બુદ્ધરાયની પેઠે સ્ત્રીને પરાધીન બનાવવી નહિ; પોતાની દોલત ભલે સ્ત્રી કે બાળક પુત્ર ઉડાડી મુકે, ભલે તેઓ સ્વચ્છંદી નીકળે, ત્હેમનાં નશીબ ત્હેમની પાસે છે, પણ પોતે જાતે સ્ત્રીને પરપુરૂષની ઓશીઆળી બનાવી, ત્હેની મુલાકાતો લેવા–ત્હેના ઓરડામાં કાલાવાલા કરતી જવા ફરજ પડે એવું કદી ન કરવુ; કારણ કે 'રક્ષક જ ભક્ષક થાય' એવો આ જમાનો છે.

---

# પ્રકરણ ૩ જું.

## બે લેણદારઃ કર્ત્તવ્ય અને મૈત્રી.

Breasts that with sympathising ardour glowed,
And holy friendship, such as Theseus vowed.
—Ovid.

"નારીની મતિ પાનીએ, એ કહેવત છે અને સાચી કહેવત છે, જો કે 'નિશ્ચય' થી એમ કહેવાય નહિ. સ્વભાવથી જ નીચી દૃષ્ટિ, ત્હેમાં વળી કામાતુરપણું અને એકાંતની જોગવાઇઓ ઉમેરાય તથા, તે સર્વની ટોચે, કોઇ કહી શકે નહિ એવી સંપૂર્ણ સ્વતંત્રતાનો મુગટ હોય, ત્હાં પછી કયું અઘટિત કામ ન થાય? રક્ષક ઉઠીને ભક્ષક થાય ત્હાં પછી કયું અયોગ્ય કામ ન સંભવે? જગતની લાજની ગાંસડી બાંધી સમુદ્રમાં ફેંકી દેનારાઓ કયું કુકર્મ કરતાં અચકાય ?"

આવા વિચારો એક વૃદ્ધ મગજમાં હમણાં ઘોળાયા કરતા હતા. એક વિશાળ પણ સજ્જ દિવાનખાનામાં બેઠેલા તે વૃદ્ધ પુરૂષના કપાળમાં ચિંતાની કરચલીઓ અને વિચારના લીટા સ્પષ્ટ દેખાતા હતા. પણ તે દેખનાર ત્હાં કોઇ ન હતું. ઘડીમાં તે પુરૂષ કપાળે હાથ રાખી નિસાસો મુકતો અને ઘડીમાં કાંઇ બચવાનો રસ્તો જડી આવ્યો હોય તેમ ત્હેનું કરચલીઓવાળું મ્હોં ખીલતું.

"બ્રહ્મરાયજી: અયા. દીર્ઘ ગજબ કર્યો. રાજ્ય ધીમે ધીમે ડૂબવા તરફ છે. શત્રુઓ આ અંધાધુંધીનો લાભ લેવા તલપી રહ્યા છે. અને દુષ્ટ રાણી—અફસોસ એ અધમાને 'રાણી' કહેવી પડે છે—પોતાના એકની એક આડખીલ રૂપ બ્રહ્મદત્ત કુમારનું કાસળ કાઢવાના ઘાટ ઘડતી સંભળાય છે. હે પ્રભો! મ્હારે એકલાએ હવે રાજ્યને શી રીતે જાળવવું અને કુમારના શરીરની રક્ષા શી રીતે કરવી! દીવાનપદ લેતાં તો ઘણું મીઠું લાગ્યું હતું. તે વખત મ્હને સ્વપ્નમાં પણ ખ્યાલ ન હતો કે એ પદને અંગે આવી જોખમદારી સમાયલી હશે. 'પદ' મ્હને મજાહ રૂપ ભાસતી, તે હવે કર્તવ્યરૂપ જણાય છે; અને 'કર્તવ્ય' એ સેહાર આકરો છે—ક્ષણ પણ ધીરજ ખમે

કામ કરનાર કરતાં કુમારરક્ષણનું કામ કરનાર ઘણો ન્હાનો માણસ હમણાં નીમાય છે! તે ન્હાનાને વળી મ્હોટાની માફક સામંતો આદિની સ્હાય પણ નથી."

"તેથી શું? પિતાજી! મૈત્રી એ મ્હારો મ્હોટો મદદગાર સામંત છે. મ્હારું જીગર બ્રહ્મદત્ત કુમારમય જ હોઇ એના હિત અને એના સુખ માટે જે કાંઇ કરવું જોઇએ તે સર્વ કરવા મ્હારી શક્તિ ન હોવા છતાં મૈત્રી જ તે શક્તિ ઉછીતી આપશે. હૃદય, મગજ કરતાં પણ વધારે જોરાવર છે."

"ભાઇ, તું હજી સમજતો નથી. દુધની ભલામણ બીલાડીને કરાઇ છે; ખજાનાની ભલામણ ચોરને કરાઇ છે; શીલની ભલામણ લંપટને કરાઇ છે; ત્હાં હવે તું અને હું શું કરી શકવાના હતા?"

"તો પણ પિતાજી! આપણે 'બધું' કરી શકીશું. ત્હમે તમારા મરહુમ રાજા તરફનું કર્તવ્ય બજાવો અને હું મ્હારા મિત્ર તરફ મૈત્રી બજાવું; પછી એ બે શક્તિઓ જ આપણા બન્નેના હાથ દ્વારા સર્વ કામ કરી લેશે. કેવી રીતે તે શક્તિઓ રસ્તો કહાડશે તે હું હમણાં કેમ કહી શકું? કારણકે રસ્તો કહાડવાનું કામ મ્હારૂં નહિ પણ તે શક્તિનું છે."

શક્તિનું નામ સાંભળી બુઢો ટટાર થયો: "શક્તિ! હા શક્તિ! આવ, પ્રવેશ કર. આ ત્હારા "ભકતોમાં! અમારા રાજ્ય અને રાજાની આબરૂનું રક્ષણ કરવાની અમારામાં શક્તિ મુક. અમે ખુશીથી ત્હારા હાથ-પગ અને હથિઆર થઇશું. તું ત્હેમાં વિદ્યુત્ રૂપે પ્રવેશ કર. -મ ભલે ત્હારી કવાતના પ્રતાપે ભાગી-તુટી જઇએ ત્હેની ફિકર

નહિ તું હારૂં 'મિશન' બરાબર બજાવજે—'હથીઆર' ની દયા ખાતી ના!"

"અને અમને નિમકહરામ થવા દેતી ના" પ્રધાનપુત્રે ઉભા થઈને ઉમેર્યું.

પ્રધાન હવે પુર આવેશમાં આવી ગયો: "જગતની શક્તિ! માયા! કુદરત! તું જે હો તે અમારામાં પ્રવેશ કર અને ત્હાં જ 'ઘર' કર! મ્હારો દેશ દુઃખી થાય તે મ્હને કદી સહન કરવા ન દઈશ."

"અને મ્હારો મિત્ર દુઃખી થાય એ જોઈ રહેવાનું હીચકારાપણું મ્હારામાં કદી દાખલ થવા ન દઈશ! હું આજથી સોગન લઉં છું કે બ્રહ્મદત્ત કુમારના રક્ષણાર્થે જંગલમાં ભટકવું પડશે તો તે મ્હારે મન વિવાહ મ્હાલવા જેવું ગણીશ; ત્હેને માટે ક્ષુધા-તરસ વેઠવી પડશે તો તે સ્વાદિષ્ટ ભોજન આરોગવા બરાબર ગણીશ; ત્હેની સહીસલામતી માટે હરકોઇ મુશીબત હું આનંદથી સહન કરીશ."

બસ, નિશ્ચય થઈ ગયો. વ્રત લેવાઇ ચુક્યું. કોનું વ્રત કેટલું વધારે કઠીન હતું ત્હેનો નિર્ણય કરવાનું કામ ભલે વાચક જ કરી લે!

**લાયકાતના પાયા ઉપર પ્રેમના કેલથી ચણાયલી 'મૈત્રી' રૂપી ઇમારત પવનના ભયંકરમાં ભયંકર ઝપાટા વચ્ચે** કેવી રીતે રૂઆબદાર દેખાવથી ઉભી રહે છે તે જોવા હવે, વાચક! તું તૈયાર થા. આ પ્રકરણમાં વાર્તા ત્હારા ધારવા જેટલી આગળ વધી ન હોય તો ત્હેની ધીમી ચાલ માટે ગુસ્સો ન કરતાં ત્હેના ગુણ તરફ દૃષ્ટિ કરજે! મૃત્યુ વખતે વિલાપ કરવામાં સુલણી ઘણીએ ઉતાવળી હતી, પ્રેમ બતાવવામાં પણ ઘણી વાચાળ હતી, દેખાવડી અને

રસીલી, પણ ઘણી હતી, પણ ત્હેણે આખરે શાપ ભજવ્યા તે જોયા કે ! મારેજ આ મ્હારી વાર્તા એ ચુલણી માફક રસીલી અને ઉતાવળી ન હોય તો મ્હને ત્હેની કાંઇ દરકાર નથી; પ્રધાન ભારક ઉપદેશ કર્ત્તવ્ય અને ત્હેના પુત્ર વરધનું માફક હિત પહોંચાડવાનું કર્ત્તવ્ય ન ચૂકવાનું જ આ મ્હારી ગામડીઅણ વાર્તાએ મત લીધું છે. "મિત્રતા કોઇ દિવસ લાયકાત અને પ્રેમ એ બે વગર ટકતી નથી." એટલુંજ મ્હારી આ વાર્તાનું ત્રીજું અંગ ત્હને શીખવશે, તો પછી એ અંગ, દીર્ઘરાયને આંજી નાખનાર ચુલણીનાં સર્વાંગો કરતાં અધિકતર રૂપાળું માનીશ.



# પ્રકરણ ૪ શું.

## " સમજુને સાન અને મૂરખને બાણુ. "

" Give not that which is holy unto the dogs, neither cast yous pearls before swine; lest they trample them under their feet, and turn again and rend you. "—St Matthew.

પ્રધાનપુત્ર વરધનુએ નિયમ લીધો કે તુરતજ ત્હાંથી ઉઠી તે બ્રહ્મદત્ત કુમારની પાસે ગયો અને કેવી રીતે કુમારની જીંદગી જોખમમાં હતી એ ત્હેને જણાવી દીધું. કુમારે પ્રથમ તો માતા અને કાકા બન્નેનુ ખુન કરવાની ઉતાવળ જણાવી

" જે દાગીનાથી ડોક તુટી જતી-હોય તે દાગીનો શા કામનો ? સોનાની કટારી કમરમાં ખોસાય પણ કાંઈ પેટમાં ન મરાય, સમજ્યો મિત્ર ? માતા તરફ ભક્તિ ભાવ રાખવો એ ન્હારી ફરજ છતાં આવી દુરાચારિણી માતાને તો હુ જતી નહિજ કરૂ. " કુમારે કહ્યું.

" ત્હારે ત્હમે શુ કરવા ધારછોછો ? "

" બસ એજ-એ બન્ને પ્રાપીઓના પ્રાણ લેવાનુજ, બીજુ શુ ? "

" વાઘનો શિકાર શુ સહીસલામત રીતે કરવા ધારો છો ? "

" ના, નહિજ. પણ હું સલામત ન રહું ત્હેની મ્હને દરકાર ઓછીજ છે ! હું મારીશ અને મરીશ "

" અને એમાં શું નવાઇ કરી ? શત્રુને મારવા છતાં મરીએ નહિ ત્હારે બહાદુરી કહેવાય ? મિત્ર ! હજી ત્હમારા ભવિષ્યવાદીના કહેવા મુજબ ત્હમારે ચક્રવર્તીપદ ધારણ કરવાનું છે; તો શું આવું સહસા કામ કરીને જીંદગીનો અકાળે અંત લાવવો વાજબી છે ? "

કુમાર નિરુત્તર બન્યો. પ્રધાનપુત્ર એ પ્રસંગનો લાભ લઇ આગળ વધ્યો.

" જો મિત્ર ! મ્હારી સલાહ એવી છે કે, આપણે યુક્તિથી એ બન્નેને ચેતવવાં-શિખામણ આપવી અને તેમ છતાં ન માને તો પછી આ રાજ્ય છોડી તાકીદે બીજે સ્થળે જવું. પછી શું કરવું તે સમય પ્રમાણે વિચારી લઇશું. "

કુમારને આ સલાહ પસંદ પડી. થોડીવાર તેઓએ એક બીજાના કાનમાં ગોષ્ટિ કરી અને 'બરાબર છે' કહી બન્ને ઉઠયા. સંગ્રહસ્થાનમાં જઇ એક કાગડો અને એક કોકીલા એમ બે પક્ષી તેઓએ પકડી લીધાં અને ત્હાંથી સીધા રાણીના આવાસે ગયા.

રાણી ચુલણી એ વખતે દીર્ઘરાય સાથે હાસ્યવિનોદમાં ચકચુર બની હતી. તેણીને પોતાનાં વસ્ત્રોનું પણ પુરૂં ભાન ન્હોતું. એકાએક પગરવ સાંભળી બન્ને સ્વસ્થ થયાં અને રાજ્યદ્વારી વાતચીતમાં રોકાયાં. કુમારે આવી બન્નેને નમન કર્યું અને માતાએ ત્હેને આશિસ્ આપી; એટલામાં પાછળથી પ્રધાનપુત્ર વરધનુ આવી ત્રણેને નમન કરી કુમાર પ્રત્યે કહેવા લાગોઃ

" મહારાજ ! આપની પાછળ ગાંડો થઇને ફરવા છતાં આપ મ્હારા સામી દૃષ્ટિ પણ કરતા નથી અને મ્હારાથી આમ નાસતાજ ફરો છો એનું કાંઇ કારણ જણાવશો ? "

" જા, મ્હને બોલાવ નહિ." કુમારે ગુસ્સાનો ડોળ કરીને કહ્યું: " જા, તું મ્હારા જેવા રાજપુત્રની સોબતને લાયક નથી. શું એક રાજપુત્ર એક વણિકપુત્ર સાથે સ્નેહ જોડશે ? શું સાગર પોતાની મહત્તા તજશે ? "

" મહારાજ, શાંત થાઓ ! સમયાનુસાર વર્તશો તો સુખી થશો. આજે મ્હોટા–ન્હાનાનું કાંઇ ધોરણ રહ્યું જ નથી. કાળનો પ્રભાવ વિચિત્ર છે. પશુ–પક્ષીઓ પણ પોતાની મ્હોટાઇ છોડી અરસ્પરસ પ્રીતિ જોડવા લાગ્યા છે. જુઓ, સામે કોકીલા અને કાગ પક્ષી કેવા સાથે મળીને ગુસતાન કરે છે ? "

" શું ? " લાલ આંખ કરી એક ખુણામાં બેઠેલાં કોકિલા અને કાગ પક્ષી તરફ નજર કરી કુમાર બોલ્યો. " શું ગુણવતી કોકિલા–ઓની રાણી કોકિલા આ અધમમાં અધમ કાગ પક્ષી સાથે દોસ્તીમા ! નહિ, નહિ, મ્હારા રાજ્યમાં તેમ કદી બનશે નહિ આજે **પક્ષી** તેમ કરે છે તો કાલે **મનુષ્યમાં** પણ એ દુષ્ટ ચેપ લાગશે. હું મ્હારા રાજ્યની એ અધમ દશા કદી સાંખી શકવાનો નથી. માતા લાવો મ્હારૂં ધનુષ્ય; અજમાવવા દો મ્હને તે આ દુષ્ટો ઉપર, અને ઓ પ્રધાનપુત્ર ! તુ જા, ત્હારા પિતાને ખબર આપ કે આ રાજ્યમા આવુ દુષ્કૃત્ય કરનાર કોઇ પણ માણસ જોવામાં આવશે તો ત્હેનો તત્કાળ વધ કરવામાં આવશે, એવો ઢંઢેરો પીટાવે."

" મહારાજ ! " પ્રધાનપુત્રે થરથરતાં જવાબ આપ્યો " હુકમ માથે ઉઠાવવા સેવક તૈયાર જ છે પણ આ અકલ વગરનાં બીચારાં જાનવરોને આજે તો ક્ષમા કરો તો બહુ સારુ. એ અવાચક પ્રાણીઓના વકીલ તરીકે આપના નિમકહલાલ પ્રધાનપુત્રનું આપ કૃપા કરી સાંભળો અને આ એકવારને માટે એમને જતા કરો "

"નહિ, એમ કદી થનાર નથી. વરખતુ ! જા, ત્હારા પિતાના નામના માન ખાતર હું તે દુષ્ટ પક્ષીઓને દેહાંત દંડની શિક્ષાથી બચાવી માત્ર કેદ કરવાનું ફરમાવું છું. પણ હવે પછી તેમ થશે તો ખચીત જ એક પ્રહારે ત્હેમના પ્રાણ હરીશ."

વરખતુ નીચો નમ્યો અને તુરત જ બન્ને પક્ષીને જૂદા જૂદા પીંજરામાં પુરી ચાલતો થયો. ચાલતાં ચાલતાં બબડયો કે "ભોળા રાજા ! આ જાનવરોને ઓછુ જ યોગ્યાયોગ્યતાનું ભાન છે !"

ખરેખર ! જાનવર જેવા માણસને ઓછ જ યોગ્યાયોગ્યતાનં ભાન હોય છે !

# પ્રકરણ ૫ મું.

## તીલસ્માતી પીંજરૂં.

नहि क्षणमपि स्वस्थं चेतः स्वप्नेऽपि जायते।
मनोभव शरव्रातै भिद्यमान शरीरिणाम् ॥

કામના બાણોના સમુહથી ભેદાયેલ જીવોનું ચિત્ત એક ક્ષણ સ્વપ્નમાં પણ સ્વસ્થ રહેતું નથી.—જ્ઞાનાર્ણવ.

કોકિલા અને કાગ પક્ષીને કેદ કર્યાને ઝાઝા દિવસ થયા નહિ હોય એટલામાં વળી પાછો બ્રહ્મદત્ત, માતા તથા કાકાને ચેતવવા બીજી કાંઇ યુક્તિ કરવા લાગ્યો. પોતાની વરસગાંઠના દિવસનો પ્રસંગ લઇને તેણે એક મઝાનું કનકપીંજર તૈયાર કરાવ્યું અને તેમા એક હંશી અને બગલાને પુર્યાં એ બન્ને પક્ષી બનાવટી જ હતાં—એ કાંઇ કુદરતની બનાવટ ન હતી, તેમ છતાં ચાલાકમાં ચાલાક માણસ પણ હેમને જીવતા તરીકેજ ગણવાની ભૂલ કરે એવા આબેહુબ હતાં. બન્નેના પડખામાં તીર ઘોંચેલા હતાં અને તીરની બાજુનો ભાગ લોહીથી ખરડાયલો બતાવવા માટે રંગથી ખરડવામાં આવ્યો હતો

વળી એ ન્હાના તીરની ઉપર સુંદર બારીક હરફોથી 'વ્યભિચારીની આ વહુને' એવા શબ્દો પોતાના હસ્તાક્ષરથી જ લખ્યા હતા. એ પીંજરામાં વળી એક પડ કરવામા આવ્યું હતુ, કે જે

બન્ને પક્ષીઓને બહાર કાઢવાથી છુપી ચાંપને લીધે આપોઆપ ખુલતું હતું. એ પડની અંદર ચામડાના બે ટુકડા મુકવામાં આવ્યા હતા અને તે ટુકડામાં લોઢી વડે કાંઈ અક્ષરો લખવામાં આવ્યા હતા.

એ પીંજરૂં કોતરકામ તથા ફેશનમાં અનુપમ બનાવવામાં આવ્યું હતું અને એક અદ્ભૂત એરેબીઅન તીલેસમાત તરીકેજ ગણાય એટલા માટે હેના ઉપર "બ્રહ્મદત્ત કુમાર તરફથી તીલસ્માતી ભેટ" એવા શબ્દો કોતરવામાં આવ્યા હતા. પોતાના બનાવરાવનારના પ્રાણ હરવાના પ્રપંચ કરાવનાર થઇ પડેલું એ અદ્ભૂત પીંજરૂ, એક દંતકથા કહેનારની સચ્ચાઇથી હું કહુંછું કે, આજ પણ કંપિલપુર નગરીના રાજમહેલમાં મજબુત તીજોરીમાં સાચવી રાખેલું જોવામાં આવશે.

એક લાંબી આરામ ખુરશી ઉપર બેઠેલો બ્રહ્મદત્ત કુમાર પીંજરૂં હાથમાં લઇ ચોતરફથી તપાસતો હતો અને મનમાંજ હશી પડીને કહેતો હતો કે "કેવું અલૌકિક પીંજરૂં! શું ગમાર દીર્ઘરાય આનો ભેદ સમજી શકશે?"

પછી હેણે એક વિશ્વાસુ નોકરને બોલાવીને હેના હાથમાં પીંજરૂં મૂકી હુકમ કર્યો: "જો આ પીંજરૂં દીર્ઘરાયજીને દરબાર વચ્ચે આપજે અને કહેજે કે બ્રહ્મદત્ત કુમારે પોતાની વરસગાંઠ પ્રસંગે આ ભેટ મોકલી છે."

બરાબર મધ્યાન વખતે નોકર રાજદરબારમાં જઇ પહોંચ્યો. રાજ્યરક્ષક તરીકે નીમાયલો દીર્ઘરાય રાજ્યાસન ઉપર બીરાજ્યો હતો અને પ્રધાન, સામંતો, સીપાઇઓ પોતપોતાને લાયક જગાએ બેઠા અગર ઉભા હતા.

કુમારનો નોકર રાજદરબાર વચ્ચે આવીને ઉભો અને પોતાના

ઞાસીકના કહેવા પ્રમાણે કહીને પીંજરૂં દીર્ધરાયના પગ આગળ ધરી ચાલતો થયો.

દીર્ધરાયે પીંજરૂં હાથમાં લીધું. પ્રથમ તો તીરથી ઘાયલ થયેલા પક્ષીઓને જોઇ હેને અરેકાર થયો પણ પછી 'તીલસ્માતી ભેટ' એ શબ્દ વાંચી હેને સમજાયું કે આ જીવતા પક્ષીનું પીજરૂં નથી પણ કાંઇ કરામત કે જાદુ છે. તેથી હેણે પીંજરૂ ખોલ્યું અને તીર ઉપરના શબ્દો સૌ સાંભળે એવી રીતે વાંચ્યા.

**'વ્યભિચારીની આ વ્હલે'** એ અક્ષર વાંચતાં દીર્ધરાયના મ્હોંમાંથી ચીસ પડી ગઇ. અને એ ચીસ સાંભળી આખી કચેરી સ્તબ્ધ બની ગઇ.

"પ્રધાનજી! આ પીજરૂં શું સૂચવે છે? આ ગુપ્ત પ્રપંચનો હેતુ શો હોવો જોઇએ?" દીર્ધરાયે પ્રધાનને ગભરાયલે ચહેરે પૂછ્યું.

"મહારાજ! આપ જેવાને જેની સમજ ન પડે હેનું હાર્દ હું શું સમજી શકું? આ કચેરીમાં કોઇ હેનો ખુલાસો કરનાર નીકળી આવશે ખરો, એમ અનુમાન કરૂં છું". પ્રધાને યુક્તિપૂર્વક જવાબ હાવકાઇથી આપ્યો, અને તે સાંભળતાં જ એક બટકબોલો યુવાન ઉભો થયો.

"પ્રધાનજી! ખરી વાત કહેતાં શા માટે ડરો છો? આ પીજરૂ દીર્ધરાયજીને મુગી શિખામણ આપવા યોગ્યલું જણાય છે. હંસી અને બગલો એ બે જાત વચ્ચે આભ જમીન જેટલો તફાવત છતાં એ બન્ને મૈત્રી કરતા આમાં બતાવવામાં આવ્યા છે અને આ બાણુ વડે એ દુષ્કૃત્યની શિક્ષા કરવામાં આવી છે. હવે જરા આગળ જુઓ. ટોચ ઉપર 'તીલસ્માતી ભેટ' એવા અક્ષર લખ્યા છે તો જરૂર કાંઇ વધારે આશ્ચર્યજનક રચના કરેલી હોવી જોઇએ."

દીર્ઘરાય ગુસ્સે તો થયો પણ વધુ તપાસમાં રોકાવાથી ગુસ્સો દબાઇ ગયો. ત્હેણે બન્ને પક્ષીઓને બહાર કઢાવ્યાં અને તુરતજ ત્હેમની તળેથી ચાંપ ઉંચી થઇ છુપું ઢાંકણું ખુલ્યું અને ચામડાના બે ટુકડા નજરે પડયા, જે હાથમાં લઇ દીર્ઘરાય ત્હેમાંના રકતાક્ષર વાંચવામાં ગુંચાયો.

પેલા હિમતવાન યુવકે સિંહાસન નજદીક જઇ પહોંચી તે ટુકડા પોતાના હાથમાં લઇ મ્હોટેથી ત્હેમાંના હરફ વાંચવા માંડયા. પહેલા ટુકડામાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

ભૂંડું આ શું કીધું હે મરાલી ! ચારો મોતી તણો ચરનારી !
તુંને બગલાથી લાગી તાલી રે ? !
તું તો ઉત્તમ જાત કુલીન, મચ્છભક્ષી પક્ષી એ હીન,
તેહ સંગે થઇ લયલીન રે;
શુદ્ધ માનસરોવર છોડી, ત્હેં તો પ્રીતિ પાપી સંગ જોડી,
રૂડી કુલ મર્યાદા ત્રોડી રે;
જોબનના મદમાં માચી, વિષ સરખા વિષયમાં રાચી,
હવે તું શિક્ષા લાયક સાચી રે.

બીજા ટુકડા ઉપર નીચે પ્રમાણે લખ્યું હતું:—

બગલા ! ત્હેં બુદ્ધિ વગોઇ, દુષ્ટ દિલ વિચાર્યું ન કાંઇ,
હંશી જોઇ આયુષ્ય ત્હેં ખોઇ રે;
જડ મૂઢ તું ચિત્ત વણીઠા, તુજ સરખો ન'દીઠો ધીઠો,
મોહમદ લાગ્યો ત્હને મીઠો રે.

પીંજરૂં પીંજરાની જગાએ રહી ગયું, ચામડાના ટુકડા પેલા યુવકના હાથમાં રહી ગયા અને દીર્ઘ એવો તો કોપી ઉઠયો કે ત્હેણે એકદમ સીપાઇઓ પાસે તે યુવકને પકડાવી ગરદન મારવા હુકમ કર્યો.

એ હુકમ માથે ચડાવી તે યુવક બોલ્યો. "આવા વંઠેલા રાજ્યમાં રહેવા કરતાં મરવું મ્હને બીલકુલ અપ્રિય લાગતું નથી; પણ હે અધમાધમ ક્ષત્રીય! ક્ષત્રીય કુળને કલંક લગાડનાર વિશ્વાસઘાતી દુષ્ટ! ખરૂં કહેવા જતાં જીવ લેનાર યમ! જો તું ત્હારૂં ભલું ઇચ્છતો હો તો મ્હને છોડી છોડ. હું ત્હને કંઇ હિતવાર્તા કહેવા ઇચ્છું છું. મ્હને મ્હોતનો ડર નથી, હું એક યોગી છું અને ત્હારા હાથેજ મ્હારૂં મ્હોત થવાનું નિર્માયલું જાણી ક્ષત્રીપના વેષથી અહીં આવી આટલું બોલ્યો છું."

"જા દુષ્ટ! તું જૂઠ્ઠો છે. નક્કી તું બ્રહ્મદત્તનો મસલતીઓ અને રાજ્યદ્રોહી પુરૂષ છે. સીપાઇઓ! એને અહીંઆ જ તલ કરો. એક ક્ષણ પણ એને જીવવા દેવો એ જોખમભરેલું છે". હીચકારા દીર્ઘરાયે હુકમ કર્યો અને પ્રધાન તથા સામંતોના વચ્ચે પડવા છતાં જોતજોતામાં તે સત્યવાદી યુવકનું શિર દૂર જઇ પડ્યું. છેલ્લી પળે તે બોલ્યું કે "દુષ્ટ દીર્ઘ! ત્હારૂં આવી બન્યું છે!"

# પ્રકરણ ૬ ઠું.

## માતાના હાથે પુત્રના ખુનની યોજના.

घृणास्पदमतिक्रूरं पापाढ्यं योगिदूषितम् ।
जनोऽयं कुरुते कर्म स्मरशार्दूल चर्वितः ॥

— કામરૂપી સિંહથી ચવાયેલ મનુષ્ય યોગીઓને પણ દૂષણરૂપ, પાપથી ભરેલ, અતિશય ક્રૂર અને ધિક્કારવા લાયક કામ કરે છે.—જ્ઞાનાર્ણવ.

---

કાગ અને કોકિલાના પ્રસંગથી વહેમાયલા દીર્ઘરાયને તિરસ્કારમાતી પીંજરાના બનાવે વિકાળ સિંહ જેવો બનાવ્યો. તે હવે સારી પેઠે સમજ્યો કે કુમાર હેની બદચાલથી જાણીતો થયો છે અને શિક્ષા કરવાની પેરવીમાં ફરે છે. કુમારે તો જો કે આડકતરી રીતે શિખામણ આપી બન્ને વડિલોને સુધારવા ઇચ્છયું હતું, કે જેથી સ્વર્ગસ્થ પિતાના વિશ્વાસુ મિત્રને અને જન્મદાતા માતાને શિક્ષા કરવાની કડવી ફરજ જ ન પડે, પરન્તુ એકનું એક જળ જેમ જૂદા જૂદા રંગના કાચનાં પાત્રોમાં જૂદો જૂદો રંગ ધારણ કરે છે તેમ બ્રહ્મદત્તના મનનો એ ઉમદા આશય દુષ્ટ દીર્ઘરાયને જૂદાજ રૂપમાં સમજાયો. હવે હેણે

પોતાને માથે શત્રુ ઉભો થયો માન્યો અને એ શત્રુને ઉગતાંજ કાપી નાખવાનો ઠરાવ કર્યો. પરંતુ એ શત્રુ એવો હતો કે રાણીની સમ્મતિ વગર હેને કાંઇ થઇ શકે તેમ ન હતું; તેથી દીર્ઘરાયે એકદા રાણી પાસે જઇ પોતાને દેશ જવા રજા માગી.

રાણીને એ માગણી ઝેરી તીર જેવી લાગી. બ્હેબાકળી બની તેણીએ પૂછ્યું: "આવી નિર્દયતાનું કાંઇ કારણ ?"

"કારણ માત્ર સ્વરક્ષણ" ટુંકો જ ઉત્તર મળ્યો.

"હું ધારતી નહોતી કે મ્હારા હૈયાના હાર માત્ર સ્વરક્ષણ જ સાધશે અને પોતાની કરી લીધી ની અર્ધાંગનાને ભર સમુદ્રમાં ફુ પતી મૂકશે."

"પણ તમને બચાવવાનું તમારા હાથમાં જ છે ત્હાં મ્હને શા માટે ઉપાલમ્ભ આપો છો ? સીંગમાંથી સળેવો તમારો કુમાર આપણ બન્નેને મારવા ફરે છે; તમને તો તે કદાચ માતા તરીકેનો ઉપકાર યાદ લાવી ક્ષમા પણ કરે, પરન્તુ તમારી ખાતર મ્હારે જીવ ખોવો પડે. માટે મ્હારે સ્વદેશ જવું એ જ સહીસલામતીભરેલું છે."

"હે ધીરવીર મનવલ્લભ ! એક બાળકના બકબકાટથી આટલા બધા ડરી જઇ શરણાંગત સ્ત્રીને ત્યજવી એ વાતને શું તમારૂં મન કબુલ કરે છે ?"

"કેવી ભોળી ! એ બાળક નથી પણ પ્રજાળક છે. ન્હાનો પણ તીખો છે; તિખ્ની વેની છે, અને કોઇ જબરો સાથી મળ્યો હોવાથી હવે એ સિહનું બચ્ચું વકર્યું છે. છતાં તમારે પુત્રની દયા ખાતર મ્હને મરવા દેવો હોય તો પછી મ્હારે મ્હારો બચાવ કરનારી રાણીઓ પાસે સ્વદેશ જવું એ જ શું વધારે ઉત્તમ નથી ?"

રાણી ગભરાઈ એના હૃદયમાં પુત્રપ્રેમ અને કામવિકાર એ બે ભાવ વચ્ચે દ્વંદ્વ યુદ્ધ ચાલવા લાગ્યું. કેટલીક પળ સુધી એ યુદ્ધનું

પરિણામ અચોક્કસ હતું, પણ અંતે કામવિકારની જીતનો રાતો વાવટો તેણીના મ્હોં ઉપર દીપી રહ્યો. તેણીએ કહ્યું:

"મ્હારા જીગર ! જ્ય્હારે 'પ્રેમ કે પુત્ર' એવોજ સવાલ આપ લાવી મુકોછો ત્ય્હારે હુ સ્પષ્ટ કહુંછુ કે મ્હારા હૈયાના માલીક વગર હું ક્ષણ પણ રહેવાની નથી; અને મ્હારા પ્રિયતમ ખાતર પુત્ર તો શું પણ પુત્ર અને આ શરીર બન્નેને કાપી નાખવા હું તૈયાર જ છું."

"તૈયાર જ છે ?" દીર્ઘરાયે તેણીની આંખ સાથે આંખ સાંધીને કહ્યુ: "કુમારને—મ્હારા શિરના શત્રુને કાપી નાખવા તૈયાર જ છે ? તો સાંભળ, એ કામ ત્હારે જ કરવું પડશે. તું કે જ્હેની ખાતર લોકવાયકા અને અપયશ હું સહુંછું, તું કે જ્હેને માટે મ્હારે મ્હારું રાજ્ય અને રાણીઓ ત્યજવી પડી છે, તું કે જ્હેને માટે મ્હારા માથે શત્રુઓ ઉભા થયા છે, ત્હેણે પોતે જ આ કાર્ય કરવુ પડશે"

"હા, તે મ્હારે કબુલ છે, પ્રાણ ! પરન્તુ વારંવાર ફરીફરીને આ પૂછવાનું કાંઇ કારણ ? હું માત્ર હુકમની જ રાહ જોઉ છું. લાવો, લાવો આપની ચળકતી તરવાર, અને હું કેવી એક ક્ષણમાં બ્રહ્મદત્તની છાતીમાં તે ભોકું છુ તે જુઓ. લાવો હલાહલ વિષનો સોનેરી પ્યાલો. અને હું કેવી ત્હેના ઉપર અમતનો પટ દઇ હસતે મ્હોંડે

કે, કુમારના લગ્નની તાકીદ કરાવવી અને તે જ્યહારે પરણીને પાછો ફરે ત્યહારે કન્યા સાથે ત્હેને એક ખાસ તૈયાર કરાવેલા લાખાગૃહમાં ઉતારો આપવો. પછી મધ્યરાત્રે એ ઘરમાં ત્હમારે આગ મુકવી, એટલે જોતજોતામાં બન્ને બળીને ભસ્મ થશે. પછી ત્હમે લાંબે સાદે વિલાપ કરજો અને હું બળી ગયેલા કુમારની સાથે જવા આગમાં પડતું મુકવાનો ઢોંગ કરીશ. લોકો આથી આપણને નિર્દોષ માનશે અને ટાઢે પાણીએ ખસ જશે ! ”

“ વાહ, મ્હારા બુદ્ધિના ભંડાર જીગર ! જે ક્ષણે આ મનહર મૂર્તિ ઉપર મ્હને પ્રેમ ઉત્પન્ન થયો તે ક્ષણ કેવી ભાગ્યશાળી ! ” એમ કહેવાની સાથે ત્હેણીએ પોતાની નાજુક કાયા દીર્ઘરાયના ખોળામાં મુકાવી અને ન્હાની બાળકી માફક લાડ કરવા લાગી.

તોબા ! તોબા ! એ ભયંકર દેખાવનો પડદો મ્હારા વાચકો પાસેથી અદૃશ્ય થાઓ ! એ ગેલ કરતું સેતાન જહાનમમાં જાઓ ! એ ખુની રાક્ષસી સાતમી નરકના ઉંડા પટમાં જાઓ ! અને એક ચક્રવર્તિના ઘરનો આ વરઝોળો નિર્ધન પણ નીતિમાન કુટુંબોને આશ્વાસન આપનાર થઇ પડો ! જે કુટુંબમાં સ્ત્રી અને પુરૂષ દિવસભરની પ્રમાણિક મજુરીથી ગુજરાન ચલાવે છે અને કાલાકાલા શબ્દો વગરના પરંતુ તે સાથે દગાની પણ આસપાસ વગરના સાચા પ્રેમમાં મશગુલ રહે છે, જ્યહાં જીર્ણ વસ્ત્રો પહેરવા છતાં દંપતીનાં મ્હોં હીરામાણેક જેવાં ચળકતાં રહે છે અને રાજકીય કે ઉંચી કેળવણી પામ્યા વગર પણ જ્હેનાં મગજ સ્વચ્છ અને હૃદય શુદ્ધ છે એવાં ગરીબ કુટુંબો હજારો રાજ્યકુટુંબોને ઈર્ષાજનક છે.

---

# પ્રકરણ ૭ મું.

## મારવા ફરતા બે યમદૂત, વિરૂદ્ધ, બચાવવા ફરતા બે દેવદૂત.

રામનું રખોપું જેને રાખી રહે, તેને પામર નર શું મારતા?
સાચી નીતિથી કરૂણા સાગર, આખર આવી ઉદ્ધારતા.
સ્વ. ડાહ્યાભાઈ

પુત્રની ઘાત કરવા ઉજમાળ બનેલી ચુલણી રાણી સાથે ઠરાવ્યા મુજબ દીર્ઘરાયે હવે બ્રહ્મદત્ત કુમારના લગ્નની ધામધુમ કરવા માંડી. નવીન રંગ-વારનીસથી ખીલી રહેલા મહેલ, વાદ્યના મધુર સરોદા અને કોકીલકંઠવાળી ગાનારીઓનાં મંગલ ગીતોથી અમરભુમિ જેવા દેખાતા હતા. રાજકુટુંબનાં સ્ત્રી-પુરૂષો લગ્નપ્રસંગનાં રીસામણાં-મનામણાં તથા ધાંધળથી એ મહેલોને ગજાવી મુકતાં હતાં, અને દાન લેવા માટે પ્રતિક્ષણ આવ્યેજ જતા ભિક્ષુકોના આશિર્વાદથી વળી તે ચોગાન પડઘા પાડતું હતું.

પરન્તુ આ બધી ધાંધળ વચ્ચે એક જીવ એવો હતો કે જે ચિંતામાં જ ડૂબ્યો રહેતો તે ચિંતાગ્રસ્ત જીવ બીજો કોઇ નહિ પણ પ્રમાણિક પ્રધાન ધનુ હતો. અને આ વધુ પડતા ઉમળકામાં કંઇ દગો હોવાનો શક પડયો; કારણ કે પોતે રાજ્યનીતિજ્ઞ હોવાથી જાણતો

હતો કે, " દગલબાજ દોઢા નમે, ચિત્તા–ચોર–કમાન." ચિત્તો વાઘ, ચોર તથા કમાન એ ત્રણ નમે છે તે નમ્રતાને લીધે નહિ, પણ બેવડી ફલંગ મારવા માટેજ. એમ સમજીને પ્રધાને દીર્ઘરાયની દરેક હીલચાલ ઉપર બારીક નજર રાખવા માંડી; તેથી ત્હેને જણાયું કે લાખાગૃહ ખાસ દગા માટેજ બનાવ્યું છે અને ત્હેમાં કુમારને સળગાવી ચીતા કરવાની છે.

જ્હેનાં પૂર્વ ભવનાં પુણ્ય પ્રબળ છે ત્હેને સાચવનાર–ત્હેની સેવા બજાવનાર–ત્હેનું હિત કરનાર પુરૂષો અને બનાવો અણશોધ્યા આવી મળે છે. જે વખતે દુષ્ટ દીર્ઘ અને કુલટા ચુલણી એવાં બે પીશાચો બ્રહ્મદત્તનું કાસળ કાઢવા ગુપ્ત પ્રયાસ કરતા હતા તે વખતે નીમક-હલાલ ધનુ પ્રધાન અને જીવજાન મિત્ર વરધનુ એવા બે દેવ-દૂતો એનું રક્ષણ કરવા માટે ગુપ્ત રીતે એટલોજ કાળજીભર્યો પ્રયાસ કરતા હતા.

પ્રધાને પ્રથમ તો દીર્ઘરાય પાસે પ્રાર્થના કરી કે " હું હવે વૃદ્ધ થયો છુ માટે મ્હને યાત્રાએ જવા પરવાનગી મળવી જોઇએ." પરન્તુ એશઆરામનો લોલુપી દીર્ઘરાય એકલો રાજ્યવહીવટ ચલાવવા શક્તિમાન ન હતો. ત્હેણે કહ્યુઃ " પ્રધાનજી ! મા વિના જેવો પુત્રનો સંસાર, ગોળ વિના જેવો કંસાર, તેવો પ્રધાન વિના રાજ્યકારભાર છે, એ શું ત્હમને ખબર નથી ? માટે યાત્રાનું નામ જવા દો અને આત્મકલ્યાણ કરવું હોય તો આ ગામનીજ બહાર મ્હોટી ધર્મ-શાળા બનાવી સદાવ્રત ચાલુ કરો અને પ્રભુભજન કરવા સાથે અમને અવારનવાર જોઇતી સલાહ પણ દેતા રહો." પ્રધાને એ વાત જાણે કે રાજાનું માન રાખવા માટે જ માન્ય રાખવી હોય નહિ એમ દેખાવ કર્યો, જો કે આ તો એને 'ભાવતું હતું' અને વૈદ્યે કહ્યું' એવું થયું હતું.

તાબડતોબ સેંકડો કારીગરો અને મજુરો કામે લગાડવામાં

આવ્યા અને ધર્મશાળાનું કામ ધમધોકાર ચલાવ્યુ. માણસો પૈકી કેટલાક ઘણાજ વિશ્વાસુ જણાયા ત્હેમની મદદથી એક સુરંગ પણ ખાનગી રાહે ખોદવી શરૂ કરી.

ધર્મશાળા અને સુરંગનુ કામ સંપૂર્ણ થયું એટલામાં તો બ્રહ્મદત્તનાં શુભ લગ્ન નજીક આવી પહોંચ્યાં માત્ર એકજ દિવસ પ્રયાણ માટે બાકી રહ્યો એટલે પ્રધાને પુત્રને પોતાની પાસે બોલાવ્યો અને ત્હેના હાથમાં એક કાગળ આપીને કહ્યું "ભાઇ ! તું આજ ને આજ ચંપાપુર જા અને કુમારના સસરા પુષ્પચૂલને આ પત્ર આપી આવ "

"તૈયાર છું, પિતાજી ! પરન્તુ પરણવા જતા મિત્રના પ્રયાણ વખતે મ્હારે સાથે જ રહેવું જોઇએ ત્હેને બદલે હમણાં ચંપાપુરની મુસાફરીએ જઉં તે કેવુ દેખાશે ? પિતાજી ! આટલી ઉતાવળની આ ચીઠ્ઠીના ભેદ જાણવાની આ બાળકને સત્તા છે ? "

"હા, ઘણી ખુશીથી એ સત્તા હું ત્હને આપીશ ત્હારા મિત્રનો અને મ્હારા રાજાનો જીવ ત્હારા જ હાથે બચાવવો છે, માટે હુ ખુશીથી એ ભેદ ત્હને સમજાવીશ ફોડ અને વાંચ એ પત્ર "

વરધનુએ મસ્તક નમાવ્યુ અને પત્ર વાંચવો શરૂ કર્યો એક લીટી વાંચતા જવા સાથે ત્હેને આશ્ચર્ય, ખેદ અને ક્રોધ થવા લાગ્યો. શું દુષ્ટ દીર્ઘ મ્હારા પરમમિત્રને સજીવે બાળી નાંખવા ઇચ્છે છે ? હા દૈવ !........"

"પણ જરા આગળ ચાલ " પિતાએ ફરમાવ્યું.

પ્રધાનપુત્ર આગળ વંચ્યો:" વાહ કેવી મજાની આપની યુક્તિ ! રાજપુત્રી પુષ્પચુલા અને કુમાર બ્રહ્મદત્તના હસ્તમેળાપ થયા બાદ ા વખતે કુંવરીને બદલે દાસીને ગોઠવી દેવાની આપની યુક્તિથી

ખચીતજ કુંવરી તો આગમાં બળીમરતી બચશે. તેમજ આપે સુરંગ ધર્મશાળાથી શરૂ કરીને ઠેઠ લાખાગૃહ સુધી કરી અને એ રસ્તે કુંવરને બચાવવાની યોજના કરી એ પણ ખરેખર શાણપણ અને બહાદુરીભર્યું કામ છે. પરન્તુ પિતાજી ! આપણે હવે વાતોમાં વખત ન કહાડતાં તાબડતોબ સર્વ વ્યવસ્થા પાછળ લાગવું જોઇએ છે હું હમણાં ચંપાપુરી જાઉં છું અને આ સઘળા હેવાલથી રાજાને વાકેફ કરૂં છું; આપ પણ જે ચપળ અશ્વ સાથે સુરંગના મ્હોં આગળ ઉભા રહેવા ઇચ્છતા હો તે અશ્વ મેળવવા તથા ત્હેને કસરતથી મજબુત કરવા તૈયાર થાઓ. ”

અને બન્ને પોતપોતાને સોંપાયલે કામે લાગી ગયા

બ્રહ્મદત્તનાં લગ્ન મ્હોટા આડંબરથી થયાં અને જાનને સંપૂર્ણ પ્રસન્ન કરીને વળાવવામાં આવી. વળાવતી વખતે, ધનુ પ્રધાને કરેલી સૂચના પ્રમાણે બ્રહ્મદત્તના સસરા પુષ્પચૂન નરેશે પોતાની પુત્રી પુષ્પ ચૂનાને બદલે તેણીની એક સમાન વયની સહચરીને વળાવી અને કન્યાદાનમા હીરા, માણેક, રત્નાદિ પુષ્કળ ભેટો આપી.

મજલ દર મજલ કાપતાં જાન કંપીલપુર આવી પહોંચી. દીર્ઘરાય અને ચુલની રાણીએ વરકન્યાના આગમન માટે સંપૂર્ણ પ્રેમ બતાવ્યો—જો કે તે પ્રેમ હૃદયના ઉંડા કુવાનો નહિ પણ કૃત્રીમ હતો.

સૂર્ય અસ્ત થતાં રાણીએ વરવધુને ત્હેમના માટે ખાસ બાંધેલો મહેલ કે જ્હેમાં રાગરંગની દરેક સગવડ કરવામાં આવી છે એમ તેણીએ જણાવ્યું હતું ત્હાં રાત્રી ગુજારવા કહ્યું અને તે મુજબ નવપરણીત જોડું કાંઇ પણ સંકટ કે કાવતરાના વહેમ વગર ત્હાં ગયું. વરધનુ કે જે સર્વ પ્રપંચથી મૂળથીજ વાકેફ હતો તે પણ સાથે ગયો અને બ્રહ્મદત્તના શયનગૃહની બાજુના ખંડમાં સુતો.

ત્હેણે ઉંઘ ધરાણે મૂકી હતી અને આખી રાત તે ભયની રાહ જોતોજ બેઠો હતો.

મધ્યરાત્રીએ જ્હારે આખું જગત નિદ્રાવશ થયું ત્હારે રાણી ચુલણી અને દીર્ઘરાય ગુપચુપ લાખાગૃહ પાસે આવ્યાં. ત્હેમનાં હૃદય જેવો ભયંકર અંધકાર સર્વત્ર વ્યાપી રહ્યો હતો. એ બે પાપીઓની ગુપચુપ વાતો સિવાય સર્વત્ર નિઃશબ્દ શાન્તિ પથરાઇ હતી.

"જુઓ છો શું ? વ્હાલમ ! જલદી દીવાસળી ચાંપી દો, કે જેથી કોઇ જોવા પામે તે અગાઉ આપણે નાશી છૂટીએ અને હમેશનાં કંટક દૂર થવાથી સૌ મણની તળાઇમાં પોઢી અમનચમન કરીએ. જલદી, જલદી, ઉતાવળા થાઓ !" રાણીએ કહ્યું.

"હા, પણ દીવાસળી બુઝાઇ જાય છે, વારંવાર સળગાવવા છતાં એ નિર્જીવ પદાર્થ પણ આવો કાળો કેર વર્તાવવા ના કહે છે. રાણી ! આંખ ના કહાડો; મ્હારૂં હૃદય આનાકાની કરે છે !" ભયભીત થયેલા દીર્ઘરાયે જવાબ આપ્યો.

"દુષ્ટ ! મ્હારી સઘળી બાજી બગાડનાર પાપી ! શું આટલા માટે મ્હેં ત્હારી પ્રીતિ કરી હતી ? શું આટલા માટે એક ચક્રવર્તીની રાણીના પર્યંકનો ભાગીદાર ત્હને બનાવ્યો હતો ? કાયર ! ક્ષત્રીવટને લજવનાર હીજડા ! લે હું દીવાસળી સળગાવી આપું છું, મુક ત્હેને આ ઘાસમાં અને જો પછી કેવાં આપણાં સઘળાં દુઃખો અને સઘળી ચિંતાઓ એ આગમાં બળી ભસ્મ થાય છે !"

દીર્ઘની સદસદ્વિવેકબુદ્ધિ જરા જાગતી થઇ હતી તે પાછી આ મેલા વળગાટને લીધે ઘેરાઇ. દીર્ઘરાયે અંતે હિંમત એકઠી કરી, રાણીએ આપેલી દીવાસળી પકડી અને મહેલ સળગાવ્યો, અફસોસ ! એક પળમાં મહેલ સળગી ઉઠયો અને ચોતરફ ભયંકર અગ્નિ ફેલાઇ રહ્યો.

નરકાધિકારી દીર્ઘ અને ચુલણી ત્હેમનાં કુકૃત્ય માટે હરખાતાં હરખાતાં ચાલ્યાં ગયાં અને મહેલમાં તો કુમાર ભયભીત થઇ ઉઠયો

અને આગથી બચવા આમતેમ દોડવા લાગ્યો. તુરતજ પાસેના ખંડમાંથી પ્રધાનપુત્ર નીકળી આવ્યો. એને કુમારને હિમ્મત આપી, જમીન ઉપર લાત મારી સુરંગનો રસ્તો ખુલ્લો કરી તેમાં ઉતરવા વિનવવા લાગ્યો. કુમારને આથી આશ્ચર્ય લાગ્યું; પણ પોતાની અર્ધાંગનાને બળતી મુકીને નાશી છૂટવા તેણે સ્પષ્ટ ના કહી.

" મહારાજ ! જેટલો વિલંબ કરો છો તેટલું જીવનું જોખમ વધતું જાય છે. કંઇ પણ વાદવિવાદ નહિ કરતાં આપ સુરંગમાં કુદી પડો. 'શિર સલામત તો પગડી બહોતેરી.' આપ સલામત હશો તો સ્ત્રીઓ બારસો આવશે." પ્રધાનપુત્રે કહ્યું.

" નહિ, મિત્ર ! એ દલીલ મ્હને માન્ય નથી. જે સ્ત્રીએ પોતાનું શરીર અને આત્મા મ્હને સમર્પણ કર્યાં છે તેને બળવા દઇ હું હીચકારાની પેઠે નાશી છૂટું એ કદી બનશે નહિ આપણે જો સ્ત્રી પાસેથી પતિવત્સલતાની આશા રાખતા હોઇએ તો આપણે પણ એટલુંજ વાત્સલ્ય સ્ત્રી તરફ ધરાવવા તૈયાર થવું જોઇએ. વરધનુ ! ત્હારા જેવો સુજ્ઞ મિત્ર આવી સ્વાર્થી વાત સૂચવશે એમ મ્હે સ્વપ્નમાં પણ આશા રાખી નહોતી. નહિ, હું એને આફતમાં મૂકી નાશી છૂટીશ નહિ જ " કુમાર બોલ્યો.

# પ્રકરણ ૮ મું

## લગ્ન રહસ્ય.

અમ્હે તો સ્નેહતણા યોગી, અમ્હે તો સ્નેહતણા યોગી;
અમ્હે તો સ્નેહલગ્નમાં મગ્ન,
તમ્હારાં સગવડનાં રૂઢિલગ્ન;
અમ્હારો અંતરમાં અનુરાગ,
તમ્હારો બાહ્ય મહીજ વિલાસ.

—ચંદ્રશંકર

---

કુમાર બ્રહ્મદત્ત અને પ્રધાનપુત્ર સુરગમાં પુઃ જોશથી રસ્તે કાપતા કાપતા સુરંગને બીજે છેડે આવી પહોંચ્યા, કે જ્યાં ધનુ પ્રધાન બે પાણીદાર અશ્વો લઇને રાહ જોતો ઉભો હતો. પુત્ર વરધનુ અને પુત્ર સમાન પ્યારો રાજકુમાર દૃષ્ટિએ પડતાંજ ધનુ પ્રધાનને નવાં લોચન આવવા જેટલો આનંદ થયો. ત્હેણે ગદગદિત થઇને બન્નેને છાતી સાથે દાબ્યા અને પછી સજળ નેત્રે કહ્યું: “ કુમાર ! ત્હમે મ્હારા પ્રાણથી પ્યારા હોવા છતાં ત્હમારા આ સંકટ સમયે ત્હમને મ્હારા ઘરમાં આશ્રય આપવાને બદલે જલદી જલદી આ અશ્વ ઉપર બેસી વરધનુ સાથે દૂર-દૂર જ્યાં કોઇ ઓળખી શકેજ નહિ એવી

જગાએ નાસવાનું કહેવું પડે છે. દુષ્ટ હીર્ધરામ અને પાપી સુમણી જો આપની હયાતીના સમાચાર ક્યાંઇથી પણ પામશે તો આપનું આયુષ્ય અને રૈયતની આશા બન્ને જોખમમાં કશી વાર લાગશે નહિ, એ નક્કી માનજો. માટે મ્હારા રાજા ! મ્હારા જીગર ! જલદી નાસો, પરંતુ એકલા પડવા છતાં હિમત હારશો નહિ. સૃષ્ટિમાં મ્હોટામાં મ્હોટું હથિયાર હિમત જ છે. હિમતની કિમત નથી. દાન–શીલ–તપ અને ભાવના એ ચાર સાધના પુર હિમતથી સાધનારને મોક્ષ લક્ષ્મી પણ આલિંગન આપવા તલપી રહે છે; ચક્રવર્તીઓનું મ્હોટામાં મ્હોટું હથિયાર હિમત જ છે. માટે સઘળી વારાફેરીમાં હિમતથી દિવસ નિર્ગમન કરજો અને સંકટમાંથી અનુભવ મેળવી એ અનુભવ વડે રાજ્યને વધારે સુખી કરવા વહેલાવહેલા પધારજો. "

અને હવે પ્રધાને પોતાના પુત્ર તરફ ફરીને કહ્યું "પુત્ર! કુમારની સાથે પ્રયાણ કર એમની સેવાભક્તિમાં કાંઇ કચાસ રાખીશ નહિ. રાજા તરફની વફાદારી અને મિત્ર તરફના પ્રેમની કસોટીનો આ વખત આવી પુગ્યો છે અને તું ત્હેને ફતેહમંદીથી પસાર કરે છે એવું જ્યારે હું જાણીશ ત્યારે હું સ્વર્ગીય સુખમાં ડુબીશ. "

એમ કહી બન્નેને છેલ્લી સલામ કરી વિયોગદુ:ખથી છાતી ભરાવાથી નિ:શબ્દ બનેલો પ્રધાન સ્તબ્ધ થઇ ઉભો અને બન્ને યુવાનો અશ્વારૂઢ થઇ, નમન કરી, પલાયન કરી ગયા.

તેઓ પુર જોસથી અશ્વ દોડાવતા કેટલેક દિવસે કોષ્ટક નામે ગામના બાગમાં આવી પહોંચ્યા કુમારને ત્હાં બેસાડી પ્રધાનપુત્ર અન્ન જળ લઇ આવ્યો અને બન્ને સ્નાનમજ્જન કરી અન્નજલથી તૃપ્ત થયા પછી ભવિષ્યને માટે યોજના ઘડવામાં ગુંથાયા. ચાલાક પ્રધાન-

પુત્રે એમ સૂચવ્યું કે, આપણા-નાશી છૂટવાના ખબર કોઇ રીતે દીર્ઘશયનને મળશે તો તે છૂપા દુતો મોકલ્યા વગર રહેશે નહિજ, માટે આપણે વેશબદલો કરીને વિચરવું એ વધારે સહીસલામત છે.

છેવટે બ્રાહ્મણનો વેશ લેવાનું ઠર્યું. ખભા ઉપર જનોઇ પહેરી લીધી. કપાળે તીલક કર્યું. કંઠે રૂદ્રાક્ષ ધારણ કરી. પાઘડીમાં ટીપણું ખોસી લીધું અને હાથમાં તુંબડું ઝાલી લીધું. એ પ્રમાણે બ્રાહ્મણનો પુરો ઠાઠ જમાવી નગર તરફ બન્ને ચાલી નીકળ્યા. પહોળી છાતી, મનહર ચહેરો અને પ્રચંડ શરીરઃ એ સર્વનું તેજ છૂપાવવા પહેરેલો આ ભિક્ષુક વેષ જો કે કુદરતી ખુબીઓને છેકજ છુપાવી શકતો નહતો તો પણ મદમતિ શત્રુઓની આંખને આડ રૂપ તો હતો જ. આ બે ભૂદેવો શહેરમાં પેઠા એટલે લોકોનાં ટોળેટોળાં ત્હેમને જોવાને એકઠાં થયાં. અદ્‌ભૂત તેજ જોઇને કોઇ એમ કહેતા કે, આ તો ખરે ખર ભૂદેવો ભૂમિપર મનુષ્ય રૂપે પધાર્યા છે. સર્વ કોઇ વિવિધ કલ્પનાઓ કરતા હતા એવામાં વસુભૂતિ નામે એક બ્રાહ્મણે એકા-એક આવીને બન્ને ભૂદેવો સમક્ષ સાષ્ટાંગ દંડવત કીધા અને પછી અત્યંત પ્રેમાળ અને નમ્ર શબ્દોથી વિનતિ કરી કે, " મહારાજ ! આજે મ્હને કલ્પવૃક્ષ ફળ્યું ! આજે મ્હારે ઘેર સોનાનો સૂર્ય ઉગ્યો કે જેથી આપ જેવા દેવાંશી નરનું સ્વાગત કરવાનો પ્રસંગ મ્હને મળ્યો. આ દાસની અરદાસ દીલે ધરીને મ્હારૂં મંદીર પાવન કરશો ?"

બ્રાહ્મણની આ આગ્રહયુક્ત વિનંતિ સાંભળીને કુમારને ઘણો સંતોષ થયો. પરંતુ પ્રધાનપુત્રે ખુલાસો કર્યો કે, " આ વિનયના મૂળમાં કાંઇ પણ સ્વાર્થ હોવો જોઇએજ, નહિતો તદ્દન અજાણ્યા જેવા આપણા સરખા મુસાફરોને આટલી બધી આજીજી કરવાનું શું પ્રયોજન હોય ! ગમે તેમ હો, પણ આ જાતની આજીજી સ્વીકારવામાં

આપણુને કાંઈ દામ બેસતા નથી " કુમારે એ સલાહ સ્વીકારી અને બન્ને મિત્રો વસુભૂતિની સાથે ત્હેના ઘેર ગયા, જ્યહાં તેઓને એક પુષ્પના પલંગ ઉપર બેસાડવામાં આવ્યા.

બ્રાહ્મણના વેશમાં પુષ્પશય્યા ઉપર બેઠેલા બ્રહ્મદત્ત અને વરધનુ આ સઘળું જોઈ તાજુબ થતા હતા અને દર પળે વળી કાંઈ વિશેષ કુતુહળની આશા રાખતા હતા. તેઓને પુષ્પશય્યા ઉપર બેસાડી બ્રહ્મદેવ પ્રફુલ્લિત વદને કુશળક્ષેમ પૂછવા લાગ્યો અને બીજી આડીઅવળી વાત કરવા લાગ્યો, એટલામાં એકાએક એક વીજળી ઝબકી ! પંદર વર્ષની એક સુવર્ણલતા સરખી કુમારિકા બ્રાહ્મણ પાસે એક હરિણી સાંક્ક દોડી આવી અને " પિતાજી ! રસોઇ તૈયાર છે " એમ કહી જાણે કે પરોણાઓને જોઈને શરમાઈ ગઈ હોય તેમ પાછી ચાલી ગઇ. બ્રહ્મદત્તની નજર તે ટુંકા પ્રસંગમાં તેણીના ઉપર પડી હતી અને ત્હાં જ ઠરી રહી હતી. તેણીના રમતીઆળ શબ્દો ત્હેને હૃદયમાં શરરૂપ થઈ પડયા હતા. તે જરા હિંમતવાન થઇ એ કન્યા સબંધી કાંઈ સવાલ પોતાના યજમાનને પૂછવા જતો હતો એવામાં તો ત્હેણે ત્હેમને જમવા ઉઠવા વિનંતિ કરી. ત્રણે ઉઠયા અને ભોજનગૃહમાં ગયા કોઇ દેવભવન જેવી સ્વચ્છતા અને સુગંધી ત્હાં ચોતરફ ફેલાઇ રહી હતી. માથે સીલીંગ જડી હતી કે જેથી થાળીમાં જીવજંતુ પડી ભાણું ઝેર થાય નહિ. ખુણેખાંચરે પણ ધળનું નામ ન હતું, કે જે ખુલ્લી મુકાયલી છ બારીઓથી આવતા અને મગજને પ્રફુલ્લિત કરી ભોજનને પચાવતા પવનના ઝપાટાથી ઉડીને થાળીમાં પડે પાટલા અને વાસણો તદ્દન સાફ હતાં. રસોઇ પીરસવાની યુક્તિ પણ ચિત્તાકર્ષક હતી. અને આ સઘળી વ્યવસ્થા પેલી ' વીજળી ' ની–મુગ્ધાની છે એવું જાણવામાં આવતાં વળી બ્રહ્મદત્તને તે વધારે ચિત્તાકર્ષક

ચઇ પડી. ત્હેણે આજ ખેવડા .આનંદથી ખાવા માંડ્યું. પવનની લહરીઓ, જગાની સ્વચ્છતા, સુંદરીના વિચાર અને વચ્ચે વચ્ચે યજમાનનો આગ્રહ એ સર્વને લીધે કેટલું ખવાયું ત્હેનું ત્હેને ભાન પણ રહ્યું નહિ. તે જ્યારે વધારે ખોરાક લેવા આનાકાની કરતો ત્યારે બ્રાહ્મણ કહેતો કે–" મહારાજ! ખાવામાં ઉતાવળ કે બેદરકારી કરવી એ આત્મઘાત કરવાનું કામ છે. જે શરીરવડે હજારો ભવ ટાળવાના સુકૃત્યો કરવાનાં છે ત્હેને 'સુકોમળપણા' ના દેખાવ ખાતર, કે બેદરકારીથી ક્ષીણ કરી નાખવું એ 'ગૃહસ્થો' ને છાજતું નથી. કારણ કે ગૃહસ્થ અને ત્યાગી બેમાં હજારો ગાઉનો તફાવત છે. માટે સાદો ખોરાક પેટપૂર રીતે, આસ્તે આસ્તે, આનંદ વાર્તા કરવાની સાથે ખાવો જોઇએ અને તે પણ દરરોજ નિયમિત વખતે ખાવો જોઇએ." બ્રાહ્મણનાં આ નીતિવાક્યો પ્રધાનપુત્રે હૃદયમાં કોતરી રાખ્યાં. એમ વાતો કરતાં કરતાં ભોજન પુરૂં થયું એટલે વળી અત્યાર સુધીનાં સર્વ કુતુહલોને ભૂલાવે એવું એક કુતુહળ

ચ્ચાર અને વિધિઓ દાખલ કરી છે. નહિ તો શું એક કન્યા એક પુરૂષને બન્નેના પિતા અને સ્નેહીઓ સમક્ષ પોતાનો હાથ અર્પણ કરે એજ લગ્નનું પુરતું પ્રમાણપત્ર નથી? ફેરા ફેરવો કે નહિ પણ આખી જીંદગી સુધી કન્યાને વરના પાછળ ફરવાનું જ છે. પરણવાની હિમત ધરનાર એક માણસ, બીજા મનુષ્ય પ્રાણીનો માલેક થવા આવે, તે શું તે આશ્રિત જનના ગુજરાન અર્થે દેશવિદેશ ફરવું પડશે, સમય અનુસાર વર્તવું પડશે, દુઃખોથી વિંધાતાં પણ હિમત રાખી સંસાર ચલાવવો પડશેઃ એ સર્વ નહિ જાણતો હોય? અને જો જાણતો ન હોય તો તેવા માટે એકજ વખતના આવા પ્રસારાથી શું દહાડો વળવાનો હતો? અને જો જાણતો હોય તો આવા પ્રારસનું પ્રયોજન જ શું છે? અમે બ્રાહ્મણો મંત્રોચ્ચાર કરીએ છીએ તે કાંઇ દેવની કૃપા વરકન્યા ઉપર ઉતારવા અર્થે નહિ પણ હસ્તમેળાપના આનંદી વખતને મધુર શબ્દોચ્ચારથી વધારે આનંદી-વધારે આલ્હાદકારક બનાવવા માટેજ. શું બ્રહ્મા કે ગણપતિ એવા મૂર્ખ છે કે, બબ્બે-ચચ્ચાર ટકા માટે પ્રાર્થના કરતા બ્રાહ્મણની વિનતિ સ્વીકારીને દરેક વરકન્યાને લાંબું આયુષ્ય અને પૈસો આપી દે? એમજ જો અપાતું હોત તો કેટલીક કન્યાઓ ચોરીમાં જ રાંડે છે, કેટલીક માસ પછી અને કેટલીક બે-ચાર વરસે, તે કેમ બનત? બ્રાહ્મણના મંત્રો તે વખતે ક્યહાં ઉડી જાય છે? મહારાજ! એ સર્વ અજ્ઞાનને માટે છે. લગ્નનો અર્થ તો લગ્ એટલે જોડાવું-સંધાવું એટલોજ છે. વર-કન્યાએ સાચા દીલથી દીલ જોડવાં અને બન્ને પક્ષના માણસો વચ્ચે, જીંદગી સુધી ભેગા રહેવાનો કરાર વચનથી જાહેર કરવો એજ 'લગ્ન.' આથી આપને સવાલ થશે કે જો એનેજ લગ્ન કહેવાય તો પછી આ કન્યાનું લગ્ન તે લગ્ન કહેવાય; કારણ કે તેણી તો આ અતિથિને ઓળખતી પણ નથી.

પણ નહિ, એમ નથી; પ્રધાનપુત્ર ! (હવે આપનું પોત સઘળું ખુલ્લું કરીશ ) આપના આ રાજાજી અને આપ, માતાના ત્રાસને લીધે નાશી છૂટ્યા છો અને આજે આ જગાએ આવી પહોંચવાના છો એવું મ્હને એક નિમિત્તીઆએ જણાવ્યું હતું ત્હેની પાસેથી વળી આ કન્યાએ આવનારના ગુણ-શક્તિ આદિ સંબંધી જ્ઞાન પણ મેળવ્યું હતું અને તે જ વખતે આ વીર પુરૂષને જ વરવા ત્હેણે નિશ્ચય કર્યો હતો. હવે આપ જોશો કે, આ કાંઇ ઢીંગલા-ઢીંગલીનો ખેલ નથી પણ સ્વયંવર જ છે, કારણ કે જેમ મ્હારી પુત્રીએ કુમાર શ્રી બ્રહ્મદત્તને વરવા જ નિશ્ચય કર્યો હતો તેમ બ્રહ્મદત્તજી પણ હમણાં તેણીને જોઇ પ્રસન્ન થયા હતા એવું મ્હેં ત્હેમની શરમીંદી આંખ ઉપરથી બરાબર જોયું હતું તો આ લગ્ન એ 'સ્વાભાવિક લગ્ન' છે અને એમાં **કૃત્રિમ ક્રિયાઓની** જરૂર નથી. મ્હોંમાંથી વચન નીકળ્યું એટલે પરણી જ ચૂક્યા, માટે હવે હલીન છોડો અને આ વેશ પણ દૂર કરો ભય દૂર થતાં સુધી અહીંજ રહી આ ઘર પાવન કરો અને આપ જેવા ખાનદાન અતિથિના સત્કારમાં મુજ રંકથી કાંઈ કસુર થઇ હોય તો ક્ષમા કરો "

બ્રહ્મદત્તે અને વરધનુએ ભૂદેવના વચનને માથે ચ્હડાવ્યું અને તેઓ બ્રાહ્મણનો વેશ દૂર કરી મૂળ વેશમાં સજ્જ થયા, જે જોઈ ભૂદેવ અને કન્યાને બહુ હર્ષ થયો વાદળામાંથી સૂર્ય જેમ ઝળકી ઉઠે તેમ બન્ને યુવાનો શોભવા લાગ્યા સસરા કે જે પણ એક વડીલ તરીકે જ ગણાય છે ત્હેમના માન ખાતર તેઓ બે દિવસ ત્હેં રહ્યા.



# પ્રકરણ ૯ મું.

## વિયોગ.

But as we meet and touch each d[illegible]
The many travellers on our way,
Let every such brief contact be
A glorious helpful ministry!
The contact of the soil and seed:
Each giving to the other's need–
Each helping on the other's best,
And blessing each as well as blest!

—S. Coleridge.

પાછલા પ્રકરણમાં આપણે જોઇ ગયા કે ક્ષત્રિયપુત્ર બ્રહ્મદત્ત જૈનલગ્નવિધિ કે વૈદિક લગ્નવિધિ, કાંઇ ક્રિયા કે કાંઇ મંત્ર કશાની સ્હાયતા સિવાય બ્રાહ્મણપુત્રીને પરણ્યા અને સસરાના અત્યંત આગ્રહને લીધે બે દિવસ ત્ય્હાં રોકાયા. એ બે દિવસ આ મહાન નર અને ખાનદાન જમાઈની સેવાચાકરી બજાવવામાં વસુભૂતિએ કાંઇ કમીના રાખી નહિ. તેમજ ત્હેની પુત્રી બન્ધુમતી પણ પોતાના આ મનમાન્યા પતિને રીઝવવામા કાંઇ કચાશ રાખે તેવી નહતી. તે બન્નેનાં ચક્ષુ બવારનવાર તારામૈત્રિક રચતાં, અથવા 'જૈન અખબા' ની ભાષાની

" હવેછે લાજ તુમારે હાથે, નિશુણો નાજુક નાથ રે
જાવા નહિ દઉં રે—
" સાચુ સગપણ, સ્વામી ! ત્હમારૂં, છેષુ ભવ તુમ આધાર;
" સાસુના સુત વિણુ કોઇ બીજો, નથી આંસુનો લુનાર રે
જાવા નહિ દઉં રે—
" પ્રિતમ વિણ પીયરીએ રે'તાં, સુંદરીઓ નવ સોહે;
" અણુચિંતસા સિર આળ જ આવે, સંપટનું મન મોહે રે
જાવા નહિ દઉં રે—
" પ્રાણુસ્થલ નવ નાભિએ બેસે, રહ્યો અધર જીવ આવી;
" દયા કરો દયિતાની ઉપર, કહુ છું શિશ નમાવી રે
જાવા નહિ દઉં રે—"

કુમાર ગળગળો થઇ ગયો. જવું ગમતું તો ન હતું પણ બેસી રહેવુ પાલવતું પણ નહોતુ, તેથી ગદગદીત કંઠે ટુંકો જ ઉત્તર વાળ્યો—" એ બધું સાંભળવા મ્હને કાન છે અને સમજવા બુદ્ધિ છે તથા મ્હારી મધુરી મૂર્તિ માટે હૃદયમાં જગા પણ છે; પણ જવા સિવાય ચાલે તેમ નથી. "

"ઉવેખાને એમ જો જાશો, તો મ્હારું શું જોર ?
"જાણીશ એ હું પ્રીતિ એકાંગી, જેમ હેડી લંઘોર રે."

એકાંગી પ્રીતિનો ખ્યાલ દૃષ્ટિ આગળ આવતાં જ બાળાથી રડી જવાયું. તેણે છેક નાસીપાસ થઈ પડતું મૂક્યું, પણ સમયસૂચક કુમારે હેને પોતાની વિશાળ બાહુલતામાં ઝાલી લઈ આશ્વાસન આપ્યું. પોતાના પ્રેમ માટે ખાત્રી આપી જલદી પાછા ફરી સહવાસ સુખ આપવા વચન આપ્યું, અને એકલા જ જવાની જરૂર સમજાવી. એથી બંધુમતીને કાંઈક હુંફ વળી, તેણીને કાંઈક આશા આવી, વિશ્વાસ બેઠો, 'અને પરદેશ જતા પતિને ખેદીત કરી મોકલવો એ અશુભસૂચક' સમજી આંસુ લુછી તે સ્વસ્થ થઈ અને શીખ. આપવા નિમિત્તે બોલીઃ– "આપની ગેરહાજરીમાં પલંગ તે પાવક ( અગ્નિ ) સરખો, શણગાર સર્પ સરખા, અને જીવન વેણુના કોળીઆ જેવું થઈ પડશે; માટે જેમ બને તેમ વહેલાવહેલા પધારજો !"

પછી તેણી પ્રધાનપુત્ર તરફ ફરીઃ "બંધુ ! હાથ જોડીને વિનવું છું કે તમારા રાજાના શરીરનું જતન કરજો, ત્હેમનું શરીર કોમળ છે માટે સાચવજો. ત્હેમનું મન હંમેશ આનંદમાં રહે એવી યુક્તિ કર્યા કરજો અને વખતોવખત કુશલ પત્ર પાઠવજો."

વરધનુએ તેણીને સઘળી વાતની ખાત્રી આપી અને પછી તેઓ બન્ને ત્યાંથી વિદાય થયા. જો કે જમીન ઉપર એ જ જણનાં પગલાં પડતાં હતાં પણ મુસાફરી ઉપર ત્રણ જણ કરતાં હતાં; કારણ કે બંધુમતીનો ખ્યાલ તેઓ કલ્પનામાંથી દૂર કરી શકયા ન હોતા.

# પ્રકરણ ૧૦ મું.

## લાભ માટેજ સંકટ !

Sweet are the uses of adversity;
Which, like the toad, ugly and venomous,
Wears yet a precious jewel in his head.

—Shakspeare.

આજે પડતાં સંકટો કાલે કાંઈ કિમતી લાભ આપવા માટે જ આપણને ભેટતાં હશે તો કોણ જાણે ? સેંકડો બનાવોમાં એમજ બનેલું જોવામાં આવે છે અને આપણી વાર્તાના નાયકના સંબંધમાં પણ એમજ બન્યું છે અને બનવાનું છે તો પણ કોણ જાણે આપણે મનુષ્યો કેવીએ માય વગરની માટીના બનેલા છીએ કે જરાસા સંકટ ને જોઇ આપણે ફાટી પડીએ છીએ. " દરેક સંકટ નવો અનુભવ આપવા માટે જ છે " એ સત્ય ઉપરાંત ઘણાંખરાં સંકટ તો વળી પ્રત્યક્ષ ( દશ્ય ) લાભ આપનાર નીવડે છે. બ્રહ્મદત્તને કુલટા ના કોપે સ્ત્રી-રત્ન અર્પ્યું તે આપણે જોઇ ગયા અને હજી જોઈશું કે હેને ચિર તુરતમાં પડવાનાં સખત સંકટ માત્ર હેને સર્વ રત્નોથી શ્રેષ્ઠ એવું વિદ્યા-રત્ન અર્પવા માટેજ પડે છે.

નવપરણીત બંધુમતીને છોડી કુંવર બ્રહ્મદત્ત અને પ્રધાનપુત્ર

આવી નીકળ્યા તેઓ પણે દૂર ગયા નહિ હશે એવામાં ત્હેમને એક મુસાફર મળ્યો કે જ્હેને નવીન સમાચાર પૂછતાં જવાબ મળ્યો કે ન્હુટ દીવરજા મિત્રની ગાદી પચાવી પડીને, મિત્રપત્ની સાથે મ્હમાલ આસે છે અને મિત્રપુત્રના સહાર માટે કરેના લાખાગ્રહમાંથી બચેલા તે કુમારને મારવા ત્હેણે ચોતરફ મારા મોકલ્યા છે, કે જે મારાઓ દરેક મ્હોટા રસ્તા રોકી બેઠા છે.

આ ત્રાસદાયક સમાચાર સાંભળી આ બન્ને પથીકોએ જાહેર રસ્તો તુરત છોડયો અને જંગલ તરફ વળ્યા. તાપ સખત હતો અને કાંટાવાળી વિષમ જમીનમાં ચાલવાનુ હતુ તેથી કુવર થાક્યો અને તૃષાતુર થયો ત્હેને એક સરોવર નજીકના વૃક્ષ નીચે બેસાડી પ્રધાન પુત્ર સરોવરમાંથી જળ ભરવા ગયો.

સરોવર તદ્દન શાંત હતું. એ શાન્તિમાં ભંગાણ પાડનારો એક પક્ષી સરખાનો પણ અવાજ ત્હાં થતો નહોતો સાત આઠ ભયંકર ચ્હેરાના વટેમાર્ગુ એ સરોવરના છાંયડાવાળા ભાગમાં સુતા હતા અને પગુ થાકી ગયા હોય એવા દીસતા હતા

વરધનુ ત્હાં જ જળ ભરવા આવ્યો. ત્હેણે આ શાંત જગામાં સાત માણસોને ગાઢનિદ્રા લેતા જોઈ મનમાં વિચાર્યું કે, આ વખતે આવી એકાતમાં સુતારાઓ ખરેખર દુખી હશે મનુની પ્રજા હું છું અને આ પણ ત્હેની જ પ્રજા છે. માનવ તરીકે—મનુના એક સતાન તરીકે મ્હારે મ્હારા આ ભાઈઓનુ દુખ બને ત્હાં સુધી દૂર કરવુ જોઈએ

મન સાથે એટલી ગોષ્ટિ કર્યા પછી ત્હેણે પાણીમાં સુવર્ણ પાત્ર પ્રવેશ્યું. ' બુદ્-બુદ્-બુદ્ ' એવો અવાજ થયો, ત્હાંની સર્વવ્યાપ્ત શાન્તિનો ભગ થયો. તુરતજ સાતમાંનો એક પથીક ઉભો થયો

અને થોડીવાર આ અવાજ કરનાર તરફ ટગરટગર જોયાં કર્યાં પછી પાસે પડેલી લાકડી તે અવાજ કરનાર ઉપર અજમાવી. વરથતુંએ અવસ્થાન જોઇ સમયસૂચકતા વાપરી. પોતે કસરત શીખેલો હોવાથી એ ઘા હેલેથી સહેલાઈથી ચૂકાવ્યો. પછી એક હિમ્મતવાન વીરની માફક, જાણે કે કાંઇ બન્યુંજ નથી એવો બેદરકાર દેખાવ કરી બોલ્યો: " આ લાકડી વડે તું શું કહેવા માગેછે ? શું આ લાકડી માનવ ધર્મનો ઉપદેશ કરેછે ? "

"ના; એ લાકડી **માનવ ધર્મ**નો નહિ પણ **દુતકર્મ**નો પાઠ ભજવી શકે છે. રાજ્યચોરને શોધી કહાડી હેમને પોતાના જેવાજ સીધા કરી શકે છે!" જવાબ મળ્યો.

" એમ છે તો ઘણું સારૂં; જો, એ સીધી છે,–સરળ છે. એ હારા જેવો કુટીલ જવાબ આપી શકે નહિ. ત્હારે તું શીખ કે, **પ્રજાનું ધન પ્રજાની મદદથી** એકઠું કરીને હેને સ્વઉપયોગમાં—સ્વરક્ષણમા અને મોજશોખમાં ઉડાવે તેવા રાજારૂપી રાજ્ય ચોરનેજ એ લાકડી બરાબર સીધા કરી શકે જા, જ્યહાંથી આવ્યો હોય ત્હાં પાછો જા; ત્હાંના સુખાળવા શ્રીમંતો અને પ્રજાપીડક અમલદારોપર એ લાકડી અજમાવ. એમને શીખવ કે હરામનું ખાધેલું પચવાનું નથી. જા, હેમનાં ઘરબાર લૂટ અને તે વડે હારી આ દુઃખી જણાતી સ્થિતિ સુધાર અને હારા જેવા બીજા અનેક મહેનત કરી શકે તેવા અને મહેનત કરવા તૈયાર છતાં ભૂખે મરેછે તેવા હજારો સામાન્યોને વહેંચી આપી હેમનો આશિર્વાદ મેળવ. જા, પ્રજાનું ધન લૂટી પ્રજા પર જુલમ કરનારા હારા રાજાની ગરદનપર આ લાકડી અજમાવી લે; જા, એ હરામી રાજાના ખુશામતીઆ અમલદારો એટલે કે બીજા નંબરના ' રાજ્યચોરો'ની કમ્મરમાં એ લાકડી અજમાવી લે. જા,

અજાની રૂ. ૧૦) જેટલી મહેનતને બદલે રૂ. ૧) આપી - શ્રીમંત બની ઐશઆરામ કરનારા ત્રીજા નંબરના 'રાજ્યચોરો'ના ઢીંચણમાં એ લાકડી અજમાવ; અને છેવટે —જોજે ભૂલતો—છેવટે, સ્વર્ગ આપવાની સરતે જેઓ પ્રજાના રોટલા અને બુદ્ધિ બન્ને હરી જાય છે અને એ રીતે રાજ્યને નિર્માલ્ય કરી નાખે છે એવા 'રાજ્યચોરો' ના તો પગમાં જ એ લાકડી અજમાવજે. અહીં તે લાકડી અજમાવવાનું સ્થાન નથી; અહીં તે લાકડી કાંઇ નવો પાઠ શીખવી શકે તેમ નથી; કારણ કે તું જેને હારી સામે ઉભેલો વ્હેમની દૃષ્ટિથી જુએ છે તે તો આ ત્હારી લાકડી જેવોજ સરળસ્વભાવી છે. માટે મૂર્ખ ! હીચકારાપણું છોડી મ્હેં કહેલું કામ જલદી કર."

"હાહા, તેજ કરીશું; પણ પ્રથમ અમારી ભુખ ભાગવાના પરોપકાર માટે ત્હને તો લૂટીશું જ" પેલા રાક્ષસે કહ્યું.

"મ્હારી પાસે કાંઈજ નથી કે જે હું ત્હને આપું. નહિ તો મ્હારી ચીજથી કોઇ પણ માનવને સુખી થતો જોઇ હું ઘણો સુખી થાઉં."

"આ બ્રાહ્મણ એમ નહિ માને; એને જરા પુષ્પાંજલિ આપવી પડશે" એટલું મન સાથે બબડી પેલા વિકાળ ચહેરાના વટેમાર્ગુએ પોતાના છએ સોબતીને જગાડ્યા અને વરધનુને ઘેરી લીધો.

"ત્હમે શું કરવા માગોછો ?" વરધનુએ પૂછ્યું.

"અમે ત્હારી ચટણી કરવાના છીએ."

"ત્હમારાં મ્હોં એવાં દીસતાં નથી !"

"લુચ્ચા, ચોર, બદમાસ ! એકલો જાણી દયા ખાઇએ છીએ ત્હેમાં આટલું ફાટ્યુફાટ્યું બોલે છે કે ! જુઓછો શું, મિત્રો ! ઉડાવી દો એનું ડોકું."

સાત તરવારો ખેંચાઇ અને ઉન્હાળાના સખત તડકામાં તે આંખો બંધ થઇ જાય એટલો પ્રકાશ ફેલાવી રહી. પરન્તુ તે તરવારો વરધનુ ઉપર પડે તે પહેલાં તો ત્હેમાંના જ એકે તેઓને તેમ કરતા વાર્યા " સબુર; આપણે એનું ખુન કરવા નીકળ્યા નથી. એનો સોબતી આપણા રાજાનો ચોર છે. આપણે એના સોબતીને શોધીને મારવો છે. તો આને મારવાથી એનો પત્તો કેમ કરી લાગવાનો હતો ".

તેઓએ તરવાર મ્યાનમાં નાખી. અને વરધનુને માત્ર મારફાડ કરવાનો ઠરાવ કર્યો. " કેમ રે ! તુ ત્હારા પેલા સૈતાની મિત્રનો પત્તો બતાવે છે કે પોતાનુ જ શિર ખોવા ખુશી છે ?"

તિરસ્કારયુક્ત હાસ્ય સાથે વરધનુએ જવાબ દીધો: " એ જ કામ માટે જો ત્હમે આવ્યા હો તો આટલુ લાંબુ ફારસ કર્યા સિવાય પહેલેથી જ તે કહી દેવું હતું ત્હમે પૈસા માટેજ 'મારા' તરીકેનું કામ કરો છો અને મ્હારી પાસે પૈસા નથી તો ત્હમને મ્હારી મદદથી પૈસા મળે એ જોઇ હું ઉલટો ખુશી થઇશ. બ્રહ્મદત્ત જેમ પોતાની ઉદ્ધતાઇથી મા અને કાકાનુ અપમાન કરી નાઠો તેમ રસ્તે જતાં મ્હારી સાથે પણ ઉદ્ધતાઇ કરવાથી મ્હારે ત્હેની સાથે અણુમનાવ થયો છે. તે હમણાં એક ગુફામાં પેઠો છે, ત્હેને ત્હમો ખુશીથી પકડી લ્યો અને ત્હમારું ઇનામ દીર્ઘરાય પાસેથી મેળવો પણ યાદ રાખજો, મ્હેં પ્રથમ કહ્યા પ્રમાણે વધુ મ્હોટા ઇનામને પણ છોડતા નહિ. "

" કેવો ડાહ્યો ડમરો છે ! વારુ, તુ આગળ ચાલ અને એ ગુફાનો રસ્તો અમને બતાવ. " પેલા મારાઓના વડાએ કહ્યુ.

આગળ વરધનુ અને પાછળ એ સાતે મારાએ ચાલવુ શરૂ કર્યું. સરોવરની જે બાજુ બ્રહ્મદત્ત બેઠો હતો તેથી જરા નીચાણના ભાગમાં

હેમને તે દોરી ગયો અને બ્રહ્મદત્તને સંભળાવવા મ્હોટેથી બોલ્યો:
“ જુઓ, ત્હમે સાતે જણ એકદમ એ ગુફામાં દાખલ થઇ જજો અને એકદમ તરવારના સાત પ્રહાર અંદર સંતાયેલા બ્રહ્મદત્ત પર કરજો એટલે ત્હમારો બ્હેડો પાર થશે. અને જો ચૂકયા તો તે ભયંકર માણસ આડાઅવળો અટવીમાં નાશી જશે.”

. નાશી જવાની આ સૂચના બ્રહ્મદત્તે સાંભળી અને તુરતજ જીવ લઇને ધીય જંગલમાં દોડયો. ભયંકર અટવીમાં તે ઘણો દુઃખી થયો પણ પ્રાણને બચાવવા માટે શું નથી કરવું પડતું ? અગર શું વિપત્તિ ગમે તેવા સુંવાળાને પણ કઠણ થવાનું નથી શીખવતી ? ત્રણ અહોરાત્રી આ પ્રમાણે ભટકયા પછી હેણે એક ટેકરી ઉપર એક તાપસ જોયો અને આશ્રમસ્થાન તરીકે હેનામાં આશા બાંધી.

તાપસ પાસે જતાંજ હેણે હેને સત્કાર આપ્યો અને પોતાનો હેવાલ કહેવા ફરમાવ્યું, જે હેણે અથથતિ કહી સંભળાવ્યો. આંખમાં પ્રેમાશ્રુ સહિત તે તાપસ હેને ભેટી પડયો અને જણાવ્યું કે “ હું ત્હારા સ્વર્ગસ્થ પિતાનો લઘુ બન્ધુ છું અને ઘણાં વર્ષથી તાપસ થયો છું; મ્હારા ભાઇના એકના એક બાળકની આ દશા જોઇને તથા રાજ્યની દુર્દશા સાંભળીને મ્હને ઘણું લાગી આવે છે; પણ છેવટે એ બાળ મ્હારા જ રક્ષણ તળે આવી પુગ્યો છે એ જોઇ

# પ્રકરણ ૧૧ મું.

## વાંસની જાળીમાં અધ્ધર લટકતું મસ્તક.

ખાડો ખોદે તે પડે, નિંદે તે નિંદાય;
પોતે બેડી જે કરી, તેમાં જન જકડાય.

કાકાની પાસેથી વિદ્યાકલા સંપાદન કરતાં કેટલોક વખત વ્યતીત થયો એવામાં વળી એક અદ્‌ભૂત બનાવ બન્યો. બ્રહ્મદત્ત કુમાર એકદા વનમાં કુદરતની શોભા જોવામાં મશગુલ બન્યો હતો એટલામાં એક મદથી છોડેલો હાથી ત્હેની દૃષ્ટિએ પડયો. કુમાર ત્હેને ખીજવવા લાગ્યો. હાથી ત્હેને સૂંઢથી પકડવા દોડતો અને કુમાર આડાઅવળો છટકી જતો એમ કરતાં બન્ને ઘણા દૂર જઇ પહોંચ્યા. છેવટે વરસાદના એક ઝાપટાને લીધે હાથી નાશી ગયો અને બીંજા-યલો કુમાર એકલો પડયો. તપાસ કરતાં ત્હેને જણાયું, કે કાકાની પર્ણકુટિકાથી પોતે ઘણે દૂર આવી પહોંચ્યો છે. ત્હેને રસ્તાનું ભાન નહોતું અને સાંજ પડી ગઇ હતી, તેથી પાસેની નદી ઓળંગી ત્હે કીનારે આવેલા શહેરમાં દાખલ થયો

નગરમાં પેસતાં તે ઘણું ભવ્ય જણાયું પણ માણસ-પશુ-પક્ષી કાંઇ જોવામાં આવ્યું નહિ આથી કુમારને ઘણું આશ્ચર્ય થયું. તે આગળ ને આગળ ચાલ્યો. છેવટે વાંસની એક ઝાડી પાસે આવી પહોંચ્યો.

આ જગાએ વાંસ ખીચોખીચ આવી રહ્યા હતા અને હેમાંથી આંખને આંજી દે એવો પ્રકાશ પડતો હતો આ પ્રકાશનુ કારણ શોધવા કુમાર જરા આગળ વધ્યો તો એક તલવાર એક વાંસ ઉપર લટકતી જોઇ. કુતુહલી કુમારે એ તલવાર હાથમાં લીધી અને હેની ધાર તપાસવા માટે એક વાંસ ઉપર ઝટકો માર્યો

ઝટકો મારવાની સાથેજ એક ભયંકર ચીસ પડી કે જેથી આકાશ ગાજી ઉઠ્યુ અને લોહી ચૂતુ એક મસ્તક રાજકુમાર બ્રહ્મદત્તના પગ આગળ આવી પડ્યુ. આ મનહર યુવાન મનુષ્યનુ મસ્તક જોઇ બ્રહ્મદત્ત ચમક્યો પોતાના હાથે ખુન થયુ જાણી હેને ભારે પશ્ચાતાપ થયો.

વધુ તપાસ માટે વાસની જાળમાં જુએ છે તો એક વાંસ ઉપર મસ્તક વગરતુ શરીર ઉંધુ લટકે છે અને નીચે એક કુડમાં યોગીની ધુણી જેવી ધુણી છે આથી હેણે અનુમાન બાધ્યુ કે, આ કોઇ મન્ત્રસાધકનુ ખુન મ્હારા હાથે થયુ જણાય છે

પશ્ચાતાપ કરતો કુમાર હાથમાં તલવાર લઇ શહેરમા ચાલ્યો રસ્તામાં કોઇ માણુસ હેની દૃષ્ટિએ પડ્યુ નહિ કેટલેક દૂર ગયા પછી એક અલૌકિક મહેલ હેના જોવામાં આવ્યો તે મહેલ સાત માળનો હતો, ચુનાની જગાએ સુવર્ણનુ પ્લાસ્ટર કરેલુ હતુ, ચિત્રની જગાએ હીરા-માણેક મ્હોડેલા હતા, જે એવી ખુબીથી ગોઠવ્યા હતા કે એમનો પ્રકાશ મનુષ્યાકૃતિઓ ઉભી કરતો હતો એ મહેલની ખુશબો પણ દૂર સુધી પહોચતી હતી, જાણે કે સુખડનો જ મહેલ હોય નહિ મહેલની આગળનો છુટક ભાગ ભવ્ય બાગથી મ્હેકી રહ્યો હતો

જડવત્ આખા શહેરમાં આ ભવ્ય આવાસ ચૈતન્યમય હોય એમ કુમારને લાગ્યુ, કારણ કે હીલોળમ જેવો બાગ અને સુગધીની

જ્હેક કાંઇ માણસની હાજરી સિવાય હોઇ શકેજ નહિ. કુતુહળ જોવા ખાતર એક ચોરની માફક તે બારીએ થઇને ઉપર ચ્હડયો અને વિશાળ દીવાનખાનામાં ડોકીઉં કરતાં જ કાંઇ અલૌકીક દેખાવ જોઇ ત્હેનો પગ ત્ય્હાંજ થંભી ગયો.

વિશાળ અને ભવ્ય દીવાનખાનામાં એક ખુણામાં એક ઉંચા પલંગ ઉપર એક કુમારીકા આંસુ વરસાવતી બેઠી હતી. ત્હેનો પોશાક બહુમૂલ્યી હોવા છતાં ત્હેના ચિત્ત જેવીજ અસવસ્થ સ્થિતિમાં જણાતી હતી. હાથ ઉપર નાજુક હડપચી ટેકવી તેણે નયનકમળને નીચાં ઢાળ્યાં હતાં. "હે મનહર મૂર્તિ ! કંચન જેવી આ કાયા કાંઇ પણ સ્મરણ ચિન્હ મુક્યા સિવાય કરમાઇ જાય છે, ત્હેની શું ત્હને દયા નથી આવતી ? કુંપીલ- પુરપતિ ! શું છેકજ નિર્દય બનશો ?" એવા ત્રુટીત ઉચ્ચાર ત્હેના મુખમાંથી નીકળ્યા.

બ્રહ્મદત્તને આ દેખાવે જે આશ્ચર્ય ઉપજાવ્યું તે કરતાં પણ આ ત્રુટીત શબ્દોએ વધારે આશ્ચર્ય ઉપજાવ્યું. જ્હેને પોતે ઓળખતો નથી એવી એક કુમારિકા પોતા માટે આવી અજાણી જગ્યામાં ઝુરે છે એ જોઇ ત્હેને કુતુહળ લાગ્યું. ત્હેણે હિમત ધરી દીવાનખાનામાં બારતેથી પ્રવેશ કર્યો.

પરંતુ જેવો તે દ્વારમાં પ્રવેશ કરે છે તેવોજ ત્હેના અવાજથી ચમકેલી તે કુમારિકા હાથમાં ખુલ્લી તરવાર લૃઇ દોડી આવી અને લાલચોળ મ્હોંરે બોલી.

"ઓ દુષ્ટ રાક્ષસ ! ત્હને હજાર વાર કહી ચુકી કે હું અદરાયલી છું. મ્હેં મ્હારૂં મન બ્રહ્મદત્ત કુમારને સમર્પણ કરી દીધું છે, જે પાછું ખેંચી લેવાની શક્તિ કે અધિકાર હું ધરાવતી નથી. છતાં તુ સતામણી છોડતો નથી તો આવ અને સ્વીકાર આ તરવારનું ભેટણું."

આ શબ્દ બોલતાં બોલતાં તેણી દોડી આવતી હતી તેવામાં બ્રહ્મદત્તનો ચ્હેરો ત્હેણીના જોવામાં પુરેપુરો આવવાથી શરમિંદી થઇ ગઇ, ત્હેના હાથમાંથી તરવાર આપોઆપ પડી ગઇ, ચહેરા ઉપરની ક્રોધની રતાશે શરમના શેરડાને જગા આપી. નયન નીચાં ઢળ્યાં અને અક્રિય-સ્તબ્ધ થઇને તે આરસની મૂર્તિવત્ ઉભી રહી.

બ્રહ્મદત્ત છેકજ નજીક આવ્યો અને નમ્રતાથી ખુલાસો પૂછવા લાગ્યો. કેટલીક વાર સુધી હિમત એકઠી કરીને તેણીએ બ્રહ્મદત્તના જમણા હાથને ધ્રૂજતાં ધ્રૂજતાં પોતાના હાથમાં લીધો અને આસ્તેથી ચુંબન કરી મસ્તક નમાવ્યું. પછી પોતાનો ઇતિહાસ શરૂ કર્યો.

"મ્હારા હૈયાના હાર ! હું આપને કાંઇ પણ હકીકત જણાવું તે પહેલાં હમણાંજ મ્હેં ભજવેલી મૂર્ખાઇ માટે ક્ષમા ચાહું છું. અંગ દેશના ચંપાપુર નગરીના પુષ્પચૂડ રાજાની હું પુત્રી છું આપનું એકદા દર્શન થતાં અને આપના ગુણોની વાત સાંભળતાં આપની સાથેજ પરણવાનો મ્હેં સંકલ્પ કર્યો હતો. એકદા સખીઓ સાથે સરોવરમાં ન્હાવા ગયેલી ત્હ્યાં કોઇ વિદ્યાધર આવીને સખીઓની દૃષ્ટિ બાંધી લઇ મ્હને અદ્ધર ઉપાડી ચાલતો થયો તે દુષ્ટે આ મહેલમાં મ્હને ઉતારી અને પોતાની મલીન વાસના મ્હને જાહેર કરી. મ્હેં કોઇ રીતે માન્ય કર્યું નહિ ત્હ્યારે તે મ્હારા ઉપર જુલમ ગુજારવા તૈયાર થયો, પરંતુ મ્હે જિનરાજ નામનું રટણ કર્યું એટલે ભક્તિ અને શીલના પ્રભાવે ત્હેના શરીરે દાહ લાગ્યો. આથી કોપેલો તે વિષયાંધ વિદ્યાધર તુરત ત્હ્યાંથી રસ્તે પડયો. પણ એટલું બોલતો ગયો 'કે યાદ રાખ; હું હમણાંજ વાંસની જાળીમાં જઇ વિદ્યા સાધું છું અને ત્હારો ગર્વ ઉતારૂં છું.' ત્હેને ગયાને હજી કલાકજ—"

'થોડા કલાક જ ત્હેને મુઆને પણ થયા છે; હવે ફિકર ન રાખો; કોમલાંગી !" એમ કહેતાંની સાથે ત્હેણે ત્હેણીનો હાથ પોતાના હાથમાં લીધો અને હિંમત આપવી શરૂ કરી." મધુરી ! તે રાક્ષસનું અનાયાસે મ્હારાજ હાથથી ખુન થયું છે. વાંસજાળમાં લટકતી તલવારની ધાર અજમાવવા જતાં મ્હારા જ હાથે, ઉંધે મસ્તકે વિદ્યા સાધતા તે કામાતુરનું ખુન હમણાંજ થયું છે. હવે ત્હમે નિડર બનો."

આ ખુશ ખબર અને પ્રતીત પતિની અણધારી મુલાકાતથી હર્ષઘેલી બનેલી પુષ્પવતી (એ ત્હેનું નામ હતું) પતિની ડોકમાં સુવર્ણવેલી માફક ટટળી પડી અને હર્ષાશ્રુ વરસાવવા લાગી.

કેટલીક વારે તેઓનો ઉભરો શમ્યો અને તેઓ સુખદુઃખની વાતો કરવા લાગ્યાં. એવામાં બ્રહ્મદત્તનું લક્ષ નજીકના ખંડમાંથી આવતા મધુર અવાજ તરફ ખેંચાયું. આ નિર્જન જગામાં આ ગાન કોણ કરે છે તે ત્હેણે જાણવા પ્રચ્છયું. તેથી પુષ્પવતીએ ખુલાસો કર્યો કે, "વિદ્યાધર જ્યારે મંત્ર સાધવા ગયો ત્યારે પોતાના મંત્રથી થવાના પરિણામની એને એટલી ખાત્રી હતી કે ત્હેણે પોતાની બે બ્હેનોને લગ્નની તૈયારીઓ કરવા વરધી આપી હતી એ બે કુમારિકાઓ કે જે એક મલીન હૃદયના વિદ્યાધરની બ્હેન હોવા સિવાય બીજી કોઇ રીતે દોષીત નથી અને રૂપ તેમજ ગુણમાં મ્હને પણ ઝાંખપ આપે તેવી છે તે હમણા પોતાના ભાઈનાં લગ્નનાં ગીત ગાય છે."

" અરે ! તે બિચારીઓને મ્હારા કૃત્યની જાણ થતાં કેટલો ખેદ થશે ?" બ્રહ્મદત્તે દયાળુ બની કહ્યું. "તે હવે ક્યાં, કેમ અને કોને આધારે જીવશે ?"

"પ્રાણનાથ ! જે થાય છે તે સારા માટેજ થાય છે. એક પાપીની બ્હેનો કહેવડાવવામાં ત્હેમને કાંઇ ફાયદો કે સુખ ન હોતું;

તો એ ભાઇના ખુનથી હેમને કાંઇ નુકશાન નથી. અને સહોદરના મૃત્યુથી હેમને સ્વભાવતઃ જે કાંઇ ખેદ થવા સભવ છે તે દૂર કરવાની સના તો તે ખેદ કરાવનારના જ હાથમાં છે!" અને તેણીએ મરકલુ કર્યું.

"તે કેવી રીતે?" ભેદ નહિ પામેલા કુમારે પૂછ્યું.

"આપ જાદુગરા છો. કામદેવને લજવનારૂં આપનું સૌંદર્ય તે બાળાઓને દુઃખ ભૂલવનાર થઇ પડશે. આપના ગુણોની ગીતો સાંભળી તે બાળીકાઓ બંધુવિયોગનું દુઃખ ભૂલી નવીન આનંદમાં દાખલ થશે. આપ કૃપા કરી અગાસીમાં પધારો, જુઓ તે બન્ને આ તરફ્જ આવે છે. હું તેઓને આપની વાત કરીશ અને ધારવા મુજબ તેઓની લાગણી ખેંચાશે કે તરત મ્હારો સફેદ રૂમાલ હલાવીશ એટલે આપ અંદર પધારજો."

તે બોલી રહે તે પહેલાં તો ગીત ગાતી બન્ને ગોરડીઓ દિવાન-ખાનાની નજીકમાં આવી પહોંચી અને સવાલજવાબ કરવા જહેને મુદ્દલ વખત રહ્યો નથી એવો બ્રહ્મદત્ત અગાસીમાં ચાલ્યો ગયો.

# પ્રકરણ ૧૨ મું

## મિત્ર મેળાપ.

પ્રેમ ખરેખર તાર છે—દોર વિના અદૃશ્ય;
પ્રેમી જો દીલથી સ્મરે, પાત્ર બને ત્યાં દૃશ્ય.

પરોપકારી મનુષ્યોના મ્હોટ્ફાટ વખાણ થાય છે; પરંતુ પરોપકાર કરવો કાંઇ રસ્તામાં નથી પડ્યો. કેટલીકવાર પરોપકારની કિંમત ઘણી મોંઘી પડે છે.

આપણી વાર્તાનો નાયક બ્રહ્મદત્ત જંગલમાંના એકાંત મહેલમાં અચાનક જઇ ન્હડ્યો અને 'અરેબીઅન નાઇટસ'ની કથાઓના સંજોગ જેવા સંજોગ વચ્ચે પુષ્પવતી નામની અતિ લાવણ્યમયી કુમારીકાને હૃદયથી પરણ્યો, તેવામાં ગીત ગાતી ગાતી જે બે ગોરડીઓ તે જગા તરફ આવતી જોઇ, ત્હેમની દયા ખાઇ પુષ્પવતીએ વિચાર્યું કેઃ— "આ બિચારી કન્યાઓ મ્હને વરવા માટે મંત્ર સાધવા ગયેલા ત્હેમના ભાઇના લગ્ન માટે તૈયારીઓ કરી ગીતો ગાતી આવે છે પણ તે ભાઇને તો મ્હારા હૃદયના પતિએ પરલોક મોકલી આપ્યો છે, ત્હેની ત્હેમને ખબર પણ નથી. હવે હું ત્હેમને તે માઠા સમાચાર આપીશ ત્હારે તે કેટલી દુઃખી થશે? એ દુઃખ દૂર કરવા માટે એમને કાંઇક સાધન આપું તો કેવું સારૂં ?" એમ વિચારી ત્હેણીએ તે બન્નેને પોતાની સહપત્નીઓ બનાવી સુખી કરવા ધાર્યું અને તેટલા માટે

બ્રહ્મદત્તને જણાવ્યું કે હેણે થોડી વાર બહાર બેસવું, જે દરમ્યાન તેહેણી તે બન્નેથી કાંઈ એકાંત કરવા ઇચ્છે છે. "

પરન્તુ પરોપકાર કરવા જતાં પુષ્પવતી સ્વાર્થ પણ ડુબાવી બેઠી ! કારણ કે આસપાસની અલૌકિક સીનેરી જોવામાં તલ્લીન થયેલો બ્રહ્મદત્ત ધીમે ધીમે ચાલતો ચાલતો મહેલના કમ્પાઉન્ડમાંથી શહેર ભણી ચાલ્યો અને ભવ્ય પણ વસ્તી વગરના શહેરનું કુતુહળ લાગવાથી આગળ ને આગળ ચાલ્યો જ ગયો. ચાલતાં ચાલતાં તે એક એકાંતમાં પોતાના રૂપેરી પટને ફેલાવીને પડેલા સરોવરના કિનારે આવી પહોંચ્યો. આ સરોવરમાં સ્નાન કરીને તે વસ્ત્ર પહેરતો હતો એવામાં ત્હાં એકાએક વિજળી ઝબુકી ! એક અતિ ખુબસુરત કુમારિકા હેની નજરે પડી ! એકાંત જગામાં વનદેવી જેવી એ કન્યાને જોઇ તે દિગ્મૂઢ બન્યો ! કુમારિકાને પણ કામદેવ જેવા કુમારમાં મોહ થયો ! થોડી પળ સુધી બન્ને એકબીજાને જોઇ જ રહ્યા; છેવટે કાંઇ વાતોનું બ્હાનું શોધી કુમારિકાએ પૂછ્યું.

" આપ કોણ છો ? અને અહીં કેમ બેઠા છો ? "

" હું કોણ છુ તે જાણવાની ત્હમને શી દરકાર છે ! "

" મ્હારા પિતા કે જે અહીંથી થોડી જ મીનીટના રસ્તા પર આવેલા ચોરપલ્લી નગરીના માલીક છે ત્હેનો એવો રીવાજ છે કે પોતાની નગરીમાં તથા ત્હેની આસપાસમાં આવતા દરેક પરદેશીની તે મ્હેમાનગતી કરે છે, આપ પણ ત્હાં પધારશો તો આપની સારી રીતે મ્હેમાનગતી થશે. "

" ત્હમારો ઉપકાર થયો, પરન્તુ વિના આમન્ત્રણ જવું એ સજ્જનનુ ભૂષણ નથી "

હું આપને આમંત્રણ આપું છું."

"પરાયી સ્ત્રી સાથે જવાથી લોકોનો અપવાદ સાંભળવો પડે । ત્હમારા જાણવા બહાર નહિ હોય."

"આપ કોઇ રાજવંશી જણાઓ છો; કૃપા કરી આપનો ।તિહાસ કહેશો ?"

"ત્હમારી સમ્પૂર્ણ ઓળખ સિવાય હું મ્હારી ઓળખ આપી શકું નહિ પોતાને એક રાજપુત્રી તરીકે જણાવો છો અને છેકજ એકલા આટલે દૂર ફરોછો તો એમાં મ્હને કાંઇ આશ્ચર્ય જણાય છે."

"આપનો સંશય સ્વભાવિક છે; પરન્તુ મ્હારું વૃત્તાંત આપ સાંભળશો તો આપનો વ્હેમ આપોઆપ દૂર થશે. મ્હારા પિતા સમરસેન વસંતપુર નામે નગરના રાજ્યકર્તા હતા. શત્રુઓએ એકસંપ કરી ત્હેમને ઘણા પજવવા માંડયા તેથી ત્હેમના વેર ખાતર પિતાજી પોતાનું નગર તજી મ્હને તથા થોડાએક બહાદૂર સીપાઇઓને લઇ પાસેના એકાંત વાસમાં આવી રહ્યા આ જગ્યા ઘીચ ઝાડીથી એવી તો સંતાયલી પડી છે કે, એક ભોંયરા જેવું આ ગુપ્ત સ્થળ છે. અહીં આવી મ્હારા પિતાએ એક ન્હાનકડું શહેર વસાવ્યું અને રસ્તે જતા શત્રુરાજાઓના માણસોને લૂટવાનું કામ શરૂ કર્યું. આ પ્રમાણે લૂટીલૂટીને ત્હેમણે અઢળક દ્રવ્ય એકઠું કર્યું, પરન્તુ એક વાતની ત્હેમને મુંઝવણ થવા લાગી. તે મુંઝવણ ત્હેમની એકની એક પુત્રી તરફની—મ્હારા તરફની હતી. આજુબાજુના સઘળા રાજાઓ શત્રુ થવાથી ત્હેમને તો પોતાની

" પણ મ્હારામાં ગુણો છે એમ ત્હમે કેવી રીતે જાણી શકો છો?" બ્રહ્મદત્તે વચ્ચે કહ્યું અને ઉમેર્યું " ત્હમે શું કહેવા માગો છો તે હું સમજી શકતો નથી.

" ગુણોને આપની આકૃતિ જ જાહેર કરે છે; અને આપ મ્હારા પિતાના મ્હેમાન બનો એજ મ્હારું કહેવાનું અને માગવાનું છે."

" ત્હમારો આટલો આગ્રહ છે તો ચાલો; હું પાછળ આવું છું."

બન્ને ચાલ્યા. ચોરપલ્લીના પ્રધાન અને રાજાએ બ્રહ્મદત્તનો સારો સત્કાર કર્યો. ત્હેના ઇતિહાસથી વાકેફગાર થતાં તેઓ ઘણાજ પ્રસન્ન થયા અને પોતાની કન્યા ત્હેને પરણાવી. અહીં રહી બ્રહ્મદત્ત રાત્રીદિવસ અમનચમનમાં ગુજારવા લાગ્યો.

જ્હેને હજી ઘણું વીતકડું બાકી છે એવો બ્રહ્મદત્ત એકદા સરોવર તરફ ફરવા નીકળ્યો; ત્હાં માંછલાંને જળમાં કલ્લોલ કરતાં જોઇ ત્હેને સાચા પ્રેમની ખુબી યાદ આવી. જળ અને માંછલાંને જે પ્રેમ છે તેવોજ પ્રેમ પોતાને વરધનુ સાથે હોય, તે મિત્ર યાદ આવ્યો. જે મિત્ર લાક્ષાગૃહમાં સુરંગ ખોદાવી પોતાને બચાવ્યો હતો—જે મિત્રે શત્રુના દૂતના હાથમાં પડતાં પોતાને બચાવ્યો હતો તે મિત્ર હમણાં ત્હેને યાદ આવ્યો અને તે યાદ આવતાં જ ત્હેની આંખમાં આંસુની ધારા વહેવા લાગી. "આ શરમ છે, શરમ છે મુજ સરખા સ્વાર્થીને ! તુ કે જ્હેણે મ્હારા માટે જંગલવાસ કર્યો છે ત્હેની ભાળ કઢાવવાનું છોડી હું આંહી રાગરંગમાં મ્હાલુ છું. શરમ છે મ્હને, કે જ્હેણે મિત્રતાને દગો દઇ મિત્રની માલેકીનું આ શરીર એક અજાણી સ્ત્રીને સોંપ્યું છે નહિ, હવે હું એવો બાયલો—એવો કાયર—એવો સ્વાર્થી—એવો ભોગી નહિ બનું; હું હમણાં જ રસ્તો પકડું છું અને તે ઠગારી વિધાતાએ

તે મ્હારા છગરને પાતાલમાં સંતાડયો હશે યા આકાશમાં મ્હારા સ્વાર્થી મ્હોં ઉપર હસવા છૂપાવ્યો હશે તો પણ હું ત્હેની ભાળ મેળવીશ; અને ભાળ મેળવીશ તોજ પાછો ફરીશ, નહિ તો અટવીમાં ભટકીને જ દેહ છોડીશ."

તે એકાએક ઉભરામાં આવી ગયો. સીધો અને સીધો તે ચાલવા લાગ્યો. થોડાંક પગલાં ચાલ્યો નહિ હોય એવામાં એકાએક કોઇ માણસ સાથે તે અથડાયો. તે એટલો બધો પરતાવામાં ગુમ થઇ ગયો હતો કે ત્હેનાં બાહ્ય ચક્ષુ ખુલ્લાં છતાં તે કાંઇ જોઇ શકતો નહતો. જ્યહારે તે વટેમાર્ગુ ત્હેનાથી અથડાયો અને સજ્જડ ભેટી પડયો ત્યહારે ત્હેણે નજર કરી અને જોયું કે, તે તો ત્હેનો વ્હાલામાં વ્હાલો વરધનુજ હતો, કે જ્હેને શોધવા તે અરણ્યમાં જવા નીકળ્યો હતો ! વરધનુ એકાએક ક્યહાંથી અને કેવી રીતે આ વખતે જ આવી ચ્હડયો તે એક આશ્ચર્ય વાર્ત્તા જ હતી; પરંતુ જેઓ શુદ્ધ પ્રેમને પિછાને છે ત્હેમને તો એમાં આશ્ચર્ય લાગશે જ નહિ કારણ કે ખરા દીલનો પ્રેમ–સાચા હૃદયની ભાવના –દૃઢ નિશ્ચયઃ એમાં એવું અલૌકિક બળ રહેલું છે કે જે અદ્દભૂત કાર્યો નીપજાવી શકે છે.

# પ્રકરણ ૧૩ મું.

## પ્રધાનપુત્રનાં વીતકકર્ડાં.

"The noblest reward of virtue is virtue itself"
—Bacon

ચોરપલ્લીના રાજાની પુત્રી સાથે આનંદમાં રહેતાં બ્રહ્મદત્ત કુમારને એકદા પોતાના વિષયલુબ્ધપણા માટે પસ્તાવો થયો અને પોતા માટે દુખી થયેલો મિત્ર વરધનુ યાદ આવતાં હેની શોધ કર્યા વગર જીવ્યું વ્હાલું જ નહિ એમ કહી મુસાફરીએ નીકળવામાં જ મિત્ર એકાએક હેને મળ્યો, એ આપણે જોઇ ગયા છીએ.

લાંબા વખતના વિયોગ પછી મળેલા બન્ને મિત્રોનો હર્ષાવેશ શાન્ત થયો ત્યાર પછી, પ્રધાનપુત્ર વરધનુએ જ્યારથી તે કુંવરથી જુદો પડ્યો હતો ત્હારથી મુલાકાત સુધીના વખતનો ઇતિહાસ જણાવ્યો. હેનાં વીતકકર્ડાં સંક્ષેપમાં કહેવા બેસીએ તો આ પ્રમાણે હતાં બ્રહ્મદત્તને બેસાડીને પ્રધાનપુત્ર જળ લેવા ગયો હતો ત્હાં દીર્ઘરાયના દૂતોએ હેને મારવા લીધો અને કુંવર પાસે હેમને લઇ જવા ફરમાવ્યું હેમને ઠગી પ્રધાનપુત્ર કુંવર પાસે થઇને જરા દૂર હેમને લઇ ગયો અને કુંવર સમજી જાય એવી માર્મિક વાણી વદીને પછી દૂતો આગળ કહેવા લાગ્યો કે, ' કુંવરને તો વાઘે મારી નાખ્યો ! " આ વાત તેઓ ન માની શક્યા તેથી હેને મારવા માંડ્યો થોડો માર પડતામાં જ પ્રધાનપુત્રે મારથી મરી જવાનો

ઢોંગ કર્યો એટલે હેને મરેલો જાણી દૂતો રસ્તે પડયા. પછી વરધનુ સ્વસ્થ થઇને વસ્તી તરફ જાય છે. શહેરમાં આવતાં એક તાપસ મળે છે, કે જે સંસારાવસ્થામાં કુંવરનો મિત્ર હતો એમ માલુમ પડે છે. તે હેને જણાવે છે કે, હમો બન્ને જ્યહારથી લાક્ષાગૃહમાંથી છુટીને નાઠા છો ત્યહારથી દીર્ઘરાય હમારી પાછળ મારાઓ ફેરવે છે, કારણ કે લાક્ષાગૃહ બળી રહ્યા બાદ હેણે તપાસ કરી તો ત્યહાં એકજ હાડપીંજર જોવામાં આવ્યુ. આથી હેણે ઘરની બરાબર તપાસ કરી અને અંદરની સુરંગ શોધીકહાડી; પછી હેણે ક્રોધમાં આવીને મારાઓને હુકમ કર્યો કે "વરધનુ અને બ્રહ્મદત્ત જ્યહાં હોય ત્યહાં હેમનું ખુન કરો." એટલેથી નહિ અટકતાં હેણે પ્રધાનના ઘરની જપ્તી લીધી. પ્રધાન તો ચેતીને આગળથી જ પોબારા ગણી ગયો હતો. પણ રાજા દીર્ઘરાયે પ્રધાનનું ઘર લૂંટી લીધું અને પ્રધાનપત્નીને ઢેડના ઘેર સોંપી એવા સખ્ત હુકમ સાથે કે હેણીની પાસે અતિ સખ્ત કામ લેવું અને હેણીને ઘડી પણ છુટી મુકવી નહિ

તાપસ પાસેથી આ હકીકત સાંભળી વરધનુ ઘણો દુઃખી થયો અને ટીલીઆ બ્રાહ્મણનો વેશ લઇ ઢેડના વાસમાં ગયો. ત્યહાં પોતાની માતાને જોઇ હેની આંખમાં આંસુ આવ્યાં. પણ હેણે કાળજુ કઠણ કરીને ભિક્ષુકનો વેષ બરાબર ભજવ્યો. હેણે ઉપદેશ દેવા માંડયો, જે સાંભળવા ઢેડ લોકો ભેગા થયા, તેઓ હેના ધર્મોપદેશથી ઘણા ખુશી થયા અને હેને ગુરૂ તરીકે માનવા લાગ્યા એમ કેટલાક દિવસ ચાલ્યુ. ઢેડનો નાયક કે જેના ઘરમા વરધનુની માતાને રાખવામાં આવી હતી તે હવે વરધનુનો મિત્ર થયો પછી તે પોતાની હકીકત હેને જણાવીને માતાને ત્યહાંથી ખસેડવાની યુક્તિ કરે છે ઢેડનો સરદાર રાજા પાસે જઇને ખબર આપે છે કે પ્રધાનપત્ની મરી ગઇ છે માટે હવે હેને

અગ્નિસંસ્કાર કરવા માટે કોઇ બ્રાહ્મણને મોકલવો જોઇએ, રાજા કોપાયમાન થઇ કહે છે કે "તે દુષ્ટાને ઠેકના હાથેજ બાળવી જોઇએ, કે જેથી તેણીના પતિ ઉપરનું મ્હારૂં વૈર વળ્યું ગણાય."ઠેકને તો એ જ જવાબ જોઇતો હતો ! તે સ્મશાનમાંથી હેણીને બચાવે છે અને પછી વરધનુ કચ્છ દેશમાં પોતાના એક દેવશર્મા નામના મિત્રને ઘેર હેણીને મુકી આવે છે.

માતાને આ પ્રમાણે સહીસલામત જગાએ મુકીને વરધનુ પાછો મિત્રની શોધમાં નીકળ્યો અને જે વખતે બ્રહ્મદત્ત પોતાની વિષયલુબ્ધ આદત માટે પસ્તાવો કરતો મિત્રની શોધમાં દ્દઢ નિશ્ચય સાથે નીકળી પડે છે તેજ વખતે બન્નેનો એકાએક ભેટો થયો ! "મનોમન સાક્ષી" એ કહેવતનો બન્નેને સાક્ષાત્કાર થયો. "ત્હમારા મનમાં, એવું અમારા દીલમાં લાવ" એવું સ્ત્રીઓનું ગાવું યથાર્થ થયું. પ્રેમરૂપી લોહચુંબકમાં એ કુદરતી જ ખુબી રહેલી છે કે તે પ્રેમપાત્રને ખુણેખાંચરેથી પણ પોતાની સમક્ષ ખેંચી આણે છે.

# પ્રકરણ ૧૪ મું.

## ભાગ્યોદયની શરૂઆત.

"Nothing venture, nothing have."—Proverb.

બન્ને મિત્રો પોતપોતાનાં સુખદુઃખની વાતો કરી રહ્યા એટલે પાછા મુસાફરીએ નીકળી પડ્યા. થોડે દૂર ગયા નહિ હોય એટલામાં કેટલાક વ્યાપારીઓ ત્હેમને મળ્યા, જેઓએ ત્હેમને જણાવ્યું કે, દીર્ઘરાયના કેટલાક માણસો બે પુરૂષોની છબીઓ સાથે નજીકના ગામમાં આવ્યા છે, તેઓ ગામલોકોને છબી બતાવે છે અને એવા પુરૂષ કોઇના દીઠામાં આવ્યા છે કે કેમ તે પૂછે છે. આ સાંભળી બન્ને મિત્રોએ શહેરનો રસ્તો છોડી જંગલનો રસ્તો લીધો. એક ઝાડ નીચે તેઓ આરામ લેવા બેઠા હતા ત્હાં કૌશંબી નગરીના બુધીલ અને સાગર એ નામના બે કરોડપતિ શાહુકારો બે કૂકડા લઇને આવી પહોંચ્યા. તે શાહુકારોએ પોતપોતાના કૂકડા લડાવવાની ઇચ્છા જણાવી અને જે હારે તે બીજાને લાખ સોના મ્હોર આપે એવી સરત કરી. કૂકડાની લડાઇ પગ વડે હોય છે. આ લડાઇમાં સાગરનો કુકડો હારીને નાઠો. આ જોઇ બ્રહ્મદત્તે વિચાર્યું કે આમાં કાંઇક દગો છે. પોતે પક્ષી પરીક્ષામાં પ્રવિણ હોવાથી તે કુકડાને પોતાના હાથમાં લઇ જોયું તો તે જાતવંત જણાયો તુરત જ ત્હેણે બીજા કૂકડાને તપાસ્યો તો ત્હેના પગમાં લોખંડની અણીદાર ખીલી દીઠી !

જેવો આ કુકડો ત્હેણે પોતાના હાથમાં લીધો કે તુરત જ ત્હેને

માલીક બુધીલ શેઠ સમજી ગયો કે હવે મ્હારું પોગળ ખુલ્લું થશે. તેથી હેણે લાખ સોના મ્હોર રૂશવત આપવાની નીસાની કરી, પણ બ્રહ્મદત્તને હેની કાંઈ અસર થઇ નહિ. તેથી હેણે પહેલો દાવ રદ કરાવી તે ખીલી કઢાવી નાખી અને ફરી બન્ને કુકડાને લડાવી સાગરને છતાડયો. જેને લાખ સોનૈયાનું નુકશાન મટી ઉલટા લાખ મળ્યા હતા એવા તે સાગર નામના શાહુકારે આ બન્ને મિત્રને કોઈ ભાગ્યવંત પુરૂષ જાણી પરોણાગત કરવા પોતાને ઘેર લીધા. બ્રહ્મદત કુમાર મિત્ર સાથે અહીં કેટલાક દિવસ રહ્યો. એક દિવસ બુધીલ શેઠનો નોકર એક કરંડીઓ ભેટ આપીને ચાલ્યો ગયો, જે કરંડીઓ ખોલતાં હેમાંથી હિરામાણેક-જડીત હાર નીકળ્યો અને તેમાં એક પત્ર હતો, જે વરધનુ ઉપર લખાયલો હતો. થોડાજ વખતમાં એક અબધુત જોગણ ત્હાં આવી પહોંચી અને કુંવરને એકાંતમાં બોલાવીને કહેવા લાગી કે, "અહીંના એક અત્યંત લક્ષ્મીવંત શેઠ ધનપાળની પુત્રી હમને ઘણા વખતથી ઝંખે છે. જ્યહાં સુધી હમે હેને મળશો નહિ ત્હાં સુધી તે અન્ન ખાવાની ના કહે છે. હમણાં થોડી વાર ઉપર કરંડીઓ અને પત્ર સાથે હાર મોકલનાર પણ તે જ હતી."

બ્રહ્મદત્ત આ આમંત્રણ સ્વીકારવા તૈયાર થતો હતો એવામાં તે શેહેરના રાજાનો ઢંઢેરો સાંભળવામાં આવ્યો કે," દીર્ઘરાયના ચોર આ નગરમાં આવ્યા સંભળાય છે માટે જે કોઈ હેમને કિંચિત પણ આશ્રય આપશે ત્હેમનાં ઘરબાર લૂટી લેવામાં આવશે "

આથી ભયભીત થઇ કર્મને ઉપાલમ્ભ આપતા બન્ને મિત્ર નગર છોડી જવા તત્પર થયા. પરંતુ હેમના આભારી સાગર શાહુકારે ત્હેમને સંકટમાં જતા અટકાવી ભોંયરામાં સંતાડયા અને રાત્ર એક ગાડીમાં બેસાડી ઘણે દૂર પહોંચાડી દીધા.

આગળ ચાલતાં એક રથ ઉપર એક દેવકન્યા જેવી સુંદરી ત્હેમને મળી, જ્હેણે બ્રહ્મદત્તને પોતાની સાથે મગધ દેશમાં પોતાના શ્રીમંત પિતાને ઘેર જવા અરજ કરી. ત્હેણીએ ઉમેર્યું કે સારા પતિ માટે દેવની સેવા કરતાં દેવે ત્હેને આ પતિ સૂચવવાથી ત્હેણી આ રસ્તે આવી હતી.

વરધનુ સારથી થયો અને વરકન્યા રથમાં બેઠાં. ત્હેમનો રથ અટવીમાંથી હવે ચોર લોકોના આવાસો પાસે આવ્યો, જ્યહાં ચોર લોકો સાથે લડાઇ થતાં ત્હેમને નસાડીને રથ આગળ ચાલ્યો.

પોતાની પ્રિયાના આગ્રહથી હવે કુમારે આરામ લેવા ધાર્યું. રથ છોડયો, ત્રણે જણાએ આરામ કર્યો. સ્હવારમાં ઉઠીને જુએ છે તો રથને લોહીના છાંટા અને પ્રધાનપુત્ર ગુમ થયેલો !

આ જોઇ કુમાર બહુ દુઃખી થયો. તેણે મિત્રની શોધ માટે જવા ધાર્યું, પણ રત્નવતીએ સલાહ આપી કે અહીં વધારે વાર રોકાવું એ જોખમભર્યું છે, તેથી રત્નવતીના બાપના ઘેર ગયા બાદ શોધ કરવાનું ઠરાવ્યુ

નવીન કન્યાને ત્હેણીના બાપના ઘેર મુકવાને બદલે રસ્તામાં એક આશ્રમ આવ્યો ત્હાં જ મુકીને કુમાર હવે મિત્રની શોધ માટે ચાલ્યો રસ્તામાં ત્હેને વિદ્યાધરની તે બે બ્હેનો મળી, કે જ્હેમની મુલાકાત માટે કુંવરને પુષ્પવતીએ ઓરડા બહાર થોડી વાર થોભવા કહ્યું હતુ અને પોતે રૂમાલ બતાવે કે તુરત ઓરડામાં દાખલ થઇ તે બન્ને કન્યાઓનો સ્વીકાર કરવા કહ્યુ હતું. વાચકોને યાદ તો હશે જ કે કુતુહલ જોવા ખાતર કુંવર તે વખતે દૂર જઇ ન્હડયો હતો અને એક સરોવર પાસે ચોરપલ્લીના રાજાની કન્યાથી મેળાપ થયો હતો. આ પ્રમાણે કુંવર એકાએક અદ્રશ્ય થવાથી પુષ્પવતી તથા બે ગાંધર્વ

કન્યાઓ શોક કરવા લાગી અને શોધ માટે બનતો પ્રયાસ કરતી ત્હાં રહેવા લાગી હતી.

• તે કન્યાઓ હમણાં કુમારને જોતાં હર્ષઘેલી થઇ ગઇ. પરંતુ એક રાત્રીથી વધુ વખત કુમાર ત્હાં થોભ્યો નહિ અને ફરી મળવાનું વચન આપી જ્હાં રત્નવતીને આશ્રમમાં રાખી હતી ત્હાં આવ્યો. આશ્રમમાં તપાસ કરતાં રત્નવતી ત્હાં નહોતી ! આથી કુમાર ગભરાયો અને ચોતરફ શોધ કરતાં એક ગંભીર ચ્હેરાવાળો વૃદ્ધ પુરૂષ જોવામાં આવ્યો. ત્હેની સાથે વાતચીતમાં પડતાં જાણવામાં આવ્યું કે, તે માણસ રત્નવતીની માનો બાપ હતો અને તે રત્નવતીને રડતી જોઇને પોતાને મુકામે લઇ ગયો હતો, જ્હાંથી વળી તેણીના કાકા ધનાવહ કે જે પણ તે જ ગામમાં રહેતો હતો તે ત્હેણીને પોતાને ઘેર તેડી ગયો હતો.

તે વૃદ્ધ પુરૂષના આગ્રહથી કુમાર રત્નવતીના કાકાને ઘેર ગયો, જ્હાં ધનાવહ શેઠે ત્હેને ઘણો સારો સત્કાર આપ્યો અને મ્હોટા આડંબરથી પોતાની ભત્રીજી સાથે ત્હેનાં લગ્ન કરાવ્યાં. એક દિવસે કુમાર મહેલના ગોખમાં બેઠો હતો ત્હાંથી સધ્યા સમયે હવા ખાવા જતા યુવાનોની ટોળીઓ જોઇને ત્હેને પોતાનો મિત્ર વરધનુ યાદ આવ્યો અને યાદ આવતાંજ ત્હેને મૂર્છા આવી. એ જોઇ રત્નવતી ભયભીત થઇને સ્વજનોને બોલાવી લાવી, જ્હેમણે શીતોપચાર વડે કુમારને શુદ્ધિમાં આણ્યો. પછી કુમારે ત્હેમને મિત્ર સંબંધી સર્વ હકીકત જણાવી અને તે મિત્ર હવે મરી ગયો હશે એમ સમજી ઉત્તમ ભોજન, સુંદર વસ્ત્ર તથા રાગરંગનો પોતે ત્યાગ કર્યો.

મિત્રના આત્માની સદ્‌ગતિ અર્થે કુમારે આખા ગામના બ્રાહ્મણોને જમવા નોંતર્યા. તેઓ સઘળા જમતા હતા તેવામાં વરધનુ

એકાએક બ્રાહ્મણ વેષમાં ત્હાં આવી પહોંચ્યો. પણ કોઇ બ્રાહ્મણે પેટની પૂજા થઇ રહેતા સુધીમાં ત્હેને આમંત્રણ આપવા જેટલી પણ ફુરસદ લીધી નહિ. આથી ગુસ્સે થયેલો વરધનુ કહેવા લાગ્યો કે; "હરામનું ખાનારા બ્રાહ્મણો ! મરી ગયેલા માણસના ખબર સાંભળીને પણ બ્રાહ્મણના પવિત્ર હૃદયમાં દુઃખ થવું જોઇએ, ત્હેને બદલે ત્હમો ઉલટા મિષ્ટાન્ન ઉડાવી આનંદ કરો છો, એ ત્હમારા હૃદયની મલિનતા સૂચવે છે. ત્હમે જેને મરી ગયેલો ધારો છો તે જો જીવતો નીકળે તો, એના મ્હોતમાં આનંદ માનનારા ત્હમો સર્વની શી દશા થાય ત્હેનો કંઇ ખ્યાલ આવી શકે છે કે ?" આ સાંભળી બ્રાહ્મણો કોપ્યા અને વરધનુને મારવા ઉઠયા. એ ગરબડ સાંભળી રાજકુમાર તે જગાએ આવ્યો અને તોફાન વચ્ચે મિત્રને જોઇને ત્હેને ભેટી પડયો. બ્રાહ્મણો સઘળા ખસ્ટ પડયા અને પોબારા ગણી ગયા ! બન્ને મિત્રો મહેલમાં જઇ દુઃખસુખની વાતો કરવા લાગ્યા વરધનુએ જણાવ્યું કે, "આપણે ત્રણે જંગલમાં સૂતા હતા ત્હાં મધ્ય રાત્રે એક ચોર આવ્યો અને મ્હને બાણ માર્યું, કે જે બાણ મ્હને જાંઘમાં વાગ્યું. ત્હમને કેટલાક અવાજ કર્યા પણ ત્હમે જાગ્યા નહિ. મ્હને બાણ વાગવાથી મ્હારૂં કંઇ જોર ચાલ્યું નહિ અને તે ચોર ત્હમો દંપતી સહીત રથને હાંકી ગયો.

આવી અને હમેશના ઠરાવ મુજબ રાજાએ નગરના લોકોને હુકમ કર્યો કે સઘળાએ આ તહેવાર પુર આનંદથી ઉજવવો લોકો નાચરમત, તથા મોજશોખમાં ગરકાર થયા હતા તેવામાં રાજાનો મ્હોટો હાથી ગાંડો થઇ સાંકળ તોડી લોકોની હકવચ્ચે આવી પુગ્યો તે એક વણીક કન્યાની પાસે આવીને સુઢ વડે ત્હેણીને મારવાની તૈયારી કરતો હતો તેવામાં બ્રહ્મદત્તે હાથી ઉપર કુદી જઇને ત્હેને મુષ્ટીપ્રહાર કર્યાં અને જોતજોતામાં ત્હેનો મદ ઉતારી દીધો. આ જોઇ લોકોને તેમજ રાજાને ઘણુ આશ્ચર્ય થયુ રાજાએ આ અતિ બળ વાન પુરૂષનુ નામ તથા રહેઠાણુ પૂછ્યુ અને ધનાવહ શેઠે રાજાને અથઇતિ હેવાલ સંભળાવ્યો આથી રાજા ઘણો ખુશી થયો અને ત્હેને સત્કારથી પોતાના મિત્ર તરીકે એક ખાસ બનાવેલા ભવ્ય મહેલમાં રાખ્યો અને આઠ કન્યાઓ પરણાવી તથા પુષ્કળ દ્રવ્ય દીધુ

કુમારનુ નશીબ આજથી બદલાવ્યુ ત્હેનાં દુઃખો હવે લાંબો વખત ચાલવાનાં નહોતાં કારણ કે ત્હેની ખ્યાતિ ચોતરફ ફેલાવા લાગી, તે લોકપ્રિય થતો ગયો અને આ રાજગ્રહી નગરીનો રાજા ત્હેનો ખાસ મિત્ર બનવાથી હવે ત્હેના કાંડામાં જોર આવ્યુ આ જોરવડે બ્રહ્મદત્ત કુમાર છ ખંડ સાધશે અને કસાઇ જેવા પોતાના કાકા દીર્ઘરાયનુ વૈર લેશે

---

# પ્રકરણ ૧૫ મું

## સંપૂર્ણ ભાગ્યોદય

**મોસમ વિણ આંબો નહિ, કોઈ રીતે ફળનાર;**
**માણસને પણ ભાગ્યનો, ઉદય-સમય નિરધાર.**

આજ સુધી કુમાર એક નવી નવી કન્યા પરણતો હતો અને તુરતજ ત્હેમને છોડીને ત્હેને ચાલવુ પડતુ હતું. આજ સુધી એના દુર્ભાગ્યનું જોર હતુ, પણ જ્યારથી ત્હેને ખોવાયલી કન્યા હાથ લાગી ત્યારથી ત્હેના નશીબનું ચક્ર બીજી દિશામાં વળ્યું. ત્યારથી મિત્રમેળાપ, દ્રવ્ય અને લશ્કરની મદદ વગેરે જોગ બનતા આવ્યા અધુરામાં પુરી પેલી વણિકકન્યા કે જ્હેને બ્રહ્મદત્તે હાથીના પંજામાંથી બચાવી હતી તે પણ કુમારને જ પરણવાની હઠ લઈને બેસે છે અને કુમારને ત્હેને પરણવું પડે છે. આ કન્યા આ નગરના પ્રધાનની જ પુત્રી હતી, એટલે કુમારને હવે ઓથ જબરી થઈ.

કુમાર અને પ્રધાનપુત્ર એકદા, હવે કયે રસ્તે જવુ, એ બાબતના વિચાર ગોઠવવા બેઠા પોતાના દેશવટા દરમ્યાન પોતાને જે જે ...ઓ દ્વારા જે જે બળવાન પુરૂષોનો સમાગમ થયો હતો તે સઘળાની, ... પોતાના પિતા બ્રહ્મરાયે મરતી વખતે પોતાના જે ત્રણ મિત્રોને ...ની લગામ સોંપી હતી તે મિત્રોની સ્હાય લઈને દુષ્ટ દીર્ઘરાય પર ... પડવાની તેઓએ યોજના કરી

તેઓએ લશ્કર સજ્જ કરી કંપીલપુર નગરી તરફ પ્રયાણ શરૂ

ને એટલે 'બ્રહ્મદત્ત કુમાર લડવા જાય છે' એ વાત સાંભળી રસ્તામાં અનેક સૈનિકો, અનેક મિત્રો કુમારના સૈન્યમાં ભળતા જ ગયા અને વધતું જ ગયું જ્યારે આ અજીત સૈન્ય કંપીલપુરની ભાગોળે આવી પુગ્યું ત્યારે દુષ્ટ દીર્ઘરાય ધ્રુજવા લાગ્યો ત્હેણે પોતાના ત્રણ મિત્રોને પત્ર લખવા માંડ્યા. કે, " તમો અમોએ સાથે મળીને આ રાજ્ય સભાળવું, એવી મરહુમ બ્રહ્મરાયજીની ફરમાશ હતી, એ ફરમાશ મ્હે પ્રમાણિકપણે પાળી તો હું જીવના જોખમમાં આવી પડ્યો અને તમે ત્રણ મિત્રો દૂરના દૂર જ રહ્યા આ તમે ઠીક કરતા નથી માટે હવે તત્કાલ મ્હારી મદદે આવો "

આ પત્ર લઈને દૂત, કટક વગેરે રાજાઓ પાસે આવ્યો પત્ર વાચતા જ તેઓને હાસ્ય આવ્યું અને બોલાઈ જવાયું કે " વાઘને દરબાર બકરી વીઆણી છે ! " પછી તેઓએ ગભીર બની જવાબ પાઠવ્યો, જેમાં જણવ્યું કે " રે મૂર્ખ ! રે રે હીંજડા ! કુમારને ન્હાનો જોઈ તેને પત્ની સહ બાળી મારવાની વખતે તો કોઈની સલાહ પુછવા નહોતો આવ્યો ! અને હવે ત્હારાં કર્યાં કુકર્મનો બદલો મળે છે તે વખતે બાપના બાપ શું પોકારે છે ! ' એક હાથે કર અને બીજા હાથે ભોગવ ' કર્મના પંઝામાંથી છોડવવા કોઈ શક્તિવાન છે જ નહિ, માટે કાં તો લડવાને સજ્જ થા, અગર ન્હાસી જા, અગરતો શરણે યા ત્હારામાં જેવી લાયકાત હોય તેમ કર "

આ પત્ર દીર્ઘરાયે વાંચ્યો કે તુરત ટાઢોબોળ થઈ ગયો એકાદ ડૉરોગાસ્ટર ત્હેની પાસે તે વખતે હોત તો ઠીક પડત, કારણકે એવા પ્રસગે લેત્રાયેની છમી દુષ્ટ કર્મો કરનારને દેવદર્શનની ગરજ સારત એવી ૭મીમાં આવેલા 'ભાવ' એક અચ્છા ઉપદેશકની ગરજ સારે.

દીર્ઘરાયે ચુલણી રાણીને બોલાવીને હકીકત જાહેર કરી. રાણી

હવે પસ્તાવા લાગી. તેણીનું હૃદય જો કોઇ વખત નરમ, શુદ્ધ, પારદર્શક, કોઇનું સાંભળે તેવું બન્યું હોય તો તે આજે પહેલું જ બન્યું હતું. પોતાનાં કુકર્મો હેણીએ યાદ કર્યાં. જીવતાંજ જે કર્મોનો બદલો આવો તો ત્રાસદાયક મળે છે તે કર્મો માટે **બીજા જન્મમાં** તો કેવાંએ દુઃખ ભોગવવાં પડશે એ વિચાર તેણીને ગભરાવવા લાગ્યો. તેણીએ તે જ વખતે મન સાથે નિશ્ચય કર્યો અને દીક્ષા લઇ એક નવીજ જીંદગીમાં પ્રવેશ કર્યો.

પરંતુ ક્ષત્રિયપુત્ર બ્રહ્મરાયને નાશી છૂટવું એ ઘણું શરમભર્યું લાગ્યું. ગમે તેટલો તો પણ તે ચક્રવર્તી બ્રહ્મદત્તના બાપનો મિત્ર હતો. તે કાંઇ છેક જ કાયર તો નજ હોય. હેને વિષયવાસનાએ કુકર્મોમાં પ્રેર્યો એ ખરી વાત, પણ ગમે તેમ તો પણ હેના શરીરમાં હજી ક્ષત્રીયનું રૂધીર વ્હેતું હતું. પોતાના લશ્કર સહિત તે બ્રહ્મદત્ત સામે લડવા ઉભો અને ભયંકર લડાઇ શરૂ થઇ. દીર્ઘરાય જો કે ઓથ વગરનો હતો તો પણ હેણે બહાદુરી બતાવવામાં તો કાંઇ કચાશ રાખી નહતી. પરંતુ આખરે ચક્રવર્તી બ્રહ્મદત્તના ચક્રથી હેનું મસ્તક છેદાયું અને રાજ્ય બ્રહ્મદત્તે લીધું. ગામમાં આનંદ આનંદ વર્ત્તાયો; કારણ કે, સૌ કોઇ દુષ્ટ દીર્ઘ અને ચુલણીનાં કુકર્મોથી 'ત્રાહી ત્રાહી' પોકારી રહ્યું હતું.

બ્રહ્મદત્તે આ પછી દિગ્વિજય માટે પ્રયાસ કર્યો, અને એ મહાભારત કામ પાર પાડીને પછી 'ચક્રવર્તી' પદ ધારણ કરી ગાદીએ બેઠો.

# પ્રકરણ ૧૬ મું.

## પૂર્ણાહુતિ.

"Our passions play the tyrants in our breasts."
—Pers. Sat. V. 129.

ચક્રવર્તી સુખે રાજ ચલાવે છે. ઋતુ ઋતુના ભોગ ભોગવે છે. સઘળી જાતનાં સુખો હેની સેવામાં હાજર છે. એવામાં ચિત્ત મુનિનાં દર્શનનો જોગ બને છે, કે જે રાજાને હેના પૂર્વ ભવનો ઇતિહાસ કહે છે. પૂર્વે બન્નેએ સાથે દીક્ષા પાળી હતી, પરંતુ બ્રહ્મદત્તના જીવે ભોગવિલાસ ઇચ્છ્યા હતા, તેથી હેને તે મળ્યા અને ચિત્તના જીવે નિર્જરા માટે જ તપ આદિ ક્રિયાઓ કરી હતી તેથી તે ફરી પણ મહામુનિ થયો.

બ્રહ્મદત્તે હેને ઘણોએ સમજાવ્યો કે " જ્યહારે તપનું ફળ મ્હને પ્રત્યક્ષ મળ્યું છે ત્યહારે તે સુખ છોડીને એવો કોણ મૂર્ખ હોય કે બાવો બને ? માટે તું પણ આ કષ્ટક્રિયા જવા દે અને મ્હારી સાથે સંસારમાં રહી અમનચમન કરઃ"

હેને મુનિએ પુદ્ગળનો નાશવંત સ્વભાવ કહી બતાવ્યો અને અક્ષય સુખના ઉમેદવાર થવા સૂચવ્યું.

બ્રહ્મદત્તને ક્ષણભર લાગ્યું કે, આ ભોગનાં સુખમાં કોઇ દિવસ

પુરો સંતોષ મળતો જ નથી. જેમ જેમ હું વધુ સુંદરીઓ પરણતો ગયો તેમ તેમ વધુ ઇચ્છાઓ વધતી ગઇ, પણ ચિત્તને સંતોષ તો ન જ મળ્યો. માટે આ તો હું સંતોષ માટે ખોટે રસ્તે રૂહડયો છું. હું કેવો મૂર્ખ કે યોગી અવસ્થા છોડી ભોગીની ઇચ્છા કરી ? હું કેવો મૂર્ખ કે ધમ્યું સોનું ધૂળ મેળવ્યું ?" ઇચ્છા એ મ્હને તદનુસાર અવતાર આપ્યો; યોગી તરીકેની લાંબી જીંદગીમાં ભોગી તરીકે એક ઉપનાટક ભજવ્યું ! હવે મ્હારે અસલ નાટકનો તાર હાથ ધરવો એ જ ઉચિત છે.

પરંતુ ભોગાવલી કર્મોના બળે કરીને બ્રહ્મદત્તથી દીક્ષા લેવાઇ નહિ, તેમજ વિકારો રોકી શકાયા નહિ.

એક દિવસ બ્રહ્મદત્તની કચેરીમાં એક બ્રાહ્મણ આવ્યો. તે બ્રાહ્મણે રાજાને વનમાં અન્ન આપી સંતોષ્યો હતો હેના બદલામાં પોતે ગાદીએ બેસે ત્હારે મ્હોં માગ્યું આપવા વચન આપ્યું હતું. હમણાં રાજાએ હેને માગવા ફરમાવ્યું ત્હારે હેણે જવાબ આપ્યો કે "પંડયાણી ને પૂછીને આવીશ !" પોતાની સ્ત્રીને પૂછવા જતાં તેણીએ વિચાર કર્યો કે "જો આને કરોડ સોનૈયા મળશે તો વળી બીજી સ્ત્રી પરણવાનું મન થશે અને મ્હારે નશીબે શોકય આવીને ઉભી રહેશે !" માટે તેણીએ માત્ર મિષ્ટાન્ન, રહેવાનું ઘર અને પ્રતિદિન દક્ષિણા એટલું જ માગવાની સલાહ આપી. વિપ્ર કચેરીમાં આવ્યો અને આ પ્રમાણે માગ્યું, જે સાંભળી રાજા વિસ્મિત થયો, અને વધારે માગવા ઘણુંએ સમજાવ્યો પણ પોતાની બૈરીના ડહાપણથી જીવનારો વિપ્ર એકનો બે થયો નહિ.

છેવટે વિપ્રને મિષ્ટાન્નાદિ આપવાનો રાજાએ હુકમ કર્યો; પરંતુ

આ પૌષ્ટિક ખોરાક હમેશ જમવાથી વિપ્રની ઇંદ્રિયો બ્હેકી હેણે સ્વપુત્રીથી વ્યભિચાર સેવ્યો પણ પ્રાતઃકાળમાં તે પાપ યાદ કરી પસ્તાયો, અને રખેને રાજા આ વાત જાણશે તો મ્હને મારી નાખશે એમ વિચારી તે શ્હેરબહાર એક વડ તળે જઇ બેઠો ત્હાં એક ભરવાડ એક ઘાએ હજાર પાંદડા પાડતો હતો ત્હેની સાથે મૈત્રી કરી મૈત્રીના હક્કમા ત્હેની પાસેથી એવું વચન લીધું કે રાજાની બન્ને આંખો એકી વખતે કાંકરી તાકીને ફોડવી એક વખત રાજા હાથીપર સવાર થઇને જતા હતા તેવામા પેના નિશાનબાજ ભરવાડે ત્હેની બન્ને આંખો કાંકરાથી ફોડી નાખી તુરતજ તે અપરાધીને પકડી અનુચરોએ મારવા માડયો, એટલે ત્હેણે બ્રાહ્મણનું નામ દીધું પછી અનુચરોએ બ્રાહ્મણને પણ મારી નાંખ્યો એટલુજ નહિ પણ રાજાને બ્રાહ્મણ જાત પર એટલો ગુસ્સો, થયો કે રોજ એક થાળ ભરીને બ્રાહ્મણોની આંખો પોતાની પાસે લાવવા પ્રધાનને હુકમ ફરમાવવા લાગ્યો ! પોતે અંધ થવાથી તે આંખોનો થાળ જોઇ શકતો નહિ—તેથી પ્રધાન એક જાતનાં વૃક્ષના ફળ લાવીને મુકતો અને રાજા ત્હેને બ્રાહ્મણની આંખો સમજી ને રૌદ્ર ધ્યાનથી મસળતો આવા રૌદ્ર ધ્યાનના પ્રતાપે આ ચક્રવર્તી રાજા મરીને અપૈઠાણ નામે સાતમી નરકે ગયો

ચિત્ત અને સંભૂતિ એ બેના જીવો પૈકી ચિત્તનો જીવ નિર્જરા માટે ઉત્તમ કરણી કૈરતાં કૈવલ્ય પામી મોક્ષે ગયો, અને સંભૂતિનો જીવ ભોગવિલાસમાં પડી આખરે સાતમી નરકે ગયો ! અહો, કેવો મ્હોટો તફાવત ! ઇન્દ્રિયોના મોહમા ફસનારને—વિષયલુબ્ધ થનારને પ્રથમ તો અતિ ઉમંગ હોય છે પણ પછી કેવા કડવા ફળ ભોગવવા પડે છે તે ચક્રવર્તી રાજા બ્રહ્મદત્તના ઇતિહાસ પરથી સ્પષ્ટ સમજાય છે.

પુરે સંતોષ મળતો જ નથી. જેમ જેમ હું વધુ સુંદરીઓ પરણતો ગયો તેમ તેમ વધુ ઇચ્છાઓ વધતી ગઇ, પણ ચિત્તને સંતોષ તો ન જ મળ્યો. માટે આ તો હું સંતોષ માટે ખોટે રસ્તે રઝડયો છું. હું કેવો મૂર્ખ કે યોગી અવસ્થા છોડી ભોગીની ઇચ્છા કરી ? હું કેવો મૂર્ખ કે ધમ્યું સોનું ધૂળ મેળવ્યું ?" ઇચ્છા 'ઝમે મ્હને તદનુસાર અવતાર આપ્યો; યોગી તરીકેની લાંબી જીંદગીમાં ભોગી તરીકે એક ઉપનાટક ભજવ્યું ! હવે મ્હારે અસલ નાટકનો તાર હાથ ધરવો એ જ ઉચિત છે.

પરંતુ ભોગાવલી કર્મોના બળે કરીને બ્રહ્મદત્તથી દીક્ષા લેવાઇ નહિ, તેમજ વિકારો રોકી શકાયા નહિ.

એક દિવસ બ્રહ્મદત્તની કચેરીમાં એક બ્રાહ્મણ આવ્યો. તે બ્રાહ્મણે રાજાને વનમાં અન્ન આપી સંતોષ્યો હતો હેના બદલામાં પોતે ગાદીએ બેસે ત્હારે મ્હોં માગ્યું આપવા વચન આપ્યું હતું. હમણાં રાજાએ હેને માગવા ફરમાવ્યું ત્હારે હેણે જવાબ આપ્યો કે "પંડ્યાણી ને પૂછીને આવીશ !" પોતાની સ્ત્રીને પૂછવા જતાં તેણીએ વિચાર કર્યો કે "જો આને કરોડ સોનૈયા મળશે તો વળી બીજી સ્ત્રી પરણવાનું મન થશે અને મ્હારે નશીબે શોકય આવીને ઉભી રહેશે !" માટે તેણીએ માત્ર મિષ્ટાન્ન, રહેવાનું ઘર અને પ્રતિદિન દક્ષિણા એટલું જ માગવાની સલાહ આપી. વિપ્ર કચેરીમાં આવ્યો અને આ પ્રમાણે માગ્યું, જે સાંભળી રાજા વિસ્મિત થયો, અને વધારે માગતા ઘણુંએ સમજાવ્યો પણ પોતાની બૈરીના ડહાપણથી જીવનારો વિપ્ર એકનો બે થયો નહિ.

છેવટે વિપ્રને મિષ્ટાન્નાદિ આપવાનો રાજાએ હુકમ કર્યો; પરંતુ

આ પૌષ્ટિક ખોરાક હમેશા જમવાથી વિપ્રની ઇંદ્રિયો બ્હેકી તેણે સ્વપુત્રીથી વ્યભિચાર સેવ્યો પણ પ્રાત:કાળમાં તે પાપ યાદ કરી પસ્તાયો, અને રખેને રાજા આ વાત જાણશે તો મ્હને મારી નાખશે એમ વિચારી તે શ્હેરબહાર એક વડ તળે જઇ બેઠો ત્યહાં એક ભરવાડ એક ધાએ હજાર પાંદડા પાડતો હતો ત્હેની સાથે મૈત્રી કરી મૈત્રીના હક્કમા ત્હેની પાસેથી એવું વચન લીધું કે રાજાની બન્ને આંખો એકી વખતે કાંકરી તાકીને ફોડવી એક વખત રાજા હાથીપર સવાર થઇને જતા હતા તેવામા પેના નિશાનબાજ ભરવાડે ત્હેની બન્ને આંખો કાંકરાથી ફોડી નાખી તુરતજ તે અપરાધીને પકડી અનુચરોએ મારવા માડયો, એટલે ત્હેણે બ્રાહ્મણનુ નામ દીધું. પછી અનુચરોએ બ્રાહ્મણને પણ મારી નાંખ્યો એટલુજ નહિ પણ રાજાને બ્રાહ્મણ જાત પર એટલો ગુસ્સો, થયો કે રાજા એક થાળ ભરીને બ્રાહ્મણોની આંખો પોતાની પાસે લાવવા પ્રધાનને હુકમ ફરમાવવા લાગો ! પોતે અંધ થવાથી તે આંખાનો થાળ જોઇ શકતો નહિ—તેથી પ્રધાન એક જાતનાં વૃક્ષના ફળ લાવીને મુકતો અને રાજા ત્હેને બ્રાહ્મણની આંખો સમજીને રૈદ્ર ધ્યાનથી મસળતો આવા રૈદ્ર ધ્યાનના પ્રતાપે આ ચક્રવર્તી રાજા મરીને અપૈઠાણ નામે સાતમી નરકે ગયો

ચિત્ત અને સંભૂતિ એ બેના જીવો પૈકી ચિત્તનો જીવ નિર્જરા માટે ઉત્તમ કરણી કરતાં કૈવલ્ય પામી મોક્ષે ગયો, અને સંભૂતિનો જીવ ભોગવિલાસમાં પડી આખરે સાતમી નરકે ગયો ! અહો, કેવો મ્હોટો તફાવત ! ઇન્દ્રિયોના મોહમા ફસનારને—વિષયલુબ્ધ થનારને પ્રથમ તો અતિ ઉમગ હોય છે પણ પછી કેવા કડવા ફળ ભોગવવા પડે છે તે ચક્રવર્તી રાજા બ્રહ્મદત્તના ઇતિહાસ પરથી સ્પષ્ટ સમજાય છે.

અને પ્રિય પાઠક ! એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી બાળાઓનું પાણિગ્રહણ કરતા કામદેવ જેવા ચક્રવર્તી રાજા બ્રહ્મદત્તને, જેની પીડાનું વર્ણન ન થઇ શકે એવી સાતમી નરકમાં જતો જણાવીને આ લેખિની પણ અહીં જ અટકશે; અહીં તે મોક્ષે જવા નીકળેલો જીવ ભૂલો પડી નરકમાં ગયેલો જણાવનારી લેખિની તે ભૂલા પડેલા જીવ માટે બે આંસુ પાડી વિરમશે. કારણકે, શોકથી બંધાઇ ગયેલું ત્હેણીનું શરીર આગળ ગતિ કરવા અશક્ત છે. સ્ત્રી જાતિના વલ્લભ એવા તે પુરૂષ માટે જેમ અનેક સ્ત્રીઓ રડી અને અનેક શોક પાળ્યો તેમ આ લેખિની કે જે પણ એક સ્ત્રી છે અને જ્હેણે પણ બ્રહ્મદત્તની સ્ત્રીઓની માફક આજ સુધી ત્હેનાં વખાણ કર્યાં હતાં તે પણ હવે રડશે અને શોક પાળશે.

પણ તું વાચક ! તું શું કરશે ? શું તું પણ મરદ થઇને આંસું ઢાળશે ? નહિ, આંસું ઢાળવાનું કામ કલમ, કામિની અને કાયરનું છે; મરદે તો આંસુંનું કારણ જ જડમૂળથી ઉખેડી નાખવાનું છે. જે વિકારવાસનાએ બ્રહ્મદત્ત જેવા સમર્થ પુરૂષને સાતમી નરકના ભયંકર ખાડામાં હોમ્યો તે વિકારવાસનાના ત્રાસથી કલમ, કામિની અને કાયરો ભલે આંસુ પાડે; પણ તું વાચક ! તું એક મરદ હોઉ, તો તે વિકારવાસનાનો કાળ થા ! તું ઈંદ્રિયજીત થા ! તું તે રડાવનારી 'વેસ્યાને પણ ઠગનારો' ઉસ્તાદ થા ! તું જો ત્યાગી હો તો ત્હારા મનોરાજ્ય પાસે તે ધૂર્તાને આવવા જ ન દઇશ. તું ત્હેના બળ સામે હાસ્ય કરજે. 'તે બિચારી કોણ માત્ર છે ?' એવો ગર્વ કરજે. ને તું જો સંસારી હોઉ—'ગૃહસ્થ' હોઉ, તો પોતીકી સ્ત્રીને સંસારસાગરમાં સલાહ આપનાર કપ્તાન જેવા ઉપયોગમાં લેજે; વિષયતૃપ્તિના સાંચા માફક ઘડી પણ ત્હેણીને ન ગણીશ. તે અથવા બીજી કોઇ પણ સ્ત્રી ગમે તેવા

## 'जैन समाचार'मांना आरोग्यने लगता विषयो.

# તનદુરસ્તીના રક્ષણના ઇલાજો તરફ પ્રજાનું લક્ષ સૌથી વધારે અસરકારક રીતે ખેંચવાની યુક્તિ.

---

ઇંગ્લંડ, હિંદ કરતાં ઘણો આગળ વધેલો અને સુશિક્ષિત દેશ હોવા છતાં ત્યાંના વિદ્વાનો એ દેશની પ્રજાને તનદુરસ્તીમાં ઘણીજ પાછળ પડતી સમજવા લાગ્યા છે અને એ પ્રજાને તનદુરસ્તીના નિયમો સમજાવવા માટે સતત પ્રયાસ કરવાની અગત્ય સ્વીકારવા લાગ્યા છે; જ્યારે હિંદ કે જ્યાં એવા પ્રયાસની ઇંગ્લંડ કરતાં પણ વધુ જરૂર છે ત્યાંના વિદ્વાનો હજી આ બાબતમાં કશું કરતા નથી એ ખરે જ દીલગીર થવા જેવું છે. તનદુરસ્તી માટે જોઇતાં સઘળાં કુદરતી સાધનો હિંદને વારસામાં જ મળેલાં છે; એથી જો હિંદને માત્ર કોઇ તનદુરસ્તીનાં મૂળતત્વો સરળ રૂપમાં સમજાવનાર જ મળી આવે તો પણ દરવરસે હજારો કિમતી જીવોનો બચાવ થઇ શકે.

ઇંગ્લંડની ' એજેન્ડા કલબ ' નામની ઇજનેરોની મંડળીના સભાસદને ખ્યાલ થયો કે, લોકોને તનદુરસ્ત રાખવા માટે સ્થાનિક

સત્તાવાળાઓ તરફથી જો કે બનતુ કરવામાં આવે છે તથાપિ એ રસ્તે ઘણુ કરવાનું બાકી રહે છે. ત્હેને એવું સુઝ્યું કે, વર્ષમાં એક અમુક અઠવાડીઉ મુકરર કરીને તે દરમ્યાન બની શકે તેટલાં મથકો ખાતે લોકોને એવુ સમજાવવાની કોશીશ કરવી કે દુઃખદરદો અટકાવી શકાય, અને તેવું સમજાવતી વખતે ત્હેના સહેલા ઇનાજો પણ સૂચવવા કેટલીક બાબતનુ જ્ઞાન ગમ્મત સાથે જ આપવાની ત્હેણે યુક્તિ શોધી તે એવી રીતે કે, સીનેમેટોગ્રાફની ફીલ્મો મારફત અથવા મૅજીક લૅન્ટર્ન મારફત, ઓરડામાંથી ધૂળ કેમ કહાડવી, બાળકને કેમ નહવ ડાવવુ, અણગળ પાણીમા શું શું હોય છે, કઇ છોકરી પરણાવા લાયક અને કઇ પરણાવાને નાલાયક, કેવી રીતે જમવુ એ વગેરે સબંધી બરાબર ખ્યાલ બંધાવા પામે એવા દેખાવો પ્રજા સમક્ષ રજુ કરવા ત્હેણે ધાર્યું અને ગયા એપ્રીલ માસના છેલ્લા રવીવારે તે કામ શરૂ પણ કરી દીધુ. હજારો પુલ્પીટ ઉપરથી આ શિક્ષણ આપવાની શરૂઆત થઇ ચુકી દેશના સઘળા ભાગના ધર્મગુરૂઓ-પાદરીઓ તે પ્રજાહિતના અતિ પ્રોત્સાહક કામમાં સામેલ થઇ લોકો

"દરરોજ સ્હવારના પાંચ મીનીટ અંગબળની થોડીક સાદી કસરત અવશ્ય કરજો." વગેરે, વગેરે.

એવુ શિક્ષણ ફેલાવવા માટે ખાસ કઢાયલા અઠવાડીઆને 'નૅશનલ હૅલ્થ વીક' અથવા 'પ્રજાકિય તનદુરસ્તીનું અઠવાડીયુ' એવું નામ આપવામાં આવ્યું છે અને જે મથકો ખાતે હાલ એ હીલચાલ બહાર પાડવા માટે કમીટીઓ નીમવામાં આવી છે તેઓની કુલ વસ્તી ૩૦ લાખ જેટલી છે; તે ઉપરાંત બીજા પણ અનેક મથકોમાં અમુક વ્યકિતઓએ પોતે સભાઓ ભરી હતી, ભાષણો આપ્યાં હતાં અને પ્રદર્શનો ભર્યાં હતાં.

ખરેખર આ નવીન યોજના ઘણીજ વિજયી નીવડશે. 'નૅશનલ હૅલ્થ વીક' ના દિવસોમાં બધો વખત તનદુરસ્તી સંબંધીજ શિક્ષણ લેવાનુ, તનદુરસ્તી સંબધીજ વિચારો કરવાનુ, તનદુરસ્ત મેળાવડાઓમાંજ હરવા—ફરવાનું અને આનંદમાં વખત પસાર કરવાનું હોવાથી જ્ઞાન તેમજ તનદુરસ્તીમાં ઘણો વધારો થવા પામે એ દેખીતું જ છે.

સુધરેલા ઇંગ્લંડને જો આવા પ્રયાસોની જરૂર હોય તો ઉધતા કમતાકાદ હિંદને એવા પ્રયાસોની અથીએ વધારે જરૂર છે હિંદમાં આરોગ્યવિદ્યાનાં મૂળતત્વોનું પણ પુરૂં જ્ઞાન પ્રજાના મ્હોટા ભાગમાં નથી. લગ્નથી દૂર રહેવાના અસરકારક ઉપદેશની જેટલી હિંદને જરૂર છે તેટલી બીજા કોઇ દેશને ભાગ્યેજ હશે. વહેલા પરણેલા તેમજ બુઢાપામાં પરણેલા સખસોનાં દુ:ખોના દેખાવ સીનેમેટોગ્રાફ દ્વારા આપવાની યોજના હિંદમાં ઘણી આવકારદાયક થઇ પડે એમાં કશો શક નથી. કેળવાયલા લોકોનાં શરીર નિર્માલ્ય હોવાના કારણરૂપે જે જે બાબતો શોધી શકાતી હોય તે તે બાબતોને અમુક દેખાવોમાં

સમાવેશ પમાડીને એવા દેખાવો પ્રજા સમક્ષ રજુ કરવાથી નવા વિદ્યાર્થી વર્ગને પણ જાણવા–શીખવા અને ચેતવાનુ મળે ઘરમાં સુઘડતા કેમ રાખવી, રસોઇની બાબતમાં શી શી સાવચેતી રાખવી, ધર્મ-સબંધી, કેટલાક ભૂલ ભરેલા ગાંડા વહેમોથી શા માટે ચેતીને બચવુ એ વગેરે દેખાવો અને એ બાબતોને લગતો જાહેર ઉપદેશ કરનાર મડળો અને હાલચાલોની હિંદને ઘણીજ જરૂર છે શેરીએ શેરીએ અને ગલીએ ગલીએ ડાકટરો અને વૈદ્યરાજો તથા હકીમોનાં પાટીઆં લટકતાં જોવામાં આવે છે, પરન્તુ દેશના ખરા ડાકટરો તો તે જ ગણાશે કે જેઓ પોતાને ઘેર જેમ બને તેમ ઓછા દરદીઓ આવે એવો દિવસ નજીદકમાં લાવવા માટે દેશને દરદથી બચવાનાં સાધનોનુ જ્ઞાન આપે. ખરો વકીલ તે નથી કે જે ઘણા કેસો લઇ રળવામાં જ મજાહ માનતો હોય, પરન્તુ તેથી ઉલટુ પરમાત્માની કોર્ટમાં તેજ વકીલતી કદર થશે કે જે વકીલ જેમ બને તેમ લોકોને કજીઆ અટકાવવાની સલાહ આપી કોર્ટનાં કામ સુગમ કરશે અને જે કાયદાનાં મૂળતત્વોનુ જ્ઞાન લોકોમાં ફેલાવીને ત્હેમને અસરકારક રીતે સમજાવશે કે "આવી જાતનો ગુન્હો કરશો તો આવી સજા ખમવી પડશે, માટે ગુન્હાથી બચો, ગુન્હા ન કરો, ધર્મબુદ્ધિએ સીધા ચાલવાનુ ન સૂઝે તો છેવટે રાજ્યદંડથી ડરીને પણ સીધા ચાલો "વકીલોનુ એ જ કામ છે, જો કે આજે હજારમાં એક વકીલ પણ એ ફરજ ભાગ્યે જ બજાવતો હશે, અને તેમ છતાં સૌ ધધા કરતાં પોતાના ધધાને વધારે માનને માટે હકદાર ગણતો હશે !

તેવીજ રીતે ડાકટરો અથવા વૈદ્યોનુ કર્તવ્ય પણ લોકોને શરીર વિરુદ્ધ ગુન્હા કરતાં અટકાવવાનુ છે, નહિ કે ત્હેમને ગુન્હા કરતા જોઇ રહી પોતાનાં ખીસ્સાં તર કરવાના પ્રસગ મળવાથી ખુશી થવાનું.

ડાક્ટરો અને વકીલો એ બે જ વર્ગના લોકો જો પોતાના કર્તવ્યની દિશા સમજવા પામે અને ખરે રસ્તે જ પોતાના જ્ઞાનનો ઉપયોગ કરવાનો દૃઢ નિશ્ચય કરે તો આખા દેશમાં કોઇ મેદિ માણસ કે અનીતિમાન માણસ નજરે પડવા પામે નહિ એક, શરીર વિરૂદ્ધનાં પાપોથી બચાવનાર, અને બીજો, નીતિ વિરૂદ્ધનાં પાપોથી બચાવનાર હોય, એ બે મળીને આખા દેશને શારીરિક તેમજ માનસિક આરોગ્ય માં આગળ વધારી શકે, અને તેમ થાય તો ધર્મગુરૂઓનુ કામ—અધ્યાત્મ ફેલાવવાનુ કામ—વિશ્વદૃષ્ટિ ખીલવવાનું કામ અત્યંત સરળ થઇ પડે, કારણુ કે શરીર અને મનની શુદ્ધતા સિવાય વિશ્વદૃષ્ટિ ખીલવી શક્ય નથી, અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થવુ સંભવતુ નથી હિંદની પૂર્વની જાહોજલાલી અધ્યાત્મ વડે જ હતી અને એ માર્ગ સિવાય આત્મવાદી દેશની આબાદી કદી થવાની નથી જ, પરન્તુ એ માર્ગ માટે પ્રથમ શરીર અને મનના આરોગ્યની જરૂર છે નીકળશે કોઇ પવિત્ર વૈદ્યો અને વકીલો, પોતાના ધધાની ઉચ્ચતાનો ખરો ખ્યાલ મનમા લાવી લોકોને તન અને મનના આરોગ્ય સબંધી વ્યવહાર શિક્ષણ આપવા માટે કેશરીઆં કરવા !

# નરરત્ન દાદાભાઈ નવરોજજીના શરીરસંરક્ષક નિયમો.

---

૧ સ્થૂલદેહની સનદુરસ્તી એ ખરૂં આરોગ્ય નથી, પણ સ્થૂલદેહ અને સૂક્ષ્મ શરીર એ બન્નેની વિકારરહિત સ્થિતિ એ જ ખરૂં આરોગ્ય છે.

૨. શરીર, મન અને આત્મા એ ત્રણેની ઉત્તરોત્તર ઉન્નતિ જહેનાથી થાય તે જ આરોગ્યનો સાચો નિયમ છે.

૩. 'ખાનપાન' જ કેવળ આરોગ્યનું પોષક છે એમ સમજવું ભૂલભરેલું છે, પણ આરોગ્યના પોષક 'સદ્‌ગુણો' છે અને 'સદ્‌ગુણો'થીજ આયુષ્યમાં વધારો થાય છે, એ માણસોએ જરૂર ધ્યાનમાં રાખવું જોઇએ.

૪. સ્થૂલ અને સૂક્ષ્મ શરીરનો પરસ્પર સંબંધ છે; એક વિના બીજું ટકી શકતું નથી. સ્થૂલને સ્થૂલનો ખોરાક આપવો જોઇએ અને સૂક્ષ્મને સૂક્ષ્મનો ખોરાક આપવો જોઈએ. સ્થૂલનો ખોરાક નિયમિત ખાનપાન અને સૂક્ષ્મનો ખોરાક સદ્‌ગુણ અને સદાચાર છે.

૫. તાવ, ખાંસી, ક્ષય વગેરે સ્થૂલ શરીરના રોગ છે અને કામ, ક્રોધ, ઇર્ષ્યા, દ્રોહ, આલસ્ય વગેરે મનના—સૂક્ષ્મ શરીરના રોગ છે.

૬. સ્થૂલ શરીરના રોગો પ્રથમ શરીરને અને પછી ધીરે ધીરે મનને—સૂક્ષ્મશરીરને દુર્બળ અને દુષ્ટ કરે છે; અને મનના—સૂક્ષ્મશરીરના રોગો પ્રથમ મનને અને પછી સ્થૂલશરીરને વિકારી એટલે રોગી બનાવે છે.

૭. સાત્વિક ખાનપાન શરીરને નિરોગી રાખી મનને સત્વગુણી અને સદ્‌ગુણી બનાવે છે.

૮. તામસી ખાનપાન જેવા કે મદ્યમાંસાદિનો આહાર મનને તમોગુણી અને દુર્ગુણી બનાવી નીચપણાને પમાડે છે.

૯. પરોપકાર, દયા, ક્ષમા, સ્વાર્થત્યાગ, નિડરપણું, ઉત્સાહ, હિમ્મત, સ્વજનવાત્સલ્ય અને સ્વદેશસેવા ઇત્યાદિ ઉત્તમ ગુણો મનને ઉન્નત બનાવી શરીરને આરોગ્ય અને આયુષ્ય આપે છે.

૧૦ શારીરક અને માનસિક બન્ને પ્રકારની આરોગ્યતા જ્યાં હોય ત્હાંજ આરોગ્ય, આયુષ્ય, આનંદ અને આબરૂ હોઇ શકે.

ઉપરના સર્વ નિયમોનું હાલના સમયમાં જો કોઇએ યથાર્થ પાલન કર્યું હોય તો તે આપણા દેશના મુરબ્બી મહાત્મા દાદાભાઇ નવરોજજીએ જ કર્યું છે. અને તેથીજ ત્હેમને ' હિન્દના દાદા ' ની અપરિમિત ઉપમા આપવામાં આવી છે, ઉપલા નિયમોના પાલનથીજ ઉપર લખેલી ચાર વિભૂતિઓ—આરોગ્ય, આયુષ્ય, આનંદ અને આબરૂ ત્હેમણે પ્રાપ્ત કરેલી છે. કોઇ શરીરનું આરોગ્ય મેળવે છે તો આબરૂ મળતી નથી, કોઇ આબરૂ મેળવે છે તો આરોગ્ય અને આયુષ્યની ખામી હોય છે. પણ જેણે આરોગ્ય, આયુષ્ય અને આબરૂ આ ત્રણે મેળવ્યાં હોય ત્હેને આનંદની શી ખોટ છે? રાજર્ષિ દાદાભાઇને થોડા દિવસપર ૮૬ મું વર્ષ બેઠું, છતાં આ સ્વદેશભક્ત હિન્દના દાદા સ્વદેશસેવારૂપ રાજસૂય યજ્ઞની વેદીમાં અવિચ્છિન્નપણે આહુતીઓ આપે છે. આ રાજસૂયયજ્ઞમાં ત્હેમણે પોતાના સ્વાર્થનું બલીદાન આપ્યું છે, સર્વ સુખનો ત્યાગ કર્યો છે; અને તેમ છતાં એ આપણા દાદા આપણા કરતાં વધારે તનદુરસ્ત અને વધારે જુવાન દેખાય છે. જ્હારે આ દેશના કેટલાક પેન્સનરો પચાસ સાઠ વર્ષની વયમાં પાંજરાપોળને લાયક થયા છે, ત્હારે આપણા દાદા નરરત્ન દાદાભાઇ પોતાની ૮૬ ઉમ્મરની વયે પણ

પોતાના સ્વદેશને માટે રાત દિવસ કાળજી રાખે છે ત્હમે મી૰ દાદા-ભાઇનો ઉલ્લામાં છેલ્લો ફોટો જોયો છે ? ખરે ! આપણા દાદામાં નવી જુવાની આવી હોય એમ લાગે છે તે શાથી ? એમના સાદા વર્તનથી, ઉચ્ચ સદ્‌ગુણથી, ઉદ્યોગી ટેવથી, અને મદ્યમાંસાદિનો જીદ-ગીમાં સ્પર્શ પણ નહિ કરવાથી દાદાભાઇની છેલ્લી વર્ષગાંઠને દિવસે એક અઠવાડિક પત્રનો એડીટર એમને મુબારકબાદી આપવાને ગયો હતો, એડીટરે સાનંદાશ્ચર્યની વચમાં દાદાભાઇને એક જુવાન માણસ જેવા જોઇને પૂછયુ કે—"દાદા ! આપની વૃદ્ધ વય છતાં આપની તન-દુરસ્તી પરિપૂર્ણ જણાય છે, આપ એક જુવાન માણસના જેવા જણાઓ છો, આપ શરીરસરક્ષણના કેવાક નિયમો પાળો છો તે, કૃપા કરી મ્હને લોકના હિત માટે જણાવશો ? "

આ પ્રશ્નના ઉત્તરમા દાદાએ કહ્યુ કે, " મ્હે આખી જીદગીમાં દારૂ પીધો નથી, હુ તમાકુને અડકતો નથી, માંસનો સ્પર્શ કરતો નથી, તેજાના તથા આચાર ( અથાણાં ) ખાતો નથી, તમોગુણી ખાનપાન તથા તમોગુણી મનુષ્યોની સગતિ તથા તમોગુણી આચારવિચારને મ્હે નાનપણથી જ તીલાંજલી આપી છે, હજી સખ્ત મહેનત કરૂ છુ. અને મ્હારૂ સર્વ કામકાજ નિયમિત રીતે જ થાય છે " આટલુ કહી ઉપરના શરીરસરક્ષણના ૧૦ નિયમો કહી સભળાવ્યા

દાદાભાઇના ઉપલા શરીરસ રક્ષણના નિયમો ધ્યાનમાં લેતાં એટલુ સિદ્ધ થાય છે કે, એકલુ સ્થૂલ શરીર મસ્ત અને મદોન્મત્ત બનાવવુ એ કઇ ખરી આરોગ્યતા નથી, પણ મનને એટલે સૂક્ષ્મ શરીરને ઉત્તમ ભાવનાઓથી સુસસ્કારો અને સદ્‌ગુણોથી વિભુષિત કરવુ એનુ નામ જ ખરૂ ' આરોગ્ય ' છે દાદાભાઇના ઉપના સદ્‌ગુણોમા ' સ્વદેશભક્તિની ઉપાસના ' એ એક સર્વોત્તમ ગુણ છે. ઉપાસનાના અનેક પ્રકારોમાં ' વિરાટોપાસના ' સર્વોત્તમ ઉપાસના છે નર રત્ન દાદાભાઈ આજ લગભગ અર્ધી સદી થયાં વિરાટોપાસના કરે છે

તેત્રીશ કોટી દેવોની ( હિન્દમાં હાલ તેત્રીશ કોટી પ્રજા છે તેની ) ઉપાસના કર્યા કરે છે. 'મ્હારો દેશ' અને 'મ્હારી જન્મભૂમિ' એ તેમની ઉપાસનાનો પરમમંત્ર છે. અન્ન અને દાંતને વેર થઇ પડેલા હિન્દના અસંખ્ય મનુષ્યોને નિર્ધનતા અને ભુખમરામાંથી ઉગારવા ઉપલા મંત્રનો તેઓ નિરંતર જાપ કરે છે. આ તેમની વિશેષોપાસનાના પરમમંત્રની સિદ્ધિ માટે મિતાહાર, સાત્વિક ખોરાક અને સદાચરણની મુખ્ય જરૂર હોવાથી એ નરરત્ને સર્વ વ્યસનોને, માદક અને ઉત્તેજક પીણાંઓને અને ઇન્દ્રિયોને ઉન્મત્ત બનાવે એવા સર્વ પદાર્થોને હમ્મેશને માટે દૂર કર્યા છે.

આ ઉપરથી માદક પદાર્થના વ્યસનીઓએ સમજવું જોઇએ કે, નરરત્ન દાદાભાઇએ આરોગ્ય, આયુષ્ય, આનંદ અને આબરૂ આ ચાર પદાર્થો પોતાની જીંદગીમાં સંપાદન કરવાને શું કંઇ જડીબુટ્ટીનું સેવન કર્યું છે ? કે કોઇ દેવની ભક્તિ કરી છે ? કે કોઇ મહાત્માની કૃપા મેળવી છે ? એમાંનું કાંઇજ કર્યું નથી માત્ર એમણે સાત્વિક ખોરાક અને સદ્‌ગુણોથીજ ઉપલા ચાર પદાર્થો હમ્મેશને માટે મેળવ્યા છે. એમના સ્થૂળ શરીરનો ક્ષય થયે પણ એમનું યશ:શરીર સદાને માટે કાયમ રહેશે.

ઉપર બતાવેલા આરોગ્યતાના ૧૦ નિયમો પૈકી ૫ મો નિયમ અહિં ફરીથી ઉતારીએ છીએ અને ઘણા આગ્રહ સાથે તેનું નિરંતર સ્મરણ રાખવાની સર્વને ભલામણ કરીએ છીએઃ—

"ખાનપાન એ સ્થૂળ શરીરનો ખોરાક છે."

"સદાચરણ અને સદ્‌ગુણો સૂક્ષ્મ શરીરનો ખોરાક છે."

"અને એ બન્ને મળીને આરોગ્ય તથા આયુષ્યની વૃદ્ધિ કરે છે."

'સત્સંગ.'

તા. ૧૯—૯—૧૦.

---

# નાનાં બાળકોમાં મૃત્યુનું વધતું જતું પ્રમાણ.

## ત્હેનાં કારણો અને તે અટકાવવાની ટુંક સૂચના..

બાળકને દાંત આવ્યાબાદ એટલે દશ બાર માસની ઉમર બાદ દુધની સાથે બરોબર ચઢાવેલ ચોખા અગર ખીચડી આપવામાં આવે તો ધીમે ધીમે પાચન કરવાની શક્તિ તે બાળકમાં આવશે. કોઇ પણ કારણે મીઠાઇ અગર અતિશય ઘીવાળા પદાર્થ એને આપવા નહિ.

બાળાગોળી કે અફીણનો ખરાબ રીવાજ કેવી રીતે ઉત્પન્ન થયો તેનો વિચાર પ્રથમ કરવો જોઇએ. બાળકોને ઝાડા, મરડા કે બીજા કાંઇ પેટનાં કે મગજનાં દરદો થાય તેના કારણની પૂર્ણ તપાસની ગેરહાજરીમાં અજ્ઞાનતાથી ઉપર જણાવેલી બાળાગોળી કે અફીણ દાખલ થયાં હોય એમ લાગે છે. બાળાગોળી કે અફીણ વિના કારણે અને નિરંતર આપવાથી તે રીવાજ અતિશય નુકશાનકારક નીવડે છે.

દરદો કયા કારણથી ઉત્પન્ન થાય છે તે પ્રથમ શોધી કહાડવું જોઇએ. બાળકોનુ રડવું એ તેમના દરદોની ફરીયાદ ને જરૂરીઆત હાજતોનું માગણુ છે. સમજુ માણસોની ફરજ છે કે તે બાળકોનું રડવું દરદના કે હાજતના કિયા કારણે છે તે શોધી કહાડવું જોઇએ. નહિકે તેને બદલે, અફીણ કે બાળાગોળી આપી તેમને વધારે દુઃખી કરી દુઃખમાં વધુ સડવા દેઇ છેવટે મરણશરણ કરવા જોઇએ.

રોવાના કારણમાં તેમને ઝાડા પીસાબ વગેરે કરવું હોય છે ત્યારે કે બીજા શારીરિક દરદને લીધે તેઓ રડે છે, તે નિયમસર કરવાની હાજત પાડવાથી તથા નિયમિત રીતે ધવડાવવાથી બાળકો તનદુરસ્ત રહેવાનો સંપૂર્ણ ભરોસો છે.

બાળકોને બાળાગોળી કે અફીણ આપવાથી તેઓને ઘેન ચઢે છે અને તેમાં તેઓ રડતા, રમતા કે હસતા નથી, તેથી તેમની કુદરતી હાજતો વિષે તથા દરદો વિષે માતાઓ કાંઇ જાણી કે સમજી શકતી નથી. બાળકોને આનંદમાં રમતાં અને હસતાં રાખવાથી તેઓનો આયુષ્યમાં વૃદ્ધિ થાય છે, જ્યારે ઘેનમાં પડી રહેવાથી જ્ઞાનતંતુઓ નરમ બની જાય છે, રોગમાં વધારો થાય છે, ખોરાક પચી શકતો નથી (દુર્ભાગ્યે વળી ઘી, મધ, પતાસાં અને તેવા ભારે ખોરાક હોય તો મહાનુકસાન થાય છે.) અને તેથી ઉલટી, ઝાડા, મરડા વગેરે વ્યાધિ થાય છે. આ દરદોનાં મૂળ કારણોની શોધ કર્યા વિના બીજાં ઔષધથી તે મટતાં નથી, તેથી બાળક દીનપ્રતિદીન નબળું પડતું જાય છે અને પરિણામે મરણશરણ થાય છે.

બાળકોનું રડવું એ તેમની હાજત માટે કે દરદો માટે માતાને સાવચેત કરવા અર્થે છે, પણ જો તે ઘેનમાં પડી રહેતું હોય છે તો તે પોતાની હાજતો વિષે પોતાની માતાને જાણ કરી શકતું નથી અને પછી ઘેનમાંથી જાગી ઉઠે છે ત્યારે એટલે કે જે વખતે બાળકને તેની જરૂર હોતી નથી તે વખતે માતાઓ જરૂરીઆતો આપે છે; એટલે કે ભૂખ ન હોય તેવે પ્રસંગે ખાવાનું અને ઝાડાપીસાબ કરવા જરૂરીઆતો ના હોય તેવે પ્રસગે તે માટે બળાત્કાર કરી કરાવવાનું કામ માતાઓ કરે છે. આથી જે માઠાં પરિણામ નીપજે છે તે ઉપર બતાવ્યાં છે, માટે બાળાગોળી કે અફીણનો રીવાજ કેવળ બંધ કરવો જોઈએ.

થાય છે. તેમના શરીર ઉપર ભીનાં કપડાં રહેવા દેવાં નહિ; કારણ કે તે પણ નુકશાનકારક છે.

૨. કપડાં અને તેની સ્વચ્છતા —કપડાં ખુલતાં અને સ્વચ્છ હોવાં જોઇએ. તંગ કપડાં પહેરાવવા એ હેના સ્નાયુઓ અને શરીરના અવયવોને સંકોચ પમાડનાર છે ઠંડીની ઋતુમાં તેમજ છાતીના દરદો પ્રસંગે ખાસ ગરમ કપડાં રાખવાં જોઇએ.

૩. બીછાનાં —નાના બાળકને ઘોડીઆમાં સુવાડવાં તે હેમને વધારે અનુકૂળ છે, પણ ઝાડા પીશાબથી ભીંજાએલાં કપડાં તરત બદલવા જોઇએ અને બીછાનાં હેમનાં હોય હેને દરરોજ સૂર્યના તાપમાં સુકવવાં જોઇએ

૪. ખોરાક —હેમનો ખોરાક ઘણોજ સારો (દુધનો)હોવો જોઇએ તથા માતાઓએ હેમને સારૂ પુષ્ટીકારક અને નિરોગી દુધ મળે તે અર્થે પોતાના ખોરાકમાં ઘણી સંભાળ રાખવી જોઇએ ધવડાવવાનું કે ખોરાકનું નિયમિત અને ઘણુંજ મધ્યમસરનુ હોવુ જોઇએ.

૫. ઔષધ — કરવાની જરૂર પડે તો કોઇ સમજુ ડાક્ટરની સલાહથી તે કરવુ જોઇએ બાળકનુ પેટ સ્વચ્છ રહે તે અર્થે જરૂર પડે ત્હારે હરડે કે દીવેલ આપવુ એ હિતકારક છે.

# સ્ત્રીઓ સુખી કેમ રહે?



સ્ત્રીઓની સાધારણ અવસ્થા; કેળવણી, કાર્યો અને તેમનો વ્યાધિ તથા તે સાથે ત્હેમનાં ખરાં કર્તવ્યો, તેમને જોઇતા જ્ઞાનની ખામી, તેમના વહેમ, નાની અવસ્થામાં ત્હેમને જોઇતી ગૃહકેળવણી ઇત્યાદિ તરફ સામાન્ય પ્રજા વર્ગનું તેમજ સ્ત્રીવર્ગનું ધ્યાન ખેંચવાની જરૂર જણાય છે. આ સ્થળે ઉપર કહેલી બાબતોપર ધ્યાન ખેંચીને જ ન બેસી રહેતાં એવા ઇલાજો બતાવવાને પ્રયત્ન કર્યો છે કે, જેથી સ્ત્રીઓનાં ઘણાંખરાં દરદો ઉત્પન્ન થતાં અટકે અને થાય ત્યારે કયો રસ્તો લેવો તે તેમને સુઝે. સ્ત્રીઓનાં દરદો એવાં હોય છે કે તે થતાં અટકાવવામાં તથા મટાડવામાં તેમના પોતાના સારા સ્વભાવની તથા લાગતા વળગતા પુરૂષ વર્ગની મદદની તેમાં જરૂર છે.

**મગજની નબળાઈ એ જ દરદનું મુખ્ય કારણ.**

સ્ત્રી જાત જન્મથી જ પોચા સ્વભાવની હોય છે, એ સર્વદા લક્ષમાં રાખવાનુ છે, અને તેથી તેમનાં દરદોનુ વલણ **માનસિક ઉપદ્રવ** તરફ વિશેષ રહ્યા કરે છે કેળવાએલી સ્ત્રીઓના કરતાં નહિ કેળવાએલી સ્ત્રીઓ ઘણુ કરીને ઓછા પોચા સ્વભાવની હોય છે હિંદુઓની ઉંચ કોમમાં ને પારસીની કોમમાં કેટલીક સ્ત્રીઓનો સ્વભાવ બહુજ પોચો હોય છે, આવી સ્ત્રીઓને મનોવિકાર ઘણી વખત થાય છે. એટલુંજ નહિ પરંતુ તેમને દવા આપવાની સાથે તેમના મનને આશા, ઉમેદ, ઉત્સાહ, ભય, વગેરેમાંથી જેની જરૂર લાગે તે, શબ્દોવડે, તેમનામાં ઉત્પન્ન કરવાથી વ્યાધિ જલદી દૂર થઈ શકે છે એ સિવાય એવા કેટલાક દરદીઓને દવાઓ વધારે સુક્ષ્મ માત્રામાં આપવાની જરૂર પડે ને કેટલાકને વધારે ઉંચા અંશની જરૂર પડે છે જો આવા દરદીઓ

પોતાનો સ્વભાવ ધીમે ધીમે ધર્મપરાયણ કરે, પોતાની વૃત્તિઓને કાબુમાં લાવે અથવા આ સંસારનો વૈભવ ઘડીકમાં નાશ પામે તેવો છે અને તે માત્ર મનુષ્યના પ્રયત્નને આધીન નથી પરંતુ પ્રારબ્ધાધીન છે એમ સમજીને પોતાને મળતા સુખ ને વૈભવથી સંતોષ માને અને ખોટા વહેમ, ભય, ચિંતા વગેરેને દૂર કરે તો રોગ જલદી મટવા લાગે છે.

દરેક મનુષ્યે અને ખાસ કરીને સ્ત્રીઓએ આ વાત સારીરીતે લક્ષમાં રાખવી કે, આપણને કુદરતે એવું મનોબળ એટલે એક જાતની એવી મનની શક્તિ આપી છે કે તે વડે જો આપણે દૃઢ વિચાર કરીએ તો ઘણાખરા રોગોને મટાડી શકીએ છીએ. જે નિર્માલ્ય ને બીકણ જેવા હોય છે તેઓ પોતાની મેળે રોગને વિચાર કરીકરીને વધારે છે. જેઓ ઉત્સાહી અને આનંદી હોય છે તેઓ રોગને મટાડી શકે છે.

જે સ્ત્રીઓને ઘરનું કામકાજ અથવા બીજું કાંઇ કામ આખો દિવસ પહોંચ્યા કરે છે, તેઓને નવરા બેસીને જીવ બાળવાનો કે ખોટા સાચા તર્ક કરવાનો વખત મળતો નથી; અને તેથી તેવી સ્ત્રીઓને માનસિક વ્યાધિઓ ઓછી થતી જણાય છે. નવરા બેશી રહેવાથી ઘણાખરા રોગો થવા પામે છે; માટે ગૃહસ્થની સ્ત્રીઓએ પણ પોતાનો સમય વ્યર્થ બેસી રહેવામાં ગાળવો નહિ. સીવણકામ, ભરતકામ કે

સમજવા લાગે છે કે તેનું કાર્ય આ દુનિયામાં છોકરાઓના કરતાં કાંઇક જૂદા પ્રકારનુ છે, અને જેમ જેમ તેની ઉમ્મર વધતી જાય છે અને તેના વિચારો પરિપકવ થઇને સસાર તરફ વધતા જાય છે તેમ તેમ તેનામાં યુવાવસ્થા પ્રાપ્ત થાય છે, અને તે લગ્નને લાયક થતી જાય છે આ સમયે તેના માબાપની મોટી ફરજ એ છે કે, છોકરીઓને સંસારની અને લગ્નવ્યવહારની ખબરો જેમ બને તેમ મોડી પડવા દેવી, અને લગ્ન પછીનાં કર્ત્તવ્ય સબધી વિચારો તેના મનમાં જેમ બને તેમ ઓછા આવે એમ કરવુ. જેઓને યુવાવસ્થા મોડી પ્રાપ્ત થાય છે, તેઓને વૃદ્ધાવસ્થા પણ મોડી પ્રાપ્ત થાય છે જે લોકો જુવાનીના વિચારો ને સુખના વિચારો કરી કરીને યુવાવસ્થા વહેલી લાવે છે અથવા યુવાવસ્થા થયા પહેલાં થઇ છે એમ ખોટું માનીને સુખ ભોગવવા લાગે છે તેઓ વૃદ્ધાવસ્થાને વહેલા માગી લે છે, એટલુજ નહિ પણ જે શરીર તેમ કર્યું ન હોત તો મજબૂત ને રોગોની સામે ટક્કર લઇ શકે તેવુ થાત તે શરીરને નબળુ પાડી દે છે અને પછી તેમને વારવાર વિચિત્ર રોગોથી પીડાવુ પડે છે છોકરીઓને આખો દિવસ ઘરના કામકાજમાં રોકી ન રાખવી, કેટલોક વખત ભાષા, ગણિત વગેરે વિષયોનુ જ્ઞાન આપવું, અને તેનાં માબાપે તેના દેખતાં પોતાના ઉપભોગની વાતો કરવી નહિ, એટલુંજ નહિ પણ તેનાં લગ્ન-વેવીશાળની વાતો પણ કરવી નહિ છોકરીઓની સોબત સબધી પણ બહુ કાળજી રાખવાની છે, કેમકે ઘણુ કરીને તેમની સહીઅરોથી જ તેમના લગ્ન સબધીના વિચારોને પોષણ મળે છે. શોખીન ને વિષયલુબ્ધ માબાપ પોતાની જાતને નુકસાન કરે છે એટલુજ નહિ પણ હેમની પ્રજા પણ તેવુજ શીખે છે અને એથી તેના વંશ અથવા આખી દુનિયાને કેટલુક નુકસાન પહોંચે છે, એમ કહીએ તો ખોટું નથી.

વિરક્ત ને ધર્મપરાયણ કુટુંબોમાં પ્રજાને આવું શિક્ષણ થોડું મળે છે. નાના ગામડા કરતાં મોટાં શહેરોમાં યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા વહેલી આવે છે; તેનું કારણ પણ મોટાં શહેરોમાં થતી શોખીન સહીયરોની સોબત અને ઉત્તરોત્તર સુખનાં નવીન સાધનોનું અવલોકન હોય છે. એવાં સુખનો કે સુખનાં સાધનોનો ગામડામાં ખ્યાલ પણ તેઓને ભાગ્યેજ આવે છે. કુંવારી અવસ્થામાં હાલમાં જે કેળવણી મળે છે, તેમાં શિક્ષકોએ પણ છોકરીઓનું લક્ષ લગ્ન અને સંસારિક સુખ તરફ જેમ બને તેમ ઓછું ખેંચવું જોઇએ.

આપણા દેશમાં છોકરીઓની બાલ્યાવસ્થા પૂરી થવા આવી ક્યારે કહેવાય અને તેમનાં લગ્ન ક્યારે કરવાં જોઇએ એ સવાલ ઘણીવાર ચર્ચાય છે. આશરે ચૌદથી સોળ વર્ષ એ તેમનો સાધારણ લગ્ન કાળ ગણી શકાય; માત્ર લગ્ન બહુ નુકસાનકર્તા નથી પરંતુ તેમનું શરીર લાયક થવા પહેલાં લગ્નની ફરજો તેમના પર નાખવાથી તેમની તન્દુરસ્તીને હરકત પહોંચે છે; માટે ખરૂં લક્ષ તો તે બાબતે આપવાનું છે. લગ્ન થયા પછી યુવાવસ્થા જલદી આવે છે એ ખરૂં છે, ને તે માટે બાર તેર વર્ષ પછી લગ્ન થાય તો તે વધારે સારૂં છે.

એથી ઉલટું કેટલીક જ્ઞાતિમાં ઉમ્મર થઇ ગયા છતાં લગ્ન થતાં નથી, અને ખરેખર તેવી જ્ઞાતિમાં પણ મનના રોગો વિશેષ થાય છે. આનું, કારણ માત્ર લગ્નની ગેરહાજરી નથી, પણ લગ્નનાં સુખો મેળવવાની યોગ્ય અવસ્થાએ થતી કુદરતી મનોવૃત્તિ, અને તે મનોવૃત્તિનો ભંગ છે. જે જ્ઞાતિમાં આવા બનાવ બનતા હોય તે જ્ઞાતિમાં શોખ-સંસારિક સુખનાં સાધનો મેળવવાની તૃષ્ણા ઓછી થાય અને સઘળી

મનોવૃત્તિને કાબુમાં રાખતાં આવડે, એવી કેળવણીનો પ્રચાર થાય, તો માનસિક ઉપાધિ ઓછી થાય.

કુંવારી અવસ્થામાં યોગ્ય નિયમ પ્રમાણે નહિ વર્તવાથી માત્ર માનસિક રોગ થાય એટલુંજ નહિ, પણ શારીરિક રોગ—અંડાશય, ગર્ભાશય અને તેની આસપાસના સઘળા અવયવોમાં વ્યાધિ થતા જોવામાં આવે છે.

છોકરાઓ મોટી ઉમ્મરના થયા પછી જેમ કુદરત વિરૂદ્ધ કાર્ય કરીને શરીર બગાડે છે તેમ મોટી ઉમ્મરે કુંવારી છોકરીઓ પણ શરીરને બગાડે છે પણ સદ્‌ભાગ્યે આપણા દેશમાં આવી ખરાબી હજી થોડી જણાય છે.

કેટલાક તત્વવેત્તા એવો મત જણાવે છે કે, જો લોકો લગ્નનો અર્થ માત્ર ઉપભોગને અર્થે થતો જડ શરીરનો સંબંધ ન ગણતાં આત્માનો આત્મા સાથે થતો સંબંધ પ્રાધાન્ય ગણે અને શારીરિક સંબંધ ગૌણ સમજે, તો હાલનાં લગ્ન ને લગ્નની ગેરહાજરીથી થતાં દુઃખો ઓછાં થાય.

ને આરામની બહુ જરૂર રહે છે. જે સ્ત્રીઓ નિશાળના અભ્યાસમાં બહુ આગળ વધે છે, તેઓ સંસારિક કામકાજ માટે યોગ્ય રહેતી નથી, ને તેમની પ્રજા નિર્બળ થાય છે. જે મગજ અભ્યાસ ગ્રહણ કરે છે, તે જ મગજ શરીરની ખીલવણી-વૃદ્ધિ ને મજબૂતી કરી શકે છે, ને જો તેને માત્ર અભ્યાસમાં રોકવામાં આવે, તો શરીરની ખીલવણી, વૃદ્ધિ ને મજબૂતી ઓછી થાય છે, એ હકીકત યાદ રાખવા જેવી છે.

ફીલાડેલ્ફીઆના ડા. મીશેલ લખે છે કે "હાલમાં અમેરીકાની સ્ત્રીઓ, સ્પષ્ટ કહીએ તો, સ્ત્રી તરીકે તેની ફરજો માટે શરીરે નાલાયક હોય છે, અને સઘળા સુધરેલા દેશોમાં, જે મહાન કાર્યો પુરૂષોની મગજ શક્તિ ઉપર બોજારૂપ થઇ પડે છે, તે કાર્યો કરવાને સૌથી ઓછી લાયક હોય છે. જેટલી, કુદરત તેની પાસેથી પત્ની તરીકે અને માતા તરીકે શક્તિને લાયકાતની આશા રાખે તેટલી તેનામાં હોતી નથી"

બોસ્ટનના ડા. ક્લાર્ક પણ લખે છે કે-"આપણી નિશાળોમાં જેઓ અભિમાની અને સમજુ છોકરીઓ હોય છે, જેઓમાં ઉમદા સ્ત્રીઓના ગુણો હોય છે, તેઓ માંદી રહે છે, જેઓ રમતીઆળ કે આળસુ હોય છે તેઓ માંદી રહેતી નથી; અને આ પ્રમાણે **આપણી અત્યારની કેળવણીથી સૌથી વધારે લાયકનો નાશ** થાય છે... જ્યારે તેઓને લગ્નનો ને પ્રસુતીનો સમય આવે છે, ત્યારે જેમ પવનના તોફાનમાં દાણાનો છોડવો વાંકો વળીને ભાગી જાય છે, ને ફરીને તેમાં દાણા થતા નથી, તેવી જ હાલત સ્ત્રીની પણ થાય છે, અને તે ફરીને ફળ આપી શકતી નથી આવી કેળવણી તે છોકરીઓને માટે કે તેની ઓલાદને માટે સારી નથી"

પરણેલી સ્ત્રીઓ અથવા આશરે તેર ચૌદ વર્ષની ઉમ્મરની સ્ત્રીઓમાં એક જાતનો **પાંડુરોગ** થવા પામે છે અને ક્ષયવાળા અને વાઇ જેવા મેળના દરદવાળાં માબાપના છોકરાંને જો ક્ષય, કંઠમાળ કે વાઇ થવાને માટે બીજાં ઉત્તેજક કારણો મળી આવે, તો આ સમયે દેખાવ આપે છે. આવી બીમારી આ સમયે ઉત્પન્ન ન થાય તેટલા માટે તેને યોગ્ય કસરત, રમતગમત, ખુલ્લી હવા ને પ્રકાશ ઇત્યાદિની બહુ જરૂર છે. જે સ્ત્રીઓ કુંવારી રહે તેમને પણ આટલી ઉમરે કોઇ કોઇ વાર પાંડુ રોગ થઇ આવે છે આ દરદમાં ચામડી ઘણું કરીને ફીકી થઇ જાય છે; તો પણ કોઇવાર જરા લીલા રંગની લાગે છે. એ સમય એવો છે કે, તે વખતે સ્ત્રીની યુવાવસ્થાની શરૂઆત હોય છે અને તેથી તન કે મનની અતિશય મહેનત ખમી શકતી નથી. તો પણ આ હકીકત લક્ષમાં રાખ્યા વિના જે છોકરીઓ ચૌદમા ને પંદરમા વર્ષમાં નિશાળનો અભ્યાસ જારી રાખે છે, તેઓનાં શરીર બહુ નબળાં થઇ જાય છે, અને તેમનાં અંગો સંપૂર્ણ રીતે ખીલી શકતાં નથી. વળી પરણેલી સ્ત્રીઓ ચૌદેક વર્ષની થાય છે, ત્યારે તેમનાં અંગો પરિપક્વ થયાં છે કે નહિ તેની બરાબર દરકાર રાખ્યા વિના કેટલીકવાર સાસરીઆમાં પત્નીના ધર્મ બજાવવાને મોકલવામાં આવે છે; અંગો બરાબર ખીલવણી પામ્યા પહેલાં સ્ત્રી પુરૂષનો વ્યવહાર શરૂ કરવાથી ઘણું જ નુકશાન થાય છે.

## કુદરતના કાયદાના ભંગથી ભોગવવી પડતી શિક્ષા.

સ્ત્રી પુરૂષના વ્યવહાર પહેલાં અંગો ધીમે ધીમે કુદરતી નિયમ પ્રમાણે ખીલે છે, અને રજોદર્શન આવે છે, ત્યારે અંગો મજબુત ને તનદુરસ્ત રહે છે પણ વ્યવહાર શરૂ થયા પછી બળાત્કારે અંગ ખીલવણી પામે છે, તે ખીલવણી અગર જો કે ઉતાવળથી થાય છે, તો પણ તેમાં

મજબુતી ને તનદુરસ્તી હોતી નથી. કવચિત્ અંગની બીલકુલ ખીલવણી હોતી નથી, ત્યારે પણ તેના મૂર્ખ સગાંવહાલાં તેણીને તેણીના પત્ની તરીકેના ધર્મ સમજાવે છે, અને તેણીનું લક્ષ અસ્વાભાવિક ઉતાવળથી સ્ત્રી પુરૂષના વ્યવહાર તરફ ખેંચાય છે, એટલે અંગની ખીલવણી પણ વધારે ઉતાવળથી થાય છે. ઉપર કહ્યું તેમ આવી ઉતાવળથી થયેલી ખીલવણીમાં જરા પણ મજબૂતી ને તનદુરસ્તી હોતી નથી અને તેથી નાની ઉમ્મરે યુવાન થઇ યુવાવસ્થામાં જ ઘરડી થઈ જાય છે. યુવાવસ્થા આપ્ત થયા છતાં જેઓ પરણી નથી તેમની તનદુરસ્તી સારી રહેતી નથી અંગોની ખીલવણી થયા પછી પણ સ્ત્રીઓએ અને, ખરી રીતે તેમના પતિઓએ એ સમજવાનું છે કે તેમની યુવાવસ્થા એ કાંઇ બેદરકારી અને વિષય લુબ્ધપણામાં ગાળવાનો પરવાનો નથી. કુદરત પોતાના નિયમનો ભંગ કદી સહન કરતી નથી, પક્ષપાત કરતી નથી,

લગ્ન થયા પછી લગ્નનો ઉદ્દેશ સુધરેલી પ્રજામાં હાલમાં શારીરિક ઉપભોગ જ માનવામાં આવે છે. અને શારીરિક ઉપભોગ કેમ વધારે વર્ષો સુધી ચલાવી શકાય તે માટે ઘણા માણસો પ્રયત્ન કર્યાં કરે છે. શરીરની ખુબસુરતી ને યુવાવસ્થા ટકાવી રાખવા માટે પ્રજોત્પત્તિ ન થાય એવો પ્રયત્ન પણ કેટલીક સ્ત્રીઓ કરે છે, અથવા કેટલાક પુરૂષો સ્ત્રીઓ પાસે તે કરાવે છે. આવા પ્રયત્નો તનદુરસ્તીને કોઇ પણ રીતે ફાયદો કરતા નથી; એથી ઉલટું એમ કરવા જતાં ભયંકર રોગો સ્ત્રીઓને લાગુ પડે છે, અને કેટલીક સ્ત્રીઓ તે પ્રયત્નથી વધ્યા થઇ જાય છે.

પછી મોટી ઉમ્મરે જ્યારે સ્વભાવ કાંઇક બદલાય છે, ત્યારે પ્રજાની ઇચ્છા થાય છે, એટલે વધ્યાપણું મટાડવાનો ઉપાય શોધે છે. અને ફાંફાં મારતાં કોઇ વખત બહુ દુઃખી થાય છે.

## પરણેલી સ્ત્રીઓના સંબંધમાં બે બોલ.

પરણેલી સ્ત્રીઓએ રજોદર્શન, ગર્ભાધાન ને પ્રસુતિ એ ત્રણ સમયે શરીરને સારી રીતે સાચવવાનુ છે.

### રજોદર્શન સમયે સાચવવાના નિયમો.

હિંદુઓની ઉંચી કોમમાં સ્ત્રી રજસ્વળા થાય ત્યારે તેણીને સ્પર્શ કરવાનો ધાર્મિક બાધ ગણ્યો છે, તે તનદુરસ્તી જાળવવાને માટે બહુ ઉપયોગી છે; તેણી તેટલો વખત માંદી છે એમ ગણવું જોઇએ. પણ ઉપર લખેલ ધાર્મિક બાધ કેટલીક વાર અણસમજુ સગાઓને લીધે વધારે હાનીકારક થાય છે. બિચારી સ્ત્રીને તે વખતે પુરતું પાથરવાનું કે ઓઢવાનું કે પુરતો આરામ પણ મળતો નથી એથી તેણીને બહુ સહન કરવું પડે છે, ને પેડુમાં દુખાવો વગેરે દરદ થઇ આવે છે.

રજોદર્શન વખતે માંદા માણસના જેવી માવજત થવી જોઇએ;

કેમકે તે વખતે શરીર નબળું પડે છે, અને જો શરદી વગેરે કારણથી રક્તસ્રાવ જોઇએ તેવો થતો નથી તો મહા વ્યાધિઓ ઉત્પન્ન થાય, છે.

(૧) રજોદર્શન દરમ્યાન સ્ત્રીએ પુરૂષનો સંગ કરવો નહિ.

(૨) આરામ જેમ બને તેમ વધારે લેવો. પણ નવરા હોવાથી જીવ બાળવો નહિ. અને નવરાશ ને એકાંત ન લાગે એટલા માટે સીવણ કે ભરતનું હલકું કામ કરવું.

( ૩ ) અંગને શરદી લાગવા દેવી નહિ. ગરમ કપડાની જરૂર પડે તો રાખવાં. પથ્થર પર કે સુનાની ઉપર ફરવું નહિ કે બેસવું નહિ; પાણીમાં બેસવું નહિ; તેમજ પાણીમાં કે, વરસાદમાં બહુ ફરવું નહિ. બપોરના સખત તડકામાં બહાર નીકળવું નહિ. રજોદર્શન હોય ત્યાં સુધી ઠંડે પાણીએ ન્હાવું નહિ તેમજ બહુ ગરમ પાણીએ પણ નહાવું નહિ. કેટલીક સ્ત્રી રજોદર્શન થાય કે તરત ઠંડે પાણીએ નહાય છે; આથી જેમનાં રક્તાશય મજબુત હોય છે તેમને હરકત આવતી નથી, પણ જેમનાં રક્તાશય નબળાં હોય છે તેમને તો નુકશાન થાય છે જ.

(૪) સ્ત્રીને ભય, ધાસ્તી, ચિંતા ઇત્યાદિથી મુક્ત રહેવા દેવી. એકદમ ત્રાસ કે ભય થવાથી તેના ગર્ભાશયને ધક્કો પહોંચીજાય છે ને રજોદર્શન મંદ પડી જાય છે. ક્રોધ, મોહ ઇત્યાદિથી પણ એવીજ અસર થાય છે અને તેટલાજ માટે સંસારના વ્યવહારથી તેણીને સઘળી રીતે અલગ ગણવી જોઇએ.

(૫) રજોદર્શનનો સ્રાવ વાદળીના કકડામાં એકઠો થવા દેવો અથવા સાફ કપડામાં થવા દેવો, પરંતુ ગંદા કપડાના કુચા વાપરવા નહિ. એક વખત રજો દર્શન થયા પછી આશરે અઠાવીશ દિવસે ફરીને રજોદર્શન થાય છે, જે દરમ્યાન અંડાશયનું એક બીજ દીનપ્રતિદીન વૃદ્ધિ પામતું *

છે.પછી ફાલોપીઅન ટયુબમાં થઇને ગર્ભાશયમાં આવે છે, ને ત્યાં કતિ રહી જાય છે, અને કતિ રક્તસ્ત્રાવ સાથે બહાર નીકળી જાય છે. કોઇ કોઇ સ્ત્રીને રજોદર્શન આથી મોડું આવે છે, તેનું કારણ સ્ત્રીના બીજને પરિપક્વ થવામાં જોઇતો સાબિતવખત હોય છે. રહેજસાજ વહેલો મોડો અટકાવ આવે, તે માટે ઉપાયની જરૂર નથી. પ્રસુતી પછી રજોદર્શન કોઇને ત્રણ મહિને થાય છે, તો કોઇને સાત આઠ મહિને થાય છે, ને કોઇને તેથી પણ વહેલું મોડું થાય છે; એ દરેક સ્ત્રીની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે; અને તેમાં કુદરતને મદદ કરવાની બહુ જરૂર નથી.

## ગર્ભાધાન.

જ્યારે ગર્ભાધાન થાય છે ત્યારે સ્ત્રીના શરીરને જાળવવાની વધારે જરૂર છે. અને અગર જો કે ગર્ભ જાળવવામાં કુદરત પોતાની સઘળી શક્તિ વાપરતી હોય એમ લાગે છે તોપણ જાણી જોઇને શરીરને ધક્કો પહોંચે એવું કાર્ય કરવામાં ડહાપણને બદલે મૂર્ખાઇ રહેલી છે. આ સમયે પણ સ્ત્રીની વિવિધ પ્રકૃતિઓનું ભાન થાય છે. કેટલીક સ્ત્રીઓને શરીરનો ને મનનો શ્રમ ઘણો વેઠવા છતાં કાંઇ અડચણ આવતી નથી, ને કેટલીક સ્ત્રીઓ રહેજ શ્રમ વધારે લે તો હાની થઇ આવે છે. એથી સઘળી સ્ત્રીઓ માટે એક સરખો કશો નિયમ કહી શકાતો નથી. દરેક સ્ત્રી થોડા વખતમાં, સમજી શકે છે કે પોતાને કેવો ખોરાક, કેવી કસરત, ને કેવું વર્તન માફક આવે છે, ને તે પ્રમાણે તેને વર્તવા દેવામાં આવે તો ભાગ્યેજ માઠું પરિણામ આવે છે. એ ખરૂં છે કે એ સમયે તેણીને આરામ ને નિદ્રાની વધારે જરૂર છે. તેની ચંચળતા ઓછી થાય છે, વખતે મનોવૃત્તિઓ બહુ શાન્ત થાય છે, અને વખતે તે બહુ તીવ્ર થાય છે, અને તેના સર્ગા-

वहालीओए तेनी मनोवृत्तिओ ज्यां सुधी अनर्थकर्ता न होय त्यांसुधी तेने छूट आपवी घटे छे. आ वखते तेना मगज उपर बाह्य बनावोनी छाप बहु ऊंडी बेसे छे, अने तेनी असर केटलेक दरज्जे तेना संतान उपर पण थाय छे. सारुं ने तनदुरस्त बाळक अवतरे एटला माटे पण स्त्रीनी आ वखते सारी सावजतनी जरूर छे. आराम, ने मनोवृत्तिनी योग्य छूट साथे आनंद ने रमत गमतनी पण जरूर छे. कलेश ने कंकास जे करनारने तथा करावनारने बन्नेने हानी करे छे, ते मात्र सगर्भा स्त्रीने ज नहि पण तेना गर्भने पण नुकशान करे छे, ने बाळक आनंदी स्वभावनुं थवाने बदले चीडाऊ ने पोचा स्वभावनु थाय छे.

ते वखतना खोराक संबंधी ए जरूरनुं छे के ने जेम बने तेम सादो, पौष्टिक ने उत्तेजक गुणो रहित होवो जोइए. गरम मसाला, दारू, कॉफी, चाह वगेरे न वापरवां जोइए, खरेखर घणी स्त्रीओ आवा पदार्थो छूटथी वापरे छे, पण तेमनी प्रजानो बांधो जन्मती वखते मजबूत होतो नथी. सगर्भा स्त्रीए एक वखते पुष्कळ खोराक लेवाने बदले त्रण चार वखते थइने पुरतो खोराक लेवो. दुधनो खोराक वधारे सारो छे.

गर्भाधानना पांचमा महिनाथी पुरा दिवसो सुधी स्त्रीए एक गरम कबजो आखा पेडुने ढांकी शके तेवो पहेरी राखवो जोइए. बधां कपडां जेम बने तेम खुलतां होवां जोइए. जे स्त्रीओना पग ठंडा रहेता होय तेमणे पगे मोजा पहेरी राखवां.

नहावानुं पाणी बहु गरम के बहु ठंडुं सारूं नथी. शरीरने माफक आवे तेटली गरमी वाळु पाणी नहावामां वापरवुं, ने बने तेटली शरीरनी स्वच्छता राखवी.

કેટલીક સ્ત્રીઓને પ્રસુતિ થયા પછી ૭ માસની અંદર બીજો ગર્ભ રહે છે, અને એ પ્રમાણે ત્રણ ચાર કે વધારે વખત પણ ગર્ભાધાન રહે છે. એક વખત પ્રસુતિ થયા પછી ગર્ભ ક્યારે રહી શકે તેનો ચોકસ નિયમ નથી. ગર્ભાધાન અને પ્રસુતિ એ બન્નેથી ઘણી સ્ત્રીઓનાં શરીર નિર્બળ, વ્યાધિગ્રસ્ત અથવા વ્યાધિને લાયક થઇ જાય છે. ગર્ભાધાનથી શિરાઓ ઉપર વધારે બોઝો આવે છે, અને તેથી રક્તાશયને વધારે શ્રમ પડે છે એટલે કેટલીક સ્ત્રીઓના રક્તાશયમા ગર્ભાધાનને લીધે દરદ ઉત્પન્ન થાય છે. જો સ્ત્રીને પરણવા પહેલાં રક્તાશયનું કાંઇ દરદ હોય, તો પરણેલી જીંદગી તેણીને જોખમકારક થઇ પડે છે. પણ તેથી લગ્નનો દોષ ગણવાનો નથી, કેમકે લગ્નથી એમ સમજવાનું નથી કે પુરૂષે પોતાની સ્ત્રી સાથે વિષય વ્યવહાર કરવોજ જોઇએ; સ્ત્રીનું શરીર યોગ્ય છે કે નહિ એ સવાલ લગ્ન પછી સર્વદા વિચારવાનો રહે છે, અને જો તે સવાલ લગ્ન પહેલાં વિચારવામાં આવે તો ઘણું સારૂં છે, અલબત જેમ સ્ત્રીના શરીરનો વિચાર કરવાની જરૂર છે, તેમજ પુરૂષના શરીરનો પણ વિચાર કરવાનો છે. પણ અત્રે સ્ત્રીઓનો જ વિષય છે, એટલે પુરૂષ સબંધી વિસ્તારથી કાંઈ લખી શકાય નહિ. જે સ્ત્રીઓનાં રક્તાશય કે એકંદર રીતે શરીરના સઘળા અવયવો નબળા લાગે, તેમની સાથે બનતાં સુધી તેમના પુરૂષોએ વ્યવહાર ઓછો રાખવો, અને તેમનામાં શક્તિ આવે તે માટે અવશ્ય ઉપાયો લેવા નબળા બાંધાને લીધે ઘણીવાર ગર્ભપાત થઇ જાય છે, અને કોઇ કોઈ સ્ત્રીને તો તેવી આદત પડી જાય છે.

પ્રસવ પછી સ્ત્રીએ પતિ સાથે વ્યવહાર ઓછામાં ઓછા ત્રણ સુધી કરવો નહિ; કેમકે તેથી બાળકને તેમજ માતાને નુકસાન

થાય છે. પ્રસવ પછી સ્ત્રીએ બાળકને કેટલી મુદત સુધી ધવરાવવું એ સવાલ પણ બહુ અગત્યનો છે. સાધારણ રીતે જો રજોદર્શન પ્રસવથી ૭ કે સાતમે મહિને થાય, તો સ્ત્રીના દુધમાં વિશેષ ફેરફાર થતો નથી; પણ જો તે પછી બાળકની તન્દુરસ્તી બગડતી ચાલે તો તેને ધવરાવવું નહિ. જેમ રજોદર્શન મોડું આવે છે, તેમ જન્મેલાં બાળકની તનદુરસ્તી સારી રહે છે. **પ્રસવ પછી જો સ્ત્રીની મનોવૃત્તિ વિષય તરફ ઓછી જાય તો તેના દુધમાં બગાડ ઓછો થાય છે;** પણ જેમની મનોવૃત્તિ જલદી ઉશ્કેરાય છે, અથવા જેમનાં સગાં વહાલાં તેમની મનોવૃત્તિ વહેલી ઉશ્કેરે છે, તેઓના દુધમાં બગાડ વહેલો થાય છે, અને તેથી બાળકને હાની પહોંચે છે.

## વિધવાને જાણવા જોગ.

પણ તેથી અંતે દેહમાં રોગ વધે છે, ને પોતાના દુઃખમાં વધારો કરે છે એટલુંજ નહિ, પણ સગાં સંબંધીને પણ બોજારૂપ થઇ પડે છે. પોતાના શરીરને હાની થાય એવું કર્તવ્ય કોઇ પણ મનુષ્ય કરે તો તો કુદરતની નજરે ગુન્હેગાર છે, અને કુદરતી રીતે તેને સજા થયા વિના રહેતી નથી. જે સ્ત્રીઓમાં અંગબળ વધારે હોય, તેમણે પૈસા પ્રાપ્ત કરવા માટે સિવણ ભરત કે એવું કાંઇ કામ કરવું; જેઓની પાસે દ્રવ્ય હોય તેમણે વિધવાઓના ધર્મ જાણવાને તથા બીજી સ્ત્રીઓને સમજાવવા પ્રયાસો કરવા અને બીજી વિધવા સ્ત્રીઓનાં દુઃખો કમી થઇ શકે તેવા ઉપાયો યોજવા અને જરૂર લાગે તો ખોરાક બહુજ હલકો લેવો અથવા થોડો લેવો, પરંતુ શરીર બહુ નબળું પડે એમ કરવું નહિ. વિધવાવિવાહ કરવો કે નહિ તે સવાલ વૈદ્યક દૃષ્ટિથી જોતાં કાંઇ અગત્યનો નથી, અને તેથી અત્રે લેશ માત્ર લખ્યું નથી. એકંદર રીતે **વિધવાઓના ઘણાખરા વ્યાધિઓ તેમની મનોવૃત્તિથી નીપજેલા હોય છે;** ને તેથી કાંઇ ખાસ ઉપાયો બતાવવાની જરૂર નથી; તેઓ પોતાની વૃત્તિઓને એવી રીતે કાબુમાં રાખે કે તેથી દેહને હાની ન થાય તો બસ છે. નવરાશ, એકાંત, ખરાબ સોબત, ગરમ મસાલાદાર કે મીષ્ટ પદાર્થો એ સઘળાં મનોવૃત્તિને ઉત્તેજન આપનાર છે, માટે તેથી જેમ બને તેમ દૂર રહેવું; અને ઉદ્યોગ, સુઘડ સ્ત્રીઓનો સમાગમ, ધર્મની કે

સમાધાન કરનાર તર્કને વળગી રહેવું એ સઘળું મનોવૃત્તિને શાન્ત અને નિયમિત કરે છે, અને સદ્ગુણી વિધવાને ઉપયોગી થઇ પડે છે. પોતાનો સ્વભાવ જેવો કરવો હોય તેવો થઇ શકે છે, માટે પોચો સ્વભાવ થવા દેવો નહિ; મનને મજબૂત કરવું ને વિધવા થવું એ બહુ દુઃખની વાત છે એવો ઝનાઇ બેઠેલો વિચાર કાઢી નાખવો. સમજુ સ્ત્રી તેને "અવસ્થાનો ફેરફાર" માત્ર સમજે છે. અને આનંદમાં ધર્મ બજાવતી પોતાનો કાળ કાઢે છે. પોચા હૃદયવાળી વિધવાઓના તનમનની દેખરેખ રાખવાની ફરજ તેમના સગાવહાલાંની છે. જ્યાં સગાંવહાલાં ન હોય ત્યાં જ્ઞાતિ તરફથી તેમની, તનદુરસ્તી માટે ગોઠવણ થવી જોઇએ

## ઉપસંહાર.

છેવટ સ્ત્રીઓની તનદુરસ્તીની બાબતમાં એ કહેવાની જરૂર રહે છે કે, આપણા દેશમાં સ્ત્રીઓની તનદુરસ્તીનો આધાર ઘણે ભાગે તેમના સગાવહાલાં ઉપર રહે છે. જ્યાં તેણીને એક નોકર તરીકે પોતાના દેહની દરકાર કર્યા વિના કામ કરવું પડે છે, ત્યાં વ્યાધિ અટકાવવાની આશા નથી, પણ જેમ જેમ લોકો સમજતા જાય છે તેમ તેમ હવે સ્ત્રીઓને તેમના શરીરની તનદુરસ્તી જાળવવાનો હક મળતો જાય છે, એ સંતોષની વાત છે.

આપણા દેશમાં સ્ત્રીઓને વરસાદ તથા તડકામાં દુખ સહન કરવું પડે એવા રીવાજો છે, તે કેટલેક અંશે દૂર થવાની જરૂર છે. જોડા ને છત્રી એ તેમનાથી સાધારણ રીતે વપરાતા નથી, પણ જરૂર પડે ત્યારે વાપરવાં જોઇએ. ઉનાળામાં તડકાથી ને ચોમાસામા શરદી થી તેમને બહુ હેરાન થવું પડે છે. પુરૂષ કરતાં તેઓ ટાઢ તડકો થોડાં ખમી શકે છે, તો પણ તેઓ રીવાજને વળગી રહે છે, તેથી

જ્ઞાની થાય છે. ઉંચી એડીના ને ચંપડોચપડ થતા જોડાથી ફાયદો નથી.

કોઇના મરણ પાછળ અતિશય શોકકળ કરવાનો, ધર્મને અર્થે હદ ઉપરાંત ઉપવાસાદિ વ્રતો કરવાનો, અવયવોની શક્તિ ઉપરાંત વજનદાર ઘરેણાં પહેરવાનો, વ્યાધિ છતાં શરમને લીધે બેદરકાર રહેવાનો, દવા સબંધી સલાહ ભણેલ સ્ત્રીડાક્ટરો કે પુરૂષડાક્ટરની નહિ લેતાં માત્ર અજ્ઞાની સુયાણીઓની તેમજ ઉંટ વૈદો—હકીમો—બાળવૈદો અને ખોટાં પાટીયાં મારી બેસનારા ઠગારાઓની તથા સુવાવડના ડાક્ટરનો ડોળ ઘાલી પડીકાં વેચનારાની સલાહ લેવાનો અને એવા અનેક માઠાં રીવાજો જે આપણામાં છે, તે ધીમે ધીમે છોડતા જવા જોઇએ; ને શરીરની સુખાકારી જળવાય, નીતિ સચવાય, પ્રજા સારી થાય, ને સંસાર આનંદમય થાય એવા રીવાજો ગ્રહણ કરતા જવું જોઇએ.

તા. ૧૩-૧૧-૦૯

# જૈનોમાં વધતો જતો હિસ્ટીરીઆનો ભયંકર મરજ: એનાં કારણો અને ઇલાજો.

---

હિસ્ટીરીઆ એ નામ અંગ્રેજી હોવા છતાં અંગ્રેજી પ્રજાની માફક એ દરદનું પણ એટલું પ્રબળ વધી પડયું છે કે અભણમાં અભણ હિંદુઓ-ખુદ સ્ત્રીઓ પણ ત્હેને સારી રીતે પીછાને છે; કારણ કે એવાં થોડાંજ દરદો આ પૃથ્વીની સપાટીપર હયાતી ધરાવતાં હશે, કે જેમણે હિસ્ટીરીઆ જેટલો ત્રાસ મનુષ્યો પર-ખાસ કરીને કોમળ સ્ત્રીઓપર વર્તાવ્યો હશે ! એ દરદમાં લગભગ બીજાં તમામ દરદોની નકલ થાય છે. મુખ્યત્વે એ દરદ જગતની ઉત્પન્ન કરનારી વ્યક્તિ ઉપર એટલે કે સ્ત્રી વર્ગ ઉપર પોતાનું જોર અજમાવે છે અને ઘણે ભાગે તે દરદ માણસની પોતાનીજ મૂર્ખાઇનું પરિણામ હોય છે. એ દરદ સાથે હિંદુઘરસંસાર તેમજ ધર્મપ્રકરણનો ગાઢો સંબંધ હોવાથી આજે આપણે એ દરદનાં કારણો, ચિન્હો અને ઉપાયો વિચારીશું અને ઉમેદ રાખીશું કે જૈનબંધુઓ આ લેખ કાળજીપૂર્વક વાંચશે તથા પોતાની બ્હેનો, પુત્રીઓ અને વધુઓને વાંચી સંભળાવી ત્હેમને એ ભયંકર પિશાચના પંજામાં જતી બચાવશે. અમદાવાદની એક અમુક કોમ કે જેમાં માત્ર ત્રણસો ઘર છે, ત્હેમાં સુમારે પોણોસો જેટલી સ્ત્રીઓ હિસ્ટીરીઆને વશ થઇ ઘડીમાં હસે છે, ઘડીમાં ડુસકાં ભરે છે, કપડાં ફાડે છે, અને પડવા તડવા બકી પોતાના કુળવાન

સગાંઓને ચિંતા ઉપજાવે છે. સુરતમાં પણ એ દરદનું એવું જ જોર છે. ફેશનની શોખીનીમાં પડેલી પારસી કોમે પણ તે ફેશનની બલા સાથે હિસ્ટીરીઆની બલા ખરીદેલી છે. અને જેમ જેમ વખત જતો જાય છે તેમ તેમ, માત્ર શ્રીમંતોના નસીબમાં લખાયેલી આ બલા, સામાન્ય આવકવાળા પરંતુ કુટુંબથી અલગ રહી પાશ્ચાત્ય ધોરણપર ઘરસંસાર ચલાવનારા 'માસ્તર લોકો' ના નસીબમાં પણ આવતી જાયઃ છે! એટલાપરથી સમજાય છે કે નિરૂદ્યમીપણું, બેહદ 'પતિપરાયણપણું, (!) અને 'ફેશનેબલપણું,' એમાંથી ઘણે ભાગે હિસ્ટીરીઆનો જન્મ થાય છે. મતલબકે એ દરદ મ્હોટે ભાગે બેહદ લાડ, વિષય વૃત્તિ અને ધર્મરહિતપણાનું પરિણામ હોય છે. 'મટીરીઆલીઝમ' અથવા 'જડવાદ'નું આ સંતાન છે.

પ્રથમ આપણે એ દરદનાં ચિન્હો તપાસીશું; પછી કારણો સાથે ત્હેના કુદરતી ઇલાજો વિચારીશું.

## હિસ્ટીરીઆનાં ચિન્હો.

પ્રસિદ્ધ જૈન ડોકટર (મર્હુમ) ત્રિભુવનદાસ મોતીચંદ શાહ પોતાના વૈદ્યક શાસ્ત્રમાં લખે છે કેઃ—

"દરદી પહેલાં હસે છે, બકે છે, ડસકાં ભરે છે અને વખતે તેને ગોળો પણ ચઢે છે. તાણની વખતે અસાવધપણું જણાય છે. પણ ઘણું કરીને છેક બેશુદ્ધિ હોતી નથી. તાણ થોડી અથવા ઘણી આવે છે. હાથ પગ અફળાય છે. તથા દરદી બહુ ઉછાળા અને પછાડા મારે છે. દાંત ખીલી બેસે છે, પણ ઘણું કરી જીભ કચરાતી નથી, અથવા ફીણ આવતું નથી. દમ ઘુંટાય છે, વાળ તોડે છે, કપડાં ફાડે

છે, રાડો પાડે છે, તાણુ બંધ થતી વખતે બગાસા અથવા ગાંડપણુ બતાવે છે, વખતે તેને ઘણો પેશાબ ઉતરે છે

• "તાણુ સિવાય હિસ્ટીરીઆમાં ઘણા પ્રકારના મનોવિકાર થાય છે. દરદી કોઇવાર અતિ આનંદ બતાવે છે, અથવા ઘણી ગમગીનીમાં રહે છે. વખતે આનંદમાં હોય તેમાં એકદમ દિલગીરી થાય છે, રડવા માંડે છે, ડસકલાં ભરે છે, રાડો પાડે છે, તેમજ હસવા પણ મંડી જાય છે, લોકો તેમના તરફ દયા ખાય તેમ હિસ્ટીરીઆવાળા દરદીને સારૂં લાગે છે. વખતે ઘેલાપણાનાં ચિન્હ જણાય છે.

"સ્પર્શ સબંધી પણ કેટલાક ચિન્હ જણાય છે. મસ્તક, ખોપરી, કરોડ અને છાતી વિગેરે સ્થળે સસકા અથવા શળ આવે છે. વખતે બહુ સ્પર્શ જણાય છે, એટલે જરા લાગે તો પણ દરદીને બહુ લાગ્યું જણાય છે, વખતે તેને એટલો ઓછો સ્પર્શ જણાય છે કે દરદી હાથ અડાડવા પણ દેતો નથી, પરંતુ તેનું લક્ષ બીજી બાબતમાં ખેંચીને તે સ્થળે લગાડીએ તો તેને કાંઇ જણાતું નથી. અર્થાત્ હિસ્ટીરીઆમાં ખરા વિકાર કરતાં મનનો વિકાર વિશેષ હોય છે. નાક, કાન, આંખ અને જીભ-ઈંદ્રિના તરેહવાર વિકાર જણાય છે, કાનમાં ઘોઘાટ થાય છે, આંખે વિચિત્ર દેખાવ જણાય છે. કાંઇ બે-સ્વાદ અથવા ગંધ આવે છે. પેટ અગર પેડુમાંથી ગોળો ચડે છે, છાતી અને ગળામાં ભરાય છે, તેથી જાણે દરદીને ગભરાટ થતો હોય તથા તેને કાઢવા માગતો હોય એમ પ્રયત્ન કરે છે. બહુ સ્પર્શને બદલે કોઇને ન્યુન સ્પર્શ અથવા કેવળ શુન્યતા જણાય છે, એટલે શરીરના અમુક ભાગમાં સ્પર્શ જ્ઞાનનો અભાવ જણાય છે.

" એંચ સિવાય હિસ્ટીરીઆમાં ગતિ સંબંધી ઘણા વિકાર

થાય છે. ગોટલી ચડે છે, એકલી દાંત ખીલી બેસી જાય છે, એકાદ હાથપગ ખેંચાય છે, તણાવાને બદલે કેટલીકવાર સ્નાયુ રહી જાય છે. અને અર્ધાંગ અથવા ઉરૂસ્તંભ થઈ આવે છે. એકાદ હાથપગ રહી જાય છે. અથવા આખું શરીર રહી જઇને ખાટલાવશ થઈ રહે છે. કોઇવાર અવાજ બેસી જાય છે, અને દરદીથી બોલાતું નથી.

" હિસ્ટીરીઆવાળી સ્ત્રીઓને અજીર્ણ, ઉદરી, અગ્નિપિત્ત, ઓડકાર, દસ્તની કબજીઅત, ચુંક, ગોળો, ઉધરસ, દમ, બહુ આર્ત્તવ, નષ્ટાર્ત્તવ, ( પીડિતાર્તવ ) અને ન્યુનાધિક મૂત્ર થાય છે. પેશાબે ગરમી આદિ વિવિત્ર પ્રકારનાં ચિન્હ થાય છે. "

## કારણો.

આ ચિન્હોપરથી હિસ્ટીરીઆના મરજનું ભયંકરપણું સ્હેલાઇથી સમજાઇ આવશે. એ દરદનાં કારણ માનસિક છે, શારીરિક નથી. અત્યંત ખેદ, બીક, શોક, લગ્ન સંબંધી લાલસા, અતિ વિષય, મ્હેનત નહિ કરવાથી બગાડેલા આળસુ મગજમાં આવતા નકામા સંકલ્પ વિકલ્પ વગેરેને લીધે હિસ્ટીરીઆ થઈ આવે છે, એમ ડાક્ટરો પણ કબુલ કરે છે. અને એવી લાગણીઓ પુરૂષો કરતાં સ્ત્રીવર્ગને વધારે થવાનો સંભવ હોવાથી એ દરદ મુખ્યત્વે સ્ત્રીવર્ગમાં જ જોવામાં આવે છે

આર્યાવર્તના જુના પુરાણા દુરદેશી ભરેલા રીતરીવાજો નાબુદ થવા લાગ્યા તેમ તેમ આર્યબાળાઓ અને વધુઓને હિસ્ટીરીઆઇ સાથે દોસ્તી થતી ગઇ ! તે પહેલાં આ દરદ આ દેશમાં ભાગ્યેજ નજરે પડતું, ગરીબ તેમજ તવંગર આર્યોના ઘરમાં સ્ત્રીઓ એ કાંઇ મ્હોં જોવાની ચીજ તરીકે કે ઘરના ' ફરનીચર ' તરીકે કે નાટકની ' એક્ટ્રેસ ' તરીકે રહેતી નહિ; પરન્તુ તેઓ અનેક પ્રકારના ઘર-

કામમાં ઉદ્યમી રહેતી માથે બેડું ભૂરી દૂરથી પાણી ભરી આવવાનું, ઘર વાળવાનું, રસોઇ કરવાનું, દાણાદુણી ઠેકાણે પાડવાનું, સીવવા-ભરવાનું, બાળકોને રમાડવાનુ એમ અનેક પ્રકારનાં શરીરને અને મગજને કસરત આપવાનાં કામોમા ગુથાઈ રહેતી અને સંયુક્ત ઘરસંસાર ( Joint family system ) હોવાથી કુટુંબની ઘણી સ્ત્રીઓને ભેગા રહેવાનું થતુ તેથી અનેક પ્રકારના કામો આવી પડતા, આખો દિવસ ઉદ્યમ ચાલુ રહેતો અને હૃદય ખોલીને વાતચીત કરવાને સમાન વયની બ્હેનપણીઓ પણ વિસ્તૃત સ્ત્રીવર્ગમાથી મળી આવતી, તેથી ચિત્ત આનંદમા રહી શકતુ વળી એ વખતે મર્યાદા —મર્યાદાનુ પરિપાલન ઘણું સારૂ થતુ અને આજની માફક અહો-રાત્રી પતિની સોબતનો સભવ પણ હતો નહિ, તેથી સ્ત્રીઓનુ મન વધારે નિર્મળ અને પવિત્ર રહેવા પામતુ એટલુ જ નહિ પણ એક કન્યા પરણ્યા પછી પણ કેટલાંક વર્ષો સુધી તો વર્ષનો ઘણોખરો ભાગ પિતાના ઘેર રહેવા પામતી અને એક ઉમેદવારની માફકજ થોડા માસ સાસુસસરા પાસે રહી નવીન કુટુંબના રીતરીવાજોથી વાકેફ થવા આવતી આથી તેઓના ચિત્ત વિષય-વિકારમા આજના જેટલા ગરકાવ નહોતા

આજે તેથી તદ્દન ઉલટુ જ જોવામાં આવે છે આજે વહોળા કુટુબ ભેગા રહેવાની પદ્ધતિની જગાએ હુતોહુતી એકલા રહી મરજી મુજબ ઘરસસાર ચલાવતા નજરે પડે છે. તેમાં જો પતિ અધુરો કેળવાયેલો હોય—પાશ્ચાત્ય પદ્ધતિનુ ગાંડું અનુકરણ કરનારો હોય તો પત્નીને એક પ્રકારનુ ' આળસુ રાજ્ય ' મળે છે, કે જેને પ્રતાપે તે ' બેઠા ખાઉં, ' હાથ પગની ભાગની અને [illegible] નો [illegible]

ઉત્પન્ન કરે એવી નવલકથાઓ અને ઋતુવર્ણનો વાંચવાના રસવાળી બની જાય છે. આનું પરિણામ 'હિસ્ટીરીઆ'માં આવે તો ના કહેવાય નહિ. ઘરકામ પણ કરવાનું હવે તો નોકર-ચાકરપર છોડવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓ તો રસોઇ કરતાં પણ આનાકાની કરે છે અને કેટલીક તો પોતાના બાળકને ધવરાવવા માટે પણ 'ધાવ' રાખે છે. પછી ફુરસદ વધી પડવાથી નવરી પડેલી મગજની જમીનમાં ખરાબ વિચારો ( વિકારો ) રૂપી કાંટા ઉગી નીકળે છે. ઇન્દ્રિયજન્ય સુખોની લાલસા એ જ એનો આખા દિવસનો વ્યાપાર થઇ પડે છે. અને એ લાલસાને તૃપ્ત કરવા માટે નાટકો, નૉવેલો અને નિર્લજ દેખાવો તરફ ત્હેમનું વળણ થાય છે. એમ ઉત્તરોત્તર ત્હેમના જ્ઞાનતંતુ ( nerves ) પર બોજો વધતો જાય છે અને પગે ચાલવાનો રીવાજ લગભગ છેકજ નીકળી ગયેલો હોવાથી નબળાઇ વધતી જઇ છેવટે 'હિસ્ટીરીઆ'ના રૂપમાં ફાટી નીકળે છે.

આ દરદ માનસિક છે અને મનમાં ઉત્પન્ન થઇ આખા શરીર પર ભયંકર અસર કરે છે; એટલા માટે શરીર અને મનને કેવો સબંધ, છે, તે જાણવાની ખાસ જરૂર છે. 'અન્નમય કોષ' અથવા 'ઔદારિક શરીર' ( Physical body ) અને 'પ્રાણમય કોષ' (Etheric Double) એ બે વચ્ચે કેવો સંબધ છે તે આવતા અંકમાં જોઇશું, જેથી હિસ્ટીરીઆનું દરદ કેવી રીતે જન્મ પામે છે તે સમજાશે એટલુંજ નહિ પણ એથી બીજાં અનેક દરદોનું મૂળ કારણ અને મનુષ્યશરીરની રચના સમજાશે.

તા. ૬ જુન ૧૯૧૦

# તે દરદ કેમ ઉત્પન્ન થાય છે ?

મનુષ્ય શરીરમાં અન્નમય કોષ ( Physical body ) અને ત્હેની સાથે પ્રાણમય કોષ ( Etheric Double ) આવેલો છે તે પ્રાણમય કોષ•દ્વારા પ્રાણની શક્તિ અન્નમય કોષ અથવા સ્થૂલ શરીર ( ' ઓદારીક શરીર' તરીકે જેનો જૈન ઓળખે છે તે દશ્ય શરીર) •ને અસર કરે છે હવે જ્યારે જ્ઞાનતંતુઓ (Nerves) ઉપર વિકારો ચડે દબાણ થાય છે ત્યારે પ્રાણમય કોષ ( 'Etheric Double' ) અસ્ત વસ્ત સ્થિતિમાં આવી પડે છે અને તે કારણથી ત્હેમની દ્વારા વહેતી પ્રાણશક્તિ પણ પુરેપુરી વહી શકતી નથી, એટલે •અન્નમય કોષ પણ પોતાનું કામ કરવાને અશક્ત બને છે અને અંદરનો જુસ્સો–ઉત્સાહ ( vitality ) અદશ્ય થાય છે આવી ઉત્સાહ અને જુસ્સા વગરની સ્થિતિમાં અનેક રોગોનો રસ્તો સુગમ થાય છે

મનની અસર જેટલી સ્થૂલ શરીર ઉપર થાય છે તેથી વિશેષ પ્રાણમય કોષ ઉપર થાય છે અને ત્યાંથી પછી તે સ્થૂલ શરીર ઉપર ઉતરે છે આથી સમજાશે કે લાંબા વખત સુધી ,વિકારો–ખોટા વિચારો–હાનીકારક ખ્યાલોમાં ડુબ્યા રહેવાથી ઉત્પન્ન થતું આ દરદ મટાડવાનો સર્વોત્તમ રસ્તો પણ એવા વિચારોને દાબી દેવામાંજ રહેલો હોવો જોઇએ એવા વિચારો દાબી દેવાથી પ્રાણમય કોષની તનદુરસ્તી સુધરે છે અને તેમ થતાં અન્નમય કોષની તન્દુરસ્તી પણ સુધરવા લાગે છે

## ઈલાજ.

હિસ્ટીરીઆનું દરદ પ્રાણમય કોષથી સબંધ રાખતું હોવાથી ત્હેને ડાક્ટરોની દવા કારગત થઇ શકતી નથી ત્હેનો જન્મ માનસિક 'પાપ' માંથી થયો હોવાથી ત્હેનો ઇલાજ પણ 'માનસિક દવા'-થી જ થઇ શકે

તેમ છતાં ક્ષણીક અસર દવાથી પણ થઈ શકે ખરી. એટલા માટે અત્રે શરીર શાસ્ત્રના આધારે થોડીક સૂચનાઓ આપવી અનુચિત નહિ ગણાય, જો કે છેવટે તો 'સ્વાભાવિક ઈલાજ' જ કામના છે, માટે તે જ વિસ્તારથી કહેવામાં આવશે.

"(૧) આંચકી વખતે શરીરને ઈજા ન થાય એ બાબતની સંભાળ રાખવી. ટાઢું પાણી મ્હોંપર છાંટવું, ગ્રીમોનીઆ સુઘાડવો, વીજળી લગાડવી, દાંત ખીલી બેસી જાય તો નાક અને મોઢું થોડી મીનીટ બંધ કરવું, ચામડીમાં મોરફીયાની પીચકારી મારવી, રાય લગાડવી."

"(૨) દરદના કારણ તરીકે જે માનસિક વિકાર જણાય તે દૂર કરવા બનતી મહેનત લેવી. જેમકે ચિંતાથી દરદ થયું હોય તો તે ચિંતા દૂર કરાવવી, મન કબજે રાખવા કહેવું, ત્હેને હિંમત આપવી, મનને કોઇ આનંદી કામકાજમાં રોકવું. કુમારિકાને આ દરદ થયું હોય તો ત્હેને પરણાવવાથી દરદ દૂર થયું હોય એમ ઘણીવાર જોવામાં આવ્યું છે. શરીર એમ મજબુત થાય એવા ઇલાજ આ દરદીઓ માટે જરૂરના છે. **મન તેમજ તનની કસરતની અત્યંત જરૂર છે.** ઠંડુ પાણી માથા ઉપર રેડી હમેશાં સ્નાન કરાવવું. ત્હેને આનંદી વાંચન વાંચી સંભળાવવું.

"(૩) ઝાડો કબજીઆત હોય તો એળીઆ તથા હિંગની ગોળી આપવી.

"(૪) શરીર ફીકું પડી ગયું હોય તો લોહ-લોખંડની દવા આપવી.

"(૫) એ દરદથી કોઇ અવયવ રહી ગયો હોય અગર અવાજ બેસી ગયો હોય તો વીજળી લગાડવાથી ફાયદો થશે.

"(૬) સગાંવ્હાલાંની સોબત જેમ બને તેમ ઓછી રાખવી, કોઇ હોંશીયાર 'નર્સ'ની કાળજી નીચે રાખવાથી તેના મગજને ઉશ્કે

રણો મળતી બંધ થશે, તેથી પણ દરદ વધવા પામશે નહિ. ચંપી અને વીજળી આ દરદવાળાને ઉપયોગી છે."

ઉપર કહેલા સામાન્ય ઉપચાર ઉપરાંત ડાક્ટરો દવાઓ પણ લખી આપશે. પરન્તુ આ દરદ એવું તો વિચિત્ર છે કે એને ઘણે ભાગે કોઇ દવા કારગત થઇ શકતી નથી. એ દરદ માનસિક છે અને માનસિક ઉપાય જ એ માગે છે. માનસિક ઉપાય પણ બે પ્રકારના છેઃ એક, દરદી પોતે લઇ શકે તેવા, અને એક, હકીમ આપી શકે તેવા.

હકીમ આપી શકે તેવો માનસિક ઇલાજ 'હિપ્નોટીઝમ' છે. કોઇ ચાલાક હિપ્નોટીસ્ટ આવા દરદીને હિપ્નોટીઝમની માનસિક વિદ્યા વડે ઉધમાં નાખી દરદીના મગજને પોતાના કબજામાં લઇ ત્હેને એવું માનવાને પ્રેરે કેઃ "મ્હારૂં દરદ દૂર થાય છે—આ દૂર થયું—આ ગયું—હવે હું નિરોગી બન્યો છું." અથવા એવી માન્યતા પ્રેરે કેઃ "મ્હારી ચિંતા દૂર થઇ, મ્હારૂં લગ્ન થઇ ચૂક્યું, મ્હને પુત્ર થઈ ચૂક્યો; મ્હારી અમુક મુશ્કેલી દૂર થઈ, ઇત્યાદિ, ઇત્યાદિ" એવા વિચારો દરદીના મગજમાં પ્રેરવાથી અને એ પ્રયોગ કેટલાક દિવસો સુધી લાગલાગટ કરવાથી દરદીને ફાયદો થઇ શકે છે. હિપ્નોટીઝમને બદલે 'પ્રાર્થના'ને રસ્તે પણ માનસિક ઇલાજ થઇ શકે; એટલે કે કોઇ નીખાલસ દીલનો પવિત્ર માણસ જેણે 'ભાવના બળ' ઠીકઠીક પ્રાપ્ત કર્યું હોય તે, દરદીને એકાંતે બેસાડી ત્હેની સાથે વાતો કરે અને પોતાની પવિત્રતા પર શ્રદ્ધા બેસાડી દરદીને એવી મતલબનું કાંઇ કહે કે "કૃપાળુ દેવો ત્હને સ્હાય કરશે એ બાબતની ખાત્રી રાખ; તું આજથી ત્હારા મનના ખોટા વિચારો દૂર કર, એટલે ખોટા વિચારોના શત્રુ એવા તે દેવો આપોઆપ ત્હારી મદદે ધાશે. આજ દિવસ સુધી મ્હેં સાચવેલી પ્રમાણિકતા અને પવિત્રતાના પર શ્રદ્ધા રાખીને હું ત્હને

ખાત્રી આપું છું કે મ્હારી પ્રાર્થના દેવો સાંભળશે અને ધર્માત્મા દેવો ત્હારી મદદે આવશે. તું હિંમત રાખ અને હાથે કરી માગી લીધેલા દરદને ત્હારા **મગજમાંથી** દૂર કર, કે જેથી **શરીરમાંથી** પણ તે આપોઆપ દૂર થશે. "

આમ, જે માનસિક મદદ બહારનાં માણસ તરફથી મળે તે કરતાં પણ વધારે પ્રબળ મદદ તો દરદી પોતે પોતાને કરી શકે. જો તે ધર્મ સંબંધી વાંચન વાંચે, 'કર્મ'નો અચળ કાયદો સમજવા કોશીશ કરે, આત્માના આનંદમય સ્વરૂપનો ખ્યાલ લાવી આનંદમાં ઉતરવા કોશીશ કરે, તો ચિંતાઓ અને લાલસાઓ ભૂલી જવાય અને તે ભૂલાયું કે ત્હેના ઓળા રૂપ દરદ પણ તુરત જ દૂર થયું સમજવું.

આ ઉપરાંત બીજા '**સ્વાભાવિક**' ઉપચારો તરફ ઘણું લક્ષ આપવાનું છે, કે જે ઉપચારો તનદુરસ્ત માણસે પણ અવશ્ય જાણવા જેવા છે.

તા. ૨૦ જુન ૧૯૧૦



હીસ્ટીરીઆનાં ચિન્હો, એ દરદનાં કારણો અને ઇલાજો બતાવ્યા પછી હવે આપણે એ ભયંકર મરજ થતો અટકાવવા માટે શું શું બાબતો લક્ષમાં રાખવા જેવી છે એ વિચારીશું; કારણ કે તે અટકાવતનો રસ્તો વળી દરદના '**સ્વાભાવિક ઈલાજ**' તરીકે પણ કામ આપે તેવો છે. "Prevention is better than cure" બેદરકારીથી દરદ ઉત્પન્ન કરીને દવા કરવી તે કરતાં દરદ થવા જ ન પામે એવી સાવધાની રાખવી એ વધારે શાણપણભર્યું છે. અને સાવધાનીના રસ્તા એજ દરદ મટાડવાના પણ કુદરતી રસ્તા તરીકે ઉપયોગી થઇ પડે છે.

હીસ્ટીરીઆનું દરદ ઘણે ભાગે સ્ત્રીજાતિને—ખાસ કરીને વધારે

માગણીવાળી સ્રીને થાય છે. તેની સ્રીઓએ નીચેની સલાહો ઉપર પુરતું લક્ષ આપવું અને એ પૈકી જેટલી અમલમાં મુકી શકાય તેટલી મુકવાનો દૃઢ નિશ્ચય કરવો.

( ૧ ) મગજને જેમ બને તેમ વિષય સમ્બન્ધી વિચારોથી મુક્ત રાખવું. વિકારી ભાવના એ હીસ્ટીરીઆની જનેતા અને સખી છે, તે કદી ભૂલવું નહિ. તિવ્ર વિષયવાંચ્છનાથી એ દરદ ઉત્પન્ન થવાના દાખલા ઘણાના સાંભળવામાં છે. માટે મગજને ઘરકામમાં, ભરતચિત્રના કામમાં, બાળકોને રમાડવા—હુલરાવવા—ભણાવવા વગેરે સંબંધી આનંદી કામમાં, કે સ્રીજાતિને બંધબેસતા એવા કોઇ વ્યવસાયમાં રોકી રાખવું. સાસુ, નણંદ, દેરાણી—જેઠાણીથી જે સ્રી અલગ રહેતી હોય ત્હેણે જેમ બને તેમ ત્હેમની મુલાકાતોના વધુ પ્રસંગ લેવા, કે જેથી એક તો અન્યોઅન્ય પ્રેમ વધતો જશે અને વળી પોતાનું મન વડીલોની સોબતમાં રહેવાથી નવરા—નુકશાનકારક તર્કવિતર્કો અને હલકી ઇચ્છાઓથી ઘરન્યાત રીતે મુક્ત થશે. જે સ્રી આ ઉક્ત વડીલ જનોની સાથેજ રહેતી હોય ત્હેમણે તેઓની સોબતે ધર્મસ્થાનકોની વારંવાર મુલાકાત લેવી કે જેથી તેટલો વખત ખુલી હવા, પગને કસરત અને મગજને ભિન્ન પ્રકારનો વ્યવસાય મળવાથી સર્વ રીતે માનસિક તનદુરસ્તીને ફાયદો પહોંચશે. પૈસાદાર લોકો અથવા થોડી આવકથી સંતોષ માની રહેનારા જે પુરૂષો દિવસનો ઘણોખરો ભાગ સ્રીની સાથે વાતવિનોદમાં ગુજારવાની આદતવાળા હોય ત્હેમણે ખાત્રી રાખવી કે તેઓ આ રસ્તે માત્ર પોતાનું જ અધઃપતન કરે છે એમ નથી પરન્તુ જેના મોહમાં પોતે નખથી શિખા સુધી બંધાઇ ગયા છે તે પત્નીનું પણ શારીરિક અને માનસિક સત્યાનાશ વાળવાનું મહાપાપ પોતે કરે છે. પ્રેમ, વાતો કરવામાં કે વખાણ કરવામાં કે ચોવીશે

કલાક તેહેનાતમાં રહેવામાં સમાયલો નથી; પરન્તુ પ્રેમપાત્રની સર્વ રીતે ઉન્નતિ થાય એમ વર્તવામાં જ ખરો પ્રેમ રહેલો છે. બાહ્ય પ્રેમ અને ખુશામત તથા 'સ્ત્રી ઘેલાપણું' તો ઉલટું સ્ત્રીને સ્વચ્છંદી અને રોગી બનાવે છે. સ્ત્રીઓએ પણ આ પરિણામ યાદ રાખીને પતિને ભૂલભરેલે રસ્તે જતો અટકાવવો જોઇએ.

( ૨ ) શરીરને નવરૂં ન પડવા દેતાં કાંઇ નહિ ને કાંઇ પણ કસરત મળે એવાં કામો કરવાં. સ્ત્રી જાતિને માથે હિંદુસ્થસંસારમાં જે જે કામો ફરજ્યાત તરીકે નાખવામાં આવ્યાં છે તે કામો તેણીને પુરતી કસરત આપે તેવાં છે. પરન્તુ આજકાલ સ્ત્રીજાતિ પોતાનું ક્ષેત્ર ઓળંગી જવામાં જ સુખ માને છે. રસોઇ કરવાનું, ઘરને જાતે સાફસુફ રાખવાનું, બાળકને પોતેજ ઉછેરવાનું, પાણી ભરવાનું, દરરોજને માટે તાજો આટો તૈયાર કરવાનું વગેરે કામો કરવાથી આજની સ્ત્રીઓ 'પોઝીશન'માં આવતી સમજે છે ! કેટલીક તો પોતાનાં બાળકોને ધવરાવવામાં પણ પોઝીશન બગડી જતું માને છે ! આવા સંજોગોમાં 'હીસ્ટીરીઆ' સખીની સોબત સુગમ થઇ પડે એમાં શું આશ્ચર્ય ? ગ્લેડસ્ટન જેવો બ્રીટીશ પ્રધાન વૃદ્ધાવસ્થામાં પણ લાકડાં ચીરવામાં 'પોઝીશન' ગયું નહોતો સમજતો અને અમારા નિર્ધન દેશના હજારપતિની, રે ભીખારાઓની બૈરીઓ પાણી ભરતાં કે કપડાં ધોતાં શરમાય એ કેટલી બધી શોખાઈ ? કામ છે એ જ માન છે, એ જ 'પોઝીશન' છે કામ વગરનું માણસ જાનવરથી પણ ખરાબ છે. પુંજો વાળવામાં પણ શરમ રાખનાર માણસ કોઇ દિવસ મ્હોટું કામ નહિ કરી શકે. એક મ્હોટી ધર્મસંસ્થાના પ્રેસીડન્ટ આગળ એ સંસ્થામાં વગર પગારે નોકરી બજાવવા માટે એક એમ. એ. થયેલો યુરોપીઅન આવ્યો; પ્રેસીડેન્ટે પહેલે દિવસે હેને કાઇલમાં

કાગળ મ્હોડવાનુ કામ આપ્યુ પેલા એમ એ થયેલા સાહેબે કહ્યુ " હુ મ્હોટા પગારની પ્રોફેસરની ખુરશી છોડી અહીં આવ્યો તે શુ આવાં હલકા કામ કરવાને ? માટે મ્હારા લાયક કામ મ્હને આપવા કૃપા કરો " પ્રમુખ સાહેબે ગોકડુ મરખાવ્યુ " માફ કરો, આપને લાયક કોઇ કામ અમારી પાસે નથી જેઓ કોઇ પણ ' કામ ' ને —મહેનતને હલકી માને છે તેઓ માટે કોઇ કામ છે જ નહિ " શુ ગરીબો માટે દળણુ દળવાનુ અને શ્રીમતો માટે ગાડીઘોડામાં મ્હાલવાનુ લખી આપ્યુ છે ? શુ એકને ખાવા જોઇએ છે અને બીજો હવા ખાઇને જીવી શકે છે ? જ્યારે બન્નેને એકજ રીતે પેટ ભરવુ પડે છે ત્યારે તે પેટના આરોગ્ય માટે બન્નેએ એકજ રીતે કામ-મહેનત પણ કરવીજ જોઇએ મ્હોટામાં મ્હોટા માણસે પણ કામથી શરમાવુ ન જોઇએ

આજકાલ પાણીના નળ થતાં સ્ત્રીઓની તનદુરસ્તીને મ્હોટુ નુકશાન પહોંચ્યુ છે આ દુનિયામાં એવુ કોઇ સુખ નથી કે જેના અંગે થોડુ ઘણુ પણ દુ ખ છુપાયુ ન હોય સગવડ વધવા સાથે નબળાઇ વધતી જાય છે સ્ત્રીઓ જે વખતમાં માથે પાણીનાં બેડાં લઇ કુવા કીનારે જતી, ત્યાં જઇ સાહેલીઓ સાથે વાતચીતથી મનને વિશ્રાંન્તિ આપતી, પાણીના પીતળના કે ત્રાંબાના વાસણને જોરથી ઘસી ચકચકીત બનાવી તેમાં રહેવારના સૂર્યનાં કીરણો ઝીલતી અને પોતાના હાથના સ્નાયુને એ ફરજ્યાત આનદી કસરતથી મજબુત કરતી, પછી તે વાસણ કુવામાં ઉતારી પાણી ખેંચવા વડે હાથ છાતી અને પગને કસરત આપતી, પછી તે વાસણ માથે મુકી મર્યાદા સહિત ગજગતિ ચાલવાનો અભ્યાસ કરતી એ સર્વ આનદી વિચારો પ્રેરનારા અને તનદુરસ્તીને પોષણ આપનારા દિવસો હવે ચાલ્યા ગયા

છે: કુવાના રેચક ગુણવાળા પાણીને બદલે હવે આપણે નળનાં બાદી કરમાર્યાં પાણી પી નિર્બળ બનીએ છીએ નળની શોધ થતાં આજે તે પાણીનો ઉપયોગ પરચુરણ કામોમાં થતો હોય અને ઓરતો કુવાનું પાણી ભરી લાવી કુટુંબને પાતી હોય તો કેવું સારૂ ?

રસોઇ કરવાનું કામ તો ઓરતનું જ છે. નોકર પાસે રસોઈ કરાવનાર સ્ત્રી ખરેખર પતિ અને પુત્રોને દગો દેનારી સ્ત્રી છે. જે પ્રેમના વિચારોથી એક સ્ત્રી પોતાના પતિ માટે રસોઇ પકાવશે તેવા પ્રેમના વિચારો પૈસા પૈસા માટે ભાડાનું કામ કરનારા રસોઇઆના મગજમાં કદી સંભવશે કે ? રસોઈ પકવનારના ' વિચારો ' ઉપર તે રસોઇ જમનારના ' વિચારો 'નો કેટલોક આધાર રહેલો છે એ વાતની કોઇથી ના કહેવાશે નહિ. જૈન ગ્રંથોમાંની પુણીઆ શ્રાવકની વાત સૌને યાદ હશે. કુવિચાર થવાના કારણ તરીકે ત્હેણે એમ કલ્પના કરી હતી કે જમવામાં આવેલી રસોઇ બીજા કોઇના હાથની બનાવેલી હશે. આપણે કેટલીકવાર જોઇએ છીએ કે, અમુક માણસ પોતાની પ્રેમાળ પત્નીના હાથની રસોઇ જમવાથી જેટલો તનદુરસ્ત અને મજબુત બને છે તેટલો બીજાના હાથની રસોઇ જમવાથી નથી બનતો. કારણ એ છે કે, તે સ્ત્રી રસોઇ બનાવતાં ત્હેમાં કોઇ જીવજંતુ ન આવી જાય અને પતિની તબીઅતને ધક્કો ન લાગે એ બાબતની પુરતી કાળજી રાખે છે, વળી તે સ્ત્રી રસોઇ બરાબર પાકી છે કે

પણ પતિ અને પુત્રો માટે રસોઈ તૈયાર કરવાનું અને પીરસવાનું કામ તથા પોતાનાં બાળકોને ઉછેરવાનું કામ તેણીએ જ કરવું જોઈએ. બાળકો નોકરની સંભાળમાં મુકવાથી સેંકડે ૯૯ ટકા તો બીગડવાનાં જ. નોકર જેવી જ અક્કલ અને નીતિ ત્હેમનામાં આવવાની. કહેવત છે કે " પક્ષીની સોબતમાં પશુ રહે તો ઉડતાં નહિ તો ચેકતાં પણ શીખે. " જે સ્ત્રી બાળકને જન્મ આપતાં શરમાતી નથી તે તે જ બાળકને પયઃપાન કરાવવામાં કે ઉછેરવામાં શરમાય કે કંટાળે તે સ્ત્રી પૃથ્વીની સપાટી પર બોજારૂપ છે

સુધરેલી ઢબ મુજબ કસરત કરનારી સ્ત્રીઓ ટેનીસ કે એવી કોઇ ખરચીળ રમતો રમવાનું પસંદ કરે તે કરતાં દળવા ખાંડવા અને પાણી ભરવાની કસરત ત્હેમને હજારગણો લાભ કરવા સાથે વખતનો સદુપયોગ કરાવનારી અને દ્રવ્યનો બચાવ કરાવનારી થઇ પડશે. કસરતની કસરત અને કામનું કામ, એમ એક વખતે બે અર્થ સરે એ શું ખોટું ?

શ્રીમંતોના ઘરની સ્ત્રીઓ માટે કેટલાંક કામો બહુ સારાં બતાવી શકાશે. ઘરની બાજુમાં બગીચો બનાવી ત્હેમાંના છોડને પાણી પાવાનું તથા સારસંભાળનું કામ કરવાથી શરીરને કસરત મળવા ઉપરાંત પોતાના મનમાં સુંદરતાની સારી છાપ બેસવા પામશે. કુદરતમાંથી ત્હેમને કાંઇ કોમળ ગુણો શીખવાના મળશે.

આ ઉપરાંત જાહેર હિતનાં કેટલાંક કામોમાં સ્ત્રીઓ પોતાનો વખત ગુજારી શકે તેમ છે, કે જે વડે પોતાના શરીર તેમ જ મનને કસરત મળવા સાથે જાહેર સેવા ઘણી સારી રીતે બજાવી શકાય.

તા. ૨૭ જુન ૧૯૧૦

---

# પડસુંદીબાઇની અરજ.

મહેરબાન 'જૈનસમાચાર' ના અધિપતિ સાહેબની હજુરમાં-

હું નીચે સહી કરનાર પડસુંદીબાઇનો વકીલ આપ સાહેબને અરજ ગુજારવા રજા લઉછું કે—

મારું કુલ, મીસ પડસુંદીબાઇ એક નિરાધાર અને નિર્દોષ ખાનદાન ઘરના બાઇ છે, કે જેના ઉપર બેહદ જુલમ ગેરવ્યાજબી રીતે ગુજારવામાં આવે છે. આપ સાહેબની કોર્ટમાં એક વખત આ મુકદમો આવી ગયો હતો અને આપે એવું જજમેંટ આપવા કૃપા કરી હતી કે એ નિર્દોષ બાઇને સતાવવી એ માણસાઇનું ભૂષણ નથી, અને એ ગુન્હો કરનારને 'પાપી' એવી છાપ કપાળમાં ચ્હોડવા મ્હારા કુલે આપને કરેલી અરજ આપે એવા શબ્દો સાથે રદ કરી હતી કે ભવિષ્યને માટે તહોમતદારો સારી વર્તણુક ચલાવશે એવી આશા સાથે હાલ તે શિક્ષા મુલતવી રાખવામાં આવે છે. પરંતુ મ્હારે અફસોસ કહેવું પડે

દયાની ભુંગળ ફુંકશે અને એમના શેઠીઆઓ કસાઇને પૈસા રળાવી ઉત્તેજન આપવા જેવી જીવદયા કરશે; એવી રીતે જે વખતમાં બધા જીવોની દયા પાળવામાં આવનારી છે તે વખતમાં મ્હારા કુલ જેવી ગર્ભવતી સ્ત્રી કે જેના પેટમાં હજારો બાળકો ખીચોખીચ ભર્યાં છે ત્હેની દયા માટે જો તે તહોમતદારો કાંઈ લક્ષ ન આપે તો આપ મહેરબાને મ્હારી પ્રથમની અરજી ધ્યાનમાં લઇ 'પાપી' એવી ધગધગતા લોઢાની છાપ ત્હેમના કપાળમાં મારવાનો હુકમ કરવો

આપ નામદારની અરજદારણ વિશેષમાં જણાવવા રજા લે છે કે, માત્ર ઠપકાથી આ તહોમતદારોને લાજ વળે તેમ નથી. કારણ કે એવા ઠપકા તો મ્હારાકુલની દયા ખાનારા ત્હેમના પરમ ઉપકારી ધર્મોપદેશકોએ ભર સભા વચ્ચે ઘણીવાર દીધા, પરતુ તેથી કાંઇ દહાડો વળ્યો નથી અને આપ નામદારની અરજદારણના દુઃખમાં કાંઇ કમીપણુ થયુ નથી. માટે ઉપરોક્ત શિક્ષા ફરમાવવા આપે કૃપા કરવી જોઇએ.

આપ નામદાર આ ન્યાય આપવાથી બેવડો લાભ ઉપજાવી શકશો. એક તો આપની નિરપરાધી ફર્યાદણ બાઇ અને ત્હેના પેટમાંના હજારો ગર્ભો બચશે ત્હેની આશિષ આપને મળશે. અને વળી તહોમતદારોને પણ–એ શિક્ષાથી જો કે એક બે દિવસ કપાળમાં થતી બળતરાને લીધે ગુસ્સે થશે પણ–હમેશાને માટે ત્હેમને ફાયદો જ, થશે, તે એવી રીતે કે ત્હેમના શરીરમાં કાંકરા–જીવાત વગેરે જતુ બધ થવાથી તથા હલકી જાતના ઘઉં પેટમાં પડતા બંધ થવાથી તેઓને ભયકર દરદોના સંભવમાંથી મુક્તિ મળશે અને ત્હેમની નાજુક થઇ ગયેલી–પોલકા અને ગાદી તકીયામા મજાહ માનનારી બીબીઓ હાથે દળવાની તકલીફ લેશે તેથી ત્હેમનાં શરીર વધારે મજબુત થશે, એટલે ત્હેમના પતિને

ડાક્ટરોનાં ઘર ભરવા નહિ પડે, અને ત્હેમની પ્રજા પણ મજબુત ઉત્પન્ન થશે, કે જે હમેશાને માટે ફાયદાનું કારણ થઇ પડશે. વળી એ મ્હેનતને લીધે તે મીસીસોનાં શરીર ખુબસુરત પણ થશે, કે જે જોઇ ત્હેમના રૂપમાં મોહનારા વરરાજાઓનાં કાળજાં ટાઢાં હેમ થઇ જશે.

આ પ્રમાણે અરજદારની વિનતિ મુજબ શિક્ષા ફરમાવવાથી ફરેંદણ બાઇને જેટલો લાભ છે તેટલો તંહોમતદારોતે અને ત્હેમની મીસીસોને તેમ જ ત્હેમની ભવિષ્યની પ્રજાને તેમજ ત્હેમના ગુરૂઓને [ કારણ કે હિંસાથી નિપજતો ખોરાક ખાવો પડે છે તે, પડસુદી બંધ થવાથી નહિ ખાવો પડે ] સઘળાને અકથ્ય લાભ થશે.

લી. આપ નામદારનો નમ્ર સેવક,

**દયારામ સત્યપ્રસાદ.**

તે, પડસુદીબાઇના મકતીઆ મુખત્યાર.

તા. ક:—હું કહેવું વીસરી ગયો હતો કે, મ્હારા કુલને રાંધા વીને જે લોકો ખોરાક બનાવે છે તે ખોરાક ( વગર આનાકાનીએ ) વ્હોરનારા પંચ મહાવ્રતધારી—મહા દયાળુ કહેવાતા જૈન સાધુજીઓને પણ આપના જજમેંટમાં કાંઇક ઠપકો લખશો તો તે ગેરઇન્સાફ ગણાશે નહિ.

દ. સ.

# ફજૂલ ખર્ચ તે શું?

## માત્ર સંસારવ્યવહારનાં ખર્ચ જ ફજૂલ ગણાય કે!

## धार्मिक खर्चने नामे थतां फजूल खर्च ओछां करवानी चळवळ माटे आवी पहोंचेलो वखत.

(૧)

ફજૂલ ખર્ચ એટલે નકામાં ખર્ચ જ્યહાં મુદ્દલ ખર્ચ કરવાની જરૂર ન હોય અગર જ્યહાં બે પૈસાથી ચાલે તેમ હોય ત્યહાં બે આના ખર્ચી નાખવા તે ફજૂલ ખર્ચ હવે ફજૂલ ખર્ચમાં પણ બે ભેદ છે કેટલીક જાતનાં ફજૂલ ખર્ચ "નિર્દોષ" (INNOCENT) છે અને કેટલીક જાતનાં ફજૂલ ખર્ચ ઘરમાં પૈસા ઓછા કરવા ઉપરાંત બીજી રીતે પણ નુકશાન કરનારાં છે પુત્રીના લગ્નમાં પુત્રીને પોતાની શક્તિથી પણ વધારે કિંમતનો 'કરીઆવર' કરવામાં તેમજ મંડપને ભવ્ય બનાવવામાં અને જાનૈયાને તરેહ તરેહનાં જમણ બે વખત આપવામાં કરાતું ખર્ચ 'ફજૂલ' કહેવાય પણ તે 'નિર્દોષ ફજૂલ ખર્ચ' કહેવાય, હેનાથી કોઇ (માલીકની તીજોરી સિવાય બીજા) કોઇને નુકશાન થતું નથી. પરંતુ

મરનાર પાછળ કરાતા ' દહાડા ' મા થતું ખર્ચ એ નુકશાનકારક ફજૂલ ખર્ચ છે, કારણ કે એથી એક તો પૈસાની હાની થવા ઉપરાંત ઘણાંના આત્માને મલીન બનાવવાનો દોષ નીપજે છે. જમવું એ આ નંદનું ચિન્હ છે; કોઈ માણસ મરે અને બીજાઓ ત્હેના મરણમાં આનંદ માને એથી તે જમનારાઓનો આત્મા નિર્ઘૃણ-નિર્દય-નિષ્ઠુર બની જાય છે. હમેશ જેને જાનવરોની કતલ કરવી પડતી હોય ત્હેનો આત્મા જેમ કઠોર થઇ જાય અને તે આક્રંદ કરતા જાનવરની ગરદન પર છુરી ફેરવતાં પણ હસે, વાતો કરે અને મ્હોંમાં કાંઈ ખોરાક પણ હોમે; એને મન કતલ કરવાનુ કામ એક રમત જેવું થઇ રહે છે, એટલો બધો એનો આત્મા નિષ્ઠુર-નિર્ઘૃણ થઇ જાય છે. તેમ મરનાર પાછળ જમવાથી—અલંકારી ભાષામાં બોલીએ તો મડદાની છાતીપર બેસીને જમવાથી—જમનારાના ભાવ નિષ્ઠુર બની જાય છે એક હિંસક યુરોપીઅન કરતાં એક દયાળુ હિંદુ પોતાના જાતીભાઇઓની ઓછી દયા ખાય છે એનું કાંઇ કારણ હોય તો તે એટલુંજ કે યુરોપીઅનો કતલ વખતે કતલ ગમે તેટલી કરતા હોય પણ મનુષ્ય પંચેન્દ્રિય પ્રાણીના મૃત્યુ બાદ કદી આનંદસૂચક જમણ જમતા નથી.

ફજૂલ ખર્ચ માટે ઘણાએ વકતાઓએ અવાજ ઉઠાવ્યો છે અને સાધુ મુનિરાજો તો હમેશ પોકાર કરતા જ રહ્યા છે. સાધુજીઓ તો ત્હાં સુધી કહે છે કે, " નાક વધારવા ખાતર ફજૂલ ખર્ચ કરી પાપમાં પડનારાઓ ! ત્હમે મરીને લાંબા નાકવાળા તિર્યંચ બનશો!' આથી વધારે શિક્ષા-વધારે ધાસ્તી બીજી કઇ હોઇ શકે ?

પરન્તુ તેમ છતાં સાધુજીના તે ઉપદેશની અસર અદ્યાપિ સુધી લેશ માત્ર થઇ નથી. આજ સુધીમાં કોઇ પણ ગામમાં ફજૂલ ખર્ચો બંધ થયા નથી. ત્હેનું કાંઇક કારણ હોવું જોઇએ. અમને તો જણાય છે

કે, સાધુજીના આ ઉપદેશની મુદ્દલ અસર ન થવાનું કારણ એ હશે કે એક તરફથી સાધુજી ફળુલ ખર્ચ કમી કરવાનું કહે છે, ત્હારે બીજી તરફથી **ધર્મની શોભાના નામથી** ખર્ચ તો વધારવાનો ઉપદેશ સીધી કે આડકતરી રીતે કર્યાં કરે છે. દાખલા તરીકે દીક્ષાના વરઘોડામાં હદથી જ્યાદે ધામધુમ અને ખર્ચ કરવામાં આવે છે. સંસારથી ભાગનારો— 'જીવ લઇને હડી કહાડનારો ' માણુસ શું સંસારવૈભવ તરફ પાછું વાળીને જોઇ પણ શકે ? કે એક દિવસ પછી 'ત્યાગી ' થનારને, માગીતાગી આણેલાં કિમતી દાગીના અને સુંદર વસ્ત્રો પહેરાવી ઘોડે કે પાલખીએ બેસાડી ગામમાં વરઘોડો કહાડવામાં આવે છે; કેટલીક, જગાએ આવા વરઘોડા ૨–૪–૫ દિવસ સુધી કહાડવાનો રિવાજ છે ! લગ્નનાં ' ફુલેકાં ' જેવી આ ધામધુમ એક ' ત્યાગી ' બનવા તૈયાર થયેલાના સંબંધમાં કરવાથી આપણે ત્હેને સંસારનો સ્વાદ ( કે જે, તે માણુસ પ્રાય ગરીબ હોઇ અગાઉ ચાખવા પામ્યો નહિ હોય ) ચ- ખાડીએ છીએ. આપણે ત્હેને વૈરાગ્ય ઉપજાવવાને બદલે–વૈરાગ્યના વિચારોમાં પ્રેરી આપનાર થઇ પડવાને બદલે સંસારની મજાહ ચખા-

કોઇના ખર્ચે ધામધુમ કરીએ છીએ અને ત્હેને સંસારના બાબતોનો સ્વાદ ચખાડીએ છીએ. અમારા સ્વધર્મીઓને સારૂં લગાડવા ખાતર 'માયાગાળુ' બોલવાનું મહાપાપ કરતાં અમારો આત્મા ડરતો હોવાથી અમે ખુલ્લું કહીશું કે ઘણી વખત સાધુઓ એમ કહે છે કે, "દીક્ષાના ઉમેદવારને સારૂં સારૂં જમણ 'અપાવવાથી, સારાં સારાં વસ્ત્ર અપાવવાથી અને દીક્ષા વખતે પૂર સાહ્યબીમાં ત્હેને આળોટાવવાથી તે આ ધર્મપર ફિદાફિદા થઇ જાય—ત્હેના ભાવ 'મહુકતા" રહે માટે આ પંચમ કાળમાં એવું કરવાની પણ જરૂર છે." હવે અમે 'પ્રભુસાક્ષીએ કહીશું' કે, એવી લાલચોથી થતા સો સાધુ કરતાં કોઇ પ્રાંત દિગંબરોની માફક મુદ્દલ સાધુ વગરનો રહી જાય તે વધારે સારૂં છે. દિગંબરોમાં મુદ્દલ સાધુ જ નથી; કારણ કે ત્હેમનામાં નગ્ન ભાવે વિચરવાનું ફરમાન છે. તેમ છતાં આજે સ્થાનકવાસી જૈનો જેટલીજ ત્હેમની સંખ્યા છે, એટલુંજ નહિ પણ ત્હેમનામાં આપણા કરતાં મિથ્યાત્વસેવન ઘણું થોડું છે; એટલું જ નહિ પણ જ્ઞાનની ભક્તિ તેઓ કરે છે ત્હેના સોમા હિસ્સાની પણ આપણે લોકો કરતા નથી. આ પ્રત્યક્ષ દ્રષ્ટાંતપરથી શું આપણે ધારી લેવા ઇચ્છતા

અમારા કથનનો ઉંધો અર્થ કરી લોકોને ઉશ્કેરવાનો ધંધો લઇ બેઠેલાઓની તકલીફ બચાવવા ખાતર અમે આટલો ખુલ્લાસો કરી લઇએ છીએ કે, અમારી ઉપલી ટીકા સર્વે સાધુઓને લાગુ પડતી નથી. કેટલાક સાચાં વૈરાગ્યવાળા મહાત્માઓ પણ છે અને ત્હેમની તારીફ કરવાના અનેક પ્રસંગો અમે પોતે લીધેલા છે.

કહેવાની મતલબ એ છે કે, જેમ યતિઓના જમાનામાં ચાલતા શિષ્ય ખરીદવાના રીવાજને અમે ધિક્કારીએ છીએ તેમ સાધુવર્ગ પૈકી જેઓ શિષ્યોને લાલચો આપીને મુંડે છે તે તરફ પણ અમે અમારો સખ્ત અણગમો જાહેર કરીએ છીએ. કારણ કે, એથી એક તો ધર્મની હેલણા થાય છે, અને બીજું શ્રાવકોને ફજૂલ ખર્ચ થાય છે. રૂપામ્હોરો ઉછાળવી, બૅન્ડ વાજાં વગડાવવાં, હજાર શ્રીફળની લ્હાણીઓ કરવી, હજાર પાંચસો બહાર ગામના લોકોને ૨-૪ દિવસ સુધી જમાડવાનું ખર્ચ કરવું: આ સર્વ વધુ પડતું ખર્ચ—ફજૂલ ખર્ચ છે. ઘણી વખત અમે પોતે કેટલાક શ્રાવકોને પોકાર કરતાં સાંભળ્યા છે કે "શું કરીએ ભાઇ, મહારાજને પોતાનો વિસ્તાર વધારવો છે અને એની હિંમત અમારે ભરવી પડે છે! ધામધુમમાં કમીના રહે છે તો ગુરૂને ખોટું લાગે છે અને એમને સંતોષકારક કામ કરવામાં અમે ખરાબ-ખસ્ત થઇ જઇએ છીએ." કેટલાક વધારે સાધનોવાળા અને ભક્તિવાળાઓ આવી બૂમ નહિ પણ પાડતા હોય, પણ તેથી તે ખર્ચનું સાર્થક થયું માની શકાશે નહિ. જૈન ધર્મ કાંઇ વરઘોડાના ખાલી દેખાવો અને ભભકાઓથી 'ઉજળો' દેખાવાનો નથી. અને જો ધામધુમથી જ ધર્મ 'ઉજળો' દેખાવાનો સિદ્ધાંત કબુલ રાખવો હોય તો નાટકના ફાંકડા જરીઆન પોશાક માં સજ્જ થયેલા અંખ્યાબંધ 'છબેલા' અને 'છબેલીઓ' (૧૫ વર્ષની મુગ્ધા સાથે જોડેલી નાટકના પોશાકવાળી છબીલીઓ કે છબી-

સીએ ? ) સાથે લાંબું સરઘસ કહાડનાર મંદીરમાર્ગી ભાઈઓ અને ત્હેમનાથી પણ વધુ ઠાઠ કરનાર વૈષ્ણવ મહારાજાનો ધર્મ આપણા કરતા વધારે ' ઉજ્જ્વળો ' માનવો પડશે. એક તરફથી આપણે (બીજા કારણો સાથે ) આરંભસમારંભના કારણથી મૂર્તિપૂજાનો નિષેધ કરીએ છીએ અને બીજી તરફથી દીક્ષા અને વરસી તપના નામે એવા જ આરંભ-સમારંભવાળી ધામધુમ કરીએ છીએ આપણી જાતેજ આપણે પ્રતિસ્પર્ધીઓને ટીકાનું કારણ આપીએ છીએ અને પછી જ્હારે આપણા આપેલા કારણ ઉપર તેઓ સવાર થાય છે ત્હારે ડાહ્યા ડમરા બનીને આપણે બોલીએ છીએ કે " એમને તો નિંદાની ટેવ પડી છે ! ભલા, તેથી અમારૂં શું જાય છે ? એમનો જીવ નરકનો અધિકારી બને છે." કેવો સંતોષ ! વ્યાજબી ટીકા કરવા માટે નરક મળતી હોત તો જૈન ઉપદેશકો ઘણીએ ટકોરા મિથ્યાત્વનાં કામોના સબંધમા મારે છે ત્હેમની શી દશા થશે તે વિચારવા જેવું છે આપણે હમેશ મ્હારૂં-ત્હારૂં છોડી તટસ્થ તરીકે ન્યાય તોળવો જોઈએ છે મોક્ષ નગરમાં એવી પક્ષાપક્ષી નથી કે મંદીરમાર્ગી અગર વૈષ્ણવની જે ક્રિયા માટે ત્હેને નરકમાં નાખવો, તે જ ક્રિયા એક સ્થાનકવાસી જૈન કરે તો ત્હેને મોક્ષમા લઈ જવો !

દીક્ષાનાં ખર્ચ અમારી આંખે ખુચે છે ત્હેનું કારણ એ છે કે, દીક્ષાઓ દરસાલ જૂદેજૂદે સ્થળે ૨૦-૨૫ હોવછે-હોયછે ને હોય છે જ. અને તે પાછળ હજારો રૂપીઆનો ધુમાડો થાય છે. અમારા સ્વધર્મીઓના ઘરના ખુણામા જે પૈસા દાટેલો પડયે હોય તે ફજુલ વંપરાઈ જાય તે કરતાં સુદ્રવ્ય ન વાપરવાની કૃપણતા તે શિખે એ અમે વધુ પસંદ કરીએ છીએ. " સંઘરેલો પૈસા આજ નહિ તો બીજે કોઈ વખતે પણ ખચાશે " ત્હેને વ્યાજબી સલાહ આપ-

નાર કોઇ મળી આવશે ત્યારે ખર્ચવાના ઠેકાણાની માહિતી ત્હેના મગજમાં ઠસવાથી તે આપોઆપ છુટા હાથે તે ખર્ચશે દીક્ષા પાછળ રૂ ૨૦૦૦ ખર્ચવાને બદલે એક 'ભિક્ષુક' બનનારને ભિક્ષુક જેવીજ —એટલે વગર પૈસાની ક્રિયા વડે દીક્ષા આપી તે પ્રસંગે આવી પહો ચેલા ૫-૨૫ બહાર ગામના માણસોને એક દિવસ જમાડવા પુરતું ખર્ચ કરી કુલ રકમ જ્ઞાનભક્તિ કરવામા વાપરવામાં આવે તો કેવુ સારૂ ? પોતાના ધારેલા ગુરૂને શિષ્ય જોઇનો હોય તેટલા ખાતર રૂ, ૨૦૦૦ ખર્ચનાર એવા ૧૦૦ માણસો પૈકી ભાગ્યેજ ૧ માણસ એવો હશે કે જેણે કદી પુસ્તકાલયમા રૂ ૧૦૦ ખર્ચ્યા હોય. કે નિરાશ્રીતોને પોષવામાં ૨૦૦ ખર્ચ્યા હોય કે ચપળ નિરાધાર સ્વધર્મી બાળકને ભણાવવામાં ૫૦ ખર્ચ્યા હોય.

જ્હેને દીક્ષા લેવી છે—જ્હેને ભિખ્ખુ બનવુ છે ત્હેને કોઇ જાતની ધામધુમનો શોખ ન લગાડો, ત્હેને વૈરાગ્યવૃત્તિના જ પ્રસંગો આપો, આથી ત્હેનો આત્મા બલવાન થશે અને વળી ફજૂલ ખર્ચ ધર્મને નામે થતું અટકશે કોઇ સાધુ એવો નીકળશે કે જે પોતાના શિષ્યને દીક્ષા આપતી વખતે વરઘોડા કે પડી રહેવાની છૂટી પાનો પાછળ થતા ખર્ચને વધુ લાભકારક ખાતામાં લઇ જવા ભક્તોને સમજુત આપે ?

આ છપાવરાવે કે છપાવવાની 'આડકતરી સૂચના કરે. ( એમાં આરંભ-સમારંભ ન લાગે ! ) અને પછી પ્રભાવનાઓના ખર્ચ લખલુટ થાય; એકેક દિવસે પાંચપાંચ સાત સાત પ્રભાવનાઓ ! વળી ગામેગામ પત્ર લખીને દર્શન માટે શ્રાવકોને તેડાવે તેમને જમાડવામાં સેંકડો રૂપી-આનું આંધણ મુકાય તે તો જૂદું. આવાં ફ્જૂલ ખર્ચ શ્રાવકોને એક યા બીજી રીતે ખુલ્લા ઉપદેશથી યા તો કોઇની દ્વારા કે ઇસારાથી કરવાની ફરજ પાડે એટલે પછી શ્રાવકો કે જેઓ ' પક્કા વાણીઆ, છે તે પણ મનથી સમજી જાય કે, મહારાજ સાહેબ સંસાર વ્યવ-હારનાં ફ્જૂલ ખર્ચ તો કમી કરવા કહે છે અને **ધર્મને નામે** ( ખર્ચ નહિ પણ ) ફ્જૂલ ખર્ચ તો કરાવે છે ! પછી એમનો ઉપ-દેશ કેમ અસર કરે ? ખરૂં છે કે મુનિ ' અકિંચન ' છે; એમને કોડી પણ ખપતી નથી; પણ એક માણસના નિમિત્તે ૧૦૦૦ રૂપીઆ ખ-ર્ચવા અને એક માણસને પોતાને ૧૦૦૦ રૂપીઆ આપવા એ બન્ને, આપનાર સખસને માટે તો એક સરખું છે.

અમારૂં આ લખાણ કોઇ અમુક સાધુને ઉદ્દેશીને લખાતું નથી એ અમે અમારા આત્માની સાક્ષીએ કહીએ છીએ. સેંકડે ૯૦ ટકા બાબતોમાં આમ જ બને છે, માટે સામાન્યત. સૂચન અર્થે લખીએ છીએ. અમે ધર્મને નામે થતાં બીજી ઘણી જાતનાં ફ્જૂલ ખર્ચોના સંબંધ-માં અમારા વિચારો આ કોલમોમાં પ્રકટ કરવાના છીએ; પણ તે સર્વ માત્ર હિતેચ્છુ બુદ્ધિએ જ, નહિ કે નિંદક તરીકે. નિંદા અને હિત-શિક્ષા વચ્ચેનો તફાવત જ્યારે અમારા મુનિવરો અને અગ્રેસર શ્રાવકો સમજતા થશે ત્યારેજ અમારા સંઘનો ઉદય થશે.

૨૬—૪—૦૫

---

(૨)

ફ્જૂલ ખર્ચ કેટલી જાતનાં છે એ સમ્બન્ધમાં ગતાંકમા પુષ્કળ કહેવાઇ ગયું છે. ધર્મ નિમિત્તે થતાં ફ્જૂલ ખર્ચ પણ સંસારવ્યવહારમાં થતાં ફ્જૂલ ખર્ચ જેટલાંજ નહિ ઇચ્છવા યોગ્ય છે એમ પણ કહેવાઇ ગયું છે; અને દીક્ષા પ્રસગે થતી કેટલીક નકામી ધામધુમના સંબધમાં પણ ઇસારો કરાઇ ચુકયો છે. આજે બીજી કેટલીક જાતનાં ધર્મ નિમિત્તનાં ખર્ચમાં સુધારો કરવાની આવશ્યકતા સૂચવવા ઇરાદો રાખીએ છીએ.

દીક્ષા વખતે ઘણીએક જગાએ એવો રીવાજ છે કે દીક્ષા લેનારનાં સગાં-સબધી તથા બીજા કેટલાક પુરૂષો ચાર આનાથી માંડીને સો સો રૂપીઆ સુધીનાં 'પાનાં-પુસ્તક' વહોરાવે છે. હવે આ રીવાજનો મૂળ આશય તો જ્ઞાનનાં સાધન પુરાં પાડવાનો હશે. અને કયો મૂર્ખ, જ્ઞાનના સાધનની વિરૂદ્ધ બોલવા ઇચ્છશે? પરન્તુ હાલ જે રૂઢીથી 'પાનાં—પુસ્તક' વહોરાવવામાં આવે છે તે રૂઢી જ્ઞાનનાં સાધન ખરે જ પુરાં પાડે છે કે કેમ તે જોવાનું છે. ત્યાર પછી એ જોવાનુ છે કે, એ સાધન જરૂરજોગનાં છે કે વધારે પડતાં છે? ત્રીજું એ જોવાનુ છે કે હાલની રૂઢી લગ્ન વખતે સગાંવ્હાલાં તરફથી અપાતા 'ચાંડલા'નુ અનુકરણ તો નથી?! અને એમ હોય તો ત્યાગનું ચિન્હ દીક્ષા અને સંસારનું ચિન્હ લગ્ન એ બન્નેને વરઘોડો, વારણાં, ચાંડલો વગેરે વડે એક સરખા બનાવી મૂક-

ઢાળ-ઢોળ વિચારીને ) વહોરાવે છે યે નામનો માણસ દશવૈકાલિક સૂત્રનાં ૨૦ પાનાં વહોરાવે છે કે વળી જ્ઞાતાજીનાં ૫ પાનાં વહોરાવે છે આમ જૂદાં જૂદાં પુસ્તકોના અધુરાં પાનાં તે ઉમેદવારને શું કામ લાગે ? વળી ધારો કે એક આખું સૂત્ર વહોરાવવામાં આવે છે અમારા ધારવા પ્રમાણે આખું સૂત્ર વહોરાવનારે પણ પ્રથમ તપાસ કરવી જોઇએ કે તે ઉમેદવારના ગુરૂજી પાસે એ સૂત્ર છે કે નહિ ? જો હોય તો બેવડી પ્રતની કંઇ જરૂર નથી એકેક ગુરૂના જેટલા શિષ્ય હોય તે દરેક પાસે આચારાંગ કે દશવૈકાલિકની એકેક બબ્બે પ્રતો પ્રાય રખાય છે, આનું સાર્થક શું ? એક રીતે જોતા આ તો માત્ર 'ઉપાધિ' રૂપ થઇ પડે છે-' પરિગ્રહ ' અને ' મ્હારૂં ત્હારૂં ' છોડવાને બદલે ઉલટું તે વધી પડે છે ખરૂં કહીએ તો એક જ સંઘાડાના સઘળા મુનિવરો માટે એક સેન્ટ્રલ પુસ્તકાલય કે ભંડારો એક જ ગામમાં ( પ્રાય ગાદીના સ્થળે ) જોઇએ, કે જ્યહાંથી તે સમુદાયના દરેક મુનિ ત્હેનો લાભ લઇ શકે અને દરેક દીક્ષા પ્રસંગે જ્ઞાનના ખરડામાં થતી રકમમાંથી બીજા નવીન પુસ્તકો ખરીદીને તે ભંડારમાં ઉમેરવાનો રીવાજ રાખવો જોઇએ અથવા જુના નહિ મળી શકે તેવા ગ્રંથોનું સંશોધન કરાવવું જોઈએ

હાલના આપણા મ્હોટામાં મ્હોટા પુસ્તકભંડાર તપાસીશું તો ત્હેમાં એકના એક સૂત્રની ૫૦-૧૫ પ્રતો સિવાય બીજું કશું ભાળીશું નહિ વાંચવા લાયક ગ્રંથો, પેપરો વગેરે ખરીદવાની કે જુની પ્રતો મેળવવાની દરકાર કોઇ ભંડારવાળાએ અદ્યાપિ સુધી બતાવી નથી પરિણામ એ આવે છે કે, એ ભંડાર કશા કામમાં આવતા નથી અને જૈન ધર્મના તત્વ સંબંધી જાણપણું લોકોમાં પ્રસરી શકતું નથી માટે સૌથી સારી રીત

તો એ છે કે, દરેક સઘાડાની ગાદીના શહેરમાં 'સેન્ટ્રલ પુસ્તક ભંડાર' સ્થાપીને હેમાં એકંદર સૂત્રોની એકેક યા બબ્બે પ્રતો તથા તત્વજ્ઞાન-નાં વિવિધ છપાયલાં પુસ્તકો રાખવાં અને દીક્ષા વખતે થતી આવક-માંથી ધાર્મિક પત્રો તથા પુસ્તકો ખરીદીને અને જુના ગ્રથો પ્રાપ્ત કરીને. પુસ્તકભંડારને વધારે ઉપયોગી બનાવવો. ધારો કે કોઇ ભંડારનો ઉપયોગ થતો જ નથી તો પણ પેપરોની ફાઇનો સગ્રહી રાખવી; ભવિષ્યમાં તે ઘણી જરૂરની થઇ પડે, ભવિષ્યના ઇતિહાસકર્તાઓને તે એક સારામાં સારી મદદ રૂપ થઇ પડે

દીક્ષા વખતે જેઓ ધુમધામમાં-વરઘોડામાં-જમાડવામાં-સોનાનાં ફુલ ઉડાડવામાં પૈસા ખર્ચવા ઇચ્છતા હોય તેઓએ તે રકમ એમ ઉડાડી દેવાને બદલે દીક્ષા લેનાર માણસે ને ભણાવવા માટે એક ભણુનો શિક્ષક રાખવામા જોઇતા ખર્ચ માટેના ફડમાં તે રકમ આપવી એ વધારે હિતકર પગલુ છે

એક વધુ આશ્ચર્યની વાત તો એ છે કે, શ્રીમતો કોઇ વખતેજ દીક્ષા લે છે અને લે છે તો પણ ઘર બાળવીને દીક્ષા લે છે અર્થાત્ લાખ-૫૦ હજારની મીલકત બધી બૈરી-છોકરાને સોંપીને દીક્ષા લે છે એવાઓએ તો દોલતનો બૈરીછોકરાંના ભરણપોષણ જેટલો જ ભાગ રાખીને બાકીની દોલત કોઇ જ્ઞાનખાતાને અર્પણ કરીને જ નીકળવું જોઇએ જે આખી દુનીઆને છોડે છે હેને વળી પૈસાનો મોહ કેવો ? પૈસો પોતે વાપરે અગર બૈરી વાપરે તે તો એક જ છે, બૈરી પાસે જોઇએ તે કરતા વધારે મિલ્કત રાખીને નીકળવાનો અર્થ જ એ કે પોતાને હજી પુરતો વૈરાગ્ય નથી. પોતાને જો પુરતો વૈરાગ્ય હોય અને પૈસા પરથી મોહ ઉતર્યો હોય તો વધારાની દોલત ધર્મ ખાતે પોતાના હાથેજ વાપરીને નીકળવુ જોઇએ. આવા ફક્ત બે ચાર શ્રીમતો નીકળે

તો પણ જૈનધર્મ ઘણો જ દીપે. એક લાખ રૂપીઆ ધર્માદામાં આપીને દીક્ષા લેનાર માણસ વડે ધર્મ એવો તો ઉજળો દેખાય કે જેનું વર્ણન કરવા અમે અશક્ત છીએ.

બાવા, સન્યાસી વગેરે અન્યધર્મના ત્યાગીઓ જ્યારે સંસાર છોડે છે ત્યારે આપણા જેવી ધામધુમ કરવામાં આવતી નથી. એટલું જ નહિ પણ તેઓ ધરતીના કયા ખુણામાં વસે છે તે કોઇ જાણવા પણ પામતું નથી. તેઓ પૈકી કેટલાકનો ત્યાગ આપણા સાધુઓ કરતાં પણ મુઠી ચ્હડે તેવો હોય છે, જો એમ ન હોત તો "अन्य लिंगे सिद्धा ' એમ જૈનશાસ્ત્રકારો કહેત જ નહિ. એઓની આવી ધામધુમ વગરની જીંદગી જ ત્હેમનું શ્રેય કરી શકે છે. અને આપણે તો દીક્ષા લેનાની ઉમેદવારી કરવા માંડી ત્યારથી જમવાનાં નોતરાં ચાલ્યાં, પછી વરઘોડા ચાલ્યા, પછી એક રાજા જેમ હજુરીઆથી ઘેરાયલો જ રહે ( અને ત્હેને પરિણામે ખુશામતનો શોખીન બની સત્યનો શત્રુ બને ) તેમ મહારાજ પણ શ્રાવકોથી ઘેરાયલા જ રહે ( અને પરિણામે પોતામાં સુધારાને અવકાશ છે એ ખ્યાલ જ ગુમાવી બેસે), છેવટે કાળ કરે ત્યારે પણ ' નિર્વાણ (!) મહોત્સવ ' ની ધામધુમ કરવામાં આવે ( જો કે નિર્વાણ તો આ યુગમાં કોઇને મળે જ નહિ એમ જનશાસ્ત્રકારો જ કહે છે ) ! આ પ્રમાણે મુનિ તરીકેની જીંદગી ધામધુમમાં જ શરૂ થઇને ધામધુમમાં જ પૂરી થાય છે. આથી ત્હેમને જે સાધના કરવાની હોય છે તે ( પ્રાયः ) એક બાજુએ રહે છે અને ચિત્ત જંગજાળમાં રોકાઇ જાય છે. ખરેખરા ત્યાગીને છૂટા જ—પ્રશંસકોની ભીડ અને ધામધુમથી છૂટાજ રહેવું પાલવે. આત્મશ્રેય કરવામાં આવી ભીડ અને ધામધુમ અવશ્ય હરકત કરે, કરે અને કરે જ. અને આપણે જૈનો આ જમાનામાં એક પણ ' યોગી' અર્થાત્ યોગશાસ્ત્રના પારં-

ત પુરૂષ ઉત્પન્ન કરી શકયા નથી ત્હેનું કારણ જ એ છે કે આપણે મુનિઓને ધામધુમ, માનપાન અને ઉજળા કાયાકુબલામાં રોકી રાખીએ છીએ. આપણે ત્હેમના ''સમ્મા પિયા' મટીને ત્હેમના શત્રુ બન્યા છીએ. આ વખતે અમને આઠમું "અનર્થ–દંડ–વિરમણ વ્રત" યાદ આવે છે. ખપ કરતાં વધુ ધરવખરો રાખવાથી પણ એ વ્રતનો ભંગ થાય છે, એમ ત્હેમાં કહ્યું છે. શા માટે? કારણ કે આત્મા એની સારસંભાળમાં રોકાઈને પોતાને સાધવાના હેતુને ભૂલી જાય છે. તો પછી આપણે સાધવા જેવા ધર્મને બદલે ઉપરના દેખાવો, ખર્ચો, ધામધુમ, ખોટી ખુશામતો વગેરેમાં આપણા વખત, શક્તિ અને આત્માનો દુરૂપયોગ કરીએ તો 'અનર્થ—દંડ' નો દોષ કેમ ન લાગે? અને એ દોષમાં મુનિવર્ગ ભાગીદાર કેમ ન ગણાય? આપણને તારનાર મુનિવર્ગના ઉપકારનો બદલો જો આપણે ખરા દીલથી આપવો હોય તો તો આપણે ત્હેમને તદન પોતાના કલ્યાણમાં જ લાગેલા જેવા ઇચ્છવું જોઇએ; દીક્ષાની ધામધુમ, વાંદવા જનારાં ટોળેટોળાંની ધામધુમ વગેરેથી ત્હેમના આત્માને મુંઝાવવો ન જોઇએ. અસલના વખતમાં મુનિવરો ગામ બહાર ઉદ્યાનમાં ઉતરતા કે કોઇ શ્રાવકની પોષધશાળામાં ઉતરતા. ઉદ્યાનમાં વ્યાખ્યાન વખત બાદ કરતાં તેઓ પોતાનું આત્મકલ્યાણ કરવાને જ્ઞાન–ધ્યાનમાં જ (વગર આડખીલે) મગ્ન રહી શકતા. હમણાં તો આપણે ત્હેમના આત્મભાવમાં ખલેલ રૂપ છીએ. ઘડી સમાધિમાં બેઠા હોય ત્યહાં ફલાણી શ્રાવિકા પાઠ લેવા આવી અને ફલાણો શ્રાવક વાંદવા આવ્યો; ત્હેમની સાથે પણ વિવેક તો સાચવવોજ જોઇએ અને વિવેક સાચવવા પાછળ વખત કહાડવો જ પડે. કમનસીબે કુદરતે કોઇના હાથમાં ૨૪ કલાકને બદલે ૨૫ કલાકનો વખત કરવાની કે

૯૦ વર્ષના આયુષ્યને ૧૦૦ વર્ષનું બનાવવાની શક્તિ આપી નથી; તેથી આત્મકલ્યાણ માટેના ચોકસ કરાયલા વખતમાંથી જ આ ભંગજાળમાં વખત ખર્ચવો પડે છે. ખરેજ આ મ્હોટી ખાદ આપનાર આપણે શ્રાવક છીએ. આગણા સારા નસીબે મુનિવર્ગ પૈકી મ્હોટો ભાગ હજી પોતાનો નફો—નુકશાન તપાસવા જેટલી વણિક-વિદ્યાથી અજ્ઞ છે; નહિતો આપણને ઉભા પણ ન રહેવા દેત ! તો પછી ધામધુમો તો ક્યહાંથી જ થવા દેત ?

આ લખનારના વડીલશ્રીને એકદા એક ગામડામાં એક અજાણ્યા મુનિવરનાં દર્શનનો શુભ પ્રસંગ મળતાં ત્હેમણે ત્હેમને વ્યાખ્યાન સંભળાવવા અરજ કરી. બે દિવસ સુધી તો મહારાજ શ્રી મૌન જ રહ્યા. જ્યહારે બહુ આગ્રહ થયો ત્યહારે તેઓ બોલ્યાઃ " ભાઇઓ ! હું પોતેજ જાણવું જોઇએ ત્હેનો લાખમો ભાગ જાણતો નથી તો ત્હમને શું ઉપદેશ કરૂં ? મ્હારે મ્હારૂં ઘણું સંભાળવાનું છે તે કરવા દ્યો અને પછી અવસરે સૌ સારાવાનાં થશે. " તેઓ ત્રણ દિવસ અખંડ ભણવામાં અને સમાધિમાં જ મગ્ન જોવામાં આવ્યા હતા. ચોથે દિવસે તેઓ ક્યહારે અને કઇ તરફમાં વિહાર કરી ગયા તે કોઇને ખબર પણ પડી નહિ ! તે શાન્ત, પ્રતાપી અને જ્ઞાનમય મુદ્રાનાં પુનર્દર્શન

શ્રદ્ધા પોતામાં રાખવાનો ઉપદેશ કરીને, ' કુડામાં રતન' જેવા દૃચ્છતા કાલા વાણીઆઓ પાસે ડોકાં ધૂણાવરાવે, એથી સાંભળનાર કે સભળા વનારનુ શ્રેય થવાનુ વચન કોઇપણ શાસ્ત્ર આપી શકે નથી એવાની આસ પાસ ભોળિક શ્રાવકોનાં ટોળેટોળાં ફરે છે અને ત્હેમને વધુ જ્ઞાનની ગરજ વગરના બનાવે છે, વિહાર કરતી વખતે બબ્બે માઈલ સુધી વળોટાવવા જાય છે અને કહે છે કે એથી અમારો ધર્મ દીપે છે ! ભાઇરે, ત્હમે ત્હમારા ધર્મની આટલી બધી દરકાર શુ કામ કરો છો ? તે દરકાર તો શાસનનાયક દેવને ત્હમારા કરતાં ઘણી છે અને ત્હેમની શક્તિ પણ ઘણી છે ત્હમે ત્હમારા આત્માને જ દીપાવો તો બસ છે ત્હમે ત્હમારા ઉપકારી મુનિરાજોના આત્માને શુ કરવા આવી બીન જરૂરી ગરબડોમા રોકી અર્થ વગરની—નિરર્થક પચાયતમાં ઉતારો છો ? ત્હમે ધર્મ દીપાવવા ખાતર નહિ પણ ત્હમારી પોતાની શોભા માટે આવી સઘળી ધામધુમ કરો છો, અગર બહુતો અજ્ઞાનતાથી કરો છો આત્મિક ધર્મ નિમિત્તે કોઇ જાતની આવી ભગજાળની જરૂર જ નથી

હવે અમે ' **વરશી** તપ'ના નામે થતા ખર્ચના સમ્બન્ધમા રહેલુ તત્વ સમજાવીશુ તે તપ કેવી રીતે શરૂ થયો, કયા તીર્થંકરના વખતમા કેવા રૂપે થતો, હાલ કયે કયે સ્થળે કેવા રૂપમાં થાય છે, તપને નામે કેવી વધુ પડતી ધમાલ થાય છે, ત્હેમાં કયો દોષ છે, તે સર્વ જણાવીશુ અને હવે ત્હેને બદલે શુ કરવુ ફાયદાકારક છે તે પણ બતાવીશુ ત્યાર પછી અનેક પ્રકારના બીજા ફળુસ ખર્ચો એક

( ૩ )

ફજુલ ખર્ચ અને અયોગ્ય ધામધુમના એક વધુ પ્રકાર આજે આપણે તપાસીશું. કાઠીયાવાડમાં તેમજ બીજે ઘણે સ્થળે 'વરશી તપ'નું નામ સુવિખ્યાત છે. બાર મહિના સુધી એકાંતર ઉપવાસ કરવામાં આવેછે ત્હેને 'વરશી તપ' કહેછે. કાઠીયાવાડમાં એ તપ અક્ષય તૃતીઆથી જ શરૂ થાય છે અને બીજે સ્થળે વર્ષના હરકોઇ ભાગથી તે તપ શરૂ કરી શકાય છે. એ તપનું મહાત્મ જેટલું કાઠીયાવાડમાં અને ત્હેમાં પણ કંઢાળમાં છે તેટલું અન્ય સ્થળે નથી. ત્હાં ખર્ચ અને ધામધુમ પુષ્કળ થાય છે. હવે આપણે આ વરશી તપનું મૂળ તપાસીએ. વરશી તપ એ આખા વર્ષ સુધી (ગમે તે મહિનાથી બાર માસ સુધી) અખંડ તપસ્યા—૩૬૦ દિવસની તપશ્યાનું બીજું નામ છે. એ તપ શ્રી ઋષભદેવ તીર્થંકરના વખતમાં થતો એમ સાંભળવામાં છે. શ્રી મહાવીર દેવના જમાનામાં છ માસી તપ હતો; તેઓએ પોતે છમાસી તપ કર્યો હતો. એટલે 'વરશી તપ' હવે ત્હેના ખરા અર્થમાં કોઇ કરી શકતું જ નથી; એવા સંઘયણ જ હવે રહ્યાં નથી. તો પણ એકાંતર તપસ્યા બાર માસ સુધી કરે છે તેઓ પ્રત્યે નાપસંદગી બતાવવાનો અમારો આશય નથી. તપસ્યા—સર્વ તપસ્યા લાભકારક જ છે. બાર માસમાં અડધા દિવસોને બદલે એક જ દિવસ ઉપવાસ કરાય તે પણ લાભકારક છે;

છીએ. આત્માનો ચીકણો વળગાટ દૂર કરવા માટે ત્હેને ' તપસ્યા ' રૂપી આંચ આપવાની છે; પણ ન્હાના બાળકની માફક માંડવો શણગારવાથી, પ્યાલા રકાબી અને રમકડાંની લ્હાણીઓ કરવાથી, વરઘોડા કહાડવાથી અને એવી એવી બાલીશ રીતે તે તપને જાહેરાત આપવાની લાલસાથી તો ઉલટું તે તપને નુકશાન થઇ બેસે છે. તપ આદિ જે કાંઇ ધાર્મિક અનુષ્ઠાન કરવાનાં છે તે આત્મસાક્ષીએ–આત્મભાવે કરવાનાં છે. એમાં દેખાડો મુદ્દલ જોઇએ જ નહિ. ખર્ચ કરવાના ઉમગને અમે વખોડી કહાડવા માગતા નથી; બલ્કે એવો ઉમગ તો આપણામાં ઓછો છે તે ઉશ્કેરવા અમે હમેશ પ્રયાસ કરીએ છીએ; પણ જે જગાએ ખર્ચની જરૂર નથી તે જગાએ વધારે પડતાં ખર્ચ કરવાં અને જે જગાએ ખર્ચની અત્યંત આવશ્યકતા છે તે જગાએ તદ્દન મખ્ખીચુસ થવું એવી રૂઢી સામે જં અમારો પોકાર છે. વરઘી તપની ધામધુમ ફરજ્યાત ગણાતી હોવાથી કેટલાંક ગરીબ શ્રાવક–શ્રાવિકાઓ પ્રચ્છા છતાં તપનો લાભ લઇ શકતા નથી; કારણ કે તપ કરીને પૈસા વાપરે નહિ તો લોકોમાં ત્હેમની હાંશી થાય છે ! વરઘી તપની ધામધુમની રૂઢીનો આ ખુલ્લો જ ફાયદો ! હવે આવા ફજુલ ખર્ચની સામે મુનિરાજો કેમ પોકાર કરતા નથી ? જો વરઘોડાની ધામધુમ પાછળ ખર્ચ કરનારાઓને લાંબા નાક વાળા તિર્યંચ થવાની ધમકી આપવામાં આવતી હોય તો ધર્મનિમિત્ત બતાવીને તે પાછળ ફજૂલ ખર્ચ કરવાની સલાહ આપનારની શી બ્હસે થવી જોઇએ એ વિચારવું ત્રાસદાયક છે. એક એક હજાર–અને–આઠ વાર ક્ષમા ચાહીને અમે મુનિ વર્ગને અરજ કરીશું કે, વરઘી તપના પારણાં માટે ખાસ જ જો આપ કોઇ જગાએ જતાં હો તો તેવી પ્રથા હવે જતી કરશોજી. આપની આગેવાનીને લીધે તે ખર્ચ બમણું થવાનું અને ગામોગામના આગેવો ભેગા થઇ

અનેક આરંભ-સમારંભ કરવાનાં. પોતાના આત્માના કલ્યાણ અર્થે સંસારમાંથી નીકળેલા મુનિઓએ બીજાના માટે એવા દોષના કારણભૂત થવામાં શી ગરજ છે

૧૮-૫-૧૫

ન ફજૂલ ખર્ચ અને અયોગ્ય ધામધુમના કેટલાક દાખલા આપશે અવલોકયા પાઠક મહાશયે ક્ષણભર પણ એમ માની લેવાનું નથી કે, આ લખનાર આપણી હાલની સર્વ રૂઢીઓ અને પ્રથાઓને ધિક્કારનારાઓમાનો એક હશે. અણે એમ ક્ષણ માટે પણ માની લેવાનું નથી કે, આ લખનાર તે રૂઢીઓ પૈકી કેટલીકમાં રહેલી ગુપ્ત ખુબીઓ જોવા અશક્ત હશે. એવું કાંઇ જ નથી. ઘણાં વર્ષો થયાં જેઓ અમુક રૂઢીના દાસ થઇ ગયા હોય ત્હેમને આ સ્વતંત્ર વિચારો માટે કદાચ ઉપર કહ્યા મુજબ અભિપ્રાય બાંધવાની ઇચ્છા થાય, એ બનવા જોગ છે. પરન્તુ તેઓ જો આત્માની ઉત્ક્રાન્તિ ઇચ્છતા હોય તો તેઓને આ ભવમાં નહિ તો બીજા કોઇ ભવમાં પણ આવી 'નિરૂપયોગી ઉપાધિઓ' છોડયા સિવાય છુટકો નથી જ. 'અનર્થ દંડ વિરમણ વ્રત' નો ભંગ કરનારા આવાં આવા બીનજરૂરી કે ઓછાં જરૂરી કૃત્યોમાં ગુંઝાઇ રહેવાથી આત્મા બીજાં જરૂરી કામો કરવાનો વખત અને શક્તિ તથા ઇચ્છા ગુમાવી બેસે છે.

.. દાખલા તરીકે, અપાસરાનો વિષય લઇએ. વઢવાણમાં અપાસરાદ કેટલા? અમદાવાદમાં કેટલા? શા માટે એટલા બધા અપાસરા જોઇએ? - પુરૂષોને ધર્મક્રિયા કરવા માટે એક જગા જોઇએ અને સ્ત્રીઓને પણ, ધર્મક્રિયા કરવા માટે એક અલાયદી જગા જોઇએ.

એમ બે મહાને તો આવશ્યકિય છે; પરન્તુ તેથી વધારે મકાનની શી જરૂર તે કોઇ પણ સાધુ સમજાવવા કૃપા કરશે ? શું આવકના ઘરમાં પૈસા ફૂટી રહ્યા છે કે જેથી આવાં ફાલતુ ખર્ચ કરી દ્રવ્યહાની અને કલેશ બન્ને વ્હોરી લે છે ? વઢવાણ અને અમદાવાદનાં નામ અત્ર પસંદ કરવાનું કારણ એટલુંજ કે એક ઝાલાવાડનું અને એક ગુજરાતનું એમ બે જુદા જુદા પ્રાંતોનાં દ્રષ્ટાંત બતાવવા ઇરાદો છે. બીજાં પણ ઘણાં ગામોમાં તેનું તે જ છે. અત્રે તો હરકોઇ એક બે નામ લેઇ માત્ર સમજુત આપવા સાથે કામ છે. હવે જો છકોટી સંપ્રદાયના સાધુ આઠકોટી વાળાના ભેગા ઉતરવામાં જ દોષ માનતા હોય તો પછી બેમાંના એક તો ખોટા હશેજ ને ? તો તો પછી આપણે એક કમીટી મુકરર કરીને કોણ ખોટું ત્હેનો નિશ્ચય કરાવી ખોટા સમુદાય સાથેનો કુલ સંબંધ તોડી નાખવો જોઇએ; કારણ કે આપણે તો દરીયાપુરી હો, છકોટી હો, પંજાબી હો, મારવાડી હો, ગમે તે હો—સર્વમાંથી ઉત્તમને 'ઢુંઢનારા' તરીકે ઓળખાઇ ચુક્યા છીએ. છતાં શા માટે પક્ષપાત જોઇએ ? અને જો સાધુઓ કે જેઓને આપણી પેઠે પેટા-પેટી પરણાવવાનાં નથી અને ઉંચી નીચી નાત જાત નથી તેઓ જ એક બીજાની સાથે બે દિવસનો ઉતારો કરવામાં આભડછેટ માનતા હોય તો પછી સર્વ જીવોને એક સરખા ગણી સર્વમાં પ્રેમ અને ભ્રાતૃભાવ વધારવાની શ્રી જીનરાજની આજ્ઞાનું શું થશે ? શું તે તો 'પોથીમાંનાં રીંગણાં' જ કે ? છકોટી અને આઠકોટી એ બેમાંનો એક પક્ષ ખોટો હોય તો બીજો પણ ખરો ઠરી શકે તેમ નથી. દાખલા તરીકે છકોટીમાં પણ અમુક સાધુ માટે અમુક જ સ્થાનક અને અમુક માટે અમુક સ્થાનક એવી પ્રથા શું હાલ ચાલતી નથી ? નાતજાતના જુલમી ભેદોને તોડી મનુષ્ય જાતને એકજ પ્રેમના તાંતણાથી

જોડનાર જૈન ધર્મમાં અને તે પણ ખુદ ત્યાગી ઉપદેશક વર્ગમાંજ આવી નાતો જાતો થવા પામે એ કેટલી બધી ખેદજનક બાબત છે !

અત્રે ખુલ્લું કહેવું જોઇશે કે આ દોષ સાધુનો નથી એટલો શ્રાવક વર્ગનો છે, જો કે સાધુ છેક જ નિર્દોષ છે એમ તો નથી જ. શ્રાવક વર્ગ જો જુદા પડવા ઇચ્છતા સાધુને સ્હાય ન કરતા હોય અને અપાશરો કરાવી આપવા તૈયાર ન થતા હોય તો આવી ખટપટો કદાપી ન થને. પરંતુ બન્યું છે એમ કે, આજ કાલ ' સંઘનો ધર્મ ' મટીને ' કુળનો ધર્મ ' થવા લાગ્યો છે. સાધુઓ સંઘના ગુરૂ હતા તે હવે પ્રાયઃ ' કુળ ગુરૂ ' થવા લાગ્યા છે. અમુક અપાસરો કોનો ? તો કે' પાના ઝવેરનો. અમુક કોનો ? તો કે' મણીચંદ જેચંદનો. અમુક કોનો ? તો કે' શેઠવાળાનો. અમુક કોનો ? તો કે' સંઘવીનો. જ્હારે અમુક સાધુ અમુક કુટુંબના કે તે કુટુંબને લાગતાવળગતાના સાધુ તરીકે ઓળખાશે ત્હારે ધર્મની અધોગતિ કેમ નહિ થશે ! અપાસરો એક જ જોઇએ અને તે કોઇનો ન જોઇએ. કોઇએ બક્ષીસ કર્યો માટે તે ત્હેનો ન હોઇ શકે અપાસરો ૮૪ લાખ જીવાયોનીનો છે. જ્હેને પણ સંસારમાંથી બળ્યાજળ્યા ઘડી અલ્પ આશ્રય લેવો હોય તે અપાશરે આવે અને તે જગા કે જ્હાં નિરંતર પ્રાર્થનાના પાઠો અને શુભ ભાવનાના પાઠો અને સૂત્રના મંત્રના ઉચ્ચારના શુભ પુદ્ગળો વડે પાપના પુદ્ગળને પાછા હઠવાની ફરજ પડે છે, એવી તે જગામાં તે જીવ પોતાનાં દુઃખ ભુલી જઇ ઘડીભરની શાન્તિ પામે. એવું એ પવિત્ર સ્થાન રાગદ્વેષ અને મ્હારાત્હારાના અલ્પ પણ ચેપ વગરનું જ જોઇએ. અપાશરો ફલાણાનો કહેવાયો ત્હારથીજ ત્હાંથી પેલા ઉપર કહેલા શુભ પુદ્ગળો નાશી ગયા; અપાશરો ફલાણા સંઘાડાનો કહ્યો ત્હારથી જ તે આધાકર્મી બનીને દોષનું પાત્ર થઇ ચૂક્યો.

આ લખનારની દૃઢ માન્યતા છે કે, તે સ્થળને અપાશરો કહેવાયજ નહિ કે જ્હાં હરકોઈ બળ્યાજળ્યા આત્માને આશ્રય ન મળે, તે અપાશરો જ નહિ કે કે જ્હાં દાખલા થતાં જ ખોટા વિચારો અને તર્કવિતર્કોના પુદ્ગળો ને બ્હાર કહાડનાર શુદ્ધ વાતાવરણ ન હોય એમ ન હોય તો પછી અપાશરા અને ઘરમાં શું તફાવત છે? અપાશરો સાધુ માટે કરાવાતો નથી એમ તો આપણે મૂર્તિપૂજકોને જવાબ આપતાં કહીએ છીએ, તો પછી જ્હારે તે આપણુ સંસારી આટેજ છે તો સંસારી માટે આપણાં ઘર શું ખોટાં છે? પણ નહિ; સંસારીના રહેઠાણમાં ક્રોધ, મોહ, લોભ વગેરે અહેનિશ રાજ્ય કરતા હોઇ ખરાબ પરમાણુઓ ચોનરફ હોય છે અને તે ત્હેમાં રહેનારને ચેપ લગાડ્યા વગર ન જ રહે પરંતુ અપાશરો કે જ્હાં જૂદી જૂદી શક્તિવાળા અનેક મહાત્માઓ આવતા ને જતા હોય છે, જ્હાં ધર્મની દરકારવાળા અને સંસ્કારી જીવો પવિત્ર પાઠના ઉચ્ચારો વડે હવામાં અમુક ધ્રુજરીઓ ઉત્પન્ન કરતા જ હોય છે ( કે જે ધ્રુજરીઓ વાતારણને નિર્મળ બનાવે છે અને એ રીતે ત્હાં બેસનારના વિચારોને—મતિને પણ નિર્મળ બનાવે છે ) એવા અપાશરામાં જનાર પામરમાં પામર જીવને પણ બહારની મદદ મળે છે એના આત્માને બીજાના આત્માની મહેનતોના ફળનો લાભ મળે છે એ શાંત બને છે, અને શાંત ચિત્તમાં પછી ઉત્તમ વિચારો દાખલ થાય છે, કે જે વિચારો અને ભાવનાઓ વડે તે 'ધ્યાન'માં ઉંડો ઉતરવાને લાયક થાય છે અપાશરાનું આ કામ છે, અપાશરાનો આ આશય છે, અપાશરાનું આ સાર્થક છે બાકી અમારો-ત્હમારો ગણાતો અપાશરો કોઇ રીતે અમારા—ત્હમારા આત્માને આશ્રય આપતો નથી જેટલા બહારના દેખાવોમાં રમ્યા કરે છે—રમકડાં રમાડ્યા કરે છે ત્હેમનો મોક્ષ ઘણો-ઘણો દૂર છે અંદરનું તત્વ શોધો, દરેક વસ્તુ અને દરેક કાર્યનો આશય શોધો.

( એક ગામમાં પુરૂષો માટે બે અપાસરા કરાવ્યા તેથી શું લાભ ? એક તો બેવડું ખર્ચ અને બેવડા આરંભ-સમારંભ, વળી તેથી કજીઆ ખમણા થવાના. કજીઆ નહિ હોય તો ભવિષ્યમાં જ્યારે પણ કોઇ શ્રાવક કે સાધુને કોઇ બાબતનો વાંધો પડશે કે તુરત પક્ષ પડી જશે અને બે અપાસરાના બે સમુદાય થઇ જશે. એકના બે કરવા માટે જ તે વધારાનો અપાસરો કામ લાગશે એ કેવું આશ્ચર્ય ! જે અપાસરાએ બેનુ એક કરવુ જોઇએ, જડ ભાવ ભૂલાવી માત્ર ચૈતન્યભાવ નામના એકજ ભાવમાં તલ્લીન કરવાનું કામ કરવું જોઇએ તે જ અપાશરો પોતાના આશ્રીતને જડભાવમાં ઉતારી નાંખનારો અને એકના બે કરનારો થઇ પડે તે કેવી ત્રાસદાયક પીડા !

કદાચ કોઇ કહેશે કે અમે તો અમુક સાધુઓમાં થોડો મતભેદ જોયો તે ભવિષ્યમાં મ્હોટું રૂપ ન પકડે એટલા માટે બે અપાસરા કરાવી બન્નેને જૂદા રાખ્યા. ઠીક; કદાચ તેમ હશે; પરંતુ મતભેદ, જૂદા રહેવાથી, વધશે કે ઘટશે ? જે મતભેદનાં બીજ જીવતાં છે, જે મતભેદ બન્નેના હૃદયમાં ઉંડા દટાયલા છે તે, વખત જતાં વૃક્ષના રૂપમાં કેમ નહિ બહાર નીકળી આવે ? ભવિષ્યમાં મ્હોટું રૂપ ન થવા દેવું હોય તો બન્નેને ભેગાજ રહેવા દો, ભેગા રહેવાથી અથડાવાથી-ટીચાવાથી એકબીજાનો સમાસ કરી લેવાની તેમને ફરજ પડશે. તેઓ અનુભવ શીખશે અને છેવટે ધક્કા ખાઇને ખરે રસ્તે આવી જશે દુખ ખમાતુ નથી એમ કહીને જેઓ દુખથી દૂર નાસે છે તેઓ કદી સુખી થવાના નથી, દુઃખને સહન કરવાની વિદ્યા શિખ્યા વિના આપણો કોઇ દિવસ છુટકારો નથી કર્મના સિદ્ધાંત બરાબર સમજો. 'કર્મ' આપણો ગુરૂ છે-'કર્મ' આપણો શિક્ષક છે. 'પૂર્વ કર્મ'નાં માઠાં પરિણામ ભોગવવાંજ પડે,-એ તો પ્રભુ પણ ક્ષમા ન

ન કરે એનું શું કારણ ? શું શાન્તિનાથને દયા નહિ હોય ? ના, ના, એમ નથી. પૂર્વ કર્મનાં ફળ ભોગવતી વખતે મળતો અનુભવ આપણે ગ્રહણ કરવાનો છે અને એ અનુભવ વડે જ આપણે જ્ઞાની થવાનું છે. ભગવાનનો અનુભવ આપણને અનુભવી બનાવી શકે નહિ; આપણે જાતે જ ઉદ્યમ કરીને-દુઃખોની વચ્ચે રહીને ત્હેમાંથી અનુભવ ગ્રહણ કરવાનો છે. માટે જેઓને બનતી રાશી ન હોય તેવા સાધુઓને ત્હમે જૂદા થવાની સગવડ ન કરી આપો; પણ ત્હેમને ભેગા જ કુટાવા દો, તેઓ પોતાનો રસ્તો આજે નહિ તો કાલે કરી લેશે. કાં તો બન્ને અખાડે કરતાં હજાર ઘણા પ્રેમથી જોડાશે અને કાં તો સંસારમાં પાછા આવશે; પછી સાધુ તરીકે 'કલેશના ગુરૂ' આગી વાર નહિ બન્યા રહે અમારૂં એકનું એક આરામ સ્થળ ત્હેને ત્હમે ભ્રષ્ટ ન કરો, ત્હેને ત્હમે દુઃખનું સ્થળ ન બનાવો.

કોઇ કહેશે "મ્હોટા શહેરમાં એક જ અપાશરો હોવાથી ઘણાને તે દૂર પડે, માટે બે જોઇએ" દૂર પડે ? અપાશરો દૂર પડે ! હરગીજ નહિ. અપાશરો—આશ્રય સ્થળ કદી દૂર પડે જ નહિ. મક્કા દૂર ન પડે, કાશી દૂર ન પડે, દ્વારિકા દૂર ન પડે, શત્રુંજય દૂર ન પડે અને પોતાના ગામ વચ્ચેનો અપાશરો દૂર પડે ? હરગીજ નહિ, અને જહેમને અપાશરો દૂર પડતો હોય ત્હેમને માટે અપાશરો છે જ નહિ જહેમનાં મન અપાશરાની ગરજ વગરનાં છે ત્હેમને માટે જ એ અપાશરો છે મુંબઇનું ચીંચપોકલી સ્થાનક ઘણું દૂર-ત્રણ માઇલ દૂર હોવા છતાં જહેમને ગરજ છે તે તો દરરોજ ત્હાં જાય છે. મુંબઇના સ્થાનક જેટલું દૂર કોઇ પણ ગામનું સ્થાનક છે જ નહિ અમદાવાદમાં વૈષ્ણવો રહવારે અંધારામાં ઉઠીને 'આચારજજી'-નાં દર્શન કરવા જાય છે કેવી ઠંડી અને ઉત્સાહપ્રેરક હવા ! કેવો

શાંત સમય! કેવી અંગ કસરત! ઘેરથી અપાશરે જતાં એટલે વખત રસ્તામાં મળે એ તો ઇચ્છવા યોગ્ય છે; કારણ કે તેથી મન ઉમંગમાં આવે છે, શરીરનો પ્રમાદ દૂર થાય છે, અને અપાશરો નજીકમાં હોવાથી પ્રાયઃ જે અત્યંત Fsmiliarity ઘરવટપણું થાય છે તે થવા પામતું નથી અને તેથી Familiarity breeds contempt ( ઘરવટપણું તિરસ્કારને જન્મ આપે છે ) એ સિદ્ધાંતનો ડર રહેતો નથી. ધર્મ પમાડવા માટે કે ધર્મ વધારે પ્રમાણમાં આચરી શકાય તેવું કરવા માટે અપાશરા નજદીકમાં કરવાનો કે અપાશરા વધારે કરવાનો કે લ્હાણી પ્રભાવના કરવાનો વગેરે જે કાંઇ બાહ્ય ઇલાજ હાલ લેવામાં આવે છે તે આ વિચારવંત થતા જતા અને કારણ-કાર્યનો સંબંધ શોધવાની દરકારવાળા બનતા જતા જમાનામાં કાંઇ કારગત લાગે તેમ નથી. હવે તો તે સર્વ સાધનોને બદલે તત્વ સમજાવવાનું સાધન જોઇએ છે. હવે તો અપાસરામાં રહેનારનો ઉપદેશ કેટલો ન્યાયસરનો છે તે જોવાશે; એમના ઉપદેશમાં દલીલ શું છે તે જોવાશે. વિચારશક્તિ પાસે કબુલ કરાવી શકે એવો ઉપદેશ આપનારા મુનિ હજાર ગાઉ દૂર હશે તો પણ ત્હાં મેંકડો માણસ જશે; બાકી તો અપાશરો ઘરનાં આંગણે હોવા છતાં કોઇ ત્હાં જવાનું નહિ. આજકાલ ધર્મનું નામ પોકારનારની સંખ્યા વધારવા ઉપર જે લક્ષ અપાય છે તેટકરતાં ધર્મનું કામ કરનારની સંખ્યા વધારવા પર ઘણું જ થોડું લક્ષ અપાય છે, અને તેમ ચાલ્યા કરશે ત્હાં સુધી અપાસરા અને સંઘાડા, ગચ્છો અને સમુદાયો, પક્ષો અને તડો વધ્યાજ કરશે અને ભગવાને ભવિષ્ય ભાખ્યું છે તેમ " ધર્મ ચાળણીની પેઠે ચળાશે. " ધર્મ ચાળણીને પેઠે ચળાશે તે કાંઇ આ . . . જેવા ખુલ્લા દિલથી ચેતવનારને લીધે નહિ પણ એવું

લખવાનું કારણ આપનારના પ્રતાપે જ. જે શાહુકારનો છોકરો વ્યભિચારી નીવડે છે તે શાહુકાર પોતાનાં સગાંવ્હાલાંને ચેતવણી આપે કે "હમારે હેનો વિશ્વાસ કરવો નહિ" એથી કાંઇ તે શાહુકાર કૂળની આબરૂ લૂટનારો નહિ ગણાય; પણ જો તે મુંગો જ મરી રહે અને પેલા ભ્રષ્ટ છોકરા પાસે કુટુંબની નવયૌવનાઓની આબરૂ લૂટાવા દે તો જ તે કુળની આબરૂ લૂટનારો ગણાશે. વિચારવંત પુરૂષોએ આ દૃષ્ટાંત બરાબર સમજવા જેવું છે—મગજમાં ઉતારવા જેવું છે—ફરી-ફરીને મનન કરવા જેવું છે. ( તા. ૧૭–૫–૦૯

## ( ૫ )

ફજૂલ ખર્ચ અનેક જાતનાં છે. એટલી તો એ જાતોની વિવિધતા છે કે હેમનું પુરેપુરૂં વર્ણન આપતાં આખું એક વર્ષ વહી જાય તો પણ એ કથા પુરી થાય નહિ ! પરન્તુ આખા વર્ષ સુધી એકનો એક વિષય ચલાવવાથી કવચિત્ કેટલાકને કંટાળો આવે અને કવચિત્ કોઇને એમ લાગે કે આ આ ટોપી હેમને બંધબેસતી છે માટે હેમને માટે જ કરાયલી હશે ! વારૂ, તો પણ આપણે એકાદ બે મુદ્દા તો લઇશું અને પછી ફજૂલ ખર્ચને છેલ્લી સલામ કરીશું,—અમે અમારા ફજૂલ ખર્ચના વિષયને છેલ્લી સલામ કરીશું અને અમારા દાના વાચક મહાશયો ફજૂલ ખર્ચનાં કામોને છેલ્લી સલામ કરશે.

, કોઈ માણસના ખર્ચના આંકડા તપાસવાથી એની ગતિનું ભવિષ્ય ભાખી શકાય; અર્થાત્ એક માણસ કેવે રસ્તે કેટલું ખર્ચ કરે છે તે જોવાથી એના આત્માના વળણનો ખ્યાલ આવી શકે અને એવા વળણવાળો આત્મા મોક્ષ, સ્વર્ગ, મનુષ્યાવતાર, નરક કે તિર્યંચાવસ્થા

ફાળકો મુકશુ. ગરીબમાં ગરીબ માણસ કે જે પોતાના એકના એક છોકરા માટે ક્ષયની દવા કરવામાં પાંચ રૂપીઆ ન ખરચી શકતો હોય ત્હેણે પણ પાંચ રૂપીઆની ભીડથી મરી જતા તે જુવાન છોકરા પાછળ 'કારજ' કરવા માટે ૨૦૦–૩૦૦ કે ૫૦૦ રૂપિયા ખર્ચવાજ પડે ! ખાવા-પીવાનો આપણો શોખ સાંસારીક બાબતોમાં જ પૂર્ણા-હુતિ પામતો હોત તો આપણે એટલો પણ સંતોષ લઈ શકત, પણ એની એ બલા ધર્મને પણ વળગી પડી છે. ધર્મના નામે પણ કંદો-ઈઓનેજ ઉત્તેજન અપાય છે. અમે ભૂલતા ન હોઈએ તો, હાલ જે જે કાર્યોમાં કંદોઈના ઘરની સાંકળ ઠોકવી પડે છે તે સર્વ લક્ષમાં લઈએ તો કંદોઈઓની એકાદ વરસની હડતાળથી આપણો ધર્મ ( હાલ જે રૂપમાં ચાલે છે તે ) વિચ્છેદ જ જાય ! ગામમાં સાધુ પધારે ત્હારે પતાસાં વહેંચાય, પતાસાં કહ્યાંથી લાવશો ? તો કે ' કંદોઈને ત્હાંથી. ચોમાસું બેઠું; રોજ બબ્બે ચચ્ચાર પ્રભાવનાઓ શરૂ થઈ. પ્રભાવના શાની કરશો ? તો કે ' કંદોઈ મહાત્માની બનાવેલી મીઠી મીઠી ગોળમટોળ શિખામણોની આજ તો મહારાજે ' દયા પળાવવા ' નો ઉપદેશ કર્યો છે અને જમનાદાસ શેઠને તે ઉપદેશ રગે રગે વ્યાપી ગયો છે, તેથી તેઓ નામદાર સખાવતે બહાદૂર બનીને પોતાના ઘરમાં સુકુમલી પાંચ હજારની કોઈની ધર્માદાની રકમમાંથી પચીસ રૂપિયા કહાડીને દયા પાળનારાઓને જમાડવા તૈયાર થયા છે કહો શુ જમાડશું ? તો કે ' ભાગ્યશાળી કંદોઈના ઘેરથી લાડુ, બરફી અને પેંડા મગાવો થોડા દહાડા થયા નથી એટલામાં ફલાણા ગામનો સંઘ પોતાના માનીતા મહારાજના દર્શન કરવા લાવલશ્કર સાથે આવે છે. એમનુ ' સ્વામીવાત્સલ્ય ' શી રીતે કરીશું ? તો કે ' બોલાવો જ્હેની સાથે મહાગાંઠ પડી છે એવા આપણા તારનાર કંદોઈરાજને અને

તકો કઇ સ્થિતિને પ્રાપ્ત થવા જોઇએ એ વિચારી શકાય. આપણે અહીં કંટાઇને જેટલું ઉત્તેજન અપાય છે તેટલું ઉત્તેજન વિલાયતમાં લેખકોને અપાય છે, એ ઉપરથી એ લોકોની આબાદી, નીતિ, જ્ઞાન અને સાહસિકપણું તથા આપણા લોકોની અવનતિ, અનીતિ, અજ્ઞાન અને કાયરતા એ ખાસ લક્ષણો (characteristic)નું કારણ સમજી શકાય છે. વિલાયતમાં એક પુસ્તક રચાયું એટલે હેના રચનાર પાસેથી હેના હક ખરીદી લેનાર બુકસેલરોની કંપનીઓનાં ટોળેટોળાં તૈયાર થાય છે. અને તે કંપનીઓમાંની જે તે પુસ્તક ખરીદવા પામે છે તે, જેવું તે પુસ્તક છપાવી પોતાની દુકાનના આગલા ભાગમાં હેની ચોક ગોઠવીને બાજુમાં પુસ્તકની જાહેરાતનું બોર્ડ મારી દે છે તેવાજ ખરીદનારનાં ટોળેટોળાં એકઠાં થાયછે "કાંઇક નવું; કાંઇક નવું" એમ નવાની શોધમાં જ માણસો હોવાથી નવું પુસ્તક જોતાંજ શાવી ગ-બે શીલીંગ ફેંકી દે છે અને પુસ્તક ખરીદે છે. પુસ્તક વાંચ્યા પછી જો તે નૉવેલ કે વાર્તા કે કાવ્ય હોય તો બે ચાર દિવસમાં વાંચીને ફેંકી દે છે.જેમ એક કોટ દશ રૂપીઆનો ખરીદીને બારેક મહિના હેનો લાભ લઇ પછી ફેંકી દે છે, તેમ બુકોનું પણ તેમજ કરાય છે. કારણ કે બધાને ત્હાં લાઇબ્રેરી હોતી નથી દરસાલ હજારો પુસ્તકો નવાં નીકળ્યાંજ કરે છે. ભિક્ષુક સ્થિતિના લેખકો પુસ્તક લખીને ઉધવા જાય છે અને સ્હ: વારમાં ઉઠતાં પોતાને શ્રીમંતાવસ્થામાં ભાળે છે. ત્હાંના લોકોનું ખર્ચ જ્ઞાનનાં સાધનો પાછળ છે, ત્હારે આપણા લોકોનું ખર્ચ ખાવા-પીવાનાં સાધનો પાછળ છે. ગરીબમાં ગરીબના ઘેર પણ પરોણો આવ્યો તો હેને બેરીના નાકનો કાંટો ( એકનું એક ઘરાણું) ગીરો મુકીને પણ કંસાર અને છુટી વાઢીએ ઘી પીરસવું જોઇશે ! અને આપણે ખાનદાનીનું લક્ષણ ગણી ' હિંદુ મેમાનગીરી ' માટે ફુલાઇને

ફાળીકા પ્રબંધું. ગરીબમાં ગરીબ માણસ કે જે પોતાના એકના એક છોકરા માટે ક્ષયની દવા કરવામા પાંચ રૂપીઆ ન ખરચી શકતો હોય ત્હેણે પણ પાંચ રૂપીઆની ભીડથી મરી જતા તે યુવાન છોકરા પાછળ 'કારજ' કરવા માટે ૨૦૦-૩૦૦ કે ૫૦૦ રૂપિયા ખર્ચવાજ પડે ! ખાવા-પીવાનો આપણો શોખ સાંસારીક બાબતોમાં જ પૂર્ણાહુતિ પામતો હોત તો આપણે એટલો પણ સંતોષ લઇ શકત, પણ એની એ બલા ધર્મને પણ વળગી પડી છે. ધર્મના નામે પણ કંદોઇઓનેજ ઉત્તેજન અપાય છે. અમે ભૂલતા ન હોઇએ તો, હાલ જે જે કાર્યોમાં કંદોઇના ઘરની સાંકળ ઠોકવી પડે છે તે સર્વ લક્ષમાં લઇએ તો કંદોઇઓની એકાદ વરસની હડતાળથી આપણો ધર્મ ( હાલ જે રૂપમાં ચાલે છે તે ) વિચ્છેદ જ જાય ! ગામમાં સાધુ પધારે ત્હારે પતાસાં વહેંચાય, પતાસાં ક્યહાંથી લાવશો ? તો કે ' કંદોઇને ત્હાંથી. ચોમાસું બેઠું; રોજ બબ્બે ચચ્ચાર પ્રભાવનાઓ શરૂ થઇ. પ્રભાવના શાની કરશો ? તો કે ' કંદોઇ મહાત્માની બનાવેલી મીઠી મીઠી ગોળમટોળ શિખામણોની આજ તો મહારાજે ' દયા પળાવવા ' નો ઉપદેશ કર્યો છે અને જમનાદાસ શેઠને તે ઉપદેશ રગે રગે વ્યાપી ગયો છે, તેથી તેઓ નામદાર સખાવતે બહાદૂર બનીને પોતાના ઘરમાં મુકાયલી પાંચ હજારની કોઇની ધર્માદાની રકમમાંથી પચીસ રૂપિયા કહાડીને દયા પાળનારાઓને જમાડવા તૈયાર થયા છે' કહો શું જમાડશું ? તો કે ' ભાગ્યશાળી કંદોઇના ઘેરથી લાડુ, બરફી અને પેંડા મગાવો. થોડા દહાડા થયા નથી એટલામાં ફલાણા ગામનો સંઘ પોતાનાં માનીતા મહારાજનાં દર્શન કરવા લાવલશ્કર સાથે આવે છે. એમનુ ' સ્વામીવાત્સલ્ય ' શી રીતે કરીશું ? તો કે ' બોલાવો જ્હેની સાથે મહાગાંઠ પડી છે એવા આપણા તારનાર કંદોઇરાજને અને

કરાવો શેરેશેર ઘીનો મગજ ! વળી પાછા પર્યુષણ—જ્ઞાનનો દીવો કરનાર પર્વ આવ્યાં; એને શી રીતે ઉજવશો ? લાડવાથી કે શીરા-પુરીથી ? જમવા માટે ધાવણાં બાળકોને પણ ભૂખે મારી પોષો કરનારી શ્રાવિકાના મુંડને વળી શું જમાડશો ? બસ જમવું ને ખાવું—જમવું ને ખાવું એ જ વાત. હિંદુઓમાં જેમ બ્રાહ્મણ વગર પગલું ચાલે નહિ તેમ જૈનોમાં હેમના ગોર 'કંદોઇરાજ'! બ્રાહ્મણ ગમે તેવો પતીત હશે તથાપિ હેના કુળાચાર ખાતર પણ થોડુંક સંસ્કૃત અને લુખ્ખી જ્ઞાનની વાતો શીખ્યો હશે; પણ કંદોઇ તો જડસા જેવી બુદ્ધિના ઢાંકણ રૂપ હેના શરીરનો બશેરેક પરશેવો લાડુમાં ભેળવીને હમારા મ્હોંમાં તે લાડુ આપે છે અને હમારી બુદ્ધિને તે પરસેવા વડે હેના જેવી જ બનાવે છે. માણસ એક જ Primitive—પ્રાથમિક સ્થિતિમાં હતો ત્હારે હેનો મ્હોટામાં મ્હોટો આનંદ ખાવું-પીવું એ જ હતો. બાળક જન્મે છે ત્હારે વગર-શિખવ્યે કરાતી પહેલી ક્રિયા ધાવવાની કરે છે. અર્થાત્ ખાવું એ એક જ પ્રાથમિક સંસ્કાર છે. જહેમની મતિ ખાવાના પદાર્થોમાં જ ગોંધાઇ રહી છે હેમને બીજું કશું સૂઝે જ નહિ. કય્હાં જ્ઞાનની પાછળ ગાંડા થઇ ફરનારા પશ્ચિમના લોકો અને કય્હાં કંદોઇની પાછળ ગાંડા થઇને ફરનારા જૈનો!

ઉડાડી દેવાના છે કે ? જેઓ ગુરૂભક્તિ ખાતર દર્શન કરવા આવતા હશે તેઓ તો જેમ રૂપિઓ કે પાંચ રૂપિયા જેટલું મુસાફરી ખર્ચ કરી શકે છે તેમ એક બે દિવસ તે ગામમાં રોકાય તેટલો વખત પોતાનું વીશી ખર્ચ પણ કરી શકે જ. સાધર્મિને જમાડવામાં એક પ્રકારનું ' સ્વામીવાત્સલ્ય ' રહેલું છે તે અમે નાકબુલ કરવા માગિતા નથી, પણ તે ત્રીજાવર્ગનું ' સ્વામીવાત્સલ્ય ' છે. જ્યહાં સુધી તે જ ગામમાં ૨૫ વિધવા શ્રાવિકાઓ સુકા રોટલાના ટુકડા માટે ઘરના ખુણામાં છાતીફાટ રડે છે, જ્યહાં સુધી તે જ ગામમાં નિરાધાર બાલક છોકરાઓ કે જેઓ જો ત્હેમને ઉત્તેજન મળતે તો એક દિવસ હાઇકોર્ટ જજ કે વકીલ કે ડાક્ટર કે મહાન વ્યાપારી બની શકતે તેઓ મહીને ૪-૫ રૂપીઆ માટે મનુષ્યશરીર વેચે છેઃ ત્હાં સુધી—અરે ત્હાં સુધી સંઘના આગેવાનોની તાકાદ શી છે કે તેઓ માત્ર વાંદવા આવનારાઓને મિષ્ટાન્ન જમાડવામાં સેંકડો રૂપીઆ બરબાદ કરે ? પ્રથમ ' ઘર ' સંભાળવું જોઈએ. ગામમાં એક પણ સ્વધર્મી બંધુ કે બ્હેન ભુખમરામાં ન હોય તે પહેલું જોવાનું છે અને ત્યાર પછી વાહ વાહ માટે કે ગુરૂને સારૂ લગાડવા માટે ગમે તે ખર્ચ કરે તે જુદી વાત છે. સંઘ કાઢીને જનારાઓ પણ સારી રીતે જાણે છે કે જમવાનું

નથી અને કુરોઠ માણુસ સ્વીકારે તેથી ઉત્તમ ગણાતો નથી. જૈનો કરતાં મુસલમાનોની સંખ્યા ઘણી મ્હોટી છે. જે છોકરો સાકરના ગાંગડા ખાતર પાઠ શીખતો હશે તે ભાગ્યે જ વિદ્વાન્ થશે. જેઓ પતાસાં માટે દર્શન કરવા આવશે અગર લાડવા માટે 'દયા પાળવા'નું વ્રત આદરશે તેઓ માત્ર ગરજુ કરીને બીજા શુદ્ધ ક્રિયા કરનારાની શાન્તિમાં ખલેલ કરશે. આપવા ખાતર નહિ, પણ લેવા ખાતર આવનારને 'જૈન' કહેવાની મૂર્ખાઇ આપણે હવે છોડી દેવી જોઇએ છે. પૈસા ઉપરથી મોહ ઉતારીને પરોપકાર કરવાને તૈયાર થયેલાઓને જ 'જૈન' કહેવા જોઇએ. બાકી પતાસાં કે લાડુ માટે આવનાર કરતાં અપાસરો તદ્દન ખાલી જ રહે તો તેથી કશું નુકશાન નથી. ખાલી અપાસરામાં કોઇ રડયોખડયો જિજ્ઞાસ આવીને એકાંતમાં

કન્યકા ઘોડા ઉપર ઉઘાડે માથે, જૂના જમાનાની નાયિકાના સ્વાંગ ધારણ કરે છે ત્યારે તેણીના મ્હોંનું રોતડપણું ખુલ્લંખુલ્લું બોલી દે છે કે આ પોશાકને લાયક આ છોકરી નથી. અસલના વખતમાં કેટલીક પ્રવિણ સ્ત્રીઓ નાયિકા તરીકે ગાનુંગાન કરવાનું અને પુરૂષોને અનુમોદ આપવાનું કામ કરતી; તેઓ નીતિમાં પુરી હતી, એકપતિવ્રત પાળતી, ત્હેમની બોલવાની, ચાલવાની, કપડાં પહેરવાની રીત ખાસ ખુબીઓથી ભરપૂર હતી એમના પહેરવેશની નકલ પ્રથમ નાટક કંપનીઓએ કરવા માંડી અને હવે તો ગૃહસ્થો પણ પોતાની પુત્રીઓને ઘોડે બેસારતી વખતે એવું અનુકરણ કરવા લાગ્યા છે ! એક તો દેશકાળ વિચાર્યા વગરનું આ પગલું લોકોમાં હાંસીને પાત્ર ગણાય છે અને વળી એ પોશાકને લાયક તે કન્યકા ન હોવાથી વરઘોડાની શોભા મારી જાય છે. આવા દેખાવો અને ખોટા ફેસણીયાવેડાને હવે આપણે તિલાંજલિ આપવી જોઇએ. વરઘોડાનો ભભકો એ જેમ શ્રીમંતાઇની સાબીતી નથી તેમજ તે ધર્મિષ્ટપણાનું પણ ચિન્હ નથી

કન્યકા ઘોડા ઉપર ઉઘાડે માથે, જૂના જમાનાની નાયિકાના સ્વાંગ ધારણ કરી બીરાજે છે ત્યારે તેણીના મ્હોંનું રોતડપણું ખુલ્લંખુલ્લું બોલી દે છે કે આ પોશાકને લાયક આ છોકરી નથી. અસલના વખતમાં કેટલી પ્રવિણ સ્ત્રીઓ નાયિકા તરીકે ગાન-તાન કરવાનું અને સુરવીરોને અનુ બળ આપવાનું કામ કરતી; તેઓ નીતિમાં પુરી હતી, એકપતિવ્રત પાળતી; ત્હેમની બોલવાની, ચાલવાની, કપડાં પહેરવાની રીત ખાસ ખુબીઓથી ભરપુર હતી એમના પહેરવેશની નકલ પ્રથમ નાટક કંપનીઓએ કરવા માંડી અને હવે તો ગૃહસ્થો પણ પોતાની પુત્રી-ઓને ઘોડે બેસારતી વખતે એનું અનુકરણ કરવા લાગ્યા છે ! એક તો દેશકાળ વિચાર્યા વગરનું આ પગલું લોકોમાં હાંસીને પાત્ર ગણાય છે અને વળી એ પોશાકને લાયક તે કન્યકા ન હોવાથી વરઘોડાની શોભા મારી જાય છે. આવા દેખાવો અને ખોટા ખુલ્લાશોખડાને હવે આપણે તિલાંજલિ આપવી જોઇએ. વરઘોડાનો ભભકો એ જેમ શ્રીમં-તાઇની સાબીતી નથી તેમજ તે ધર્મીષ્ટપણાનું પણ ચિન્હ નથી. વરઘોડાના ભભકા રાજાઓને જ શોભે, અને બહુ તો દેવતાઓ તીર્થંકર જેવા સમર્થ આત્માઓ પ્રત્યેની પોતાની ભક્તિ પ્રદર્શીત કરવા માટે ભલે કરે પરંતુ આપણે વાણીઆઓએ તો ગમે તેવા શ્રીમંત હોવા છતાં પણ આપણી હદમાં રહીને જ દેખાવ કરવાના છે. આપણે અસલથી સાદાઇ માટે પ્રખ્યાત છીએ. અસલનો લક્ષાધિપતિ વાણીઓ હજારો રૂપીયાનું દાન કરતો તો પણ અંગરખું નવું શીવાડીને આવે ત્હારે ત્હેને એક જગાએ જરા ફાડીને થીગડું દેવડાવતો !—માત્ર એટલાજ ખાતર કે તે પૈસાના મદથી "બહેખા" થઇ ગયોછે એમ દુનિઆ કહેવા પામે.

પૂર્વની એ સાદાઇ સાથે હાલની માયાવી રહેણી-કરણીના મુકાબલો

કરતાં ખરેજ ખેદ થાય છે. પહેલાં જ્યારે સાદાઇ હતી ત્યારે પૈસા પણ બહુ હતો અને હવે વરઘોડા વધી પડયા ત્યારે લોકોના ઘરમાં પણ ઘોડા જ ફરે તેવું થયું છે.

- કોઇ દેવ આવી ધામધુમોથી ખુશી થતો નથી કોઇ શાસ્ત્ર એની હિમાયત કરતું નથી એ નાટકી દેખાવ માત્ર પૈસા અને વખતનો દુરૂપયોગ કરાવે છે ભિખારી થઇ ગયેલા હિંદમાં ધર્મના નામે થતા વરઘોડા, પૂજાઓ, મકાનો અને અન્ય ધામધુમોના ખર્ચ તરફ દૃષ્ટિ કરીશું તો જણાશે કે દેશને વધુ ભીખારી બનાવવાના આ રસ્તા છે 'બાળકના ખેલ' માત્ર 'બાળકો' ને જ આનંદ આપે છે. સમજુ પુરૂષો-ડહેલ પુરૂષો અને સામાન્યથી વધુ અક્કલવાળા પુરૂષોએ આવા ઉડાઉપણાથી દૂર જ રહેવું જોઇએ છે.

કૅાન્ફરન્સ નીમતી જે સંસ્થા જૈન વર્ગના ઉદ્ધાર માટે સ્થાપવામાં આવી છે ત્હેમાં પણ ઘણુંએક ખર્ચ 'ઉદ્ધા'નુ-ઉડાઉપણાનું' છે ગજાવર અને નાટકના પડદા જેવા મંડપ તથા ભોજન કમીટીનું લખલુટ ખર્ચ ચાલુ રહેવા દેવા જેવું નથી પ્રમુખના સામૈયાની ધામધુમ છેકજ વખોડી કાઢવા જેવી છે પ્રમુખ ગમે તેટલો તો પણ એક સામાન્ય માણસ છે, એ કંઇ દેવ નથી, એ કંઇ મહાત્મા નથી. સ્વધર્મના માણસો કે જેમાંના કેટલાક તો પ્રમુખ કરતાં પણ વધારે લાયકી ધરાવતા હોવા સંભવ છે તેઓને પ્રમુખના ઘોડા બનાવવા, પ્રમુખને એક રાજાથી પણ અધિક માન આપવું, ફુલોના હાર પહેરાવી કુમારિકા પાસે ઓવારણાં કરાવવા આ સર્વ ઘતીંગ માત્ર આપણી ગુલામી જેવી સ્થિતિનો ખ્યાલ આપે છે આપણે ઘણાં વર્ષો સુધી ગુલામી જેવી સ્થિતિમાં રહેલા હોવાથી આપણા વિચારો ખુશામતીઆ, પોતાને છેકજ હલકા માની બીજાને મહાન દેવ જેવા માનવાના સ્વભાવવાળા

થઈ ગયા છે પ્રમુખો પણ તેમાંથી જ થાય છે, એ આ ટીકાની સાબીતી છે. એમના સત્કાર માટે કરાતો અસાધારણ વિવેક તદ્દન ગેરવ્યાજબી છે માત્ર ૨૦-૨૫ આગેવાનોએ સ્ટેશનપર જઈ ત્હેમનો સત્કાર કરવો જોઇએ ડેલી. ગેટો પૈકી અમુકને ગાડીઓ પુરી લેવાય છે એ પણ નકામું ખર્ચ છે સર્વેને માટે ખાવાનો બંદોબસ્ત કરાય છે તે પણ નકામુ ખર્ચું છે. શું યાત્રીએ જનારાઓ માટે યાત્રાના સ્થળમા કોઇ પરોપકારી પુરૂષ રસોઇ તૈયાર કરીને બેઠા હોય છે કે? જેમ યાત્રામાં ધર્મ માનનારા જ એ તકલીફ અને ખર્ચ વ્હોરી શકે છે અને વ્હોરે છે તે આનંદથી વ્હોરે છે, તેમ 'કોન્ફરન્સની યાત્રાએ જવામાં ધર્મની ઉન્નતિ રૂપી લાભ થાય છે' એવી શ્રદ્ધા જહેમનામાં હશે તેઓજ ત્હાં જશે અને ઘરના રોટલા ખાશે; બાકી તો ઓછા ભાડાની ટીકીટો અને પારકા મિષ્ટાન્નની સગવડ હોવાથી તથા વધુમાં વળી એકાદ ખાનદાન ઘરના મફતીઆ નોકર (વોલ-ટીઅર)ની સેવા મળવાથી (યાત્રાએ નહિ પણ) સ્હેલગાએ